# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

… બ્રીજ : ગાંધીરોડ : અમદાવાદ ૧






ચેરમેન : ગણેશ વાસુદેવ માવળંકર [ સ્પીકર : ભારત પાર્લમેન્ટ ]
મેનેજિંગ ડિરેક્ટર : ઈશ્વરલાલ મોહનલાલ દવે [ તંત્રી : ઊર્મિ–નવરચના ]

## ગુજરાતની અગ્રગણ્ય પ્રકાશન સંસ્થાનાં પ્રવૃત્તિઓ–પ્રકાશનો




### પાંચ લબ્ધપ્રતિષ્ઠ લેખકોની શિષ્ટ અને સુરુચિપોષક

સાડાઅઢાર રૂપિયા

### નવલકથા ગ્રંથમાળા

<u>આ વરસનાં પાંચ પુસ્તકો</u>

(૧) **મંગળસૂત્ર** લેખક : **ગુણવંતરાય આચાર્ય** રૂ. ૫–૮–૦
ગુજરાતના આ લબ્ધપ્રતિષ્ઠ લેખકની તદ્દન નવી સામાજિક નવલકથા. એકી બેઠકે પૂરી કરવા જેવી પકડ રાખતી સાદ્યન્ત રસભરપૂર. એક અને અજોડ, અદ્ભુત અને રસિક પણ એવી જ.

(૨) **વળામણાં** લેખક : **પન્નાલાલ પટેલ** રૂ. ૨–૮–૦
ગ્રામ્ય જીવનના અજાયબીભર્યાં આલેખનથી ભરેલી આ બહુ લાંબી નહિ એવી ટૂંકી નવલકથા સામાન્ય જનસમાજના એક એવા કોયડાને રજૂ કરે છે કે એમાંથી કેટલુંય બધાને જાણવા મળે.



(૩) **ભવસાગર** લેખક : **ઈશ્વર પેટલીકર** રૂ. ૪–૦–૦
સમાજજીવનનું અજોડ ચિત્રણ કરનાર આપણા પાવરધા લેખકની સામાજિક સમસ્યાઓનું નિતાંત સુંદર આલેખન કરતી આ નવલકથા એક સ્ત્રીની હૈયા વલોવતી કહાણી રજૂ કરી જાય છે.

(૪) **ઇંદિરાની આપવીતી** લેખક : **શિવશંકર પ્રા. શુક્લ** રૂ. ૨–૮–૦
એક નારીના હૃદયંગમ મનોભાવોને જે જે અજોડ પલટાઓ અને જીવનને મારી કચડી નાખતા પ્રસંગોનો સામનો કરવો પડે છે એનું સચોટ આલેખન આ આપવીતીમાંથી મળી રહે છે.

(૫) બાવડાના બળે    લેખક : પુષ્કર ચંદરવાકર    રૂ. ૪-૦-૦
ગ્રામ્યજીવનના ઊંડાણમાં ઊતરીને તળપદી બોલીના અજોડ અભ્યાસી લેખકે આ આખી નવલકથા એક એવી ભૂમિકામાંથી ઊંચકી લીધી છે કે જે પ્રદેશથી આપણે સાવ અજાણ છીએ.



*

પોણાતેર
રૂપિયા

## રાષ્ટ્રીય ગ્રંથમાળા

### આ વરસનાં સાત પુસ્તકો

(૧) લાલ કિલ્લાનો મુકદ્દમો સંપાદક : મહેન્દ્ર મેઘાણી રૂ ૧-૮-૦
દસ્તાવેજી મૂલ્યવત્તાવાળું વિખ્યાત પુસ્તક. આઝાદ ફોજના ત્રણ અફસર શાહનવાઝ, સેહગલ ને ધિલોન પર દિલ્હીના લાલ કિલ્લામાં ચાલેલા ઐતિહાસિક ખટલાનો રોજબરોજનો અહેવાલ.

(૨) સરહદપાર સુભાષ    લેખક : લાલા ઉત્તમચંદ    રૂ ૨-૦-૦
અહીંથી સરહદ પાર કરીને વિદેશ ગયેલા સુભાષબાબુની આ સત્ય સાહસકથા આપણા શૌર્યને અજબ રીતે બીરદાવી જાય છે.



(૩) જય ઇન્ડોનેશિયા    લેખક : મહેન્દ્ર મેઘાણી    રૂ. ૧-૮-૦
ઇન્ડોનેશિયાની આઝાદીનો ઇતિહાસ રજૂ કરતું આ પુસ્તક એક સંદર્ભ-ગ્રંથ તરીકે પણ મૂકી શકાય એવું બહુમૂલ્યવંતુ બનવા પામ્યુ છે.

(૪) પશુરાજ્ય લે૦ જ્યૉર્જ ઑરવેલ અનુ૦ જયંતિ દલાલ
રૂ. ૧-૧૨-૦
સરમુખત્યારીની બુદ્ધિયુક્ત અત્યંત વેધક ઠઠ્ઠા ઉડાવતી કટાક્ષિકા.

(૫) આપણો સાગર સૈનિક લેખક : મહેન્દ્ર મેઘાણી રૂ. ૩-૦-૦
આપણા સમૃદ્ધ સાગર કિનારાના નાવિકોમાં જે અજોડ શૌર્ય ભર્યાં પડ્યાં છે એને એકી સાંકળે ગૂંથી દેવાનો આ પુસ્તકમાં નમ્ર પ્રયત્ન થયો છે.



(૬) આઝાદીની યજ્ઞજ્વાળા લેખક : કરસનદાસ માણેક રૂ. ૦-૮-૦
દેશ દેશની આઝાદીની કથાઓને સંકલિત કરી આઝાદીના યજ્ઞની જ્વાળાને વધુ ને વધુ જ્વલંત બનાવતી લેખકની અજબ લેખિની પણ એ માટે વધુ પ્રેરક બની છે.

(૭) ગુલામીની શૃંખલા    લેખક : ધનવંત ઓઝા    રૂ. ૨-૮-૦
બ્રિટીશ રાજતંત્રનું શોષક સ્વરૂપ ખુલ્લું પાડવાના આશયે લખાયેલું આ પુસ્તક રાજકારણના અભ્યાસીઓને અને વિદ્યાર્થીઓને ખૂબ ઉપયોગી છે.

*

## બાળકોમાં વિચારોનો અરુણોદય કરનારી



નવ
રૂપિયા

# અરુણ ગ્રંથમાળા

આ વરસનાં ચૌદ પુસ્તકો

(૧ થી ૧૦) લેખક : **જીવરામ જોષી, જીવ સાટે જીવ, વીર સપુતો, યશપાણિ, બોધક પ્રસંગો, સોનાનું ઘર, મીઠી કહાણી, ચતુર કથા, થાથાથૈયા, ખૂંખાર વાઘણ અને સુખી થવાની કળા,** આ દશેય પુસ્તકો બાળકો અને વડીલોને પણ રૂચે અને કેટલુંય આપી જાય એવાં છે. દશેય પુસ્તકોના લેખક શ્રી જીવરામ જોષી છે એટલે એ બધાં પુસ્તકો બાળકોના હાથમાં મૂકવાં ગમે તેવાં છે. રૂા. ૪-૦-૦

**(૧૧ થી ૧૪)** લેખકો : **નિરંજન વર્મા : જયમલ્લ પરમાર**

**(૧૧) નીલમણિ** રૂા. ૧-૦-૦

બંગાળની લોકકથાઓ ઉપરની તૈયાર થયેલી આ પાંચ પરીકથાઓ ખૂબ હોંશે હોંશે વાંચવાનું મન થાય એવી છે.

**(૧૨) નાગકુમારી** રૂા. ૧-૦-૦

આ પરીકથાઓ પણ બંગાળની લોકકથાઓ ઉપરથી તૈયાર થયેલી છે અને દરેકને રસ પડે એવી છે.

**(૧૩) ફૂલવંતી** રૂા. ૧-૦-૦

કાઠિયાવાડની લોકકથાઓ ઉપરથી લખાયેલી આ ચાર પરીકથાઓ ખૂબ રસ પડે તેવી છે.

**(૧૪) આકાશપોથી** રૂા. ૨-૦-૦

ખૂબ ઓછું સમજનાર માણસને પણ આકાશ વિષેનું સાચું જ્ઞાન મળે એવી સાદી ભાષામાં આ એક દસ્તાવેજી પુસ્તક છે.

*

## રસમય વાચન અને સંસ્કારભર્યાં કથનની હેતુલક્ષી




સાડાપાંચ
રૂપિયા

# બાલબંધુ ગ્રંથમાળા

આ વરસનાં ૭ પુસ્તકો

છયે પુસ્તકના લેખક : જીવરામ જોષી

(૧) રંગીલો રાજા રૂા. ૧-૦-૦

બાળકોને, બુઢ્ઢાંને, ભણેલાંને અને અભણને બે ઘડી વિનોદમાં ડૂબકૂબા કરાવતી આ વાર્તા મનને અને શરીરને તાજું કરશે.



(૧) હઠીલો કુંવર                                   રૂા. ૧-૦-૦
હઠીલાં બાળકોને અવનવો બોધપાઠ આપતી આ સળંગ બાળવાર્તા હોંશે હોંશે વાંચવા જેવી રસિક છે.

(૩) બે ચતુર                                   રૂા. ૦-૧૨-૦
ઈશ્વરી પ્રેમનું ભાન કરાવતી આ વાર્તા એક વાણિયાની અને એક કાગડાની ચાતુરીનો અમોલો બોધ આપે છે.

(૪) મરણિયા વીર                                   રૂા. ૧-૦-૦
અનેક વીરોના બલિદાનથી હાંસલ કરેલી આઝાદી યાદ કરતાંની સાથે એમનાં ચરિત્ર પણ યાદ આવે એવા મરણિયા વીરોની કથા.

(૫) વીરબેની                                   રૂા. ૦-૧૨-૦
આપણી બહેનો માટે આ વાતો એક રસભર્યું અને બોધભર્યું વાચન પૂરું પાડે છે. ઐતિહાસિક વાતોનો ભંડાર ભર્યો છે.




(૬) રસકલ્લોલ                                   રૂા. ૦-૧૧-૦
સદ્‌બોધની આ વાર્તાઓ જીવનનું અમૂલું ધન બની જાય એવી છે. ઊગતી પ્રજામાં સંસ્કાર રેડનારું આ રસભર્યું વાચન છે.

*

## બાળકોને મનોરંજન અને જ્ઞાનબોધની ગમ્મત આપતી

સાડાસાત રૂપિયા

# બાળહિત ગ્રંથમાળા

**આ વરસનાં સત્તર પુસ્તકો**




(૧થી૧૦) સુબોધમાળા        લેખક: **જીવરામ જોષી** રૂા. ૩ ૧૨-૦
નામ તેવા જ ગુણ ધરાવતાં આ દશેય પુસ્તકોમાં સૌને રસ પડે છે અને સાથે ઉત્તમ બોધ મળે છે. લાખો રૂપિયાનો ખર્ચ કરવાથી જે બોધ ન મળે એ આ દસ પુસ્તિકાઓના સરળ વાચનમાંથી મળી રહે છે.

(૧૧) શેખચલ્લી લેખકો: **નિરંજન વર્મા: જયમલ્લ પરમાર** રૂા. ૧-૦-૦
અજબ પરાક્રમી શેખચલ્લી, ચાર ચોર ને રાજા શાલિવાહન, મૂરખરાજ લાલ, બે કુંવરીઓ માટે શિયાળની વકીલાત અને ભૂતનેય ભગાડનારી કર્કશા કઠિયારીની વાતો બાળકો હોંશે હોંશે વાંચે એવી છે.

(૧૨) શિશુરંજના    લેખિકા: **વિનોદિની નીલકંઠ**    રૂા. ૦-૧૦-૦
લેખિકાએ પોતાનાં જ બાળકોને કહેવા માટે યોજેલી ચાર સુંદર બાળવાર્તાઓનો સંગ્રહ દરેકને રંજન આપે છે.




(૧૩) કલગી લેખક: **નગીનદાસ પારેખ** રૂ. ૦-૬-૦
અંગ્રેજી, ઉત્કલ, ફારસી અને હિંદીમાંથી ઉતારેલી આ બાળભોગ્ય વાર્તાઓ દરેક બાળકોને ખૂબ મઝા આપે છે.

(૧૪) પ્રાણીઘર લેખક: **પુષ્કર ચંદરવાકર** રૂ. ૦-૬-૦
પ્રાણીઓનો આછો પરિચય આપતી સરળ વાતો.

(૧૫) ખાનેખાનાન લેખક: **ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ** રૂ. ૦-૮-૦
ખૂબ સુખી જમાનામાં બીજી કોઈ જાતની માણસને ચિંતા નહોતી ત્યારે બુદ્ધિનું જે દેવાળું નીકળતું એની રમુજ-વાર્તા.

(૧૬) ગફલ અને બાફલ લેખક: **વ્રજલાલ ત્રિવેદી** રૂ. ૦-૧૦-૦
બાળપણના બિનજવાબદાર પ્રસંગોમાં જે વાસ્તવિક્તા, સરળતા, સાહસ અને ખેલદિલી ભર્યાં છે એની રમણીય સળંગ કથા.

(૧૭) હજીય મને સાંભરે છે લેખક: **ગિજુભાઈ** રૂ. ૦-૬-૦
ગિજુભાઈનાં બાળપણનાં સંભારણાંની લેખકની છેલ્લી પ્રસાદી.

*



**સૌને હસતા કરી મૂકતી**

# મિયાંફુસકી ગ્રંથમાળા

**સાડાઅગિયાર રૂપિયા**

લેખક :

**જીવરામ જોષી**

**ચાલુ વર્ષના પંદર પુસ્તકો**

| | |
|---|---|
| (૧) ફેન્નુમાંથી ફુસકી | રૂ. ૧-૦-૦ |
| (૨) ફુસકીના ઘા | રૂ. ૦-૧૨-૦ |
| (૩) મિયાંફુસકી અને ભૂત | રૂ. ૦-૧૨-૦ |
| (૪) મિયાંફુસકી જેલમાં | રૂ. ૦-૧૨-૦ |
| (૫) મિયાંફુસકી અને જમદૂત | રૂ. ૦-૧૨-૦ |
| (૬) મિયાંફુસકી ચકડોળમાં | રૂ. ૦-૧૨-૦ |
| (૭) ખુદાની પોટલી | રૂ. ૦-૧૨-૦ |
| (૮) મિયાંફુસકી રાતની ધાડમાં | રૂ. ૦-૧૨-૦ |
| (૯) મિયાંફુસકી મુનિ બન્યા | રૂ. ૦-૧૨-૦ |

નાનાં બાળકો નાચી ઊઠે, ઘરડાં ને બૂઢાં આનંદમાં ગરક બને. માંદાંઓ દુઃખ ભૂલી જાય અને કંટાળેલાં અને થાકેલાં-ઓને તાજગી મળે.

*

બાળકોને એકવાર 'મિયાંફુસકી આપશો એટલે બધાં તોફાનો છોડી દેશે.

*

ગુજરાતી બાળ-



શૌર્ય અને શહાદતની વીર ગાથા રજૂ કરતાં પુસ્તકોની

પંદર રૂપિયા

# વીર ગ્રંથમાળા




## આ વરસનાં ચાર પુસ્તકો

(૧) **વીરની વાતો** લેખક : **ટી. પી. અડાલજા** રૂ. ૪-૮-૦
સૌરાષ્ટ્રના પ્રાચીન વીરોની શૌર્યગાથાઓ બાર કથાઓ અને અનેક ચિત્રોથી સુશોભિત કરવામાં આવી છે. ઝાલાવંશની પરાક્રમગાથાઓની આ વાર્તાઓ વાંચતાં આપણું માંહ્યલું માનસ ખુન્નસથી ઝબકી જાય છે. લેખકની જોરદાર ભાષા, ટૂંકી અને અસરકારક વાકયરચના દરેકને ગમી જાય એવી છે.

(૨) **વીરાંગનાની વાતો** લેખક : **ટી. પી. અડાલજા** રૂ. ૪-૮-૦
નારીની શક્તિનો પરચો બતાવનારી અનેક શૂરવીર સ્ત્રીઓની વીર વાતો આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. વીરાંગનાઓનાં અદ્ભુત શૌર્યનું સચિત્ર દિગ્દર્શન કરાવતી આ કથાઓ કુમળી કન્યાથી માંડીને ઘરડાં ડોશીમા સુધી એકસરખી પ્રિય થાય એવી છે.



(૩) **શાહનવાઝની સંગાથે**
લેખકો : **નિરંજન વર્મા : જયમલ્લ પરમાર** રૂ. ૨-૦-૦
આ કોઈ પૌરાણિક પરાક્રમોની કથા નથી, પણ હજી જેના અક્ષરો ઇતિહાસને પાને પડ્યા નથી એવી જીવતી જાગતી આ પ્રસંગકથા છે. શાહનવાઝખાંને મુખેથી સરેલી અને એવી ને એવી કાગળની ધરતી ઉપર ઝીલી લીધેલી વીરવાણી છે.

(૪) **શુક્રની સફરે** રૂ. ૪-૦-૦
શુક્રના ગ્રહ પર મંત્રવિદ્યાના બળે ગયેલા એક અંગ્રેજ અફસર અને તેનાં પત્ની શુક્રના ગ્રહ પરથી આ પૃથ્વી સાથે વિચારોની આપલે કરે છે. છે તો આ કલ્પનાકથા : પણ વૈજ્ઞાનિક કલ્પનાઓના આધારે લખાઈ હોઈને વાચકને સાદ્યંત પકડી રાખે છે.

*




જીવનને શ્રેયસની ભાવનામાં તરબોળ કરી દેતાં પુસ્તકોની

પંદર રૂપિયા

# શ્રેયસ ગ્રંથમાળા

## આ વરસનાં પાંચ પુસ્તકો

(૧) **જિબ્રાનની જીવનવાણી** લેખક : ધૂમકેતુ રૂ. ૩-૮-૦
વિશ્વખ્યાત કવિ ચિત્રકાર ખલિલ જિબ્રાનના વિશાળ સાહિત્ય-પ્રદેશમાંથી

ચૂંટીને ગુજરાતના સિદ્ધહસ્ત લેખકે ગુજરાતીમાં જેની રજૂઆત કરી છે, અને જે પુસ્તક શુભ અવસરે ભેટ આપવા જેવું સમૃદ્ધ બન્યું છે એ વિખ્યાત પુસ્તક.



(૨) **પરકમ્મા**        લેખક : **ઝવેરચંદ મેઘાણી**        રૂા. ૨–૮–૦
ટાંચણપોથીનાં પાનાંઓનાં ખૂબ મહત્ત્વનાં આ લખાણોમાં વાર્તા કરતા પણ વધુ રસ પડે તેમ છે. ગુજરાતનાં અજોડ કલમશાહપીએ એમાં જે પ્રાણ પૂર્યો છે એ તો એનો આસ્વાદ લીધા પછી જ સમજાય.

(૩) **રોજની રામાયણ** લેખિકા : **રંભાબહેન ગાંધી**  રૂા. ૨–૮–૦
એકાંકી નાટકો અને પ્રહસનો. ખૂબ જ રસભરી શૈલીમાં લખાયેલાં આ નાટકો વાંચવામાં, ભજવવામાં અને સાંભળવામાં એટલાં જ આકર્ષક બન્યાં છે. ઘરગથ્થુ કેટલાય પ્રશ્નો એમાં એવી સહજતાથી વણી લેવાયા છે કે દરેકને ગમી જાય.

(૪) **ચીમનલાલ વૈષ્ણવના પત્રો**        રૂા. ૨–૦–૦
મૌલિક વિચારસરણી ધરાવતા ગુજરાતના પ્રખર વિચારકની આ પત્રધારા દરેકના જીવનમાં ખૂબ ઉપયોગી અને પ્રેરક થઈ પડે એવી છે. વિદ્યાર્થીઓ અને ઉછરતાં યુવાનોને આમાંથી એટલુ બધુ માર્ગદર્શન મળે તેમ છે કે એની મૂલ્યવત્તા તો એ વાંચી—વસાવીને જ સમજાય.



(૫) **મન્વન્તર** લે. **તારાશંકર બેનરજી**   અનુ. **રમણિક મેઘાણી**        રૂા. ૪–૮–૦
રાષ્ટ્રની વર્તમાન પરિસ્થિતિની પશ્ચાદ્ભૂ ઉપર બંગાળના આ યુગના નૂતન આદર્શ અનુપ્રણીત યુવક-યુવતીઓનાં જીવનની કથા.

## ચોમેર ચમકતાં વિવિધ પાસાંનું દર્શન કરાવતી

સાડાસોળ રૂપિયા

# સમાજ દર્શન માળા

**આ વરસનાં પાંચ પુસ્તકો**



(૧) **દુર્ભિક્ષ**        અનુવાદક : **કાન્તિલાલ શાહ**        રૂા. ૩–૮–૦
દુષ્કાળપીડિત બંગાળના જીવનની જુદા જુદા લેખકોએ લખેલી બંગાળી–અંગ્રેજી વાર્તાઓનું સંપાદન કરીને ગુજરાતીમાં અનુવાદ કરેલી આ વાર્તાઓ દુષ્કાળનું આબેહુબ દશ્ય ખડું કરે છે.

(૨) **હરતાં ફરતાં હાડપીંજરો વચ્ચે** લે : **કાન્તિલાલ શાહ** રૂા. ૩–૪–૦
ઓરિસ્સાના દુકાળનો ચિતાર આપે છે. એની કલ્પના કોઈ ચોપડીએ પણ ન આપી હતી એવા 'આંખો દેખા હાલ' રજૂ કરતી આ કથા ખબ રસપ્રદ બની છે.



(૩) શોધને અંતે લેખિકા : લાભુબહેન મહેતા રૂા. ૨-૦-૦
સમસ્યાઓના અખૂટ ભંડાર જેવા સ્ત્રી-પુરુષ-સબંધનાં અનેક પાસાંઓ ઉપર ફરી વળેલી દૃષ્ટિમાંથી કરેલી શોધને અંતે મળી આવેલી સફળતા.

(૪) કીર્તિ અને આંસુ લેખક : સત્યમ્ રૂા. ૩-૪-૦
ભિન્ન ભિન્ન સ્વભાવ, સંસ્કાર, વય અને સામાજિક દરજ્જાનાં પાત્રો પાસે કામગીરી બજાવતી આ વાર્તાઓ ખૂબ રસપ્રદ બની છે.

(૫) વસુંધરા ને બીજી વાતો લેખક : ગુલાબદાસ બ્રોકર રૂા. ૪-૮-૦
શ્રી ગુલાબદાસ બ્રોકરની વાર્તાઓમાં જે આવેગ અને પકડ રહેલાં છે એ આ સંગ્રહમાં ખૂબ સરસ રીતે રજૂ થયાં છે એટલે આ વસાવવાની જરૂર હોય જ ને? બધી વાર્તાઓ ફરી ફરી વાંચવી ગમે તેવી છે.

*





* આટલી સમૃદ્ધિવાળું હોવા છતાં વરસનું લવાજમ ફક્ત સાડા-સાત રૂપિયા : વિદેશમાં શિલીંગ પંદર (દશ રૂપિયા)

* આટલી સમૃદ્ધિવાળું હોવા છતાં વરસનું લવાજમ ફક્ત સાડા-પાંચ રૂપિયા : વિદેશમાં શિલીંગ બાર (રૂપિયા આઠ)




*

## માનવ જીવનમાં ઉદ્દામ તત્વોનો કાયમી પમરાટ ફેલાવતી

સોળ રૂપિયા

## સૌરભ ગ્રંથમાળા

<u>આ વરસનાં પાંચ પુસ્તકો</u>

(૧) **માનવતાનાં ઝરણાં** લેખક : **ગણેશ વા૦ માવળંકર** રૂ. ૨-૮-૦
જેલજીવનમાં એક આગવું મિશન ઊભું કરીને સત્ય પ્રસંગોની વાર્તાત્મક રજૂઆત કરતું ગુજરાતી સાહિત્યનું અજોડ દસ્તાવેજી પુસ્તક.



(૨) **સાચાં સમણાં** લેખક : **પન્નાલાલ પટેલ** રૂ. ૩-૮-૦
જાગ્રત મનના વ્યાપારો સાથે અજ્ઞાત મનના વ્યાપારોને કુશળતાપુર્વક વણેલી વાર્તાકળાની ખૂબીવાળી વાર્તાઓનો સંગ્રહ.

(૩) **પ્રતિબિંબ** લેખક : **ધૂમકેતુ** રૂ. ૩-૦-૦
ગુજરાતના આ પ્રખર વાર્તાનવેશની ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ પણ એમની શૈલીને વધુ ઉજમાળે છે. વાર્તાકાર તરીકે શ્રી ધૂમકેતુ હોય પછી એ પુસ્તકને વાંચવું જ પડે ને ?

(૪) **ચિરંતન નારી** લે૦ **સિયારામશરણ ગુપ્ત** અનુ૦ **વજુભાઈ શાહ** રૂ. ૩-૮-૦
નારી જીવનના અજાયબભર્યો આલેખનદ્વારા આ ખૂબ જ ખ્યાતી પામી ચૂકેલી નવલકથા ફરી ફરી વાંચવી ગમે તેવી અને વાંચ્યા પછી બીજાને વંચાવવા જેવી સમૃદ્ધ છે.



(૫) **મરૂભૂમિમાં** લે૦ **શરદિન્દુ બેનરજી** અનુ૦ **રમણિક મેઘાણી** રૂ. ૩ ૮-૦
બંગાળના આ ખ્યાતનામ લેખકની વાર્તાઓનો આ સંગ્રહ નવા પ્રકારની વાર્તાઓ આપણી પાસે લાવી મૂકે છે. આ વાર્તાઓનો પ્રકાર નવો હોવા છતાં વાંચવી રસપ્રદ થાય એવી છે.

*

# સૌનો આદર પામેલી ગુજરાતની લોકપ્રિય



સાડાઅઢાર

રૂપિયા

ગ્રંથમાળા

## આ વરસનાં પાંચ પુસ્તકો

(૧) **ઓરતા** લેખક : **પન્નાલાલ પટેલ** રૂ. ૪–૦–૦

ગુજરાતી વાર્તાકારોમાં અજોડ અને માનવજીવનની તાદૃશતાને રજૂ કરનાર આ લોક–લેખકની તદ્દન નવી જ વાર્તાઓનો આ નવો સંગ્રહ છે. દરેક વાર્તાઓમાં માનવતાનો અને માનવજીવનનો એવો તો નીચોડ લાવે છે કે બધી વાર્તાઓ ફરી ફરીને વાંચવાનું મન થાય.



(૨) **લોક સાગરને તીરે તીરે** લેખક : **ઈશ્વર પેટલીકર** રૂ. ૪–૦–૦

રોજિંદા જીવનમાં બનતા બનાવોને લેખકે પોતાની લાક્ષણિક શૈલીમાં રજૂ કર્યા છે. આ પુસ્તકનાં પાત્રો ને પ્રસંગો ખૂબ ચોટદાર ને રંગદર્શી છે. વાંચતી વેળા એમ જ લાગે કે આપણી આંખ સામે જ આ પ્રસંગો બની રહ્યા છે.

(૩) **રસનંદા** લેખક : **યશોધર મહેતા** રૂ. ૨–૮–૦

સહસ્યગર્ભ અને ગૂઢ લેખોને જે આવકાર મળેલો એને ગ્રંથસ્થ કરીને આ પુસ્તકમાં સમાવી દીધા છે. એમાં 'તલ્લીમલ્લી'નો રસપ્રદ ખંડ પણ મૂકેલો છે. જે દરેક વાચકને રસપૂર્વક વાંચવો ગમે તેવો છે. પૂંઠા ઉપર સુંદર ત્રિરંગી ચિત્ર પણ પુસ્તકને વધુ સમૃદ્ધ બનાવે છે.

(૪) **રૂપ–અરૂપ** લેખક : **ચુનીલાલ મડિયા** રૂ. ૪–૮–૦

શ્રી મડિયાનો આ નવો વાર્તા–સંગ્રહ એમની લેખન શક્તિને વધુ સમૃદ્ધ બનાવવાને પૂરવાર કરે એવો છે. સંસારના રૂપ અને અરૂપ સાથેનું અજોડ નિરૂપણ આ સંગ્રહની બધી વાર્તાઓમાં થાય છે જ.



(૫) **સૂર્યા** લેખક : **ગુલાબદાસ બ્રોકર** રૂ. ૩–૮–૦

શ્રી બ્રોકરની વાર્તાઓ એટલે કોઈ વાતોડિયણ ચબરાક છોકરી. એની સાથે વાતો કરવાનું કોને ન ગમે? આ સંગ્રહની બધી વાર્તાઓ વાંચવી શરૂ કરતાંની સાથે જ મન પર એવો કબજો જમાવી જાય છે કે મૂકવાનું મન જ ન થાય.

*



કથા સાવ જૂની છતાં ય આવતી કાલની ઝાકળ જેવી તાજી, માનવીની આશા અને એના સંતર્પણની વાત. એની કલામાં શક્તિ છે સાગરોને અને સંસ્કૃતિઓને આંબીને તમને સંવેદતા કરવાની, વિચારતા કરવાની. આ છે પ્રેમને જ સત્ય માનતાં સ્ત્રી અને પુરુષની કથા.

(૨) **ઘરને માર્ગે** લે૦ **એરિશ મેરિયા રેમાર્ક** અનુ૦ **મકરંદ દવે** રૂ. ૪–૦–૦
યુદ્ધ, તેને સળગાવનારા સત્તાધારીઓ ને સ્વાર્થી મૂડીપતિઓ સામેનું આ પુસ્તક ગંભીર ફરિયાદનામું છે, માણસાઈને ગળાફાંસો દઈ ખેલનારા સામે એક ખુલ્લું તહોમત મૂકે છે.

(૩) **હિરોશિમા** લે૦ **જૉન હર્સી** અનુ૦ **નીરુ દેસાઈ** રૂ. ૧–૧૨–૦
શબ્દે શબ્દે ધબકતા માનવતાના ઉરધબકારનું વિખ્યાત પુસ્તક. જે શહેર ઉપર ઍટમ બૉમ્બનો પ્રયોગ થયો અને ભયંકર તારાજી અનુભવી એની અદ્‌ભુત કથા.



(૪) **શશી જતાં**
લે૦ **જોન સ્ટાઈનબેક** અનુ૦ **જયંતકુમાર ભટ્ટ** રૂ. ૨–૦–૦
આ વાર્તાએ દેશપરદેશમાં લોકોનું ખૂબ જ ધ્યાન ખેંચ્યું છે. કારણ કે એનો લેખક પોતે આ બધા અનુભવનો સાક્ષી છે. એની કલમમાંથી જાણે લાવારસ ટપક્યો છે. યુદ્ધ તો પૂરું થયું છે પણ એની અસર હજી દીર્ઘકાળ ટકશે. પણ આવાં યુદ્ધો ફરીફરીને ન થાંય ને માનવમાત્ર શાંતિથી, સુખથી રહી શકે એ આ વાર્તાનો સંદેશ છે.

*

## સમાજ અને જીવનમાં કલ્યાણની ભાવના જગાડનારી

સાડાપંદર રૂપિયા

# કલ્યાણ ગ્રંથમાળા



ઉલ્લાસ વાચનમાળા.

**<u>આ વરસનાં ચાર પુસ્તકો</u>**

(૧) **લોહીની સગાઈ** લેખક : **ઈશ્વર પેટલીકર** રૂ. ૪–૦–૦
સમાજમાં રોજેરોજ બનતા બનાવોને કૅમેરા જેટલી સજીવતાથી ઝડપી લેનાર જીવન સમસ્યાઓને ઉકેલનાર લેખકની આ જીવતી પ્રસંગ-વાર્તાઓ ખૂબ રોચક છે. સંગ્રહની નામદાત્રી પહેલી વાર્તા આંતરપ્રાંતીય હરીફાઈમાં અગ્રગણ્ય સ્થાન પામી હતી.

(૨) **જિંદગીના ખેલ** લેખક : **પન્નાલાલ પટેલ** રૂ. ૪–૮–૦
ગુજરાતી સાહિત્યમાં તળ ગુજરાતનાં ખમીરવંતાં પાત્રોના સર્જકની આ વાર્તાઓ ગ્રામ્ય અને શહેરી જીવનનો સમન્વય ખૂબ કુશળતાથી કરી બતાવે છે. વાર્તાઓનો ધ્વનિ એટલો સચોટ છે કે વાંચ્યા પછી એનો રણકાર ગુંજ્યા જ કરે છે.

(૩) બીજલેખા લેખક : જયન્ત પરમાર રૂ. ૩–૪–૦
વિશ્વ વિખ્યાત કવિ–નાટયકર શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે આ ગુજરાતી વાર્તાઓ માટે ખાસ પ્રસ્તાવના લખી છે. લેખકનો આ પ્રથમ સંગ્રહ હોવા છતાં વાર્તાઓની પ્રવાહિતા સાવ સહજરીતે વહી જાય છે. આ સંગ્રહની ૨૧ વાર્તાઓનું ઊંડાણભર્યું મનોવિશ્લેષણાત્મક નિરૂપણ પણ એટલું જ આકર્ષક છે.




(૪) છેલ્લો અભિનય લેખક : ડાહ્યાભાઈ પટેલ રૂ. ૩–૧૨–૦
'શાલિની' નામના પ્રથમ વાર્તા–સંગ્રહથી વિખ્યાત થયેલા આફ્રિકાવાસી બૅરિસ્ટર–લેખકની રસભરી વાર્તાઓનો આ બીજો સંગ્રહ પણ વિશિષ્ટતાથી દીપે છે અને વાર્તાઓની નવી ભાત પાડે છે. કુલ ૧૨ વાર્તાઓમાં બે વાર્તાઓ તો લઘુ–નવલ જેટલી લાંબી છે પ્રા. અનંતરાય રાવળની વિદ્વતાભરી પ્રસ્તાવના પણ છે.

*

## જ્ઞાન સાથે નિર્દોષ આનંદ આપતી જીવનઘડતરની

બાર રૂપિયા

# કિશોર ગ્રંથમાળા




ઉલ્લાસ વાચનમાળા.

### આ વર્ષનાં બાર પુસ્તકો

(૧) બોધકથાઓ ભાગ ૧ લેખક : ધૂમકેતુ રૂ. ૨–૦–૦
(૨) બોધકથાઓ ભાગ ૨.
જીવનસંસ્કાર માટેનાં આ બન્ને પુસ્તકો સંસ્કારને ઘડવામાં યોગ્ય માર્ગદર્શન આપે એ ધ્યેયને લક્ષમાં રાખીને સિદ્ધહસ્ત કલમે લખાયાં છે.
(૩) ચપટી ધૂળ લેખક : ઝવેરચંદ મેઘાણી રૂ. ૧–૧૨–૦
(૪) સોરઠિયા દુહા
ઝવેરચંદ મેઘાણીની પ્રાણભરી કલમથી લખાયેલાં આ બે પુસ્તકો વાંચનારના અંતરમાં ઉલ્લાસ ને પ્રસન્નતા જગવે એવી સરળતાથી લખાયાં છે.
(૫) ગંડુરાજા લેખકો : નિરંજન વર્મા : રૂ. ૪–૮–૦
(૬) કાગરાણી જયમલ્લ પરમાર
(૭) પાકો પંડિત
(૮) ચાતુરીની વાતો
કિશોરોના જીવનમાં શૌર્ય અને સાહસ, બુદ્ધિ અને ચાતુરી, હાસ્ય અને મજાક પ્રેરે તેવી લોકજીવનની વાતોનાં આ ચારેય પુસ્તકો છે.
(૯) ફેરુ વિમાની લેખક : જીવરામ જોષી રૂ. ૧–૮–૦
ઊગતી પ્રજામાં સંસ્કાર રેડનારું આ રસભર્યું વાંચન ચેતન પૂરે એવું છે.



(૧૦) ટૉલ્સ્ટૉયની વાતો રૂ. ૦–૧૨–૦
મહર્ષિ ટૉલ્સ્ટૉયની સીધી અને સાદી વાર્તાઓ સંસ્કારી ઘડતર કરે તેવી છે.



(૧૧) **કાશ્મીરની રાજકુમારી** લેખક : **ચુનીલાલ વ. શાહ** રૂ. ૧-૦-૦
કિશોરોને લક્ષમાં રાખીને લખાયેલી આ સળંગ વાર્તા છે.

(૧૨) **ઈસપની બાલકથાઓ** રૂ. ૧-૦-૦
પશુઓનાં પાત્રોથી બોધ આપતી મશહૂર કથાઓની સચિત્ર આવૃત્તિ.

*

## દવા અને દાક્તર વિના કુદરતી ઉપચારોથી રોગો મટાડતી

સાડાઅગિયાર રૂપિયા

# આરોગ્ય ગ્રંથમાળા

<u>આ વરસનાં ચાર પુસ્તકો</u>



(૧) **આરોગ્ય કેમ સાચવશો ?**
લેખકો : ડૉ. **ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે** રૂ. ૩-૦-૦
'તંદુરસ્તી' માસિકના અનુભવી તંત્રીઓ અને 'આરોગ્યધામ' નામની કુદરતી ઉપચારોથી જીવલેણ રોગો મટાડનારી મુંબઈની સુપ્રસિદ્ધ 'આરોગ્યધામ' નામની સંસ્થાના સંચાલકોએ આમાં અનેક રોગો ઉપરના અનુભવસિદ્ધ પ્રયોગો રજૂ કર્યા છે. દવા અને દાક્તરોથી કંટાળેલાંને એક સરખું ઉપયોગી થઈ પડે તેવું મહત્ત્વનું પુસ્તક.

(૨) **રોગ અને આસનો**
લેખકો : ડૉ. **ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે** રૂ. ૩-૦-૦
કુદરતી ઉપચારો અને આસનોથી હઠીલા રોગો પણ કેવી ચીલઝડપથી મટી જાય છે એનું ખૂબ જ પ્રખ્યાતી પામેલું આ પુસ્તક દરેક ઘરનું આભૂષણ બને એવું છે.



(૩) **ક્ષય અને દમમાં કુદરતી ઉપચાર**
લેખકો : ડૉ. **ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે** રૂ ૩-૦-૦
ક્ષય અને દમ એટલા ચેપી રોગો છે કે જો દર્દી કાળજીપૂર્વક સારવાર અને ઉપચાર ન લે તો દર્દ લંબાય અને દર્દીનું કુટુંબ દરેક રીતે ઘસાય છે. આમાં આપેલા પ્રયોગો દર્દીને ખૂબ સહાયરૂપ થશે.

(૪) **દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર**
લેખકો : ડૉ. **ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે** રૂ. ૨-૮-૦
આ પુસ્તકમાં આપેલા પ્રશ્નો અને લેખો દર્દીઓની શંકાઓનું, એની મૂઝવણો પૂછાવતા જે પત્રો આવેલ તેના ઉત્તરરૂપે અહીં મૂક્યું છે. નિસર્ગોપચારની સફળતાની એ કથાઓ છે.

*

| | |
|---|---|
| પાનેતરના રંગ | ૩—૦ |
| લખચોરાસી | ૩—૮ |
| અજબ માનવી | |
| સુખદુઃખના સાથી | ૩—૮ |

**નાટક-સંગ્રહ**

| | |
|---|---|
| જમાઈરાજ | ૨—૦ |

*

## ગુજરાતના સિદ્ધહસ્ત નવલકથાકાર

### ઈશ્વર પેટલીકરનાં પુસ્તકોનો સેટ

**નવલકથાઓ**

| | |
|---|---|
| હૈયાસગડી | ૬—૦ |
| જનમટીપ | ૩-૧૨ |
| મધલાળ | ૪—૦ |
| ભવસાગર | ૪—૦ |
| પાતાળકૂવો | ૩—૮ |
| પંખીનો મેળો | ૩—૦ |
| લખ્યા લેખ | ૪—૦ |
| ધરતીનો અવતાર | ૩—૦ |
| કાજળ કોટડી | ૩-૧૨ |
| આશાપંખી ૧-૨ | ૮—૦ |
| કળિયુગ ૧-૨ | ૬—૦ |

**વાર્તા-સંગ્રહો**

| | |
|---|---|
| માનતા | ૩—૦ |
| લોક સાગરને તીરે તીરે | ૪—૦ |
| લોહીની સગાઈ | ૪—૦ |
| પારસમણિ | ૩—૪ |
| તાણાવાણા | ૩—૮ |
| કાશીનું કરવત | ૩—૮ |
| જીવનદીપ | ૩-૧૨ |

**રેખાચિત્રો**

| | |
|---|---|
| ધૂપસળી | ૪-૮ |
| | ૩-૦ |

## ઝવેરચંદ મેઘાણી અને ધૂમકેતુની હૃદયસ્પર્શી કૃતિઓનો સેટ

**ઝવેરચંદ મેઘાણીકૃત**

| | |
|---|---|
| વેરાનમાં | ૨—૦ |
| સંત દેવીદાસ | ૧—૪ |
| રેલગાડીની સૃષ્ટિ | ૧—૦ |
| ચપટી-ધૂળ | ૧—૦ |
| સંસાર | ૦-૧૨ |
| સોરઠીઆ દુહા | ૦-૧૨ |
| પરકમ્મા | ૨—૮ |
| પરિભ્રમણ ૧-૨-૩ | ૧૦—૮ |
| દરિયાપારના બહારવટિયા | ૩—૦ |
| મેઘાણીની નવલિકાઓ ભાગ બીજો | ૩—૮ |

**ધુમકેતુકૃત**

| | |
|---|---|
| પ્રતિબિંબ | ૩—૦ |
| જિબ્રાનની જીવનવાણી | ૩—૮ |
| બોધકથાઓ ૧-૨ | ૨—૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧—૦ |
| ચારિત્રકથાઓ | ૧—૦ |
| સંસ્કારકથાઓ | ૧—૦ |
| ઉપનિષદ્‌કથાઓ | ૨—૮ |

*

### બાળકોના લાડીલા લેખક

## જીવરામ જોષીનાં પુસ્તકોનો સેટ

| | |
|---|---|
| બોધમાળા ( ૧૦ પુસ્તકો ) | ૪—૦ |
| સુબોધમાળા ( ૧૦ પુસ્તકો ) | ૩-૧૨ |
| મિયાં ફુસકી ( ૧૫ પુસ્તકો ) | ૧૧—૮ |
| રંગીલા રાજા | ૧—૦ |
| રાજ કરે તે રાણી | ૧—૦ |
| ગજરા ભાઉ | ૧—૦ |
| માટલી ભટ | ૧—૦ |

| | |
|---|---|
| કેસર કુંડ | ૦–૧૨ |
| મરણિયા વીર | ૧—૦ |
| બે ચતુર | ૧—૮ |
| હઠીલો કુંવર | ૦–૧૨ |
| વીરબેની | ૦–૧૨ |
| રસ કલ્લોલ | ૧—૦ |
| ફેરુ વિમાની | ૧—૮ |
| રંગ વિનોદ | ૧—૮ |
| થશાનો બોલ | ૦–૧૦ |
| માથાનું દાન | ૦–૧૦ |
| લાખેણો હીરો | ૦–૧૦ |
| દોઢડાહ્યો | ૧—૪ |
| ચતુર બિરબલ | ૦–૧૨ |
| મોજીલો નવાબ | ૧—૦ |
| ગપીદાસ | ૧—૪ |

*

## બાલ-કિશોર સૌને એક સરખા પ્રિય એવા લોકવાર્તાના લેખકો

### જયમલ્લ પરમાર : નિરંજન વર્માનાં પુસ્તકોનો સેટ

**રૂપકથાઓ**

| | |
|---|---|
| ૧ કાગરાણી | ૧–૦ |
| ૨ ગંડુરાજા | ૧–૦ |
| ૩ પાકો પંડિત | ૧–૦ |
| ૪ શેખચલ્લી | ૧–૦ |

*

| | | |
|---|---|---|
| પરીકથાઓ | ૧–૨ | ૮–૦ |
| ચાતુરીની વાતો | | ૧–૮ |
| અકાશપોથી | | ૨–૦ |
| ગગનને ગોખે | | ૩–૮ |
| પક્ષી પરિચય ૬ પુસ્તિકા | | ૩–૧૨ |
| શાહનવાઝની સંગાથે | | ૨–૦ |
| સુભાષના સેનાની | | ૩–૦ |
| સરહદપાર સુભાષ | | ૨–૦ |
| અમથી ડોશીની અવળ વાણી | | ૩–૦ |
| જીવન શીલ્પીઓ | | ૨–૮ |

*

## જીવનમાં સંસ્કાર અને શ્રેય પ્રેરનારાં

### નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| શરણાઈના સૂર | ચુનીલાલ પડિયા | ૪—૦ |
| પ્રેમમંગા | યશોધર મહેતા | ૨—૮ |
| ખેતરને ખોળે ભા. ૧—૨ | પીતાંબર પટેલ | ૧૧—૦ |
| શ્રદ્ધાદીપ | ,, | ૪—૮ |
| ખમાભાઈને ભા. ૧—૨ | શયદા | ૧૦—૦ |
| સેવા અને શોષણ ભા. ૧ થી ૪ | પ્રેમચંદજી | ૧૮—૦ |
| સોનેરી છાયા | ખાડિકર | ૪ - ૦ |
| મધરાત | ,, | ૩—૮ |
| સુવર્ણ રેણુ | ,, | ૩—૮ |
| ચંદનવાડી ભા. ૧—૨ | ગ૦ ત્ર્યં. માડખોલકર | ૭—૮ |
| કન્યા રત્ન ૧—૨ | સોપાન | ૧૦—૮ |
| રંગભંડાર | ચંદ્રવદન મહેતા | ૪—૮ |
| બીજલેખા | જયન્ત પરમાર | ૩—૪ |
| કસુંબીનો રંગ | ભૂપત વડોદરિયા | ૩—૦ |
| સજની ભા. ૧—૨ | ઉમાકાન્ત | ૯—૦ |
| નગ્ન સત્ય ભા. ૧—૨ | ચુનીલાલ વ૦ શાહ | ૧૦—૦ |
| છાશ અને માખણ ભા. ૧—૨ | ચુનીલાલ વ૦ શાહ | ૧૦—૦ |
| અક્કલના દુશ્મન | ઈન્દુલાલ યાજ્ઞિક | ૦—૮ |
| મૃત્યુની આઝાદી | નીરુ દેસાઈ | ૨—૦ |
| નિશાગીત | શેવડે | ૩-૧૨ |

વત્સલા રૂખી આયર્સ ૫—૮
વિસ્મૃતિના ગર્ભમાં
રાહુલ સાંકૃત્યાયન ૧૪—૦
માંડવનાથ કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૪—૦
મૂકમ્ કરોતિ જયંતિ દલાલ ૨—૮
પ્રવેશ ત્રીજો જયંતિ દલાલ ૩—૮
ગુજરાત દર્શન ધનવંત ઓઝા ૩—૮
થીજેલાં આંસુ કૃષ્ણચંદ્ર ૩—૦
ગુર્જરીને હૈયે ડૉ૦ ગોવિંદભાઇ પટેલ ૨—૦
સંસ્કારબીજ રમેશચંદ્ર અં૦ પરીખ ૫—૮
કૂલી ૧—૨ મુલ્કરાજ આનંદ ૮—૦
યૌવનના રંગ હરીશ નાયક ૩—૪
સુંદરવન દુર્ગેશ શુક્લ ૨—૮
આપણો વારસો ને વૈભવ દર્શક ૨-૧૨
લોક ભારત [ ૧થી૧૨ ]
નાનાભાઈ ભટ ૬—૪
દૃષ્ટાંતકથાઓ ભા. ૧—૨ ,, ૧-૧૫
જયશ્રી શરદબાબુ ૪—૮
માસ્તર મશાય નરેશચંદ્ર ૩-૧૨
ટારઝનનો વિજય એડગર રાઇસબરોઝ ૫—૦
અજેય ટારઝન ,, ૪—૮
ટારઝન અને ઓપરનાં રત્નો વેરપર ૩—૮
અંતરની વાતો સોપાન ૩—૮

## પ્રકીર્ણ

વિશ્વ દર્શન છો૦ મા૦ કામદાર ૧૦—૮
દ્વિરેફની વાતો રા૦ વિ૦ પાઠક ૩—૦
,, ભા. ૨ ,, ૩—૦
નર્મદ ,, ૨—૮
વામા ,, ૨—૮
અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો ૩—૦
સ્યામની મા સાને ગુરુજી ૩—૮
રામનાં રખોપાં ,, ૪—૦
મનુબાપા ,, ૧—૮
કેળવણીની પગદંડી નાનાભાઈ ભટ ૩—૮
કીર્તિદાને કમળના પત્રો ઉમરવાડિયા ૨—૮
વક્તા કેમ થવાય? સતીશચંદ્ર ૨—૮
પાંગરતા પ્રયોગો શારદા મંદિર ૩—૮
કલાચિંતન રવિશંકર મ૦ રાવળ ૩—૮
સાહિત્ય અને પ્રગતિ ૩—૦
મેઘાણી સ્મૃતિ અંક —૮
પ્રયોગ માલા બ૦ ક૦ ઠાકોર ૧—૮
અલંકાર પ્રવેશિકા ડોલરરાય માંકડ ૦—૮
આપણી કહેતતો
શંકરભાઈ સો. પટેલ ૦—૬
સામાન્ય જ્ઞાન નામાવલિ ,, ૦—૬
દીપમાળ ૧—૨ ,, ૧-૧૨
ઇલા કાવ્યો ચંદ્રવદન મહેતા ૪—૦
ચાંદની શેખાદમ આબુવાલા ૧—૦
સ્મૃતિ રસિકલાલ છો૦ પરીખ ૩—૦
ગંગોત્રી ઉમાશંકર જોષી ૩—૦
શેષનાં કાવ્યો રા૦ વિ૦ પાઠક ૩—૦
પ્રયાણ દેવજી રા૦ મોઢા ૨—૮
રોહિણી રતિલાલ છાયા ૨—૮
આલબેલ કરશનદાસ માણેક ૨—૦
ગુલાલ નટવરલાલ પટેલ ૨—૦
પ્રત્યૂષ જશભાઈ કા. પટેલ ૨—૦
નયનધારા સાલિક પોપટીઆ ૫—૮
લગ્નગીતો રમેશ પાઠક ૧—૪
રૂપનાં અમી હસિત બૂચ ૨—૮
કીમિયાગરો યશોધર મહેતા ૨—૮
રાષ્ટ્રપિતાના ચરણોમાં ૨—૦
ગાંધી બાપુ ૧-૨ રા૦ ના૦ પાઠક ૯—૦
ભક્ત સુદામા ૧—૪
રવીન્દ્રનાથ ઠાકુર કાંતિલાલ શાહ ૨—૮
પતન અને પ્રાયશ્ચિત ૪—૦
પશ્ચિમને સમરાંગણે હ. સામૈયા
પૃથ્વીનો પહેલો પુત્ર ૨—૦
મોતી અનુ૦ જયંતિ દલાલ ૦-૧૨
કાયાકલ્પ ૧-૨-૩ પ્રેમચંદજી ૭—૦
શશી જતાં સ્ટેઈનબેક ૨—૦
કર્મ ફળ કાશીરામ જાની ૬—૦

| | | |
|---|---|---|
| જંગલનો રાજા ટારઝન | | |
| | એડગર રાઈસબરો | ૪—૮ |
| ગોદ | શિયારામ સરનગુપ્ત | ૩—૮ |
| ધરતી | પર્લ બક | ૩—૮ |
| જય યૌધેય | રાહુલજી | ૫—૮ |
| ઉષા | કવિ ન્હાનાલાલ | ૧—૮ |
| પુણ્ય પરવાર્યું નથી | | |
| | ગુલાબદાસ બ્રોકર | ૪—૦ |
| પાંખ વિનાનાં | ઉમેદભાઈ મણિયાર | ૩—૦ |
| પશમી | હરજીવન સોમૈયા | ૧—૮ |
| જીવન સરિતા | ,, | ૧—૮ |
| પ્રથમ પત્ની | પર્લ બક | ૨—૮ |
| દીઠું મે ગામડું જ્યાં | રતુભાઈ અદાણી | ૨—૮ |
| તેજછાયા | જ્યોત્સ્ના ખન્ડેરિયા | ૨—૮ |
| આળાં હૈયાં | વ્રજલાલ મેઘાણી | ૩—૮ |
| ગોવાળણી | મલયાનિલ | ૨—૮ |
| સાગરના સાવજ | અશોક હર્ષ | ૨—૮ |
| રોમ | દર્શક | ૧—૮ |
| ગ્રીસ ભા. ૧-૨ | ,, | ૨—૦ |
| આભ અને ધરતી | લાભુબેન મહેતા | ૩—૦ |
| વૈતરણી તીરે | બનફૂલ | ૨—૪ |
| પાથેય | નવલભાઈ | ૨—૮ |
| વૈશાખી પુનમ | મયુર | ૩—૪ |
| જૂજવાં | જયંતિ દલાલ | ૩—૮ |
| કથરોટમાં ગંગા | ,, | ૧—૦ |
| પગદીવાની પછીતેથી | ,, | ૨—૦ |
| શહેરની શેરી | જયંતિ દલાલ | ૨—૮ |
| મધુબિંદુ | ચાંપશી ઉદ્દેશી | ૨—૦ |
| સાપના ભારા | ઉમાશંકર જોષી | ૨-૧૨ |
| ઉત્તરરામ ચરિત | અનુ૦ ,, | ૬—૪ |
| અંધારાના સીમાડા | ટૉલ્સ્ટૉય | ૧—૮ |
| વહેમના વમળમાં, | ગૌરીશંકર ચતુર્વેદી | ૧—૪ |
| તારક મંદિર | જયંતિલાલ ઓઝા | ૦-૧૦ |
| ધૂમ્રસેર | ગુ. બ્રોકર | ૧—૦ |
| વસંત રજ્જબ સ્મારક ગ્રંથ | | ૫—૦ |
| બુદ્ધ ને મહાવીર | કિ૦ ઘ૦ મશરૂવાળા | ૧-૦ |

| | | |
|---|---|---|
| મુસ્તફા કમાલ | | ૧—૮ |
| સ્ટાલિન | નિરુ દેસાઈ | ૦-૧૨ |
| વૈજ્ઞાનિક જગત | ચંદ્રભાઈ ભટ્ટ | ૧—૮ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ,, | ૧—૮ |
| સીતા (હિંદી) | નાનાભાઈ ભટ્ટ | ૧-૪ |
| પંચાજીરી | ર. છો મહેતા | ૨—૪ |
| એકાંતના સામ્રાજ્યમાં | | ૩—૪ |
| સાહસિક સોદાગરો | ડુંગરસી સંપટ | ૨-૧૨ |
| દક્ષિણભારતના તીર્થધામો | શાં. ગાંધી | ૨—૦ |
| મેં પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨—૦ |
| હિમાલયનું પર્યટન | હિં. બુનારા | ૩—૦ |
| કલાકારની સંસ્કારયાત્રા | ર. મ. રાવળ | ૪-૧૨ |
| રંગસુંદડી (આલ્બમ) | વ્રજલાલ ત્રિવેદી | ૩-૦ |
| વસંતમંજરી (,,) | ,, | ૩—૦ |
| સ્વાતંત્ર્ય યજ્ઞ (,,) | ચંદ્ર ત્રિવેદી | ૨—૮ |
| ગાંધીજી (,,) | | ૩—૦ |
| આપણુ બાંધવરાષ્ટ્ર ચીન | | ૩—૦ |
| સત્તાવનની કત્લેઆમ | વિ૦ મં૦ ભટ્ટ | ૨—૮ |
| જો લડત આવે તો : | વજુભાઈ શાહ | ૧—૦ |
| હિંદ વિશ્વયુદ્ધનાં વમળમાં | | ૧—૦ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ | | ૨—૦ |
| પૅરેસ્ટાઈન | | ૦—૬ |
| હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? | | ૨—૮ |
| ઉગ્ર રોગોમાં નિસર્ગોપચાર | | ૨—૮ |
| નિસર્ગોપચારનું જીવનદર્શન | | ૨—૮ |
| મારો જલોપચાર | ફાધર કનાઈપ | ૩—૦ |
| દૂધ સર્વ સંપૂર્ણ ખોરાક | | ૩—૦ |
| ઉપવાસ કેમ અને ક્યારે | | ૨—૦ |
| આપની સેવામાં | જીતુભાઈ મહેતા | ૩—૦ |
| નિષકરેખા | વિ૦ મ૦ ભટ્ટ | ૫—૦ |
| રવિવંદના | | ૨—૮ |
| શિક્ષણ સાધના | ક્ષિતિમોહનસેન | ૧-૧૨ |
| આતિથ્ય | ઉમાશંકર જોષી | ૩—૦ |
| નિશીથ | ,, | ૩—૦ |
| રામસાગર | સુધાંશુ | ૪—૦ |
| તરણાં | મકરંદ દવે | ૧—૮ |

| | | |
|---|---|---|
| પુનમરાત | જગદીપ વીરાણી | ૨—૦ |
| પથિક | પ્રશાંત | ૧—૪ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | પદ્મકાન્ત શાહ | ૨—૮ |
| ફૂલમણિ | મયુર | ૧—૦ |
| છીપલાં | મોહન ઠક્કર | ૦—૬ |
| ધનુર્દોરી | ઈંદુલાલ ગાંધી | ૦—૮ |
| જંગલમાં મંગલ | | ૦—૧ |
| ગુંજારવ | ત્રિ૦ વ્યાસ | ૦—૫ |
| કેસુડાં | ગુલાબસિંહ બારોટ | ૦—૬ |
| પતંગિયાં રંગરંગી | | ૦-૧૦ |
| ધોળી બિલાડી | | ૧—૦ |
| ઇસપની બાલકથાઓ | | ૧—૦ |
| દૂધ પૌંઆ | | ૦—૮ |
| નંદવાયેલાં હૈયાં | પુ૦ ચંદરવાકર | ૩—૦ |
| ચતુર્મુખ | ભવાનીશંકર વ્યાસ | ૧—૦ |
| ડૉ. નાંદીનો સેટ | | ૩—૦ |
| વિજ્ઞાનનો વિકાસ | | ૨—૮ |
| સુખનાં સ્વપ્ન | કાં. ઉપાધ્યાય | ૦—૬ |
| ઘેલો બબલ | યશોધર મહેતા | ૧—૮ |
| સાગરના છૈયા | અશોક હર્ષ | ૩—૦ |
| સંસાર લીલા | મટુભાઈ કાંટાવાળા | ૨—૮ |
| વીતક વાતો | ,, | ૨—૮ |
| નારદની વાતો | ,, | ૨—૮ |
| દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ | | ૩—૮ |
| કેટલું સરસ | | ૦—૪ |
| હક્ હક્ હક્ | | ૦—૪ |
| કનુભાઈની ડાયરી | | ૦—૪ |

★

'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને
સંસ્કારનું માસિક

અંક ૧ : એપ્રિલ ૧૯૫૪ : સળંગ અંક ૨૮૯

## ક્રમ



### પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર

**મારૂ-નૃત્ય : ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી**

ઋતુરાજ વસંતની બહારનું આગમન થતાં સમસ્ત માનવ કુળ નૃત્ય અને આનંદની હેલે ચડે છે. ફાગણની હોળીના તેજદાર રંગોનું દર્શન આ ચિત્રમાં થાય છે.

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઇટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:-

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

જયન્ત પરમાર




નવરચના

# લગ્ન

૧૪૨૭૫

ધૂમકેતુ

'ગુરુદેવ ! લગ્ન વિષે તમારા શા વિચાર છે ?' અને તેણે કહ્યું :

'તમે સાથે જ જન્મ્યાં છો અને નિરંતર સાથે જ રહેવાનાં છો.'

'મૃત્યુની પાંખ તમને જુદા કરે, છતાં તમે સાથે જ હશો.'

'વિશ્વકર્તાની શાંતસ્મૃતિમાં પણ તમે નર અને નારી, સ્ત્રી અને પુરુષ, હમેશાં સાથે જ હશો.'

'પરંતુ તમારા નિરંતરના સાહચર્યમાં પણ એક બીજાની વચ્ચે અવકાશ રહેવા દેજો. તમારી વચ્ચેના એ અવકાશમાં ભલે સ્વર્ગનો પરિમલભર્યો વાયુ વિહરે ! એક બીજાને પ્રેમથી ચાહો : પણ પ્રેમને બંધન ન બનાવતાં. પ્રેમ, તમારા માટે બંધન રૂપે નહિ—પણ મુક્ત બનવાના પ્રતીક રૂપે છે.'

'તમારા આત્માના કિનારા વચ્ચે પ્રેમના મહાસમુદ્રને વિહરવા દો.'

'એક બીજાનું જીવનપ્યાલું પ્રેમરસથી છલકાવી દો: પણ એક જ પ્યાલામાંથી જીવનરસ માણવાનું પરાવલંબન તજી દો.'

'એક બીજાને રસાસ્વાદ અર્પો, પણ એક જ પ્રકારના રસાસ્વાદને તજો.'

'સાથે ગાન કરો, સાથે નૃત્ય કરો, સાથે આનંદ કરો, પરંતુ એવા સહકાર્યમાં પણ દરેક પોતાના વ્યક્તિત્વ વડે જ પ્રકાશો.'

'વીણાના દરેક તાર પોતે જુદા છે, દરેકને પોતાનું સંગીત છે, અને છતાં એક ગાનમાં





તે સઘળા પોતાના સ્વ અર્પે છે. તમારું જીવનસંગીત એવું વહો!'

'તમારાં હૃદય એક બીજાને આપો, પણ એકની છાયા વડે બીજાને અપંગતા ન મળો!'

'સાથે ઊભાં રહો: સાથે કાર્ય કરો: છતાં રેંકડીમાં જોડાયલા યુગલની પેઠે એકબીજાની વચ્ચે કાર્યને વધુ વેગ આપવા જેટલું અંતર સાચવો.'

'મંદિર જે થાંભલાઓ વડે ટકે છે, એ થાંભલાઓ એક જ મંદિરને ટકાવે છે, છતાં પોતે તો એક બીજાથી દૂર રહે છે.'

'મહાન વૃક્ષની છાયામાં બીજાં તરુ ઊગતાં નથી. એમનો વિકાસ એનાથી સ્વતંત્ર છે. એમનો જન્મ સ્વતંત્ર છે. એમનો જીવનક્રમ સ્વતંત્ર છે. અને છતાં હરેક એક બીજાને વધુ રમણીય ને વધુ સુંદર બનાવે છે.'




[ બીજી આવૃત્તિ પ્રગટ થાય છે તેમાંથી આ આંહી ઉતારેલ છે. આવાં ઘણાં અર્થભરપૂર વચનો એમાં છે. ]

★

## સ્વપ્નમાધુરી

કેટલીય હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, પાનખર—અરે વર્ષા અને શરદની રાત્રિઓ પણ મેં ખૂબ આસાનીથી વીતાવી દીધી હતી. પણ આ વસંતે તો જાણે મને કસોટીએ ચડાવી. જીવનનો વસંતકાળ, ખબરેય ન પડે એ રીતે મેં વીતાવી દીધો હતો પણ આ વસંતે તો મને નવેસરથી જીવન-વસંત દેખાડી. મારી ઘસઘસાટ ઊંઘમાં વસંતે સ્વપ્નસ્વરૂપ લઇને ખલેલ પહોંચાડી. કોઇવાર હું ય સ્વપ્ન સેવતી, પણ એ જાગ્રત-સ્વપ્ન. ભરી ભરી નિદ્રામાં હેરાન કરતા આવાં સ્વપ્નોનો પહેલો અનુભવ મને આ વસંતે જ કરાવ્યો જીવનને જાણે નવપલ્લવિત કરવા ઋતુરાજ મારી પાછળ ન પડ્યો હોય! હું વિચારે ચડી: હેમંત અને શિશિર જેવી ઠંડીગાર હું હતી એ ગ્રીષ્મ જાણતી હોય તેમ ગ્રીષ્મ ને પાનખરનો જાણે મને સ્પર્શ જ નહોતો થતો પછી વર્ષા ને શરદ તો મને ભીંજવી જ શાની શકે! અને વસંત તો આવીને જતી રહે એનીય મને ખબર ન પડતી. પણ આજે એ જ વસંતે મને આટલી બધી વિવશ કેમ બનાવી દીધી! હું એ મુંઝવણ ન સમજી શકી. મને તો થયું કે વસંતનું નામ છે અને કામ તો છે પે..લા નટખટનું. કેવો ઉસ્તાદ નીકળ્યો? સ્વપ્નમાંય મારો કેડો છોડતો નથી. મારી ઊંઘમાં ક્યારેય ખલેલ ન પડતી. અને હવે તો એ ઋતુરાજ વસંત બનીને મને છંછેડી રહ્યો છે. મારો વસંતકાળ મોડો મોડો પણ શરૂ થયો જાણી એના પ્રત્યેની ચીડ એક મીઠી વેદના અનુભવે છે અને એની એ સ્વપ્ન-રંજાડ માટે એને ખૂબ ઠપકો આપવાને બદલે એક અજબ સ્વપ્નમાધુરીમાં મારું દિલ એની આંખો સામે જડાઈ જાય છે; અને એ આંખોમાંથી જે સ્વપ્નમાધુરી હું મેળવું છું એની તોલે તો કોઈ ચીજ મૂકી જ શકતી નથી...

ર સં ' ઘા




### પારકે પૈસે સમૃદ્ધિ

કરોડો રૂપીઆની સહાય દર વર્ષે આપણે લેતા થઈ ગયા છીએ. આપણે એની ભીખ માગતા નથી તેમ એ સહાયના બદલામાં બંધનો સ્વીકારતા નથી, શરતો રાખતા નથી, આપનારને સારું લગાડવા મથતા નથી. છતાં, જે આપણું નથી; આપણા હકનું નથી, જે પારકાનું આપેલું છે તે સ્વીકારીએ છીએ.

આપણા ધર્મે, આપણી સંસ્કૃતિએ, આપણા યુગ-પ્રવર્તકોએ આવું શીખવ્યું નથી. આપણે એમાં પતન માન્યું છે, બીજાના આપેલા દાનથી આપણા પ્રાણનો સંકોચ માન્યો છે. વહેવારના જીવનમાં કોઈ આપવાની વાત કરે તેને આપણે માનહાનિ સમજીએ છીએ. ને કંઈક સ્વીકારવી પડે તો એથી ચઢિયાતી સહાય કરીને જ હાશ અનુભવીએ છીએ. ત્યારે આ કરોડો રૂપીઆની સહાયનું શું ?

દુર્ઘટના—એક નહિ, એની પરંપરા આપણા દેશ ઉપર સૈકાઓથી આવતી રહી છે. લાખો જીવોની ઇમારતોની ભૂમિની ખુવારી આપણે જોઈ છે—વેઠી છે. એનાં મૂળ ખોદી કોઈની સાથે વેર બાંધ્યાં નથી. જતે દહાડે બદલો વળશે એવી આશા સેવી નથી. આપણી સૂઝ શક્તિ ને પુરુષાર્થને કામે લગાડ્યાં છે, ભગવાનનો આશરો શોધ્યો છે. ત્યારે આ કરોડોની સહાયનું શું ?

વર્ષોથી કચડાયા રીબાયા લુંટાયા, સહાય મારફતે એનો બદલો મેળવવો છે? જગતના વિકાસના ઇતિ-હાસમાં આપણે ઘણો ઉમદા ફાળો આપવાની ઉતાવળ છે, ઝટપટ પગભર થઈ જવું છે ને એથી આ સહાય ખપે છે ?

ના, એ રસ્તો દુરસ્ત નથી. આપણે સહાનુભુતિ માગીએ, જ્ઞાન માગીએ, પદ્ધતિ માગીએ પણ ધનની સહાય નહિ ઇચ્છીએ. આપણે વિલંબ વેઠીશું, સંકટો સહીશું, તંગીઓ બરદાસ કરીશું, તેજોવધ સાંખીશું પણ પારકે પૈસે સમૃદ્ધ થવાનો ખ્યાલ નહિ કરીએ.

### હેત હોય તો દેખાશે

અને કોણે કહ્યું કે આપણો પક્ષ કરનારા આપણા ખરા હમદર્દ છે ? શી ખબર કે એ એમની બાજી છે, જાળ-ગૂંથણી છે? એમને હૈયે આપણું હિત હશે તો બીજા ઘણા પ્રસંગો પડ્યા છે, બીજી ઘણી સમસ્યાઓ ઉકેલવાની છે, ન્યાયનો પોકાર સાંભળવાનો છે. એમાં એમને હેત બતાવવા દો.

ગોવા-પોર્ચુગીઝ સંસ્થાનોની વાત છે, લંકાના મથ-કનો પ્રશ્ન છે, પૂર્વ ને દક્ષિણ આફ્રિકામાં કે ફીજી-ગીઆના ને મલાયામાં આપણા બંધુઓનો સવાલ છે. એમાં એમનું હેત, કેમ ઊડી જાય છે?

હિંદને સહાય કરવી હોય તો એના માર્ગમાં મૂકેલા અંતરાયો ખસેડવામાં આવે, અહીંની વસતિને આસ્ટ્રેલીઆ, કેનેડા, દક્ષિણ અમેરિકામાં રહેવાની છૂટ આપવામાં આવે. અહીંના વિદ્યાર્થીઓને તાલીમ આપવામાં આવે—આવું કેટલુંય બની શકે; પણ હિંદ પ્રત્યેનું હેત ત્યારે ઘટી જાય છે.

### ઉછીના ભપકા

સારું છે, જો સહાય બંધ થાય તો પરદેશી એલચી ખાતાઓમાં દેખાતી સાહ્યબી ઓછી થશે, હવાઈ મુસાફરીઓનો શોખ કમી થશે, રાષ્ટ્રપતિના માનમાં પોલીસોનાં ટોળાં એકઠાં કરવાનું જતું રહેશે, ભવ્ય ઉદ્દ્ઘાટનો જતાં રહેશે, ખાંડ અત્તર ઘડિયાળો નાચ-ગાનનાં પરદેશી ચિત્રો મુલાયમ વસ્ત્રો ટેબલની વાનીઓ એવું કેટલુંયે ઓછું થઈ જશે.

અને એને ઠેકાણે સહનશીલતા આવશે. પરસ્પરનો ભ્રાતૃભાવ વધશે, વિશ્વાસ ને શક્તિ આવશે, પ્રતિભા સાંપડશે. અને માનવીની વિકાસકૂચમાં નોંધપાત્ર





પ્રયોગ થશે.

આ સહાય નહિ મળે ત્યારે આપણું મોં ઝંખવાય તે કરતાં ગૌરવથી એનો-ઇન્કાર કરી દઈએ એ જ ઇષ્ટ છે.

**પૂર્વના પ્રધાનોની જવાબદારી**

અગ્નિ–એશિયાની લોકશાહીના પંતપ્રધાનો ટૂંક વખતમાં પ્રથમવાર ભેગા મળે છે એ બાબતનું મહત્વ આપણે ઊભું કરવું જોઈએ.

આવી સભાઓમાં સૌથી પ્રથમ મહિમા સંસર્ગનો છે. એકઠા મળશે તો કૈંક પરિણામ આવશે એ દેખીતું છે. પશ્ચિમની દોરવણી હેઠળ જ જગતના પ્રવાહોનું નિર્માણ થઈ શકે એવું માની લેવાની ભૂલ ઘણા દિવસ કરી. અને હવે જ્યારે શરૂઆત થાય છે ત્યારે પૂર્વના આ પ્રતિનિધિઓ વધારે જાગ્રત બનીને પગલાં માંડશે એમ આપણે ઇચ્છીએ.

એક દિવસ એવો આવશે જ્યારે આ દેશોનાં માણસો અને માલની હેરફેર સરળ બનશે, લશ્કરો વચ્ચે સમજુતી હશે, ભાવનાનો સમન્વય થતો હશે, એક બીજા પ્રત્યે માન અને વિશ્વાસથી જોવાનું હશે, અને સૌથી વધુ તો દુનિયાની સત્તાઓના કાવાદાવામાંથી નીકળી જઈ નિર્ભયપણે તેઓ પોતાનું કામ આગળ ધપાવતા હશે.

લંકામાં મળનારી પહેલી મીટિંગ સફળ થાય કે ના થાય એ જુદી વાત છે. આ પ્રસંગનું મહત્વ કઈ દિશામાં પવન ફૂંકાય છે તેમાં છે અને દેખીતા ઝગડાઓની પાર જોવાની–વિચારવાની તાકાત એમાં પેદા થાય એવો ઘણો સંભવ પણ છે.

**ચિન્તકોની પડખે**

સત્તાથી પર હોય એવા ચિન્તકો રાખવાની સલાહ પ્રધાનોને મળી છે પણ એવા ચિન્તકો પ્રતિ પ્રાંતની પ્રધાનમંડળીઓને મળવા સહેલ નથી.

આમછતાં, પ્રધાનો જાતે ચિંતન ને અભ્યાસી વૃત્તિ રાખે તો પણ ઘણું છે. જૂના ભૂતકાળને વળગી રહેલા ના હોય એવા કોઈ ત્યાગી દ્રષ્ટાને ખોળી કાઢી ગુરુપદે સ્થાપે તો એમનું તામસ ધોવાય ને ટો એવા વિચારોનું ભંડોળ વધે. છબીમાંના નેતા કે મંદિરના દેવ કરતાં જીવંત વ્યક્તિનો બોધ કુદરતી રીતે વધારે અસરકારક હોય છે ને એમની દ્વારા નવું દર્શન પામી શકાય છે.

પણ એકેય પ્રધાન શાને એમ કહે કે હું સુસ્ત છું તામસી છું કે નવું શીખવાના દ્વાર મેં બંધ કરી દીધાં છે! એ તો કામના ઢગલામાંથી ઘડીનીયે ફુરસદ વિનાના અથાગ પરિશ્રમમાંથી ઊંચા આવે એમ નથી. એ જે હોય તે પણ બહુ મોટી જવાબદારી ઉઠાવેલી હોવાથી આ ભાઈઓએ નમ્રભાવે કોઈના ચિંતનની મદદ લેવી સારી. એમ કરવામાં એમનું વ્યક્તિત્વ વામણું નહિ બની જાય.

તટસ્થરીતે દૂરથી દર્શન કરનારાઓને જે સૂઝશે તે અંદર ગળાડૂબ રહેલાઓને નહિ દેખાય.

**સત્ય—સુખીનું અને ગરીબનું**

ધાર્મિક વલણ ને આધ્યાત્મિક શક્તિ ધરાવતા કોઈ સખ્શની આસપાસ જોઈએ છીએ તો મધ્યમ ને ધનિક વર્ગ ત્યાં ટોળે મળેલો હોય છે. રાજશી ઠાઠથી સન્માન થતાં હોય છે. મહેમાનો–ભક્તો આવે છે જમે છે, એમને મોટા ઉતારા મળી રહે છે, કથા સંગીત ચાલે છે, સુગંધ મહેકી રહે છે, સુંદર ચહેરા મહાલી રહે છે, ખાધેલ પીધેલ માણસો અને સ્ત્રીઓ ભારેખમ બની પોતાની ભૂમિકા બદલવાનો દેખાવ કરી રહ્યાં હોય છે.

આ ટોળામાં ગરીબો કેમ નથી ભળતા ! શું એમનેય લાભ ઉઠાવવાની ઉત્સુકતા નથી? એ લોકો ક્યાં જઈ પોતાની શ્રદ્ધા વધારે છે? ચમત્કારની કથાઓ એમને નથી આકર્ષતી? જે વૈભવનાં દર્શન તેઓ ડાકોર–વડતાલ જેવાં મંદિરોમાં જઈને કરે છે, કૈંક તેવી જ ઢબનું અહીં પણ બને છે છતાં ગરીબોની

[ અનુસંધાન ૭૩ મા પાન ઉપર ]

# ઇસ્લામી સંસ્કૃતિના પ્રવેશદ્વારે

ઈશ્વરલાલ મો. દવે

આ માસિકના તંત્રી અને ભારતી સાહિત્ય સંઘ લિ. ના મેનેજિંગ ડિરેક્ટર સંસ્થાના વિકાસાર્થે એડન–આફ્રિકા તરફ ગયા છે. એડનથી આવેલો એમનો આ પ્રવાસ-પત્ર એમની કલમનો અચ્છો પરિચય આપે છે. આવા જ પ્રવાસપત્રો દરેક અંકમાં એમના પ્રવાસ દરમ્યાન મૂકાશે.

શનિવાર તા. ૬–૩–૫૪ના રાતના દસ વાગે સ્નેહીજનોની વિદાય લઈને એર ઈન્ડીઆ ઈન્ટરનેશનલના ભવ્ય હવાઈ જહાજમાં એડન જવાને બેઠો. આપ્તજનોની વિદાયના મીઠા સૂર કાનમાં ગૂંજતા હતા. મનમાં સૌને છોડીને જતાં ઉદ્વેગ ને શોક થતો હતો.

સુદ ત્રીજનો ચંદ્રમા આકાશમાં ઊગ્યો હતો. અંધારી ધરતીને ઝીણો પ્રકાશ આપવાને એ મથી રહ્યો હતો. અમારું હવાઈ જહાજ રાતના અંધકારને ચીરતું આસ્માન ને ધરતી વચ્ચે ઝૂલતું દોડી રહ્યું હતું. મારું મન વતનની પ્રીતને ઘૂંટી રહ્યું હતું.

રાતના ૧૨ાા વાગ્યા. પાકિસ્તાનનું પાટનગર કરાચી આવ્યું. અમે સૌ નીચે ઊતરીને આરામગૃહમાં ગયા. આ કરાચી! સ્મૃતિના ખંડેરમાંથી અનેક ચિત્રો ઊભાં થવા માંડ્યાં. આ કરાચીની શેરીઓમાં મારું કૌમાર્ય વીત્યું હતું. અહીંનાં સુંદર મેદાનોમાં હું ખેલ્યો કૂદ્યો હતો. અહીંની શાળામાં મારા જીવનનો પાયો નંખાયો હતો. મારા સંસ્કાર ને મારું સમગ્ર જીવન અહીંથી જ જાણે ઘડાયું હતું. ૧૯૩૦ના યાદગાર ને ઐતિહાસિક સ્વાતંત્ર્ય સંગ્રામમાં સ્કૂલ છોડીને અહીંથી જ એક રાતે વિદાય લીધી હતી. વતન પ્રેમની ખુમારી સૌ પ્રથમ અહીં જ જન્મી હતી.

વરસો વીતી ગયાં. અને આજ મધરાતે શૂન્યમનસ્કે વિશાળ મહાલય જેવા આરામગૃહમાં આંટા મારું છું. પાકિસ્તાની અફસરો હાથમાં બંદૂક લઈને સામે આંટા મારે છે. સામે મનોહર બાગ છે. ફૂલની ચાદર પાથરી હોય તેવાં રંગ બે રંગી ફૂલો શોભી રહ્યાં છે. જૂની સ્મૃતિનો ઝંકાર મારા મનમાં ગમગીની મૂકી ગયો. કેવડું પરિવર્તન! એકવારની મારી ભૂમિમાં આજે હું પરદેશી લાગતો હતો.

આરામગૃહની એક સુંદર રેસ્ટોરંટમાં જાઉં છું. વેઈટર પૂછે છે, 'કયા ચાહીએ સાબ!' મેં કોફી મંગાવી. રાતનો એક વાગ્યો છે. ઠંડી હવા શરીરને ધ્રૂજાવી દે તેવી આવી રહી છે. મને ખબર નહિ કે મધરાતે ઠંડીનો આવો સૂસવાટો અહીં હશે. એક ખુરસીમાં સંકોચાઈને બેઠો છું.

વિચારોનું છાયાચિત્ર પાછું શરૂ થાય છે. આઝાદીનું શૈશવ જે ભૂમિમાં ઊગી રહ્યું છે, એમાં કેવા ઉલ્કાપાતો આવી ગયા! અમેરિકા સાથે લશ્કરી કરાર કરીને આ પ્રજા શું પામશે! વિનાશ ને સંહારનાં આ શસ્ત્રો આ ભૂમિના મૂગા માનવોની જ કબર એક દિવસ ખોદશે એ સત્ય એમને કોણ સમજાવે! મનમાં ઉદ્વેગ છવાઈ ગયો.

રાતનો દોઢ વાગ્યો. અમારું હવાઈ જહાજ ફરી ઊપડ્યું. આંખમાં ઊંઘ ભરાઈ છે. પોચી ખુરશી ઉપર લાંબો થઈને સૂઈ ગયો.

પ્રભાતનો રતુંબડો પ્રકાશ બારીમાંથી આવે છે. સાગરનાં નીલવર્ણાં પાણી ઊછળી રહ્યાં છે. દૂર નાના મોટા ડુંગરાઓની હારમાળ દેખાય છે. બધું જ શાંત છે. સાથેના મુસાફરોમાંથી ઘણા હજી સૂતા છે. સવારના સાડાપાંચ વાગ્યા છે.

સવા છ વાગે એડન આવ્યું. એડન જોવાની મનમાં લાંબા સમયથી હોંશ હતી. મારા જૂના સ્નેહી ને મિત્ર શ્રી. મણિભાઈ શેઠ એરોડ્રોમ ઉપર આવેલા. એમનું સ્નેહાળ સ્મિત ને સૌજન્યભર્યા આવકારે આખી રાતનો મારો થાક પલવારમાં ઉતારી નાખ્યો. કસ્ટમ–ઈમીગ્રેશન વગેરેની ટૂંકી વિધિ પતાવીને અમે





મૉટરમાં બેઠા. મણિભાઈ એડનનો ઊડતો પરિચય આપી રહ્યા. અને હું જિજ્ઞાસા ને ઉત્સુકતાથી એ સાંભળી રહ્યો.

અમારી મૉટર વેગથી દોડી રહી છે. મારી નજર આ નવતર ધરતીને જોઈ રહી છે. ઊંચી કંદરાઓની વચ્ચે ઘેરાયેલું એડન એની આગવી વિશિષ્ટતા રાખી રહ્યું છે. ઇસ્લામી સંસ્કૃતિનું આ પ્રવેશદ્વાર ! પહાડોની ગોદમાં સૂતેલા કોઈ બાળક જેવું લાગે છે. નજર ચોમેર ફરતી રહે છે. વૃક્ષો ક્યાંય જોવા મળતાં નથી. લીલોતરી આ ભૂમિમાં દેખાતી નથી. દેખાય છે ફક્ત નાના મોટા ડુંગરાઓ. ચારેક માસ પહેલાં મલાયા ગએલો ત્યારનું સ્મરણ અચાનક જાગી ગયું. ત્યાંનું પ્રાકૃતિક સૌંદર્ય અને રૂપકડા માનવીઓ જોઈને આંખ ઠરી રહેતી. અહીં એથી સાવ જુદું. વરસમાં વરસાદ કોઈક વાર ભૂલો પડીને આવે તો ભલે બાકી ધૂળ-રેતીનું તોફાન ને વંટોળ-આંધી અહીંની ધરતીને સદી ગયાં છે. અને અહીંના માનવી ! આરબ-સોમાલી સાવ ભિન્ન પ્રકૃતિ ને દેખાવના જોવા મળે છે. ઊંચો ને મોં ઉપર એક પ્રકારની રૂક્ષતા છવાઈ હોય તેવો સોમાલી ને બેઠા ઘાટનો મોં ઉપર સખ્તાઈની કરચલીવાળો આરબ. પણ આવા બાહ્ય દેખાવવાળા ઘણા માનવોની અંદર પોચું હૈયું ને દિલેર દિલ હોય છે.

અહીં ગુજરાતીઓની વસ્તી પાંચેક હજારની છે. સ્કૂલ ચાલે છે. એમાં ૭૫૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યાં છે. ૩૦ શિક્ષકોનો સુંદર સ્ટાફ નવા આવેલ, કાબેલ પ્રિન્સીપાલ શ્રી. ઠાકોરની રાહબારી નીચે ટીમ-સ્પીરીટથી વિદ્યાર્થીઓનું ઘડતર કરી રહ્યો છે.

આટલે દૂર વસતા આપણા ભાઈઓનાં મનમાં વત નથી આવતા નવા આંગતુક માટે હુંફાળો ખૂણો હોય છે. ઉપયોગી થવાની વૃત્તિ હોય છે.

વરસો થયા અહીં વસતા ભાઈઓએ નાનું ગુજરાત ઊભું કર્યું છે. સાર્વજનિક સંસ્થાઓ છે. મહાજન છે, પાંજરાપોળ છે, સાંસ્કૃતિક દૃષ્ટિએ વિકાસ ઓછો છે એમ પ્રથમ નજરે જોતાં દેખાયા વિના રહેતું નથી. સૌરાષ્ટ્રના નાના ઊંડાણમાં વસતા ગામડામાંથી કેટલાક ભાઈઓ આવેલા છે. જીવનનિર્વાહ માટે જે ભગીરથ પુરુષાર્થ આ બાજુ આવીને આ ભાઈઓને કરવો પડે છે તેથી સાંસ્કૃતિક વિકાસ માટે નહિવત્ કાર્ય થઈ શક્યું છે. જીવનદૃષ્ટિ અને જીવન-ફલક સાંકડુ અને એકાંગી બની ગયું છે.

આ રણના વેરાનભર્યા માર્ગે થોડાક માનવીઓ મને એવા મળ્યા જેણે મારા ટૂંકા રોકાણને રસભર્યું કર્યું. આ ભાઈઓના મોટા ભાગના અહીંની મોટી કંપની એ-બીસમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવે છે. આ કંપનીનો ઇતિહાસ પણ રોમાંચક છે. આજે તો એનો વિસ્તાર એક રજવાડા જેટલો થઈ ગયો છે. અને અહીંના અર્થકારણમાં અગત્યનો ભાગ ભજવે છે.

શ્રી. મગનભાઈ પટેલ પોરડાના વતની, ઉંમર માંડ ૪૧ વરસ હશે. પણ ચકોર દૃષ્ટિ, કુશાગ્રબુદ્ધિ, ઉદ્યમી ને ખંતીલા સ્વભાવના આ જુવાને ઉપલી કંપનીમાં અગત્યનું સ્થાન મેળવ્યું છે અને એક ડાયરેક્ટર તરીકે કાર્ય સંભાળે છે. એમના મોં ઉપર શાંત સૌમ્યતા પથરાએલી છે. કોણ જાણે કેમ પ્રથમ દૃષ્ટિએ મારા ઉપર એમની ઊંડી છાપ પડી. એમની સમજણનો વિકાસ કેટલો બહુમુખી થયો છે તે તો એમની સાથે જ્યારે અનેક વિષયો ઉપર વાતો થઈ ત્યારે પડી. મારા મનમાં જે બીજી વ્યકિતઓ વસી ગઈ તેમાં નથુ મુલજીવાળા શ્રી. નગીનભાઈ. ફૂલચંદ લીલાધર-વાળા પ્રભુદાસભાઈ અને જયંતિભાઈ. પોતાના ભરચક કામમાંથી વખત મેળવીને મારી સાથે એ ફર્યા ને એડનનો જુદો જુદો વિસ્તાર બતાવ્યો. એમનો માયાળુ સ્વભાવ મને સદા યાદ રહેશે.

ડૉ. માવાણી, વિનોદ પારેખ, ડભુભાઈ મહેતા, મગનભાઈ શાહ, ડૉ. કૌશિક મહેતા, ગુલાબચંદભાઈ સીરાજ વગેરે ભાઈઓ આજે તો સ્નેહી જેવા બની ગયાં છે.

# લિચ્છવી હોય ત્યાં વૈશાલી !

ધૂમકેતુ

> આપણા ઇતિહાસનો સુવર્ણ યુગ એટલે ગુપ્તયુગ. એ યુગને નવલગ્રંથાવલિમાં વણી લેવાની શરૂઆત શ્રી ધૂમકેતુની નવી પ્રગટ થનારી નવલકથા **આમ્રપાલીથી** થાય છે. એ નવલકથાનું આ એક જોશીલું પ્રકરણ જ એનું અજબ આકર્ષણ જમાવી જાય છે, તો એ પુસ્તક વાંચ્યા વગર રહેવાય જ કેમ ?

**આ**ખી મેદિની ચકિત થઈને ઊભી રહી હતી. ગોપાલ જ રાજા બિંબિસારને આંહી લાવ્યો હતો એ નક્કી હતું. જો રાજા બિંબિસાર એ માર્ગ દેખી ગયો હોય તો, એણે, અને ગોપાલે બન્નેએ આંહીં જીવનપર્યંતનું કાં બંધન સ્વીકારવું જોઈએ, કાં એમણે જીવનમાંથી જ વિદાય લેવી જોઈએ. ત્રીજો કોઈ માર્ગ જ ન હતો. જો રસ્તો જાણીતો થઈ ગયો હોય, તો વૈશાલીની અભેદ્ય દુર્ગાવલિ એક મિથ્યા કર્ષાપણ જેટલી પણ મૂલ્યવાન રહેતી ન હતી !

સિંહનો ચહેરો ચિંતાભર્યો હતો. એની આંખમાં મહાભય બેઠો હતો. પણ એની મુખમુદ્રા તો શાર્દૂલનો જ દેખાવ ધારી રહી હતી. આખી મેદિનીની નજર એના ઉપર હતી. એક એક પળ એક એક યુગ સમાન જણાતી હતી. જનપદકલ્યાણી ગોપાલને પણ આવવા દેવાની ના પાડશે તો ? તો શું થશે ? એ વાતની ચિંતા હવામાં દેખાઈ આવતી હતી. બધા સ્થિર જણાતા હતા, પણ અસ્થિર હતા. બધે મૌન લાગતું હતું પણ સેંકડો શંકાઓ પ્રગટી હતી. બધે શાંતિ જણાતી હતી. પણ નીચે અશાંતિનો સાગર ધુધવી રહ્યો હતો.

એટલામાં તોમરદેવ પંડિત ને વજ્જિપુત્તક આવતા દેખાયા. બધામાં શ્વાસ અધર ચડી ગયા. પણ તેમની તરત પાછળ ધીમે શાંત પગલે જમીન સરસી નજર રાખીને ગોપાલ આવતો દેખાયો અને બધાના શ્વાસન, આશ્વાસ પામ્યા હોય તેમ, જરાક શાંત થયા.

ગોપાલ ત્યાં આવ્યો. આખી મેદિની એને આવેલો જુએ માટે વજ્જિપુત્તક પોતાનો રથ લઈને આગળ આવ્યો. એના રથને આવવા માટે વચ્ચે તરત જગ્યા થઈ ગઈ. લિચ્છવીઓ એક વ્યવસ્થિત પંક્તિમાં ગોઠવાઈને ઊભા રહી ગયા હતા.

ગોપાલ તરત ત્યાં દેખાયો. તેને વજ્જિપુત્તકે પોતાના રથ ઉપર લઈ લીધો. સિંહનાયકથી થોડે દૂર વજ્જિપુત્તકનો રથ સ્થિર થઈ ગયો.

---

એડનનો દરિયાકાંઠો મનોહર છે. ગોલ્ડમોર અમે રાતના નવેક વાગે એકવાર ગયા હતા. એડનથી ૮–૯ માઈલ દૂર. ચાંદની રાત હતી, ત્રણ બાજુ ઊંચા ડુંગરા, ચોથી બાજુથી ખુલ્લો દરિયો. રાતની નિરવતા મીઠી ને ભયંકર લાગતી હતી. આ નિર્જન સ્થળમાં રાતની શૂન્યતાનો પડઘો ઊઠતો હતો. પવન ગાજતો હતો. પાછા ફર્યા ત્યારે ત્યાંના વાતાવરણની અસર મનમાં રહી ગઈ.

એડન વિષે ઘણું લખવું છે પણ આ નાના પત્રમાં કેટલું લખાય ? આજે તો મારા મનમાં ઊઠતાં સ્પંદનો જ માત્ર વ્યક્ત કર્યાં છે.

વિદાયની આ ઘડીએ એડનના મારા રહેવાસને સર્વ રીતે સફળ બનાવનાર મારા સ્નેહી ને મિત્ર મણિભાઈ શેઠ અને અ. સૌ. વસંતબેન શેઠનો આભાર જેટલો માનું તેટલો ઓછો છે. એ કુટુંબનું સ્નેહાળ ને સાંસ્કારિક વાતાવરણ મને ઘણું ગમ્યું. ચોક્કસ ધ્યેય ને દૃષ્ટિ સાથે એ જીવી રહ્યાં છે. એમની સ્મૃતિ મારા મનને ભીંજવી રહી છે. સ્વજન જેવા કુટુંબને છોડીને જતાં મન ભારે બની ગયું. આપણા ઘેરથી જ વિદાય લેતો હોઉં તેવી લાગણી મન અનુભવી રહ્યું છે.

★





હવે શું થાય છે તે જોવા માટે બધાની ઉત્કંઠા વધી ગઈ. સિંહનાયકે પોતાના ખભા ઉપરથી ધનુષ ઉઠાવ્યું. એની એ ક્રિયા જોતાં આખી મેદિની, ગંભીર, સ્થિર, શાંત, ચિંતાભરી બની ગઈ.

'વજ્જિપુત્તક ! ગોપાલને રથ ઉપર ઊભો થવાનું કહે, આખી મેદિની એને જોવા ઇચ્છે છે !'

ગોપાલ-વાતને સમજતો લાગ્યો. તે તરત રથ ઉપર ઊભો થઈ ગયો. આખી મેદિની એને જોઈ રહી. એ આખી મેદિનીને જોઈ રહ્યો. પોતે વૈશાલી માટે શું શું કરી રહ્યો હતો, છતાં આંહીં લિચ્છવીઓ હજી અનેક શંકાની ભયંકર દૃષ્ટિથી એને જોતા હતા, એનો ખેદ એના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતો હતો.

'ભન્તે ગોપાલ !' સિંહનાયકનો સોનેરી રણકા જેવો અવાજ બધે સંભળાયો. એકદમ મૂગામાં મૂગી અને એમાં પણ મૂગી એવી શાંતિ વ્યાપી ગઈ.

'ભન્તે ગોપાલ ! જે સત્ય હોય તે બોલવાનું છે !'

'લિચ્છવી કદી અસત્ય બોલતો નથી. ભન્તે નાયક !' ગોપાલનો જવાબ આવ્યો.

'રાજા બિંબિસારને આંહીં લાવનાર કોણ ?'

'હું, ભન્તે નાયક !'

'કયે રસ્તે લાવ્યા ?'

'જનપદ કલ્યાણીના અભેદ્ય માર્ગે !'

'ભન્તે ગોપાલ ! એ માર્ગ તમારો જાણીતો છે ?'

'હા ભન્તે નાયક !'

'તમને ખબર છે, એ માર્ગ લિચ્છવીઓને મન અમૂલ્ય છે ?'

'અને પવિત્ર પણ છે !'

'એ માર્ગ બીજાને બતાવનાર માટે......'

'વધની શિક્ષા છે, એ મને ખબર છે !'

'તમે રાજાને એ માર્ગે લાવ્યા ?'

'મેં હા કહી દીધી છે !'

'રાજાને એ માર્ગની જાણ થઈ છે ?'

'હા !'

સિંહનાયકની વ્યથાનો પાર રહ્યો નહિ. પણ આખી મેદિની એની એ વ્યથાને જોઈ રહી હતી. તેણે તરત પોતાના ઉપર કાબુ મેળવી લીધો.

'ભન્તે ગોપાલ ! એ માર્ગ રાજા જાણે છે એમ તમે કહ્યું ?'

'ભન્તે નાયક ! એ માર્ગની રાજાને જાણ થઈ છે એમ મેં કહ્યું છે. રાજા એ જાણે છે, એમ મેં કહ્યું જ નથી. રાજા એ માર્ગ જાણતો નથી !'

'જાણતો નથી ?' સિંહના અવાજમાંથી એક જબરજસ્ત આશ્વાસનનો સ્વર સંભળાયો: 'જાણતો નથી એટલે ? તમે વધારે સ્પષ્ટતાથી વાત કરો. શું રાજાએ એ માર્ગ દેખ્યો નથી ?'

'ના, દેખ્યો નથી. રાજાએ એ માર્ગ પગ તળે જાણ્યો છે !'

'આ . . . હા ! ત્યારે તો . . .'

'ભન્તે નાયક ! જ્યાં જ્યાં એક લિચ્છવી વસે છે, ત્યાં ત્યાં વૈશાલી મહાન નગરી વસે છે. રાજાને અંધારઘેરી વસ્ત્રપટ્ટીઓથી આચ્છાદન કરવામાં આવ્યું હતું !' સિંહના મોં ઉપર તેજ આવી ગયું. આશાના અંકુર આવ્યા. એણે આશ્વાસનનો શ્વાસ લીધો. પણ ત્યાં રથી વજ્જિપુત્તક બોલ્યો:

'ભન્તે નાયક ! આમ થયું હતું તેની પ્રતીતિ શી ?'

'હા, તેની પ્રતીતિ શી ?'

'બરાબર છે ! પ્રતીતિ શી ?'

સિંહે ગોપાલ સામે જોયું. 'ભન્તે ગોપાલ ! તમે રાજાને અંધારઘેરી વસ્ત્રપટ્ટીમાં આચ્છાદન કરીને લાવ્યા એ બરાબર, પણ તેની પ્રતીતિ શી ?'

ગોપાલ જરાક ગુંચવાતો જણાયો.

એટલે તો પ્રશ્નો ઉપર પ્રશ્નો આવવા માંડ્યા.

# સગડીએ સંઘરેલી

જયન્તિકા ઝવેરી

**છોકરીઓના ઉછેર માટે લેવાતી વધુમાં વધુ બેદરકારી અને આપણું સાવ હલકટ સામાજિક વાતાવરણ કેટલાંય જીવન બરબાદ કરી નાખે છે! આ સત્ય પ્રસંગ-વિશેષને રજૂ કરનાર લેખિકા ફિલસૂફી અને માનસશાસ્ત્ર સાથે એમ. એ. થયાં છે એટલે એની રજૂઆતમાં એ બન્ને દૃષ્ટિની ઠીક ઠીક અસર છે.**

સુભદ્રા અને નિરંજન ઘણાં વર્ષોથી પરિચયમાં હતાં. બન્નેનાં વડીલોએ તેમનો ભાવિ સંબંધ નક્કી કરેલ હતો એટલે બીજી કોઈરીતે સારું ખોટું નક્કી કરવાનું તેઓને રહેતું નહોતું. ખાસ કરીને તેઓ એક બીજાને ગમતાં હતાં અને પ્રેમસંબંધ લગ્નમાં પરિણમે તેવું ઇચ્છતાં હતાં.

સુભદ્રા નાનપણથી એવા વાતાવરણ નીચે ખેંચાયેલી રહેતી કે અભ્યાસ પ્રત્યે તેનું દિલ ચોંટતું જ નહિ. લગ્ન સંબંધી કે એવી બીજી કોઈની પણ વાતો થતી હોય તો એમાં તેને વધુ રસ રહેતો, એની જિજ્ઞાસા વધુ ને વધુ સતેજ બનતી. અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરી તે ઊઠી ગઈ. કારણ તેનું મગજ જ તે તરફ દોડતું નહોતું. ન્યાતના સમારંભો કે જમણવાર હોય ત્યારે તો જાણે ધરાઈ ધરાઈને વાતો કરવા મળતી હોય તેમ 'આજે તો આ જગ્યાએ જવાનું છે' એટલું જ પૂરતું થઈ પડતું. હમેશાં માબાપ નાનપણથી છોકરીઓની ચિંતા સેવતાં જ હોય છે. તેમની દૃષ્ટિ ક્યારે સારું ઘર મળે અને એને પરણાવી દઈએ એ જ જોતી હોય છે. સુભદ્રા માટેની ચિંતા હતી પણ શોધી રાખેલો મુરતીઓ હતો પછી તો પૂછવું જ શું. અચાનક નિરંજનને માંદગીએ ઘેરી લીધો. આગળ ઉપર કંઈ બીજું સ્વરૂપ પકડે તે પહેલાં તો તેને બહારગામ હવાફેર માટે લઈ ગયાં. નિરંજનની આવી લાંબી માંદગી જોતાં સુભદ્રાના માબાપ ગભરાયાં અને તેઓની સગપણ કરવાની ઇચ્છા મોળી થઈ ગઈ. હવે તો સુભદ્રા મક્કમ હતી. જો કે તેને માંદગીની ભયંકરતાનો ખ્યાલ નહોતો. તેઓનો પત્રવ્યવહાર પણ ચાલુ હતો. નિરંજન સાજો થઈને તુરત પાછો ફરશે. પોતે લગ્નગ્રંથિથી તેની સાથે જોડાશે અને આનંદથી જીવન વિતાવશે એ ખ્યાલ તેના મગજમાં રમ્યા કરતો હતો. છ મહિના પછી નિરંજન સંપૂર્ણ સાજો થઈને પાછો ફર્યો. સુભદ્રાની જીદને કારણે તેના પિતાજીને પણ નમતું આપવું પડ્યું અને અંતે બન્નેનાં લગ્ન ખૂબ ધામધૂમથી થયાં.

સુભદ્રા પરણીને સાસરે ગઈ. મોજીલી સુભદ્રા, હવે પોતાની બધી મનોકામના પૂર્ણ થશે એ ખ્યાલે ખૂબ ઉત્સાહમાં હતી. અને બન્યું પણ તેમજ. શરૂઆતમાં તો પતિપત્ની ખૂબ હરતાં ફરતાં અને સુભદ્રાને તો જીવનમાં મોજશોખ એ જ મુખ્ય હતું. એટલે આનંદિત રહી શકતી. જ્યારે નિરંજનની દૃષ્ટિ આખી જુદી જ હતી. પૈસાપાત્ર ગણાતા કુટુંબમાંથી દમડી છૂટી શકતી નથી, તેને તો સુભદ્રા કરતાં પણ સ્વાર્થ વધુ વહાલો હતો. દૃષ્ટિ સંકુચિત, અને પોતાની માનસિક નબળાઈને જીતવા માટે સુભદ્રા ઉપર પ્રયોગ અજમાવવો શરૂ કર્યો.

લગ્ન પછીના બહુ ટૂંકા સમયમાં નવું પ્રકરણ ઊભું થઈ ગયું. સુભદ્રા તેનાં જૂના સ્ત્રીમિત્રો સાથે પણ વધુ સંબંધ ન રાખે તેવું તે અંતરથી ઇચ્છતો હતો. સુભદ્રા માટે તેનો અમલ કરવો ખૂબ અઘરું હતું

---

'હા, પ્રતીતિ શી?'

'પ્રતીતિ આપો!'

'શી પ્રતીતિ આપો છો? અમારે શી રીતે માનવું?'

'તમે કહો તે જ સત્ય એમ?'

'ભન્તે ગોપાલ! લિચ્છવી કદી પણ અલિચ્છવી બનતો નથી. લિચ્છવીઓને એની પ્રતીતિ કરાવો.







છતાં તે પોતાના ભોગે તેમ કરવા તૈયાર થઈ. પણ ટૂંકી દૃષ્ટિ આટલેથી જ કંઈ ઓછી સંતોષ પામી શકે છે! ઘરમાં અમુક અંશે વિખવાદ પણ ઊભો થવા માંડ્યો. પતિની દરેક બાબતમાં નામરજી જોતાં, કંઈજ શાંતિ નહિ મળી શકતાં સુભદ્રા હવે ત્રાસવા માંડી હતી. પ્રેમલગ્ને જાણે ભયંકર આંચકો ન અનુભવ્યો હોય એવો ભાસ હંમેશ તેને થયા કરતો. નિરંજન પણ પોતાની ધૂનમાં જ તેને કોઈ રીતે સંતોષ આપી શકવાને અશક્તિમાન નીવડવા લાગ્યો. કંજુસ કુટુંબ મનથી, કે હૃદયથી તો કંજુસાઈને કેવી રીતે ટાળી શકે! નિરંજન પણ તેમાંથી બકાત રહી શક્યો નહોતો. ઘરનું વાતાવરણ એવું ઘેરાયેલું હતું કે સુભદ્રા તે જીરવી શકવાને અશક્ત બનતી ગઈ. આમે સુભદ્રા એવા કુટુંબમાંથી આવેલી અને પોતે કંઈક સ્વતંત્રરીતે આટલે સુધી પહોંચી હતી. કદી કોઈની પરવા કરી નથી એ છોકરી સહેજ પણ અન્યાય, જુલ્મ થતો કેમ સહી શકે? અને તેમાં વધુ તો જે વ્યક્તિને અંગત રીતે પોતાની માની, જેના ઉપર જ જિંદગી નભવાની હોય તેની પણ પોતા પ્રત્યે બેદરકારી જોતાં તે ખૂબ નિરાશ થઈ ગઈ. બંને વચ્ચે ઘર્ષણનું મૂળ કારણ ઘસરકાને અંતે પણ મળવી જોઈતી શાંતિનો અભાવ. પછી તો તે તેનો શોખ તો ક્યાંથી જ પૂરો કરી શકે!

એ શોખમાં ને શોખમાં તો તેણે એક મોટી ભૂલ પણ કરી નાખી. લગ્ન પછી થોડા સમયમાં ગર્ભપાત કરાવી નાખ્યો.- કારણ બાળક હોય તો પોતે કોઈ જાતના શોખ પૂરા નહિ કરી શકે અને પોતાની બેનપણીઓ પણ ટીકા કરે. નિરંજને પણ તેને તેમ કરવામાં મદદ કરી. સુભદ્રા આ જ કારણે તેનું સર્વસ્વ ગુમાવી બેઠી. વર્ષો વીત્યાં પણ ફરી તે માતૃપદ પ્રાપ્ત ન કરી શકી. અને જાણે ચારેબાજુથી પોતાને કોઈ કોરી રહ્યું હોય તેજ ભાવ સાથે તેને જીવન વ્યતીત કરવાનું રહ્યું.

નિરંજનના સ્વભાવથી જેમ જેમ પરિચિત થતી ગઈ તેમ તેમ દુઃખી થતી ગઈ. દુઃખનાં મૂળ ઊંડા નંખાયાં. પોતાની મિત્રતામાં વિક્ષેપ નાખ્યો તે તો તેને ખૂંચી રહ્યું હતું પણ હવે મિત્રોને છોડવા બદલ પસ્તાવા લાગી.

આમ હણાઈ ગયેલી સુભદ્રા એક દિવસ તે જ મકાનમાં ઘાસલેટ છાંટી બળી ગઈ. પરોઢીયે જ્યારે પડોશીઓએ બૂમાબૂમ કરી મૂકી ત્યારે ઘરનાં જાણે ઝબકીને જાગ્યાં હોય તેમ બળતી આગ જોઈને સ્તબ્ધ બની ગયાં. તેને હૉસ્પિટલમાં લઈ જવામાં આવી અને થોડા કલાકોની શુદ્ધિએ તેની જુબાનીમાં કહ્યું કે 'સગડી સળગાવતાં ઝાળ લાગી જવાથી પોતે બળી છે.'

સમાજ જે સુભદ્રાને ન સંઘરી શક્યો એને આખરે સગડીએ સંઘરી—એક નહિ, અનેક સુભદ્રાઓ પોતાની અપ્રગટ વાતો અને અસહ્ય જુલમો સગડી સાથે પ્રગટાવી નથી દેતી!

★

## સુયોગ

ઋતુ છે વસન્ત, ફૂલડાં હસન્ત, કોકિલ! કંઠ ખોલોને!
વય છે નવયુવા, મનના પપીહા, 'પિયુ' 'પિયુ' બોલોને!
વર્ષાની આ ઝડી, ધરા, ઉરે તડી, મોર! કલા ખોલોને!
ચન્દ્ર ઝરે અમી, જાય બધે ઝમી : ચકોર! કાંક બોલોને!
સારંગ રાગ—ફાગે, નવા અનુરાગે : મનમૃગ ડોલોને!

અનામી

# નૂરજહાં

યશોધર મહેતા

> પ્રેમમાં પડેલો આત્મા કદી વિષયી હોતો નથી અને વિષયી આત્મા કદી પ્રેમીજન હોતો નથી. વિષયી સ્વાર્થી હોય છે, પ્રેમી પરમાર્થી હોય છે. પ્રેમની આવી ગજબનાક ફિલસૂફી રજૂ કરતો જહાંગીર–નૂરજહાંનો ઇતિહાસપ્રસિદ્ધ પ્રેમકિસ્સો અને પ્રેમના તણખા વેરતી શ્રી યશોધર મહેતાની કલમ— પછી એ વાંચ્યા વગર રહી શકાય? આવા જગમશહૂર નવ પ્રેમકિસ્સાઓનું લેખકનું નવું પુસ્તક પ્રેમગંગા આ માસમાં ભારતી સંઘ તરફથી પ્રગટ થયું છે.

શાંત, સૌમ્ય અને શીળી ચાંદની જમનાનાં જળ ઉપર વરસી રહી હતી. પટનો વિસ્તાર પ્રકાશનાં પૂરથી છલકાઈ રહ્યો હતો. ચંદ્રસાગરમાં એક ઘણું જ રમણીય જહાજ સ્થિર દેખાતું હતું. ધારીને જોતાં જણાતું હતું કે તે રાજમહેલ હતો. તેની અટારીઓ અને અગાસીઓ ચંદ્રની કળાને શોભાવી રહ્યાં હતાં.

નદીના પટ ઉપર એક નાના સરખા મકાનની અટારી ઝૂકી રહી હતી. અટારીએ એક યુવાન સ્ત્રી આકાશ તરફ જોતી ઊભી હતી. તેનું મોં ગોળ અને ગૌર હતું અને બાંધો નાજુક હતો. પૃથ્વી ઉપરનો ચંદ્રમા જાણે આકાશના ચંદ્રને આવકારી ના રહ્યો હોય તેવો ભાસ થતો હતો.

મકાનની અડોઅડ કોટની રાંગ ચાલી આવતી હતી. કેટલેક દૂર કોટનો એક બુરજ હતો અને ત્યાં એક દરવાજો પડતો હતો. દરવાજામાંથી રાજમહેલ તરફ જવાનો રસ્તો હતો.

જમનાનો જળતરંગ ચંદ્રના પ્રકાશને પીંજી રહ્યો હતો. યુવતી જળપટને તથા આકાશપટને નિહાળતી ધીરૂં, મધુરૂં, સુરીલું કો ગાન કાનોકાન સંભળાય તેમ ગાવા લાગી. ચંદ્રમા તેનો અર્થ સમજી વધારે પ્રફુલ્લ બન્યો અને એની આનંદ લહરીથી ચંદ્રિકાનું લાવણ્ય વધારે ખીલી ઊઠ્યું.

મૃદુ, મીઠા અને મનોહર અવાજથી તે ગાતી હતી કે:

> "ઇશ્કકી દર્દમેં ગુઝર ગઈ તમામ રાત
> આશક કી હિજ્રમેં ગુજર ગઈ તમામ રાત."

સ્વરના મોહક અને માદક આવર્તો યમુનાને નિદ્રાધીન કરી રહ્યા હતા. બુરજની બાજુએ અવાજનો પડઘો પડતો હતો જેની જાણ તરૂણીને હતી નહિ. સુમધુર નાદાવર્ત પ્રસરતો પ્રસરતો મહેલ સુધી પહોંચતો હતો.

એક યુવાન ચારપાંચ તરૂણીઓથી વીંટાએલો મદિરા પીતો પીતો ચોપાટ ખેલી રહ્યો હતો. મદિરાથી એની આંખો ઘેરાઈ હતી અને દિલમાં મોજ અને મસ્તી ફેલાયાં હતાં. કવિ હતો અને કાવ્યના રસ એને સદા પસંદ હતા.

"કેવી અચ્છી વાત! આશકના વિરહમાં સારી રાત ખરચનાર આ બુલબુલ કોણ હશે! ચોપાટમાં સારી રાત ખરચનાર સલિમને આ કોણ ટોકી રહી હશે!" એટલું કહી એણે પાસા ફેંક્યા અને મદિરાનો ઘૂંટડો ઉતાર્યો.

પેલો મનોહર પડઘો ચાલુ હતો. એના અવાજમાં યુવાન મુગ્ધ બની ગયો. એક રૂપાળી યુવતી સાથે થોડું ગેલ કરી તે ઊભો થયો અને શાલ ઓઢી આવાસના દ્વાર તરફ જોવા લાગ્યો.

"કુતુબ!"

"ભાઈજી!"

"ચાલ આ ચકોરીની ભાળ કાઢીએ."

ચંદ્રિકાના સુંદર કટોરામાં તરૂણીના કંઠનું અમૃત





છલકાતું હતું તે પીતો પીતો નવજવાન પોતાના સાથી સાથે બહાર આવી બુરજના દરવાજા તરફ ચાલવા લાગ્યો. સંગીતની મધુરતાથી તેના દિલની બુલબુલ ટહુકવા લાગી. તે ગણગણવા લાગ્યો, અને અવાજની દિશા તરફ ધસડાવા લાગ્યો.

કોટની કીનારે બંને ચાલતા હતા અને થોડી વારમાં પેલા ઝરૂખા સુધી બંને આવી લાગ્યા. યુવાન જ્યાં આકાશનો ચંદ્ર જોવા ગયો ત્યાં અટારીએ ઊભેલી તરૂણી તેની નજરે પડી. તેને જોતાં જ તે થંભી ગયો અને કોટને અડીને બંને ઊભા રહ્યા.

તરૂણી કંઠ ભરીને ગાતી હતી અને એનો આત્મા પ્રકૃતિની લીલામાં લીન થઈ ગયો હતો. સ્વરોના આરોહ અને અવરોહમાં સ્થાવર જંગમ વિશ્વ જાણે સ્તબ્ધ બની ગયું હોય તેવું લાગતું હતું ત્યાં તરૂણીનું ગાન, બાળક જેમ એકાએક સુઈ જાય તેમ અટકી ગયું. એના મુખચંદ્રને જોતા તે પ્રણયસમાધિમાં ચઢી ગયો અને અનાયાસ એનું કવિહૃદય ફૂટી ઊઠ્યું:

“ અયે સનમ આશિકકો તેરે મિલકર ભુલાના ચાહીએ
દર્દ ઓ ગમખ્વાર કો મિલકર ભુલાના ચાહીએ
અય પરી પયકર સનમ તેરી રૂયે મેંહ વશ
શર્મ સારી વર્ક કર રૂ પોશ ઉઠાના ચાહીએ. ”

એ શબ્દો તરૂણીના કાને અથડાઈ દિલે પહોંચી વળ્યા. એના દિલનો દિલરૂબા વાગી ઊઠ્યો અને વિરહનું સ્મૃતિનૃત્ય શરૂ થયું. એણે નીચી નજર કરી અને કોટને અઢેલીને ઊભેલી આકૃતિઓ જોઈ.

બંનેની આંખો મળી ગઈ. યુવાને જોયું કે ચંદ્રનું તેજ તરૂણીના મુખ ઉપરના તેજ કરતાં ઝાંખું હતું. કે પછી ખુદ ચંદ્ર શું એના વદનના પ્રકાશથી તો નહિ પ્રકાશતો હોય! એનું મુખ નહોતું એકલું કમળ, નહોતું એકલું સૂર્યમુખી, નહોતું એકલું ગુલાબ. એ ત્રણે ફૂલોનો જાણે ગોટો હતો. યમુનાને નિહાળતી શ્વેતાંગી ગંગાથી તે અટારીએ શોભતી હતી. ઝડપથી તે અંદર જતી રહી અને આકાશમાં રહેલો ચંદ્રમા યુવાન ઉપર નારાજ થયો.

તે રાતથી યુવકનું હૃદય ઘાયલ થયું. તે રાતથી પેલી તરૂણીએ તેના અંતઃકરણનો કબજો લીધો.

વારંવાર તે પેલી અટારી નીચે જવા લાગ્યો અને કદી કદી પેલી તરૂણીના ઊડતાં દર્શન પામી કૃતાર્થ થવા લાગ્યો. એનું મન બીજા કશામાં ચોંટતું નહિ અને વિહ્વલ બની શૂન્ય જેવું રહેવા લાગ્યું. શરાબ વધારે પીવા લાગ્યો, એવું માનીને કે તરૂણીને વિસરી શકયા. પરંતુ અનંગના શરાબ ઉપર અંગૂરના શરાબની કશી અસર થઈ નહિ, ફક્ત મન વધારે નબળું પડ્યું.

તેના સાથીએ તપાસ કરી. પેલી યુવતી એક ઉમરાવની પુત્રી હતી તેના રૂપ અને ગૌરવથી દરબારના ઘણા યુવાનો ઘેલા થયા હતા. પ્રૌઢો પણ આકર્ષાતા. ગ્યાસુદ્દીનબેગ ઈરાની હતો. વખાનો માર્યો ભારત આવ્યો હતો અને ચાલાકીથી અને હુંશીઆરીથી સમ્રાટ અકબરના દરબારમાં સ્થાન પામ્યો હતો. ભારત આવી રહ્યો હતો ત્યારે રસ્તામાં તેની પત્નીએ એક પુત્રીને જન્મ આપ્યો. છોકરી અત્યંત કાંતિમાન હતી અને પ્રભાતનાં રશ્મિઓ જ્યારે એના મનોહર વદન ઉપર ખેલતાં ત્યારે સૂર્યની દીપ્તિ જેવી તે પ્રકાશતી. માબાપે તેનું નામ મિહર–ઉન્–નિસા રાખ્યું. એનો અર્થ સૂર્યનું તેજ.

આમામાં તે મોટી થવા લાગી અને પ્રકાશમાન સૂર્ય જેમ આભમાં પ્રતિ ઘડી ચઢ્યા કરે તેમ તેના પિતાની આબાદીનો આફતાબ ચઢતો ગયો. ધીમે ધીમે તે મુખ્ય દરબારીઓમાં એક ગણાવા લાગ્યો.

મિહર–ઉન–નિસા એની માતા સાથે બેગમો પાસે જતી આવતી. ત્યાં તેના સૌંદર્યની ઘણી તારીફ થતી. બીજું એક ઉમરાવ કુટુંબ શહેનશાહ અકબરને પ્યારું હતું. તે કુટુંબનો એક નવજવાન સમશેરના પ્રતાપથી ખ્યાતિ પામ્યો હતો. તેનું નામ હતું અલિકુલિ.




સમશેર બહાદૂર યુવાનના પ્રતાપી વ્યક્તિત્વથી મિહર–ઉન–નિસા અંજાઈ હતી. એકવાર એણે એને પટાબાજી ખેલતો જોયો હતો, અનેક યુદ્ધોમાં તેની વિજયભેરી તેણે સાંભળી હતી.

ઘણીવાર તે પોતાના આવાસ આગળથી અલિકુલિને જતો જોઈ પાળેલા કબુતરને ઉડાડતી. કબુતરના પગે દોરી સાથે એક કાગળ બાંધતી અને તેમાં અનેક સુંદર પ્રેમકાવ્યની લીટીઓ ટપકાવતી. નવજવાન પેલા કબૂતરને પંપાળતો અને કાગળ વાંચી ચુંબન કરી પંખીને છોડી મૂકતો.

' મારું દિલ તારી સમશેરની સામે મૂકું છું. તું એને છેદી નાખ જેથી ગાઢ પ્રેમની આરામગાહમાં હું સુખેથી સૂઉં."

"તારા દિલના કટકા ક્યાંથી થાય! એ તો પાષાણનું છે. મારી સમશેર તો તારા પગની ધૂળ છે."

"એ પાષાણનું નથી પુષ્પનું છે. એની સુરભિ એ તારી સમશેરનું રક્ત બની છે."

"આફતાબના જીગરને પતંગિયું શું પામી શકે? ઈરાની ગુલનું અત્તર બાવળના થડે સંભવી શકે? હું તો અત્યંત ગરીબ માણસ છું, ક્યાં તું એક ધનાઢ્ય ઉમરાવની પુત્રી અને ક્યાં હું!"

"તું પતંગિયું નથી, મારી આંખોનું તેજ છે. તું બાવળનું થડ નથી ચિનારનું ઘટાવિસ્તર્યું વૃક્ષ છે. તું ગરીબ નથી, તારી સમશેરથી તેં સારી જહાંને ગરીબ કરી છે. હું ઉમરાવ–પુત્રી છું પણ ઉમરાવોના પણ ઉમરાવની પત્ની થવા તલસું છું. તારા જીવનની તું મને સમશેર કર."

પ્રચંડબાહુ અલિકુલિના પ્રતાપી ભુજપાશમાં તે ભીડાઈ ગઈ અને સૂર્ય ઉપર એક વિશાળ વાદળું જેમ છવાઈ જાય તેમ મિહર–ઉન્–નિસાની સુખાકૃતિ ઉપર અલિકુલિનું વદન છવાઈ ગયું.

અને અકબરનાં લશ્કરોની સરદારીમાં તે બિહાર અને બંગાળના પ્રદેશોમાં વિજયભેરી વગાડવાનું ફરમાન પામ્યો.

તેના વિરહમાં મિહર ટળવળવા લાગી. અનેક ચાંદરાતો જેના સંયોગમાં વીતાડી હતી તે ચાંદરાત હવે એને અંધારી રાત જેવી લાગતી હતી. અટારીએ આવીને દિલના દર્દનો જમનાનાં જળ ઉપર અભિષેક કરતી. એના ગીતની કારુણી સહૃદયીઓનાં કાળજાં વલોવી નાખતી અને કદી તો જાણે પથ્થર પણ પીગળતા અને વજ્ર પણ ભેદાતાં.

પેલો યુવાન અને તેનો સાથી આવી ચઢ્યા તે એવી એક રાત્રિ હતી.

અટારી છોડી તે અંદર ગઈ અને ચોધાર આંસુએ પ્રિયતમને સંભારતી આક્રંદ કરવા લાગી. એને પેલી ટુંકોના લલકારનારની પડી નહોતી, એને એ શબ્દો પાછળ રહેલા પ્રીતમની પ્યાસ હતી.

અલિકુલિ ત્રણ ચાર માસ પછી વિજયડંકા સાથે પાછો ફર્યો સમ્રાટે એનું સન્માન કર્યું. વાઘ જેવા બહાદૂર સૈનિકનું નામ તેણે ' શેરે અફ્ઘાન ' પાડ્યું. તે નામથી તે જાહેર થયો.

મિહર–ઉન–નિસાનો આનંદ માતો નહોતો. એક સાંજે યમુના કિનારે પ્રેમીજનો મળ્યાં.

"હું તારી માગણી કરવાનો છું. સમ્રાટની પાસે. સમ્રાટ ઉદાર છે."

'તારા પિતાને પછી ના પાડવાનો મોકો જ નહિ રહે."

મિહરે શેરની સામે જોયા કર્યું અને શેરે તેની સુંદર અને સુંવાળી લટો રમાડી

"શું કરતી હતી આ ત્રણ માસ ?"

"જમનાને જોતી ગઝલો લલકારતી હતી."

"તારી ગઝલની તારીફ તો છેક શાહજાદા સલિમને કાને પડી છે."





"મારી ગઝલ મેં જમના સિવાય કોઈને કદી સંભળાવી નથી."

"તેં સંભળાવી નથી પણ ખુદ શાહજાદો સાંભળી ગયો છે."

"તને કોણે કહ્યું?"

"કુતુબુદ્દિન કોકાએ." કુતુબુદ્દિન કોકા સલિમની ધાવનો દીકરો હતો. સલિમનો સુખદુઃખનો સાથી હતો.

"એમ!"

"બંને જણા એક રાતે તારા ઝરૂખા નીચે સંતાઈને સાંભળી ગયા હતા."

મિહિર-ઉન-નિસાને પેલો પ્રસંગ યાદ આવ્યો.

"હશે." તે બેદરકારીથી બોલી.

"પણ ભારે થઈ છે."

"શું?"

"સલિમ તારા પ્રેમમાં પડયો છે. એને ખબર નથી કે તું મારી થઈ ચૂકી છે."

"આધા કામ હો ચૂકા. પરંતુ હું એના પ્રેમમાં નથી. મને સમ્રાટો અને શાહજાદાઓની પડી નથી. આ તમારો શાહજાદો, મેં સાંભળ્યું છે તેમ વ્યસની, વિકલ અને વિચિત્ર છે."

"અમારો શાહજાદો અદ્દભુત છે. દિલનો દરિયાવ છે, વર્તનનો ન્યાયી છે અને સૌનો પ્યારો છે."

"હશે. પણ મારો પ્યારો તો નથી."

"એ તને ઇચ્છે અને માગી લે તે પહેલાં જ હું શહેનશાહ પાસે તારી માગણી કરી લઇશ."

મિહર-ઉન-નિસાને વાત સમજાઈ.

બીજે દિવસે શેર અફઘાન જ્યારે શહેનશાહ પાસે ગયો ત્યારે શહેનશાહે તેને પૂછ્યું કે શું ઇચ્છે છે? તેણે ઝૂકીને કહ્યુ કે ગ્યાસ-ઉદ-દ્દિન બેગની પુત્રી. શહેનશાહે એની ઇચ્છા તત્કાળ સ્વીકારી લીધી અને ગ્યાસ-ઉદ-દ્દિનને ખુદ શહેનશાહે સલાહ આપી કે આ લગ્ન યોગ્ય છે.

બંનેનાં લગ્ન થયાં અને સલિમનું હૈયું ચીરાઈ ગયું. એના હૃદયમાં દુઃખની હોળી સળગી ગઈ. એની આશાનો કચ્ચરઘાણ વળી ગયો.

ત્રણ ચાર માસ સુધી તે મૂઢ જેવો રહેવા લાગ્યો. મોજ અને વિલાસ વિસરી ગયો અને એનું જીવન એક જીર્ણ ખંડેર જેવું બની ગયું. કુતુબ એની પાસેનો પાસે રહેતો, દિલાસો આપતો અને મન વાળવા પ્રયત્ન કરતો પરંતુ સલિમની શૂન્યતા જરા પણ ઘટી નહિ. સમ્રાટ અકબર પોતે પણ વિમાસણમાં પડી ગયો પણ જે બન્યું તે ન બન્યું થનાર નથી માની એણે પુત્રને આશ્વાસન આપ્યું.

"કુતુબ, આ જખમ હું કદી વિસરૂં તેમ નથી."

"જખમ કયાં કોઈએ જાણીને માર્યો છે?"

"શેર અફઘાને મારું સુખ છીનવી લીધું."

"નામદાર! એ વાત બરાબર નથી. એનું સુખ આપ છીનવી લો તે પહેલાં તેણે એને ચોક્કસ કર્યું."

"કુતુબ, ન્યાયની વાત છે. સલિમ ન્યાયની વાત જરૂર સ્વીકારે છે. ભલે એનું સુખ એની પાસે અને મારું દુઃખ મારી પાસે રહ્યાં. પણ શેર અફઘાન મારું સુખ ઊઠાવી ગયો છે એ વાત હું પ્રાણાંતે વિસરીશ નહિ."

"તેથી શું?"

"સમ્રાટને કહીશ કે એને મારી નજર બહાર કરો, હજારો કોસ દૂર મોકલો. મારા સુખની સાથે ગેલ કરતો હું એને જોવા ઇચ્છતો નથી."

અકબરે સલિમની વિનંતિ સ્વીકારી. શેર અફઘાનને બરદવાનની જાગીર આપી દૂર કર્યો. મિહરે અને શેરે આગ્રા છોડયું.

પણ સલિમ મિહર-ઉન-નિસાને ના ભૂલ્યો તે ના




જ ભૂલ્યો. એનું જીવન ખાલીખમ રહેવા લાગ્યું. શરાબની પ્યાલીઓ ઢાલવતો તે દીન દુઃખી અને દુબળો થતો ચાલ્યો.

આખરે અકબર બાદશાહ ગુજરી ગયા અને સલિમ જહાંગીર નામ ધરી સમ્રાટ બન્યો.

"કુતુબ, તેં મારી સેવા નિઃસ્વાર્થભાવે આજ દિન સુધી બજાવી છે. તને હું બંગાળનો સુબો કરું છું."

કુતુબ નમ્રતાથી અને આભારથી ભરેલા હૃદયથી જહાંગીર બાદશાહના શબ્દો સાંભળી રહ્યો.

"તું મારો મિત્ર છે અને મારાં સુખદુઃખનો સાથી છે. તું જાણે છે કે મારું દિલ હજી એટલું ને એટલું જ ઘાયલ છે. શેર અફ્ઘાનની પત્નીને હું વિસરી શક્યો નથી. મારી શાહનશાહત એના વગર સૂની છે. પણ એ તો મારું કમનસીબ હું ફોડી લઈશ. તું એટલું કરજે કે મિહર-ઉન-નિસા પાસે જઈ કદી મારી એકાદ શએર સંભળાવજે. એને કહેજે જે કાયદેસર બીજાનું છે તે ભલે બીજાનું રહે પણ જીગર ઉપર જીગરના કાયદાનો જ અમલ હોય છે. જહાંગીરનું જીગર મિહર-ઉન-નિસાના મુખારવિંદમાં સદા બીડાએલું જ છે."

સમ્રાટ્ના શબ્દો કુતુબ એકચિત્તે સાંભળી રહ્યો. એ શબ્દોમાં વ્યથા હતી.

"એને એટલું પણ કહેજે કે જહાંગીર પોતાના પ્રાણાંતે પણ જુલ્મી પગલું નહિ ભરે. સ્વેચ્છાથી તે શેર અફ્ઘાનની છે તો સ્વેચ્છાથી જ તેની ભલે રહે. જહાંગીરના દિલનો જખમ જહાંગીર પોતાની જિંદગીના અંત સુધી સહન કરશે."

શહેનશાહના શબ્દોમાં ત્યાગની છાયા હતી.

કુતુબ કોકા મિત્રના શબ્દો વિસર્યો નહિ. સુબા તરીકે તે બંગાળ આવ્યો.

બરદવાનના ઉમરાવ શેર અફ્ઘાને તેનો સત્કાર કર્યો પણ એના દિલમાં ડંખ હતો કે પોતાને સુબો ના કરતાં શહેનશાહે કુતુબને સુબો કર્યો હતો.

"ભાઈજી, શહેનશાહે આપની તથા બેગમ સાહેબની ખબર પૂછી છે."

"જહાંપનાહની મહેરબાનીથી મજાહ છે, નામદાર."

"બેગમ સાહબાને હું પોતે મળવા આવીશ. આપ બંનેને અનુકૂળ હોય ત્યારે જણાવશો."

શેર અફ્ઘાને કશો ઉત્તર વાળ્યો નહિ. સુબા તરફ એની ઠંડી બેપરવાઈ ચાલુ રહી. દિવસો વીતી ગયા પરંતુ નિમંત્રણ મળ્યું નહિ. જહાંગીરને લખવું શું તેના વિચારમાં તે પડી ગયો. થોડા દિવસ વીતી ગયા.

"ભાઈજી! બેગમ સાહિબા કેમ છે?"

"જરા તબિયત ઠીક નથી."

"તો હું જરૂર મળવા આવીશ."

"આપ તસ્દી ના લેશો."

કોકાને માઠું તો લાગ્યું કે પોતે સુબો અને સામો જવા તૈયાર હતો છતાં શેર અફ્ઘાને પોતાને નકાર ભણ્યો. કશું જ બોલ્યા વગર એ આસનેથી ઊઠીને ચાલ્યો ગયો. વાતને બીજા પાંચ સાત દિવસ વીતી ગયા.

શેર અફ્ઘાન શિકારે ગયો હતો એ વાતની કોકાને જાણ થતાં એક સાંજે તે એકલો શેર અફ્ઘાનના મહેલે ગયો. પોતાની સાથે એક સિપાહી અને છડીદાર રાખ્યા હતા.

અંદર જતાં છડીદારે છડી પુકારી અને સુબા સાહેબની આગતા સ્વાગતા થઈ.

"બેગમ સાહેબને કહો કે સુબા મળવા ઇચ્છે છે."

બુરખામાં સજ્જ થયેલી મિહર-ઉન-નિસા થોડીવારે દિવાનખાનામાં આવી. કોકા ઊભો થયો અને સલામ કરી આગળ આવ્યો.

"આપની તબિયત ઠીક નથી જાણી હું ખબર કાઢવા આવ્યો છું. કેમ છે આપને હવે?"



"ઠીક છે, ભાઈજી. આપે શા સારૂ તરદી લીધી?"

"બીજું કોણ તરદી લે? આપ જાણો છો કે હું તો વિધુર છું."

"આપની મોટી મહેરબાની. આપ તો મારા ભાઈ છો એટલે પડદાની જરૂર નથી."

એટલું કહી એણે પોતાનો બુરખો ખસેડી નાખ્યો.

સ્વરૂપના સાગરની પૂર્ણિમાની ભરતી જેવું તેનું મુખ કોકા એક ક્ષણ તો જોઈ જ રહ્યો વર્ષો વીત્યાં હતાં. અને સૌંદર્યનો બહાર તો સોળે કળાએ ખીલ્યો હતો, આંખો તો તેજીલી તરવાર જેવી ચમકતી હતી અને પ્રભાવથી છલકાતું અનુપમ વ્યક્તિત્વ કોકાને દબાવી રહ્યું હતું. કોકાને સમજાયું નહિ કે આ દેદીપ્યમાન સ્ત્રી સાથે વાત શી રીતે કરવી. એ તો મૂગો હોય તેમ બેસી રહ્યો.

"કેમ છે આપણું આગ્રા"? મિહરે થોડી વારે પૂછ્યું.

"આપ વગર સૂનું તો છે જ." ચતુર કોકાએ મોકો જોઈ મૂક્યું.

"એ વાતમાં સાર નહિ, ભાઈજી! જ્યાં આલમપનાહ હોય ત્યાં કશું સૂનું ન હોય."

મિહરના શબ્દોમાં ગાંભીર્ય, ચાતુર્ય અને મર્મ ભરેલાં હતાં, અવાજની મોહિની અખૂટ હતી.

"બેનજી, આપે બરાબર કહ્યું. કહું કે આલમપનાહ પોતે સૂના છે."

કોકા પણ રીઢો થઈ ગએલો દરબારી હતો. પ્રસંગે શું કહેવું તે સમજતો હતો મિહર નિરુત્તર રહી. એના મોં ઉપર નહિ જેવી સખ્તાઈ ફેલાઈ ગઈ. એ ભાવ એકાદ ક્ષણ જેટલો ચાલુ રહ્યો પછી તરત મૃદુ હાસ્ય ફેલાયું.

"ભાઈજી, આપ શિકારે જાવ છો?"

"નાજી, મને તો શહેનશાહની અને હાફિઝની ગઝલો સિવાય બીજા શોખ નથી."

"હાફિઝ મારો પ્રિય કવિ છે. જહાંપનાહ પણ શાએર છે એવું સાંભળ્યું છે. એમનું કાવ્ય કદી સાંભળ્યું નથી."

છેલ્લું વાક્ય એ બેપરવાઈથી બોલી. જવાબમાં કોકા બોલ્યો:

"અય પરી પયકર સનમ
તેરી રૂપે મેંહ વસા.
શર્મ સારી તર્ક કર;
રૂ પેરદા ઉઠાના ચાહીએ."

"ભાઈજી, મને ખબર નહિ કે તમે આ કહેવાના છો. નીકર બુરખો ના ખસેડત." હસીને તે બોલી.

કોકા ગંભીર થઈ ગયો અને મિહરને ધારીને જોઈ રહ્યો.

"જહાંપનાહના દિલમાં દર્દ છે તેથી શબ્દોમાં દર્દ. તમે ભલે હસો. તમે તો હસવાને સર્જાયાં છો પણ સલિમ તો રડવાને સર્જાયો લાગે છે."

"આલમનો શાહ રડે તો સારી આલમ રડે પણ આલમના શાહને રુદનનું કારણ નથી. હું એમનાં આંસુને લાયક નથી. આપ મારી હાંસી ના કરો."

"હાંસી નથી, અર્જ છે."

"શી અર્જ છે?"

"આપ આગ્રા પધારો."

મિહર-ઉન-નિસાનો ચહેરો કડક થઈ ગયો.

"પારકી પરણેતરને આવી અર્જ ગુજારવી તે શોભતું નથી, સુબાજી."

"શેરઅફઘાન તો આપની ઇચ્છા જરૂર સ્વીકારશે."

"પણ મારી ઇચ્છા નથી. મને બરદવાન ગમે છે. મને મારી ગરીબાઈ રુચે છે. અમીરોના આગ્રાનો મને મોહ નથી. શહેનશાહની હકુમત તો સઘળે છે તો પછી બરદવાન શું ખોટું."

કુતુબુદ્દિને જોઈ લીધું કે મિહર-ઉન-નિસા શેર-




અફઘાનને છોડે તેમ નથી. અદબથી તે ઝૂક્યો અને આવ્યો હતો તેમ ચાલ્યો ગયો.

*

એ વાતને દિવસો અને પછી મહિના વહી જાય છે. રોહિણીનો ચંદ્રમા આકાશના અનંત સાગરમાં તરી રહ્યો હતો અને ભરપુર ગંગા તેને જોતી ચત્તીપાટ સૂતી હતી. એની વચ્ચોવચ એક હોડી તરતી તરતી પેલે કાંઠે ચાલી જતી હતી. રાત્રિની નીરવ શાંતિમાં અને ચંદ્રિકાની શાંત ભરતીમાં હોડી કિનારે આવી અને હોડીવાળાએ ઊતરીને તે પકડી રાખી.

હોડીમાંથી એક સપ્રમાણ અંગની સ્ત્રી નીચે ઊતરી. તેના મોં ઉપર બુરખો હતો અને વસ્ત્રો તદ્દન કાળાં હતાં. એની ચાલમાં છટા હતી અને અંગમરોડમાં અનંગીનો સંચાર હતો.

"તુ અહીં રોકા."

એટલું કહી તે કિનારા ઉપરથી આગળ ધપી. ચંદ્રનો પ્રકાશ વૃક્ષોની ઘટાને ભરતો હતો અને સ્ત્રીનાં અંગોને આલિંગતો હતો.

ચાલતી ચાલતી કેટલીક વારે તે એક નાની સરખી ઝૂંપડી આગળ આવી પહોંચી. ઝૂંપડીનું બારણું ખુલ્લું હતું. આસ્તે કદમ તે અંદર દાખલ થઈ.

ધાબળી ઓઢીને એક વૃદ્ધ ફકીર ચલમ પીતો બેઠો હતો. બાજુમાં ચુલામાં દેવતા જાણે ઊંઘે ઘેરાયો હોય તેમ બગાસાં ખાતો ખાતો નજીવો બળી રહ્યો હતો. અગ્નિની વૃદ્ધાવસ્થાના પ્રતીક જેવી સફેદ રાખ ચુલામાં ઢગલો થઈને બેઠી હતી.

પેલી સ્ત્રીએ ફકીરની કદમબોસી કરી અને પછી સ્વસ્થતાથી એક બાજુએ બેઠી. ફકીર તો ચલમને ફુંકો મારતો આત્મ મસ્તીમાં લીન હતો.

"ચાચા, હું આવી છું."

ફકીરે તેને સાંભળી સહેજ સામું જોયું પણ કશો જવાબ આપ્યો નહિ.

"ચાચા જાન આ પીસ્તાં અને બદામ તમારે માટે ખાસ લાવી છું."

એમ કહી તેણે વૃદ્ધના પગ આગળ બદામ તથા પીસ્તાં ધર્યાં.

ચાચાજાને બદામ પીસ્તાં તરફ નજર કર્યા વગર ચલમ ફૂંકે રાખી.

"મને ના ઓળખી?"

"તને માલમ છે કે તું કોણ છે?"

"ચાચા જાનની મુરીદ."

"કોણે બનાવી?"

"મેં પોતે."

"કેમ આવી?"

"આપને મળવા"

"આવી અચ્છી ચાંદની રાતમાં એક બુઝર્ગ ફકીરને મળીને તું શું કરીશ?"

"રાત ચાંદની નથી, અંધારી છે. આપ તો યુવાનોના પણ યુવાન અને અમીરોના પણ અમીર છો."

ફકીર તેના તરફ એકીટશે જોઈ રહ્યો અને એના સુંવાળા ગાલ પંપાળવા લાગ્યો.

"દુનિયાએ બુરખો ઓઢ્યો છે, બેટી. ફકીરનો બુરખો ફકીરી છે, અમીરનો અમીરી છે. મોં ઢાંકવા માટે સૌ બુરખા રાખે છે. ઠીક, આવી તો ભલે. જે જોઈએ તે લઈ જા."

"કાંઈ જ નથી જોઈતું, ચાચા. ખુદાની મહેરબાની જોઈએ છે.".

"તો ખુદા પાસે માગ."

સ્ત્રી કશું પણ બોલ્યા વગર બેસી રહી. ફકીરે મંદમંદ હસીને તેના ખભે હાથ મૂક્યો.

"શું પૂછવું છે, તારે?"

"આપને જે કહેવું હોય તે કહો."

"બેટી, શું કહેવું ? જે ભેગાં છે તે છૂટાં થાય છે. છૂટાં છે તે ભેગાં થાય છે. તું હોડીમાં બેસીને આવી ને હોડીમાં બેસીને જશે. જીવન એ હોડી છે. હોડીને હોડી અથડાય. અથડાય ને ફંટાય. જા, તારી હોડી તૈયાર છે. ખુદાની મરજી એ જ તારી રાજગાદી છે."

વૃદ્ધ ફકીરે એને ચાર બદામ પાછી આપી તે લઈને તેણે કદમબોસી કરી ચાલવા માંડ્યું.

તેના મનમાં ફકીરના શબ્દો ઘોળાવા લાગ્યા. તેણે ખુદાની વિશાળ સલ્તનતનો વિચાર કરવા માંડ્યો. ખુદાની મરજી સમજવા તેના દિલમાં ઝંખના થઈ. ચાંદનીના અલૌકિક બહારમાં તેને ખુદાની જાહોજલાલી રોશન થઈ. ગંગાના છલોછલ સૌંદર્યમાં એણે ખુદાના દિલનો અસીમ પ્રેમ જોયો. ખુદાની આંખનું નૂર એણે આકાશમાં બંદગી કરતા ચાંદમાં જોયું. જિંદગી એ જો હોડી છે તો ખરે તે પ્રભુના પ્રેમવારિમાં જ તરી રહી છે. પ્રભુના પ્રકાશની આભા એને રાહ બતાવે છે. એની આંખોમાંથી ઈશ્વરની ઓળખનાં આંસુ સરવા લાગ્યાં. એણે હૃદયના એકાંતમાં અલ્લાની આરાધના કરી.

કિનારો આવી પહોંચ્યો. હોડીવાળાએ હોડી પકડી રાખી અને આસ્તેથી તે બેસી ગઈ.

"કેવી ભવ્ય ચાંદરાત છે અબ્દુલ્લા !"

"જી. ખુદાની રોશની છે."

"લે આ બદામ. સાચા જાને આપેલી પ્રસાદી છે." અબ્દુલ્લાએ બદામ લઈ મોંમાં મૂકી.

"એકાદ ગઝલ તો છોડ, અબ્દુલ્લા"

અબ્દુલ્લાએ ગળું ખંખાર્યું અને બુલંદ અવાજે ગઝલ ગાવા માંડી. એના શબ્દોમાં અલ્લાની હકુમતની તારીફ હતી.

ગાવામાં અને સાંભળવામાં બંને જણાં ગુલતાન હતાં. સામી દિશામાંથી એક હોડી આવી રહી હતી. આવતી આવતી તે છેક નજીક આવી પહોંચી. અબ્દુલ્લા મિયાં ગાવામાં ગુલતાન હતા એટલે હલેસાં આસ્તે પાછાં મારી દેતા. પેલી હોડી નજીક આવી ત્યાં અબ્દુલ્લાએ તેની દિશામાં હોડીને અનાયાસ હંકારી મૂકી.

જોતજોતામાં બંને હોડીઓનાં માથાં ભીચકાયાં. બંને એવી તો અથડાઈ પડી કે બેઠેલાંઓ પાણીમાં ઉથલી પડ્યાં. અબ્દુલ્લાની હોડી એટલી તો હચમચી ગઈ કે ઊંધી થઈ ગઈ ભયથી પેલી સ્ત્રીએ ચીસ પાડી એટલે સામી હોડીમાંથી એક પ્રચંડ શરીરના પુરુષે પાણીમાં પડતું મૂકી સ્ત્રીને કમરેથી પકડી લીધી. અબ્દુલ્લા કે જે હોડીની બીજી તરફ ડબકીયાં ખાતો તે આવી પહોંચે તે પહેલાં તો પેલા પુરુષે સ્ત્રીને પોતાની હોડીમાં સહીસલામત મૂકી દીધી. એની હોડીમાં એ એકલો જ હતો.

સ્ત્રી તો ડઘાઈ જ ગઈ હતી અને કશું પણ બોલ્યા ચાલ્યા વગર લગભગ બેહોશ જેવી પડી. પેલા માણસે તેને પોતાની શાલ વીંટાળી દીધી અને પછી અબ્દુલ્લાનો હાથ પકડી હોડીમાં ખેંચી લીધો.

"પાગલ, ગઝલ ગાતો હતો કે મોતનું ગીત ગાતો હતો ?"

અબ્દુલ્લા ભયથી કંપતો હતો. પ્રચંડ માણસ આગળ તે નાનો અને તદ્દન અલ્પ લાગતો હતો. પોતાની ઊંધી પડેલી હોડી તથા પેલી સ્ત્રીને જોતો તે દિગ્મૂઢ જેવો બેસી રહ્યો.

પેલા પ્રચંડ પુરુષે પોતાની હોડી પાછી હંકારી પેલી સ્ત્રી હોશમાં નહોતી.

"મિયાં !"

"હજૂર !"

"તમને શી સજા કરું ?"

"હજૂર, મને માફ કરો. મારી કસૂર થઈ. ઘણો અફસોસ થાય છે."




"કોણ છે આ બાનુ?" પેલા માણસે અબ્દુલ્લાને કાનમાં પૂછ્યું.

"ઉમરાવ શેર અફઘાનનાં બીબી."

પેલો માણસ એ શબ્દો સાંભળી ચમક્યો. તેનાં હલેસાં એક ક્ષણ થંભી ગયાં. પરંતુ તુરત સ્વસ્થ થઈ તેણે પાછી નાવ હંકારવા માંડી.

કિનારો આવ્યો. બે સશસ્ત્ર સિપાહીઓ ટટાર ઊભા હતા. પેલા પુરુષને તેમણે સલામ ભરી.

મિહરને પોતાને હાથે ઊંચકી પેલા પુરુષે જમીન ઉપર સુવાડી. એનું મનોહર મુખ જોતા તે સ્થિર બેસી રહ્યો. સિપાહીઓને તથા અબ્દુલ્લાને એણે લાકડાં લઈ આવી તાપણી કરવા હુકમ કર્યો. ત્રણે જણા દોડવા લાગ્યા. પેલાએ પોતાનો દુપટ્ટો કાઢી મિહરના ગળે વીંટાળ્યો, અને રૂમાલ એના માથે વીંટી નાખ્યો. ધીમે ધીમે તે હોશમાં આવતી ગઈ. એણે પેલાને જોયો પણ અબ્દુલ્લાને ના જોયો.

"અબ્દુલ્લા!"

"આપ બેફિકર રહો. આપનો નોકર તાપણીનાં લાકડાં વીણવા ગયો છે."

"આપ........" એટલું બોલીને તે અટકી ગઈ. એના મગજમાં અને દેહમાં સ્ફુર્તિ આવી. તે બેઠી થઈ અને નદી તરફ જોવા લાગી.

આપની હોડી મારી હોડી સાથે અથડાઈ ઊંધી પડી. આપને હું મારી હોડીમાં ઊંચકી લાવ્યો. નોકરનો વાંક નથી. કોઈનો વાંક નથી. ખુદાની મરજી."

"આપ મહેરબાની કરો. મને ઘેર પહોંચાડી દો."

"આપની મરજીનો અમલ કરવા હું તૈયાર છું."

એક બીજાને જોયા વગર બંનેએ નદીનો વિસ્તાર જોયા કર્યો. મિહરને ફકીરના શબ્દો યાદ આવ્યા, તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું.

"જહાંપનાહ, ક્યારે પધાર્યા?"

"ત્રણ રોજ થયા."

"એકાએક આવવું થયું?"

જહાંગીરે મિહરની આંખોમાં જોયું.

"મિહર-ઉન-ન્નિસા બાનુ! તમે મને જખમ કરવા તો શું પેદા નથી થયાં? હું જાણું છું કે તમે પરાઈ સ્ત્રી છો પણ મારું હૃદય એ વાત સ્વીકારતું નથી."

"દુનિયાએ બુરખો ઓઢ્યો છે, આલમપનાહ હૃદયને વશ ના થશો."

"હૃદયને વશ થયો હોત તો ઇતિહાસ જુદો હોત. જહાંગીર તો સદા ન્યાયને વશ છે. દિલનો ઘા છો ન રૂઝાય પણ જહાંગીર પરાઈ સ્ત્રી પર હાથ નહિ નાખે. ઝૂરશે, ટળવળશે, કપાશે, દઝાશે પણ જહાંગીરનું હૃદય ન્યાયને કદાપિ નહિ ઉથાપશે"

એટલું કહેતાં બાદશાહની આંખો આવેશથી ભીની થઈ. મિહર-ઉન-ન્નિસાનું હૃદય જહાંગીરને નમી રહ્યું.

"જહાંપનાહ, મારા જીગરમાં આપ માટે માન છે. માનમાંથી મમત્વ ક્યારે અને કેટલું વધશે તે કોણ કહી શકે! આપ મારો વિચાર મૂકી દઈ મને સુખી કરો એટલી અર્જ છે."

"તમારો વિચાર હું છોડી શકું તેટલો મજબૂત નથી. તમને તો છોડવાનો સવાલ નથી કેમકે તમે ક્યાં મારાં છો?"

જહાંગીરની આંખમાંથી બે મોટાં આંસુ નીકળ્યાં. મિહરે તે જોયાં. સ્નેહથી એણે શહેનશાહવાળો રૂમાલ શહેનશાહની આંખે ફેરવ્યો.

"આ રૂમાલ હું રાખી શકું સલિમ!"

એણે એને સલિમ કહ્યો તેથી તેનું જખમી દિલ કંઈક રૂઝાયું. એની આંખોમાંથી સ્નેહની વર્ષા થઈ.

"બેશક."

મિહરે રૂમાલ પોતાની ચોળીમાં મૂકી દીધો. જહાંગીર જોઈ રહ્યો.

પેલા ત્રણ લાકડાં લઈને આવ્યા.

"મારે હવે જવું જોઈએ, જહાંપનાહ"





"જરૂર. ચાલો થોડે દૂર હું સાથે આવું, ત્યાંથી પાલખીમાં બેસી આપ મુકામે જજો."

"ના, ના. કોઈ જોશે અને વાતો થશે. મારો ઘર-સંસાર કથળશે. મને આગ્રહ ના કરશો."

બંને જણાં થોડીવાર ઊભાં રહી એકમેકને જોવા લાગ્યાં.

"મિહર ! તમને જોવા હું લશ્કરથી અને પટણા આવ્યો. બહાનું શિકારનું હતું. મેં ભાળ કઢાવી. ખબર મળી કે તમે તમારા પતિ સાથે શિકારે નીકળ્યાં છો. ચૂપકીથી હું બે સિપાહીઓ સાથે ઘોડા ઉપર દોડી આવ્યો. ક્યાં ગયાં હતાં તમે ?"

"એક ફકીરને મળવા."

"ક્યાં જશો હવે ?"

"મારા તંબુમાં. ત્યાંથી કાલે સવારે બરદવાન તરફ."

"આગ્રા કેમ નથી આવતાં ?"

"મને બરદવાન ગમે છે."

"મને સંભારશો ?"

"જો આવા ને આવા રહેશો તો."

"તમારા પતિ મારા તરફ નારાજ છે તેની મને ખબર છે."

"જહાંના માલિક ઉપર કોણ નારાજ થઈ શકે ! મારા પતિ તો આપના નોકર છે. અને હું તો નોકરની પણ નોકર છું."

"મિહર, તમે મારાં મિત્ર છો. એક વાત હું તમને કહું છું. તે વાત બીજાથી ખાનગી છે."

"કહો."

"શેર અફઘાન તરફથી કોકાનું ખૂન કરાવવાના એક બે પ્રયત્નો થયા છે. તમારા પતિને કહેજો કે કોકા એ શહેનશાહનો પ્રતિનિધિ છે."

"જહાંપનાહની વાતથી જુદી જ વાત મેં જાણી છે. કોકા પોતે શેરનું ખૂન કરાવવા પ્રયત્ન કરી રહ્યા છે. આપ કોકાને કહી દેશો _ કે શેર તો શહેનશાહની રૈયત છે."

"જહાંગીરનો ન્યાય નિષ્ઠુર છે હું જરૂર તપાસ કરીશ. કોઈનો વાંકો વાળ નહિ થાય"

બંને છૂટાં પડ્યાં. ચાર–પાંચ દિવસ વીતી ગયા. છૂપા વેશે આવેલો જહાંગીર આવ્યો હતો તેમ ચાલ્યો ગયો.

શેર અફઘાન અને મિહર એક સાંજે અગાસીમાં બેઠાં હતાં.

"તમારે અને કોકાને કેમ આટ આટલી ચકમક ઝરે છે ?" પત્નીએ પૂછ્યું.

"કોકા દુષ્ટ છે. એ મારાં ગામો ખાલસા કરવા માગે છે. બાદશાહ નકામો, નબળો, ને દારૂડીયો છે. એ તો કોકાના હાથમાં રમે છે."

"શેર ! તમે કોકા માટે ગમે તે કહો પણ જો શહેનશાહ માટે આવા શબ્દો ઉચ્ચારશો તો હું નહિ સાંભળું."

"તને તો શહેનશાહનું લાગે કેમ ને તારા ગરીબ બાપને એના બાપે ટુકડો ફેંક્યો. પણ મારો ટુકડો તો એ છીનવવા બેઠો છે."

શેરના શબ્દોની કટુતા મિહરને ન રૂચી.

"મિયાં, શહેનશાહ આગળ સૌ ગરીબ છીએ. આવા ઘમંડ ના શોભે."

"મારા બાપદાદા ગરીબ નહોતા. અમીર હતા. મારા પૂર્વજોના પ્રતાપથી બાબરે હિંદુસ્તાનની ધરતી પર પોતાની ધજા ફરકાવી હતી."

"તેથી તો ઉમરાવ બન્યા."

શેર અફઘાન પોતાની જાગીરની મહેસૂલ પેટે શહેનશાહને ભરવાની રકમ કાં તો ભરતો નહિ કે કાં તો મોડી ભરતો. તેના ખરચા લખલૂટ હતા. દિલનો તે ઉદાર હતો અને નોકર ચાકરોને તથા દોસ્તોને છૂટે હાથે મદદ કરતો. છેલ્લાં બે ત્રણ વરસ દુકા-



ળનાં જવાથી તેની તીજોરી ખાલી થઈ ગઈ અને તે દેવાદાર થઈ ગયો. મિહરને આ વાતની ખબર હતી પણ શેરના ખરચા કંઈ ઘટતા નહિ. બિહાર અને બંગાળના શાહુકારોનો તે દેવાદાર બન્યો હતો તે વાત કોકાના કાને આવી ગઈ હતી.

એક પ્રસંગે બળતામાં ઘી હોમ્યું. શહેનશાહને ત્યાં પુત્ર પ્રસંગે કોકાએ દરબાર ભર્યો. મોટાં મોટાં નજરાણાં લઈ સઘળા અમીર ઉમરાવો તથા શાહુકારો આવ્યા. શેર અફઘાન માંદગીનું બહાનું કાઢી ના આવ્યો. દરબારમાં ચકચાર થઈ. કોકા તે વખતે તો બોલ્યો નહિ પણ આ બેઅદબી બદલ એણે શેરનું એક ગામ ખાલસા કર્યું. ખાલસા કરવા આવેલા અમલદાર તથા સિપાહીને શેરે દાદ ના દીધી. કોકાએ જોયું કે આ તો ચોખ્ખી બેઅદબી હતી, સમ્રાટનો અનાદર હતો.

સુબો પોતે પચીસ સૈનિકો સાથે શેરને ગીરફતાર કરવા ગયો.

"શેર અફઘાન ! શહેનશાહનો હું પ્રતિનિધિ છું. મારા હુકમનો તમે અનાદર કર્યો છે. તમે શહેનશાહનું અપમાન કર્યું છે. હું તમને ગીરફતાર કરવા આવ્યો છું. તમારી સમશેર મારા પગ આગળ મૂકી દો."

શેરની આંખ લાલ થઈ. તેણે સમશેર પર હાથ મૂક્યો.

"હું તમને સમ્રાટના નામે હુકમ કરું છું કે સમશેર પરથી હાથ ઉઠાવી લો નીકર જીવથી જશો."

શેરે હાથ ઉઠાવવાને બદલે તરવાર અર્ધી ખેંચી. ત્યાં પાછળનો પડદો ખસ્યો અને સ્વસ્થતાથી મિહર-ઉન-ન્નિસા આગળ આવી. આગળ આવીને તેણે શેરની સામે સ્થિરતાથી દષ્ટિ કરી. એ દષ્ટિમાં સૂર્યનો પ્રતાપ હતો. જરા પણ બોલ્યા ચાલ્યા વગર અને મક્કમતાથી તેણે શેરનો હાથ સમશેર ઉપરથી ઉઠાવી લીધો અને પોતાના હાથે સમશેર કાઢી કોકાના પગ આગળ મૂકી દીધી. મૂકીને તેણે કોકાને ઝૂકીને સલામ કરી.

"શેરની તબિયત નાદુરસ્ત છે, સુબાજી, આપની હું માફી માગું છું. જહાંપનાહ ઝીંદાબાદ."

"જહાંપનાહ ઝીંદાબાદ." કોકા બોલ્યો. તમામ સૈનિકો એ મુજબ બોલ્યા.

"મિહર બાનુ, ખાવિંદની તબીયત સુધારી નાખશો તેમ ઈચ્છું, બિમારી તો જો કે જીવલેણ લાગે છે."

"આલમપનાહ ઝીંદાબાદ. નુરૂદ્દિન મુહમ્મદ જહાંગીર પાદશાહ ગાઝી ઝીંદાબાદ." એટલું પુકારીને મિહરે સુબાને નમન કર્યું અને મામલો શમી ગયો. કોકાએ શેરની તરવાર વાળીને બે ટુકડા કરી નાખ્યા અને તેના પગ આગળ ફેંક્યા. ફેંકીને તે દબદબાથી ચાલ્યો ગયો.

શેર અફઘાન ક્રોધ ધિઃક્કાર અને ભયંકર આવેશથી પત્ની તરફ જોવા લાગ્યો.

"ભિખારણ"

એટલા શબ્દો દાંત પીસીને તેણે ઉચ્ચાર્યા અને પછી ઢગલો થઈને બેસી ગયો.

"શહેનશાહની હકુમતમાં ભીખ જોનારની મને દયા આવે છે."

"દયા, દયા, દયા. તને શહેનશાહ પ્યારો છે. જા, તું એની લૂંડી થા."

શેરના શબ્દો બળતા અંગારા જેવા હતા. મિહરની શાંતિ થીજેલા બરફ જેવી હતી.

"મિયાં, તમારૂં ચસકી ગયું છે. હું તો તમારી, શહેનશાહના નોકરની, લૂંડી છું. ઊઠો."

ધ્રૂજતે ધ્રૂજતે પત્નીએ ધરેલો હાથ પકડી તે ઊભો થયો. સ્નેહથી તે તેને પાછળની અગાસીમાં લઈ આવી અને શેરનો હાથ પંપાળતી સંધ્યાની સુનેરી નિહાળવા લાગી. ધીમી ધીમી તે એની સોડમાં લપાતી ચાલી અને શેરના મોં તરફ પ્રેમના આવેશથી જોવા લાગી.





માર્ગ આપે તો સારું. મિહરની વિનમ્રતાની ક્રૂરતા એને કરડી રહી.

"મિહર, તમારી ખાતર કહો તો હું સલ્તનત છોડું, કાળી મજૂરી કરું. તમે મારાં નહિ થાવ તો પછી મારી પાસે સલ્તનતના ઠીકરા સિવાય બીજું કશું નથી."

મિહરે જોયું કે જહાંગીરની આંખમાં પાણી હતાં. એને ગંગા ઉપરની પેલી રાત્રિ યાદ આવી. પેલો રૂમાલ પણ યાદ આવ્યો. એના અંતરના ઊંડાણમાં ખાતરી હતી કે જહાંગીરનું હૃદય વિકસેલા ગુલાબ જેવું સુકુમાર હતું, પ્રેમ, મમતા, માન અને ત્યાગથી ભરેલું હતું. તેને એમ પણ ખાતરી હતી કે તે બાળક હતો.

જહાંગીરને જોતી તે ઊભી રહી. શહેનશાહનો ઘાટીલો ચહેરો એકલતાના કાળા વાદળથી છવાઈ ગયો હતો. એ જોઈ શકતી કે શહેનશાહનું હૃદય એના વગર સૂનું હતું. પોતાના અંતરમાં એણે કોઈ અવનવી, અજાણી અને હુંફાળી ઊર્મિનો આવિર્ભાવ અનુભવ્યો. એ વિચારી રહી કે શું આ ઊર્મિ ઘણાં વર્ષોથી ઊંડે ઊંડે નિરુદ્ધ દશામાં દબાએલી તો નહોતી પડી! જહાંગીરનાં નિખાલસ અશ્રુથી મિહરનો અંતરાત્મા આર્દ્ર થયો. એને એમ પણ થયું કે સુકુમાર હૃદયનો આ પ્રૌઢ બાળક માતૃત્વને કદાચ ઝંખતો હતો. ગમે તેમ હો પણ જહાંગીરના દુઃખે એના દિલમાં દર્દ થયું.

ધીમી ધીમી તે નજીક આવી અને પ્રેમભીના સમ્રાટનો હાથ ગ્રહી ઊભી રહી.

"જહાંગીર! કેમ એવું બોલો છો?"

જહાંગીરનાં નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

"હું એકલો છું, મિહર. તારા વગર મારી જિંદગી સ્મશાન છે, મારો તાજ તેની રાખ છે. દયા નથી યાચતો, દુઃખના અંગારે ચંપાએલો બોલું છું."

"તમારા દુઃખે હું બેશક દુઃખ અનુભવું છું પણ એ દુઃખ દૂર કરવાની મારી તાકાત નથી, જહાંગીર! શેરનો પડછાયો મને મૂકતો નથી."

"એ પડછાયાને તું એટલું ના કહે કે ગરીબ જહાંગીર એકલો છે, દીન અને દુઃખી છે! એના દિલમાં આજ વીસ સાલથી એક માત્ર મિહરનો જ પડછાયો પ્રસર્યો છે."

એટલું કહેતાં કહેતાં તેનો અવાજ રૂંધાયો અને બાકીનો ભાવ અશ્રુઓએ પૂરો કર્યો.

મૃદુતાના અવતાર જેવી તે બાજુની ગાદી આગળ ગઈ અને ગાદી ઊંચી કરી પેલો રૂમાલ લઈ જહાંગીર તરફ ફરી સ્નેહ અને સૌહાર્દથી તેના કોમળ હોઠ ફરકયા અને મમતાથી તેણે સમ્રાટની આંખો ઉપર રૂમાલ મૂકયો.

રૂમાલ આંસુ લૂછી ના શકયો પરંતુ પોતે ભીંજાઈ ગયો.

"જહાંગીર, જ...હાં...ગી...ર, આટલું બધું તે હોય!"

એ શબ્દો પૂરા થતાં થતાં તો તેની આંખો ભીંજાઈ ગઈ. જોતજોતામાં એનો સંયમ તૂટી ગયો અને જહાંગીરની છાતીએ માથું ટેકવી તે અફાટ રડી પડી.

રડતાં રડતાં બંને જણાં યમુનાને એકીટશે નીહાળી રહ્યાં અને ત્યારે બંનેને લાગ્યું કે યમુના પણ રડતી હતી.

"મિહર, કહેવાય છે કે યમુના તો કૃષ્ણની ગોપીઓનાં આંસુ છે. હું તો માનું છું કે એ મારા એકલાનાં આંસુ છે."

"જહાંગીર! તમે આટલા લાગણીવશ હશો તેવો મને ખ્યાલ નહિ."

"હું તો તારે વશ છું."

"તું મારું હાલતું ચાલતું હૃદય છે, આજનું નહિ,



વીસ સાલ અગાઉની પેલી ચાંદની રાત વખતનું."

"તે વખતે કેમ મને આવું ના કહ્યું?"

"કહું તે પહેલાં તો તું કરી ચૂકી હતી. રોવા સિવાય મારે માટે બીજું રહ્યું નહોતું."

"તમે મને આટઆટલી ઝંખતા હશો તેની મને ખબર નહોતી."

"ખબર હોત તો પણ શો તફાવત પડત? શેર અફઘાનને તું ક્યાં મૂકવાની હતી."

"મૂકત નહિ પણ તમારાં આંસુના વિચારથી વહેલી પીગળી હોત. ત્યારે મને જરૂર સમજાત કે શાહજાદો સાચો માનવી છે."

"સાચો માનવી પણ દુઃખનો માર્યો ખોટો માનવી બની જાય છે. હું તારા વિરહનો માર્યો શરાબે અને સ્વચ્છંદે ચઢી ગયો."

"અને ઝનાનો પણ સારો એકઠો કર્યો."

એટલાં શબ્દો ઉચ્ચારી તે હસવા લાગી. જહાંગીર ગંભીર હતો.

"જે એકલવાયો હોય તે જ એવા સંગ્રહો એકઠા કરે છે, સુખને માટે નહિ, તમાશાને માટે."

"આ બધીઓમાં તમે ફરો હરો છો, છતાં કોઈ તમારાં આંસુ લૂછતી નથી?"

"ત્યાં મને આંસુ આવતાં જ નથી, હસવું જ આવે છે. જિંદગીમાં હું હસ્યો પણ ખૂબ છું, હસવું એ મારો શરાબ છે."

"તો પછી આ બીજો શરાબ શા સારૂ આટઆટલો પીઓ છો?"

"તને ભૂલવા."

એટલું બોલીને તેણે મિહરનું વદન પોતાના બંને હાથે પકડ્યું અને આંખોમાં આંખો રેડી દીધી.

એકાગ્રતાથી બંને આત્માઓ એકમેકનાં હૃદયોમાં ઊતરવા લાગ્યા. જહાંગીરે તો જિંદગીમાં પહેલી જ વાર ઉષ્મા અનુભવી. મિહરના મુખની રોનકે તેને દિવાનો કરી દીધો અને થડકતે હૃદયે તેણે પોતાનું મોં મિહરના મુખ તરફ નમાવ્યું. મોં આસ્તેથી ફેરવી લઈ મિહરે ચુંબનની અનિચ્છા વ્યક્ત કરી. શહેનશાહના હાથ હેઠા પડ્યા અને પ્રગટેલી ઉષ્મા ઉપર શિશિરનું મોજું ફરી વળ્યું. તે કશું પણ બોલ્યો નહિ અને નિરાશાથી નીચું જોઈ રહ્યો.

"મને લાગે છે કે મારા કરમમાં ઠીકરૂં જ છે. મિહર બાનુ, મારી કમનસીબી કબરની શાંતિ ચાહે છે. હું આપને વધુ નહિ રોકું."

તદ્દન ધીરા સ્વરે બોલીને ભારતનો સમ્રાટ ભાગેલે દિલે અને લથડતે પગે ચાલ્યો ગયો. એણે જ્યારે બારણું વાસ્યું ત્યારે મિહરે પારાવાર દુઃખથી પોતાનો હાથ કપાળે મૂક્યો.

તે રાતે તે ઊંઘી ના શકી. તેની આંખોનાં પાણીમાં જહાંગીર તરતો હતો. તેના હૃદયના એકાંતમાં શહેનશાહ રડતો હતો. એના મસ્તકના અંતરાલમાં શેર અફઘાન વિચરતો હતો. રડતી રડતી તે અનેક વાર ઊભી થતી અને યમુનાનાં વારિમાં પોતાના હૃદયના વિલાપના મૂક પડઘા સુણતી હતી.

અઠવાડિયું વીતી ગયું અને ઊભરાતાં હૃદયો શૂળથી ભોંકાવાં લાગ્યાં.

*

એક મોડી રાતે તે બુરખો ચઢાવી જમનાને કાંઠે કાંઠે ચાલવા લાગી. ચાલતી ચાલતી તે આઘે નીકળી ગઈ અને વળાંક લેતી સરિતાને વિલોકતી બેઠી. ભેખડની બાજુએ એને એક ઓળો હાલતો જોયો. ઓળો જોતી જોતી તે એકાદ ક્ષણ બેસી રહી. ઓળો નજીક અને નજીક આવતો હતો. ઓળો એક મનુષ્ય આકૃતિનો હતો, મનુષ્ય જ હતો. પાણી તરફથી ફંટાઈને તે આકૃતિ મિહર તરફ આવતી ચાલી. તે મિહરની છેક નજીક આવી. મિહર થંભી ગઈ, સજડ બેઠી અને ટગર ટગર તેને જોવા લાગી. એનું

હૃદય ભયથી કંપવા લાગ્યું, એના શરીરે પરસેવાનાં બિંદુઓ બાઝી ગયાં. એને સમજાયું નહિ કે પોતે જે જોતી હતી તે સાચું દૃશ્ય હતું કે માત્ર ભ્રાંતિ હતી! પેલી આકૃતિ તેના તરફ જોતી અડગ ઊભી રહી.

"ગભરા મા, મિહર જીવનની સામે ન થા. દ્વેષથી હું મર્યો છું તો પ્રેમથી મને જીવાડ."

"શેર! તમે........!"

"હા, દ્વેષથી હું મર્યો છું એટલે ભમું છું. મારું હૃદય પ્રેમની સંતૃપ્તિ શોધે છે. તને મારા પ્રત્યે લાગણી હોય તો તે લાગણીને વેડફ મા, વાળી દે. મને યાદ કરીને તું મને દુઃખી કરે છે. મારો ઓળો તારી વાસનાથી અથડાયા કરે છે. તારી વાસના તું મારામાંથી ઉઠાવ અને જહાંગીરમાં ઢાલવ. એટલું કર તો હું સુખે સૂઈ રહું."

"તું દુઃખી છે, શેર!"

"હા, ઘણો જ. તું મને દુઃખી કરી રહી છે દ્વેષથી હું મર્યો છું અને હવે પ્રેમને ઢુંઢું છું. મારે શરીર નથી, વૃત્તિઓ છે. મારું શરીર તું બન, મારી ઉદ્ધારક તું થા."

"તું કહે કે હું શું કરું?"

"જહાંગીરના તરફ મને ઊંડે ઊંડે દ્વેષ હતો. જહાંગીરને તું પ્રેમ આપ. પ્રેમથી એના જીવનને તું ભરી દે, પ્રેમથી તું એના હૃદયને છલકાવી નાખ તું એના મહેલનું નૂર થા, એની જહાંનું નૂર થા. ચાચા જાન એ જ કહે છે. ચાચા જાને મને અહીં ધકેલ્યો છે. ચાચા જાન પેલા ઝાડને ઓથે છે. તું ચાચા જાન પાસે જા."

એટલું કહી શેરનો ઓળો અદૃશ્ય થઈ ગયો. મિહર ઊભી થઈ અને આધેના મોટા વડ આગળ ગઈ. વડના થડ પાછળ ચાચા જાન ચલમ ફૂંકતા આંખો મીંચીને બેઠા હતા.

"ચાચા, હું મિહર."

ચાચાએ જવાબમાં ચલમને ફૂંક મારી.

"ચાચા, મને કોઈ ઓળો કહી ગયો કે તમે અહીં છો."

"તમે સંસારી જીવો વિચિત્ર ,છો. ઓળા જ્યારે કહે ત્યારે માનો છો, હૃદય કહે ત્યારે માનતા નથી."

"ચાચા, કેમ બોલાવી મને?"

"ઓળાએ જે કહ્યું તેટલા માટે. તું જહાંગીરની બેગમ થા. એણે તને ડૂબતી બચાવી હતી. યાદ છે ને?"

"હા."

"જેણે તને બચાવી તેને તું બચાવ શેરના આત્માને દુઃખી ના કર. જહાંગીર તારો સાચો સાથી છે. તું એના પ્રેમની કબર ન થા, પ્રેમનો મહેલ થા ચાચા કહે છે તે કર. જહાંગીર બીમાર છે. તને ઝંખે છે. પગ આગળના ફૂલને કચડી ના નાખ. પ્રેમ ખાતર તું સર્જાઈ છે, શહેનશાહના મહેલનું નૂર થવા તું સર્જાઈ છે, એની સલ્તનતનું નૂર થવા તું સર્જાઈ છે. જા"

ચાચાની કદમબોસી કરી જ્યારે તે ઘેર આવી ત્યારે તેનું હૈયું સુખ અને શાંતિથી આહાર કરતું હતું. યમુનાનાં વારિ મંદમંદ પવનથી આછું આછું હસતાં હતાં અને મોડી રાતે ઊગેલો ચંદ્રમા નિરભ્ર આકાશમાંથી અવની ઉપર અમી વરસાવતો હતો.

ફૂલની પાંખડીઓ જેમ સંકોચાઈ જાય તેમ જોત જોતામાં તે નિદ્રાના રાજ્યમાં ચાલી ગઈ.

એક અગાસીમાં તેણે જહાંગીરને અશ્રુ સારતો દીઠો. એ અશ્રુ લાલ રંગનાં હતાં. મોં કરમાઈ ગયું હતું અને ખભા વળી ગયા હતા. આંખો ઊંડી ઊતરી ગઈ હતી અને દીર્ઘ નિશ્વાસ નાખતો તે અગાસીની પાળ ઉપર ઊભો હતો. તે તેની નજીક દોડી. એ દોડે તે પહેલાં તો જહાંગીરનો પગ ખસ્યો અને રગડતો



રગડતો તે અગાસીની સીડી ઉપરથી નીચે પડ્યો. ' જહાંગીર ' કરતી તે તેની પાછળ દોડી ત્યાં તેની આંખ ઊઘડી ગઈ. આંખ ઊઘાડી ત્યાં વૃદ્ધ બાઈ તેના માથે હાથ ફેરવતી હતી.

" તું ઝબકીને ચીસો પાડતી હતી બેટા, એટલે હું દોડી આવી."

મિહર બેઠી થઈ અને વૃદ્ધ બાઈએ તેને પાણી આપ્યું. વહેલી સવારનો ચેતનવંતો સમીર બારીમાંથી ફુંકાતો હતો. બુરખો ચઢાવી, શાલ ઓઢી તે બહાર આવી અને કોટની રાંગે બુરજ આગળથી મહેલ તરફ જવાનો નિશ્ચય કરી ચાલવા લાગી. પહો ફાટવાને હજી વાર હતી અને નિશાનાં અંધારાં હજી વિખરાયાં નહોતાં.

કોટ ઉપરથી તે બુરજ આગળ ફંટાતી હતી ત્યાં બુરજને છેડે તેણે એક આકૃતિ જોઈ. તેને વહેમ પડ્યો. ધીમે કદમે તે નજીક ગઈ. ધારીને જોતાં તેને જહાંગીરની પીઠ નજરે પડી.

" જહાંગીર !"

જડમાં જેમ સહસા ચેતન પ્રસરે તેમ જહાંગીરે પાછળ જોયું. મિહર તેના તરફ ઉતાવળી ઉતાવળી ચાલી આવતી હતી. ઝડપથી આવીને તેણે જહાંગીરનો હાથ પકડ્યો.

" આટલી હદે, જહાંગીર !"

" જિંદગી એ મારે મન મૃત્યુ છે, મિહર. તો મૃત્યુનું મૃત્યુ કેમ ના ઇચ્છું " ?

" ના જહાંગીર ના. જિંદગી એ મૃત્યુ નથી. પ્રેમનો જળતો ચિરાગ છે. એ ચિરાગ હું તને ઓલવવા નહિ દઉં. એ ચિરાગનું હું તેલ છું જહાંગીર ! ઠંડી વાય છે, તું મને તારી સોડમાં લે."

અને જહાંગીરની આંખોમાં અશ્રુ આવ્યાં પરંતુ એ અશ્રુ જુદાં હતાં. મણિધર નાગ જેમ કોમળ વેલીને ચૂડમાં લે તેમ તેણે મિહરને બાહુપાશમાં લીધી.

" મારી સલ્તનતનું ઠીકરું આજે મહામૂલો મણિ બન્યું છે. તું મારી આંખોનું નૂર છે, મિહર."

" તારી આંખોનું જો હું નૂર છું તો મારા નૂરમાં સદા શ્રદ્ધા રાખજે. મારી ઇચ્છાને તારી ઇચ્છા ગણજે." અને તેણે તેમ કર્યું. મુગલશાહે તેનું નામ નૂરજહાં પાડ્યું. પોતાની સાચી અર્ધાંગના બનાવી. પોતાની સાથે તખ્તે સ્થાપી અને એની આંખોએ જોવા માંડ્યું, બુદ્ધિએ ચાલવા માંડ્યું. પોતે શહેનશાહ રહ્યો પણ હકુમત નૂરજહાંને સોંપી. ફરમાનો ઉપર નૂરજહાંની સહી સિક્કા થતા અને સિક્કાઓ ઉપર એનો મહોરો વાગતો.

સ્થૂલ શરાબ ઓછો થયો અને પ્રેમનો સૂક્ષ્મ શરાબ ભરાતો ચાલ્યો. એકાત્મતાની આનંદ સમાધિ અખંડ ચાલવા લાગી.

જગતને ખાતરી થઈ કે જહાંગીર પ્રેમી હતો, વિષયી નહોતો. પ્રેમમાં પડેલો આત્મા કદી વિષયી હોતો નથી અને વિષયી આત્મા કદી પ્રેમીજન પણ હોતો નથી. વિષયી સ્વાર્થી હોય છે, પ્રેમી પરમાર્થી હોય છે. વિષયી ચંચળ હોય છે, પ્રેમી સ્થિર હોય છે.

માનવીઓમાં જો કોઈ સારસની જોડ પાકી હોય તો તે જહાંગીર–નૂરજહાં. ત્યાગ, ભાવના, સમર્પણ અને સંતોષ એ હતી એમના પ્રેમની મુદ્રાઓ.

*

# સેવાપ્રેમી શ્રી ચુનીભાઈ

ઈશ્વરલાલ મો. દવે

નિરભિમાની, કાર્યદક્ષ અને સ્પષ્ટવકતા શ્રી ચુનીભાઈને મેં પ્રથમ જોયા ત્યારે મને ખ્યાલ નહોતો કે મલાયાની ભૂમિની આ એક અગ્રગણ્ય વ્યકિત હશે. એમનો વધુ પરિચય થયો અને એમનો કાર્ય પ્રદેશ નજરે જોયો ત્યારે માનવ કલ્યાણનું જે ઉમદા કાર્ય એમણે હાથ ધર્યું છે તેથી મારા મનમાં એમના પ્રત્યે ઊંડા આદરની ભાવના જાગી ઊઠી.

સૌરાષ્ટ્રમાં જામનગરની બાજુના એક નાના ગામ ખાટલીમાં એમનો જન્મ તા. ૧૪-૬-૧૮૯૯ ને દિવસે થએલો. સામાન્ય કુટુંબમાં પણ વાત્સલ્યભર્યાં માત-પિતાની હુંફમાં એમનું જીવનઘડતર થયું. એમનાં માત-પિતા તરફથી જે ઉદાત્ત સંસ્કારો એમને વારસામાં મળેલ છે એથી જ એઓ આજની આ સ્થિતિએ પહોંચ્યા છે.

વિદ્યાભ્યાસ કરતા અને છોકરાઓને ભણાવવા જતા. એમાંથી નજીવું જે વળતર મળતું તે પણ જીવન વિગ્રહમાં ઉપયોગી થતું. માત્ર ૭ ગુજરાતી સુધીનું ભણતર રામોદમાં (કોટડા સાંગાણી) લઈ શકયા, ભણવામાં હોંશિયાર ને તેજસ્વી કારકીર્દિ રહ્યા કરતી પણ વિધિની ગતિ જુદી હતી. મલાકા શહેરમાં માત્ર તેર વરસની કિશોરાવસ્થાના અગિણે પગ મૂકતા શ્રી. ચુનીભાઈના મનમાં વિચાર આવ્યો, આપણે પણ વતનથી દૂર મલાયા જઈએ. ત્યાં પ્રારબ્ધ અજમાવવાનો નિર્ણય કર્યો. અને માત્ર નજીવી રકમ સાથે માતપિતાના આશીર્વાદ લઈને વતન છોડ્યું.

ભરતી ને ઓટ, તડકો ને છાંયડો એ કુદરતનો પણ સામાન્ય ક્રમ છે. શ્રી. ચુનીભાઈના જીવન સાગરમાં પણ આવા ઉલ્કાપાતો આવ્યા અને ગયા. અને એ મુસીબતો વચ્ચે એમનું ખમીર ઘડાતું ગયું. એમની શકિત અનુભવનો ઘાટ લેતી ગઈ, અને એમની જીવનનૈયા પ્રવાસ કરતી રહી.

સાતેક વરસ ગયાં, કાપડની નાની ફેરી કરતા અને

> આ લેખના લેખક અને 'ઊર્મિ-નવરચના'ના તંત્રી ગયે વરસે બર્મા-મલાયા તરફ સંસ્થાના વિકાસ અર્થે ગયેલા. આ વરસે એડન-આફ્રિકા ગયા છે. 'સાગરપારના ગુજરાતીઓ' નામની લખવા ધારેલી લેખમાળાનો આ પ્રથમ મણકો છે. આવા તો અનેક નરરત્નો ગુજરાત બહાર ગુજરાતની શાન બઢાવી રહ્યા છે. એક પછી એકનો પરિચય આ લેખમાળામાં હવેથી અપાશે.

અનુભવની એરણ ઉપર જીવન ઘડાતું હતું સતત કામ, અવિરત પુરુષાર્થ, સત્યવકતા અને પ્રમાણિકપણું એ એમના જીવન-આદર્શો હતા.

વીસેક વર્ષની ઉંમરે માતપિતાના આગ્રહથી દેશમાં લગ્ન માટે આવ્યા. પણ ભાગ્યદેવતાનો નકરો જુદો હતો. માતા ટૂંકી માંદગી ભોગવીને મરણ પામ્યાં. દીકરાના લગ્નનો લહાવો લેવાના જે કોડ હતા તે અધૂરા રહ્યા. જુવાન ચુનીભાઈએ માતાની હુંફ ને વાત્સલ્ય સદાના ગુમાવ્યાં, લગ્ન બંધ રહ્યાં. રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં શિક્ષકની તાલીમ લેવા માટે પહેલાં વિચાર કરેલો પણ વિધિની ગતિ જુદી હતી. અને મલાયાની ભૂમિ ઉપર ભારે મન સાથે આવ્યા, અને માળના મણકાની જેમ દિવસો ને મહિના જતા ગયા. પાછો જીવનક્રમમાં લગ્નનો દિવસ આવી પહોંચ્યો.

સંવત ૧૯૭૬ મહા વદ ૬ ને રોજ એમનાં લગ્ન થયાં. લગ્ન પછી જીવનમાં ખૂટતી કડી મળી ગઈ. સુખી, સંતોષી ને વાત્સલ્યનું વાતાવરણ જીવનની સમૃદ્ધિને વધુ સમૃદ્ધ કરતું હતું. એમની પત્નીનું નામ સમરત, નામ તેવા જ ગુણ હતા. ચોવીસ વરસના આદર્શ ગુહસ્થાશ્રમભર્યા જીવનમાં ત્રણ બાળકો થયાં.



પચીસ વર્ષના એકધારા સુખી ગૃહજીવનમાં અકસ્માત થયો. સમરતબેન માંદગીમાં પટકાઈ પડ્યાં. અનેક ઉપચારો છતાં જીવન ટકી શક્યું નહિ. જાપાને મલાયા લઈ લીધું અને અનેક મુશીબતોની પરંપરા શરૂ થઈ. એ બધાં દુઃખ વચ્ચે સમરતબેનનું ધૈર્ય આદરપાત્ર હતું. તા. ૧૨-૧૧-૪૫ને રોજ સમરતબેનનો આત્મા સંસાર છોડીને ચાલ્યો ગયો.

ચુનીભાઈના મનમાં એકલતા ને શૂન્યતા પથરાઈ ગયાં. સમય વહેતો હતો. બાળકો મોટાં થતાં હતાં. જીવનનું વહેણ બદલાતું હતું. ધંધાદારી બાબતોમાંથી એમનું મન નિવૃત થતું હતું અને સમાજસેવામાં એમના મનને સાચી શાંતિ લાધી.

અનેક સ્વજનોની સમજાવટ ને આગ્રહ છતાં ફરી લગ્ન ન કરવાના એમના આગ્રહને કોઈ ફેરવી શક્યું નહિ. મનમાં માનવ સેવાના સ્વપ્નો ઘૂંટતા હતા. સંસારમાં રહેવા છતાં સ્વેચ્છાએ સંયમી જીવનની દીક્ષા લીધી.

પ્રારબ્ધનું પાસું બદલાતું હતું. શ્રીનું વરદાન મળ્યું હતું. સમૃદ્ધિનો પ્રવાહ વહેતો થયો હતો. આજે શ્રી. ચુનિભાઈ ૪૬ જેટલી અગ્રગણ્ય સંસ્થાઓ સાથે સંકળાએલા છે. કોઈકના એ પેટ્રન છે. કોઈકના ટ્રસ્ટી, કોઈકના પ્રમુખ તો કોઈકના સભ્ય છે.

ફેડરેશન ઑફ મલાયા ઇન્ડસ્ટ્રીઅલ કોર્ટપેનલ, ફેડરેશન સીક્યુરીટી લોન કમીટી, એડલ્ટ એજ્યુકેશન કમિટિ, હોમગાર્ડ કમિટિ, લેંગવેજ બોર્ડ ફોર ફેડરલ સીટીઝનશીપ વગેરે સંસ્થા સાથે જોડાએલા છે.

એમનું ટૂંકુ નામ સી. એમ. શેઠ. મલાયામાં એઓ 'Men of Fearless spirit'ના નામે ઓળખાય છે, સમગ્ર મલાયાની જે એક માત્ર પ્રતિનિધિ સંસ્થા, મલાયા ચેંબર્સ ઑફ કોમર્સના એ પ્રમુખ તરીકે ચૂંટાએલા અને સુંદર કામ કરેલું. એસોસિયેટેડ ઇન્ડીયન ચેંબરના પ્રમુખ.

અંગ્રેજી ન જાણવા છતાં ૫૩ વર્ષના ચુનીભાઈ મલાયાની સમગ્ર કોમમાં અને ખાસ કરીને યુરોપિયન મંડળમાં ખૂબ જાણીતા છે. ઇન્ડીઅન ચેમ્બર ઑફ કોમર્સના ઉપરા ઉપરી ત્રણ વરસ એઓ પ્રમુખ રહેલા.

વહેવારદક્ષ, પ્રભાવશીલ અને જુસ્સાદાર વક્તા તરીકે શ્રી. ચુનીભાઈ જાણીતા છે. એમનો અભિપ્રાય મલાકાના અગત્યના પ્રશ્નો ઉપર લેવામાં આવે છે અને એ વજનદાર ગણાય છે.

૪૨ વર્ષ પહેલાં જ્યારે શ્રી. શેઠ ભારતમાંથી મલાયા ગયેલા ત્યારના ને આજના મલાયામાં ખૂબ ફેર છે. એમનું કાર્યક્ષેત્ર માત્ર મલાકા પૂરતું મર્યાદિત નથી રહ્યું પણ મલાયાના બીજા પ્રદેશમાં એમની સુવાસ ફેલાએલી છે.

એઓ ઇન્ડીઅન એડલ્ટસ પેનલના ચેરમેન છે. મલાકા સોશિયલ વેલફેર ઑફિસ અને એન્ટી ટી. બી. એસોશિયેશનના સભ્ય છે. બોયઝ જ્યુબિલી કલબ, મલાકા વેલફેર હોમ, પ્રિઝનર્સ એઈડ સોસાયટી, હોસ્પિટલ વિઝિટીંગ બોર્ડ, સેટલમેન્ટ વેલફેર વગેરે સામાજિક સંસ્થાના સક્રિય સભ્ય છે.

સોશિયલ વેલફેરનું તમામ ખર્ચ સરકાર આપે છે. એમાં ૧૯૧ વૃદ્ધ સ્ત્રી-પુરુષોને રાખવામાં આવે છે. જે અશક્ત અપંગ ને નિસહાય હોય તેવાઓને રહેવાની સુંદર સગવડ કરી આપેલ છે. હું જોઈને આનંદ પામ્યો. એમાં મલાઈ, ચીની ને હિંદી સ્ત્રી-પુરુષો છે. ટેકરી ઉપર આવેલું એમને રહેવાનું મકાન અદ્યતન છે. આધુનિક સગવડો આપવામાં આવે છે. માંદાઓની સારવાર કરવામાં આવે, જીવનની સંધ્યાએ પહોંચેલાઓ અને મૃત્યુની રાહ જોતાં એ સ્ત્રી-પુરુષોને જોઈ મન વિચારે ચડી ગયું. એની બાજુમાં જ થોડે દૂર લીલીછમ ટેકરી ઉપર બોયઝ જ્યુબિલી ક્લબ હતી. એમાં ૧૦૩ છોકરાંઓ ૭ થી ૧૭ વરસની ઉમ્મરનાં હતાં. અનાથ અને જીવનમાંથી





ઊખડી ગએલાં માત-પિતાનાં એ સંતાનો Good Morning કરીને ઊભા થયાં ત્યારે મારાથી સહજ રીતે બોલાઈ ગયું Good Morning. ખરેખર એમના માટે તો દરેક પ્રભાત નવી આશા લઈને ઊગતું હતું.

મલાઈ, ચીની, હિંદી બાળકોની આંખોમાં અનાથતા છલકાતી હતી. પણ અહીં સ્વમાની જીવન જીવી શકાય તેવી કેળવણી આપવામાં આવે છે. સુતારી કામ, બનાવટી ફૂલો વગેરે શીખવાતું હતું. કેટલાક ભણતાં હતાં. કેટલાક બગીચામાં કામ કરતાં હતાં. મકાનો મઝાનાં કોઈ સેનેટોરિયમની યાદ આપે તેવાં સુઘડ ને હવા-પ્રકાશથી ભરેલાં હતાં.

સૌથી છેલ્લે જોયું બેબી હોમ. ૩ માસથી ૩ વર્ષ સુધીનાં નાનાં નાનાં ૨૩ બાળકોને એ દરિયાકાંઠાના સુંદર મકાનમાં રાખવામાં આવેલ હતાં. સામે સાગર ઊછળતો હતો. નાનાં શિશુઓની કીકીમાં એ સાગરના નીરનું પ્રતિબિંબ પડતું હતું, ઊઘડતા ફૂલ જેવાં નિર્દોષ એ બચ્ચાંઓ ક્યાં ક્યાંથી આવ્યાં હતાં, કોની અનાથતાના એ ભોગ બન્યા હતા? કેટલાંક બાળકોનો કિલકિલાટ સાગરની ગર્જના સાથે તાલ મેળવતો હતો. અને કેટલાંક શિશુના ક્રંદનના પડઘા સાગરમાં સમાતા હતા. સાત નર્સો એને સાચવવાને રાખેલ છે. વ્યવસ્થા મઝાની છે.

શ્રી. ચુનીભાઈ આ પ્રવૃત્તિઓમાં ઊંડા સંકળાએલા છે. અને માનવકલ્યાણના આ કાર્યમાં અહોરાત રાચ્યા રહે છે.

૧૯૫૨ ની જાન્યુઆરી ૭

જીવનનું પ્રભાત રોજની જેમ ઊગ્યું હતું પણ એ પ્રભાત શ્રી ચુનીભાઈના જીવનમાં સોનેરી અક્ષરે લખાઈ ગયું. એમની માનવ સેવાના ફળરૂપે કહો કે વર્ષોની તપસ્યાને કારણે એમને J. P. નો માનવંતો ઇલકાબ સરકારે એનાયત કર્યો. ઇલકાબની સ્થૂલ કિંમત તો એમને મન કશી નથી પણ સેવાના પ્રતીક સરખું એ માન એમણે ગૌરવપૂર્વક સાચવી રાખેલ છે.

જાપાની રાજ્ય અમલ દરમ્યાન એમણે જાતિ ભેદ ભાવ વિના તમામની સેવા કરેલી. કાપડની વહેંચણી એમના હસ્તક હતી. ચાઈનીઝ કાપડના વેપારીઓ તરફથી આ વરસોમાં એમણે કરેલ કિંમતી કામનો આદરભાવ વ્યક્ત કરવા સોનાનો ચંદ્રક આપ્યો હતો. સેવાની વધુ કદર માટે કોરોનેશન મેડલ પણ એમને આપવામાં આવેલ છે. જીવનસિદ્ધિનાં વધુ પર્વો એઓ ચડતા રહે એવી અભિલાષા રાખું છું.

બીજાના દુઃખમાં શ્રી ચુનીભાઈનું હૈયું દ્રવી ઊઠે છે. સમાજના અંધારા થરોમાં પ્રકાશનું કિરણ પહોંચાડવાનો એમનો પુરુષાર્થ જોઈને મારું મન એમને વંદી રહ્યું. વતનથી દૂર—હજારો માઈલ દૂર રહ્યા છતાં સેવાની આવી પ્રબળ ભાવના જવલ્લે જ જોવા મળે પ્રભુ એમને આથી પણ વધુ મહાન કાર્યો કરવાની શક્તિ આપે એ જ અભ્યર્થના.

જીવનની ઉત્તરાવસ્થાએ (સંધ્યાએ) એમની સેવાનો મંગલદીપ પ્રજળી રહ્યો છે. એ પ્રકાશ અનેકને પ્રેરણારૂપ બની રહો.

# વસંત શરૂ થઈ

મને ભાળી, નજર વાળી; હૃદયનાં દ્વાર ભીડી દઈ.
તમે માન્યું, હવે દરરોજની લપની બલાઓ ગઈ!
અરે! મારી જીવન-ગાથા મહીં તુજ યાદની વસંત શરૂ થઈ ગઈ.

ભાનુ પંડયા

# ઝ બૂ કિ યા

રા મુ પં ડિ ત

અમેરિકાથી અંજાઈને એને માટે આજે જે આંધળી ઘેલછા ઊપડી છે એની સામે આ હળવા પ્રસંગોની હારમાળાથી એના લેખક એક લાલબત્તી ધરે છે. અભ્યાસ અર્થે અમેરિકા જોઈને કેલીફોર્નિયા યુનિવર્સિટિમાં દાખલ થયેલા લેખક અમેરિકન સમાજનો પણ કેટલો તલસ્પર્શી અભ્યાસ કરે છે એ આ લખાણો પરથી સાબિત થાય છે.

[૧]

એક અમેરિકન કુટુંબને ત્યાં અમે મહેમાન તરીકે નાતાલની રજાઓ ગાળવા ગયાં હતાં. પતિ–પત્નીએ અમારું ખૂબ ભાવભીનું સ્વાગત કર્યું ને સુંદરરીતે સજાવેલા ઘરનો ખૂણેખૂણો બતાવ્યો. છેલ્લે એ અમને એમના સુસજ્જ રસોડામાં લઈ ગયાં ને રસોઈબનાવવાનાં અદ્યતન યાંત્રિક સાધનો બતાવ્યાં.

'આ સાધનોની મદદથી અમે દસ મિનિટમાં જ રસોઈ બનાવી શકીએ છીએ અને પાંચ મિનિટમાં જ વાસણ સાફ કરી શકીએ છીએ.' યજમાનપત્ની બોલી ઊઠી. અમને એ બધું સાંભળીને ખૂબ આનંદ થયો.

રસોડાની ઘડિયાળમાં જોયું તો બપોરના ૧૨।। વાગ્યા હતા. પેટમાં ભૂખ પણ કકડીને લાગી હતી; ત્યાં તો એ સન્નારીએ પતિને ઉદ્દેશીને કહ્યું:

'ડીયર, ચાલોને આપણે હોટેલમાં જમવા જઈએ ?'

'ચાલો, મને વાંધો નથી.'

'અહીંથી હોટેલ કેટલી દૂર છે ?' મેં પૂછ્યું.

'કારમાં જઈશું તો ૧૫–૨૦ મિનિટમાં પહોંચી જવાશે!' યજમાનપત્ની બોલી ઊઠી.

અમને પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે વીસ મિનિટ વત્તા પેટ્રોલ બગાડીને આ બાઈ અમને હોટેલમાં જમાડશે તો પછી આ અદ્યતન વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ શું?

[૨]

એક અમેરિકન લશ્કરી અફસર સાથે મારી દોસ્તી થઈ છે. મને કહે કે અમારા G. I. ને (Government Issues—અમેરિકામાં લશ્કરી કામ કરતા સૈનિકો માટે આ શબ્દ ખૂબ પ્રચલિત છે.) અમેરિકન છોકરી કરતાં જાપાનીઝ કે ફીલીપીન છોકરી સાથે લગ્ન કરવું વધારે ગમે છે.

'મને એ સાંભળીને આશ્ચર્ય થાય છે.' મેં કહ્યું.

'હું સાચું કહું છું. અમેરિકન છોકરીઓ કરતાં એ છોકરીઓ પત્ની તરીકે વધુ આજ્ઞાંકિત, પ્રમાણિક ને દબાયેલી રહે છે. આથી એમને એવી છોકરીઓ પત્ની તરીકે ખૂબ ગમે છે।'

[૩]

'તમે ત્રણચાર દિવસથી રાત્રે મોડા કેમ આવો છો?' પતિ વિષે શંકાશીલ બનેલી પત્નીએ પતિને ઘરમાં પ્રવેશતાવેંત પૂછ્યું. 'વર્ષને અંતે કામ ખૂબ પહોંચતું હોવાથી મારે રાત્રે ઑફિસમાં મોડે સુધી રોકાવું પડે છે!'

'નહીં, તમે રાત્રે મોડા આવીને મારા પર માનસિક અત્યાચાર કરો છો. આથી હું તમારી સાથે છૂટાછેડા લેવા-માગું છું.'

ખૂણામાં ઊંઘતાં બે બાળકોને ચુંબન કરીને પતિ કપડાં બદલવા અંદર ચાલ્યો ગયો.

[૪]

અમેરિકન યુવતીને પરણેલા એક હિંદી વિદ્યાર્થી મિત્રને ઘેર અમે ચાપાણી પીવા ગયાં હતાં. હિંદથી અમે તાજાં જ આવેલાં એટલે ત્યાંની નવાજૂની જાણવા માટે એ મિત્રદંપતી ખૂબ આતુર હતાં. બધી વાતો સાંભળી રહ્યા પછી મિત્રપત્ની મને કહે:





'રામુ, (અમેરિકન દરેક વ્યક્તિને અટક કરતાં નામથી સંબોધવાનું વધારે પસંદ કરે છે.) મેં સાંભળ્યું છે કે હિંદુ સમાજ બહુ રૂઢિચુસ્ત છે તે સાચું છે? મારાં સાસુ–સસરા મને સીગરેટ પીતી જોશે તો ગુસ્સે થશે! ને હેં રામુ! બધા હિંદી વિદ્યાર્થીઓ તો મને કહે છે કે હિંદુસ્તાનમાં સાપ ખૂબ હોય છે તે શું સાચું છે? O my goodness! હિંદ ગયા પછી જો હું કોઈ દિવસ સાપ જોઈશ તો બીજે જ દિવસે બલૂનમાં ઊડીને અમેરિકા આવતી રહીશ.'

'તો તો પછી પાછાં આવો ત્યારે પરણવા માટેના બીજા પતિની જોગવાઈ અહીંથી કરીને જ ત્યાં જજો!' મેં ઉચ્ચાર્યું.

'એમ કેમ બોલે છે, રામુ?' એ યુવતી જરા ઢીલી પડી ગઈ.

'તો પછી હિંદમાં રહેવું ને સાપ કદી ન જોવો એ તે કદી શક્ય બનતું હશે! અમારા દેશમાં સાપ કાંઈ ચૌટેચકલે રખડતા નથી ફરતા. કોઈવાર જોવામાં આવી પણ જાય; પણ જો સાપ એમ રખડતા ફરતા હોય તો અમારા દેશની વસ્તી સમસ્યા ક્યારની ય ઉકલી ગઈ હોત.'

[૫]

દુનિયાના ઘણા પ્રદેશો ખૂંદી વળેલા એક શાહુકાર કુટુંબ સાથે અમે હોટેલમાં ખાણું લેતાં હતાં. એમનાં પત્નીએ પીરસનાર બાઈને કાકડીનું અથાણું લાવવા કહ્યું. એમના પતિ તુરત બોલી ઊઠ્યાઃ

'તમને ખબર છે મી. પંડિત! અમેરિકામાં ઉત્પન્ન થતા કુલ અથાણાંનો એંશી ટકા જથ્થો સ્ત્રીઓ જ આરોગી જાય છે!'

'ના. મને ખબર નથી.' મેં કહ્યું.

'એટલું જ નહીં; પણ મેં તો એવું તારણ બાંધ્યું છે કે દુનિયાના દરેક દેશમાં અથાણું સ્ત્રીઓ જ વધારે ખાય છે. તમારા દેશમાં શું સ્થિતિ છે?'...

આપણા દેશમાં શું સ્થિતિ છે?

[૬]

હિંદથી અમેરિકા ભણવા આવેલા એક યુવકને એના અમેરિકન વર્ગમિત્રે પોતાને ઘેર જમવા બોલાવ્યો ને બધી નવીન ચીજો બતાવી રહ્યા પછી એને કાંઈક બતાવવાનું રહી ગયાનું યાદ આવ્યું એટલે દોડતો એ ચીજ લઈ આવ્યો ને સામે ધરીને કહેઃ

'આ વસ્તુને અમે બેટરી અથવા ટૉર્ચ કહીએ છીએ. અંધારામાં બહાર જઈએ તો એ ખૂબ ઉપયોગી નીવડે છે ને એ ચાલુ કરવા માટે વીજળીનો પ્લગ નથી વાપરવો પડતો. એની અંદર જ વીજળી ઉત્પન્ન કરવાની શકિત ધરાવતો 'સેલ' મૂકવામાં આવે છે. અને... ........'

અત્યાર સુધી ધીરજ ધરીને બેસી રહેલા પેલા હિંદી વિદ્યાર્થીએ તુરત કહ્યું:

'પણ હૅરોલ્ડ, હું ઉત્તર ધ્રુવમાંથી નથી આવતો એ સ્પષ્ટ કરી લઉં તો?

[૭]

[અમેરિકનોને વાતવાતમાં 'Wonderful, O very wonderful! (સરસ ઓહ, ખૂબ સરસ!) શબ્દ વાપરવાની બહુ ટેવ હોય છે. એનો અપ્રાસંગિક ઉપયોગ એ ભૂલમાં કઈ રીતે કરે છે એનું એક દૃષ્ટાંત.]

કોઈ વિદ્યાર્થિની એકવાર કોલેજમાં સરસ કપડાં પહેરીને ગયેલી. એની બહેનપણીએ એનાં કપડાં જોઈને બીજી પાસે ઊભેલી બહેનપણીને કહ્યું.

'Doesn't she look pretty? Her dress is really wonderful? (તે કેવી સુંદર લાગે છે? એનો પોષાક સાચે જ સરસ છે.)'

# કલંકનું પ્રક્ષાલન

ચુનીલાલ વ. શાહ

ઇતિહાસને પાને પાને જે શૂરગાથાઓ ભરી પડી છે એ આપણી ઉછરતી પેઢી ચાવીને પચાવે તો અત્યારની વેવલી યુવાનીનો અંત આવે. આ ઐતિહાસિક વાર્તામાં એવી જ એક ગાથાને આપણા પીઢ સાહિત્યકારે ગૂંથી છે.

સને ૧૭૬૧માં પાણીપતના મેદાનમાં અહમદશાહ દુર્રાની અને સદાશિવરાવ ભાઉ તથા વિશ્વાસરાવનાં લશ્કરો લડવાને એકઠાં થયાં ત્યારે મરાઠાઓનું સૈન્ય અને સામગ્રી ઉત્તમ પ્રકારનાં હતાં. ઘોડેસવાર લશ્કર, પાયદળ અને તોપખાનું એ બધામાં દુર્રાની કરતાં ત્રણગણી સરસાઈ કરી શકાય એટલું મરાઠા સૈન્યનું તેજ હતું. પરન્તુ બેઉ પક્ષો એકબીજાની યુદ્ધની શરૂઆતની રાહ જોઈને નિષ્ક્રિય રહ્યા જેમાં મરાઠાઓને વિશેષ હાનિ થઈ. મોટી મરાઠા સેનાને માટે જે ખોરાકી અને ઘાસ–ચારો વગેરે જોઈએ તેની દુર્રાનીના લશ્કરે આજુબાજુના પ્રદેશમાં કટકાયત કરી, એટલે મરાઠા સૈન્ય વિશાળ પ્રદેશમાં ઘેરાઈ ગયા જેવી સ્થિતિમાં આવી પડ્યું. છેવટે એ જ મુશ્કેલીને કારણે પ્રકટ યુદ્ધનો આરંભ પણ મરાઠાઓને જ કરવો પડ્યો. ઘેરાએલી સ્થિતિમાં મરાઠા સૈન્યનાં માણસો ઉપર જે નૈતિક માઠી અસર થએલી તેનો પ્રત્યાઘાત પ્રકટ યુદ્ધમાં દેખાઈ આવ્યો. સદાશિવરાવ, વિશ્વાસરાવ, મહાદજી સીંધિયા અને મલ્હારરાવ હોલ્કર જેવા શક્તિશાળી સેનાનાયકો જાતે હાથમાં તલવારો લઈ સેનાની વચ્ચે રહી યુદ્ધ લડ્યા, તો પણ સૈનિકોમાં પેઠેલી નૈતિક દુર્બળતાનું નિવારણ થઈ શક્યું નહિ. દુશ્મનના જોરાવર હુમલાઓથી ભય પામીને મરાઠી સેનાએ નાસવા જ માંડ્યું. પરિણામ એ આવ્યું કે સદાશિવરાવ ભાઉ અને વિશ્વાસરાવ યુદ્ધ ક્ષેત્રે મરાયા; સીંધિયાએ પોતાનો એક પગ ગુમાવ્યો, હોલ્કરથી માંડમાંડ બચી શકાયું અને નાના ફડનવીસે તો નાસીને જ જીવ બચાવ્યો. વિશ્વાસરાવનું તો માત્ર ધડ જ યુદ્ધક્ષેત્રમાંથી હાથ લાગ્યું, માથું ન જ મળ્યું. એવી ગણતરી ઇતિહાસકારોએ કરી છે કે એ યુદ્ધમાં એક યા બીજી રીતે બે લાખ મરાઠાઓએ પોતાના જાન ગુમાવ્યા હશે.

રણભૂમિ પર જ્યારે આટલો ભયાનક વિનાશ વેરાય ત્યારે સૈનિકો જીવ બચાવવા નાસે પણ ખરા. બધાય કાંઈ બળતી આગમાં હોમાઈ જવા જેવા શૂરા કે બલિદાનતત્પર ન હોય. એવી રીતે બચી જનાર માટે નીચાજોણું પણ કહેવાય નહિ. પાણીપતમાંથી નાસી નીકળેલો ભીમાજી જ્યારે વતન તરફ પાછો ફરતો હતો ત્યારે એ જ વિચાર કરી રહ્યો હતો. ભીમાજી જેવા બીજા ય ઘણા સૈનિકો એવી રીતે જીવતા રહીને વતન તરફ ચાલ્યા જતા હતા, તેમાંના કેટલાક ભીમાજીને મળ્યા હતા, તે બધાયને લાગતું હતું કે આવે વખતે મરી જઈને શૌર્ય બતાવવાનું હોય જ નહિ.

અને ભીમાજીની નવપરિણીત પત્ની સારજાને ભીમા-

---

એ જ વિદ્યાર્થિની એકવાર માંદી પડી. ને બે દિવસ કૉલેજ ન જઈ શકી. ત્રીજે દિવસે એ કૉલેજમાં ગઈ એટલે એની બહેનપણીએ પૂછ્યું કે તું કૉલેજ કેમ નહોતી આવતી. પેલી વિદ્યાર્થિની કહે કે હું માંદી પડી ગઈ હતી.

એની બહેનપણી કહે: 'O, really! wonderful !' પેલી વિદ્યાર્થિની ચીડાઈ ગઈ: 'શું ધૂળ wonderful?' બહેનપણીને બિચારીને પોતાની ભૂલ સમજાઈ.

'O, I am really sorry ! (હું સાચે જ દિલગીર છું !)

*





જીને ક્ષેમકુશળ ઘેર આવેલો જોઈ આનંદ થયા વિના કેમ રહે?

પોતાનો જીવ આંખો મીચીને જોખમમાં નાખવા જો ભીમાજી કોઈવાર તૈયાર થાય તો સારજા પતિને ઠપકો આપતી. એક વાર એમ બનેલું કે ગામની નદીમાં જ્યારે મોટું પૂર આવેલું, ત્યારે કોઈની ગાય પૂરમાં ફસાઈ પડી અને તણાવા લાગી. ભીમાજીએ ગાયને તણાતી અને ભયથી ભાંભરતી જોઈ એટલે તેનાથી રહેવાયું નહિ અને તેણે વહેતા પૂરમાં કૂદી પડીને દોરડાનો ગાળો ગાયના શિંગડામાં ભેરવી દીધો. એ દોરડું પાણીમાં તરતાં-તરતાં ખેંચી તાણીને ભીમાજીએ ગાયને બચાવી પણ તે વખતે નદી કાંઠે એકઠા થએલા લોકો, જેમણે આ દૃશ્ય જોયું હતું તેઓ ચોખ્ખું કહેતા હતા કે ભીમાજીએ આંખો મીંચીને જ પોતાની જાત ઉપર ભારે જોખમ ખેડ્યું હતું. એ વખતે સારજાએ પતિને ઠપકો પણ આપ્યો હતો: "વખત વિચાર્યા વિના આવું સાહસ તમારે કરવું જોઈતું જ નહોતું."

ભીમાજીએ તે વખતે કહેલું: "પણ સારજા! બિચારો ગાય જેવા મૂગા પ્રાણીનો જીવ જતો હોય ત્યારે મારાથી એ કેમ જોયું જાય? એક તો બિચારી ગાય બચી અને બીજું એના માલિકનું એટલું દાન બચ્યું. બેવડો લાભ થયો!"

ઘરના જ વિચારો કરતો અને ઘર તરફ પાછો ફરતો ભીમાજી પોતાના ઘોડા સાથે જ્યારે ગામના તળાવ પર પહોંચ્યો ત્યારે તેના તનની સ્થિતિ વિલક્ષણ બની ગઈ હતી. માર્ગમાં પૂરું ખાવાનું ન મળવાથી તે શરીરે સુકાઈ ગયો હતો. ઘોડો તો હાડ-ચામે જ જીવતો રહેલો હતો, તેને ઘણા દિવસથી દાણો મળ્યો નહોતો એટલે તે માંડ માંડ ડગલાં ભરતો હતો. ભીમાજીનાં કપડાં મેલાં દાટ થઈ ગયાં હતાં અને રસ્તામાં તેણે તે ધોયાં હતાં, છતાં હજી તે ઉપરના લોહીનાં ધાબાં દેખાઈ આવતાં હતાં. તેની કમરે તલવાર લટકતી હતી પણ તેનું મ્યાન ખોવાઈ ગયું હતું. અને ફળું મૂઠમાંથી ઢીલું પડીને લબડતું હતું. એ સ્થિતિમાં જ્યારે ભીમાજીએ પાસેના ગોચરમાં સારજાને ગાયો ચારતી જોઈ ત્યારે તે તળાવમાં મોઢું પણ ધોવાને રોકાયા વિના સીધો પત્નીની સમીપે આવીને ઊભો રહ્યો.

સારજાએ પ્રથમ દૃષ્ટિએ તો ભીમાજીને ઓળખ્યો જ નહિ, પણ જ્યારે ભીમાજીએ ઉદ્‌ગાર કાઢ્યો કે 'અરે સારજા! તું ગાયો ચારવા આવી છે?' ત્યારે સ્વર પરથી તેણે સ્વામીને પિછાણ્યો.

સ્વામીના હાલ-હવાલ જોઈને સારજાના હૃદયમાં કરુણા ઊભરાઈ આવી પણ હેત ઊભરાયું નહિ. તેણે પૂછ્યું: "કહો રાયાજી! તમે અહીં ક્યાંથી?"

"સારજા, હું માલેકની સાથે લડવા ગયો હતો, ને હવે પાછો ઘેર આવ્યો છું."

"પણ તમે લડીને નથી આવ્યા, લડાઈ છોડીને આવ્યા છો, ખરું ને?"

"અરે સારજા! લડાઈ છોડીને નાઠા વિના છૂટકો જ ન હોય ત્યાં લડતા રોકાય કોણ? જ્યાં આભ ફાટ્યું હોય ત્યાં થીગડું દઈ શકાય ખરું? મોટા સરદારો અને જોદ્ધાઓ લડ્યા વિના જીવ બચાવવા નાઠા, તેમ હું ય નાઠો!"

"ત્યારે તમે પીઠ બતાવીને પાછા આવ્યા છો એમ જ કહોને!"

"સારજા, તું જાણે છે કે માણસે વખત જોઈને વર્તવું જોઈએ. વખત વિચાર્યા વિના જીવને જોખમમાં નાખવો એ ડહાપણ નથી. જો હું જીવતો રહ્યો છું તો માલેકને માટે બીજાં પચાસ વર્ષ સુધી કેમ નહિ લડી શકું?"

સારજા બોલી: "પણ તમે એ રીતે આબરુ ગુમાવી. જેઓ લડાઈમાં મરણ પામ્યા તેમની નામના થઈ અને તેમના માનમાં અમે હોંશેહોંશે રાજિયા



ગાયા. તમને જોઈને તો મારા મનમાં એમ થાય છે કે જાણે ભોંય માર્ગ આપે તો ભોંયમાં સમાઈ જઉં !"

"ઘર પરનું અને ઘરુણી પરનું હેત લડવૈયાથી પણ ભૂલી શકાતું નથી, સારજા !"

"અરર ! ત્યારે તો તમે મર્દ નહિ પણ નામર્દ બનીને જ ઘેર આવ્યા છો ! હું તમને ઘરમાં નહિ પેસવા દઉં રાયાજી ! તમે ઘાયલ થઈને ય જો ઘેર આવ્યા હોત તો હું તમારી આરતી ઉતારીને પૂજા કરત, પણ આમ તો તમારું મોં જોઈને હું શરમાઉં છું !"

ભીમાજીએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો. કરુણ દૃષ્ટિએ તેણે સારજા સામે જોયું. મનમાં કોઈક નિશ્ચય કર્યા પછી માણસ જેવી રીતે માથું ટટ્ટાર કરે છે, તેવી રીતે માથું ઊંચું કરીને ઘોડાને એડી મારી પાછો વાળ્યો, અને તે ગામના પાદરમાંથી જ ચાલી નીકળ્યો. ઘોડો પોતાની શક્તિ મુજબ દડબડ દોડચો અને ભીમાજીએ પાછું વાળીને જોયા વિના હારીને પાછી ફરતી મરાઠી સેનાને મળવા પ્રયાણ આદર્યું. થોડા જ સમયમાં સવાઈ માધવરાવની કારકીર્દિમાં રાક્ષસભુવનની લડાઈ થઈ તેમાં મરાઠી સેનાનો વિજય થયો. પાણીપતના મેદાનમાં મરાઠાઓને જે અપયશની કાલિમા લાગી હતી, તેનું એ રીતે પ્રક્ષાલન થયું.

લડાઈમાં વિજય મળવાથી મહારાષ્ટ્રની જનતા ભૂતકાળને વિસારી આનંદોત્સવ માણવા લાગી. જેઓ યુદ્ધમાં મૃત્યુ પામ્યા હતા તેમનાં શબનો આદરપૂર્વક અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. જેઓ ઘાયલ થયા હતા તેઓને વાજતે ગાજતે ગામમાં લાવી પડદે રાખવામાં આવ્યા. કવિઓ નવી કવિતાઓ રચીને વીરોની પ્રશંસા ગાવા લાગ્યા. ગામના ચોકમાં તેઓના રચેલા પવાડા ગ્રામનારીઓ ઉત્સાહથી ગાવા લાગી. રાજવાડાને દ્વારે શરણાઈના સ્વરો ગાજવા લાગ્યા.

આ લોકસમૂહના આનંદોત્સવમાં એ માનવીઓ પ્રત્યક્ષ ભાગ લઈ શક્યાં નહિ, અને તેથી તેમને કાંઈ માઠું ય લાગ્યું નહિ. સારજા પતિના જખમ ઉપર લેપ કરવામાં અને પાટા બંધવામાં આનંદ માનતી હતી અને ભીમાજી પત્નીના હાથની સેવા ચાકરી પ્રાપ્ત કરવામાં આનંદ માનતો હતો.

★

## એક કૂતરો ને ૩૦૦ ઊંટ

ખુરાસાનનો રાજકુમાર લડાઇમાં ગયો ત્યારે એના ખાવા-પીવા અને સુખ સગવડોનો સામાન ૩૦૦ ઊંટો પર લાદવામાં આવ્યો.

લડાઇની બાજી ઊંધી વળી અને તે રાજકુમાર ઇસ્માઇલનો કેદી બન્યો. પણ ભૂખ તો કેદીને પણ લાગે છે ને ! 'અરે ભાઈ, કાંઈ ખાવાનું તો લાવ !' તેણે પોતાના રસોઈઆને કહ્યું. હવે ફક્ત માંસનો એક ટૂકડો જ બચ્યો હતો. તેણે એને એક હાંડલીમાં ઉકળવા મૂક્યો અને તે કાંઇક શાકભાજીની શોધમાં ચાલ્યો.

તક મળતાં એક કૂતરાએ હાંડલીમાં મોં નાખ્યું, હાંડલી તેના ગળામાં ફસાઇ ગઇ અને તે એને લઈને ભાગ્યો. રાજકુમારે એ જોયું ને ખડખડાટ હસ્યો. ચોકીદારે એને પૂછ્યું: 'તમે આવા દુઃખના દિવસોમાં આ રીતે હસી શકો છો ?' રાજકુમારે કહ્યું: 'હું એ વિચારીને હસું છું કે સવારે જે સામાન માટે ૩૦૦ ઊંટની જરૂર હતી તેને માટે હવે ફક્ત એક જ કૂતરો પૂરો છે.'

—અનુ૦ 'તૃપ્તિ'

# હું શબ્દ બોલવા આવ્યો છું

હું શબ્દ બોલવા આવ્યો છું
હું શબ્દ તમોને કહી શકું તો કહી શકું,
હું રંગભરેલો આવ્યો છું
હું રંગ તમોને દઈ શકું તો દઈ શકું.

આ વનરાઈની વચ્ચે
ને ગિરિશિખરથી ઊંચે,

વાયુ વહેતા કરી આવ્યો છું,
હું શ્વાસ તમોને દઈ શકું તો દઈ શકું,
હું શબ્દ બોલવા આવ્યો છું,
હું શબ્દ તમોને કહી શકું તો કહી શકું

હું ભૂત, ભવિષ્ય ને વર્તમાનના શબ્દો સુણતો આવ્યો,
આ વર્તમાનનાં ઘેલાં લોકો જોવાને હું આવ્યો,
કોઇ મને બતાવો પથ્થર જેને લૂણો કો દી નવ લાગ્યો,
કોઈ મને બતાવો કાયા કોઈની જીવન જ્યાંથી ભાગ્યો.

આ કોણ હસ્તિનાપુર ગોતે,
કો સુવર્ણ દ્વારિકા ક્યાં ગોતે,

કોણ ચણે છે કીર્તિમંદિરો, નવસર્જન કોણ કરતું,
સૂર્ય તણા આતમની છાયે કોઈ નથી કેમ ઠરતું,
આ બે હાથાળાં, બે પગવાળાં માનવ ક્યાં રખડે છે,
કુદરતને ઢંઢોળી જગાડી ભેદભર્યાં બગડે છે.

જે જીવી જાય બે પાંચ વરસ એ માને જીવતર જીત્યું,
જે જીવે શાન્ત તે જીવી શકે ના, કોણ ગણે કોણ જીત્યું.

આ હારજીતની બાજી,
કોણ રમી રહ્યું છે પાજી

રચે સમાજો, ભલે રચે, પણ કોઈ ન કાં સ્થિર રહેતું,
મળ્યું એટલું જીવન એ તો ઝઘડામાં વહી જાતું,
સાચજૂઠના દ્વંદ્વ રસને સમજે એ સહુ સાચું,
અરે! સાચે સાચું જીવતર જીવવા કાંઈ નથીય રચાતું.

## દેવનું હૃદય

ગામની હદથી દૂર નિર્જન સ્થાને એક ઝાડની નીચે પથરો પડ્યો રહેતો ઉનાળાના ગરમ કિરણો, વરસાદની ઝાપટાં અને શિયાળાની ઠંડી હવા એના પર પૂરો કાબૂ જમાવતા. ગોવાળો રસ્તે જતા જતાં છાણવાળા હાથ ત્યાં લૂછતા, સવારના પહોરમાં માથા પર શાકભાજીના ટોપલા ચડાવીને દોડતી સ્ત્રીઓ એ પથ્થર ઉપર ટોપલા મૂકી વિસામો લેતી અને સાંજે રમતા રમતા ત્યાં આવી ચડેલા બાળકો એ પથ્થર પર ઘા કરતા

પાસે જ ઊભેલું વૃક્ષ એ પથ્થરની આવી સ્થિતિ જોઈને મનમાં ને મનમાં ખૂબ ખુશ થતું એ ઝાડના નાના નાના ફૂલ પણ પથ્થરનું અપમાનિત જીવન જોઈને ખિલખિલાટ હસતા. કોઇ પણ પાડોશી પથ્થર પ્રત્યે સહાનુભૂતિ નહોતું બતાવતું, છતાં પણ એ પથ્થર અચળ રહેતો, છાનોમાનો બધું સહેતો

એક દિવસ એક શિલ્પી કોઇ દૂર ગામથી ત્યાં આવી ચડ્યો ગામમાં એક મંદિર ચણાતું હતું દેવની મૂર્તિ ઘડવાનું કામ એને સોંપ્યું હતું. શિલ્પી દૂરથી આવતો હતો તેથી વિસામો ખાવા પેલા ઝાડ નીચે બેઠો એની નજર પેલા પથ્થર પર પડી. એને એમ લાગ્યું કે જે વસ્તુ તે શોધતો હતો તે તેને મળી ગઇ તુરત તેણે પથ્થર ઉપાડ્યો ને એમાંથી એક સુંદર પ્રતિમા કોતરી કાઢી.

એ જ ગામના નવા મંદિરમાં વેદ-મંત્રોના ઘોષનાદ સાથે એ પ્રતિમાની સ્થાપના થઈ દૂર દૂર ગામથી લોકો દર્શન કરવા આવ્યા અને દેવની પૂજા સ્તુતિ કરવા માંડ્યા દેવ બનેલો એ પથ્થર મનમાં આનંદ પામ્યો. એક દિવસ એક ભક્તે એના ચરણોમાં

થોડાંક ફૂલ મૂકયાં. એ ફૂલને પથ્થરે ઓળખ્યાં. એ એની મશ્કરી ઉડાવનારા વૃક્ષનાં ફૂલ હતાં. પથ્થરને વીતેલો યુગ યાદ આવ્યો, તે જરા હસ્યો અને દેવને અનુરૂપ ક્ષમાપૂર્ણ દૃષ્ટિથી એણે ફૂલોની તરફ જોયું ને એમને સપ્રેમ સ્વીકાર્યાં.

અનુ૦ 'તૃપ્તિ'

★

## સાચી દોસ્તી

ધન કમાઇને બે મિત્રો ઘેર પાછા ફરતા હતા. થાક લાગવાથી રસ્તામાં એક ઝાડ નીચે વિસામો ખાતા હતા. બેમાંથી એક સૂઈ ગયો તેને કરડવા એક સાપ આવ્યો. ત્યારે બીજો તરવાર કાઢીને આડો ઊભો રહ્યો.

'એ મારો શત્રુ છે. મારે એના ગળાનું લોહી પીવું છે. તું આઘો ખસી જા.' સાપે કહ્યું.

'મારું લોહી લઈ લે.' મિત્રે કહ્યું.

'એ ન ચાલે.'

'તને એના ગળાનું લોહી આપું તો?'

'તો ન કરડું.' સાપે કહ્યું.

મિત્રે તરવારનો છરકો કરીને એનું ગળું કાપ્યું ત્યાં સૂતેલો મિત્ર જાગી ગયો, અને જોયું તો પોતાનો મિત્ર હતો એટલે આંખો મીંચી ગયો!

મિત્રે લોહી પાંદડામાં નાખીને સાપને આપ્યું. સાપ પીને ચાલ્યો ગયો. મિત્રે પાટો બાંધ્યો. જાગીને બંને મિત્રો ચાલતા થયા. બે દિવસ ગયા પણ આ વાત ન નીકળી એટલે પેલા મિત્રે પૂછ્યું કે 'તરવારથી તારું ગળું કાપ્યું તો ય કેમ કાંઇ પૂછતો નથી?'

'મને એમ લાગ્યું કે મારો મિત્ર જે કરતો હશે તે મારા હિતનું જ હશે એમાં પૂછવું શું?'

★

અને રચે રાજ્ય તો લોકો ઉપર કડપ કેટલો રહેતો,
બંધનમાં એ બાંધે સહુને, શ્વાસ સમો નવ વહેતો,
બીક તણી કોઈ રચી ભૂતાવળ બુદ્ધિવાળો કહેતો,
રાત દિવસ રહે સાબદા, કાળ ભયંકર વહેતો.

જ્યાં કુદરત સર્જે નવાં નવાં સંપૂર્ણ સુરંગી ચિત્રો,
એના ઉપર ઓપ દઈને માંડે વિચિત્ર ચિત્રો,
રે દંભ હજીયે દંભ કેટલો જીવતર જીવવા માટે,
કુદરતને પણ કરુપ કરતાં શું મળતું એ સાટે.

પ્રભાતમાં પુષ્પો રડતાં, જ્યાં ખીલતાં ત્યાં ખેંચાતાં,
લોકલોકની લ્હાણી માટે, કાવડિયે વેચાતાં,
સાંજ પડયે સાવ નકામાં ધૂળમાં રગદોળાતાં,
જે જન્મે એ તો કેવળ જાણે લોક માટ સર્જાતાં.

પંખી ગણનો સમુહ રુવે, કોણ રહેશે કોણ જાશે,
લોકલોકનાં, ભાતભાતનાં, ભોજનિયાં કોણ થાશે,
રાતે સૂતાં માળામાં તે સંઘ બધોય વીખાશે,
ત્યાં જીવતર લઈને જીવવા માટે લોક કેમ હરખાશે?

જળ વાયુના મારગ રોકે,
વૃક્ષ વૃક્ષ પણ રડતાં શોકે,
જંતુ જંતુને ગોત્યાં લોકે,

સહુ અસ્તિત્વ તણો એક ભોગી, કોણે માનવ સર્જ્યો,
કઈ બુદ્ધિથી, ક્રિયા દોરથી, કુદરત સામે ગર્જ્યો,
હૈયાની હાટડિયે આજે કોણ કરે હડતાલો,
જીવાદોરી તો હાથ કોઈને, જીવ ન કોઈને વ્હાલો.

હું શબ્દ બોલવા આવ્યો છું,
હું શબ્દ તમોને કહી શકું, તો કહી શકું,
હું રંગ ભરેલો આવ્યો છું,
હું રંગ તમોને દઈ શકું, તો દઈ શકું.

બલદેવ મહેતા

# દાંતનો સડો

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

વાંચકોને ખૂબ જ ઉપયોગી થઈ પડેલી 'રોગ અને રોગી' એ લેખમાળાનો આ નવો મણકો પણ દરેકને ઉપયોગી થાય તેવો છે. સત્વહીન ખોરાક અને દાંત પ્રત્યેની બેદરકારી આજે ખૂબ વ્યાપક છે ત્યારે એ માટે આ લેખ જરૂરી પણ છે.

સંસ્કૃત સુભાષિત છે કે જ્યાં જ્યાં ધૂમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ હોય છે. આમ આપણા શરીર વિષે આપણને અનુભવ છે કે જ્યાં રોગ હોય ત્યાં વેદના હોય છે. વેદના કાંઈ આપણી રીબામણી માટે નથી. આપણાં સુખશાંતિ લૂંટનાર વેરી નથી. પણ આપણી રખેવાળ છે. રોગની જાણ કરે છે. વ્યાધિથી ચેતવે છે. બાકી આપણે આપણા શરીર પ્રત્યે એવા તો બેદરકાર છીએ કે શરીરમાં રોગ ફાલે ફૂલે પણ આપણે જરાએ જીવ ઊંચો કરીએ એવા નથી. કેન્સરનો જ દાખલો લો. આ રોગનાં શરૂઆતનાં ચિહ્નો પ્રત્યે બેકાળજી દાખવવામાં આવે છે કારણકે એ વખતે જરાપણ વેદના નથી હોતી. જ્યારે એ વધીને જીવલેણ સ્થિતિએ પહોંચી વેદના ઉપજાવે છે ત્યારે રોગીનું એના તરફ ધ્યાન દોરાય છે.

વેદના થવાનું કારણ જ્ઞાનતંતુઓના છેડાઓની ઉત્તેજના છે. કાપતી ઘોંચાતી સેરતી લાયબળતી કોરતી એમ વેદના જુદા જુદા પ્રકારની છે. શરીરના ભાગ અને અંગ પ્રમાણે એનું ઓછુંવધતું પ્રમાણ વરતાય છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે કાનના સણકા અને દાંતની વેદના અતિશય અને અસહ્ય વરતાય છે. એનાથી અડધા ગાંડા જેવા થઈ જવાય છે.

દાંતમાં વેદના થવાનું એક કારણ દાંતનો સડો (Dental caries) છે.

દાંતના બે ભાગ છે. મૂળ અને પારા (Crown). જડબાના હાડકામાં મૂળ આવેલાં છે. દાંતનો દેખાતો ભાગ પારા છે. દાંત ડેન્ટીન નામના હાડકા જેવા દ્રવ્યનો બનેલો છે. હાથીદાંત એ હાથીના દાંતનું ડેન્ટીન છે. ડેન્ટીનના પોષણમાં માવો (Pulp) આવેલો છે. માવામાં જ્ઞાનતંતુઓ લોહીની નળીઓ વગેરે હોય છે. મૂળની આસપાસ સીમેન્ટમ્ નામનું દ્રવ્ય આવેલું છે. જે જડબાના પોલાણમાં દાંતને સજ્જડ રીતે પકડી રાખે છે. પારાના રક્ષણ માટે એનેમલ નામનું સખત અને ચકચકીત પડ આવેલું છે. જાણે કે બખ્તર જ જોઈ લો.

આખા શરીરમાં સખતમાં સખત અને ઘટ્ટમાં ઘટ્ટ કોઈ પદાર્થ હોય તો તે એનેમલ છે. એના પોષણ માટે લોહીની નળીઓ નહી હોવા છતાંયે જો જળવાય તો તે જીવનભર ટકી રહે છે. એની સખતાઈ તો વિચારો! દાળ જેવા ગરમ તો બરફ જેવાં ઠંડા પદાર્થો, સોપારી જેવા કઠણ, અથાણાં ને મશાલા ભરપુર તીખા ને શાક જેવા ખરછટ પદાર્થો દરરોજ ખાતી વખતે એના ઉપર પીસાય છે. અથડાય છે, છતાંયે પણ તે નથી તો તૂટતું કે નથી તો નાશ પામતું.

આવા સખત એનેમલને તોડનાર ઍસિડો (તેજાબો) છે. આ ઍસિડો આપણા મોઢામાં જ પેદા થાય છે. એને પેદા કરનાર 'લેકટોબેસિલસ ઍસિડોફિલસ' નામના જીવાણુઓ છે. નરી આંખે ના દેખાય એવા સૂક્ષ્મ દેહવાળા જીવાણુઓ હોય છે આ અને બીજા જીવાણુઓ દાંતમાં ભરાઈ રહેલા કાર્બોહાઈડ્રેટ પદાર્થોના સંબંધમાં આવે છે. તરત જ કાર્બોહાઈડ્રેટ પદાર્થોમાં આથો આવવાથી તેજાબ પેદા થાય છે.

ચોખા ઘઉં બાજરી દાળ વગેરે સઘળાં ધાન્ય, ખાંડ ગોળ બટાટા લસણ–ડુંગળી વગેરે કંદમૂળ ને દૂધ વગેરે ખોરાકમાં કાર્બોહાઈડ્રેટ પદાર્થો આવેલા છે. આ તો આપણા રોજિંદા ખાવાના પદાર્થો છે. ખાધા પછી આપણે હોઠ ધોઈને સંતોષ માનીએ છીએ પણ ખાવાનું કામ કરતા દાંત તો આપણે

ચિત્ર નં. ૧




ચિત્ર નં. ૨




ચિત્ર નં. ૩




દાંતમાં ભરાઈ કે ચોંટી રહેલા કાર્બોહાઇડ્રેટ પદાર્થો ઉપર મોઢાંમા રહેલા જીવાણુઓના કાર્યથી ઍસિડ ઉત્પન્ન થાય છે. આ ઍસિડથી દાંત ઉપરનું વજ્ર જેવું એનેમલનું બખ્તર તૂટે છે. જીવાણુઓ દાંતમાં પ્રવેશે છે. આ રીતે દાંતનો સડો અને દાંતનું ગુમડું (ચિત્ર–૧) પેદા થાય છે. વેદના વિહીન દાંતનું ગુમડું દૂરગામી અનેક ઉપદ્રવો ઉપજાવે છે. એનું 'ઝેર' લોહીમાં ફરતું રહેવાથી સાંધાઓના સોજા કે લિવર ખરાબ હોજરી કીડની ને આંખ વગેરે અવયવોમાં રોગાવસ્થા આવી પડે છે. (ચિત્ર-૩)

દાંત જાળવવા આટલું કરવું જોઈએ.

(૧) ખાધા કે પીણાં પીધા બાદ તરત જ મોઢામાં પાણી લઈ દાંત સાફ કરવા જોઈએ. અગર તો ખળખળાવીને કોગળા કરવા જોઈએ.

(૨) ખોરાકમાં ગળપણ ઓછું હોવું જોઈએ.

(૩) કેલ્શિયમ અને વિટામિનયુક્ત સપ્રમાણ ખોરાક હોવો જોઈએ.

સાફ કરતા જ નથી. દાંતની ત્રણે બાજુઓ ઉપર આંગળી ફેરવીએ તો દાંત સાફ થઈ શકે. કોગળા કરવાથી પણ દાંત સાફ થઈ જાય. પણ આપણે આમ નહીં કરતા હોવાથી એ દાંત વચ્ચે કે દાંતની ઉપલી ધારની બખોલમાં ખાવાનું ચોંટી કે ભરાઈ રહે છે. આમાંના કાર્બોહાઈડ્રેટ પદાર્થો ઉપર મોઢામાં





રહેલા જીવાણુઓ વળગે છે પરિણામે પાંચ જ મિનિટમા તેજાબ પેદા થાય છે વીસ મિનિટમાં તો એનુ પ્રમાણુ ખૂબ વધી પડે છે જે એક–બે કલાકે કમી થાય છે

આપણા મેઢામાં અને ગળામા ઘણી જાતના જીવાણુઓ કાયમ વસે છે દાખલા તરીકે ગળામાં ન્યૂમોનીઆ આણનાર જીવાણુઓ છે જ્યારે ફેફસાંની શક્તિ ઘટે ત્યારે આ જીવાણુઓ ત્યાં ધામા નાખે છે સખ્યામા વધે છે એમનુ જોર જામે છે આમ ન્યૂમોનિયાનો વ્યાધિ આવી પડે છે આવી રીતે મેઢામાં ઍસિડ પેદા કરનાર જીવાણુઓને મનમાન્યુ ખાવાનુ મળી રહેતાં એમની સખ્યા વધે છે ઍસિડ વધારે ઉત્પન્ન થાય છે આ ઍસિડ દાંતના એનેમલ ઉપર ખરાબ અસર ઉપજાવે છે એનેમલ ખવાઈ જાય છે એનો નાશ થાય છે

શરીરમાં રોગનો સામનો કરવાની શક્તિ તો છે જ તે જ્યારે નબળી પડે ત્યારે રોગ પેદા થાય છે એને પહોંચી વળવાની શરીરની તૈયારીઓ પણ અપૂર્વ છે ચેપના ટીપતે લોહીના ધોળાં કણો અને દવા પહોંચી જઈ રોગને અંકુશમા આણે છે નાશ પામેલી (શરીરની) પેશીઓ શરીરની સજીવિની શક્તિના પ્રતાપે પાછી પેદા થાય છે આમ શરીર નરવુ બને છે પણ દાતની બાબતમાં જુદી જ ઘટના છે દાંતને લોહીનો પૂરવઠો ઓછો મળે છે એમાં એને મળને તો તદ્દન થોડો, નહિવત મળે છે એટલે એને મળને બૅક્ટેરિયાના હુમલામાંથી કોઈ રક્ષણ મળતુ નથી વળી એનેમલ કે ડેન્ટીનનો નાશ થાય તો તે ફરી પેદા થતુ જ નથી દાંતનો એકવાર નાશ થવા માંડ્યો એટલે તો એનો પૂરો નાશ થયે જ છૂટકો શરીરની સજીવિની શક્તિ અહીં ઉપયોગમાં નથી આવતી

એસિડની અસરથી એનેમલમાં પડેલી તડમાં થઈ જીવાણુઓ એનેમલની અંદરની બાજુમાં ધામા નાખે છે દાંતનો ડેન્ટીન પદાર્થ ખાઈ સખ્યામાં વધે છે ડેન્ટીનની દિવાલો કોરી ખાય છે, આમ એનેમલની નીચે દાતમાં કાણું પડે છે આ દશા આગળ વધી દાંતની દિવાલો ખવાઈ જાય છે દાંતના જ્ઞાનતંતુઓ ખુલ્લા થાય છે આમ થતાં ઠંડાં કે ગરમ પીણાં વખતે ઝાટકો અનુભવાય છે ઠંડા કે ગરમ પદાર્થથી દાતમાં વેદના ઉપજે એ સદા દાંત સડવાના ભણકાર—અરે ચેતવણીની નિશાની છે

જો આ સમયે ઉપચાર કરવામા ના આવે તો સડો આગળ વધે છે જીવાણુઓ દાંતના માવા સુધી પહોંચે છે ત્યાં દાહ અને સોજો થઈ આવે છે હવે દાંતમાં સણકા ઉપડે છે જીવાણુઓ માવો ખાવા મંડી પડે છે આથી તેમાં કહોવાટ થાય છે પરિણામે એમાંથી દુર્ગંધ નીકળે છે આવા દરદીનુ મોઢુ વાસ મારતુ આપણે નથી અનુભવ્યુ ? થોડા વખત પછી દાંતના મૂળ પાસે ગૂમડુ (Abeess) થાય છે હવે લબકારા મારતી વેદના શરૂ થાય છે પછી તો અવળુ ફુલી છેક ગાલ સુધી સોજો આવે છે દરદીનુ મોઢુ ના ઓળખાય એવુ રૂપકુરૂપ ફુલી જાય છે

દાંતનુ ગુમડુ માનીએ એટલી સાધારણ રોગાવસ્થા નથી આમાથી કદીક જડબાના હાડકાંને સડો ને પેશીઓનો ચેપ લાગુ પડે છે કે એનુ ઝેર લોહીમાં ભળે છે ત્યારે એનુ ઉગ્ર રૂપ દેખા દે છે ઘરગથ્થુ કે દાક્તરી ઉપચારથી ગાલ ઉપર આવેલો સોજો કે અવાળાનો સોજો મટી તો જાય છે પણ ગુમડાની ભયાનકતા કાયમ રહે છે જો દાંત કાઢી નાખવામાં આવે તો જ એ નાશ પામે છે

વખત વીતતાં ગુમડુ જૂનુ બને છે એમાં પરૂ થાય છે કશી વેદના નહી હોવાથી આપણું ધ્યાન દોરાતુ નથી આમાં કદી ચેપ તાજો થતાં અવાળુ ફૂલી સોજો મોઢા ઉપર થઈ આવે છે વેદના ઉપડે છે આ બધી દશાઓમાં પેદા થતુ ઝેર અને પરૂ લોહીમાં ભળે છે જે શરીરના અંગોમાં જઈ કઈ કઈ ઉપદ્રવો જમાવે છે ઝેરના અસરથી




સાંધાઓનો વેદનાભર્યો સોજો, કે આંખ, કાન, હોજરી લિવર કીડની વગેરેના રોગો ઊભા થાય છે. જાણવા જેવું છે કે પાયોરિયાવાળા દાંત પણ આવો સાર્વત્રિક ઉપદ્રવ નથી ઉપજાવતા!

દાંતના ગુંમડાનો એક જ ઉપાય છે વેળાસર દાંતને કઢાવી નાખવો જોઈએ. દાંતના ગુંમડાને લીધે શરીરમાં બીજા ઉપદ્રવો જન્મ્યા બાદ એ દાંત કઢાવી નાખવાથી રજ માત્ર ફાયદો થતો નથી કારણ કે એનો ચેપ જ્યાં લાગુ પડ્યો હોય ત્યાંથી એનું ઝેર લોહીમાં ભળતું રહે છે.

દાંતના રોગોમાં સડાનું સ્થાન પ્રથમ છે. દેશેદેશના લોકોને એ પીડે છે. પણ સુધરેલા દેશોમાં એનું પ્રમાણ અધિક છે. કારણ કે એમના ખોરાકમાં ખાંડનું પ્રમાણ વધારે રહે છે. અનુમાનવામાં આવ્યું છે કે અમેરિકામાં દશ વર્ષ સુધીનાં બાળકોમાં દાંતના રોગનું પ્રમાણ ૯૫ ટકા જેટલું થશે. આદિવાસી પ્રજામાં આ રોગનું પ્રમાણ જુજ રહે છે, કારણ કે એમના ખોરાકમાં કાર્બોહાઈડ્રેટ પદાર્થોનું પ્રમાણ થોડું છે. બાળકોમાં આનું પ્રમાણ વધારે હોવાનું કારણ એમની વધારે પડતું ગળ્યું ખાવાની ટેવ છે. ખાંડ કે ગોળના પદાર્થો લાંબો વખત સુધી દાંત ઉપર ચોંટી રહે છે. થૂંક પણ એમને જલ્દીથી સાફ કરી શકતું નથી.

માનવીની તંદુરસ્તી અને ચહેરાની સુંદરતાનો નાશ આણનાર દાંતના સડાને અટકાવવાનો ઉપાય શો? (૧) દાંતનો સડો શરૂ થયો હોય તો દાક્તરી ઉપચાર સાથે આહારમાંથી કાર્બોહાઈડ્રેટ પદાર્થો ઓછા કરવા જોઈએ. આ અસરકારક ઉપાય છે. ત્રણથી છ અઠવાડિયામાં સડો કાબુમા આવી જાય છે. (૨) ખાધા કે પીધું પીધા બાદ આંગળી વતી દાંતો સાફ કરવા જોઈએ. કદીક આવું ના બની શકે તો ખળખળાવીને કોગળા કરવા જોઈએ. આમ કરવાથી દાંતમાં ભરાઈ કે ચોંટી રહેલા કાર્બોહાઈડ્રેટ પદાર્થો દૂર થઈ જાય છે. (૩) ખાવામાં ગળપણ ઓછું કે બંધ કરવું જોઈએ. (૪) દંતમંજન વાપરવાની ટેવ હોય તો "એમોનિયેટેડ" ટુથ પાવડર વાપરવો. રાતના સુતા અગાઉ દંતમંજનથી દાંત સાફ કરવા જોઈએ. (૫) વિટામીન–સી જેમ અવાળાને મજબુતી આપે છે એમ કેલ્શિયમ, પ્રોટીન અને વિટામીનયુક્ત ખોરાક દાંતના મજબૂત બંધારણ માટે ઉપયોગી છે.



# હે માસ ફાગણ!

હે માસ ફાગણ! અગોચર સ્પર્શ તારો
અંખા જગાડી કરી દે પિક–કંઠ મુક્ત,
લગ્નોત્સુકા નમણી વલ્લરીનો ધખારો
પાથેય આપી સુહવે કરી સત્ત્વ યુક્ત;
ને સૃષ્ટિ આ લસિત થૈ નવલી ધરી શ્રી
લે'રે કરે સભર, તાપ બધા શમાવી;
તું માસ એક બસ ફાગણ! રંગ લાવી
સોહાવી રે' સકળ માસ, વિખેરી વિશ્રી.
હે માસ ફાગણ! નરી મુજ જિંદગી આ
લક્ષાવધિ જીવનનો શુભ અંશ માત્ર,
સાદ્યન્ત એ તુજ શી થૈ પુલકંત ધીરા
ધારી રહો સકળ વૈભવ ગાત્રગાત્ર.
ને એમ ભવ્ય બની સુન્દરતાની ધાની
સોહાવી રે' સકળ આવતી જિંદગાની.

ગોવિન્દભાઈ પટેલ

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૨૧ મું

### પાકિસ્તાન

दुनिया अजब बाझार हय, कुछ जीन्स यहांकी साथ ले
नेकीका बदला नेक हय, बदसे बदीकी बात ले
मेवा खिला मेवा मिले, फल फूल दे फल पात ले
आराम दे आराम ले, दुःख दर्द दे आफत ले
कल्जुग नहीं करजुग हय ये,
यहां दिनको दे और रात ले
क्या खूब सौदा नकुद हय, इस हाथ दे इस हाथ ले.

× × ×

शोखी शराबत मत करो फन,
सबका बसेखा हय यहां
जो जो दिखाये औरको, वोह आपही देखे यहां

× × ×

जो औरकी बस्ती रखे, उस्का भी बस्ता हय पुरा
जो औरको मारे छुरी, उस्को भी लगता हय छुरा
जो औरकी तोडे घडी, उस्का भी टुटता हय घडा
जो औरकी चीते बदी उस्का भी होता हय बूरा
कल्जुग नहीं करजुग हय ये,
यहां दिनको दे और रात ले.
क्या खूब सौदा नकुद हय, इस हाथ दे इस हाथ ले.

× × ×

दुनिया मत समझ इस्को मीयां,
ये दरीयेकी मझधार हय
औरोका बेडा पार कर तेरा भी बेडा पार हय.

× × ×

આ દુનીઆ એક વિચિત્ર પ્રકારનું બજાર છે, જ્યાંથી ચાલ્યા જતી વખતે હે ભાઈ! તું અહીંની કોઈ વસ્તુ તારી સાથે લઈ લેજે. અહીં ભલાઈના બદલા તરીકે ભલાઈ મળે છે. અને ભુંડાઈના બદલા તરીકે ભુંડાઈ મળે છે. મેવો ખવડાવતાં મેવો મળે છે. અને ફળફૂલ આપતાં ફળપાન મળે છે. આરામના બદલામાં આરામ અને દુઃખદર્દના બદલામાં આફત મળે છે. આ દુનિયામાં કળિયુગ નથી પણ કરજુગ છે. જેમાં આપણે દિવસે જે આપીએ તેનું ફળ રાત્રે જ લઈ લેવાનું છે. આ તો એટલો બધો રોકડો વેપાર છે કે અહીં એક હાથે આપીને બીજે હાથે એનો લાભ લેવાનો છે.

× × ×

અભિમાન, લુચ્ચાઈ, દગોફટકો એ બધાનો અહીં જ બદલો મળી જાય છે. માણસ જે જે બીજાની ઉપર વિતાડે છે, તે બધું સરવાળે તેને અહીં જ વેઠવું પડે છે.

× × ×

જે બીજાની વસ્તી રહેવા દેશે તેનું પણ એક પરૂં અહીં વસશે. જે બીજાને છરી મારશે તેને પોતાને પણ અવશ્ય છરો વાગશે. જે બીજાની પાણીની નાની સરખી ઘડી ફોડશે તેનો પણ ઘડો અવશ્ય ફૂટવાનો છે. જે બીજાનું બૂરૂં ઇચ્છશે તેનું પણ ભુંડું અવશ્ય થવાનું જ છે. આ કળજુગ નથી પણ કરજુગ છે. અહીં દિવસે આપીને રાત્રે લેવાનું છે. આ એક એવો રોકડીઓ વેપાર છે કે જ્યાં આ હાથે આપી અને આ હાથે લેવાનું છે

× × ×

ઓ બિરાદર, આ દુનિયાને તું એક દુનિયા રૂપે ના સમજીશ પણ એને એક તોફાની દરિયારૂપી સમજજે જેમાંથી બીજાની હોડી પર કરતાં તારી પણ હોડી પાર થશે.

× × ×

तोहमतमें यहां तहोमत मिले, तुफानमें तुफान हय
रहेमानको रहेमान हय, शयतानकों शयतान हय

× × ×

खाना तो खा देखकर, पानी पीए तो छानकर
यहां पाउंको रख फुंककर, और खौफसे गुजरान कर.

× × ×

मक्का दूर नहीं हय मीयां, यहां पाक रहे नापाक रहे
मन जीसीका चंग हय,
उस्को कथरोटमें ही गंग हय.

—नझीर

આ દુનિયામાં આક્ષેપને બદલે આક્ષેપ, તોફાનને બદલે તોફાન, દયાને બદલે દયા અને સેતાનીયતને બદલે સેતાનીયત સૌને મળી રહે છે.

× × ×

તું જો ખાવાનું ખાય તો જોઈને ખા. પાણી પીવે તો ગાળીને પી. પગ ફૂંકી ફૂંકીને મૂક અને ઈશ્વરના ડરથી ગુજરાન કર.

× × ×

હે મિયાં! તારે માટે મક્કા કંઈ દૂર નથી. તું અહીં જ કાં તો પવિત્ર રહે અથવા તો અપવિત્ર રહે. કારણ કે જેનું મન શુદ્ધ છે એને માટે તો કથરોટમાં જ ગંગાજી છે.

—નઝીર

*

**પાકિસ્તાન અથવા ત્રીજી મુસ્લિમ પ્રતિક્રાંતિ**
[ઇ. સ. ૧૯૦૧—?]

એક વખત કાયદે આઝમ મહમદઅલી ઝીણાના ફાંટાબાજ મગજના તુત તરીકે ઓળખાતી પાકિસ્તાનની યોજના આજે એક જબરજસ્ત વાસ્તવિકતા થઈને રહી છે. આમ શા માટે બન્યું એનો જવાબ આપણે આગળનાં પ્રકરણોમાં જોઈ ગયા છીએ.

હિંદમાં રાષ્ટ્રવાદનો ઉદય થતાં પહેલાંની હિંદુ-મુસ્લિમ સંબંધોની છેલ્લા બારસો વરસની અનેકવાર પલટાએલી પરિસ્થિતિનું સરવૈયું નીચે મુજબ છે:—

૧. હિંદમાં મુસ્લિમો પહેલાં અનેક પ્રજાઓ મોટા લશ્કરી વિજયો મેળવી ચૂકી હતી. પણ એ વિજેતાઓ પછી તે ગ્રીકો, હુણો કે બીજા ગમે તે હોય તેઓ આર્ય સંસ્કૃતિના તેજથી અંજાઈને હિંદુ સમાજમાં ભળી ગયા હતા પણ એ સંસ્કૃતિ ક્ષીણવીર્ય થતાં મુસલમાનો હિંદુ સમાજમાં સમાઈ શક્યા નહિ.

૨. સામે પક્ષે મુસલમાનોએ ઇજીપ્ત. ઇરાન, પેલેસ્ટાઈન, મધ્ય એશિયા વગેરે અનેક દેશોમાં મૂળ પ્રજાઓને નેસ્તનાબુદ કરી નાખી હતી. તે જ રીતે તેઓ હિંદુઓને જડમૂળથી સાફ કરી શક્યા નહિ. અધમમાં અધમ પ્રકારની ગુલામી વેઠીને વિષમમાં વિષમ પ્રકારની પરિસ્થિતિ હેઠળ હિંદુઓ ઓછેવત્તે અંશે પોતાનું સત્વ સાચવી શક્યા.

૩. ૧૬મી થી ૧૭મી સદી સુધીની જાહોજલાલી ભોગવીને મુસ્લિમ સંસ્કૃતિનો ઝડપી હ્રાસ થવા માંડ્યો. ૧૮મી સદીથી જીવનની શરતમાં મુસલમાનો કરતાં હિંદુઓ દરેક રીતે આગળ નીકળવા માંડ્યા. એ દોટ હજી એ ને એ રીતે ચાલુ છે. આ દેશમાં આવેલ પશ્ચિમ યુરોપની સંસ્કૃતિમાંથી મુસલમાનોને મુકાબલે હિંદુઓએ ઘણો જ વિશેષ લાભ ઊઠાવ્યો અને પોતાની આથમતી સંસ્કૃતિને શક્ય હોય એટલી સમૃદ્ધ કરી.

આ પરિસ્થિતિના મુસલમાનો ઉપર પ્રત્યાઘાતો થયા. ડાહ્યા મુસલમાનોએ હિંદુઓની નેતાગીરી સ્વીકારી પણ મતાગ્રહી મુસલમાનોએ પોતાની મરતી સંસ્કૃતિને બચાવવા માટે અત્યાર સુધીમાં બે પ્રતિક્રાંતિઓ કરી. એક ઔરંગઝેબની સરદારી હેઠળ અને બીજી અહમદશાહ અબ્દાલીની સરદારી હેઠળ. બન્ને પ્રતિક્રાંતિઓએ





હિંદુ સંસ્કૃતિના ચઢતા જવાળને રોક્યો પણ એ મુસ્લિમ સંસ્કૃતિને નવપલ્લવિત કરી શકી નહિ.

આ પરિસ્થિતિમાં કોંગ્રેસનો જન્મ થયો. કોંગ્રેસની શરૂઆતની પ્રેરણા પશ્ચિમમાં હતી એને કારણે દાદાભાઈ નવરોજી, બદરૂદ્દીન તૈયબજી વગેરે નેતાઓનો રાષ્ટ્ર-વાદ પશ્ચિમની ઢબનો હતો. પણ એમનો આમ જનતા ઉપર ઝાઝો પ્રભાવ નહોતો. બંગભંગના વખતથી ધીમેધીમે ક્રમશઃ કોંગ્રેસ આમ જનતાની થવા માંડી પણ એની સાથે સાથે આ દેશમાં નવા જન્મેલા રાષ્ટ્રધર્મ નામના ધર્મના હિંદુ રાષ્ટ્રવાદ અને મુસ્લિમ રાષ્ટ્રવાદ એ પ્રકારના ફાંટા પડવા માંડ્યા. અને છેવટે ધર્મવાદે રાષ્ટ્રવાદના ટુકડા કર્યા. યુરોપમાં જેમ રાષ્ટ્રવાદ નામના જૂના બળે સમાજ-વાદ નામની નવી તાકાતના ટુકડા કર્યા તે જ રીતે આપણે ત્યાં વર્તમાનકાળ ઉપર ભૂતકાળનો વિજય થયો.

ભૂતકાળમાં હિંદુઓ મુસલમાનોનો નાશ ન કરી શક્યા. મુસલમાનો હિંદુઓનો નાશ ન કરી શક્યા. તેમજ બન્ને પ્રજાઓના ઉત્તમોત્તમ પુરુષોના પ્રચંડ પુરુષાર્થના પરિણામે પણ બન્ને પ્રજાઓ એક થઈ ના શકી એ અતિ વિકટ કોયડાનો મહાત્માજી પાસે શું ઉકેલ હતો?

એમના ઉકેલમાં ખાસ કંઈ મૌલિક તત્ત્વ નહોતું. એમની પાસે તો જરીપુરાણો હિંદુ ઉકેલ હતો. મારો ધર્મ હું પાળું, તમારો ધર્મ તમે પાળો. અમે મોટાભાઈ તમે નાનાભાઈ. તમે કોરો ચેક લઈ લો. એટલે તમારો હૃદયપલટો થશે. હિંદુ મુસલમાન એક થશે. અંગ્રેજો ચાલ્યા જશે. અને સૌ સારાં વાનાં થશે આ એમની વાતનો સાર હતો. એને માટે એ આખું જીવન મથ્યા હતા.

મહાદેવભાઈની ડાયરી જોતાં એમ લાગે છે કે ખુદ એમને પોતાને એમની પોતાની વાત ઉપર ઊંડે ઊંડે અશ્રદ્ધા હતી. છતાં ય એમને સાથે સાથે શ્રદ્ધા પણ હતી કે જો હિંદુઓ પોતાની જાતને ઊંચે લે તો હિંદુ મુસલમાન પ્રશ્નમાં સરવાળે હિંદુઓનો દયાધર્મ જીતશે.

મહાત્માજી જો પોતાની યોજનામાં ફત્તેહમંદ થયા હોત તો શું પરિણામ આવત એ કહેવું મુશ્કેલ છે. પણ એક વસ્તુ અવશ્ય થઈ હોત. મુસ્લિમ સંસ્કૃતિનું અલગ અસ્તિત્વ મટી ગયું હોત. શંકરાચાર્ય માટે ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે “એમણે બુદ્ધ ધર્મનો ભાઈચારા ભરેલા આલીંગનથી નાશ કર્યો” તે જ રીતે મહાત્માજી માટે પણ ભાવી ઇતિહાસકાર એમ લખત કે “એમણે ભાઈચારા ભરેલી ઉદારતાથી ઇસ્લામનો નાશ કર્યો.” મહાત્માજી કહેતા હતા કે “મારા હિન્દુ ધર્મમાં ઇસ્લામ આવી જાય છે.” પણ એમના કથનનો કાયદે આઝમ મહમદઅલી ઝીણાએ બહુ જ વ્યાજબી રીતે વિરોધ કર્યો. એક નાનું સરખું મગતરું પણ મરતાં પહેલાં મારનારને કરડી લે છે. વ્યક્તિઓ આત્મરક્ષણ માટે કંઈક ધમપછાડા કરે છે. અને સંસ્કૃતિઓ તો પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે આ જગતમાં મોટા મોટા મહાભારતો સર્જે છે.

હિન્દમાં મુસ્લીમ સંસ્કૃતિ હજી એટલી નિર્વીર્ય નહોતી થઈ ગઈ કે એ નિશસ્ત્ર હિન્દુઓની ભાઈ-ચારાની ફિલસૂફીથી ભોળવાઈને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ મિટાવી દે. એક સંસ્કૃતિએ આત્મરક્ષણ માટે જો મહાત્મા ગાંધીજીનું સર્જન કર્યું તો બીજી સંસ્કૃતિએ એ જ હેતુ માટે પોતાની પ્રતિભા મુજબ પોતાને જોઈતા મહાન નેતા કાયદે આઝમ મહમદ-અલી ઝીણાનું સર્જન કર્યું. પહેલા મહાપુરુષનું જીવન અને કાર્ય જેટલું વાજબી અને સહેતુક હતું તેટલું જ વાજબી અને સહેતુક બીજા મહાપુરુષનું જીવન અને કાર્ય હતું.

### પાકિસ્તાનની માગણીનું વાજબીપણું

સૌથી પહેલાં આપણે એ નક્કી કરવું જોઈએ કે




પાકિસ્તાનની માગણી વાજબી હતી કે કેમ? એ માગણીની પૂર્વભૂમિકા નીચે પ્રમાણેની હતી.

(૧) જગતના ઇતિહાસમાં હજી ગઈ કાલ સુધી પ્રજાઓના દેશ હતા. આજે દેશની પ્રજાઓ થઈ છે. ભૂતકાળમાં ગ્રીક, રોમન, હિન્દુ, અરબ, ચીના વગેરે પ્રજાઓના નામ પરથી તે તે પ્રજાઓના દેશો ઓળખાતા. મુડીવાદના વિકાસ સાથે સંઘ ભાવના જાતિગત (Tribal) મટીને ભૂમિગત (Territorial) થવા માંડી ઇંગ્લેન્ડમાં રહેનો હોય તે અંગ્રેજ કહેવાય. પછી એ ખ્રિસ્તી હોય કે યહૂદી પ્રોટેસ્ટંટ હોય કે રોમન કેથોલિક એ પ્રશ્ન ગૌણ થઈ ગયો. પશ્ચિમમાંથી આવેલી દેશપ્રેમની ભાવના વ્યાપક થવા માટે હિન્દમાં મૂડીવાદનો યોગ્ય વિકાસ થયો નહોતો છતાં ય સમાજના ઉપલા થરના હિન્દુઓ માટે રાષ્ટ્રપ્રેમની ભાવના પચાવવાનું પ્રમાણમાં સહેલું હતું, કારણ જે ભારત એમની ધર્મભૂમિ હતું તે જ ભારત એમની કર્મભૂમિ પણ હતું. ઉલટપક્ષે હિન્દના મુસ્લીમોની ધર્મભૂમિ અરબસ્તાન હતું જ્યારે કર્મભૂમિ હિન્દુસ્તાન હતું. હિન્દુઓ એક રાષ્ટ્રીય પ્રજા હતા. જ્યારે મુસલમાનો એક આંતરરાષ્ટ્રીય પ્રજા હતા. હિન્દુ સંસ્કૃતિના મૂળ આ ધરતીમાં પાંચ હજાર વર્ષ ઊંડાં હતાં. જ્યારે મુસ્લિમ સંસ્કૃતિનાં મૂળ માત્ર એક હજાર વર્ષ ઊંડાં હતાં. આ વિષમતાઓનો ઉકેલ, પાયાની હકીકતોનો ઇન્કાર કરીને કેવળ ભલાઈ, ભાઈચારો અને લાગણીવેડાથી આવે એમ નહોતો.

મહાત્મા ગાંધીજી અને કાયદે આઝમ મહમદઅલી ઝીણા એ બંને મહાન મુત્સદીઓ એક રીતે એક બીજાના પૂરક હતા. બંનેએ હિન્દુ પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો હતો. મહાત્માજીએ ગાંધીધર્મના વિકાસ માટે હિન્દના રાજકારણનો ઉપયોગ કર્યો હતો. તો એનાથી તદ્દન ઊલટી રીતે શ્રીયુત ઝીણાએ પોતાના રાજકીય હેતુઓ માટે મુસલમાનોના ધર્મઝનૂનનો ઉપયોગ કર્યો હતો. મહાત્માજી ભાવનાપ્રધાન હતા. શ્રી. ઝીણા બુદ્ધિપ્રધાન હતા. હિન્દુ પ્રજાના આ બે મહાન ગુજરાતી ગુરુઓમાંથી, મહાત્માજીએ હિંદુ પ્રજામાં રહેલી શક્તિનો એ પ્રજાને આત્મસાક્ષાત્કાર કરાવ્યો. એનાથી બરાબર વિરૂદ્ધ રીતે શ્રી. ઝીણાએ એ પ્રજાને આત્મવંચનામાંથી છોડાવી, એની અશક્તિઓ એને દીવા જેવી બતાવી દીધી.

મહાત્માજીએ હિંદુઓને ખાત્રી આપી કે તમે કોઈ નમાલી પ્રજા નથી. તમારા દોષો દૂર કરો, કોંગ્રેસના નેજા હેઠળ સંગઠન જમાવો. હિંદની લઘુમતીઓ તરફ કેવળ ન્યાયી જ નહીં પણ ઉદાર વર્તન રાખો અને સ્વરાજ તમારું જ છે. તો સામેથી શ્રી. ઝીણાએ કહ્યું કે તમારા આત્મ નિર્ણયના અધિકાર સામે અમારે સહેજે વાંધો નથી. માત્ર જે સંસ્કૃતિનો હું પ્રતિનિધિ છું તે હજુ મરી પરવારી નથી. એટલે અમને પાકિસ્તાનની ખંડણી આપો અને પછીથી ખુશીથી સ્વતંત્ર થાઓ. શ્રી ઝીણાની માગણી નીચે મુજબ હતી.

(૧) મુસ્લિમો એક જુદી પ્રજા છે.

(૨) હિન્દુઓને જેમ આત્મ નિર્ણયનો અધિકાર છે તેમ મુસ્લિમોને પણ હોવો જોઈએ.

(૩) એટલે અમારી સંસ્કૃતિના રક્ષણ માટે અમારે અમારી સ્વતંત્ર ધરતી—પાકિસ્તાન જોઈએ.

આજના રાગદ્વેષો શમી ગયા પછી શાંત ચિત્તે વિચાર કરનાર ભવિષ્યનો કોઈ ઇતિહાસકાર એમ નહીં કહી શકે કે શ્રી ઝીણાની માગણીમાં લેશમાત્ર ગેરવાજબીપણું હતું. ગાંધી-ઝીણા પત્રવ્યવહારમાં* શ્રી. ઝીણાએ મુસ્લિમો એ જુદી પ્રજા છે એ હકીકત આંતરરાષ્ટ્રીય કાયદાથી પૂરવાર કરવા માટે મહાત્માજીને પોતે ખાત્રી આપી હતી. એમની નક્કર દલીલોનો જવાબ મહાત્માજી પાસે કેવળ શુભ ભાવના સિવાય કશો જ નહોતો. એમની માગણીનું વાજબીપણું હિંદના મોટા ભાગના મુસલમાનોએ સ્વીકાર્યું હતું. એટલું જ

*જુઓ:—ગાંધી-ઝીણા પત્રવ્યવહાર. શ્રી. સોપાન

# બુન્દેલખંડની હોલી

અનવર આગેવાન

> હોળીનું પર્વ એ તો આપણા દેશના પ્રાંતે પ્રાંતનું સહિયારું પર્વ છે. એ પર્વની જે સ્વચ્છંદી મોજ છે એને મહાણવાની આપણી શક્તિ રહી નથી એ વાત સાચી. પણ સ્વતંત્ર ભારતમાં આ પર્વોને નવે સરથી સ્થાન મળવું જરૂરી છે. આ લેખમાં બુંદેલખંડની હોળીનો ચીતાર રજૂ થયો છે.

વ્રજ અને રાજસ્થાનની હોલી કરતાં બુન્દેલખંડની હોલી કૈંક જુદી જ ભાત પાડે છે. આ દિવસો દરમ્યાન—આ દિવસે સમગ્ર બુંદેલખંડવાસી આબાલ–વૃદ્ધ, છૂત-અછૂત તમામ એક છંદ અને એક લયમાં જીવન–રાગ આલાપી ઊઠે છે.

હોલિકોત્સવની પૂર્વે પંદરેક દહાડાથી ગામના છોકરાઓની એકેક જોડલી ઘર-ઘર ઘૂમતી "હોલી કી લકડી દેઓ ભાઈ ડંડા !" ની છડી પોકારે છે હોલી માટે લાકડાં, છાણાં, પૈસાનું ઉઘરાણું કરે છે. લાકડાં–છાણાંને કોઈ એક નિશ્ચિત જગ્યાએ એકઠાં કરે છે. આમ આખા ય બુંદેલખંડમાં હોલી રોપવામાં આવે છે ગામડામાં એક હોલી અને શહેરમાં અનેક જગ્યાએ હોલીના રોપણ કરવામાં આવે છે. ઘર આંગણે પણ નાની એવી હોલી ઊજવવાનો રિવાજ સામાન્યપણે પ્રચલિત છે. એટલે સ્ત્રીઓ હોળીની બે ચાર દિવસ અગાઉ છાણાંના ચંદ્ર, સૂરજ અને મલિયા બનાવે છે. એ બધાંને સૂકવ્યા પછી એક દોરીમાં પરોવી લે છે. અને 'હોલિકાદહનને દિવસે આંગણામાં એની 'હોલી' રચે છે. અબીલ–ગુલાલ, પુષ્પ, ચોખા, પકવાન આદિ દ્વારા વિધિપૂર્વક પૂજન કરે છે, અને ગામ અગર મોહલ્લાની મોટી હોલીની અગ્નિએ એ પેટાવવામાં આવે છે.

ગામ કે શહેરની મોટી હોલી જ્યારે પ્રગટાવવામાં આવે છે ત્યારે આખા ય ગામના લોકો હોલીની આસપાસ વિંટળાઈ વળે છે. યથાવિધિ પૂજન કર્યા પછી પુરોહિત સળગાવે છે. જ્યારે હોલી સળગે છે ત્યારે ખેડૂતો ઘઉંની ડૂંડીઓ શેકે છે અને એ શેકેલી ડૂંડી ઘરના ખપરડામાં ખોસી દે છે પછી ગામના લોકો નવા અડદ પોતાના શરીર પરથી ઉતારે છે ઉતાર–વેળા "ફાગ દિવારી બરયાની, રોગ–દોખ લે જારી" સાત વાર બોલીને દાણા અગ્નિમાં પધરાવી દે છે. એ લોકોમાં એવી માન્યતા છે કે આવો ટુચકો કરવાથી આખું વરસ કોઈ રોગ દોગ થતો નથી બધી વ્યાધિઓ અગ્નિમાં બળીને ભસ્મ થાય છે.

રાઈ

હોલીની રાતે ઠેક-ઠેકાણે "રાઈ'ની ગોઠવણ કરવામાં આવે છે. ('રાઈ' નો કોઈ પર્યાયવાચક

---

નહીં પણ લોકમાન્ય ટિળકથી માંડીને ડૉ. આંબેડકર સુધીના હિંદુ નેતાઓએ સીધી કે આડકતરી રીતે આ માગણીની સચ્ચાઈ પૂરવાર કરી આપી હતી. અને મુસ્લિમો એ જુદી પ્રજા છે એમ સ્વીકાર્યું હતું. અરે ! બીજાની વાત ક્યાં કરવી ? ખૂદ શ્રી કિશોરલાલ મશરૂવાળા જેવા મહાન ગાંધીવાદી વિચારક એ હકીકતનો સ્વીકાર કરતા હતા કે હિન્દુ વટલાઈને મુસલમાન થાય એટલે કેવળ ધર્મનું પરિવર્તન નથી થતું પણ સાથે સાથે સામાજિક પરિવર્તન થાય છે ઇતિહાસનો તટસ્થ અભ્યાસ કોઈ પણ વ્યક્તિને ખાત્રી કરાવી આપશે કે ધર્મ પરિવર્તનથી પ્રજાતત્વનું પરિવર્તન થતું નથી એ પ્રકારનો મહાત્માજીનો દાવો તદ્દન ખોટો છે. ઇસ્લામી સંસ્કૃતિ એ હિન્દુ સંસ્કૃતિથી તદ્દન જુદી જ સંસ્કૃતિ છે. કેવળ આદાનપ્રદાનથી સંસ્કૃતિનું વ્યક્તિત્વ લુપ્ત ન થઈ જાય.

[ક્રમશઃ]

*




શબ્દ ગુજરાતીમાં નથી, પણ 'નૃત્ય સમારંભ' એવો અર્થ કરી શકાય.) આ સમારંભમાં બેડની (નાચનારી)ને બોલાવવામાં આવે છે. કસકસતો ચૂડીદાર પાયજામો, અથવા ઘેરઘૂમરિયો લેંઘો અને પચરંગી દુપટ્ટામાં સુસજ બેડની સાથે ઢોલક વગાડનારો આવે છે. એ પણ પગમાં ઘુંઘરુ બાંધે છે. બેડની આસપાસ એક વિશાળ જનસમુહ વર્તુળાકારે જમા થાય છે. કેટલાક લોકો પણ ઝાંઝ અને ઢીમકી વગાડવા ઉત્સુક બની ઊભા હોય છે. જયારે 'બેડની' ગીતની પંક્તિ છેડે છે ત્યારે જનસમુહ એ પંક્તિને દોહરાવે છે. જેવી પંક્તિ જનકંઠમાંથી બુલંદ સ્વરમાં બેવડાય છે કે, બેડની રુમક.. ઝુમ...છમક...છુમ...છુમ કરતી નાચવા લાગે છે. ઝાંઝ, ઢોલક ધમકી ઊઠે છે. ઢોલક બજવૈયો જેમ જેમ ઢોલક પર થાપી દેતો જાય તેમ તેમ બેડનીના પગ થિરક...થિરક કરતાં જોર ને જોશમાં થનમનવા લાગે છે. એના થનગનાટ ને ઠાઠ પર મેદની મસ્તીના મય પીતાં પીતાં, એના પણ પગ થરકવા લાગે છે.

આ નૃત્ય-સમારંભમાંની એક એક ફાગમાં જોબનનો નશો, શ્રૃંગારની સરાબોળ શરાબ છલકતી લાગે છે. ગંભીરમાં ગંભીર હૈયાં એ વેળા હિલોળી ઊઠે છે. જુઓ એ પ્રાસાદિક ફાગ:

આગ લગી દરયાવ મેં,
  ધુંવા ન પરગટ હોય
કિ દિલ જાને આપનો,
  જા પર બીતી હોય.
કાઊ કી લગન કોઇ કા જાને,
આગ લગી બન જલ ગએ,
  જલ ગએ ચંદન રાખ.
ઊડ જા પંછી ડાર સે,
  જિન જલો હમારે સાથ;
પંછી ફેર જનમ હોને નઈયાં,
  જિન જલોં હમારે સાથ;
  પંછી ફેર જનમ હોને નઇયાં.

રાતભર રંગ-રાગ, રોશની અને રૌનક વચ્ચે જામતી સંગીત-મહેફિલ રાતને પાછલે પહોર, પ્રાગડવાસે બરખાસ્ત થાય છે.

આ વહેલી સવારના લોકો હોલીનો અંગાર ઘેર લાવે છે. એ અગ્નિ વડે ચૂલો પેટવવામાં આવે છે. આ બીજો દિવસ "ધુરેડી" (ધૂળેટી) કહેવામાં આવે છે. તે દિવસે લોકો ઉઘડતા પહોરે હોલીની ભસ્મ લઈ, માથા પર તિલક કરે છે. એ પછી અબીલ, ગુલાલ, ભસ્મ, રંગની ધૂમ મચે છે. ઠેર ઠેર રંગની વર્ષા વછૂટે છે. એ રંગ છાંટણાથી ભાગ્યે જ કોઈ બચ છે અને કોઈ જમાઈ હોય તો એનું આવી જ બન્યું માનજો! અવળે ગધેડે બેસાડીને ફૂલેકું ફેરવવામાં આવે છે. મોઢે મેશનો લપેડો ચોપડે છે. આવી આવી રંગબેરંગી રમતોથી આખા ય ગામમાં હાસ્ય-વિનોદ ને રંગનાં મોજાં ફરી વળે છે.

★

## આત્મગાન

ઉરધબકો આજ ગીતડાં ગાય,
  શાશ્વત સ્નેહના સૂર પુરાય;
આત્મસંયમના તાલ દેવાય,
  નિર્મળ દિલ એનાં લગ્નો લેવાય.
સૂરજ-ચંદર એની સાક્ષી પૂરે,
  આભના તારલાનો મંડપ શોભે;
વિશ્વંભર સ્વયં પૂરોહિત બને,
  સંલગ્ને દિલ બે હરખે કને.
બ્રહ્માંડે ખોળવા કો બ્રહ્મ સુસ્થાન,
  નવલે પ્રયત પંથે કરે પ્રસ્થાન;
આત્મન શું આત્મા તણાં આ ગાન,
  ગાવે બ્રહ્માત્મ બે ભૂલીને ભાન.

**પ્રવાસ**



# ગ્રંથના રાહે

**પલટાતા રંગ :**

[ લે. સ્વ. હીરાલાલ ર૦ કાજી. પ્ર૦ સરતું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૮–૦ ]

**શ્રી.** કાજીએ સમાજના મુંઝવતા પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કર્યો છે ને ગુજરાતી જીવનનાં વિવિધ પાસાંઓને આવરી લેતી સુંદર વિગતો પૂરી પાડી છે. એમની રસિકતા 'લગ્ન મહોત્સવ,' 'વિસરાતા આનંદ પ્રસંગો' ને 'ગુજરાતની રંગભૂમિ' નામનાં ત્રણ સવિસ્તર પ્રકરણોમાં છલકાઈ ઊઠે છે. 'લગ્ન મહોત્સવ'માં એમણે સુરતી લોકોની લગ્નપદ્ધતિ વિષે ખૂબ ઝીણવટભરેલું ને રસતરબોળ કરે એવું વર્ણન કર્યું છે. ગુજરાતી રંગભૂમિના તો એ અચ્છા અભ્યાસી લાગે છે એમ કબૂલ્યા વિના છૂટકો નથી. કેટલાંય નાટકોનાં ગીતો એમણે પુસ્તકમાં ટાંક્યાં છે, કેટલાય કળાકારોની મુક્તકંઠે પ્રશંસા કરી છે ને નાટ્ય પ્રવૃત્તિના વિકાસનો આછો ઇતિહાસ રજૂ કર્યો છે. પરતું અંતે એમણે નાટકની તરફેણમાં કરેલું વિધાન ('શિક્ષિત, સંસ્કારી વર્ગ નાટક પસંદ કરશે અને સિનેમા સાધારણ જનતાનું મોજ મજાહનું યાંત્રિક સાધન રહેશે') ખૂબ ચર્ચાસ્પદ છે. નાટકનું સ્થાન જીવનમાં અનેરું છે, પરંતુ સિનેમામાં જે વાસ્તવિકતા ઊભી કરી શકાય છે એ નાટકમાં નથી કરી શકાતી. સિનેમાનું ક્ષેત્ર વિશાળ છે, નાટકનું ઘણુંજ મર્યાદિત છે. આથી સંસ્કારી વર્ગ સિનેમા દ્વારા જે જ્ઞાન ને ગંમત મેળવી શકશે એ નાટક દ્વારા નહી જ મેળવી શકે; આમ છતાં નાટકનું સ્થાન સમાજમાં ટકાવી રાખવું પડશે એ વિષે બે મત છે જ નહીં.

સમગ્ર પુસ્તક વાંચ્યા પછી એવી છાપ પડે છે કે લેખકની સહાનુભૂતિ આથમેલા યુગ પ્રત્યે છે. એ સહાનુભૂતિને કારણે નવા યુગનાં પરિબળોને એ તટસ્થ રીતે જોઈ ઝીલી શક્યા નથી. નહીં તો છાતીફાટ રોવા–કૂટવાનું બંધ થાય, સંયુક્ત કુટુંબપ્રથા ઘસાતી જાય, ડોસીઓ કુંવારી રહે, છોકરીઓ જાહેરમાં નૃત્ય કરે કે બોબ્ડ હેર રાખે ને લોકો દાતણને બદલે *બ્રશ વાપરે એમાં આટલા બધા વિહ્વળ થવાનું* શું કારણ ?

'સમાજમાં વૃદ્ધોનું સ્થાન' નામનું પ્રકરણ વિચારણા માગે એવું છે, પરંતુ એટલો નિર્દેશ કરવો જરૂરી છે કે લેખકે સુરત અને મુંબઈનો જ સમાજ જોઈને બાંધેલાં તારણો આખા ગુજરાત ઉપર ઠોકી બેસાડ્યાં છે; એટલે કે એમણે સમગ્ર ગુજરાતી સમાજને ખૂણે ખાંચરેથી જોવાનો શ્રમ લીધો નથી. 'લગ્ન સંસ્કાર' વિષે તો એમણે લખેલી વિગતો ઘણી સાચી છે ને યુવક યુવતીઓ ગંભીરપણે એ વિચારે એ જરૂરી પણ છે.

'ગુજરાતી ભાષામાં શિક્ષિત વર્ગને લાગતી ખામીઓ' નામનું છેલ્લું પ્રકરણ ન મૂક્યું હોય તો સારું થાત. એ પ્રકરણમાં લેખકની દલીલો ઘણી મોળી છે. ગુજરાતી ભાષામાં હસબન્ડ, વાઈફ, સન, ફાધર મધર, ફ્રેન્ડ વગેરે શબ્દો માટે યોગ્ય પર્યાયો નથી એવું નથી, પરંતુ આપણો શિક્ષિત વર્ગ માતૃભાષામાં વાત કરતી વખતે અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરવામાં ગૌરવ લે છે. લેખક પોતે પણ—એમણે આપેલા દૃષ્ટાન્ત ઉપરથી—અપવાદરૂપ હોય એમ લાગતું નથી. ભાષામાં ખામી છે જ નહીં, ખામી આપણા શિક્ષિત વર્ગની છે. સ્વભાવમાં શુદ્ધરીતે બોલવાનો આગ્રહ કેળવાય ને કેળવણીનું માધ્યમ માતૃભાષા બને તો




આ ક્ષતિ જરૂર ટાળી શકાય.

ટૂંકમાં પુસ્તક વિચારવંટોળ જગાવવામાં સફળ નીવડે છે.

**પ્રવાસી, પુરોગામી :**

[ લે૦ ખલિલ જિબ્રાન. અનુ૦ ગજરાબહેન નાયક, પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય અનુક્રમે રૂા-૦-૬-૦ અને રૂા-૦-૪-૦ ]

મહાકવિ ખલિલ જિબ્રાનની કૃતિઓનો વિશ્વભરની અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે. ગુજરાતી વાચકો સમક્ષ પણ એની બે મહાન કૃતિઓ The wanderer અને The Fore-runner નો અનુવાદ રજૂ કરીને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે એક કીમતી સેવા કરી છે. અનુવાદક બહેન જિબ્રાનની ભાષાનું હાર્દ સમજી એને શકય એટલી સરળ ગુજરાતી ભાષામાં રજૂ કરવામાં સફળ નીવડયાં છે. અંતે આપેલું ખલિલ જિબ્રાનનું ટૂંકુ જીવન-ચરિત્ર માહિતીપૂર્ણ હોવા ઉપરાંત પ્રેરક છે. જિબ્રાનની બાકીની કૃતિઓ પણ ગુજરાતીમાં આટલી સસ્તી કિંમતે પૂરી પાડવામાં પ્રકાશકો ઢીલ નહીં કરે એવી શ્રદ્ધા રાખવી અસ્થાને નથી.

**નવી દૃષ્ટિ :**

[ લે૦ મંગળદાસ જ૦ ગોરધનદાસ પ્ર૦ ધર્મપ્રભા કાર્યાલય, ૮૮, કેથેડ્રલ સ્ટ્રીટ, મુંબઈ ૨. મૂલ્ય રૂા. ૧-૮-૦ ]

માત્ર ૬૪ પાનાંનું આ પુસ્તક જીવનનાં જૂનાં મૂલ્યાંકનોને ખંખેરીને નવાં ધારણ કરવાનું -દિશાસૂચન કરે છે. જીવન વિષે ગંભીરતાપૂર્વક વિચાર રજૂ કરતાં પુસ્તકોની ગુજરાતીમાં ખોટ નથી પણ એવાં પુસ્તકોની ભાષા પણ ગંભીર ને ભારેખમ હોય છે. પણ લેખકની એ વિશિષ્ટતા કહેવાય કે વિચારો નવા, ચોંકાવનારા ને તર્કયુક્ત હોવાછતાં એમણે સરળ છતાં સુંદર ભાષામાં પોતાના વિચારોને વહેતા મૂકયા છે. લેખક માને છે કે આત્મા, પરમાત્મા, પૂર્વજન્મ કે પુનર્જન્મ જેવી અગમ્ય વાતોને સમજવા માટે જીવન ખપાવ્યા કરતાં વ્યાવહારિક વસ્તુઓને બરાબરરીતે સમજવા માટે પ્રયત્ન કરવો જરૂરી છે. અર્ધદગ્ધતા ને અંધશ્રદ્ધા ગમે તેવા માનવીને પણ પતન તરફ દોરી જાય છે. પુરુષાર્થ, બુદ્ધિ, કર્તવ્ય-શીલતા, પરિશ્રમ, ચતુરાઈ વડે જ જીવનની ઈમારત સુંદર છતાં મજબૂતરીતે ચણી શકાય છે. આપણે દુનિયામાં ખાલી હાથે નથી આવ્યા ને ખાલી હાથે નથી જવાના કારણ કે આપણે કોરી સ્લેટ સાથે નથી જન્મ્યા. માનવી તરીકે જન્મતાં જ આપણે અમુક જાતની માનસિક ભૂમિકા લઈને જન્મ્યા છીએ ને એ ભૂમિકાને અનુસરીને જ આજુબાજુના વાતાવરણમાંથી ગ્રાહ્ય હોય એટલું પકડીએ છીએ. જોવાનું માત્ર એટલું જ છે કે આપણે ગ્રાહ્ય વસ્તુ-ઓને બુદ્ધિને ત્રાજવે તોળીને ગ્રહણ કરીએ છીએ કે એકદમ આંધળું અનુકરણ કરીએ છીએ.

દયા, અંધશ્રદ્ધા અને તર્કહીનતા પ્રત્યે લેખક પોતાનો રોષ ખૂબ જ જોરદાર ને મર્માળી ભાષામાં ઠાલવે છે. બુદ્ધિજીવી માનવીની ભાવનાને ખોટું ન લાગે એવી સરસ કાવ્યમય ભાષામાં લેખકે જે કહેવાનું છે તે નિખાલસ રીતે કહ્યું છે. લેખક કહે છે કે આપણાં મંદિરોમાં 'દેવને વરણાગિયો બનાવવા બધાં તલપાપડ થાય છે.' 'ગરીબો પ્રત્યેની આપણી દયા ને તેને પરિણામે ઉપજેલી દાનવીરતા એ હજારો પાંગળાં-ઓને પોષવાની સાથે સાથે કરોડો સાજા માનવીઓને પાંગળાં, આળસુ ને કામચોર બનાવ્યાં છે.' આપણા જીવનમાં પ્રવેશેલા દંભ પ્રત્યે લેખક લાલબત્તી ધરે છે. નીતિને આપણે પુસ્તકોમાં જ પૂરી રાખી છે જેને પરિણામે આપણા જીવનમાંથી નીતિ ઓસરી ગઈ છે ને દંભ પ્રવેશ્યો છે. સત્યને નામે ચરી ખાનારા પાપીઓ ને નાસ્તિકોની આજે સંસારમાં ખોટ નથી રહી. વાસ્તવિક દુનિયાનું નાગું ચિત્રણ આપણાં રૂંવાડાં ઊભાં કરે એવું છે. પણ લેખકે આ પરિસ્થિતિમાંથી ઉગરવાનો માર્ગ પણ બતાવ્યો છે.





'નવું સત્ય અને તેના પ્રકારો' એ પ્રકરણ દરેક વિચારકે વાંચવા જેવું છે. નવાં સત્યો એટલે જીવનનાં મૂલ્યોને નવી રીતે ચકાસવાનાં ત્રાજવાં અથવા નવી દૃષ્ટિ. અનીતિ, દંભ, અસત્ય, અંધશ્રદ્ધા, અતિશય ભાવુકતા - આ બધાં નવા સત્યના દુશ્મનો છે. કર્તવ્યશીલતા, પુરુષાર્થ, દૈવમાં અશ્રદ્ધા, નીડરતા, શિષ્ટાચાર અને ઉદારતા હશે તો જ અંધશ્રદ્ધાએ પામર કરી મૂકેલા જીવનના નરકાગારમાંથી આપણે ઊગરી શકીશું એમાં શંકા નથી.

લેખકે પોતાના વિચારો જૂનાં મૂલ્યાંકનોથી ઘડાયેલા સમાજ સામે નિખાલસરીતે રજૂ કરવાની હિંમત કરીને એક મહાભારત કાર્ય કર્યું છે. આ પુસ્તક ખૂબ વંચાય ને એમાં વર્ણવાયેલા વિચારોનો બહોળો પ્રચાર થાય એ જરૂરી છે.

**કચ્છુ અને બચ્છુ**

[ લે૦ હરીશ નાયક. પ્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦ ]

આ નાનકડું પુસ્તક નાનાં બાળકોને સશક્ત બનવાની પ્રેરણા આપે એવું છે. શરીરને કસરત વડે ઘડવું જોઈએ એવી દૃષ્ટિનો જ્યાં અભાવ છે એવા હિંદમાં આ પુસ્તક બાળકો માટે તો પ્રેરક નીવડશે જ, પણ માબાપોને પણ એક નવીન દિશા સૂઝાડે એવું છે.

કચ્છુ ને બચ્છુ કસરત કરીને શરીર વિકસાવે છે અને આખી દુનિયામાં પહેલવાન તરીકે ખ્યાતિ મેળવે છે. આ આખીય કથા ખૂબ રસપ્રદ રીતે કહેવાઈ છે. પણ લેખકનું ભૂગોળ વિષેનું જ્ઞાન ગંગાતટના પ્રદેશ વિષે થોડું મર્યાદિત લાગે છે. નહિ તો દિલ્હીમાં રાજ્ય કરતા અકબરની ઘોડાશાળના એ નોકરો રોજ જમનાને બદલે ગંગા શી રીતે પાર કરતા હોત ? આ એક જ ભૂલ બાદ કરીએ તો લેખક સાચે જ થોડાં પાનાંમાં ઘણું કહી જાય છે. પુસ્તક વસાવવા જેવું છે.

**અક્ષર પોથી :**

[ લે૦ પ્ર. સોમાભાઈ પટેલ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦ ]

વરસોથી બાળમાનસનો અભ્યાસ કરતા અને બાળકેળવણીના અચ્છા કેળવણીકારની આ નાનકડી પુસ્તિકા બાળકોને અક્ષરજ્ઞાન માટે એક ખૂબ સરળ દોરવણી આપે તેવી છે. આ પુસ્તિકાનું આયોજન પણ ખૂબ વિચારપૂર્વક કરાયું છે. પશ્ચિમના બાળકેળવણીકારની સફળ થયેલી ત્રિપાદ પદ્ધતિને લક્ષમાં રાખીને આ પુસ્તિકા તૈયાર કરવા સાથે સાથે લેખકનો બહોળો અનુભવ અને નિરીક્ષણ પણ એમાં ઠીક ઠીક ભાગ ભજવે છે. મૂળાક્ષર અને અંકો ખૂબ સીધી રીતે શીખી શકે એવા સાવ સાદા અક્ષરોની આ ચોપડી બાળકોની કેળવણીનું પહેલું પગથિયું થવા બધી રીતે સંપૂર્ણ કહી શકાય. આપણાં બાળમંદિરો અને બાળકોની કેળવણીમાં રસ લેતાં વાલીઓ આ ચોપડીનો ઉપયોગ સમજીને બાળકોને મદદરૂપ થાય તો લેખકનો એ મારેનો શ્રમ સફળ થયો ગણાય. આ નાની ચોપડી માટે લેખકે લીધેલી મોટી મહેનત માટે લેખકને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

**વાંચન પાપગી : [ ૧ થી ૧૦ પગલાં ]**

[ લે૦ પ્ર. સોમાભાઈ કિશાભાઈ પટેલ. દશેય પગલાંનું સામટું મૂલ્ય રૂ. ૨-૮-૦ ]

'અક્ષર પોથી'ને પાને પાને આપેલો એક એક અક્ષર શીખીને બાળક આગળ વધે પછી એને ઉપયોગ માટે આપી શકાય એવી દશ નાની પુસ્તિકાઓ પણ ઉપરની ચોપડી તૈયાર કરવામાં રાખેલી દૃષ્ટિએ તૈયાર થયેલી છે. મૂળાક્ષરો પછી બારાક્ષરી શીખવાની હોય. બાળકોને ઝટ યાદ રહી જાય એવા બબ્બે અક્ષરોના શબ્દો એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે દરેક અક્ષરોથી બાળકો જ્ઞાત રહેતા થાય અને નવો શબ્દ જાણીને એનો અર્થ જાણવાની જિજ્ઞાસા થાય.

આ દશેય નાની પુસ્તિકાઓ ખૂબ સાદી અને આડંબર રહિત હોવા છતાં શીખાઉ બાળકોને હાથમાં પકડવાની જિજ્ઞાસા થાય એવી એની અંદરની સામગ્રી છે. બાળકેળવણી માટે વરસોથી પ્રયત્નશીલ રહેલા એના પીઢ લેખકની આ કાંઈ જેવી તેવી સફળતા

[સમયનાં ક્ષીર-નીર—૨૬ મા પાનથી ચાલુ]

ભક્તિ જુદી કેમ પડે છે? શું અહીં જ્ઞાનની ચર્ચા ચાલે છે તેમાં એમને સમજ નથી પડતી કે પછી કશીક વાતનું ઓછું આવે છે?

ને ગરીબો જેમના તરફ આકર્ષાય છે એવા ભગતો માતાની દેરીઓ, પીરની કબરો, ફળિયાનું મંદિર એના તરફ સમજુ વર્ગ કેમ ઢળતો નથી? એમને કેમ દૂરના ડુંગરા રળિયામણા લાગે છે? ખર્ચ કર્યાથી ધર્મ સાંપડે એવું તો નથી માનતા ને!

મંદિરોમાં ઈમારતો વાધા છપ્પનભોગ સંસ્કૃતનું ગુઢ રોશની રેશમ અને પ્રસાદને લીધે આવનારાઓ ઝાઝા હોય છે. શું આપણે આવી ગંભીર બાબતમાંયે નોખા પડતા જઈએ છીએ, સત્યની વહેંચણીમાંયે ભેદ આવી ગયો છે?

કે પછી મન ઉપરના મેલના થર જેમ એક વર્ગ વકારી રહ્યો છે તેમ કરવાનું બીજાને પોષાતું નથી?

### ભાષાનો ડોળ નહિ ચાલે

અંગ્રેજીનું જે સ્થાન હતું તે છીનવી લઈ હિંદીને સોંપવાની વાત બરોબર નથી.

જે ભૂમિમાં આપણે વસીએ તેનું અન્ન, તેની વનસ્પતિ, તેનું પાણી ને હવા એ જેમ પોષે છે તેમ ભાષા પણ તેની જ હોય તો પોષે. હિંદી બોલાતી લખાતી હોય ત્યાં જુદી વાત, ને નહિ તો એ દૂર જ રહેવાની.

માતૃભાષાદ્વારા શિક્ષણ અપાય તો જ પ્રજાનું જોમ ને પ્રતિભા ખીલે. આ માતૃભાષા તે હિંદી નહિ પણ બોલાતી–લખાતી–વપરાતી ભાષા, બંગાળમાં બંગાળી, મહારાષ્ટ્રમાં મરાઠી ને ગુજરાતમાં ગુજરાતી.

હિંદી ભાષા એ માતૃભાષા નથી. એ રાષ્ટ્રભાષા એટલે કે સામાન્ય વપરાશની આંતરપ્રાંતીય ભાષા ભલે બનાવવામાં આવે, પણ માતૃભાષાનું સ્થાન એ નહિ લઈ શકે. અંગ્રેજીની માફક એને માધ્યમ બનાવી દેવાથી એ ઝળકી નહિ ઊઠે. હિંદી અંગ્રેજીને પરદેશી

---

ન ગણાય. બાળકો માટે આવી ચીવટથી મહેનત લેનાર આપણે ત્યાં જે થોડાઘણા કેળવણીકારો છે એમાં શ્રી સોમાભાઈ અગ્રસ્થાને ગણી શકાય. બાળ શિક્ષણ માટે ખપમાં આવે એવાં અનેક પુસ્તકો આપનાર આ લેખક પાયાના આપણા પાંગળાં કેળવણી સાહિત્યમાં વધુ ને વધુ ફાળો આપે એવી અપેક્ષા અસ્થાને નહિ ગણાય.

આ દશેય પુસ્તિકાઓનું ગુચ્છ પણ બાળમંદિરો અને બાળકોની પ્રગતિમાં રસ લેતાં વાલીઓએ પહેલી તકે બાળકો માટે વસાવવું જરૂરી છે જ.

**જોડણી પોથી :**

[લિ૦ પ્ર. સોમાભાઈ કિશાભાઈ પટેલ. મૂલ્ય રૂા. ૦–૪–૦]
'અક્ષર પોથી' અને 'વાચન પાપગી' પછી ઉપયોગી થઈ પડે એવી આ ચોપડીના લેખક પણ ઉપરનાં બન્ને પુસ્તકોનાં જ છે એ ખાસ અભિનંદનીય ગણાય. જોડાક્ષરોવાળા શબ્દોની જોડણીમાં પાયાની કચાશ છેવટ લગી કેવી મહત્ત્વની બની જાય છે એ તો આપણે જાણીએ છીએ જ. આ ચોપડીમાં લેખકે એ કચાશ માટે પૂરતો અભ્યાસ કરીને જે જોડાક્ષરોનો ક્રમ ગોઠવ્યો છે એ દરેક શીખાઉને ખૂબ ઉપયોગી થઈ પડે તેવો છે. એક જ પ્રકારની જોડણી વાળા શબ્દોનાં આખાં ઝૂમખાં હોવાથી એ જોડણી પાકી થાય અને એમાં કશી પણ ભૂલ કે શંકા રહેવા ન પામે એ માટે લેખકે ખૂબ તકેદારી રાખીને આ આખી ચોપડીની યોજના કરી છે.

બાળકેળવણી માટેની ભેખભરી ધગશ હોય ત્યારે જ આવું એકાગ્ર ચિત્તે કરાયેલું સફળ સર્જન થઈ શકે. બાળકેળવણી માટેનાં આ અને બીજાં સર્જનો માટે ગુજરાતની અજોડ સેવા બજાવનાર લેખક આપણને વધુ સહાયક થાય એ જ અપેક્ષા.





ઠરાવી હડસેલી શકશે પણ ગુજરાતીને ય હડસેલવા જતાં એ જાતે જ ઉથલી પડશે.

કહે છે કે આપણે ભાષાંતરો કરી લઈશું. એ કરી લીધા પછીયે મૂળનો આશરો છોડી દેવાશે એમ કેમ માન્યું? અઘરા શબ્દોને વધુ અઘરા અને ઓછી લોકસમજવાળા બનાવી શિક્ષણમાં કૃત્રિમતા લાવી બેસીશું એમ નહિ?

જીવનમાં ઠેરઠેર આવા ડોળ ચાલુ થયા છે. મંદિરમાં ન માનતા હોય તે આગ્રહ કરીને એક દિવસ માટે હરિજનોને લઈ જાય છે. પોતે કાંતવાના શાસ્ત્રમાં માનતા હોય તોયે લોખંડનાં કારખાનાં કે સુતરની મીલો પોતાની નજદીક થાય તે માટે ધમકીઓ આપે છે. નાનાં ધ્વજવંદનો કરી મહાન પર્વની ઉજવણીઓ માને છે. લોકશાહીના, દારૂબંધીના, લોકસંપર્કના, પરદેશી ઉદ્યોગોના, ગંગામાં નાહ્યાના કે અમેરિકાની હવાઈ સફરના—આવા કંઈક અધૂરા ખ્યાલો કે જીદો પોષીને મોટી કરી છે ને તેથી ગુંચવણો વધતી જાય છે. આ ભાષાનું પણ એવું જ થવાનું છે શું?

અંગ્રેજીને મરજિયાત વધારાના વિષય તરીકે નિશાળમાં ચાલુ રાખવાની જાણે હિંમત નથી. હોશિયાર વિદ્યાર્થીઓનો મોટો ભાગ એ ભાષા શીખવા ઇચ્છા રાખે એમાં નવાઈ નથી. આમ છતાં જેમને સરળતાથી પાસ થઈ જવું હોય એ ભલે અંગ્રેજી ના શીખે. આવું જ સંસ્કૃત માટે પણ રાખી શકાય. ભલે એ વધારાના વિષય તરીકે શીખવાય.

જેમ અનેક તીર્થસ્થાનો ધરાવતા ઉત્તર પ્રદેશનો ભોળા મધ્ય કે દક્ષિણ વિસ્તાર ઉપર ધાર્મિક શોષણનો શિરસ્તો જામી પડ્યો છે તેમ 'હિંદી' જેવું રાષ્ટ્રીય નામ હોવાથી ઉત્તરની એક મામુલી ભાષા બીજા ઉપર દબાણ કરી રહી છે. અને હવે તો શિક્ષણમાંયે ઘૂસી જઈ તોફાન મચાવવાની નિશાનીઓ બતાવે છે. બાકી એમાં અરસપરસના સરળ વ્યવહારની ભાષા કરતાં વધુ ખપ લાગે એવું છે શું?

હિંદી ભલે આવે, ભલે ફરજિયાત બને, ભલે અંગ્રેજીને હટાવવા મથે. પણ એક વાત નક્કી—ગુજરાતની ભાષાને એ દબાવે નહિ. ગુજરાતના શિક્ષણ ને સાહિત્ય ઉપર હિંદીનું પ્રભુત્વ નથી ખપતું. અને રાજકારણના વંશમાં રહી વિદ્યાપીઠ પાછલે બારણે સોદો કરશે તો એ પણ નહિ ખપે.

### કાવ્યોની પ્રતિષ્ઠા વધે છે

કવિઓ અને લેખકો પ્રત્યે આકાશવાણીનો આદર વધતો જાય છે અને સાંભળનારા વધારે રસ લેતા થયા છે એ ખુશીની વાત છે. કવિઓ પણ પ્રજાના વધેલા ઉમળકાને હોંશથી ઝીલી રહ્યા છે અને પેલાં ગૂઢ અને ક્લિષ્ટ વસ્તુ અને પદ્ધતિ સાથે હવે કોઈક વાર હળવાં કાવ્યો જેમાં રોજીંદા જીવનનાં ચિત્રો ઉપર નવલો પ્રકાશ પાથર્યો હોય, કદી રમતિયાળ કલ્પનાના તરંગોમાં હાસ્ય પણ વણ્યું હોયે, કદીક શબ્દચાતુરી કે આકર્ષક ભૂલભૂલામણી ગૂંથી હોય એવી પ્રસાદી પણ પીરસે છે. ગુજરાતનું આ વહેણ સૂચક છે. આવકારદાયક છે.

ચિત્ર શિલ્પ નાટ્ય કાવ્ય નૃત્ય સંગીત એમ વિવિધ કાર્યક્રમો પહેલાં પણ ગોઠવાતા અને હમણાં પણ થાય છે. પરંતુ, આ બધામાં રાજ્ય અને પ્રજાનો રસ વધી રહ્યો છે એમ લાગે છે. પહેલાં તે તે જ્ઞાનના અધિકારીઓ વાહવા કરી જતા. આજે લોકોમાં ભલે ઊંડી સમજ નથી, પણ એવી રૂચિ ઊઘડી છે તો પરખ અને આસ્વાદ પણ આવતાં જશે.

પ્રજામાં આશ્રય આપવાની તાકાત કે એનું ભાન આવે ત્યાં સુધી રાજ્યે આ દિશામાં મમતાપૂર્વક ધ્યાન આપી કલાકારોનું જતન કરવું રહ્યું. અને એમ કરતી વેળા પ્રચારક કે સુધારકની આગ્રહી દૃષ્ટિ વેગળી રાખવી પણ રહી.

### સ્થાપત્યની સુઢી

સ્થાપત્યના નમુનાઓનું પ્રદર્શન ખુલ્લું મુકાયું ત્યારે સરકાર પાસે એમણે પણ સહાયની માગણી કરી જે



તરત જ નકારવામાં આવી. ખરું જોતાં સ્થાપત્ય પાછળ ખર્ચાયેલું નાણું એ વ્યય નહિ, રોકાણ નહિ પણ મુડી છે.

જે આલીશાન ઈમારતો બંધાઈ છે, જેમાં કળા કારીગીરી છે, જેમાં ભવ્ય કલ્પનાઓ અને કુશળ તાલીમ બંને સાથે સાથે અમર કાવ્ય બની વહે છે, એવાં સ્થાપત્યોનો જમાનો ગયો એવું રખે માની લઈએ.

ઉપયોગી ને સસ્તું, ઝડપથી ઊભું કરી દેવાય એવું, હાથ ચઢે તેવા 'સાધનોથી બનાવેલું'—આવાં મકાનો ગરીબોના વસવાટ માટે ભલે બને. પણ ગરીબ પ્રજાનેય જાહેર સંસ્થાઓનાં મકાનો એમની કલ્પના ખીલી ઊઠે ને દિલ ડોલી જાય એવાં બને તો નુકશાન નથી જવાનું. એવું ખર્ચ વ્યર્થ નહિ જાય.

એટલું જ નહિ, મરી પરવારતી કારીગરોની પેઢીને બચાવી લેવા પણ આવી ઈમારતો ને સ્મારકો, ઝડપભેર થવાં જોઈએ. ગામે ગામ પોતાની લાક્ષણિકતા પ્રગટ થવા દેવાના સંજોગો આવવા જોઈએ.

### ઘેર ઘેર સંગીત

ફિલ્મીસંગીત ઉપર મજબુત પગલાં લેવાયાં તેની અસર હવે દેખાવા માંડી છે. વિદ્યાર્થી અને યુવક વર્ગમાં જે નકલો થયા કરતી તેનું પૂર હવે ઓસરવા માંડ્યું છે. વચગાળામાં ગોવા–સિલોનના રેડીઓ કેર વર્તાવતા હતા તેની અસર પણ પ્રમાણમાં ઓછી થવા માંડી છે.

એક દુષણ જવા બેઠું છે તે અવસરે સંગીતની બારાખડી રેડીઓ તરફથી શરૂ થાય તો કેવું સારું. સંગીતના જાણકારો માટે સારા કાર્યક્રમો મૂકાય છે તેમ નહિ જાણનાર વર્ગને તાલીમ આપવાના હેતુથી વિશેષ પ્રયત્ન થવો ઘટે. હિંદી પાઠો જેમ નિયમીત અપાય છે તેમ સંગીતના પાઠો પણ આપવા જોઈએ.

ચિત્ર પ્રદર્શનમાં કોઈ કોઈ વખતે કેટલાક ભાઈઓ મદદરૂપે વિવેચન ગીત અને વાત બંને પરત્વે રેડીઓ સરળતાથી આપી શકે, ખુબીઓ સમજાવી શકે, રસવૃત્તિ સતેજ કરી શકે. વર્ષો પહેલાં શ્રી દિલીપ કુમાર રૉય તરફથી ભાષણો થયાં હતાં અને એમણે ગાયનની–સ્વરની પદ્ધતિઓ પ્રયોગ આપી સમજાવી હતી.

કેટલાંક સારાં માસિક ને છાપાંઓમાં સંગીત પરિષદના અહેવાલ સુંદર રીતે પ્રગટ થયા છે. વાંચનારને એમાંથી સંગીત ઉપર પ્રેમ જાગે છે, વધારે સમજવાની ઉમેદ થાય છે. આવું જ જો નિયમિત મળે, નિષ્ણાતો તરફથી મળે તો એ ઘરઘરની સેવા થઈ પડશે. ગુજરાતમાં સંગીતની જે કમી છે તે એક દાયકામાં દૂર કરી શકાશે.

દરરોજની મહેફિલોમાંથી રેડીઓ આવા પ્રયોગ માટે જરૂરી સમય ફાજલ પાડશે એમ આપણે માનીએ.



### પચીસમે વર્ષે

આ અંકથી 'ઊર્મિ–નવરચના' રજત–જયંતી વર્ષમાં પ્રવેશે છે. બધા અંકથી કરેલો પાનાંનો વધારો અને ત્રિરંગી મુખચિત્ર તો દરેકના ધ્યાનમાં આવ્યો જ હશે. આ વધુ પડતો બોજો સહન કરવાનું ઊર્મિ–નવરચના માટે ત્યારે શક્ય બને કે જ્યારે ગ્રાહકોનો સહકાર હજુ પણ વધે. આ વર્ષનો છેલ્લો અંક 'રજત–જયંતી અંક' તરીકે આપવાની અમારી નેમ છે: ગુજરાતી સામયિકોની દુનિયામાં નવું જ સ્થાન જમાવે એવા વિવિધ સ્વરૂપોવાળો. અમારી એ નેમમાં ગ્રાહકો વધુ સહકાર આપશે જ એવી અમારી આશા છે.

—સંચાલક

# ઊર્મિ નવરચના

વર્ષ ૨૪ : અંક ૭ થી ૧૨ : : ઑક્ટોબર ૫૩ થી માર્ચ ૧૯૫૪ : : સળંગ અંક ૨૮૩ થી ૨૮૮

## અર્ધવાર્ષિક અનુક્રમણિકા

[પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો આંકડો પાનું દર્શાવે છે : લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે.]





★

# મેઘ અને ધરતી

મેઘ ગગનમાં ઝૂમે નાચે
ધરતી એનું ભર્યું ભર્યું બસ રસભીનું આલિંગન યાચે!

એકલવાયી ધરતી બેઠી મીટ ગગનમાં માંડી,
એને એની પરવા ક્યાં છે મૂર્ખ કહો કે ગાંડી!
પલ પલ ઝંખેઃ જલ જલ ઝંખે—ડંખે તો ય તૃષામાં રાચે!
મેઘ ગગનમાં૦

દૂર ગગનમાં પાગલ વાદળ બાહુ પ્રસારી ડોલે,
નીચે આકુલ વ્યાકુલ ધરતી દ્વાર હૃદયનાં ખોલે.
ધરતી તરસે તો ય ન વરસે છલ છલ મેહુલિયો તો સાચે!
મેઘ ગગનમાં૦

શેખાદમ આબુવાલા

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ગોરા** (સંક્ષિપ્ત): રવીન્દ્રનાથ ટાગોર. સં. અનુ. રમણલાલ સોની. પાનાં ૧૪૦ દોઢ રૂપિયો. **નારી, તું નારાયણી**: નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ. રમણલાલ સોની. પાનાં ૧૫૪. અઢી રૂપિયા. **ચોખેરવાલી** (સંક્ષિપ્ત): રવીન્દ્રનાથ ટાગોર. સં. અનુ. રમણલાલ સોની. પાનાં ૧૩૨. દોઢ રૂપિયો. **ટાગોરની સુંદર વાતો** અનુ. રમણલાલ સોની. પાનાં ૧૪૩. દોઢ રૂપિયો.—ચારેય પુસ્તકોના પ્રકાશકઃ વોરા એન્ડ કંપની. મુંબઈ, ૨. **શ્રી નારાયણ કવચ**: રમણલાલ જે. જોષી. પાનાં ૮૮. આઠ આના. **ધીરા મારૂની વાર્તા** શિવમ્ સુંદરમ્. પાનાં ૭૬. પાંચ આના. **ઢોલા મારુ**: સં. શાંતિ ના. શાહ. પાનાં ૧૦૪. ૭ આના. **વૈદ્યજીવન** લોલિંબરાજ. અનુ. વિજયશંકર ધ. મુનશી. પાનાં ૧૩૧. એક રૂપિયો—ચારેય પુસ્તકોના પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.- **ફિલસૂફિયાણી**: ચિનુભાઈ પટવા. પાનાં ૨૭૨. ચાર રૂપિયા. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ ૨. **કૂલી ભા. ૧–૨**: મુલ્કરાજ આનંદ અનુ. શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૨૬૧+૨૬૧ આઠ રૂપિયા. **વિજયયાત્રા**: કૃષ્ણચંદ્ર. અનુ. કાસમઅલી મર્ચન્ટ. પાનાં ૨૧૩. સવાત્રણ રૂપિયા. બન્નેના પ્રકાશક: ચેતન પ્રકાશન ગૃહ, ગોરેગાંવ.

★

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ): આયુર્વેદિક દવા

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી-પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

### મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩-૮-૦**
**નાની બાટલીના રૂ. ૨-૦-૦**

સ્થાનિક ટેક્સ અલગ

'આસન ચિત્રપટ' વેચાતું મળશે
રૂ ૧-૧૨-૦ મનીઑર્ડરથી મોકલો.

**ખાસ સૂચના:**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂ. ૫-૧૩-૦**
**નાની બાટલીના રૂ. ૩-૧૩-૦**

(બાટલીની કિંમત + ૧-૧૪-૦ પોસ્ટેજ
+ ૦-૭-૦ પેકીંગ)

મનીઑર્ડરથી પૈસા મોકલવા.

વી. પી. થી મોકલીશું નહિ.

આસન ચિકિત્સા (હિંદીમાં) સચિત્ર પુસ્તક ખરીદો પોસ્ટેજ સાથે કિં. રૂ. ૫-૦-૦



ફોન: ૬૨૮૯૯ : : તાર: 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪.

તા. ક.: શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દરરોજ (રવિવારે બંધ) સવારના ૫ા થી ૯ા અને સાંજના ૬ થી ૭ા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગ ચાલુ છે.

COTY : RBO

'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૨ : મે ૧૯૫૪ : સળંગ અંક ૨૯૦

ક્રમ



## પૂઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર

હરગૌરી : ચિત્રકાર : વસુમતી યશોધર મહેતા

આ મનહર ચિત્ર હિમાલયમાં સમાધિમાં બિરાજતા ભગવાન શંકરની એકચિત્તે આરાધના કરતાં ગૌરીનું છે. શ્રી રવિશંકર રાવળ અને શ્રી કનુ દેસાઈ જેવા સમર્થ ચિત્રકારો પાસેથી ચિત્રકલા સંપાદન કરનાર શ્રી વસુમતીબહેનનું આ ચિત્ર મુંબઈની આર્ટ એકેડેમીમાં પ્રશંસા તથા ઇનામ પામેલું

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ નં. ૭૩
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

તંત્રી
ઈશ્વરલાલ મો. દવે

સંપાદક
જયન્ત પરમાર



# બે શિશુ

ધૂમકેતુ

> લેખક (જિઓને) પોતે કાંઈ કહ્યું નથી. પણ એને જે કહેવાનું છે એ એણે માતાના મોંમાં એટલા સુંદર શબ્દોમાં કહેવરાવ્યું છે કે આપણને એમ લાગે કે આ માણસ પ્રગતિશીલ પણ છે અને સાથે પોતાની કલાને એક તસુ પણ નીચે જવા દેતો નથી. એની પાસે ખોટી ચીસાચીસ, બૂમાબૂમ અને રાહરીડિયા નથી.

પૃથ્વી ઉપર બે શિશુ આવ્યાં.

એક વખત પૃથ્વી ઉપર બે શિશુ પ્રગટયાં. એક રાજમહાલયમાં જન્મ્યું. એક કુબામાં આવ્યું. એકને પૃથ્વીનું દર્શન કરાવવા માટે એનો રાજપિતા મહાલયની અટારીમાં ઊભો હતો. બીજાને ક્યાં મૂકવું એ ચિંતાનો વિષય હતો. રાજપુત્રને નીરખવા મહાલયની અટારી નીચે અસંખ્ય પ્રજાજનો આવ્યાં હતાં. મહાલયની અટારીમાંથી રાજપિતાએ રેશમી વસ્ત્ર-વીંટયા નાનકડા રાજપુત્રને બતાવતાં કહ્યું: 'આનંદો ! પ્રજાજનો ! આનંદો ! અમારા કુલિનવંશવેલાને આગળ વધારનાર રાજપુત્ર આવી ગયો છે. એના માટે તમારાં અંતર પ્રેમથી ને ભકિતથી ભરપૂર ભર્યાં છે એ હું જાણું છું. પ્રાચીન મહાન રાજવંશની પ્રણાલિકા સાચવનાર એ હશે.

આનંદો ! પ્રજાજનો આનંદો !'

અને પ્રજાજનોમાંથી સેંકડો અવાજોએ રાજકુમારને અભિનંદન આપવા એકકંઠી મહાન જયઘોષણા કરી !

એક નવો રાજકર્તા આવ્યો હતો : એમના ઉપર ગળામાં નવું ધોંસરું નાખવા. નવા કરવેરા નાખવા. નવી-પીડાઓ આપવા. નિર્બળો ઉપર કડવાશ ભરેલા અધિકારથી શાસન કરીને એમના આત્માને હણી નાખવા માટે એ આવ્યો હતો.





પોતાના આ મહા ભાગ્યોદય માટે લોકો ગાઈ રહ્યા હતા. આનંદ કરી રહ્યા હતા. અબિલ ગુલાલ ઉડાડી રહ્યા હતા !

નવા શાસનકર્તાને એ વધાવી રહ્યા હતા !

જ્યારે લોકો આ પ્રમાણે પોતાની જાતને લઘુતા આપીને અને પોતાની મૂર્ખાઇમાં પોતાના શાસનકર્તાને જુલમગાર બનાવવાનો પરવાનો આપીને, આનંદ કરી રહ્યા હતા, અને જ્યારે દેવદૂતો પણ લોકોની આવી હુર્રરે ! હુર્રરે ! કરનારી મૂર્ખાઈને જોઈને રડી રહ્યા હતા, ત્યારે પેલા ખૂણામાં, એ જ વખતે જન્મેલા પેલા બીજા શિશુને, એક માંદી, નબળી, મરવા વાંકે જીવતી, એવી ગરીબડી મા, નિહાળીને બોલી રહી હતી : ' અરે મારા લાડકા ! તું આંહીં કયાં આવ્યું ? '

એ પોતે એક તૂટી ગયેલી ઝૂંપડીમાં રહેતી હતી. એણે ગાભામાં છોકરાને વીંટાળી રાખ્યું હતું. માણુસ જાત, માણુસને જે ઠંડી ક્રૂરતાથી ઉપેક્ષામાં ધકેલી દે છે, એવા ઉપેક્ષાના કાદવમાં એ બિચારી પડેલી હતી ! એનો પતિ મોટા મોટા શાસનકર્તાઓ જેને લડાઈ કહેતા, પણ જે ખરી રીતે હૃદયહીણી ખૂનરેજી હતી, તેમાં નામશેષ બની ગયો હતો !

અને આજ રાત્રે એને, કામ કરીને પોતાનો રોટલો રળી લેતી અટકાવવા, એક નાનકડો શિશુ સાથી તરીકે આવી મળ્યો !

જ્યારે આનંદ કરતો જનસમુદાય વીખરાયો અને બધે શાંતિ ફેલાઈ ગઈ, ત્યારે પેલી અભાગી નારી પોતાના ખોળામાં પેલા શિશુને રાખીને તેની સામે જોઈ રહી. અને એની આંખમાંથી આંસુની ધારા છૂટી. જાણે અશ્રુસ્નાનથી આ નવા આવનાર શિશુનું જીવન શરૂ થવાનું હોય ! પછી પોતાના દુઃખથી કુંઠિત થયેલા ધીમા ગદ્ગદ્ અવાજે એણે જાણે આ શિશુ સાથે વાત માંડી : 'અરે મારા ફૂલ ! પેલી દુનિયા છોડીને આ દુઃખભરી ધરતીમાં મારી સાથે જિંદગીનો કડુ જામ પીવા તું આંહી ક્યાં આવ્યું ?

ત્યાંનાં નિત્યપુષ્પી ઉદ્યાનો, દેવદૂતો, મધુર વહેતાં ઝરણાં, અને શુભ ચાંદની લીંપ્યા હરિયાળાં મેદાનો છોડીને શા માટે દુઃખ જુલમ અને કઠોરતા ભરી માણસોની આ દુનિયામાં તું આવ્યું ?

હું તને આંસુ સિવાય બીજું શું આપી શકું તેમ છું ? દૂધને બદલે આંસુ તને પોષણ આપી શકશે ? આંહીં રેશમી કે સુતરાઉ લૂગડાં તને પહેરાવવા માટે નથી. મારા ઉઘાડા ધ્રૂજતા હાથ તને ગરમી આપી શકશે ?

ઢોરનાં નાનાં બચ્ચાં આંહીં મેદાનમાં ઘાસ ખાતાં ફરે છે અને સાંજે પોતાને ખીલે પાછાં વળી જાય છે, અને પંખીબચ્ચાં દાણાદૂણી ચણીને વૃક્ષોની ડાળીઓમાં ઊંઘી જાય છે; પણ તારે મારા લાડકા ! તારે, પ્રેમાળ ભિખારુ મા સિવાય, બીજો કોઈ જ આધાર નથી ! મારા ફૂલ ! તું આંહીં કયાં ભૂલું પડયું !

પછી તેણે પોતાની ચીમળાઇ ગયેલી દૂધવિહોણી છાતીએ શિશુને વળગાડયું. અને તેને પ્રેમથી પોતાના હાથોએ છાતીસરસું પકડી રાખ્યુ. જાણે ઇચ્છતી હોય કે ફરીને એ બન્ને એક થઈ જાય—પહેલાં જેમ હતાં તેમ.

# ક્ષિતિજની સમૃદ્ધિની ઝાંખી

સર્વપલ્લી રાધાકૃષ્ણન

> આપણા દેશના સમર્થ વિચારક અને આપણા ઉપરાષ્ટ્રપ્રમુખે અહીં જે વિચારસરણી રજૂ કરી છે એ સંસ્કાર-વાહકોને ઉદ્દેશીને કરી હોવા છતાં એનો પડઘો માનવજાતને ખૂણે ખૂણે પહોંચે એવો છે. તાજેતરમાં ભરાએલા ઈન્ડીઅન પી. ઈ. એન. ના ચીદમ્બરમ ખાતેના સંમેલનના પ્રમુખ તરીકેના આપેલા વ્યાખ્યાનમાંથી તારવીને અહીં મૂકેલ છે.

માનવ સંસ્કૃતિ પર જે ભય તોળાઈ રહ્યો છે તેનો મુકાબલો 'આત્મબોધના છેક ઊંડાણમાં આવેલી ભૂમિકાએ' પહોંચ્યાથી જ થઈ શકે તેમ છે. શક્તિ અને આત્મા વચ્ચેની વિસંવાદિતા આપણે દૂર નહિ કરી શકીએ તો જે બળોને પેદા કરવા જેટલું આપણામાં જ્ઞાન હતું પરંતુ જેમને અંકુશમાં રાખવા જેટલું ડહાપણ આપણામાં ન હતું તેવાં બળોથી આપણો વિનાશ થશે. એ પરિસ્થિતિને પહોંચી વળવા માટેના નવા પ્રયાસમાં આપણને ધાર્મિક ફરજની ઊંડી ભાવના હોવી આવશ્યક છે.

છેલ્લા થોડાંક અઠવાડિયાં દરમિયાન જે બનાવો બન્યા છે તે માનવ તવારીખના અંત તરફ અથવા તો તવારીખના પરિવર્તન સ્થળ તરફ આંગળી ચીંધી રહ્યા છે. આપણને જે ચેતવણી મળી છે તે અગ્નિથી અંકિત થયેલા શબ્દોમાં મળી છે. આપણે હવે નૈતિક સંયમ ફરીથી સ્વીકારીએ અને એ રીતે આધ્યાત્મિક જીવન તરફ પાછા વળીએ. અને એમ ન કરીએ તો આ જગતમાં અનેક પ્રકારના જીવો ચાલ્યા ગયા છે તેમ માનવજાતને પણ પૃથ્વી પરથી વિદાય લેવાની રહેશે. પરંતુ જો આપણે જીવવું જ હશે તો આપણે આપણા જીવનની ભાવનામાં ફેરફાર કરવો જ પડશે. હજી પણ અવકાશ છે. એટલામાં આપણે એવા ફેરફાર માટે પ્રયાસ કરવાની જરૂર છે.

સ્વ. રવીન્દ્રનાથ ટાગોર અને સ્વ. સરોજિની નાયડુ માનવ જાતના ઐક્યની ઝંખનામાંથી પ્રેરણા પીતાં હતાં. એમને આદર્શરૂપ રાખીને આપણે સાહિત્યકારો, કવિઓ, નાટ્યકારો, સંપાદકો અને નવલકથાકારોએ ગેરસમજુતીનું ધુમ્મસ દૂર કરવા માટે આપણી શક્તિનો ઉપયોગ કરવો જોઈએ. અને અજંપો સેવતા ત્રાસેલા જગતને મૈત્રીની ભાવના આપવી જોઈએ. આપણે નિસ્બત છે માનવજાત સાથે અને આપણું હિત છે શાંતિમાં.

આજે આપણે ભેખડને છેડે જઈને ઊભા છીએ. અણુ અને હાઈડ્રોજન વિકાસની ભયંકરતા આપણા વિચારો ઉપર વર્ચસ્વ ભોગવી રહી છે અને આપણા અંતઃકરણને દુભવી રહી છે.

આપણને લાગે છે કે એમનું આ સમયે વિનાશક બળ યુદ્ધ ખાળવામાં ભારે મદદરૂપ નીવડશે. પરંતુ

---

અગ્નિમાં બળી રહેલી પોતાની આંખોને તેણે આકાશ તરફ ધીમેથી માંડી અને એક આર્ત્ત પુકાર કર્યો: 'ઓ ભલા ભગવાન! મારા દેશના કમનશીબ પ્રજાજનો ઉપર તારી અમીદૃષ્ટિ હો!'

ચંદ્રના બિમ્બ ઉપર બેઠેલાં વાદળાંઓ એ વખતે આકાશી મુસાફરીએ ઊપડયાં અને શુભ ચાંદની ચારે તરફ પોતાની અમીધાર વરસાવતી રેલી રહી: ઝાડ પંખી પશુ અને ધરતી ઉપર, કૂવા ઉપર, અને એમાં પડેલા—એ મૃત દેહો ઉપર! *

* ભારતી સંઘ તરફથી શ્રી ધૂમકેતુકૃત પ્રગટ થનાર પુસ્તક જિબ્રાનની જીવનવાણીની નવી આવૃત્તિમાંથી.





એક વિશિષ્ટ રંગસૃષ્ટિ રચી જતાં હતાં એમની પાછળ વિદાયગીતો ગાતી સુહાગણોનાં અવનવાં પટકૂળોમાં તો રંગમેળો જ જોવા મળતો હતો

આડે દિવસે ઉડઉડ લાગતી બજારમાં રમઝુ મીરની શરણાઈએ નવી જ દુનિયા રચી કાઢી હતી એના સૂરની મોહિની એવી હતી કે સાભળનારને એ મસ્ત બનાવી મૂકે એની અસર કાન વાટે સીધી હૃદય પર ચોટ મારે ને હૃદયના એ પરિતોષનો નશો સીધો મગજમાં પહોચે પ્રાકૃતજનોને આ શરણાઈની સુરાવનિ સમજાય કે ન સમજાય પણ મંત્રમુગ્ધ બનીને એ ડોલી ઊઠે તો ખરા જ.

ભરબજારે ચોગાનમા ઊભીને રમઝુએ અડાણો ઉપાડયો હતો એ ઉન્માદભરી તરજનુ બંધારણ ભાગ્યે જ કોઈ લોકો સમજતાં છતાં એમા રહેલો આનંદ અને ઉછરંગ, તોફાન અને મસ્તી સહુ શ્રોતાઓ માણી રહ્યાં એમની આંખ સામે તો વાતેવાતમાં છણકા કરતી, આંખમાંથી અગનતણખા વેરતી, ખોટેખોટાં રૂસણાં લેતી વળી પાછી પતિના પ્રેમોપચારે રીઝી જતી, અજબ નખરાળી નવોઢા રમી રહી અભણ રમઝુ ડોસા પાસે શબ્દો નહોતા, કેવળ સૂર હતા અને એ સૂર વડે જ આવી સૃષ્ટિ ખડી કરી જતો હતો નમતે બપોરે ઊભી બજારે સાવ શુષ્ક વાતાવરણમા પણ સાસરિયે સોઢતી પતિમિલનોત્સુક પરિણીતાનુ કલ્પનાચિત્ર શ્રોતાઓની આંખસામે તરવરી રહ્યુ એ આ મેનાવેના માણસે સાધ્ય કરેલી સૂર શક્તિની જ બલિહારી હતી

હર ઘડીએ વધારે ને વધારે ઘૂંટાતા જતા અડાણાના સૂરમા શ્રોતાઓ કરતાય વધારે તો રમઝુ મીર પોતે રમમાણ લાગતો હતો આંખ મીંચીને ગલોફા ફુલાવી ફુલાવીને એ શરણાઈમા શ્વાસ રેડતો જતો હતો અને એ નિર્જીવ વાદ્યને જીવંત બનાવતો જતો હતો ગામ આખુ લાબા અનુભવને પરિણામે જાણતુ થઈ ગયેલુ કે રમઝુ એકવાર એની શરણાઈમા ફૂક મારે પછી એને સ્થળ કે સમયનુ ભાન ન રહે માત્ર, પરગામથી ગગો પરણાવવા આવેલા તળશી વેવાઈને આ વાતની જાણ નહોતી તેથી તેઓ મીરને દાદના પૈસાનો લાલચુ ગણીને પાનનુ ફેંકી રહ્યા પછી આગળ વધવાની ઉતાવળ કરી રહ્યા હતા તળશી વેવાઈને સૂરજ આથમતાં પહેલાં પોતાને ગામ સણોસરે પહોચી જવાની ઉતાવળ હતી તેથી શરણાઈવાળાને આદેશ આપી રહ્યા હતા

'હાનો, મીર, હાનો ઝટ વહેતા થાવ '

પણ અડાણાના સૂરમાં ગળાબૂડ સેલારા લેતા રમઝુને આવા આદેશ સાંભળવાની નવરાશ જ ક્યાં હતી ! મીર એની શરણાઈમાં સમય બગાડતો જતો હતો ને તળશીવેવાઈને મનમા ચટપટી ચાલતી હતી આ ગતિએ રૂપિયે ગજને હિસાબે આગળ હાલશું તો સણોસરે પૂગતા સાંજ પડી જશે ને અંધારે સામૈયાં કરવામાં હોરાજીની કિસનલાઈટ મગાવવી પડશે મોંઘીદાટ બત્તીનાં બિલ ભરવાને બદલે વેવાઈએ આ મુફલિસ મીરને જ પાવનુ વધારે દાદ આપીને આગળ વધવા પ્રેર્યો પણ શરણાઈના સૂરમાં ડાબેથી જમણે ડોલતી રહેલા રમઝુને દાદ પેટે ફેંકાતા પૈસા ગણવાની જ ક્યા નવરાશ હતી ? મેઘા ઢોલીએ ધૂળમાંથી સિક્કા વીણી લીધા અને રમઝુને કહ્યુ કે 'હાલો મીર, હવે હાઉ કરો હાઉ,' પણ આવી સૂચના પણ એ કાને ધરે એમ ક્યાં હતો ?

આખરે ભૂધર મેરાઈ પોતે જ આગળ આવ્યા ને રમઝુને રીનસરનો હડસેલો મારીને જ સંભળાવ્યુ 'હવે હાલની ઝટ હાલની, આમ ડગલે ને પગલે દાદ લેવા ઊભતો રહીશ તો કે' દી પાદરે પોગાડીશ ?' મેરાઈના હડસેલા સાથે ઉગ્ર અવાજે ઉચ્ચારાયેલા વેણ કાને પડ્યા ત્યારે જ મીરને ભાન થયુ કે હું અત્યારે ઊભી બજાર બાધીને ઊભો છુ ને મારે તો હજી જાનને ગામઝાપા લગી દોરી જવાની છે રમઝુ યંત્રવત્ આગળ તો વધ્યો પણ એનુ દિમાગ— અને દિલ પણ—બરાબર બે દાયકા જેટલુ જાણે કે પાછળ હડી ગયુ વીસ વરસપહેલા આવા જ એક

નમતા બપોરે રમઝુ મીરે પોતાની જ પુત્રી સકીનાને સાસરિયે વળાવી હતી. હૃદયમાં ઊંડાઊંડે ખૂપેલું શલ્ય સળવળે ને જેવો વેદનાનો ચિત્કાર નીકળે એવો જ મૂગો ચિત્કાર આ જૂનાં સંસ્મરણોના સળવળાટે મીરના હૃદયમાંથી ઊઠયો.

અને આપોઆપ એની શરણાઈનો સૂર બદલી ગયો. અડાણાનો ઉન્માદ અને ઉછરંગ ઓસરી ગયો. એને સ્થાને હવે કોરાયેલાં કાળજાંનું દર્દ વહેવા લાગ્યું. એકાએક થઈ ગયેલો આ તાનપલટો શ્રોતાઓ સમજી ન શકયાં, પણ આ નવા સૂરની અસરમાં આવતાં એમને વાર ન લાગી. આકાશમાં પૂર્ણેન્દુ પ્રકાશ્યો હોય, પૃથ્વી પર સ્નિગ્ધશીતળ કૌમુદી રેલાતી હોય અને એમાં એકાએક કાળી વાદળી આવી ચડતાં ચોગરદમ અંધકારના ઓળા ઊતરી રહે અને આખા વાતાવરણમાં એક ઊંડી ઉદાસી ફેલાઈ જાય એવી જ અસર અત્યારે ઉઘલતી જાનમાં વરતાઈ રહી. ઘડીવાર પહેલાં આનંદમાં ગુલતાન હતા એ જાનૈયાઓ સાવ મૂગા થઈ ગયા. ગીત ગાતી સુહાગણોએ પણ જાણે કે શરણાઈની અસર તળે જ વધારે કરુણ વિદાયગીતો ગાવા માંડ્યાં હતાં :

આછાં કંકુ ઘોળ રે લાડી,
  આછાં પિયળ કઢાવું...
તારા બાપનાં ઝૂંપડાં મેલ્ય હો લાડી,
  તળશીભાઈની મેડીયું દેખાડું......

રમઝુ ડોસો એની શરણાઈ વગાડવામાં અને પોતાના દિલમાં ભારેલી વેદના વ્યક્ત કરવામાં જ ગુલતાન હતો, છતાં આ ગીતોમાં ગવાતી વેદનાનાં વસમાં વેણ એને કાને અથડાઈ જતાં હતાં ને આપમેળે જ હૃદયસોંસરાં ઊતરી જતાં હતાં. પરિણામે, એના સૂરમાં બમણું દર્દ ઘૂંટાતું હતું.

અત્યારે ગવરીના પિતા ભૂધર મેરાઈ પુત્રીની વિદાયને કારણે વિષાદ અનુભવી રહ્યા હતા, પણ એથીય અદકો વિષાદ તો રમઝુ મીરના હૃદય પર છવાયો હતો. દિશાશૂન્ય બનીને, એ કેવળ આદતને જોરે એકેક ડગલું આગળ વધતો હતો અને દરેક ડગલે, જિવાઈ ગયેલી જિંદગીનું એકેક દૃશ્ય એની ઝામર-મોતિયા વડે ઝંખવાતી આંખ આગળ તાદૃશ થતું હતું.

ભરજુવાનીમાં ઘરભંગ થયેલા રમઝુને બે વરસની મા-વિહોણી બાળકીની માતા બનવું પડેલું. ઓઝત નદીને હેઠવાસને આરે રમઝુએ બાળકી સકીનાનાં બાળોતિયાં ધોયેલાં એ દૃશ્યની સાહેદી આપી શકે એવાં ઘણાં ડોસાંડગરાં તો ગામમાં હજી હયાત હતાં. રમઝુને આ દુનિયામાં બે જ પાત્રો જોડે દિલ્લગી બંધાઈ ગઈ હતી : એક તો મીર કુટુંબમાં પેઢી-દરપેઢી વારસામાં મળતી આવેલી શરણાઈ અને બીજી, મૃત પત્નીનાં મીઠાં સંભારણાં રૂપે સાંપડેલી સૂરજમુખીના ફૂલ જેવી સકીના. તેથી જ એણે પોતાના દિલની દુનિયામાં ત્રીજા કોઈ પાત્રને પ્રવેશ કરવા નહોતો દીધો. કોમનાં માણસોએ ફરી વાર નિકાહ પઢવાનો બહુબહુ આગ્રહ કરવા છતાં, જુવાન મીર પોતાના નિર્ણયમાં મક્કમ રહ્યો હતો.

રમઝુએ સકીનાને સગી મા કરતાં ય સવાયા હેતથી ઉછેરીને મોટી કરેલી. સકીનાનાં લાડચાગ તો લોકવાયકા સમાં થઈ પડેલાં. માતા તેમજ પિતાનાં બેવડાં વાત્સલ્યથી રમઝુ પુત્રીનાં લાલનપાલન કરતો હતો. પોતે કોઈવાર સૂકો રોટલો ખાઈને ચલાવી લે પણ પુત્રીને તો પકવાન જ જમાડે. પોતે ફાટ્યાંતૂટ્યાં કપડાં પર સો થીગડાં મારે પણ સકીનાને તો ફૂલફટાક બનાવીને જ બહાર કાઢે. મા-બાઈ પુત્રીને જરા પણ ઓછું ન આવે એની તકેદારી રાખવા માટે રમઝુ એને અછોઅછો વાનાં કરતો.

સકીના કાખમાં બેસવા જેવડી હતી ત્યાં સુધી તો રમઝુ એને ચોવીસે કલાક પોતાની સાથે જ ફેરવતો. કોઈનાં સામૈયાંમાં શરણાઈ વગાડવા જવાની હોય તો પણ સકીના તો એની કાખમાં જ બેઠી હોય અથવા તો પિતાના ગળામાં હાથ પરોવીને પીઠ પર બાઝી પડી હોય. રમઝુ વરઘોડામાં શરણાઈ વગાડતો હોય





કે ફૂલેકાંમાં ફરતો હોય ત્યારે એની પીઠ પર, વાંદરીને પેટે વળગેલાં બચોળિયાંની જેમ વળગી રહેલી આ બાળકીનું સુભગ દૃશ્ય તો વરસો સુધી આ ગામમાં સુપરિચિત થઈ પડેલું.

સાચી વાત તો એ હતી કે શરણાઈ તેમ જ સકીના બન્ને, આ વિધુર આદમીની જિંદગીમાં તાણાવાણાની જેમ વણાઈ ગયાં હતાં. શરણાઈ અને સકીનાની હાજરીમાં રમઝુ પોતાને આ દુનિયાનો શહેનશાહ સમજતો. ઘણીય વાર નમતી સંધ્યાએ પોતાના કુબાના આંગણામાં બેઠોબેઠો રમઝુ કેવળ મોજ ખાતર શરણાઈમાંથી સૂર છેડતો ને સકીનાને રીઝવતો. બાળકી ગેલમાં આવીને કાલુંકાલું બોલવા લાગતી. એનાં કાલાંઘેલાં બોલમાં રમઝુ મૃત પત્નીની પ્રેમપ્રચુર વાણી સાંભળી રહેતો. આ રીતે શરણાઈ એ રમઝુ મીર માટે કેવળ રોટલો રળવાનું જ સાધન નહોતું, વિરહી જીવનસંગાથિની સાથે સાંનિધ્ય અનુભવવાનું, એના જીવનબીન સાથે એકસૂર, એકતાલ, એકરસ બનવાનું જીવતુંજાગતું વાદ્ય હતું. તેથી જ તો, પત્નીની કબર પર ફૂલ ચડાવવા જતો ત્યારે ઓટા પર મરવાના ફૂલછોડની મહેક માણતોમાણતો એ શરણાઈના સૂર વહાવતો ને? રમઝુની આ વિચિત્ર લાગતી ખાસિયત ગામ આખામાં ચર્ચાનો વિષય બની ચૂકેલી. વ્યવહારડાહ્યાં લોકો આ ગરીબ માણસની આવી ધૂનને ગાંડપણમાં ખપાવતાં. પણ મનસ્વી મીરને આવા અભિપ્રાયોની ક્યાં પડી હતી? એ તો સપનાંને સહારે જિંદગી જીવતો હતો, ને શરણાઈ વડે એ સપનાં સાચાં પાડતો હતો.

પાંપણમાં પુરાયેલા સુમધુર સ્વપ્ન સમી સકીનાને પણ રમઝુએ એક દિવસ સાસરે વળાવવી પડી હતી. અને તે દિવસે એણે પારાવાર દુઃખ અનુભવ્યું હતું. અત્યારે એનાં ડગલાં ગામઝાંપાની દિશામાં પડતાં હતાં પણ એના મનનું માકડું તો અતીતની યાત્રાએ ઊપડી ગયું હતું. પ્રસંગોની પરકમ્મા કરતુંકરતું એ વારેવારે પુત્રીવિદાયના આ પ્રસંગ પર આવીને અટકતું હતું.

પુત્રીવિદાયનો એ પ્રસંગ તાજો થતાં ડોસાનું વત્સલહૃદય વલોવાઈ જતું હતું અને એ વલોપાત શરણાઈના સૂર વાટે વ્યક્ત થઈ જતો હતો. અત્યારે પોતે ખોબા ખારેકની લાલચે શરણાઈ વગાડવા આવ્યો હતો એ વાત જ રમઝુ વિસરી ગયો. સાસરિયે સોંઢી રહેલી કન્યા ભૂધર મેરાઈની ગવરી છે એ હકીકત પણ એ ભૂલી ગયો. અત્યારે તો પોતાની સગી દીકરી સકીનાને વિદાય અપાય છે એમ સમજીને શરણાઈમાં હૃદયની સઘળી વ્યથા રેડી રહ્યો હતો. તેથી જ તો, જાન ઝાંપે પહોંચતાં સુધીમાં તો રમઝુના દર્દનાક સૂરોએ આખું વાતાવરણ ભારઝલ્લું બનાવી મૂક્યું હતું.

આનું કારણ એ હતું કે સકીનાનું સંભારણું રમઝુ માટે જરાય સુખદ નહોતું. ડોસાના કાળજામાં વિસ્મરણની રાખ તળે સકીનાના નામનો ધગધગતો અંગારો ભારેલો પડ્યો હતો. આવે પ્રસંગે એ રાખનું આવરણ દૂર થતાં ડોસાની ભીતરમાં ભડકા ઊઠતા. કારણ એ હતું કે સકીનાને સાસરિયે મોકલ્યા પછી આઠમે દિવસે જ એના ભેદી મૃત્યુના વાવડ આવેલા. એ મૃત્યુનો ભેદ રમઝુ પણ ઉકેલી શકેલો નહિ. એનું રહસ્ય ગામ આખામાં આજ સુધી ગોપિત જ રહેવા પામેલું. એક અટકળ એવી હતી કે સકીનાને જે ગામમાં વરાવેલી ત્યાંનાં બે બરોબરિયાં ને જોરૂકાં કુટુંબોના જુવાનોની નજર આ જુવતીના જોબન ઉપર ઠરેલી. માથાભારે ગણાતી મીર કોમના બેમાંથી એક જૂથને તો રમઝુએ નારાજ કરવું જ પડે એમ હતું. પણ એ અટંકી કોમનાં માણસો. નારાજ થઈને જ બેસી રહે એવાં સોજાં નહોતાં. સકીનાની જુવાનીની અંગડાઈએ એમના વેરાગ્નિને વીંઝણો ઢાળ્યો ને એમાંથી બન્ને હરીફો વચ્ચે વસમાં વેણની આપલે થઈ ગઈ. આખરે એમાંથી તરવારની ધાર ઝબકી ગઈ. બન્ને પક્ષો ઝાટકે આવ્યા, ને એમાંથી જ કહે છે કે, સકીનાનું કાટલું કાઢી નાખવામાં આવેલું. આ સમાચાર સાંભળીને રમઝુને વજ્રઘાત લાગેલો. સકીનાના અકાળ મૃત્યુથી ડોસાએ




પુત્રી તેમ જ પત્ની બન્નેના દેહવિલયનો બમણો વિયોગ અનુભવેલો. દિવસો સુધી તો એ અવાક થઈ ગયેલો. એની ચિત્તભ્રમ જેવી દશા જોઈને લોકો કહેતાં કે ડોસાની ડાગળી ચસકી ગઈ છે.

તેથી જ તો પાદરમાં પહોંચ્યા પછી રમઝુએ શરણાઈની તાન ઉપર આમથી તેમ ડોલવા માંડયું ત્યારે લોકોએ એને ગાંડામાં ગણી કાઢ્યો ને?

પીપળા હેઠે ગાડું થોભ્યું. ગવરીની સરખી–સમોવડી સહિયરો એક પછી એક વિદાય આપવા આવી. સહુ બહેનપણીઓ ગવરીની નજીક જઈ, ગોઠિયણના કાનમાં ધીમી ગોષ્ઠિ કરીને આંસુભરી આંખે પાછી આવતી હતી. ઘરચોળાના ઘૂંઘટાની આડશે રડીરડીને ગવરીની આંખો લાલ હીંગળા જેવી થઈ ગઈ હતી એ તો અત્યારે જ ખબર પડી. હીબકતી પુત્રીને જોઈને માતાનું હૃદય હાથ ન રહ્યું. સાથે આણેલી ટબુડીમાંથી ગવરીને બે ઘૂંટડા પાણી પાઈને તેઓ કોચવાતે હૃદયે દૂર ચાલ્યાં ગયાં. પણ એમની પાંપણ પર આવીને અટકેલાં આંસુ રમઝુની નજર બહાર નહોતાં રહ્યાં. લાગણીના આવેશમાં માતા જે ભાવ વાચા દ્વારા વ્યક્ત નહોતી કરી શકતી એની અભિવ્યક્તિ રમઝુ પોતાના સૂર વાટે કરી રહ્યો.

આમ તો આ પાદરનો પીપળો અને ચબૂતરો ગામની સેંકડો કન્યાઓની વિદાયનો સાક્ષી બની ચૂકયો હતો. રમઝુ પોતે પણ આવા અસંખ્ય વિદાયપ્રસંગોએ શરણાઈ વગાડીને સાટામાં રૂપિયો રોડો મહેનતાણું મેળવી ચૂકયો હતો, ખોબો ભરીને ખારેક, લાડવા વગેરે લઈ ચૂકયો હતો. પણ આજની વાત અનોખી હતી. આજનું વળામણું વિશિષ્ટ હતું, આજનો વિદાય પ્રસંગ સાવ વિલક્ષણ હતો. આજે દર્દનાક શરણાઈ વગાડનાર માણસ અવસ્થાને આરે પહોંચેલો ખખડી ગયેલો રમઝુ મીર ન હતો પણ વીસ વરસ પહેલાં સકીનાને વિદાય આપનાર પુત્રીપિતા હતો. તેથી જ તો, તળશી વેવાઈએ પાવલાથી માંડીને બાધા રૂપિયા જેવડી મોટી રકમની ત્રણત્રણ વાર દાદ આપવા છતાં રમઝુ શરણાઈ બંધ કરીને પાદરમાંથી પાછો ફર્યો નહિ ને?

કન્યાપક્ષ તરફથી કારુણ્યની પરાકાષ્ઠા સમું વિદાયગીત ઉપડ્યું હતું :

> દાદાને આંગણ આંબલો
>     આંબલો ઘેરગંભીર જો...
> એક રે પાંદડું અમે તોડિયું
>     દાદા ગાળ મ દેજો જો...
> અમે રે લીલૂંડા વનની ચરકલડી...

માત્ર ગવરી નહિ, ગવરીની ગોઠિયણો જ નહિ, કન્યાનાં આપ્તજનો જ નહિ પણ સીમાડાનું સમગ્ર વાતાવરણ જાણે કે ડૂસકાં ભરતું લાગ્યું. અને મીરની શરણાઈએ આ શોકમગ્ન વાતાવરણ સાથે અજબ સમવેત સાધ્યો. એના સૂરમાં ઘૂંટાતું દર્દ વાતાવરણની ગમગીનીને દ્વિગુણિત બનાવી ગયું. રમઝુ ચગ્યો હતો. એની શરણાઈ ચગી હતી. પોતાના ચિરાયેલા દિલની વેદનાને ચગવવામાં પણ ડોસો ચેન અનુભવતો હતો. પણ કન્યાને લઈને ઝટપટ ઘરભેગા થઈ જવાની ઉતાવળમાં વરરાજા તેમ જ વરના બાપ તળશી વેવાઈ તલપાપડ થઈ રહ્યા હતા. પાદરના મોકળા પટમાં મોકળે મને સુરાવટ રેલાવી રહેલા મીરને જોઈને વેવાઈની અકળામણ વધતી જતી હતી.

આખરે એમણે ભૂધર મેરાઈ સમક્ષ એ અકળામણ વ્યક્ત કરી પણ ખરી : 'આ તમારો મીર તો ભારે લાલચુ લાગે છે! આટલી દાદ દીધી તો ય હજી ધરવ નથી થાતો! અમારે તો આહીં સીમાડે જ સૂરજ આથમી જાશે એમ લાગે છે......'

વેવાઈની ફરિયાદ સાંભળીને તુરત ભૂધર મેરાઈ, જાનનો મારગ રોકીને ઊભેલા મીર પાસે જઈ પહોંચ્યા અને મોટે સાદે સંભળાવ્યું : 'એલા ડોસલા, આવો ભૂખાવળો કયાંથી થયો? આટલીબધી દાદ દીધી તો ય હજી તને ધરપત નથી? આટલાં પાવલાં પડયાં તો ય હજી હાંઉ નથી કેતો?'

પણ રમઝુ તો પોતાની શરણાઈના સૂર સિવાય





બીજું કાંઈ સાંભળે એમ જ ક્યાં હતો? કંટાળીને ભૂધર મેરાઈએ વેવાઈને કહ્યું : 'ડોસાની ડાગળી જરાક ચસકી ગયેલ છે. દુઃખિયો જીવ છે ને એમાં પાછી પાકી અવસ્થા થઈ એટલે હવે કળ–વકળનું ભાન નથી રિયું.'

'એને ભલે કળ–વકળનું ભાન ન હોય પણ અમારે અસૂરું થઈ જાશે એનું શું?' તળશી વેવાઈએ તીખે અવાજે કહ્યું, 'એક તો બીકાળો મારગ ને ભેગું જરજોખમ......'

હવે ભૂધર મેરાઈનો મિજાજ હાથથી ગયો. એમણે દાદ પેટે જમીન પર ફેંકાયેલા સિક્કા વીણીને પરાણે મીરની મુઠ્ઠીમાં પકડાવ્યા ને પછી એને હડસેલો મારીને કહ્યું : 'એલા લપરા, હવે તો મારગ મોકળો કરીને ઘરભેગો થા! હજી તો તારે કેટલાક રૂપિયા ઓકાવવા છે? કે પછી મીઠાં ઝાડનાં મૂળ ખાવાં છે, ભાળા માગણ?'

ભૂધર મેરાઈના હડસેલાથી મીર હાલ્યો તો ખરો, પણ પોતાના ઘરને–ગામને–મારગે નહિ, સીમને મારગે, સણોસરાને કેડે.

'આ તો હજી સગડ નથી મેલતો.' તળશી વેવાઈ કંટાળીને બોલ્યા, 'આ તો અમારી મોય' વેતો થ્યો...'

'મર થાતો,' સીમને મારગે સામે ચાલતા રમઝુને જોઈને ભૂધર મેરાઈએ કહ્યું, 'થાકશે એટલે એની મેળે પાછો આવતો રહેશે.' અને પછી, વેવાઈને છેલ્લી સૂચના તરીકે ઉમેર્યું, 'હવે ખબરદાર એને રાતું કાવડિયું પણ આપ્યું છે તો!...તમે પહેલેથી જ છૂટે હાથે દાદ દેવા માંડી એમાં ડોસો સો નાનાં ઝાડ ભાળી ગયો. પણ હવે ભૂંગળું ફૂંકી ફૂંકીને મરી જાય તો ય સામું જોશો માં.'

અને પછી, બન્ને વેવાઈઓ ભાવે કરીને ભેટ્યા અને જાન સણોસરાને કેડે ચડી.

રમઝુ હજી પણ ધૂનમાં ને ધૂનમાં જાનની મોખરે ચાલ્યાં જ કરતો હતો. પાછળ, પાદરમાં ઊભેલાં લોકો આ ગાંડા માણસની હાંસી ઉડાવતાં હતાં. પુત્રી વળાવીને કુટુંબીઓ ભારે હૃદયે ઘર તરફ પાછાં ફરતાં હતાં ત્યારે સ્ત્રીઓએ છેલ્લું ગીત ઉપાડ્યું હતું :

> એક આવ્યો'તો પરદેશી પોપટો
>
> એની રમતાં'તાં માડવા હેઠ......
>
> ધૂતારી ધૂતી ગયો......

ધૂનમાં ને ધૂનમાં મોટાંમોટાં ડગ ભરતા રમઝુને કાને આ ગીતનાં વેણ આછાંપાતળાં અથડાતાં હતાં, પણ એને ખ્યાલ નહોતો કે પોતે કઈ દિશામાં આગળ વધી રહ્યો છે. પુત્રીવિયોગના દુઃખદર્દમાં એ જાણે કે દિશાશૂન્ય થઈ ગયો હતો

હવે તો જાનૈયાઓએ પણ મીરની મશ્કરી શરૂ કરી હતી.

'સાવ મગજ–મેટ થઈ ગયો લાગે છે.'

'માગણ કીધાં એટલે હાંઉ...આંગળી દેતાં પોંચાને જ વળગે...ગમે તેવી તો ય અંતે તો વહવાયાંની જ જાત ને! જીવને સંતોષ જ નહિ......'

'મર વગાડ્યાં કરે એનું ભૂંગળું...હાલીહાલીને પગે પાણી ઊતરશે એટલે આફુડો પાછો વળશે.'

'ને ઠેઠ સણોસરા સુધી વગાડતો આવે તો ય શું વાંધો છે? સામૈયાંમાં પણ આની જ શરણાઈ કામ આવશે. ગામના મીરને રૂપિયો ખટવવો મટ્યો.'

પણ રમઝુ સણોસરા સુધી ન ગયો. વચ્ચે કબ્રસ્તાન આવ્યું કે તુરત એના પગ થંભી ગયા. ધણમાંથી પાછું ફરેલું ઢોર ગમાણનો ખીલો સૂંઘીને ઊભું રહી જાય એમ કબ્રસ્તાનમાંથી આવતી મરવા–છોડની પરિચિત સોડમ નાકમાં જતાં જ મીર ખચકાઈને ઊભો રહી ગયો. પાછળ વરકન્યાને લઈને ગાડું આવતું હતું. અને એની પાછળ જુવાન જાનૈયાઓની ઠીકિયાઠોરી સંભળાતી હતી. રમઝુની આંખ સામે, સાસરે સોંઢતી ગવરી નહિ પણ સકીના પસાર થઈ રહી. તુરત એનો હાથ ગજવા તરફ વળ્યો. પાદરમાં ભૂધર મેરાઈએ ધૂળમાંથી ઉસરડો કરીને પરાણે ગજ-

# 'બીજલેખા'નું રસદર્શન

જયન્તિકા ઝવેરી એમ. એ.

'કરુણાદેવી', 'સંધ્યા,' 'આસ્તિક,' 'પુનર્જન્મ' અને 'રામના રખોપાં'—સાનેગુરૂજીની આ પાંચ નવલ-કથાઓ ગુજરાતીમાં ઉતાર્યા પછી પોતાના મૌલિક પ્રથમ પુસ્તક તરીકે 'બીજલેખા' નામનો વાર્તા-સંગ્રહ 'ઊર્મિ-નવરચના'ના સંપાદક શ્રી. જયન્ત પરમાર ગુજરાતને આપે છે ત્યારે એ વાર્તા-સંગ્રહની એકવીસેય વાર્તાઓનું ટૂંકું છતાં તલસ્પર્શી રસદર્શન કરાવતો આ અભ્યાસુ લેખ ખૂબ મહત્વનો અને ઉપયોગી થઈ પડે તેવો છે. 'બીજલેખા'નો પ્રવેશક વિશ્વખ્યાત કવિ-નાટ્યકાર શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે લખેલ છે. ભારતી સાહિત્ય સંઘ લિ, અમદાવાદ—તરફથી એનું પ્રકાશન (મૂલ્ય રૂા. ૩-૪-૦) થયેલ છે. ગુજરાતના વાર્તા સાહિત્યનાં પુસ્તકોમાં અનોખી ભાત પાડે એવી વાર્તાઓ સાથે સાથે એનાં આંતરબાહ્ય રૂપરંગ પણ વૈવિધ્યવન્તાં છે.

—તંત્રી

પ્રસ્તાવનામાં લેખકે જાહેર ન કર્યું હોત કે આ સંગ્રહની બધી વાર્તાઓ 'સિદ્ધાર્થ' તખલ્લુસથી અગાઉ પ્રગટ થઈ ચૂકી છે તો એ 'સિદ્ધાર્થ' શ્રી જયન્ત પરમાર જ હશે એનો કોઈને ખ્યાલ ન જ આવત. 'બીજલેખા'માં તો એ બધી વાર્તાઓમાંથી માત્ર ૨૧ વાર્તાઓ જ સંગ્રહવામાં આવી છે. એટલે એમના આગામી બીજા સંગ્રહ 'નદીનાં નીર'માં મૂકવા જેટલી બીજી વાર્તાઓ નહિ હોય તો પણ એમનું ચાલુ રહેલું લેખન 'નદીનાં નીર' છલકાવી દેશે એ વાતની કોઈ ના પાડી શકે તેમ નથી.

અહીં તો આ સંગ્રહની એકવીસેય વાર્તાઓનું રસદર્શન કરાવવું છે એટલે આટલું પ્રાસ્તાવિક લખીને વાર્તાઓ તરફ વળું.

સંગ્રહની નામદાત્રી પહેલી વાર્તામાં બીજલેખા—સાચું નામ તો બીજલ—નામની યુવતીનું જે માનવ-સહજ પરિવર્તન થાય છે એ તો ભલભલાને વિચારતા કરી મૂકે તેવું છે. હા, એ પણ એટલું જ સ્પષ્ટ છે કે દબાયેલું કચડાયેલું મન છૂટનો દોર મળતાં કોઈની પણ રાહ જોવા નથી બેસતું. નહિતર ક્યાં મેળો અને ક્યાં પેલો શહેરી ફક્કડ યુવાન! છતાં કોઈપણ જાતના ઓપ ચડ્યા વગરની એ યુવતીમાં એકાએક જે મનોવર્તનો જાગી જાય છે એ જોતાં પ્રશ્ન તો થાય જ કે વળી આમ તે બનતું હશે? પરંતુ માનસશાસ્ત્રની રીતે સાવ સહજ

વામાં નખાવેલા પૈસા હાથ આવ્યા. જોયું તો સાચે જ હોથો ભરાય એટલા સિક્કા દાદમાં મળી ચૂક્યા જણાયા.

રાંક રમઝુ તો રાજી રાજી થઈ ગયો. હરખભર્યો એ ગાડા નજીક ગયો ને બોલ્યો: "લે, ગગી, આ કાપડાના કરીને આપું છું."

અને હજી તો આ રકમનો સ્વીકાર કે અસ્વીકાર થાય એ પહેલાં તો ઊતરતી સંધ્યાના ઉજાશમાં રમઝુ કબ્રસ્તાનમાં દાખલ થઈ ગયો. એની એક આંખ સામે ગવરીનું કાપડું ને બીજી આંખ સામે સકીનાનું કફન તરવરી રહ્યું.

આ ચસકેલ માણસના આવા વિચિત્ર વર્તાવ બદલ જાનૈયાઓ ફરીવાર ચેષ્ટા કરતાં આગળ વધ્યા.

દિવસને આથમતે અજવાળે રમઝુએ મૃત પત્નીની કબર પાસે બેસીને સરસ સુરાવટ છેડી. એમાં મિલન અને વિયોગના મિશ્ર ભાવોની ગંગા-જમના ગુંથાઈ ગઈ. પવનની પાંખે ચડીને એ સૂર મોડેમોડે સુધી ગામમાં તેમ જ સીમમાં સંભાળતા રહ્યા. અને અનેક મિલનોત્સુક તેમજ વિયોગી આત્માઓ આ સુરાવટમાંથી એકસરખી શાતા અનુભવતા રહ્યા.

પણ કમનસીબે રમઝુની શરણાઈની આ છેલ્લી સુરાવટ હતી. એ પછી એ શરણાઈ કે એ સૂર ગામલોકોને કદી સાંભળવા મળ્યાં જ નહિ.

★





લાગતું આ પરિવર્તન લેખકની મનોવિશ્લેષણાત્મક દૃષ્ટિને જ આગળ ધરે છે. અને એનો કરુણ–માંગલ્ય રજૂ કરતો અંત એટલો કારુણ્યભર્યો હોવા છતાં જે માંગલ્યની છાપ મૂકી જાય છે એ માટે તો બીજલેખા પ્રત્યે બતાવાયેલી લેખકની ક્રૂરતા ઉપર આપણે જરા રાતાપીળા થઈ જઈએ ત્યાં જ વાર્તાનાયકને ત્યાં ખડો કરી દઈને લેખક આપણી શાબાશી મેળવી જાય છે. આખી વાર્તા સ્ત્રીના સ્ત્રીત્વને સુંદર સ્વરૂપે જગાડી જઈને એના સ્વમાનથી એને મૃત્યુમુખે લાવી મૂકી છે.

પહેલી વાર્તાની બીજલેખા મનમાંથી ખસી શકે નહિ ત્યાં જ બીજી વાર્તા 'વૈરાગનો વારસો'ના એ મિત્રો હાજર થાય છે. જવલ્લે જ જોવા મળતી આવી મહાન મૈત્રી વાસ્તવમાં સંભવી શકે કે કેમ એવો પ્રશ્ન તો ઉદ્ભવે તેમ નથી. છતાં કોઈ મૈત્રીનો અનુભવ ન પામેલામાં એવી શંકા ઉદ્ભવે તો ય એ મિત્ર માટેની મિત્રની ન્યોછાવરી અને એ જ ન્યોછાવરીના બદલામાં અપાતી પોતાની જ પત્ની પ્રત્યેની અસીમ ઉદારતા માટે તો વાચકને ઘડીભર વિચાર કરી લેવાનું મન થાય છે. સનાતન પ્રણય ત્રિકોણને આવી અનોખી રીતે ખૂબ સહજતાથી ગૂંથાયેલો જોવાની તક આ વાર્તામાં સાંપડે છે.

ત્રીજી વાર્તા 'કુમારી ચિપલુણકર' અગુજરાતી લાગતી હોવા છતાં આપણા પોતાના જ વાતાવરણમાં કેવી લહેરિયાં લેતી હોય છે! એની નાયિકાને આપણે પૂરેપૂરી ન ઓળખીએ તો ય જાણે એ વાર્તા પૂરી થય છે ત્યાં તો આપણે બોલી ઊઠીએ કે આ કોઈ લાંબી નવલકથાનું શરૂઆતનું પ્રકરણ તો નથી! ખરેખર. એ વાર્તા ત્યાંથી આગળ લંબાવી શકાય તો એની સાથે નવી જ વસ્તુગૂંથણી આપી જતી સરસ નવલકથા આપી શકાય. આપણાં કેટલાંય નિષ્ફળ પ્રેમીઓને ચીમકી આપી જતી એ કુમારી ચિપલુણકરને આપણે આ વાર્તામાં જોઈએ છીએ ત્યારે ખરેખર લાગે છે કે પ્રેમની નિષ્ફળતાનો અંજામ આપઘાત નહિ પણ ત્યાગ જ હોઈ શકે: એવો ત્યાગ કે મૃત્યુને પણ જીવવાનું શીખવાનો પાઠ પઢાવી જાય!

મશહૂર પ્રેમકિસ્સાથી પણ ચાર ચાસણી ચડે એવી ચોથી વાર્તા 'સીમાની સમાધિ'નો નાયક પોતાની પ્રેયસીની સમાધિની જે કલ્પના રજૂ કરે છે એ તો નિઃસીમ પ્રેમની સાચા અર્થમાં પરાકાષ્ટા જ છે. એ પરાકાષ્ઠાનો અનુભવ કરવા માટે બાદશાહી દિલ જોઈએ, એ વિના તો પ્રેમીજન મરી ગયા પછી એવી ગાઢી પ્રેમી વાતો કરનાર પ્રેમીનો હરિફ બોલાવનાર રોણુંએક છોકરાઓને જ ભેગા કરવાનું મન થાય! આખી વાર્તા ગૂંથાઈ છે પણ કેટલા થોડા સમયમાં?—આણુ પહાડની તળેટીથી શરૂ થતી વાર્તા પહાડ ઉપર પહોંચતાંમાં જ પૂરી થાય છે. અને તે પણ પોષ માસની આબુની કડકડતી ટાઢમાં: વાર્તા વાંચીને પણ એવો અનુભવ કરવાનું મન રોકી રાખવું પડે!

સમાજમાં ચોમેર ઉઘાડી આંખો રાખીને ફરનારને પણ ન દેખાય એવો ગંદવાડ જોવાથી પણ લેખકની દૃષ્ટિ અભડાતી નથી એ તો પાંચમી વાર્તા 'પલટાતું પત્નીત્વ'ની નાયિકા કામિનીની નોંધપોથીનાં પાનાંને વાર્તારૂપે રજૂ કર્યાં છે એ કહી આપે છે. માનસ-પલટો પણ કેટલી હદ સુધી જઈ શકે છે એને ખૂબ સહજતાથી રજૂ કરતી કામિનીનો ખુલ્લો પડતો દંભ પોતાની જાતે જ ખુલ્લો પડે છે એ એક રીતે સારું છે. અને એટલે જ એ વાર્તા વાંચીને આવા દંભમાં રાચતી બીજી અનેક 'કામિની'ઓ આપણી નજર આગળ તરવરી ઊઠે છે. આ વાર્તાની રજૂઆતમાં લેખકે વધુપડતી લીધેલી ભાષાછૂટ કેટલાંય ચોખલિયાંને અજુગતી લાગે એ પણ બનવાજોગ છે. પણ અંધારામાં લાવનાર કરતાં વધુ જવાબદારી તો એવી રીતે કૂડાં કર્મો કરનાર કાળાશની જ હોઈ શકે કામિનીની ડાયરીનાં એ પાનાં પૂરાં થાય છે એનું કારણ તો એની પોતાની જ પુત્રીનું છે. એટલે એ રીતે પણ આ વાર્તા જરૂર ઉપયોગી નીવડવાની જ:



કામિનીની પુત્રી જેમ બીજી છીછરી છોકરીઓ પણ પલટાતા પત્નીત્વથી ચેતે એ કારણે !

છઠ્ઠી વાર્તા 'છીબી' હલકા થરની છતાં ચારિત્રની અને શારીરિક એવી બેવડી બહાદુરી બતાવનારી યુવતીની રસભર કથા રજૂ કરે છે. માછીકોમની એ છીબી પ્રત્યે વાર્તા નાયકની પત્ની ઈર્ષા કરવા તૈયાર થાય તે પહેલાં જ એની એવી તો પરાક્રમ પરંપરા ત્યાં આવી પહોંચે છે કે એ બધાનાં માન-આદર મેળવી ચૂકે છે. અને માછણમાંથી એ એક ઉચ્ચ કુટુંબની કુટુંબીજન બનીને રહેવા પામે છે. નારીના નારીત્વને બિરદાવતી આ વાર્તા સળંગ વાર્તાપ્રવાહથી પણ અનેરું આકર્ષણ બને તેવી છે.

સાતમી વાર્તા 'નૈષ્ઠિક બ્રહ્મચારી'ના તિકુભાઈ જેવા દંભ અને ડોળના પૂતળાં તો આજે પણ ગાંધીયુગના પ્રતિનિધિ જેવા થઈને ખુલ્લી આંખે જોનારને સાંપડે છે એની કોઈ ના નહિ પાડી શકે. વાર્તા કરતાં પણ એક બહુ જ વેધક કટાક્ષકથા કહેવાય એવી આ વાર્તામાં જે કટાક્ષ ભર્યો પડ્યો છે એ એટલો બધો સૌમ્ય છે કે એ વાર્તાના નાયક ખુદ તિકુભાઈ એને વાંચે તો પણ ઘડીભર રાચવા લાગી જાય !

'સુંદરી' નામની આઠમી વાર્તા આપણને પૃથ્વી પરની સ્વર્ગભૂમિ કાશ્મીરમાં ખેંચી જાય છે. એ વાર્તાના-નાયક 'હું'ની આડે 'સુંદરી' જરા ઢંકાઈ જાય છે એ કરતાં સુંદરીને વધુ મહત્ત્વ મળ્યું હોત તો એની રંગત કોઈ ઓર જામત. અને છતાં એની ગૂંથણી એવી સરસ રીતે થઈ છે કે સ્ત્રીઓ પ્રત્યે સાવ લાપરવાહ એ વાર્તાનો નાયક 'સુંદરી'ની જ રાહ જોઈને જિંદગી રમાડતો જતો હોય છે એવો ખ્યાલ છેક સુધી આવતો જ નથી. વાર્તાકાર ત્યાં જ વાચકોની વાહવાહ ખાટી જાય છે ને !

નવમી વાર્તા 'તુળસીનું પાનું' માતૃપ્રેમ અને પત્નીપ્રેમ વચ્ચે ઝોલા ખાતા એક યુવકની વિમાસણને કસોટીએ ચડાવતી અને પત્નીપ્રેમને વિજયી કરીને માતૃપ્રેમને ઠોકર મારતી એક કરુણ કથા છે. પ્રેમના સંબંધ આડે બંધાતી આછી પાતળી પાળને લેખક બહુ મહત્ત્વ આપતા નથી લાગતા એટલે જ અહીં મસીયાઈ ભાઈ-બહેન વચ્ચેનો પ્રેમદોર આટલી હદ સુધી લઈ જઈ શક્યા છે.

અત્યાર સુધીની વાર્તાઓના પ્રેમમાં એક યા બીજી રીતે જાતીય આકર્ષણ વધુ મહત્ત્વનો ભાગ ભજવી ચૂક્યું છે એટલે આ દશમી વાર્તા 'મઢૂલી અને મહેલ'ના ભૂલકાં નાયક-નાયિકા બનીને આવે છે એ એક જુદો ચીલો દેખાશે. પણ ચિત્તુ અને વસુ બન્નેના નિર્મળ પ્રેમમાં જે પ્રબળતા લેખક લાવી શક્યા છે એ કેવળ કલ્પના જ હોય એવું જરાય લાગતું નથી. વાચકને ઘડીભર બાળપણ સાંભરી આવે, બચપણની રમતોમાંની મુખ્ય એવી 'ઘરઘર'ની રમત પણ યાદ આવે અને ઘડીકમાં તો રેતીના મહેલની જેમ એ જમીનદોસ્ત થઈ જાય તેમ જ એ વાર્તા પૂરી થતાં થતાંમાં જ એટલી જ કિશોરવયમાં વાર્તા-નાયિકા વસુને લેખક આ અસાશ્વત દુનિયામાંથી ધક્કો મારી દે છે : એ બીકે કે એમની વસુને પણ દુન્યવી પ્રેમની વાસનાનો છાંટો લાગી જાય તો !

'પલટાતું પત્નીત્વ'થી પણ ચાર ચાસણી ચડે એવી અગિયારમી વાર્તા 'પહેલું પાપ'ની દેવી જેવી કોઈ સ્ત્રી હોઈ શકે કે કેમ એવો પ્રશ્ન આજના સમાજને ઉદ્ભવી શકે તેમ તો નથી જ. લેખકની કટુસત્યને પણ આટલી જાહેર કરી દેવાની સહજતા કોઈને ખૂંચે તો ય કોઈના અણગમાનો ભોગ થાય એવું તો લાગતું જ નથી. અને એટલે જ દેવી જેવી વહી ગયેલી સ્ત્રી કોઈ પણ સ્ત્રીના દ્વેષને પાત્ર થઈ શકે તેવી હોવાછતાં એક સ્ત્રીની જ ક્ષમા પામે છે એ કાંઈ નાની સૂની સિદ્ધિ કહેવાય ? પાપ કરતી વેળા કશું પણ નહાવા નીચોવવાનું ન હોય એવા પુરુષને ઉજ્જવળ ચીતરવાનો લેખકનો પ્રયાસ ધન્યવાદ માગી લે એટલો સફળ થયો છે.





લેખક પુરુષ હોઈને પુરુષપાત્રો પ્રત્યે પક્ષપાત કરતા પણ ઘણી વાર્તામાં લાગે છે. 'પહેલું પાપ'ના નાયક સાથે કંઈક સામ્ય દાખવતો બારમી વાર્તા 'નવો વળાંક'નો નાયક વદન પણ આ જ કારણે એક અચ્છો આદમી ચીતરાઈ ગયો છે. પ્રેમલગ્ન કરીને પણ જે દંપતીનું દાંપત્યસુખ વીજળીની લીસોટી જ બની રહેતું હોય છે એ કાંઈક અંશે સાચું પાડતી આ વાર્તાની નાયિકા શુભ્રા છે માતૃત્વ માગીને પ્રાપ્ત કર્યાં પછી પણ એનાથી અળગા રહેવાની વૃત્તિ તો ખરેખર હૃદયને હલાવી નાખે છે. આ તે કઈ જાતની વ્યંજના! છોકરાઓની તો ઠીક પણ નવા જમાનાની છોકરીઓની પણ આ જાતની ભટકતી ભ્રમરવૃત્તિને લેખક તાદૃશ કરે છે. છતાં નારીમાં ઊંડે ઊંડે પણ માતૃત્વ પોકાર કરતું હોય છે તે તો 'નવો વળાંક' આપીને લેખકે સાબિત કરી આપ્યું છે. ક્યાંયથી સંતોષ ન મેળવી શકેલી અથડાતી કુટાતી શુભ્રામાં પણ નારીનું એ જ બહુમૂલું એવું માતૃહૃદય છે અને એ માતૃહૃદય અને પત્નીહૃદયનો એક સાથે ઊઠતો અવાજ આ વાર્તાનો મંગળ એવો અંત આણી દે છે. આખી વાર્તાની પૂરેપૂરી સફળતા એના અંતમાં શિરટોચ પહોંચી જાય છે.

ઉપર ની વાર્તાનાયિકા જેવી જ સતીત્વને ઘોળીને પી જનાર પુરવી તેરમી વાર્તા 'વર-બદલો!'માં જે ઠસ્સાથી પ્રવેશે છે એ ઠસ્સો અંતલગી નથી જાળવી શકતી એટલે પ્રણય ત્રિકોણનું એ એક પાત્ર લૂલું લાગે છે. પણ એ જ પુરવી જેટલી સહજતાથી વર-બદલો કરી શકે છે એ જોતાં આપણી એક લોક-કહેવત યાદ આવી જતાં વાર નથી લાગતી: કાણી બાપનો કૂઓ, એક મૂઓ તો બીજો ઊભો!

સમાજ જીવનને સ્પર્શતી વાર્તાઓ ખૂબ સરળતાથી રજૂ કરનાર લેખક ગ્રામ્ય જીવનને સ્પર્શ્યા વગર પણ રહી શકતા નથી સંગ્રહની નામદાત્રી વાર્તાની શરૂઆત ગામડામાં થઈ છે તેમ ચૌદમી વાર્તા '૧૭૭૧ નંબરનો કેદી' પણ ગ્રામ્યજીવનમાંથી ઊંચકી લીધી છે. ખૂબ ટૂંકી હોવાથી એ વાર્તાનો દરિયો ઝડપથી પસાર થાય છે છતાં પ્રેમજીવનની જે સાચી રેખાઓ મૂકી જાય છે એ તો ચિરંજીવ રહી જ જાય છે.

પંદરમી વાર્તા 'લાગણીનું બુંદ' એક લશ્કરી અફસરના પાષાણ હૃદયમાંથી લાગણીના મીઠા ઝરણને વહેતું કરનાર કરુણાન્તિકા છે. પતિ-પત્નીના સંબંધને વધુ સુંદર રીતે સમજનાર અને એને એથી પણ વધુ સુંદર રજૂ કરવાની લેખકની ખૂબ જ પાવરધી થઈ ગયેલી કલમ ગૃહજીવનનું એક મધુરું દૃશ્ય ખડું કરીને એની મીઠાશની ભૂકી એવી તો છાંટી જાય છે કે કરુણ અન્ત રસિયા લેખક આ વાર્તાનો આકસ્મિક કરુણ અન્ત આણીને પણ મીઠાશની માધુરી તો એટલી જ રેલાવે જાય છે.

'ચકલાનો માળો' નામની સોળમી વાર્તામાં પણ પતિ-પત્નીના મીઠાશભર્યાં ગૃહજીવનને અજબ રીતે વણીને માનવજીવનમાં પણ માનવેતર જીવન કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એ ચકલા જેવાં પંખીઓ સાથે ગૂંથીને આ વાર્તાને નવે ચીલે લઈ જવાનો લેખકનો પ્રયત્ન મહદ્ અંશે સફળ થયો છે. નારી હૃદયની ઋજુતાને આટલી સરસ રીતે બહેલાવવી એ ખુદ સ્ત્રીના હાથની પણ વાત નથી હોતી ત્યાં આ પુરુષ-લેખક પણ સફળ નીવડ્યા છે.

પુરુષની સમોવડી બનવા મથતી સ્ત્રી જ્યારે પુરુષની ભ્રમરવૃત્તિનું અનુકરણ પણ કરવા પ્રેરાય ત્યારે તો જાણે ધરતી આખી રસાતળ જવા ન બેઠી હોય એમ લેખકનું કવિ-હૃદય કમકમાટીથી કંપી ઊઠીને સત્તરમી વાર્તા 'બીડાતી પાંખડી'માંની નીતાને એવી તો સહજતાથી ભ્રમરવૃત્તિને કેદ કરીને પોતાનામાં બીડી દે છે!

છપ્પનિયા કાળની યાદ તાજી કરે એવી અઢારમી વાર્તા 'કુદરત રૂઠી'માં દક્ષિણના દુષ્કાળનું જે તાદૃશ



ચિત્ર રજૂ કર્યું છે એ ખરેખર ભયાનક છે. દુષ્કાળ રાહત માટે લશ્કર પણ વહારે ધાયું એ બધું ભલે હજુ અઢી-ત્રણ વરસ પહેલાં જ બની ગયું હોય છતાં આજે ય આ વાર્તા વાંચતા સન્મુખ ખડું થાય છે. એક પછી એક કરુણ પ્રસંગોની હારમાળા અને એની એક પછી એક ક્રમબદ્ધ રજૂઆત કઠણ કાળજાને પણ હચમચાવી મૂકે એટલી હદ સુધી એ વાર્તા પૂરી થતાં થતાંમાં જાણે માઝા મૂકી છે. કુદરત છેલ્લો ફટકો મારીને ધરાવા બેઠી ન હોય તેમ એ વાર્તાનો માસૂમ કિશોર તો મરતાં મરતાં પણ આપણને એના તરફ ભારોભાર આત્મીયતા જગાડી જાય છે.

'જિંદગીનો જય' નામની ઓગણીસમી વાર્તા રમતના એક ખેલાડીની રસકથા રજૂ કરે છે. પ્રેરણાની જરૂર એકલા કવિહૃદયને જ હોય છે એવું નથી એની સાબિતી આપતી આ વાર્તાના નાયકની પ્રેરણા એના જીવનમાંથી ખોવાઈ જાય છે અને એ જીવન હારી બેસે છે. પછી એની રમતના દાવ હારે કે જીતે એની કશી પડી નથી. અંતે હારેલો–થાકેલો નાયક પ્રેમ જીવનની એ જ નાનકી કેડીએ પરિયાણ આદરે છે અને જીવનની સંધ્યાએ એને જે પ્રેરણા પાછી મળે છે ત્યારે લેખકને આપણે પણ કહી બેસીએ છીએ કે ભલા, પ્રેમની આરી તે આકરી કસોટી હોય!

ભાઈ-એ બહેનના જીવતરમાં રેડેલા સંસ્કાર જ્યારે અવળે રસ્તે ચડી જાય છે ત્યારે ભાઈનો કકળતો આત્મા બહેન માટે બુમરાણ પોકારી ઊઠે છે. વીસમી વાર્તા 'સીંચેલાં નીર'નો નાયક ગૌતમ કે એનો મિત્ર વસંત કે વસંતની બહેન યશુ કોઈની પણ રૈહમાં તણાયા વગર વાર્તાને નવો જ ઝોક આપતો એનો અંત આવવાની શરૂઆત થાય છે ત્યાં જ મિત્રને દગો ન આપવા બદલ અને મિત્રબહેનને ફસાવતા પહેલાં જ ચેતી જનાર નાયક ગૌતમ દરેકને ગમી જાય છે. ભાઈ એ બહેનમાં સીંચેલાં નીરને ખેવડા ફળાવવા માટે એ વાર્તાનાયકની સંકુચિત દૃષ્ટિ કેટલી બધી વિશાળ બની જાય છે! પોતાની પરણેતર પત્નીને થઈ ગયેલા અન્યાય પ્રત્યે પણ લેખકનું ન્યાયી હૃદય પક્ષપાતી બની જાય છે.

'મઢૂલી અને મહેલ' જેવી જ નિર્દોષ પ્રેમની એક વધુ વાત આ સંગ્રહની આખરી વાર્તા 'તરસી આંખો'માં લેખક કહી જાય છે. મા-બાપનું પોતાનાં જ સંતાનો તરફનું કડક વલણ સંતાનોને કેટકેટલું હેરાન–પરેશાન કરી મૂકે છે અને થોડીક જ ગેરસમજણ કેવી દુષ્પરિણામકારક બને છે એની કેવી સુંદર રજૂઆત આ વાર્તામાં થઈ છે।

*

એકત્રીસ વાર્તાનો બસો ઉપરાંત પાનાનો નવીન નાભરી ગોઠવણી અને લેખકની સંપાદક દૃષ્ટિવાળો આ આકર્ષક વાર્તા-સંગ્રહ દરેક વાર્તાને પૂરી વાંચવાની પકડ જમાવે તેવો અને એક પૂરી કરીને બીજી વાંચવા જેવી ઘેરી છાપ મૂકી જતો થઈ શક્યો છે એ લેખકની સફળતા ગણાય અને અભિનંદનીય પણ ગણાય. દરેક વાર્તાઓના પાત્રોના નામો મેળવવા તો લેખકે જાણે 'અલકમલક'માં એમની દૃષ્ટિ ન દોડાવી હોય તેમ અત્યારે બાળકોનાં નામ પાડવા માટે મુંઝવતો કેટલાય કુટુંબીનો પ્રશ્ન પણ આ વાર્તાઓનાં પાત્રોનાં નામથી ઉકલી જશે.

સમાજનું સાચું નિદાન કરી મજબૂત પકડવાળી વસ્તુને રજૂ કરી લેખક કેટલાયને ચીમકી આપી જાય છે. પશ્ચિમની નીતિમત્તાને ગાળો દઈ એનું જ આંધળું અનુકરણ કરતી આપણી ભારતીય સંસ્કૃતિ ન જોખમાય એ જ હવે તો સમાજે જોવું રહ્યું. આવી ચોખલિયાવૃત્તિ આપણને આગળ ક્યાંથી ધપાવશે? આપણાં યુવક-યુવતીઓને આવા અંધ સ્વાર્થમાંથી મુક્ત થઈ, સબડી રહેલ ઘોર કર્મોને જિંદગીમાંથી દૂર કરવા ચેતવણીરૂપે સંબોધતો આ સંગ્રહ જીવનનો સાચો આનંદ માણી જીવનને જરૂર ધન્ય બનાવશે.





અંતમાં, વિશ્વખ્યાત કવિ-નાટ્યકાર શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે લખેલ, 'બીજલેખા'ના—ગુજરાતી પુસ્તક માટે વીરલ એવા—પ્રવેશકમાંથી થોડા શબ્દો ટાંકું:
'Jayant Parmar has taken up his pen to work out a collection of short stories on society and life. They are interesting and promise with time to ripen in to work possessing economy of word and detail and a firm grip on the material and the manner which go to make a successful and significant short story writer.'

★

## પરેશાન ઇન્સાન જોયા કરે છે

કદી કંટકો છે, કદી ફૂલવાડી; પરેશાન ઇન્સાન જોયા કરે છે;
સદા આંખ પોતાની રાખી ઉઘાડી, પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

સ્વમાની કવિ કોઈ જગના ચરણમાં : ઉમંગી ઝરણુ કોઈ વેરાન રણમાં!
વસંતોનો માલિક છે કોઈ અનાડી! પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

કદી દૂર રહે ઢૂંઢનારાને પજવે : કદી મૂગી લાશોને પોકારી લજવે;
સફળતાની રીતો ન સીધી ન આડી, પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

ચમનમાં રહો પણ ન ફૂલોને અડકો! ઝબોળી દો જળમાં જુવાનીનો ભડકો!
પડે છે મુહબ્બતના પગ પર કુહાડી, પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

તમન્ના, ઉમંગો ને અરમાન ચુપ છે : હૃદયતળનાં બેચેન તોફાન ચુપ છે,
જીવનને કિનારા રહ્યા બૂમ પાડી! પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

રમે રંગબેરંગી ગીતો પવનમાં છતાં, આગ સળગી ઊઠે તનબદનમાં!
જુવાની છે વિધવાની રંગીન સાડી! પરેશાન ઇન્સાન જોયા કરે છે.

*

કદમના ઉમંગો, સમયના તરંગો : જીવનમાં રહ્યા છે સદા એ જ જંગો!
કદી મુક્ત ઉપવન : કદી ગીચ ઝાડી! પરેશાન ઇન્સાન જોયા કરે છે!

શો ખા દ મ આ ણુ વા લા

# ઈર્ષા

હર્ષિદા પંડિત

ઈર્ષા, અદેખાઈ, વેરઝેર માનવજાતને કેવી વળુસાવી મૂકે છે એથી તો કોઈ અજાણ્યું નથી જ. એ જ ઈર્ષા જ્યારે પોતાનું ઉગ્ર સ્વરૂપ પકડે છે. ત્યારે તો એની પાસે ભલભલાને પણ પાણી ભરવું પડે છે! ગયા અંકમાં સંજોગવશાત ન આવી શકેલો આ લેખ આ અંક માટે પણ છેક છેલ્લી ઘડીએ પહોંચી શક્યો છે—અમેરિકાથી.

પાડોશીના ઘરમાં વાગતો રેડિયો સાંભળીને, સગાંસંબંધીને મોટરમાં ફરતાં જોઈને ને મિત્રોને સારો હોદ્દો સંભાળતા જોઈને ઘણાય લોકોના મનમાં પોતાની પાસે પૂરતાં સુખસગવડ કે મનોરંજનનાં સાધનો નથી એનો અસંતોષ જન્મે છે. આવો અસંતોષ જન્મે એ ખૂબ જ સ્વાભાવિક માનસિક ક્રિયા છે ને એમાં કશું ય ખોટું નથી, પ્રગતિ કે વિકાસનાં ઊંડાં મૂળ અસંતોષમાં જ છૂપાયેલાં પડ્યાં હોય છે પણ આ અસંતોષ જન્મ્યા પછી વ્યક્તિ પ્રગતિ સાધવા માટે પ્રયત્નશીલ થવાને બદલે પોતાની દુઃખદ સ્થિતિ પર વારંવાર ચિંતન કર્યા કરે છે ને નિષ્ક્રિય બનીને જેમને સુઃખસગવડો છે એમની ટીકા કરતી બને છે ત્યારે સામાજિક શાંતિ જોખમાય છે. આવી પળે માનવીના મનમાં ઈર્ષાના કીડાએ ઘર ઘાલ્યું છે એમ કહેવાય છે. આ ઈર્ષાનો કીડો મનવીના મનને સડેલું-ગંધાતું કરી મૂકે છે. પણ એવું કહેવાય છે કે ભાગ્યે જ કોઈ માનવી આ રોગથી મુક્ત હશે. એવું માનવામાં આવે છે કે બેંજામિન ફ્રેંકલીન, ને જુલીઅસ સીઝરના મનમાં ક્યારેય ઈર્ષા નહોતી જન્મી, પણ એનાય પૂરતા પુરાવા નથી મળતા.

ઈર્ષાને આપણે માનવસ્વભાવના એક અંગ તરીકે જ ઓળખીશું. જેમ ક્રોધ ને ભય માનવસુલભ લાગણીઓ છે તેવી જ રીતે ઈર્ષા પણ એવી જ લાગણી છે. જો કે આ લાગણી બીજી બધી લાગણીઓ કરતાં વધુ ખતરનાક છે, ને ઘણુંય કુટુંબોની સુખ શાંતિ આને લીધે જોખમાઈ હશે, ઘણાય ગુનાઓ ને ખૂન આથી થયાં હશે છતાં આ લાગણીને સમજવામાં માનવીએ છબરડા પણ એટલા જ વાળ્યા છે. દાક્તરી વિદ્યામાં રસ ધરાવનારા ઈર્ષાને એક રોગ તરીકે ઓળખાવે છે. બીજા કેટલાક વિદ્વાનો એને એક કુદરતી પ્રત્યાઘાત તરીકે વર્ણવી એને ચર્ચા કર્યા વગર સ્વીકારવા વિનવે છે.

કેટલાક લેખકો ઈર્ષાને પ્રેમથી જુદી નથી ગણતા. એ એમ કહે છે કે પ્રેમ ને ઈર્ષા એ બંને એકબીજાં સાથે એટલી ગૂંથાયેલી ભાવનાઓ છે કે ક્યારે પ્રેમનો અંત આવે છે ને ઈર્ષા શરૂ થાય છે એ કળવું જ મુશ્કેલ છે. આવા વિધાનને કોઈ સામાન્ય માનવી માનવા તૈયાર નહીં જ થાય. પ્રેમ એ ઈર્ષા કરતાં જુદી જ જાતની લાગણી છે એવું સત્ય બાજુએ મૂકીને આવી ભ્રમભરેલી વાત કોણ સ્વીકારે? પ્રેમ વ્યક્તિના મનમાં કોમળતા ફેલાવનારી લાગણી છે ને અદેખાઈ એ કોમળતાને કરમાવનારી. કેટલાક લોકો પ્રેમમાં ગાંડા બની જાય છે અને જેના પ્રત્યે પ્રેમ હોય એના પર પોતાની માલિકી માને છે; આથી કેટલીક વાર અતિશય પ્રેમ ઈર્ષા ઉત્પન્ન કરવામાં કારણભૂત બને છે. આમ પ્રેમ ને ઈર્ષાને કેવો સંબંધ છે એનો ખ્યાલ આવશે.

ખરું જોતાં તો ઈર્ષા એ માનવીના વ્યક્તિત્વની નબળાઈ જ કહેવાય. એક રીતે જોઈએ તો દરેક વ્યક્તિના સ્વભાવ સ્વભાવમાં આસમાન જમીનનું અંતર હોય છે. આથી દરેક જણ એક જ પરિસ્થિતિમાં જુદી જુદી રીતે વર્તે છે. વળી વ્યક્તિ વ્યક્તિના સ્વભાવની અમુક મર્યાદાઓ પણ હોય છે. એની અમુક ઇચ્છાઓ ન સંતોષાય તો ઇચ્છાઓના સતત પ્રવાહની સાથે એના મનનાં અનેક પ્રકારનાં ઘર્ષણ ઉત્પન્ન થાય છે. આ ઇચ્છાઓને સંતોષવા એ તનતોડ મહેનત કરે છે ને પોતાના વ્યક્તિત્વને વિકાસવવા માટે પણ એ મથે છે. આમ જીવન સંગ્રામના નાટકમાં ઈર્ષા પોતાનું પાત્ર સફળ રીતે ભજવી જાય છે.

એનું માનવજીવનમાં અનેરું મહત્વ પણ છે. મિત્રો,





પ્રેમીઓ અને પત્નીઓના જીવનમાં જો ઈર્ષા ન પ્રવેશે તો વ્યક્તિગત ને સામાજિક શાંતિ વગર-પ્રયત્ને જળવાય, પણ એવું બને જ કેવી રીતે? જીવનના આનંદને ક્ષણવારમાં જ કરુણતામાં ફેરવીને કોઈને આપઘાત કે ખૂન કરવા તરફ પ્રેરનાર તરીકે ઈર્ષા ખૂબ જ જાણીતી ભાવના છે.

આથી અદેખાઈને કેટલાક માનસચિકિત્સકો માનસિક માંદગી તરીકે વર્ણવે છે. એમાંથી મુક્ત થવું જરાય સહેલું નથી, એટલું જ નહિ પણ અશક્ય છે. કારણ કે એ મનુષ્યમાત્રને જન્મતાંવેંત મળેલી એક વૃત્તિ છે. આથી દરેક વ્યક્તિમાં ઓછે વત્તે અંશે અદેખાઈની વૃત્તિ હોય છે જ એ સત્યને આપણે સ્વીકારી લઈએ. ઘણાય અંગત મિત્રો બહારથી એકબીજાની પ્રગતિ માટે આનંદ વ્યક્ત કરે છે પણ મનમાં એકબીજાં પ્રત્યે અદેખાઈ પોષે છે, કેટલીય ઘરડી ડોશીઓ જુવાન સ્ત્રીઓની ઈર્ષા કરે છે, ગરીબ લોકો પૈસાદારની ને મૂર્ખાઓ વિદ્વાનની. એવું કહેવાય છે કે વ્યક્તિ પોતે જે ગુણ અથવા વિશેષતાઓ નથી ધરાવતી એને એ બીજામાં વ્યક્ત થતી નથી જોઈ શકતી આથી એના મનમાં ઝેર પ્રવેશે છે. આમ છતાં પોતે ઈર્ષાળુ છે એવું કબૂલવા કોઈ તૈયાર નથી થતું કારણ કે એ દુર્ગુણ વિષે કબૂલાત કરતાં દરેકને શરમ આવે છે ને જ્યારે જ્યારે સંતાડવાની તક મળે ત્યારે જાત રીતે દરેક વ્યક્તિ એને ઢાંકવા મથે છે.

પ્રશ્ન એ ઊઠે છે કે માનવી આ ભાવને સંતાડવા શા માટે પ્રયત્ન કરતો હશે? આ ભાવના પ્રકટ થાય એમાં શરમાવા જેવું શું છે? આપણે ગુસ્સો કે ભય તો પટ દઈને વ્યક્ત કરીએ છીએ ને ઈર્ષાને કેમ ઢાંકીએ છીએ? વળી કેટલાક તો ગુસ્સાને બહુ ગૌરવપૂર્વક વ્યક્ત કરતાં હોય છે. ઈર્ષાને ઝટ વ્યક્ત નથી કરતાં તેના કારણ તરીકે કેટલાક માનસશાસ્ત્રીઓ એવું સૂચવે છે કે ઈર્ષામાં કાંઈક એવું તત્ત્વ છે જે આપણા વ્યક્તિત્વના ઊંડાણને સ્પર્શે છે. આ તત્ત્વ ખૂબ હાનિકર છે અને વ્યક્તિત્વની નક્કરતાને હલાવી નાખે છે આથી એને વ્યક્ત થતી અટકાવવા માટે માનવી ખૂબ મથે છે. દરેકે દરેક વ્યક્તિમાં થોડે વત્તે અંશે અદેખાઈ હોય છે એટલું જ નહિ પણ દરેકે દરેક વ્યક્તિ એને એક યા બીજા બહાને સંતાડવાનો પ્રયત્ન કરે છે. કેટલીકવાર તો જ્યારે કોઈને એની હાજરીનો વહેમ ન જાય એવે પ્રસંગે ઈર્ષા બહુ જ વિચિત્ર રીતે વ્યક્ત થવા પ્રયત્ન કરતી હોય છે. આમ માનસશાસ્ત્રીઓને મન ઈર્ષા એ ઉખાણા જેવી ગૂંચવણભરી લાગણી છે. એક વસ્તુ નક્કી છે કે આપણે એને વિષે કોઈની સાથે વાતચીત નથી કરતા. એના વિષે ચર્ચા કરવી આપણને જરાય ગમતી નથી જ ને એ કારણે આ લાગણીની ભયંકરતા વધતી જાય છે. જેના પ્રત્યે ઈર્ષા વ્યક્ત થાય છે એને એ નુકશાન કરે છે પણ સાથે સાથે જેનામાં એ ઉદ્ભવી હોય એ વ્યક્તિના મનને પણ એ હલાવી નાખે છે. મંથરાની કૈકેયી પ્રત્યેની મમતાએ એને રામ પ્રત્યે ઈર્ષાળુ બનાવી, આથી રામને દુઃખોની પરંપરામાંથી પસાર થવું પડ્યું ને સાથે સાથે કૈકેયીને પણ ઈર્ષાનાં ફળ નડ્યાં. આથી જેના મનમાં ઈર્ષા જન્મે છે એમની કારકીર્દિ પણ જોખમાય છે જ. આ જોખમમાંથી મુક્ત થવા માટે ઈર્ષા વિષે કોઈ ચર્ચા ન થાય એવો જે નિષેધ છે તે દૂર થવો જોઈએ, ને આ ભાવનાની થાય એટલી ચર્ચા થવી જોઈએ.

માણસ માત્ર પછી એ ગમે તે જાતિનો કે રાષ્ટ્રનો હોય, એના મનમાં ઈર્ષા સુષુપ્ત કે જાગૃત સ્થિતિમાં અસ્તિત્વ ધરાવતી પડી જ હોય છે. પણ કેટલીક જાતિઓ આનો આવિર્ભાવ કેવી રીતે ને કયે પ્રસંગે કરવો એ બરાબર જાણતી હોય છે ત્યારે કેટલીય જાતિઓને એનું ભાન નથી હોતું. એમ કહેવાય છે કે ગ્રીક ને રોમન લોકો પ્રમાણમાં ઓછા ઈર્ષાળુ હોય છે. અમેરિકન ને અંગ્રેજ લોકો પણ જીવનમાં વિવિધ શોખો પોષવાને સારુ મળતી તકોને કારણે ઓછા ઈર્ષાળુ હોય છે. પણ સમાજશાસ્ત્રીઓએ એવું સાબિત કર્યું છે કે સોમાલી લોકો ખૂબ જ

અદેખા હોય છે. કુંવારી યુવતીઓનું કૌમાર્ય સચવાય એ માટે એ લોકો મોટી પીનો વતી એમની જનનેન્દ્રિયને સાંધી દે છે. છતાં ય સ્ત્રીઓની વફાદારી વિષે એમને જરાક જેટલો વહેમ પડે તો આકરી સજા કરે છે. સેન્ડવીચ ટાપુના લોકો સ્ત્રીઓની અપ્રમાણિકતા માટે કાન કાપી નાખવાની કઢંગી ને ક્રૂર સજા કરે છે. પણ સંસ્કારી વ્યક્તિઓ એવું ક્યારે ય નથી કરી શકતી. આમ છતાં સંસ્કારી કેમોમાં પણ પ્રેમની હરીફાઈમાંથી જન્મેલી ઈર્ષાને કારણે નિર્દયતાપૂર્વકનાં ખૂન નથી થયાં એવું ય બન્યું નથી. ડૅસ્ડેમોના જેવી પ્રામાણિક પત્નીને ઓથેલોની ઈર્ષાના ભોગ થવું જ પડ્યું હતું ને? ભલે સૌને એ નાટ્યીય કથની લાગે પણ માનવ-જીવનમાં એવું નથી બનતું એવું કોણ કહી શકશે? એક યુવાને એની સાથે લગનથી જોડાવા માટે ના પાડનાર યુવતીને અનેક રીતે હેરાન કરવાના પ્રયત્ન કરી જોયેલા. ઘણા પ્રયત્નની નિષ્ફળતા પછી એની એક યોજના સફળ બની ને એક દિવસ સાયકલ પર પસાર થતી એ યુવતીને રસ્તાના એકાદ ખૂણા પર સંતાઈને પથ્થર મારીને પોતાની ઈર્ષાને સંતોષી. ઈર્ષાની સાથે આવે પ્રસંગે માલિકીની ભાવના ખૂબ ગાઢ રીતે ગૂંથાઈ જાય છે. વ્યક્તિ જેને ચાહતી હોય એને એ પોતાની માલિકીની માને છે, એના તરફથી યોગ્ય પ્રતિભાવ (response) ન મળે ને કોઈ બીજા તરફ એ પ્રગટ થતો જોવામાં આવે તો સામાન્ય રીતે વ્યક્તિનું મન બળે છે. એના મનના ભાવ એની આંખો દ્વારા તરત પ્રગટ થાય છે.

નાનાં બાળકોનો જ દાખલો લો. નાના બાળકને પોતાની માતા પ્રત્યે બહુ વહાલ હોય છે, એ પોતાની માને પોતાની માલિકીની વસ્તુ માને છે. આથી પોતાના પિતા પ્રત્યે વધુ ધ્યાન આપતી માતા બાળકની લાગણીઓને ઉશ્કેરે છે ને બાળક પોતાના પિતા પ્રત્યે ઈર્ષાળુ બને છે. એને રમવાનાં રમકડાંને કોઈ જરાક હાથ લગાડે કે તરત એ ખીજવાઈ જાય છે, એના જન્મ પછી બીજું બાળક જન્મે ને મા બીજા બાળક પ્રત્યે વધુ ધ્યાન આપે તો પણ પહેલા બાળકને, પોતાની માને પોતાની પાસેથી નવા જન્મેલા બાળકે ઝૂંટવી લીધાનું દુઃખ સતાવે છે. માને એ કાંઈ કહી શકતું નથી આથી જ એ નવા જન્મેલા બાળક પ્રત્યે અદેખું બને છે ને મનું ધ્યાન ન હોય ત્યારે એના પ્રત્યે ઈર્ષા પ્રગટ કરવાનું ચૂકતું નથી. ઘણાં ય બાળકો આવે વખતે પોતાનાં ઘોડિયાં પારણાં કે રમકડાં બીજા બાળકને આપવામાં આવે તો રડારોળ કરી મૂકે છે એની પાછળ પણ ઈર્ષા સિવાય બીજી કોઈ પણ લાગણી કારણભૂત નથી. કેટલાંક બાળકોમાં જો અદેખાઈ બહુ જ તીવ્ર હોય તો ઘોડિયામાં સૂતેલા બીજા બાળકને નીચે પછાડવાનું—અલબત્ત માતા આઘીપાછી બીજા કામમાં ગૂંથાયેલી હોય ત્યારે—તેઓ ચૂકતા નથી, કારણકે એનું મન એ રીતે વિચાર કરે છે કે જે જે વસ્તુઓ એની હતી તે બધી જ વસ્તુઓ પર નવા જન્મેલા બાળકે હક જમાવ્યો છે ને પોતાની પાસે પોતાનું એવું કાંઈ જ રહ્યું નથી. જો કે આનું કારણ પણ માબાપનું વર્તન જ હોય છે. બીજું બાળક જન્મવાનું હોય તે પહેલાં પહેલા બાળકને નવું બાળક જન્મે ત્યારની એની જવાબદારીઓ વિષે જ્ઞાત કરવામાં આવે તો બાળકને અદેખાઈના ઝેરથી બચાવી શકાય. જેમકે મા પહેલા બાળકને સમજાવે કે નવું બાળક જન્મે એટલે એની જવાબદારી એ કે એણે એને હિંચકો નાખીને ને હાલરડું ગાઈને સુવાડવાનું, એને રમાડવાનું. તો પહેલા બાળકને એમ થશે કે એને કોઈના પર પ્રભુત્વ ભોગવવાનું મળ્યું આથી એની આત્મસન્માનની લાગણી (self regarding sentiment) પોષાશે ને ધ્યાન ખેંચવાની જરૂરીયાત (need of attention) જોખમાશે નહીં. સામાન્ય રીતે બાળકની આ લાગણી જોખમાય છે તો જ ઈર્ષા જન્મે છે. મા પહેલાની જેમ એની એ લાગણી સંતોષ્યા કરે ને બંને બાળકો પ્રત્યે સમાન વર્તન દાખવે તો ઈર્ષા પેદા નથી થતી. એક પ્રત્યે સાવ બેદરકારી બતાવે ને બીજા પાછળ ચોવીસે કલાક ખર્ચે તો પહેલા બાળકને ઈર્ષા ઉપજે એમાં કશું ય અસ્વાભાવિક નથી.

ઈર્ષાનું પૃથક્કરણ કરીએ ત્યારે આપણને સ્પષ્ટ સમ-





જાય છે કે એ ખૂબ જ અસ્પષ્ટ ને વિરોધાભાસોના સમૂહ સમી ભાવના છે. એનસાયક્લોપીડીયા બ્રિટાનીકાના મત પ્રમાણે Jealousy શબ્દનું મૂળ ગ્રીક ભાષાના Zealous શબ્દમાં છૂપાયેલું છે. ઈર્ષા એ એક રીતે જોઈએ તો અતિશય પ્રેમમાંથી જન્મેલી લાગણી તરીકે વધુ વર્ણવાઈ છે. ફ્રેંચ ભાષાના Jalousie શબ્દના બે અર્થ તારવવામાં આવે છે. એનો એક અર્થ અદેખાઈ–Jealousy–ને મળતો આવે છે ને બીજો અર્થ, લાકડનું પાટીયું જે અમુક જ પ્રમાણમાં પ્રકાશ ઘરમાં આવે એ માટે વપરાય છે, એ અર્થમાં ઘટાવવામાં આવે છે. વાસ્તવિક રીતે જોઈએ તો જ્યારે માણસ અદેખો બને છે ત્યારે એ વસ્તુસ્થિતિ પ્રત્યે આંધળો બને છે. આટલા જ કારણે જૂના જમાનામાં જાગ અપારદર્શક કાચને 'Jealous' તરીકે ઓળખવામાં આવતો. માણસ પણ અદેખાઈમાં સ્પષ્ટ ને સાચું જોઈ નથી શકતો કારણ કે એ આંધળી ને ક્રૂર છે.

પ્રેમ ને ઈર્ષાને કોઈ સંબંધ ખરો? ફ્રેંચ લોકો સ્વભાવે અદેખા હોય છે ને એવું માને છે કે જેવી રીતે પડછાયો માણસની પાછળ પાછળ જાય છે તેવી જ રીતે ઈર્ષાનો અનુગામી પ્રેમ છે. કેટલીય વ્યક્તિઓના મનમાં એકબીજાના ગુણો પ્રત્યેની ઈર્ષાને કારણે જ પ્રેમભર્યું આકર્ષણ જન્મે છે એ તો હકીકત છે મૃણાલને મુંજના પ્રભાવશાળી વ્યક્તિત્વની ઈર્ષા આવેલી ને ત્યારપછી જ એના મનમાં એના પ્રત્યે પ્રેમની લાગણી જન્મેલી એવી જ રીતે જેન ઓસ્ટીન નામની અંગ્રેજ નવલકથાકારની 'Pride & Prejudice' નામની નવલકથાની નાયિકા ઈલિઝાબેથ ને ડાર્સીના અભિમાની સ્વભાવ પ્રત્યે અદેખાઈ ઉત્પન્ન થયેલી ને એ ઈર્ષાએ જ ધીમે ધીમે પ્રેમનું રૂપ કેવી રીતે ધારણ કર્યું એનું સુંદર અને રસિક વર્ણન એમાં આવે છે બીજા કેટલાક લેખકોના મતે ઈર્ષાના મૂળમાં માલિકીની ભાવના સિવાય બીજું કાંઈ જ નથી હોતું. નિત્સે વર્ણવે છે કે જે વ્યક્તિ પ્રેમ કરે છે એ પ્રેમપાત્રને સંપૂર્ણ રીતે પોતાની કરવા મથે છે. આત્મપ્રેમ ને દંભ એ બંને ઈર્ષાના ઊંડાણમાં રહેલાં આંતરિક તત્ત્વો છે, એવું રોકફોકલ્ડ (Rochefoucauld નું માનવું છે. ઈર્ષાળુ માનવીને એની ખુશામત દ્વારા ઝટ ખુશ કરી શકાય છે એ પણ માનસશાસ્ત્રીય સત્ય છે. મોન્ટેન ને ફ્રૉઈડ બન્ને એવું માને છે કે ઈર્ષાનું મૂળ જાતીયતા (sex) છે. ફ્રૉઈડ એવું પણ સૂચવે છે કે લઘુતાગ્રંથિ અને દોષારોપણ વૃત્તિ ઈર્ષાના જન્મસ્થાન સમા છે, અને ઈર્ષાનો જન્મ મૂળ oedipus complex–માતૃત્વગ્રંથિમાંથી થયો છે, જેમાં બાળક બાપને માતાના પ્રેમના હરીફ તરીકે જુવે છે. ડ્રાયડને તો ઈર્ષા પર સુંદર કાવ્ય રચ્યું છે જેનો ભાવાર્થ આ પ્રમાણે છે.—

"હે ઈર્ષા! તારા કાચથી બધી વસ્તુઓ જુદી દેખાય છે.

કેટલીક બહુ જ પાસે, કેટલીક બહુ જ દૂર.

અનંત રાત્રિની તું આગ છે,

જે બાળે છે પણ પ્રકાશ નથી આપતી,

બધી યાતનાઓ તારે લીધે છે,

ઓ ઈર્ષા! તું બહુ ક્રૂર છે"

ઘણા વિદ્વાનો એવું માને છે કે ઈર્ષાની ભાવના માનવીને જંગલી સંસ્કૃતિમાંથી મળેલી જંગલી વૃત્તિ છે અને જ કારણે ઘણાય કુટુંબોની શાંતિ સળગી ગઈ છે. સ્વર્ગ જેવા સુંદર ઘરને નરક જેવું બનાવવામાં એનો ઓછો ફાળો નથી. અનાતોલ ફ્રાંસે તો સ્ત્રી પુરુષની ઈર્ષાનો ફરક પણ બતાવ્યો છે. એ કહે છે કે સ્ત્રીને મન ઈર્ષા એના સ્વપ્રેમને દુભવનારી વૃત્તિ છે. પુરુષને મન એ માનસિક યાતના છે. ઈર્ષાની સાથે વંશપરંપરાથી મળતા પૂર્વગ્રહ, જંગલી અહં, મૂર્ખામી, ક્રૂરતા અને માનવસ્વભાવની નબળાઈઓ મળીને વિશ્વના સર્વ સામાન્ય નિયમો પ્રત્યે બંડ જગાવે છે. ને આખીય વિશ્વશાંતિને જોખમમાં મૂકે છે. ઈર્ષા અનંત છે અને ભુલાયેલી સ્મૃતિઓને તાજી

રાખવામાં ને ગમે તે વખતે એ સ્મૃતિઓને વિકૃત રૂપમાં પ્રગટ કરવામાં ઈર્ષા જેવી ચાલાકી કોઈ પણ ભાવના નથી બતાવી શકતી. એને મૂળમાંથી નાબૂદ કરવી એ લગભગ અશક્ય છે કારણ કે એક પળે એ વિલીન થાય છે કે શમી જાય છે, પણ બીજી પળે જુદા જ અવતારમાં આપણને જાણ ન થાય એવી રીતે પ્રગટ થાય છે.

ઈર્ષાનાં લક્ષણો, કાર્યો ને એના મૂળ વિષે આપણે વિચાર કર્યો. આ ઈર્ષા માનવીને જન્મથી મળતી વૃત્તિ છે કે એ સંજોગોને કારણે જન્મે છે? ડૉ. મેક્ડુગલ એના જવાબમાં જણાવે છે કે માણસની સંગ્રહ કરવાની વૃત્તિમાંથી ઈર્ષા જન્મે છે. આથી ઈર્ષાને Innate—જન્મજાત વૃત્તિ તરીકે ન ઓળખાવી શકાય. એ એમ માને છે કે કોઈ ઊંડી ભાવના મનમાં અસ્તિત્વ ધરાવતી હોય ત્યારે જ એ જન્મી શકે. દા. ત. પ્રેમની ઊંડી લાગણી એક પ્રેમીના મનમાં હોય. પ્રેમની લાગણી હમેશાં પ્રેમપાત્ર પાસેથી પણ કાંઈક બદલો માગે છે. જો આ બદલો ન મળે તો માનવીનું મન બેચેન બને છે, મનમાં એક જાતનો અસંતોષ જન્મે છે ને માનવીના મનમાં એક પ્રકારની અસ્થિરતા જન્મે છે જેને લીધે માનવીને વેર લેવાનું કે પોતાની જાત પ્રત્યે ગુસ્સો પ્રગટ કરવાનું મન થાય છે. આવે વખતે માનવીનું અહં જોખમાય છે ને તેથી પણ ઈર્ષાનું બળ વધુ મજબૂત બને છે. ઈર્ષા માનવીને સમાજવિરોધી બનવા પ્રેરે છે. જો કે આધુનિક માનવીની જેમ ઈર્ષા પણ ખૂબ ગૂંચવણભરેલી વૃત્તિ છે, આમછતાં બહારના સંજોગો આ લાગણીને વિકસાવવામાં ખૂબ ફાળો આપે છે.

પ્રાણીઓના જીવનમાં પણ ઈર્ષાનું અસ્તિત્વ જોવામાં આવે છે. ખૂબ ખાઈને શાંતિથી પડ્યો રહેતો કૂતરો પણ એક કૂતરાને કાંઈક ખાતો જુવે એટલે ઝૂંટવવા માટે જાય છે. આ ક્રિયા પણ એની અદેખાઈ પ્રગટ કરે છે. કેટલાક કૂતરાઓ પોતાના માલિક પ્રત્યે ખૂબ અદેખા હોય છે. એક યુવતીએ એક સુંદર મજાનો કૂતરો પાળેલો. આ કૂતરાને એવી ટેવ કે કોઈ પણ પુરુષ ઘરમાં આવે તો એના પર હુમલો કરે. એનું કારણ શોધતાં એમ જણાયું કે પેલી યુવતી બહાર જાય તે કૂતરાને ગમતું નહીં ને જ્યારે એ બહાર જાય ત્યારે કોઈ પુરુષ એની સાથે હોય જ. આથી પોતાની માલિક પ્રત્યે બીજું કોઈ પ્રેમ બતાવે. એ એનાથી સહન થતું નહીં. બીજો એક કૂતરો પોતાની માલિક યુવતીને કોઈક અડકે અથવા એના પ્રત્યે પ્રેમ પ્રદર્શિત કરે એ સહન કરી શકતો ન હતો. એ હમેશાં એની સાથે જ રહેતો ને એના પતિ પ્રત્યે જુદી જુદી રીતે ઈર્ષા પ્રગટ કરતો. આ યુવતીને એક બાળક પણ હતું ને એ પોતાના બાળક પ્રત્યે પ્રેમ પ્રગટ કરે એ પણ કૂતરાથી ખમાતું નહીં. એ જ્યારે લાગ મળે ત્યારે બાળકને હેરાન કરતો. એક દિવસ આ યુવતી કૂતરા પ્રત્યે બેધ્યાન બનીને બાળક સાથે ગેલ કરતી હતી ને થોડીવાર પછી બાળકને ઝૂલામાં સૂતું મૂકીને આઘીપાછી થઈ. એટલી વારમાં કૂતરાએ બાળક પર હૂમલો કરીને એને મારી નાખ્યું. આથી પ્રાણી માત્ર જ્યારે અદેખાઈ પ્રગટ કરે છે ત્યારે એ પોતે શું કરે છે એનું ભાન એને નથી રહેતું ને તેથી એ જંગલી વૃત્તિ—પ્રાણી જેવી વૃત્તિ—છે એવું પણ કેટલાક વિદ્વાનો માને છે.

ઈર્ષાનો આવિર્ભાવ હમેશાં લડાયકવૃત્તિ (aggressive instinct) દ્વારા થાય છે. એમાં માનવી હુમલાખોર ને સમાજ વિરોધી બને છે; કારણ કે અદેખાઈ એ સ્વાર્થી વૃત્તિમાંથી જન્મતી ગુનાપ્રેરક વૃત્તિ છે. નાનાં બાળકો એક બીજાં સામે દાંતિયાં કરે છે, મારામારી કરે છે, એકબીજાંના રમકડાં ઝૂંટવી લે છે. એક જણે રેતીનું મંદિર કે પત્તાંનો મહેલ કે પૂલ બનાવ્યો હોય તો બીજું લાત મારીને તોડી પાડીને સંતોષ મેળવે છે. કેટલીક વખત આડી-અવળી લડાઈ લડીને શારીરિક ઇજા પણ પહોંચાડે છે. એની પાછળનું પ્રેરક બળ ઈર્ષા છે.

આ માનસિક માંદગીમાંથી બચવા માટે કે બાળકોને




એ એટલી બધી આસપાસનાં વાતાવરણ સાથે ભળી જતી કે કંઈ કહેવાય નહિ. પરંતુ એનું મન કદીય કોઈ જાણી જ શકતું નહિ, અને આ બધું એટલી સ્વાભાવિકરીતે બનતું કે કોઈને કશી તકરાર કરવાને જગ્યા જ ન રહે. માત્ર આ જુદા જુદા પ્રસંગોમાં પણ એનામાં કંઈક અસાધારણ છે, એ શું છે એ હું કદાચ કહી ના શકું, તો પણ એની મને એકલાને જ જાણું છે એમ પણ લાગતું. એ દેખાય કે પળવાર બધું ભૂલાઈ જવાતું. એમ પણ લાગતું કે તે હવે ફરી કદી દેખાશે નહિ. અને છતાંયે એની સાથે અનંતકાળ સુધી ટકે એવા સબંધથી જોડાવું ન જોડાવું એ બન્ને વિચારો મન એક સાથે આવતા. એમ શાથી થતું એનું કારણ ન સમજાય એવું નથી. એકાદ વરસની આપણને ઝંખના થાય પરંતુ એની પ્રાપ્તિ આપણને થવાની નથી એવી બીકથી તે આપણને મળવી જોઈ એ—ન મળે તો સારું—એવી મનની દ્વિધા અવસ્થા થાય તો એમાં અસ્વાભાવિક એવું કંઈ જ નથી. પણ એટલી તટસ્થ વૃત્તિથી મેં મનુનો કદી વિચાર જ કર્યો નહિ. અને આજે પણ હું એ કરી શકીશ નહિ એ વિષે મને શંકા જ છે.

શરૂઆતમાં જ્યારે જ્યારે એ મને દેખાતી ત્યારે ત્યારે એ મને જ બોલાવે છે એમ લાગતું. ગમે તે કારણે એની પાસે જવું અને એની સાથે કંઈક વાતચીત કરવી એમ મને દર વખતે લાગતું. પણ એ ફરી દેખાશે નહિ એ વિચારને લીધે હું એટલો બહાવરો બનતો કે હું કંઈ જ કરી શકતો નહિ. મને અમથું જ એમ લાગતું કે મારા મનની આ સ્થિતિ એ જાણતી હશે. એ મારી તરફ જોતી, હસતી ત્યારે હું એના એ બધા હાવભાવના મારા મનગમતા અર્થ બેસાડતો. મારી કલ્પના તદ્દન અસ્થને ન હતી એવી જાણે મોડે ખબર પડી પણ એ વખતે મને તેનો ખ્યાલ ન હતો.

તે દૃષ્ટિપથમાંથી દૂર જાય કે હવે ફરીને દેખાશે નહિ એમ જ મને લાગતું. મન ટાઢું કરી હું એને ભૂલી જતો, ભૂલવાનો પ્રયત્ન કરતો. ફરી એ મને અનપેક્ષિત રીતે દેખાતી અને ફરી પાછું મારું વિચારચક્ર શરૂ થતું. એ ચાર મહિનામાં મેં એને ફકત આઠ દસ વાર જ જોઈ હશે; પણ મને એમ લાગતું કે મેં એને ખૂબવાર જોઈ છે.

સાંજના છ એક વાગે બસની વાટ જોતી મેં એને એકવાર જોઈ. હું એ વખતે કૉલેજની લાયબ્રેરીમાંથી ઘેર જતો હતો. એને જોતાં જ જરી વાર થોભ્યો. પછી એણે જ મને નજીક બોલાવ્યો. અને પોતાના હાથમાંનાં બે પુસ્તકો મને આપી ‘ આ હમણાં જ આવા ’ એમ કહી પોતે પાસેના ગલીમાં અદશ્ય થઈ ગઈ. કોણ જાણે શાથી, પણ આ વખતે એ પાછી આવશે, મારી સાથે બોલશે, મારી એની સાથે ઓળખાણ થશે, એમ મને લાગ્યું. કેવળ એની ચોપડીઓ મારી પાસે હતી તેથી મને એમ લાગ્યું હશે એમ કંઈ કહી શકાય નહિ. ત્યાર સુધી હું આસપાસનું બધું ભૂલી ગયો હતો. કંઈક વિચાર મનમાં આવ્યો, અને એનું નામ કદાચ માલુમ પડશે એવી અટકળે મેં પહેલી જ ચોપડીનું પૂઠું ફેરવ્યું.

મનુવેલા હાર્ટમન, વ્હીન. હાં. આ તો ઑસ્ટ્રિયન. વીએનાની. મનુવેલા, મનુવેલા. મેં તરત જ એનું ટૂંકું રૂપ ‘મનુ’ કરી કાઢ્યું. એટલામાં એ આવી. એના હાથમાં એક થેલી હતી, ‘ હું થોડાંક સેંડવીચ લાવી છું. આપણે હીથ ઉપર ફરવા જઈશું ? ’ મને બોલવાને પણ અવસર ન આપતાં, આટલું પૂછી, એણે મારો હાથ પકડી ચાલવા માંડયું. મનુ–મનુ–મનુ. હું મનમાં ને મનમાં ગોખતો હતો. બસ કરતાં અંડરગ્રાઉન્ડ રેલ્વે હીથ ઉપર જવા માટે વધારે સારી પડતી...એની મને ઘણે મોડે ખબર પડી.

ત્યાર પછી અમે વારંવાર મળવા લાગ્યાં. કયારે અને કયાં મળવું એ બધું એ જ નક્કી કરતી, અને એકવાર નક્કી કર્યા પછી એ વખતસર હાજર રહેતી. આવે વખતે બોલવાનું કામ એનું. મારે કંઈ પણ તકરાર વગર બધું સાંભળવું પડતું. બોલતી વખતે





એ બધા ઉચ્ચારો એવા મીઠા અને વિચિત્ર કરતી કે અંગ્રેજી ભાષામાંના બધા પ્રચલિત ઉચ્ચારો રદ કરી એના જ ઉચ્ચારો શરૂ કરવા એમ જ મને લાગતું. બોલતાં બોલતાં એકદમ વચ્ચે જ તે અટકતી અને તાળીઓ પાડી, આંખો મટમટાવી 'યા, યા (Ja-Ja હા, હા) એમ બોલતી અને હાથના પંજા સાથળ ઉપર મૂકી હસવા માંડતી. એ આવું કંઈ કરે કે મને આપણી તરફની દક્ષિણ કાનડામાંની સ્ત્રીઓની બોલી યાદ આવતી. એ પણ આવી જ મીઠી.

મનુને બોલવા માટે વિષયની જરૂર જ પડતી નહિ. દરેક બાબતમાં એનો કંઈ જુદો જ મત હોય. આકાશ એ એક ઘણો મોટો વાદળી રંગનો દરિયો છે એમ જ એ માનતી. મારો કાળો રંગ એને બહુ ગમતો. યુરોપિયન લોકોના પૂર્વજો મૂળ હિંદુસ્તાનના જ રહેવાસી, પણ છૂટા પડ્યા પછી યુરોપમાં આવીને વસ્યા એવી પણ એની એક 'થિયરી' હતી. જ્યાં કુદરત સમૃદ્ધ છે ત્યાં પહેલું માનવી હયાત હોવું સ્વાભાવિક છે એમ એ પોતાની થિયરીના સમર્થનમાં કહેતી. પોતાના પંજા મારી બાંયી ઉપર દાબી આટલા બધા લાંબા સમયમાં કેટલો વર્ણભેદ પડ્યો એનો પ્રત્યક્ષ પુરાવો આપી એ આ ચર્ચા બંધ કરતી. એ આવું કંઈ બોલે ત્યારે એની-સાથે વાદવિવાદ કરવામાં કંઈ માલ જ રહેતો નહિ. કંઈક વિરુદ્ધ બોલું અથવા તો એના શબ્દો વિષે થોડી પણ નારાજી દર્શાવું કે તે એકદમ એ વિષય જ છોડી દેતી. એ કરતાં હમેશાં એની મરજી પ્રમાણે કરી એના વાક્પ્રવાહને ઝીલતા રહી બીજું બધું ભૂલી જવામાં સાર હતો. હું આવો સંયમ બતાવું તો પછી મને એની બક્ષીસ પણ એવી જ મળતી બિલકુલ નવી અને તદ્દન અનપેક્ષિત એવી!

આમ અમે હમેશાં મળતાં છતાં મનુ શું કરતી હતી એની મને ખબર ન હતી. એકવાર એ બોલેલી કે તે ચિત્રો દોરે છે અને ચિત્રકલાના અભ્યાસ માટે ઇંગ્લેંડ આવી છે. મને એમ લાગતું કે જેને ખરે જ ચિત્રકલાનો અભ્યાસ કરવો હોય એ પેરિસ અગર ઇટાલીમાંના કોઈ શહેરમાં જાય. ઇંગ્લેંડમાં કંઈ ચિત્રકલા એટલી બધી ઊભરાઈ જતી નથી કે મનુ અહીં આવે ડ્રોઈંગ શીખવા માટે. તે અમસ્તું જ બોલી ગઈ હશે એમ હું કહેવા માગતો નથી, કારણ કે પ્રત્યક્ષ જીવન અને કલ્પનામય જીવનની તે એવી ભેળસેળ કરી દેતી કે તેના કોઈ પણ વિધાનનો તાળો મેળવી જ શકાતો નહિ, અને મને એવી પૃચ્છા થતી નહિ. કદાચ એ 'મોડેલ' તરીકે કામ કરતી હશે એવો એક વિચાર મને આવી ગયો. અને મને કોણ જાણે શાથી, પણ એની બીક લાગવા માંડી. નવલકથાઓમાં મેં ચિત્રકારોના મોડેલ વિષે સારી નરસી હકીકતો વાંચી હતી. ખરું પુછાવો તો મોડેલનું કામ કરવાને એ તદ્દન લાયક હતી. એના મોઢા ઉપરના હાવભાવ એ બદલી શકતી એટલી જ સહેલાઈથી કોઈ પણ એક ભાવ એ કલાકોના કલાકો સુધી સ્થિર રાખી શકતી. બોલતાં બોલતાં એકદમ એ પોતાનો નીચલો હોઠ જરા જમણી તરફ મરડી પોતાની મોટી આંખો જરા વધારે મોટી કરતી અને કેટલીયે વાર સુધી એમ જ બેસી રહેતી. એકવાર તો શ્વાસ રૂંધી ઘણીવાર સુધી એ એટલી બધી સ્તબ્ધ રહેલી કે હું તો ગભરાઈ જ ગયો. આટલું આદર્શ મોડેલ કોને ગમ્યા વગર રહે!

આ વાતને આઠદસ દિવસ વીતી ગયા. ત્યાર પછી જ્યારે એ મને મળી ત્યારે એનો હાથમાં કાગળની એક થેલી હતી. એમાંથી એક ચિત્ર કાઢી એણે મારા હાથમાં આપ્યું. ચિત્ર સાદું લાઈન અને વૉશનું, જાપાની ચિત્રકળાને મળતું એવું હતું. એક સફેદ મોર, કળા કરી, જમણો પગ ઉપાડી નાચે છે એવું એનું શુષ્ક વર્ણન કરી શકાય. એ ચિત્ર એટલું બધું સુંદર હતું કે પેલો મોર પોતાનો જમણો પગ નીચે મૂકી ડાબો ઉપાડી હવે ખરે જ નાચશે એમ જોનારને લાગતું. ઘડીકવાર મેં એ નિહાળ્યું અને પછી ન કરવાનું—મનુની બાબતમાં તો કદીયે



ન કરવાનું કર્યું: 'ખરે જ આ ચિત્ર તેં દોર્યું?' એમ મેં એને પૂછ્યું. એણે ધીમે રહી એ ચિત્ર મારા હાથમાંથી લીધું અને એના ફાડીને ટૂકડા કર્યા. એ વખતે એ ચિડાઈ હોત, ગમે તેવું બોલી હોત તો પણ વાંધો ન હતો પણ એણે એવું કંઈજ કર્યું નહિ અને ત્યાર પછી તે ફરી દેખાઈ નહિ.

જો વાર્તા જ લખવી હોય તો તે અહીં પૂરી થાય છે. પણ ખરા જીવનમાંની વાતો આમ પૂરી થતી નથી. એકમાંથી બીજી ઉત્પન્ન થાય છે અને પછી ખરી વાત ક્યાંથી શરૂ થઈ અને ક્યાં પૂરી થઈ એની જ ખબર પડતી નથી. મનુએ હીંચ ઉપરના ઘાસમાં પડ્યાં પડ્યાં મને એકવાર કહ્યું હતું કે બધી બાબતો એક જ વખતે ચાલતી હોય છે. મારા જેવા ફિલસૂફીના વિદ્યાર્થીને એના આ બોલવાનો કંઈ અર્થબોધ થયો નહિ એના જ શબ્દોમાં જો આ ગહન વાક્યનો અર્થ કરવો હોય તો એમ કહી શકાય કે 'હું અહીં બોલું છું. અને એનાં મોજાં હવામાં ફેલાય છે. એ બધાં ક્યાં જાય છે? અહીં, તહીં. બધે. કોઈ અટકે, કોઈ અથડાય. પણ એમાંનું એકે નાશ પામે છે? ના. સૃષ્ટિનો એ ધર્મ જ નથી. કુદરત બધું સંઘરે છે. તો પછી એ મોજાંનું શું થાય છે? એ બધાં એક જ સાથે એકી વખતે વિહરતાં હોય છે, જે ધ્યાન આપે એને સંભળાય છે.' બોલતાં બોલતાં એ એટલી બધી ગંભીર થતી કે જાણે આખા જગતમાંની નાદલહરીઓ સાંભળતી હોય. એની એ શાન્તિનો ભંગ ન થાય એવી ખબરદારી લઈ મેં એને ધીમે રહી પૂછ્યું: 'તને આ વખતે શું સંભળાય છે?' 'તું જ્યારે ચૌદ વરસનો હતો ત્યારે એકવાર દરિયા ઉપરની રેતીમાં ભૂલો પડ્યો. તે દિવસે ધાર્યા કરતાં જરા વહેલી સાંજ પડી બીકનો માર્યો તું મને બોલાવવા માંડ્યો. એ તારી બૂમો હું સાંભળું છું.' એણે તરત જવાબ વાળ્યો. હું ચમકી ગયો. કારણ આવો એક બનાવ ૭ વરસ ઉપર હું જ્યારે કુંદાપુર મારે મોસાળ ગયો હતો ત્યારે બન્યો હતો. અને એ દિવસે હું ઘેર જરા મોડો આવ્યો. એ માટે મારે થોડુંક સાંભળવું પડ્યું હતું. એની બધી હકીકતમાં ફેર એટલો જ કે તે વખતે હું ચૌદ વરસનો નહિ પણ સોળ વરસનો હતો, અને મારી સાથે અમારા પડોશીની નિર્મળા હતી. મેં કોઈને બૂમ પાડી ન હતી. નિર્મળાના અને એથી વધારે, એના બાપુજીના વિચારો એ વખતે હું કરતો હતો. મને 'મનુવેલા, અને નિર્મળા' એ નામના વર્ણસામ્યની જરા નવાઈ લાગી.

આ બિનામાંથી મને ફક્ત એક જ અર્થબોધ થયો કે જીવનમાં વ્યક્તિઓ અને પ્રસંગો થોડાંક જ હોય છે એમાં નવીનતા આપણે પૂરવાની હોય છે. એની એ જ નાદ લહેરીઓમાંથી, જુદા જુદા સૂર કાઢવાના હોય છે. મનુ એ સહેલાઈથી કરી શકતી. કોઈ પણ પ્રસંગ એને અનપેક્ષિત લાગતો જ નહિ, દરેકનો એ સહેજે સ્વીકાર કરી શકતી. અંગ્રેજીમાં All in a day's work કહે છે ને એ પ્રમાણે. એની આ વૃત્તિને લીધે એ કદાપી અચકાતી નહિ. એમ અચકાવું એટલે જે કંઈ સત્ય પોતાની આગળ ઊભું છે એના સ્વીકારને હરકત કરવી. એ વાત એને પસંદ ન હતી, અને તેને આવડત પણ ન હતી.

કોઈ કોઈવાર મને એમ લાગતું કે મનુના આ વર્તનનો હું જે અર્થ બેસાડું છું એ યોગ્ય છે? એને પોતાને પણ એની ખબર છે? આ બંને પ્રશ્નો ગૌણ છે. જ્ઞાન હમેશાં બહુ મોડું થાય છે. એવું જ્ઞાન પામવા માટે બધી વાતોનો શાંતિથી વિચાર કરવો પડે છે. રોજનું જીવન કંઈ એને માટે થોભતું નથી. મનુને આ સત્યનું ભાન હતું.

ચુઆંગ ત્સુ અને હુઈ ત્સુ એક દહાડો ફરતાં ફરતાં હાઓ નદીના પૂલ ઉપર આવી ચઢ્યા. ચુઆંગ ત્સુ બોલ્યો, 'આ જો. આ નાની માછલીઓ આમ તેમ ફાવે તેવી ફરે છે. ખરે જ, એમને કેટલી મઝા પડતી હશે!' હુઈ ત્સુએ જવાબ વાળ્યો, 'તું તો





કંઈ માછલી નથી. તો પછી માછલીને શામાં મઝા પડે છે એની તને શી ખબર પડે ?' 'તું એટલે કંઈ હું નથી. તો પછી માછલીને શામાં મઝા પડે છે એના મને ખબર નહિ પડે એમ તું શા આધારે કહે છે ?' ચુઆંગ ત્સુ બોલ્યો. હુઈ ત્સુએ કહ્યું. 'હું તું નથી. માટે જેમ તને ખબર પડે કે નહિ એ જેમ હું સમજી શકું નહિ, એ જ હિસાબે માછલીને શામાં મઝા પડે છે એની તને પણ ખબર પડી શકશે નહિ. મારું જ કહ્યું સાચું પડ્યું.' ચુઆંગ ત્સુ બોલ્યો, 'જો આપણે પહેલેથી શરૂઆત કરીએ. તેં મને પૂછ્યું કે માછલીઓને શામાં મઝા પડે છે એની મને કેમ ખબર પડી. પણ જ્યારે મને તેં આ સવાલ કર્યો ત્યારે જ તું એનું કારણ સમજી ગયો. હાઓ નદીના પૂલ ઉપર જ્યારે આપણે આવ્યા ત્યારે જ તને પણ એની ખબર પડી. રોજનું જ્ઞાન આ પ્રકારનું હોય છે. વાદ વિખવાદ કરી એ સાધ્ય કરી શકાય નહિ.

અને તેથી મનુ બનતાં સુધી કદી સવાલ કરતી નહિ. કદાચ કરે તો રમત જ બોલતી. અને એનો ઉત્તર પણ તરત જ આપતી. પ્રશ્ન એટલે અનિશ્ચિતતા અને એને તેની જ ચીડ હતી. પણ એકવાર એણે મને એક પ્રશ્ન પૂછેલો, અને તે પણ મને લગતો: 'તું શું થવા માગે છે?' એણે મને પૂછ્યું. 'મ્હૈસૂર ગયા પછી હું મહારાજા કૉલેજમાં પ્રોફેસર થઈશ એ જ માટે તો અમારી સરકારે મને સ્કોલરશીપ આપી અહીં મોકલ્યો છે.' મેં સીધો જવાબ વાળ્યો. થોડીવાર તો એ કંઈ જ બોલી નહિ. મને લાગ્યું, કદાચ મારા જવાબથી ભાવી વિયોગના દુઃખને લીધે એ મૂગી રહી હશે. 'તને રૂપ થવું નથી ગમતું?' એમ ઘણીવાર પછી બોલી એ ઊભી થઈ અને જવાની તૈયારી કરવા માંડી એના આ બોલવાનો અર્થ હું ઘણા દિવસો પછી સમજી શક્યો. થવું એટલે શું કે જે છે એને રસ્તો આપવો. તે માટે મહેનતની જરૂર પડતી નથી. પણ પ્રસન્નતાની જરૂરિયાત ખરી. મનગમતું કામ કરતાં આપણે થાકતાં નથી. ગાડીની પાંચ મિનિટ રાહ જોવી હોય તો એ દુઃસહ લાગે છે. પણ પ્રિય વ્યક્તિની વાટ જોતાં અમે તેટલો વખત પસાર થાય તો ગુસ્સો આવે પણ થાક લાગતો નથી.

એકવાર એવું બન્યું કે હોબનનું સ્ટેશન પર હું અડધો કલાક મોડો પડ્યો. મને મનમાં ને મનમાં તો ખૂબ બીક લાગતી હતી. પણ મનુનાં દર્શન થતાં જ મારી બધી વૃત્તિઓ જાણે શાંત પડી ગઈ. 'હું જરા મોડો પડ્યો' મેં કહ્યું. 'ના, રે તું તો અહીં જ હતો. થોડીવાર તું પેલા થાંભલો બનતો, અને બીજા થાંભલાઓ સાથે સંતાકુકડી રમતો તો કોઈવાર આ મારી પાસેનું ટિકિટ મશીન બની મને છેતરતા. જરીવાર પહેલાં તો આ કુરકુરિયું બની મારે પગે બાઝી પડેલો.' મનુ આ બધું એટલી સહજતાથી બોલી કે છેવટે અમે બંને હસી પડ્યાં.

દર વખતે જ એનું વર્તન આટલું સાદું અને નિષ્કપટ રહેતું. પણ એવા જ એના સાથ, કેમ વર્તવું એની મુંઝવણમાં હું પડતો. આપણને દુનિયાના જેમ જેમ અનુભવ આવતા જાય તેમ તેમ આપણું વર્તન યાંત્રિક બનતું જાય. બધી મહેનત જાણે કે વર્તનનાં કોષ્ટક બનાવવામાં અને પછી એ પ્રમાણે વર્તી એનાં તાળો બેસાડવામાં જ જાય છે. એ સિવાય સમાજ ચાલશે નહિ એમ આપણે ધારી લઈએ છીએ. વળી દરેક બાબત જો દરેક વખતે નવેસરથી બેસાડવાનો વખત આવે તો બધાં ગાંડાં જ બની જાય. પણ મનુને જોયા પછી એમ લાગતું કે આપણી આ કલ્પનામાં કંઈક ભૂલ થાય છે. ખરું જોતાં જો આપણી ઇચ્છા પ્રમાણે ચાલવું હોય તો એ માટે કંઈ બહાનાની જરૂર નથી બીજાની મરજી પ્રમાણે ચાલવાનું હોય ત્યારે જ પોતાના મનને સમજાવવા પટાવવા બહાનાં કાઢવાં પડે છે. અને એકવાર આપણને એની ટેવ પડી ગઈ પછી કઈ વાત આમાં બંધબેસતી છે એની આપણે પહેલી ખબરદારી રાખીએ છીએ. બહાનાની જરૂર છે કે નહિ એનો



આપણે ક્રમભગ વિચાર જ કરતા નથી.

એકવાર મનુ, અમે આયર્લેંડ ગયેલાં ત્યારે, કોઈપણ જાતના સંકોચ વગર બોલતાં બોલતાં એકદમ ઊઠી અને પોતાનાં બધાં કપડાં ઉતારી લેક એલનના પાણીમાં કૂદી પડી. મને તો કંઈ તરતાં આવડતું જ ન હતું. પણ એના આ વર્તનથી હું થોડીવાર વિમાસણમાં પડી ગયો. કોઈ જોશે તો શું થશે એની જ મને બીક લાગતી હતી. તે પાણીમાં કેટલી સુંદર લાગતી હતી અને બહાર આવ્યા પછીયે જરાય ઉતાવળ કર્યા વગર જ્યારે આગ્નેના લા સુર્યની જેમ નિશ્ચલ ઊભી રહી ત્યારે કેટલી વધારે સુંદર લાગતી હતી—એ બધું એને જ લીધે સ્વપ્નમય લાગ્યું અને તેથી જ જે સત્ય પાસે હતું એનો સ્વીકાર કરતાં મારું મન અચકાયું. મનુ જો દોડતી દોડતી આવી, ભીની ને ભીની, મને વળગી ન પડી હોત તો કદાચ એ સત્યનું મને કદી જ ભાન થાત નહિ.

એક પાપભીરુ બ્રાહ્મણ હતો. એને અચાનક એક દિવસે પરમેશ્વર પ્રસન્ન થયો. ઈશ્વરે એને પૂછ્યું, 'બોલ, તને શું આપું?' આ અકલ્પિત લાભને લીધે બ્રાહ્મણ એટલો બધો બહાવરો બની ગયો કે એણે ઈશ્વરને કહ્યું: 'દેવ, મને કંઈ સૂઝ પડતી નથી. હું તમને વિચાર કરી આવતી કાલે કહીશ. મારે મારી ઘરવાળીનો સલાહ લેવી પડશે. ગુરુજનોનો મત લેવો પડશે.' 'બહુ સારું.' પરમેશ્વરે જવાબ વાળ્યો. બીજે દિવસે ઈશ્વરની વાટ જોઈ જોઈને બિચારો બ્રાહ્મણ થાકી ગયો. એકવાર પ્રસન્ન થયેલો ઈશ્વર ફરી આવ્યો જ નહિ નીવિવિમોક્ષ વખતે વસ્ત્રમૂલ્યનું વિચિંતન કરનાર અરસિક પણ ઘણે ભાગે આવો જ હોવો જોઈએ।

મનુના બોલવામાં ભૂત કે ભવિષ્યનો ઉલ્લેખ ભાગ્યે જ આવતો જાણે દરેક ક્ષણ જુદી જ છે અને એનો એવી જ રીતે ઉપભોગ લેવો જોઈએ એનું એને ભાન છે. તેથી જ એનું દર્શન દરેક વખતે પ્રસન્ન બોલવું ચાલવું અનપેક્ષિત—અને તેથી જ તે તે પ્રસંગે સર્વથૈવ ઉચિત હોય છે. પેલા મોરના ચિત્રના પ્રકરણ પછી એ મને કેમ મળી નહિ હોય એનો હું જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે ત્યારે મને એમ લાગે છે કે એનું એ વર્તન હંમેશનાં વર્તન કરતાં કંઈક જુદું હતું. મારા સવાલથી એના અહંકારને ધક્કો પહોંચ્યો હશે. એનો મારા ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો હશે. એણે પોતાના મનમાં જે એક સુખસ્વપ્ન ઊભું કર્યું હશે એને ધક્કો પહોંચ્યો હશે. એવાં એવાં સ્પષ્ટીકરણો મને પણ સંભાવ્ય લાગે છે. પણ જરા ઊંડો વિચાર કરતાં એના એ વર્તનનો કંઈ જુદો જ અર્થ નીકળે છે. એની દૃષ્ટિએ એ ચિત્ર કોણે દોર્યું એને કંઈ મહત્ત્વ જ ન હતું. પરંતુ એ કેવું છે, એનો અર્થ શો છે એ જ અગત્યની બાબત હતી. ત્યાર પછી મને એ ન મળી એનો અને એ બનાવનો કંઈ સબંધ ન હોવો જોઈએ—ના; નથી જ—એમ મને લાગે છે.

મનુ અકસ્માત અદૃશ્ય થઈ હતી તેથી હું થોડાક દિવસ ખિન્ન જ હતો. મને કંઈ ચેન જ પડતું નહિ. એટલાં મારાં નસીબ સારાં કે એ વખતે મારી પરીક્ષા નજીક આવી હતી. બધું ચિત્ત હવે વાંચવામાં પરોવી એને ભૂલી જવું એવો મેં વિચાર કર્યો. અને એ અમલમાં આવ્યો. એકવાર એમ લાગતું કે એની ભાળ કાઢવી એ મારું કર્તવ્ય છે. આટલા નિકટ સહવાસ પછી જાણે કંઈ બન્યું જ નથી એમ માની ચૂપચાપ બેસી રહેવું મને કૃતઘ્ની જેવું લાગ્યું. એના જીવને કંઈ નુકસાન તો નહિ પહોંચ્યું હોય ને, એવોયે વિચાર મનમાં ચમકી જતો. વળી એમ લાગતું કે હવે નસીબના ખેલ ન જોવામાં જ ફાયદો છે. મારો અહંભાવ પણ આ વિચારને જ પુષ્ટિ આપતો. મેં એવું તે શું કર્યું કે જેથી એણે એકાએક સબંધ તોડી નાખ્યો? એની જ મરજી પ્રમાણે મારે હમેશાં શા માટે વર્તવું? એક વિચાર પ્રેમની વિશાળતા દર્શાવતો, જ્યારે બીજામાં પ્રેમનો સ્વાર્થ

[ અનુસંધાન ૬૭મા પાના ઉપર ]

# પરિચારિકા

હજી ય છે શું પરિચારિકાઓ ?

ચતુર્દિશામાં ફફળાટ કારી,
જામી રહ્યાં ભીષણ જુદ્ધ ભારી,
જળી ઊઠી છે નભની અટારી,
સમુદ્રમાં ઘૂમતી મોતમારી,
છે વેર સર્વોપરી તત્ત્વ આજે,
ઘમંડમાં શક્ત મદે વિરાજે,
ત્યાં છે હજી સ્નેહની સારિકાઓ ?
હજી ય છે શું પરિચારિકાઓ ?

ભાઈતણાં ભાઈ ગળાં કરે છે,
ગરીબ મો'તાજ થઈ મરે છે,
ન કોઈ એક એ પર આહ ભરે છે,
ઈંગારવા હાથ પરે ધરે છે,
કમાલ છે આજનું વિશ્વ, ભાઈ !
ન બા'ર તો ભીતર છે લડાઈ;
છે શાંતિની તો ય શું કારિકાઓ ?
હજી ય છે શું પરિચારિકાઓ ?

પુષ્પો—અરે માનવમોજ કાજે,
પંખી—ભલે પીંજર બેસી વાજે,
વૃક્ષો—ભલે બાગમહીં બિરાજે,
મનુષ્ય છે સર્જન શ્રેષ્ઠ આજે,
સૌ જીવ એના ઉપભોગનાં છે,
છે વ્યર્થ જે ના ઉપયોગનાં છે !
ત્યાં દૂર આકાશની તારિકાઓ
સમી હજી છે પરિચારિકાઓ !

ભલે રહી, એમની શી પડી છે !
છે શક્તિ તો એમની કેવડી છે !
ઊભે પગે દીન બની ખડી છે,
ન કોઈને એ કદિયે નડી છે—
ગણી દિયે છે જીવવા : ભલે, તો
એ નીકમાંથી રસસ્રોત વ્હેતો
હશે ધરાને પ્રણયે સુહાવી,
રહેશે પછી પ્રેમવસંત આવી !
પૃથ્વી થશે એ જ નિહારિકાઓ,
હા, છે હજી એ પરિચારિકાઓ.

સરોદ

# વસંત-ટહુકો

કોકિલનો એ ટહુકો મેં સાંભળ્યો અને મારી આંખો લાલઘૂમ બની ગઈ. જીવન વસંતનાં પચ્ચીસ-પચ્ચીસ વર્ષો ચાલ્યાં ગયાં તેની તો મને ખબર સુદ્ધાં નથી પડી, કોઈ કોકિલનો ટહુકાર મને સતાવી શકયો નથી. અને આજે ! પચ્ચીસી વટાવ્યા પછીયે બીજાં બેત્રણ વરસો ચાલ્યા ગયા પછી ? હું છળી ઊઠી. કોકિલના એક પછી એક ટહુકાર ચાલુ જ હતા. મારું અંતર આખું ખળભળી ઊઠયું હું જેમ જેમ કોકિલ ઉપર ચીડાતી ગઈ તેમ તેમ એનો ટહુકાર વધુ જોર-શોરથી મને સતાવી રહ્યો સ્ત્રી જાતિ તરફ હમેશાં નફટાઈ બતાવતી પુરુષજાતનો જ એ કોકિલ ખરો ને ! મને તો ખબર જ નહિ કે કોકિલનો ટહુકો આમ હૈયાં હચમચાવી નાખતો હશે. 'આજસુધી એ ટહુકાર મને કશું નહોતો કરી શકયો એટલે મને તો એવો ખ્યાલ સુદ્ધાં શાનો આવે ? દૂરદૂરની આમ્રકુંજોમાં બેઠેલો એ કોકિલ એના ટહુકારથી મને આટલી બધી સતાવી શકયો છે એ ખ્યાલે જ મારું ગૌરવ ખંડિત થઈ ગયું. આજસુધી કોઈની મોહમાં કયારેય હું નથી તણાઈ શકી એ આજે જ શા માટે આમ વિવશ બની ગઈ ! મારી નમળાઈ ઉપર હું વિચાર જ કરી રહી અને કોકિલ એના ટહુકે ટહુકે મને હૈયામાંથી હલબલાવતો જ રહ્યો. પથારીમાંથી હજુ તો જાગી ન જાગી ત્યાં જ એનો આલબેલ ચાલુ થયો. મને થયું કે આટલાં વરસો પછી જ આ કોકિલનો વસંત-ટહુકો મને કેમ સંભળાયો ? ઊઠીને નિત્યકર્મથી પરવારીને હું તો ઊપડી એની સાથે ઝગડી લેવા : આમ કોકિલ બનીને સતાવવા જેટલો એ નિર્દય થઈ શકયો એ માટે. હું જેવી એની પાસે જઈને ઊભી રહી, એની આમંત્રિત આંખો સમે મારી આંખો હજુ તો ટકરાય ન ટકરાય ત્યાં જ મારી લાલઘૂમ આંખો એની આંખોની ઋજુતામાં લજાઈ ગઈ અને મારી ફરિયાદ પણ અમારાં બે હૈયાં વચ્ચે દબાઈ ગઈ.

રસજ્ઞા

# કીટકખાઉ

નારાયણ પટેલ

નિર્જીવ દેખાતી વનસ્પતિ પણ કુદરતના ક્રમ—જીવો જીવસ્ય જીવનમ્—ને કેવી અજાયબભરી રીતે અનુસરે છે એ અંગેનો એ વિષયના અભ્યાસુ લેખકનો ‘માણસખાઉ’ લેખ ‘ઊર્મિ–નવરચના’ના વાચકો નહિ જ ભૂલ્યા હોય. આ લેખ પણ એવી જ અવનવી સાચી હકીકતોથી સભર છે. આમાં આપેલા આલેખનો પણ લેખકે જાતેજ દોર્યાં છે એ વધુ આવકાર્ય છે.

આહાર અને જીવનને શાશ્વત સંબંધ છે. જીવવા માટે ખોરાકની આવશ્યકતા છે. પોષણ વગર જીવન શક્ય નથી.

જ્યારે જ્યારે આપણે ‘જીવ’ વિષે કાંઇ પણ વિચારીએ છીએ ત્યારે આપણા મનઃપટ ઉપર હલનચલન કરતાં પ્રાણીઓની જ છાપ હોય છે. પરંતુ તે તદ્દન સત્ય નથી. આપણી જે અસર છે કે ગાય, ભેંસ, બકરાં, ઘેટાં દેડકા, સાપ, કાચબા, પતંગિયાં, વાંદર, મનુષ્ય વગેરે એકલાં જ જીવિતમાં ખપે. પરંતુ આ ઉપરાંત નાનકડા સુંદર છોડ, જમીન ઉપર દોડતી અથવા વૃક્ષને અમળાઈ–વીંટળાઈ વળતી લતાઓ, વેલીઓ, ભેજવાળી દિવાલો અને ભરાઇ રહેલા પાણીમાં થતી બારીક લીલ અને માથોડું ઊંચા ઘાસ જટાધારી વડવાઈઓવાળા વડરાજો અને તોતિંગ વૃક્ષો પણ જીવસૃષ્ટિનાં અંગો છે. તેમના થોડા ઘણા ભેદને લીધે તેને વનસ્પતિસૃષ્ટિ એવું નામ આપ્યું છે. જ્યારે તે સિવાય પહેલાં ઉલ્લેખેલાંને ‘પ્રાણી સૃષ્ટિ’ કહી શકાય.

વનસ્પતિ અને પ્રાણીના અનેક તફાવતોમાંનો એક તેમનાં આહારમાં પણ છે. સામાન્ય નિયમ એવો છે કે પ્રાણીઓ આજુબાજુ હરીફરીને પોતાને જોઇતો તૈયાર ખોરાક મેળવી લે છે, જેમાં થોડે ઘણે અંશે માંસાહાર હોય જ છે. જ્યારે વનસ્પતિ હલનચલન નહીં કરી શકવાથી પોતાની પાસે જ પડેલાં તત્વોમાંથી પોતાને જોઇતું પોષણ પેદા કરી લે છે જેમાં માંસાહાર નથી હોતો. પરંતુ જેમ દરેક નિયમને કાંઈ ને કાંઈ અપવાદ હોય છે તેમ ‘માંસાહારી વનસ્પતિઓ’ આ કાયદાનો અપવાદ છે.

એકલા માંસાહાર ઉપર જ જીવતા વ્યાઘ્રાદિ પ્રાણીઓ અને વિપુલ શાહાકાર ઉપર જીવતાં વાનરાદિ પ્રાણીઓની શારીરિક રચના જુદા જુદા પ્રકારની હોય છે એ સર્વવિદિત છે. શિકારી પ્રાણીઓના પગના નહોર, દાંતની રાક્ષીઓ, શરીરનો ઘાટ, આંખ–કાન અને નાસિકાની તીવ્રતા અને બીજી કેટલીય સુવિધાઓ તેમને શિકાર પકડવામાં, પકડીને ફાડવામાં અને છેવટે આરોગીને પચાવવામાં મદદ કરતી હોય છે. પરંતુ આપણે જે ‘કીટકખાઉ’ની વાત કરીએ,છીએ તેને પણ આવી જ કાંઇક સુવિધાઓ હોવા છતાં માંસાહાર કરવા છતાં તે માંસાહારી પ્રાણી નથી. તેમ જ કીડીઓના દર આગળ ભટકતા સર્પ જેવી પણ ઘણી લાંબી જીભવાળા અને લાંબી સૂંઢવાળા કીડીખાઉના કોઈ સ્નેહીની વાત. આ છે આપણે નિર્દોષ માનેલી નાની મોટી વનસ્પતિની વાત. જે શિકાર કરે છે. શિકારને અમુઝાવી મારી નાખે છે. તેનો રસકસ ચૂસી હજમ કરી જાય છે. આમ હોવા છતાં તેમને પણ બીજી વનસ્પતિની માફક પર્ણો, પુષ્પો અને ફળો આવે છે. જીવનવૃદ્ધિ પણ વનસ્પતિ પ્રમાણે જ થાય છે. ફક્ત આહાર જ ફેર.

કીટકખાઉને એક જ કુળ–કુટુંબ અને નાતજાત છે એમ રખે માની બેસતા. તેઓ અલગ અલગ ખૂબ જાતમાં વહેંચાયલાં છે. તેમને જોડની કડી ફક્ત એક ‘આહાર–સામ્ય.’ આ વનસ્પતિના આહારમાં મુખ્યત્વે કીટકો અને નાનાં જંતુઓ હોય છે. પરંતુ ઘણીવાર કરચલા, નાનાં પક્ષીઓ અને ઉંદર જેવાં પ્રાણીઓ પણ તેમનો શિકાર બને છે. દરેકની શિકાર

પદ્ધતિ જુદી જુદી. કેટલાંકના પર્ણ અથવા પુષ્પમાંથી એક જાતનો ચીકણો રસ ઝર્યા જ કરતો હોય છે જેના ઉપર જીવજંતુ આવીને બેઠું એટલે સ્થાવર પછી ત્યાં ને ત્યાં જ ચૂસાઈ જાય. કોઈમાં ઉંદરિયા જેવી સગવડ હોય છે કે અંદર દાખલ થાઓ એટલે બારણાં બંધ. જ્યારે કોઈ લાંબાં પાન હવામાં વીંઝીને આજુ બાજુ ઊડતાંનો શિકાર કરે, તો કોઈ પોતાની સુવાસથી શિકારને આકર્ષી ફસાવી જાય. આમ તરેહ તરેહની ચાલાકી ઉપર જીવતાં આ 'કીટકખાઉ' પાણી અને જમીન બધેય જોવા મળે છે.

બ્લેડરવર્ટ (Utricularia macrorrhiza) નામનો એક નાનકો છોડ હમેશાં પાણીમાં ડૂબેલો રહે છે. તેનાં પાન ગજરા-છડી બનાવવામાં વપરાતા મોરપંખ જેવાં હોય છે. આ પાનની નીચે નાની નાની કોથળીઓ હોય છે. તે સંપૂર્ણ વિકસે ત્યારે ફક્ત ઈંચના ૧૬મા ભાગની જ થાય છે. આવડી નાની કોથળીને એક ઢાંકણું હોય છે જે ઉંદરિયા જેમ અંદર જ ઊઘડે. એકવાર તેમાં નાની માછલી. પાણીનો પોરો કે બીજું કોઈ જીવજંતુ આવી ગયું કે ઢાંકણું સજ્જડરીતે બંધ થઈ જવાનું. પછી અંદરથી ગમે તેટલું જોર કરવા છતાં કંઈ વળે નહીં. શિકાર ફસાઈ પડે. ભરાઈ રહેલા પાણીમાં આવા છોડ ઉગાડી શકાય છે. પરદેશમાં મચ્છરની વધતી વસ્તીને આ છોડ ઉગાડી સફળ રીતે અટકાવી શકાઈ છે.

ખૂબ જ ભેજવાળી જગામાં ઊગતો એક છોડ ઑસ્ટ્રેલીઆ અને કેપ ઑફ ગુડ હોપમાં થાય છે. છોડ નાનો હોય છે. દૂરથી સુંદર ખીલેલાં, ઘણી પાંખડીવાળાં બારમાસીના ફૂલ જેવો લાગે. ફરક એટલો જ કે ફૂલની પાંખડીઓનો સ્વાંગ લાંબી દાંડીવાળાં પાંદડાંઓએ રચ્યો હોય છે. આ પર્ણોની કિનારીએ પાતળા તંતુ ઉપર ઝાકળબિંદુ જેવા મોતી ચળકતાં દેખાય છે. વાસ્તવમાં તે છોડની રસગ્રંથિઓ હોય છે. તેની આહ્લાદક ખુશબો અને ચળકાટથી કીટકો આકર્ષાય છે. અને તેમાંથી ઝરતા રસનું પાન કરવામાં મશગુલ બની જાય છે. પરંતુ કમનસીબને ખબર પડતી નથી અને ગ્રંથિવાળા રેસા હાથની આંગળીઓ મૂઠી વાળે તેમ બિડાઈ જાય છે. શિકાર ગુંગળાઈ મરે છે. રસગ્રંથિઓનું ઝેરી પ્રવાહી કીટકના કોમળ અવયવોનું દ્રાવણ કરી નાખે છે જે પાંદડા વડે ચૂસાઈ જાય છે. પછી ખાલી ખોખું ખરી પડે છે. આ છોડને અંગ્રેજીમાં Sundew અને વૈજ્ઞાનિક ભાષામાં Drosera rotundifolia કહે છે આમ તેને 'ઓસકણ' કહીએ તો ય ચાલે.

આવા જ, પરંતુ વધારે હેરત પમાડે તેવા એક છોડનાં પાન નાની અગવી જેવાં હોય છે. તેની કિનાર ઉપર પણ મજબુત કાંટાઓ હોય છે. ઉપરાંત દરેક પાનને બે ત્રણ પાતળા લાંબા વાળ હોય છે. જ્યારે કોઈ પણ પતંગિયું, ફૂદું કે જીવડું ઊડતું, કૂદતું વાળને અડે કે તુરત જ તેનો ટેલીગ્રાફીક સંદેશ પાનની પીળી નસને પહોંચી જાય અને જેમ બગલો માછલીને



નં. ૧.

નં. ૧. સૌંદર્યદેવીની જાળ

અ કીટકને પકડતાં બ કીટક ચુસાઈ જાય ત્યાંસુધી

પકડે તેમ અકલ્પ્ય ત્વરાથી શિકારને પાનના પડમાં ઝડપી લે છે. શિકાર એકવાર પાનની દાબડીમાં સપડાયો કે પછી ધાર ઉપરના કાંટાઓ તેની પકડને વધુ મજબુત બનાવી દે, ઘણીવાર કુદકા મારતા દેડકાઓ પણ આ છોડ પકડી શકે એટલી ઝડપથી છાપો મારે છે. પાનમાં રહેલી રસગ્રંથિઓ પોતાનું કાર્ય સમાપ્ત કરે પછી પકડ ઢીલી થાય છે અને કચરો બહાર પડે છે.

ખૂબ જ આકર્ષક અને રંગબેરંગી હોવાથી જ કદાચ તેને 'સૌંદર્યદેવીની જાળ' (Venus's fly trap —Dionaca muscipula) એવું નામ આપ્યું હશે. આ દેવીનું વતન અમેરિકામાં આવેલા ઉત્તર કેરોલીનામાં છે અને શક્તિ મર્યાદામાં તેમની જાતના બીજા કીટકખાઉમાં મોખરે છે.

ઉપરના છોડ એટલા મોટા નથી હોતા કે સામાન્ય લોકોનું ધ્યાન ખેંચે, પરંતુ Pitcher નામના છોડ, જેને આપણે 'લોટીઆ' કહીશું, તે ખાસા મોટા ધ્યાન ખેંચે તેવા હોય છે, તેનો દેખાવ મકાઈના છોડ જેવો હોય છે. મોટા લાંબા પહોળાં પાનની ટોચે મધ્યમ નસમાંથી એક લોટી જેવો આકાર બને છે અને હવામાં ઝૂલતો રહે છે. તેને એક ઢાંકણું પણ હોય છે. જુદા જુદા પ્રકારના છોડમાં લોટી ૬ ઈંચથી તે બે ફુટ જેટલી લાંબી હોય છે. અપવાદ રૂપે એક છોડને લગભગ ૨૦ ફુટ જેટલી લાંબી લોટી મળી આવી છે. આમાં સુવાસિત પ્રવાહી ભરેલું હોય છે. તેનાથી અને પુષ્પના રંગથી આકર્ષાઈને અનેક જાતનાં જીવ જંતુઓ અંદર દાખલ થાય. પ્રવેશ કર્યો કે તુરત ઉપરનું પર્ણઢાંકણુ 'ફટ' દઈને બંધ થઈ જાય. શિકાર નીચેના પ્રવાહીમાં ડુબકાં ખાઈને સ્વધામ પહોંચે. જ્યારે તે જ પ્રવાહીમાં ઓગળી જઈ તેનું સત્વ ચૂસાઈ જાય.

Sarracenia purpurea નામનો કીટકખાઉ લોટીઓ ઉત્તર ગોળાર્ધમાં ઘણે ઠેકાણે મળે છે. તેનો કોયળીઓનો ઝુમખો ફૂલની પાંદડીની જેમ ગોઠવાયેલો હોય છે. તેની અંદરની બાજુએ માછલી જેવાં ભીંગડાં હોય છે જે નીચેની બાજુએ ઢળેલાં હોવાથી અને સતત ચીકણા લપસણા રસથી તરબોળ રહેવાથી શિકાર જેવો દાખલ થાય કે તુરત જ લસરીને છેક નીચેના મૃત્યુજળ સુધી પહોંચી જાય છે. Darlingtonia કૂળનો એક કીટકખાઉ નકશી કામનો નમૂનો છે. તેનો આકાર વળદાર પાણીના કુંજા જેવો હોય છે. પરંતુ તેના ઢાંકણુની નકશીએ તો હદ જ વાળી છે. દૂરથી મત્સ્યપુંછ જેવું લાગતું ઢાંકણુ એવી ભૂલભૂલામણીવાળા વળાંકવાળું હોય છે કે એકવાર શિકાર સપડાયો પછી જેમ જેમ નીકળવાનો પ્રયત્ન કરે તેમ તેમ નીચે જ ઊતરતો જાય તે છેક પ્રવાહીમાં ડુબકાં ખાય ત્યાં સુધી.



નં. ૨ Darlingtonia નં. ૩ Sundew
નં. ૪ Nepenthus (લોટી સાથે)

બોર્નીઓ, ભારત, સિલોન અને ઉષ્ણકટિબંધમાં આવા ૪૦થી પણ વધારે જાતના લોટીઆ થાય છે. જેમનું કુળ Nepenthus નામથી પ્રસિદ્ધ છે. આ બધામાં Nepenthus Rajah ના નામથી ઓળખાતા એક છોડે તો હદ જ વાળી છે. તેની લો...





મોં લગભગ એક ફુટ જેટલું પહોળું હોય છે. તેમાં લગભગ કેરોસીનના બે મોટા ડબા ભરાય તેટલું પ્રવાહી હમેશાં રહે છે. જેમા એકલાં પતંગિયું-કુદાં, તીતીઘોડા કે બીજાં જંતુઓ નહીં પરંતુ કાબર-પોપટ જેવડાં પક્ષીઓ પણ સહેલાઈથી ડૂબી મરે. આ છોડને લોટી કહેવી કે કોઠી તે જ સમજ ન પડે. ભારતમાંથી પણ આવો એક રાક્ષસી છોડ મળી આવેલો, જેની સુગંધથી મોટાં કીટકો અને ઉંદરો ખાસ આકર્ષાય છે. જો આવા છોડ મુંબાઈ અમદાવાદ જેવા શહેરમાં થતા હોત તો આજનો વિષમ બનેલો 'ગટરના-ઉંદર'નો પ્રશ્ન કદાચ ઉદ્ભવતે નહીં !!

એક કીટકખાઉ વળી પરોપજીવી છે, તે બીજા વૃક્ષ ઉપર ઊગે છે અને ત્યાંથી પોતાની લાંબી કોથળી હવામાં લટકતી રાખે છે. ત્યાંથી જ શિકારને ફસાવે. આ કોથળી લગભગ ૨૦ ફુટ લાંબી હોય છે. તેના મોંની કિનારે મજબુત વાળ અંદરની બાજુએ વળેલા રહે છે જેથી એકવાર ફસાયા પછી બહાર નીકળવું મુશ્કેલ બને છે.

જીવભક્ષી છોડ ઉપર પણ ગુજરાન ચલાવનાર જીવોની હકીકતો રહસ્યમય અને નોંધપાત્ર છે. એક કરોળિયો પોતાની જાળ આવા કીટકખાઉના મોં ઉપર જ બાંધે છે. જેથી કીટક પડેલું તેની જાળમાં ફસાય અને કરોળિયાને ઉજાણી થાય. બીજું એક પક્ષી લોટીઆ છોડની આજુબાજુ ઊડયા જ કરતું હોય છે. જ્યારે કોઈ કીટકને અંદર ફસાતું જુએ છે ત્યારે પોતાની અણીદાર ચાંચ ભોંકીને લોટી ચીરી નાખે છે. અને અધમૂઆ બનેલા શિકારને આરોગે છે. અમુક પ્રકારની ઇયળો અને લીલ તો પ્રવાહીમાં જ રહે છે. તેમના શરીરની રચના એવી હોય છે કે તેના ઉપર પ્રવાહીની અસર થતી નથી પરંતુ કોઈ શિકાર તેમાં સપડાય ત્યારે છોડની સાથે સાથે તેઓ પણ ઉજાણીમાં ભાગ પડાવે. આમ એકના ઉપર બીજું જીવે અને બીજાના આધારે ત્રીજું.

**जीवो जीवस्य जीवनम्** સાચે જ કેટલું નગ્ન સત્ય છે!

★

# ક્યાં ?

મોર તો નાચે, મોર તો નાચે, સખી પૂછે છે : ક્યાં ?
સખી, તારી આંખમાં નાચે, બીજે નાચે ક્યાં ?
ગાન ગુંજે છે, ગાન ગુંજે છે, સખી પૂછે છે : ક્યાં ?
કોયલ જેવા કંઠમાં તારા, બીજે સખીરી ક્યાં ?
પાયલ બાજે, પાયલ બાજે, સખી પૂછે છે : ક્યાં ?
નૃત્ય રેલંતી ચાલમાં તારી, બીજે સખીરી ક્યાં ?
સખી હસીને બોલી મીઠું : પ્રીતમ, જાળ બિછાવી !
પ્રીતિની રીતિ આવી સખીરી, કોણે તને શિખાવી ?
હું શું જાણું છેલ છોગાળા, પ્રીતિ વસે છે ક્યાં ?
મલકે તારું મુખ સખીરી, પ્રીતિ વસે છે ત્યાં !

કાન્તિલાલ મ. બ્રોકર

# મોત સાથે ખેલનાર

અબેલ અબ્રાહમસેન

> સાહસ અને જોખમ ખેડવાની જે કુદરતી બક્ષિસ વિશ્વની કેટલીક પ્રજા પામી છે એમાં નૉર્વે મોખરે છે. સાહસ માટે આંધળુકિયા કરતી વેળાએ જીવની પરવા નથી કરતા, મોત સામેથી ધસી આવતું હોય તો પણ નથી દેખાતું. આ લેખને 'સ્વેન્સ્કા જર્નાલેના'માંથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી નલિન કોઠારી છે.

ફ્રીડજોફ નાનસેનને નોર્વે બહાર સૌ ભૂલી ગયા છે. તે મહા-માનવી છે. તે ઉત્તરધ્રુવનો શોધક છે— ઓગણીસમી સદીની મહાન શોધ તરીકે એની ગણના થાય છે. અને વીસમી સદીમાં પણ માનવોએ કરેલી બધી શોધોમાં તે મોખરે આવે છે: તેના પ્રયાસથી યુદ્ધમાં પાયમાલ બનેલા હજારો લોકોને રાહત મળી હતી ને મોટા દેશો બદલાઈ ગયા હતા. ૧૯૩૦માં તે મૃત્યુ પામ્યો ત્યારે તેના વિષે કહેવામાં આવતું કે ઇતિહાસમાં થઈ ગયેલા બધા માનવો કરતાં તેણે ઘણાને રાહત આપી છે અને ઘણાને જીવતદાન આપ્યાં છે.

તે હમેશાં ટટ્ટાર ખડો રહેતો. ૭ ફૂટ ઊંચો, ભૂરી— આંખોવાળો, સિંહ જેવો બળવાન, વરુણ દેવ જેવો ગોરો દેખાતો. તેને એકાંત પ્રિય હતું. તેથી તે શહેરને ધિક્કારીને કહેતો કે શહેરમાં તો માણસો એકબીજાને ઘસાઈને ગોળ, લીસા શૂન્ય બની ગયા છે.

તે નોર્ડમાર્કાના જંગલના સુંદર ખેતરમાં ઉછરેલો. તેના પિતા ઑસ્લોના આગેવાન વકીલ હતા. તેના પિતા તેને પર્વતની આસપાસ વેરાયેલા જંગલમાં કુદરતનું નિરીક્ષણ કરવાને માટે અઠવાડિયાઓ સુધી ફરવા જવા દેતા. નાનસેન શીખેલો કે જરૂરિયાતથી વધારે કમાવું નકામું છે. જંગલના ઝાડપાન અને કુદરતનું અવલોકન કરતાં નાનસેન વિજ્ઞાનનો રસિયો થઈ ગયો. અને વિજ્ઞાને તેને પ્રાણીશાસ્ત્રવિદ્ અને જલ વિશારદ્ બનાવ્યો. બર્ગેનમાં પી. એચ. ડી. નું કરવા માંડ્યો. અને ઉત્તરધ્રુવના હવામાનની નોર્વેજીયન વહાણોને આગાહી કરવા લાગ્યો. આ આગાહી ખૂબ જ નજીકના અગમ્ય ગ્રીનલેંડના નકશાથી કરવામાં આવી. અને આ રીતે તેના સાહસનો આરંભ થયો.

ગ્રીનલેંડની પશ્ચિમે આવેલાં બંદરોમાં ડેનીશ લોકોની જંગલી વસાહતો હતી. અહીંથી મહાન ઉત્તરધ્રુવને સર કરવાના પ્રયત્નો થયેલ અને બધાને અડધે રસ્તે જઈને પાછા ફરવું પડેલું. પૂર્વ બાજુએ તેઓની વસાહતો નહોતી. ઊંચા પર્વત–શૃંગનો સ્પર્શ કરીને જતાં સમંદરના જલરાશિમાં મોટા બરફના પર્વતો તણાઈને આવતા–જતાં. સાગરના ઘૂઘવાટનો અવાજ માઈલો સુધી આવતો અને બરફના પહાડો વચ્ચેથી જતાં બુલબુલ પંખીઓ ઉશ્કેરાટ અનુભવતાં.

નાનસેને ગ્રીનલેંડની પૂર્વથી પશ્ચિમે જવાની દરખાસ્ત હિંમતથી રજૂ કરી. નાનસેનને શ્રદ્ધા હતી અને કહેતો કે 'જો આપણે એમ માનીએ કે આપણી પાછળ કોઈ નથી તો જ આપણે આગળ વધી શકીએ.' તેની આ તરકીબ ખૂબ કામયાબ નીવડી. પહેલાં તો બધાને હાસ્યાસ્પદ લાગી. પરંતુ એક ડૅનીશ વેપારીએ ત્રણ નોર્વેજીયન ખેલાડીઓ અને બે લેપ લોકોનો પ્રવાસ–ખર્ચ આપવા કબૂલાત કરી.

પછી તેઓની તડામાર તૈયારીઓ ચાલી. નાનસેન જોઈતી ચીજો શોધીને પોતના હાથે જ ગોઠવે. તેના સામાનમાં ગમેતેવા બરફમાં દોડી શકે તેવી 'સ્લેજ' ગાડીનો પણ સમાવેશ થઈ ગયો. નાનસેને નોર્વેના બરફમય શિયાળામાં ચાલી શકે તેવી મુસાફરીની દરેક ચીજોને જાતે જ તપાસીને સાથે લીધી.

ગ્રીનલેંડના ભયંકર પૂર્વ કિનારે પહોંચવા માટે માણસોને લઈને, ૧૮૮૮ના ઉનાળામાં વહાણે મજલ શરૂ કરી. વહાણને કેટલાંય અઠવાડિયાંઓ સુધી બર-





'આત્મા ધોવાઈ ગયો, નવા માનવીઓના પગતળે કચડાઈ ગયો, જેથી કરીને પોતાને પીછાનવા માટે પોતે છુપાઈ શકે.'

તેના મહાન સાહસો માત્ર શરૂઆતમાં જ હતા. ૧૯૦૫ માં ઊગતા રાષ્ટ્રવાદે નોર્વે-સ્વીડનના નેવું વરસના જોડાણને ફેંકી દીધા નાનસેન નોર્વેનો નેતા બન્યો. સ્વીડનની પાસે આઠ હજાર માણસોનો સમુદાય હતો ત્યારે નોર્વે આગળ માત્ર ચાર હજાર માણસોનો જ સમુદાય ! સ્વતંત્રતાની માગણી માટે તે સમય ધારતીભરેલો હતો, પરંતુ નાનસેનને પોતાના પ્રવાસમાંથી પાઠ શીખવા મળ્યો હતો કે 'દરેક વસ્તુ કરવાની હોય તે શીઘ્ર જ કરવી જોઈએ ! તે કોપનહેગન અને લંડન ફરી આવ્યો, તે ત્યાંના તંત્રીઓ અને નેતાઓને મળ્યો. ત્યાં ભાષણો અને લેખો પ્રગટ કર્યા. પરદેશીઓ નોર્વે વિષે અજાણ હતા પરંતુ નાનસેનના નામે તેઓને જાણતા કરી દીધા. તેની નિખાલસતા અને સચોટ દલીલોએ ડેનમાર્ક અને બીજા દેશોની સ્વતંત્રતા નક્કી કરી, અને સ્વીડનના શાંતિમય ઉકેલ માટે સંમતિ મળી.

પહેલા વિશ્વયુદ્ધે નોર્વેને કફોડી સ્થિતિમાં મૂકી દીધો. તેનો આયાત-નિકાશનો વેપાર પડી ભાંગ્યો, તેનું અર્થશાસ્ત્ર અવ્યવસ્થિત બની ગયું ફરી પાછી નાનસેનની મદદ લેવામાં આવી આ વખતે નાનસેને વૉશિંગ્ટન, લંડન અને બીજા શહેરોનો પ્રવાસ કર્યો, અને નોર્વે માટે અનાજની સહાયની સંમતિ લેતો આવ્યો.

વળી વર્સાઇલ્સની સંધિએ તેને જરાયે શાંતિ ન લેવા દીધી. લીગની સામે પહેલા તો યુદ્ધ-સૈનિકોને ઠેકાણે પાડવાનો પ્રશ્ન હતો.

નોર્વે હમેશાં જે કરતું આવતું હતું તે લીગે કર્યું અને નાનસેનને બોલાવ્યો.

નાનસેને ફરી ઑસ્લો યુનિવર્સિટીમાં જલવિશારદના પ્રોફેસર તરીકે કામગીરી કરવાનો પ્રયત્ન કર્યો, ત્યાં તો ફરી જનતાની S. O. S. માં જોડાવું પડ્યું.

યુરોપની લાલ ચળવળમાં પંદર હજાર માનવીને મારી નાખવામાં આવ્યા. દેશના નેતા તરીકે નાનસેને સફેદ રશિયનોને ફ્રાન્સ, અલ્જેરિયા, ચેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા, પેલેસ્ટાઇન અને અમેરિકામાં પુનર્વસવાટ કરી આપ્યો.

ઘણુંખરું કેદીઓની પરમીટ માટે લીગ ગુંચવણમાં આવી પડી. પરંતુ નાનસેને ખુદ તે સવાલનો નિકાલ આણ્યો. દૈવવશાત્ બાવન રાષ્ટ્રોએ તેનું માન રાખ્યું અને આજે પણ સરકારના રક્ષણની જગાએ પોતાના વડા તરીકે નાનસેનનું પ્રમાણપત્ર લઈને હિંમતથી રંગાયેલા ચહેરાવાળા ક્રોડજોફ નાનસેનનું બહુમાન કરે છે.

રશિયાના કેદીઓને મદદ કરતો હતો તેવામાં ગ્રેગ-તુર્કના યુદ્ધમાં ભોગ બનેલાઓની મદદ માટે આહ્‌વાહન આવ્યું—

યુદ્ધ-વિરામની હદમાંથી, હજારો ગ્રીક અને આર્મેનીઅન કેદીઓ અસહિષ્ણુ ટર્કીશ રાજ્યની નીચે મૂકાઈ ગયા. અને ઘણા કેદીઓ અટવાઈ પડ્યા.

નાનસેને જોયું કે ગ્રીક-સૈનિકોની ફેરબદલી યુરોપના દેશોમાં કરવાથી જ શાંતિ થશે. નાનસેને આ માટે દરખાસ્ત રજૂ કરી અને કેદીઓની ફેરબદલી કરવા માંડી.

ત્યાં તો ઇ. સ ૧૯૨૨નો રશિયામાં ભયંકર દુકાળ આવી પડ્યો. ત્રણ લાખ માણસોએ ઝાડોના પાન અને માનવનું માંસ ખાઈ જીવનનિર્વાહ કર્યો નાનસેનની ઉંમર સાઠ વર્ષની થઈ હતી. તો પણ કામ કરવા માટે આનાકાની ન કરી. અને ખરેખર લીગે જ્યારે રશિયાને માટે ફાળો આપવાની ના પાડી ત્યારે નાનસેન યુરોપ અને અમેરિકા ફરીને ફાળો એકઠો કરી આવ્યો. અમેરિકાના, હાર્બર્ટ હુવરના પ્રયાસથી દુષ્કાળપીડિતોને બચાવવામાં આવ્યા, અને આ રીત નાનસેનના અંગત પ્રયત્નથી દસ હજાર માણસોને અનાજ મળ્યું. નાનસેન ખુદ રસોડાની દેખરેખ રાખતો, અને પીરસવાના તથા રસોઈના કામમાં ખૂબ જ શ્રમપૂર્વક મદદ કરતો હતો.

# જીવનસાથીની શોધમાં

મનસુખલાલ તા. મહેતા

> બહુ જ સીધુંસાદું લાગતું આ મથાળું એક વિચારપ્રધાન નાટિકા આપી જાય છે એ તો ત્યારે જ ખબર પડે કે એ રસપૂર્વક વાંચી લઈએ. વીમા વ્યવસાયી હોવા છતાં અહીં લેખક તરીકે પણ એવી સરસ રીતે રજૂ થાય છે કે એમની બહુશ્રુતતા આવા અનેક સફળ પ્રયોગો આપી જાય એવી વિનતી કરવા પ્રેરે છે.

પાત્રો:—પ્રતિમા—પરમાણંદ શેઠની પ્રૌઢ ઉંમરની પુત્રી અને અશોકની વિધવા માતા.

સુભદ્રા-પ્રતિમાની નાની બ્હેન.

અશોક—પ્રતિમાનો ૨૨ વરસનો તાજો બેરીસ્ટર થઈ આવેલો યુવાન પુત્ર.

શીલવતી—અશોકની નાની બ્હેન.

[વાલકેશ્વરના એક બંગલાનો ડ્રોઇંગરૂમ. સુંદર અને સુશોભિત ફરનિચર. બે ત્રણ પુસ્તકોના કબાટો. એક બાજુની દિવાલ પર સુંદર ઘડીઆળ શોભે છે. બીજી બાજુની દિવાલ પર પ્રતિમા અને તેના પતિનો સાથે મોટા કદનો ઍન્લાર્જ ઑઇલ પેંઇન્ટ છે. એક સોફા ઉપર શીલવતી થિયોફાઈલ ગોશિયાનું The Beautiful Vampire નું પુસ્તક વાંચતી માલુમ પડે છે. સમય રવિવારના બપોરના ત્રણ]

સુભદ્રા : (ડ્રૉઇંગ રૂમમાં પ્રવેશ કરતી) શીલુ, તને વાંચ્યા સિવાય બીજું કાંઈ કરવું ગમે છે કે ગમતું જ નથી? આખો દિવસ પુસ્તક વાંચ્યા કરવું તે કાંઈ સારું કહેવાય?

શીલવતી : (સુભદ્રાને આવકાર આપતી) આવો માશીબા-ભર્તૃહરિએ કહ્યું છે કે: '**न रम्यं ना रम्यं प्रकृति गुणतो [वस्तु किमपि**' એટલે આ જગતમાં કોઈ પણ વસ્તુ એવી નથી, કે જે પોતાના સ્વભાવે જ સારી યા ખરાબ હોય. ખરાબ યા સારી તો તેનો ઉપયોગ કેવો થાય છે તેની પર આધાર રાખે છે.

સુભદ્રા : વારુ, ત્યારે આ પુસ્તકમાં શું આવે છે? કોઈ સ્ત્રી કોઈ પુરુષના પ્રેમમાં પડી જતી હશે, અને પછી બાપડીને કોઈ બીજા સાથે પરણવું પડતું હશે, કેમ?

શીલવતી : એવું કાંઈ આ પુસ્તકમાં નથી આવતું. આ નવલકથાનો નાયક એક ભિક્ષુ છે, પણ માત્ર એક સ્ત્રીને જુવે છે અને તેમાંથી તેને વાસના ઉત્પન્ન થાય છે, અને તેથી તેની શાંતિ અને સુખનો અંત આવી જાય છે.

---

રશિયનોને, આર્મેનીઅન અને થોડાંક ગ્રીકોને મદદની અપીલ કરતો. નોર્વેના પ્રતિનિધિ તરીકે અને જીનીવાના કુટુંબના વડા તરીકે ફ્રીડજોફ નાનસેન ખૂબ જ મશહૂર બની ગયો. લાયકાતે મેળવેલા ૧૯૨૨ના શાંતિ ચાહકના ઇનામના રૂપીઆ નાનસેને ગ્રીક-નિરાશ્રિતોના પુનર્વસવાટ માટે આપી દીધા.

નાનસેન હજુ બીજા પ્રવાસના સ્વપ્નમાં રાચતો હતો: કદાચ ઉત્તરધ્રુવની ઉપર ઝેપલીનમાં ઊડવાના. પરંતુ તેના હેરતભર્યા સાહસોએ તેને જીર્ણ કરી મૂક્યો. ઈ. સ. ૧૯૩૦ના મે માસની બપોરના ઍારસો પાસેના તેના ઘરના આગળના ભાગમાં બેઠાં બેઠાં પર્વતની પાસે આવેલા પાઈન-વૃક્ષોને તે નિહાળતો હતો. એકાએક તે નમી પડયો અને તેનું મસ્તક તેના હાથમાં આવી પડયું અને તે અવસાન પામ્યો.

તેનો મૃત્યુલેખ જ તેની મહત્તાની ઘોષણા કરે છે. ૧૯૨૬ માં સેન્ટ એન્ડ્રુઝ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને આ પ્રમાણે કહેતો હતો: 'મને મારી જિંદગીની સફળતા વિષે કહેવા દો—મારી હોડીઓ જલી રહી હતી ત્યારે મારો જીવનમંત્ર ફક્ત 'આગે કદમ'નો જ હતો!'—

★

પ્રતિમા : (સુભદ્રાની નજીકના એક સોફા પર બેસે છે.) સુભદ્રા, શું ચર્ચા ચાલે છે?

શીલવતી : બા, ભાઈ લંડનથી આવ્યા પછી આપણા ઘરમાં લગ્ન સિવાયની બીજી કોઈ વાતની ચર્ચા થતી તમે સાંભળી છે?

સુભદ્રા : મોટી બહેન, આ શીલવતીને જલદી ઠેકાણે પાડવામાં નહિ આવે તો એની પર કોઈ સાધ્વીની નજર જરૂર પહોંચી જવાની.

પ્રતિમા : ગૃહસંસારના અવનવા અનુભવો અને જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય સાધ્વી બનીને સંસારનાં સ્ત્રી–પુરુષોને એ શું ઉપદેશ આપી શકશે?

શીલવતી : બા, ગૃહસંસારના અવનવા અનુભવો લીધા પછી, સંસારનાં સ્ત્રી–પુરુષોનું માનસ વિકૃત થઈ જાય છે, એમ તને નથી લાગતું? મહાન આચાર્યો હરિભદ્ર સૂરિ, હેમચંદ્રાચાર્ય, અને શંકરાચાર્ય જેવાને સંસારના શું શું અનુભવો હતા!

પ્રતિમા : સંસાર એ તો સાધના છે, અને એ સાધનામાંથી પસાર થયા સિવાય જગતનાં સ્ત્રી–પુરુષોને સંસાર ત્યાગ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. (અશોક સામે જોઈને, જરા ગુસ્સાથી) પણ અશોક, તેં આ બધી શી ભવાઈ આદરી છે?

સુભદ્રા : કન્યાઓને જોવા જાય, તેમાં તમને ભવાઈ લાગે છે?

પ્રતિમા : પણ હંમેશ નવી નવી કન્યા જોવા જવું અને જોયા પછી તેને નાપાસ થયેલી જાહેર કરવી, એમાં એની શોભા વધે છે તેમ તને લાગે છે સુભદ્રા!

અશોક : પણ મારું મન ન માને તો પણ મારે કબુલ કરી દેવું એમ તમારૂં કહેવું છે, બા?

શીલવતી : કલ્લોલિની અભણ છે, નંદિનીનું નાક બરોબર નથી, પદ્મિની અભિમાની છે, ત્યારે હવે વિશાખામાં શું કહેવાનું છે? મારી સાથે કૉલે-જમાં તે અભ્યાસ કરે છે, અને સુંદર તેમજ પ્રતિભાશાળી છોકરી છે.

અશોક : (ચીડાઈ ને) વિશાખાના શરીરનાં અવયવો જ અખંડ ક્યાં છે? તેના કાનો અને નાક વીંધેલા છે, અને એવા વિકૃત અવયવાળી પત્ની મને તો ન ગમે.

શીલવતી : એના અવયવો વિકૃત છે કે તારું માનસ વિકૃત છે એનો તો જરા વિચાર કર.

સુભદ્રા : રાઈચંદ શેઠની રાજવતીમાં શું કહેવાનું છે?

અશોક : રાજવતી છે તો સુંદર, પણ તેના માથાના વાળ ભુરા રંગના છે, અને તેથી આખા શરી ની શોભા ઊડી જાય છે.

સુભદ્રા : ચારુલતાના તો આખું ગામ વખાણ કરે છે, તેમાં તને શું ખામી લાગી?

પ્રતિમા : આપણી જ્ઞાતિમાં ચારુલતા જેવી સરસ, સુંદર, સોહામણી અને નમણી બીજી કોઈ કન્યા જ નથી, તે પણ તને શું નથી ગમતી?

અશોક : ચારુલતા છે તો સરસ, પણ તેના પિતાની આર્થિક સ્થિતિ કેટલી નબળી છે!

શીલવતી : (હસતી હસતી) **दारिद्र्य दोषा गुणराशि नाशी**, કેમ ખરું ને અશોક?

અશોક : (ચીડાઈ ને) શીલવતીને અહીંથી બહાર કાઢો, પછી જ હું વાત કરીશ.

પ્રતિમા : (ગંભીર થઈને) શીલવતી, આ ચાવી લઈને તારા બાપુના કબાટમાંથી તેની બધી ડાયરીઓ પડેલી છે તે લઈ આવ.

[શીલવતી ૬–૭ ડાયરીઓ લાવે છે, તે બધી ડાયરીઓનાં અમુક અમુક પાનાંઓમાં લીલા કાગળની ચબરખીઓ મૂકેલી જોવામાં આવે છે. પ્રતિમા બધી ડાયરીઓ પોતાની પાસેના ટેબલ પર મૂકે છે; અને તેમાંથી એક લઇ અશોકને આપે છે અને ચબરખી મૂકેલાં પાનાંઓ માટે વાંચવાનું અશોકને કહે છે.]





અશોક ડાયરીનાં એક પછી એક પાનાંઓ વાંચે છે :

૧૧-૭-૩૦

મારું વેવિશાળ મુંબઈના પરમાણુંદ શેઠની મોટી પુત્રી પ્રતિમા સાથે કર્યાનો તાર આજે આવ્યો. સગાંવહાલાંઓ અને સંબંધીઓ આ વેશવાળ માટે ભારે ટીકા કરે છે, અને 'પ્રતિમા' માત્ર નામ જ સુંદર છે, બાકી તો તદ્દન કાળી અને કદરૂપી છે, એમ વાતો કરે છે. આપણા લોકો કોઈ પણ બાબતમાં અસાધારણ શક્તિ ધરાવતા હોય, તો તે માત્ર બીજાઓની ટીકા કરવાની બાબતમાં. એ કાળી હશે તો વળી મારામાં એવું શું સૌંદર્ય છે? એ બિચારીના મનની સ્થિતિ શું હશે, તેની મને ક્યાંથી ખબર પડે? હું તો ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, પ્રતિમાના યોગ્ય પતિ બનવા માટે, મને શક્તિ અને બુદ્ધિ આપે.

૬-૨-૩૧

લગ્નની જાન ગઈ કાલે સાંજના આવી, અને પ્રતિમા સાથેનું પહેલું મિલન ગઈ કાલ રાત્રે થયું. કવિઓએ લગ્નની પ્રથમ રાત્રિ માટે કેવાં કેવાં વિચિત્ર અને મોહક વર્ણનો કર્યાં છે!

લગ્નની પ્રથમ રાત્રિના મારા અનુભવની શું શું વાતો લખું? અમે બન્ને કેમ જાણે ઘણાં વરસોથી છૂટાં પડી પાછાં ગઈ કાલે મળ્યાં હોઈએ, એવું અમને બન્નેને લાગ્યું. ટાવરમાં સવારના છના ટકોરા થયા ત્યારે અમને લાગ્યું કે અમારી વાતો આ જીવનમાં કદીય પૂરી નહિ થવાની. મેં એને કલાક માટે સૂઈ જવા કહ્યું, પણ તેણે કહ્યું કે એ આ ઘરમાં માત્ર મારી પત્ની તરીકે નહિ પણ કુલવધૂ તરીકે આવે છે, અને એ રીતે તેણે તેની ફરજ બજાવવી જ જોઈએ. તુરત નીચે ગઈ અને ઘરના કામકાજમાં સામેલ થઈ.

લોકો પ્રતિમાનાં રૂપ માટે જાતજાતની વાતો કરે છે, પરન્તુ તેઓ બિચારા તો માત્ર બાહ્યરૂપ જોઈ શકે, હૃદયનાં ભાવો કેવા કરુણ અને કોમળતાભર્યા છે! મને તો લાગે છે કે જગતની તમામ સુંદર સ્ત્રીઓના રૂપનાં સમૂહને એકઠાં કરવામાં આવે, તો પણ પ્રતિમાનાં હૃદય રૂપ સામે એ રૂપનો સમૂહ ઝાંખો લાગે. પ્રતિમાને યોગ્ય પતિ બનવા માટે હું પ્રયત્ન કરીશ, પણ આ જન્મે હું તેનો યોગ્ય પતિ થઈ શકીશ કે કેમ તેના માટે મને તો શંકા છે.

૭-૩-૩૧

હું અને પ્રતિમા બંને આજે મુંબઈ આવ્યાં. પરમાણુંદદાસ શેઠની મોટર ગ્રાન્ટરોડ અમને લેવા આવી હતી. મુંબઈ, જીવનમાં સૌથી પહેલી વખત આવ્યો, એટલે મને તો બધું નવું નવું લાગે છે.

૨૧-૩-૩૧

શ્રી પરમાણુંદદાસ શેઠના કહેવાથી આજથી તેમની ઑફિસમાં જવું શરૂ કર્યું છે. પુરુષ માટે આ જગતમાં ભયંકરમાં ભયંકર જો કોઈ શિક્ષા હોય, તો તે સાસરાનાં ઘેર રહેવામાં છે. અહીં મળતાં વૈભવ અને સગવડો, કેવા ઝેરી-સાપ અને વીંછી જેવાં મને ડંખે છે, તે તો માત્ર મારો અંતરાત્મા જ જાણે છે. લાયકાત અને અધિકાર સિવાયની પ્રાપ્ત થતી વસ્તુઓ, મોટા ભાગે, માણસને આનંદ અને સંતોષ આપવાને બદલે માત્ર દુઃખ અને કલેશ જ આપે છે, તે હું પ્રત્યક્ષ અનુભવી રહ્યો છું.

૧૭-૫-૩૧

શ્રી પરમાણુંદદાસ શેઠની ઑફિસમાંથી મને માસિક પગાર તરીકે રૂપિયા સાઠ મળ્યા, તે વાત સાંભળી પ્રતિમાને ભારે આઘાત લાગ્યો. પ્રતિમા આજે જૂની હનુમાન ગલીમાં લાલજી મેઘજીના માળામાં રૂમ બતાવવા લઈ ગઈ. પહેલા માળે સંડાસની બાજુમાં ૧૪ રૂ. ભાડાની રૂમ જોઈ હું દંગ થઈ ગયો. આવી રૂમમાં આમ ઉછરેલી પ્રતિમા કેમ રહી શકશે! મેં કહ્યું : આવી રૂમમાં તને કેમ ગમશે? પ્રતિમા હસી અને બોલી : કોઈનાં મહેલ કરતાં આપણું ઝૂંપડું હજાર દરજ્જે સારું. પ્રતિમાની બુદ્ધિએ મને મહાત કર્યો. ઇમર્સને ખરું જ કહ્યું છે કે 'પ્રકૃતિ જ્યારે મુશ્કેલીઓ વધારે છે ત્યારે બુદ્ધિબળને પણ વધારે છે.'

૨–૧–૩૨

પ્રતિમાને આજે સવારના ૭ વાગે ડૉ. અમીનની હૉસ્પિટલમાં પુત્રનો જન્મ થયો. સાંજના હું તેની પાસે ગયો હતો. બાળકનું મુખ આબેહુબ પ્રતિમાનું પ્રતિબિમ્બ છે. મેં કહ્યું : આ બાળક બરોબર તારા જેવું છે, એટલે તારાં ગુણદોષો પણ તેમાં આવવાનાં. પ્રતિમા હસી અને બોલી : સંતાન માત્રમાં માતાના ગુણો અને પિતાના દોષો આવે છે. મેં કહ્યું : વિજાતીય આકર્ષણનાં કારણે આ જગતની ઉત્પત્તિ થઈ છે, અને એટલે મને લાગે છે કે કુદરતના નિયમ પ્રમાણે પુત્રને હમેશાં માતાના ગુણ દોષનો વારસો આવે છે. પ્રતિમાએ હસીને કહ્યું : હવે આવતી વખતે તમારા વારસદારનો વિચાર કરશું, અત્યારે મારી ઈર્ષા કરવી રહેવા દો.

૧૫–૫–૩૨

સુભદ્રા આજે ઘેર આવી હતી. છોકરાનું નામ અશોક પાડ્યું છે. ઘરમાં પારણું જોઈને સુભદ્રાએ કહ્યું : આવી નાનકડી રૂમમાં વળી આ પારણું બધી જગ્યા રોકશે, અને આ રૂમમાં ફરનિચર મૂકવાની જગ્યા જ ક્યાં છે ? તમને આમ રહેતા કેમ ફાવે ? પ્રતિમાએ કહ્યું : The less we have the more we are. (જેટલા પ્રમાણમાં અમારી પાસે ઓછું છે તેટલા પ્રમાણમાં અમે મહાન છીએ) અને અમે ત્રણે હસી પડ્યાં.

૧૭–૨–૩૨

પ્રતિમાને છેલ્લા ચાર દિવસથી તાવ આવે છે, આજે ડૉકટરોએ આ તાવ ટાઈફૉઈડ છે એમ જાહેર કર્યું. આવની કાલે પૉલીક્લીનિકમાં તેને દાખલ કરવા નક્કી કર્યું છે.

૨૮–૭–૩૨

પ્રતિમાની તબિયતે ગંભીર રૂપ પકડ્યું છે. ડૉકટરો તો આશા ગુમાવી બેઠા છે. પ્રતિમાની મગજ શક્તિ તો અજબ રીતે કામ કરે છે. ભગ્ન હૃદયે તેની પાસે હું એકલો જ હતો ત્યારે મને કહેવા લાગી : 'જે પ્રેમ માત્ર ઇન્દ્રિયોને જ આધીન છે તે પ્રેમનો અંત તો ઇન્દ્રિય જીવન પૂરું થતાં જ આવી જાય છે, પરન્તુ જેને પ્રેમના અમૃતસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, તેનો પ્રેમ તો મૃત્યુને ભેદી એની પેલી પાર પહોંચે છે.' ભવભૂતિને યાદ કરીને કહેવા લાગી : 'વિદ્યમાન પ્રિયજનની સ્મૃતિમાં મૃત પ્રિયજન જીવે છે.'

હું આ સાંભળી ન શક્યો. મેં કહ્યું : સાવિત્રીના જીવતાં સુધી યમરાજના દૂતો જેમ સત્યવાનનો પ્રાણ ન લઈ જઈ શક્યા, તેમ મારામાં જીવ છે ત્યાં સુધી તારા પ્રાણને કોઈ ઈજા કરી શકે નહિ. પ્રતિમા વિના મારા એકલવાયા જીવનનું ચિત્ર મારી આંખ સમક્ષ આવે છે, ત્યારે એની કલ્પનાથી જ હું ધ્રૂજી જઉં છું. મારી નસના વહેતા લોહીનાં બિન્દુએ બિન્દુમાં પ્રતિમા છે. હે ઈશ્વર ! મારા આયુષ્યનાં બાકી રહેલાં વરસો હું તેને આપું છું, અને પ્રતિમાને બદલે મને તું ખુશીથી લઈ શકે છે. બાળક પિતાને ગુમાવે તે જોઈ શકાય, પણ બાળક, માતા વિનાનો થાય એ તો અસહ્ય પ્રકારનું દુઃખ છે.

૭–૮–૩૨

ઈશ્વરે મારી પ્રાર્થના સાંભળી છે, પ્રતિમા ભયમાંથી પસાર થઈ ગઈ. સુભદ્રા આજે હૉસ્પિટલમાં આવી હતી. અમે ત્રણે બેઠાં હતાં ત્યારે સુભદ્રાએ મને હવે અગાઉની માફક મંદિરે પૂજા કરવા જવા માટે કહ્યું : મને હસવું આવ્યું અને જવાબ આપ્યો : નિર્જીવ મૂર્તિની પૂજા કરવાનું શાસ્ત્રોમાં ફરમાન એટલા માટે કરવામાં આવ્યું છે કે, માણસ એ રીતે સજીવ મૂર્તિની પૂજા કરવાને લાયક બની શકે. જ્યાં ચેતન છે, જ્યાં આત્મા છે, ત્યાં ત્યાં ઈશ્વરની એક અદૃશ્ય મૂર્તિ હોય છે જ, અને જ્યાં સુધી આપણે આની પૂજા કરતા નથી ત્યાં સુધી નિર્જીવ મૂર્તિની પૂજા એ અપૂર્ણ પૂજા છે.

મારું કથન સાંભળી સુભદ્રા હસવા લાગી અને પ્રતિમાએ કટાક્ષ કર્યો : તારા બનેવીને દલીલમાં તું કદાપિ પણ નહિ જીતી શકે. સુભદ્રાએ જવાબ





આપ્યો : સ્ત્રીઓના નસીબમાં તો પુરુષોની પાસે હારવાનું જ છે ને! મેં કહ્યું: પુરુષ પત્ની વિના, અને સ્ત્રી પતિ વિના હમેશાં અપૂર્ણ છે. અલબત્ત અરસપરસ એકબીજાએ એકબીજાની સલાહ લઈ પૂર્ણ બનવાનું ધ્યેય રાખવું જોઈએ. ત્યાં તો સુભદ્રા ટિખળ કરતી બોલી: પૂર્ણ બન્યા પછી એક બીજાને એક બીજાની સહાયની જરૂર રહે ખરી? મેં કહ્યું: પૂર્ણ બનતાં અગાઉ એ બન્ને એવાં એકરૂપ બની જાય છે કે તેમાં દ્વિતીયપણાના ભાવ માટે અવકાશ જ નથી હોતો. સુભદ્રાએ પ્રતિમાની સામે જોઈ કહ્યું: બહેન, આ માંદગીમાંથી તમને સારું થયું ન હોત, તો અશોકની નવી બા શોધવાનું કાર્ય ભારે મુશ્કેલ થઈ જાત. પ્રતિમા મારી સામે જોઈને હસતી હસતી બોલી: સુભદ્રા, તારા બનેવીને તું હજુ ઓળખતી નથી; હું મૃત્યુ પામી હોત તો તપ કરીને તારા બનેવી, સ્વર્ગમાંથી આ પૃથ્વી પર મને લાવ્યા વિના રહેત નહિ. મને હસવું આવ્યું, પણ તુરત ગંભીર થઈને બોલ્યો: સ્થૂલ દેહ નહિ, તો સૂક્ષ્મ દેહે તો જરૂર પાછી લાવત, પ્રતિમા.

૧૭-૭-૩૩

પ્રતિમાને આજે સવારના ૭-૧૦ મિનિટે પુત્રીનો પ્રસવ થયો.

પુત્રજન્મનો આનંદ તો સૌને થાય છે, પણ મને તે પુત્રીજન્મનો આનંદ જેવો થાય છે, તેવો આનંદ ભાગ્યે જ બીજા કોઈ પિતાને તેની પુત્રીજન્મ પ્રસંગે થયો હશે નર્સે મને જ્યારે એને હાથમાં લઈ બતાવી, ત્યારે મને મારી બા યાદ આવી. બાપુજી મને કહેતા હતા કે હું આબેહૂબ મારી માતાનું પ્રતિબિમ્બ છું. આજે બા હયાત હોત તો કહેત કે આ છોકરી આબેહૂબ હું જન્મ્યો ત્યારે જેવો હતો, તેવી જ છે. જે માતાને મેં બાલ્યાવસ્થામાં ગુમાવી, તે જ માતા પુનર્જન્મ લઈ મારે ત્યાં તો નહિ આવી હોય? જીવનનું પરમભૂષણ શીલ છે, એટલે આ છોકરીનું નામ શીલવતી રાખવા નક્કી કર્યું છે.

૨૨-૮-૩૩

અમે બેમાંથી હવે ચાર થયાં, એટલે માસિક રૂ. ૬૦માં નિભાવ થવો મુશ્કેલ છે. પરમાણંદ શેઠ તો ઇચ્છે છે કે કંટાળીને અમે તેમની સાથે રહેવા જઈએ, પરંતુ પ્રતિમા કહે છે કે: 'મારો પતિ મારા પિતાની સાથે રહે એ સ્થિતિ કરતાં વિધવા તરીકે રહેવું હું પસંદ કરું.' અને ખરેખર, ઘરજમાઈ કરતાં વિધવા પુત્રી હજાર દરજ્જે ઉત્તમ છે. પણ ધનવાનોને આ ભાન ક્યાંથી થાય?

બીજી નોકરી માટેના પ્રયત્નો પણ નિષ્ફળ ગયા છે અને સૌ પરમાણંદદાસ શેઠના જમાઈ તરીકે ઓળખે છે, એટલે નોકરીની વાત કરવા જઉં છું, ત્યાં સામેથી મારી મશ્કરી કરવામાં આવે છે. અને મારી મશ્કરી કરવામાં લોકો ખોટું પણ શું કરે છે! મોટા ભાગે શક્તિહીન, સ્વાર્થી અને પાંગળા યુવાનો જ ધનવાનોના જમાઈ થવા માટે પડાપડી નથી કરતા? ધનવાન લોકો પણ પોતાની પુત્રીઓનાં માટે આવાં રમકડાંઓની શોધમાં જ નથી રહેતા?

૫-૯-૩૩

શ્રી પરમાણંદ શેઠની નોકરી છોડી દીધી છે. આફ્રિકા જવા માટેનો પાસપોર્ટ કઢાવ્યો છે. હાલ તો હું એકલો જઈશ ત્યાં સ્થિર થયા પછી, પ્રતિમા અને બાળકોને બોલાવી લઈશ. પ્રતિમાનું જીવન મારી સાથે લગ્ન કરવાના કારણે વેડફાઈ રહ્યું છે. એને હું ન આપી શક્યો સુખ કે ન આપી શક્યો શાંતિ. મારી પ્રત્યેનાં તેનાં પ્રેમ અને પ્રીતિ એવાં અગમ્ય અને અપૂર્વ છે, કે તેના પર હું બહુ બહુ વિચાર કરું છું તો પણ આ સ્ત્રી પ્રત્યે આવી માયામમતા કેમ થઈ હશે તે નથી સમજી શકતો. મારી ભૂલો, સ્ખલનો, અને અણઆવડત માટે એ ઠપકો આપતી હોત તો ચિત્તને આનંદ થાત, કારણ કે, ઘણીવાર ભૂલોની શિક્ષા કરતાં અશિક્ષા માણસના અંતરને મહાવેદનારૂપ થાય છે.

ઝીણો ઝીણો તાવ અને ઉધરસ મને રહ્યા કરે છે,




કાન્તિ, દેવરહંઇ (દેવને) મન ભ્રાંતિ, ઘલકતે નેઉરિ, ઝલકતે કુંડલિ, હાથિ વરમાલ, અદ્ધચંદ્રસમભાલ, રૂપિ વિશાલ, ઇસી બાલદેવિ દેખઇ નૃપાલ।

એ જ રીતે અયોધ્યાનગરીના વર્ણનના આ ટુકડો જુઓ: તિહાં છઇ નગરી અયોધ્યા। કિસી તે નગરી—ધનકનક સમૃદ્ધ, પૃથ્વીપીઠિ પ્રસિદ્ધ અત્યંત રમણીય, સકલલોકસ્પૃહણીય, પૃથ્વીરૂપિણી કામિની રહઇં તિલકાયમાન, સર્વ-સૌંદર્યનિધાન, લક્ષ્મીલીલાનિવાસ, સરસ્વતી તણઉ આવાસ...ઇત્યાદિ.

આમ, સમપ્રમાણ વાક્યબંધવાળું કલાત્મક ગદ્ય સૌપ્રથમ આપણને 'પૃથ્વીચંદ્રચરિત્ર'માં જોવા મળે છે. તેની પછી પચીસેક વર્ષે હેમહંસગણિકૃત 'નમસ્કાર-બાલાવબોધ' નામનું ભાષ્ય મળે છે. પણ તેમાં ગદ્ય-વિકાસની દૃષ્ટિએ કશી નોંધપાત્ર વિશિષ્ટતા નથી. પછી લગભગ પોણાચારસો વર્ષે—એટલે કે ઓગણીસમી સદીના આરંભમાં—સહજાનંદ સ્વામીનાં 'વચનામૃતો' પ્રાપ્ત થાય છે, તેની ભાષા લગભગ આજના જેવી છે. તેનું ગદ્ય સરળ, સૂત્રાત્મક અને અલંકારરહિત સ્પષ્ટતાવાળું હોઈ આગલી પરંપરાથી જુદું પડે છે તેમ અંગ્રેજીના સંપર્કે ખીલેલા આજના ગદ્યથી પણ નિરાળું છે. અહીં તેની વિગતવાર ચર્ચા શક્ય નથી. પણ ટૂંકમાં કહી શકાય કે ગુજરાતી ગદ્યનું માંસલ અને ભભકદાર ગણી શકાય એવું સાહિત્યિક વ્યક્તિત્વ સૌપહેલું માણિક્યચંદ્રે બાંધી આપ્યું તો સ્વામીનારાયણે સૌપ્રથમ તેના પર 'નિમંળી' છાંટી. છેલ્લાં સો વર્ષમાં ગુજરાતી ગદ્યે શબ્દો, વાક્યરૂઢિઓ અને પદવિન્યાસથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારની પર્યેષણા પર્યન્ત અનેક બાબતોમાં પ્રશસ્ય પ્રગતિ સાધી છે. તેમ છતાં, ગુજરાતી ગદ્યના ઉદ્ભવ અને વિકાસનો ઇતિહાસ આલેખનારને 'પૃથ્વીચંદ્રચરિત્ર' તથા સ્વામીનારાયણનાં 'વચનામૃતો'ને જૂના ગુજરાતી ગદ્યના સીમાસ્તંભ તરીકે સંભાર્યા વિના નહિ ચાલે.

★

# નવું ગીત

ગાન રે હવે એકલતાનાં
　　ગાવાં નથી મારે
સૂરો વહાવી અંતરનાં
　　કાંઈ કહેવું નથી મારે;
આજ લગી ભીંજાવી
　　આંખો આંસુડાંની ધારે
દિલના દુઃખને ઘૂંટી ઘૂંટી
　　હવે રોવું નથી મારે
　　　ગાન રે હવે૦

ગાવા ચાહું આજ ગીત નવાં
　　પર અંતરના તારે
રીબાએલાંનો સાથ કરી
　　જાવું દૂરને કિનારે;
આગ જલાવવી ચેતનની
　　આ જગને અંધારે
વિશ્વની વેદના પારખવી
　　ભળી વિરાટની વણઝારે
　　　ગાન રે હવે૦

હિમાંશુ વ્હોરા

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

ગયા અંકથી શરૂ થયેલું આ લેખમાળાનું આ પ્રકરણ આ અંકે પૂરું થાય છે. એ પ્રકરણમાં જે વિચારસરણી વહી છે એની સાથે અનેક મતભેદો હોઈ શકે છતાં એ વિચારોની મૌલિકતા એટલી જ આકર્ષક છે અને એની પાછળનું લેખકનું અભ્યાસુ માનસ પણ સરસ દીપી ઊઠે છે.

## પ્રકરણ ૨૧ મું (ચાલુ)

### પાકિસ્તાન

### શ્રી ઝીણાની પદ્ધતિનું વાજબીપણું

હવે શ્રી ઝીણાએ પાકિસ્તાન મેળવવા માટે જે પદ્ધતિ અજમાવી તે પદ્ધતિ વાજબી હતી કે કેમ ? એ આપણે વિચારીએ.

હિન્દુ પ્રજાના ઇતિહાસમાં ભૂતકાળમાં અસંખ્ય પ્રશ્નો ઉપસ્થિત થયા. યુગે યુગે એ પ્રશ્નોના ઉકેલો માટે એ પ્રજાએ અનેક મહાપુરુષો પકવ્યા અને એમણે પોતાની મુંઝાએલી પ્રજાને માર્ગ બતાવ્યો. એના એ ઇતિહાસનું ઇસ્લામમાં પુનરાવર્તન થયું. આપણી રાજકીય ગુલામીના પ્રશ્નનો જૂની ઢબનો હિંદુધર્મ કોઈ ઉકેલ કાઢી શકે તેમ ન હતો એટલે મહાત્માજીએ પોતાના ગાંધી ધર્મમાં હિંદુ અને ખ્રિસ્તી ધર્મનો સમન્વય કર્યો અને એ રીતે આપણને સ્વરાજ અપાવ્યું. જૂની ઢબનો ઇસ્લામ શ્રી ઝીણાની રાજકીય મહત્ત્વાકાંક્ષા સંતોષી શકે તેમ ન હતો. એટલે એમણે ઇસ્લામ અને નાઝીવાદનો સમન્વય કર્યો. અને એ નવી ઢબના ઇસ્લામથી સત્તા હાથ કરવાનો પુરુષાર્થ આરંભ્યો. એકે ટોલ્સ્ટોયને ગુરુ કર્યા અને બીજાએ હિટલરને. આમ કરવામાં બન્ને મહાપુરુષો પોતપોતાની પ્રજાની પ્રતિભા મુજબ જ નવસર્જન કરી રહ્યા હતા. હિન્દુની તાકાત એની બુદ્ધિમાં હતી. મુસલમાનની તાકાત એના સંઘબળમાં હતી. એકને જો બૌદ્ધિક ગુંડાગિરિ કરતાં આવડતી તો બીજાને શારીરિક ગુંડાગિરિ કરતાં એટલી જ સરસ રીતે આવડતી. પાકિસ્તાન મેળવવામાં મુસલમાનોએ કેવળ પોતાના એક હજાર વર્ષના પ્રાચીન ઇતિહાસનું પુનરાવર્તન કર્યું છે. એમણે નાઝી ઢબ ઉપર પોતાનું સંગઠન જમાવ્યું. અને હિંદમાં ઠેરઠેર ખાકસારો, દીનદારો, રઝાકારો. અને હુરૈના સંગઠનના રૂપમાં મુસ્લિમ ધર્માંધતા ફૂટી નીકળી અને એણે હિન્દુ પ્રજાને થથરાવી મૂકી. પરિણામ જે આવવું જોઈએ તે જ આવ્યું. મુસલમાનોએ પોતાની ગુંડાગિરિથી પાકિસ્તાન મેળવ્યું. મુસલમાનો બીજું કરે ય શું ! અધિકું હળે કે આપ ! જેને જે આવડતું હોય તે તે કરે.

શ્રી ઝીણાની માગણી વાજબી હતી. એમની પદ્ધતિ મુસ્લિમ પ્રજાની પ્રતિભા અનુસાર હતી. છતાંય ઇતિહાસે એમને એવી મોટી તક આપી હતી કે જે તકનો એમણે યોગ્ય ઉપયોગ કર્યો હોત તો ભારતના ઇતિહાસમાં એમનું નામ અમર થઈ જાત. મહાત્માજી મુસલમાનો ગમે તે ભોગે જીતી લેવા માગતા હતા. એટલે મુસલમાનોને સરકારી નોકરીમાં ૪૦% પ્રતિનિધિત્વ, લશ્કર અને પોલીસમાં ૫૦% પ્રતિનિધિત્વ અને એમની સંસ્કૃતિને સંપૂર્ણ સલામતી. ઉપરાંત શ્રી ઝીણા હિન્દના પહેલા વડાપ્રધાન બની શક્યા હોત. પણ પાયાના પ્રશ્નને હલ કર્યા સિવાય ઊભી કરેલી આ કૃત્રિમ વ્યવસ્થા લાંબો સમય ટકત કે કેમ એ બહુ જ શંકાભરેલું છે. કારણ કે કોઈપણ પ્રજા જ્યારે પોતાનો નેતા ઊભો કરે છે, અને એ નેતા એ પ્રજાની આશા આકાંક્ષાઓને પરિપૂર્ણ ન કરે તો એને ફગાવી દેતા તે પ્રજાને ઝાઝી વાર લાગતી નથી.

મુંબઈના એક ગુજરાતી દૈનિકે પોતાના એક અગ્રલેખમાં મૌલાના આઝાદ અને મહમદઅલી ઝીણાની સરખામણી કરતાં લખ્યું હતું કે એકનામાં ઇસ્લામની



સુગંધ છે જ્યારે બીજાનામાં પશ્ચિમની સંસ્કૃતિની દુર્ગંધ છે. આ એક હાસ્યાસ્પદ સરખામણી છે. કારણકે જો શ્રી ઝીણા કેવળ પશ્ચિમની સંસ્કૃતિનું પુતળું હોત તો મહાત્માજીએ જેમ કરોડો હિન્દુઓના હૃદયમાં પોતાનું સ્થાન જમાવ્યું હતું તેમ શ્રી. ઝીણા કરોડો મુસલમાનોના હૃદયમાં કદી પોતાનું સ્થાન જમાવી શકતા નહીં. જેમ શ્રી અરવિંદ ઘોષ અને મહાત્મા ગાંધીજી એ બંને હિન્દુ સંસ્કૃતિના સાચા પ્રતિનિધિઓ હતાઃ એક વિચારક બાજુના અને બીજા ક્રિયાત્મક બાજુના. તે જ રીતે મૌલાના આઝાદ અને શ્રી મહમદઅલી ઝીણા બંનેને ઇસ્લામી સંસ્કૃતિના સાચા પ્રતિનિધિઓ કહી શકાય. એક પાંડિત્યના અને બીજા પુરુષાર્થના. મહાત્માજીની માગણી જો શ્રી ઝીણાએ સ્વીકારી હોત તો શરૂઆતમાં સૌને આનંદ થાત પણ સરવાળે દરેકને અસંતોષ રહેત અને એ વ્યવસ્થા પડી ભાગત. આજે ભારતમાં હિંદી બહુમતી અને હિન્દુ નેતાગિરિને કારણે જેટલી સહેલાઈથી હિન્દીને રાષ્ટ્રભાષા અને દેવનાગરીને રાષ્ટ્રલીપિ કરી શકાય તેટલી જ સહેલાઈથી સર્વહારા તંત્રમાં હિન્દુઓ વિજયી નીવડત અને મુસલમાનોને બધું મળ્યા પછી કશું જ મળ્યું નથી એ પ્રકારનો અસંતોષ કાયમ રહેત. તો પછી આ નવી ગોઠવણમાં વાંધો ક્યાં પડ્યો? ઇતિહાસમાં હરહંમેશ બને છે તેમ અનેક અણધારેલાં તત્ત્વો માણસની મશ્કરીઓ ઊંધી વાળી દે છે. શ્રી ઝીણાની વસ્તીની ફેરબદલીની માગણીનો કોંગ્રેસ કે અંગ્રેજ સરકાર તરફથી સ્વીકાર ન થયો. એટલે જેટલું સરળતાથી મળે તેટલું મેળવી લઈ બાકીનું શીરજોરીથી મેળવવાનું નક્કી કર્યું. નાઝીઓની આ પદ્ધતિ હતી જ અને શ્રી ઝીણાનું મગજ પણ એ જ દિશામાં કામ કરતું હતું. ઈ. સ. ૧૯૩૬ની સાલમાં એમના એક નિકટના મિત્ર અને સગાએ એમને પૂછેલું કે 'કોંગ્રેસ તમને કેટલું આપે તો તમને સંપૂર્ણ સંતોષ થાય?' એનો જવાબ શ્રી. ઝીણાએ એવો આપ્યો હતો કે 'રાજકારણમાં કદી પૂર્ણવિરામ આવતો નથી.' એમની આ નીતિ મુજબ ઉત્તરમાં પાકિસ્તાન, દક્ષિણમાં ઉસ્માનિસ્તાન, અને મુસ્લિમ રજવાડામાં રમખાણ મચાવી જે કાંઈ વિશેષ મળે તે મેળવવાની તેમને તૈયારી કરી પણ કમનસીબે સરદારની બાહોશી, અગમચેતી અને કડક વર્તનથી એમની ઘણી યોજનાઓ ઊંધી વળી ગઈ. સરદારના કરતાંય એમને વિશેષ ફટકો હિન્દુ પ્રજાએ માર્યો. પશ્ચિમ પંજાબના હિન્દુ અત્યાચારોનો જવાબ પૂર્વ પંજાબના હિન્દુ અત્યાચારોથી મળી ગયો. નઝીરના શબ્દોમાં કહીએ તો ભુંડું ઇચ્છનારનું ભુંડું થયું અને છરી મારનારને છરો વાગ્યો! આ આંતરવિગ્રહ બંને પ્રજાના નેતાઓ માટે અત્યંત અણધારેલો હતો. પણ આપણે જોઈ ગયા તેમ મુસલમાનોને એમની ભાષામાં જવાબ આપવાનો સંસ્કાર હિન્દુકોમમાં બીજી હિન્દુ પ્રતિક્રાંતિથી પ્રવેશ કરી ચૂક્યો હતો, છેવટનું પરિણામ એ આવ્યું કે ન મહાત્માજીનું ધાર્યું થયું કે ન મહમદઅલી ઝીણાનું ધાર્યું થયું. માઉન્ટબેટનનો મધ્યમ માર્ગ સૌને સ્વીકારવો પડ્યો. અને આ પ્રાચીન દેશમાં અર્વાચીન કાળમાં ભૌગોલિક સંસ્કૃતિ રચાવાને બદલે સાંસ્કૃતિક ભૂગોળ રચાઈ ગઈ.

## પાકિસ્તાનનું ભવિષ્ય

પાકિસ્તાનનું ભવિષ્ય શું થશે? આ વીસમી સદીમાં પાકિસ્તાનનું ધર્મરાજ્ય ટકી શકશે કે તૂટી પડશે? આ પ્રશ્નનો જવાબ મેળવવા માટે આપણે ફરીથી ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરવો પડશે. પહેલી હિન્દુ પ્રતિક્રાંતિ ચાર સદી ચાલી, બીજી દોઢ સદી અને ત્રીજી સુખ-દુઃખે ત્રીજું વિશ્વયુદ્ધ તો અવશ્ય જોશે જ! બીજી બાજુ પહેલી મુસ્લિમ પ્રતિક્રાંતિ પચાસ વર્ષ, બીજી વીસ વર્ષ અને ત્રીજીની તાકાત તૂટી પડવાનાં ચિહ્નો અત્યારથી દેખાઈ રહ્યાં છે. પાક–અમેરિકન કરાર એ મુસલમાનોને નવી મેળવેલી સ્વતંત્રતા ગુમાવવાનું પહેલું પગથિયું છે. પણ આ





કરાર પણ આ દેશની મરતી મુસ્લિમ સંસ્કૃતિને આવું નવજીવન આપી શકે એમ નથી. સરવાળે તો રશિયા પાકિસ્તાનને ગળી જાય એવો સંભવ વિશેષ છે.

## હિન્દુ-મુસ્લિમ પ્રશ્નનો ઉકેલ

આપણા સદીઓ જૂના આ પ્રશ્નના ઓછામાં ઓછા ચાર ઉકેલ શક્ય છે.—

(૧) ભારત અને પાકિસ્તાનના તમામ મુસ્લિમોને શુદ્ધ કરીને હિન્દુ કરવા. એ શક્ય ન હોય તો એમનું હિન્દુકરણ કરવું. ધર્મ ભલે ઇસ્લામ રહે પણ સંસ્કૃતિ હિન્દુ હોવી જોઈએ. જેમકે આજે ટંડનબાબુ આગ્રહ રાખે છે કે મુસલમાનોએ પોતાના બાળકોના નામ રામ અને કૃષ્ણ રાખવા જોઈએ. દા. ત. ચીનમાં ચાંગ-કાઈ-શેકે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો એટલે એનું નામ કોઈ જૉન-જૉસેફ કે એડવર્ડ રાખવામાં ન આવ્યું. એ જ રીતે હિંદમાં પણ થવું જોઈએ. આ ઉકેલ સાથે આર્યસમાજીઓથી માંડીને ગાંધીવાદીઓ સુધીના અર્વાચીન હિન્દુ સંપ્રદાયો ઓછેવત્તે અંશે સહમત છે.

(૨) ભારત અને પાકિસ્તાનના તમામ હિંદુઓને મુસલમાન કરવા અને એ શક્ય ના હોય તો એમનું ઇસ્લામીકરણ કરવું. એમની પર ઇસ્લામી સંસ્કૃતિની શ્રેષ્ઠતા લાદવી તેમજ જજીયાવેરો વગેરે વેરાઓ નાખવા. આ ઉકેલ બધા પ્રાચીન સંસ્કૃતિમાં માનનારા મુસ્લિમ લીગના કે લીગ બહારના મુસલમાનોને માન્ય છે.

(૩) હિંદુ હિંદુ રહે, મુસલમાન મુસલમાન રહે, બંને પોતપોતાનો ધર્મ પાળે અને, સમભાવ સહિષ્ણુતા ને સજ્જનતાથી એક બીજા સાથે સંબંધ રાખે. આ ઉકેલ મહાત્માજી અને પંડિત જવાહરલાલજીનો છે. પણ એમાંય હિંદુ સંસ્કારોની શ્રેષ્ઠતાનો ખ્યાલ મહાત્માજીએ કદી પડતો મૂક્યો નથી.

(૪) હિંદુ હિંદુ મટી જાય, મુસલમાન મુસલમાન મટી જાય અને સૌ ભારતમાતાના સંતાનો તરીકે પોતાના દેશને વફાદાર રહે. રાષ્ટ્રધર્મને હિંદુધર્મ અને મુસ્લિધર્મ કરતાં અનેકગણું વિશેષ મહત્ત્વ મળે. અને ભારત એ ઈંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની અને રશિયા જેવું એક રાષ્ટ્ર થાય.

*હવે આપણે આ દરેક ઉકેલના લાભાલાભ તપાસીએ.* અને કયો ઉકેલ સર્વશ્રેષ્ઠ હોઈ શકે એ વિચારીએ.

પહેલો ઉકેલ અનેક કારણોસર શક્ય નથી. એમાંનું પહેલું કારણ એ છે કે ઇતિહાસના ફરી ગયેલાં પાન ફરી પાછાં ફેરવી શકાતાં નથી. મુસલમાનોને ફરી પાછા હિંદુ કરવા જેટલું વીર્ય હિંદુ સંસ્કૃતિમાં રહ્યું નથી. હિંદુ કરવાની વાત બાજુએ રહી પણ એમનું હિંદુકરણ કરવામાં અને એમના સંસ્કાર ફેરવવામાં મહાત્મા ગાંધીજી જેવા મહાપુરુષને પણ સરીયામ નિષ્ફળતા મળી હતી. એ ઉપરાંત હિંદુ સમાજ એટલો છિન્ન ભિન્ન છે કે આમાં આવતા નવા માણસોને ક્યાં સમાવવા એ જ એક અગાધ કોયડો છે. એમને શૈવ, વૈષ્ણવ, જૈન, માતાભક્ત, આર્યસમાજી એ બધામાંથી કયા ચોકઠામાં ગોઠવવા! બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર, કઈ વર્ણમાં દાખલ કરવા! હિંદુ સમાજમાં આર્યસમાજ એ એક પ્રગતિશીલ, ઝનુની અને આક્રમક સંપ્રદાય કહી શકાય. છતાંય આ સંપ્રદાયના અનુયાયીઓ પણ જ્ઞાતિસંસ્થાથી પર થઇ શક્યા નથી. આજ સુધીનો એવો અનુભવ છે કે અનેક મુસ્લિમ કુટુંબો શુદ્ધ થઈને આર્યસમાજમાં આવ્યા પછી એમની સાથે કોઈએ બેટી વહેવાર ન રાખવાથી કંટાળીને કેવળ જરૂરિયાતને કારણે તેઓ પાછા મુસલમાન થઈ ગયાં છે. બ્રિટીશ અમલ દરમિયાન જ હિંદુઓ જે આ દેશની વસ્તીના કુલ ૮૦% હતા તે હવે ૬૬% થઈ ગયા છે, અને એમાંય દરસાલ લાખો લોકો સ્વેચ્છાથી ઇસ્લામ કે ખ્રિસ્તીધર્મ આજે પણ અંગીકાર કરી રહ્યા છે. એટલે હિંદુઓ આ દેશના તમામ મુસલમાનોને ફરી પાછા હિંદુ કરે એ ઉકેલ

અશક્ય છે.

હવે બીજો ઉકેલ તપાસીએ, ધારો કે આ દેશના બધા જ હિંદુઓ મુસલમાન થઈ જાય તો આપણો હિંદુ-મુસ્લિમ પ્રશ્ન ઉકલે કે ? ના એ પણ શક્ય નથી. કારણ કે આજે ઈસ્લામી સંસ્કૃતિ કરતાં બળવાન એવી બે સંસ્કૃતિઓ ખ્રિસ્તી અને સામ્યવાદી આ દેશમાં અસ્તિત્વ ધરાવે છે. પણ ધારો કે આ ઉકેલ શક્ય હોય તો ઈષ્ટ નથી. કારણ કે સંસ્કૃતિઓના ઇતિહાસનો એક એવો નિયમ હોય એમ જણાય છે કે પડતી સંસ્કૃતિમાંથી માણસ જો ચડતી સંસ્કૃતિમાં જાય તો એની આત્મોન્નતિ થાય છે. જ્યારે ઉલટ પક્ષે જો કોઈ માણસ ચડતી સંસ્કૃતિમાંથી અધોગતિની પડતી સંસ્કૃતિમાં જાય તો તે સમાજની સાથે સાથે નવી વ્યક્તિની પણ અધોગતિ થાય છે. થોડાક દાખલા આપી મારું મંતવ્ય હું સ્પષ્ટ કરું.

આ દેશમાં એક જમાનામાં મુસ્લિમ સંસ્કૃતિ એ એક પ્રગતિશીલ સંસ્કૃતિ હતી એટલે ઇસ્લામનો સ્વીકાર કરનાર દરેક હિન્દુની પણ, એની પાત્રતા મુજબ ઓછીવત્તી પ્રગતિ થતી હતી.

મલેક કાફુર અને કાળાપહાડ હિન્દુ મટીને મુસ્લિમ થયા એને કારણે જ એમની લશ્કરી શક્તિઓને નવા ચડતા સમાજમાં વિકસવાની પૂરેપૂરી તક મળી. તે વખતના હિન્દુ સમાજમાં એટલું દૈવત નહોતું કે, એ મલેક કાફુરને એક મહાન સેનાપતિ થવાની તક આપી શકે. તાનસેને ઇસ્લામનો સ્વીકાર કર્યો એટલે પોતાની ગ્વાલિયરના સંગીતની પરંપરા તેમજ બ્રાહ્મણત્વના શ્રેષ્ઠ સંસ્કારો સાથે એણે મુસ્લિમ સંગીતનો સન્મવય કરીને નવીન પ્રકારનું ભારતીય સંગીત સર્જ્યું. એ જો કેવળ હિન્દુ જ રહ્યો હોત તો એ આ પ્રકારનું નવસર્જન ન કરી શક્યો હોત. કબીર માટે એમ કહેવાય છે કે એ એક વિધવા બ્રાહ્મણીનો પુત્ર હતો અને એની માતાએ એનો ત્યાગ કર્યો હોવાથી એ એક મુસ્લિમ વણકરના કુટુંબમાં ઉછર્યો. પરિણામ એ આવ્યું કે હિન્દુ અને ઈસ્લામ એ બન્ને ધર્મના ઉત્તમોત્તમ તત્ત્વોને સન્મવય કરતો કબીરપંથ એણે સર્જ્યો. રાજ્યશાસનમાં આની આ ઘટના નજરે પડે છે. ગુજરાતના મહાન મુસ્લિમ સુલતાનો અસલ તો પંજાબના ટાંક રજપુતો હતા. ફિરોઝશાહ તઘલખે કરેલાં પ્રશંસનીય પ્રજાકલ્યાણના કામોનો મોટાભાગનો યશ એના વજીર મકબુલખાનને ફાળે જાય છે. મકબુલખાન એ ઇસ્લામ સ્વીકારનાર એક બાહોશ હિન્દુ હતો. ખુદ ફિરોઝશાહ પોતે મુસ્લિમ પિતા અને રજપુત માતાનું સંતાન હતો. મુસ્લિમ શાસન હેઠળ જ્યારે એક હિન્દુ પોતાનો ધર્મ છોડીને ઇસ્લામ સ્વીકારતો ત્યારે એનામાં હિન્દુનું ડહાપણ અને મુસલમાનનું પરાક્રમ, હિન્દુની શુદ્ધિ અને મુસલમાનની શક્તિ, હિન્દુની સંસ્કારિતા અને મુસલમાનની ઉદારતા એ રીતે બંને સંસ્કૃતિઓના ઉત્તમોત્તમ જીવનમૂલ્યોનો સમન્વય થતો.

આજે પરિસ્થિતિ તદ્દન ઊલટી છે. હિન્દુ સંસ્કૃતિને મુકાબલે મુસ્લિમ સંસ્કૃતિ બહુ જ ઝડપથી સડી રહી છે. એટલે આજે હિન્દુ મટીને મુસ્લિમ થાય તો તે સાચા અર્થમાં વટલાય છે. અને એનામાં બન્ને સડતી સંસ્કૃતિઓનાં અપલક્ષણો એકઠાં થાય છે. આજે તો દરેક હિન્દુનું ઇસ્લામમાં ધર્મ પરિવર્તન એ વ્યક્તિને માટે, હિન્દુ સંસ્કૃતિ માટે અને ભારતીય રાષ્ટ્ર માટે એમ ત્રેવડી વિપત્તિ છે. કારણ કે હિન્દુ ધર્મે ઇસ્લામને પોતાની કચરાપેટી જેવો બનાવી દીધો છે. એટલે એમાં જનાર વ્યક્તિની અધોગતિ થાય છે, અને સાથે સાથે હિન્દુ સંસ્કૃતિનો નાશ ઝડપી બને છે. તેમજ રાષ્ટ્રિય દષ્ટિએ એક આ દેશનો દુશ્મન અને પરદેશનો મિત્ર ઊભો થાય છે. એટલે બીજો ઉકેલ પણ શક્ય નથી. અને ઈષ્ટ પણ નથી.

હવે ત્રીજા ઉકેલની તપાસ કરીએ. ત્રીજો ઉકેલ મહાત્માજીએ કાઢ્યો હોવા છતાં એ ઉપરના બન્ને ઉકેલો જેટલો જ નિરુપયોગી અને અનર્થકારક





છે. જ્યાંસુધી હિન્દુ હિન્દુ રહેશે, અને મુસલમાન મુસલમાન રહેશે ત્યાં સુધી હિન્દુ-મુસલમાન વચ્ચેના વેરઝેર મટવાનાં નથી. અને હિન્દુઓનો જ્ઞાતિવાદ અને મુસલમાનોનો કોમવાદ બિલકુલ મરવાના નથી તેમજ હિન્દુ-મુસલમાન પ્રશ્ન ઉકલવાનો નથી.

ચોથો ઉકેલ સૌથી સાચો અને સૌથી સારો ઉકેલ છે. એ સ્પષ્ટ છે. પણ નજીકના ભવિષ્યમાં શક્ય લાગતો નથી. કારણ કે જો આપણી પ્રજામાંથી સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય અને લગ્નાલગ્નના તમામ ભેદો ટળી જઈ સૌની સંગત, પંગત અને રંગત એક થાય, તો જ આપણે એક મહાન પ્રજા બની શકીએ અને આપણું સાંસ્કૃતિક પુનરુત્થાન થાય. પણ આ વાત કરવી જેટલી સહેલી છે એટલી જ અમલમાં મૂકવી અઘરી છે. આપણા દેશમાં વર્ણાશ્રમ ધર્મનો સૌથી છેલ્લો બચાવ મહાત્માજીએ કર્યો હતો અને છેલ્લી ચૂંટણી વખતે તો કોંગ્રેસે જ્ઞાતિવાદનો ઉપયોગ કરવામાં માઝા મૂકી હતી. એટલે આપણે શ્રી સંજાણા જેવા ટીકાકારો જે કહે છે કે જ્ઞાતિવાદ તો હિન્દુઓના લોહીમાં છે એ વાત સાચી સ્વીકારવી રહી.

છેલ્લે એક પ્રશ્ન એ રહે છે કે જે પ્રશ્નનો ઉકેલ કોંગ્રેસ ન લાવી શકી તે પ્રશ્નનો ઉકેલ સમાજવાદીઓ અને સામ્યવાદીઓ લાવી શકશે ખરા કે? એનો જવાબ નકારમાં આપવો પડે કારણકે આ પ્રાચીન દેશમાં એની સંસ્કૃતિઓનાં મૂળ એટલાં બધાં ઊંડાં છે કે એને નાબૂદ કરવાનું ગજું સામ્યવાદમાં નથી. જેમ આપણા રાષ્ટ્રવાદને હિન્દુ અને મુસ્લિમ ધર્મવાદ ખાઈ ગયા એટલે ભારત અને પાકિસ્તાન સર્જાયાં તે જ રીતે આજે ઊગીને ઊભા થતા સમાજવાદ અને સામ્યવાદને ધર્મવાદ, પ્રાંતવાદ કોમવાદ જ્ઞાતિવાદ ખાઈ જઈ રહ્યા છે. હમણાં જ આપણે છાપામાં વાંચ્યું કે સામ્યવાદીઓની ત્રીજી અખિલ ભારતીય કોંગ્રેસમાં અનેક સામ્યવાદીઓ મદુરાના મંદિરમાં દેવદર્શન માટે ગયા હતા!

સામાન્યરીતે સમાજવાદ અને સામ્યવાદ એ બન્ને વાદ પોતાની વિચારણાના પાયા તરીકે કાર્લ માર્ક્સને સ્વીકારે છે. માર્ક્સ નિરીશ્વરવાદી હતો અને આધ્યાત્મવાદને અફીણ માનતો હતો છતાંય મહાત્માજીના અવસાન પછી શ્રી. જયપ્રકાશ નારાયણે અરવિંદ ઘોષ અને શ્રી રમણ મહર્ષિને દેશને આધ્યાત્મિક દોરવણી આપવા માટે વિનંતિ કરી હતી. એ જ રીતે અહમદ અબ્બાસ કે સરદાર જાફરી જેવા સામ્યવાદી લેખકોનું હિંદી ઇતિહાસ અને રાજકારણનું પૃથક્કરણ જોઈએ તો આપણને એમાં કેવળ કોમવાદી માનસનું દર્શન થાય છે. લીગી, કોંગ્રેસી, અને કોમ્યુનીસ્ટ મુસલમાનોના કોમવાદમાં પ્રમાણભેદ અવશ્ય છે પણ ગુણભેદ તો નથી જ. પોતાને પ્રગતિશીલ કહેવડાવતા આ દેશના ઘણા ખરા સામ્યવાદીઓ કે સમાજવાદીઓની ચામડી સહેજ જ ખોતરી જોતાં નીચેથી જ્ઞાતિવાદી હિંદુ કે કોમવાદી મુસલમાન નીકળી આવતાં વાર લાગતી નથી!

## હિંદુ-મુસ્લિમ પ્રશ્નનું ભવિષ્ય

ઉપર દર્શાવેલા ચારમાંથી એક રસ્તે જો આ દેશની પ્રજા હિંદુ-મુસ્લિમ પ્રશ્નનો ઉકેલ ન લાવી શકે તો જીવનનાં બળો પોતે પોતાની રીતે આ પ્રશ્નનો કઈ રીતે ઉકેલ લાવશે? આપણે ત્યાં જેમ બ્રાહ્મણ-શ્રમણનો પ્રશ્ન વસિષ્ઠ, વિશ્વામિત્ર અને અગસ્ત્યના વખતથી ચાલ્યો આવે છે તેમ હિંદુ મુસલમાન પ્રશ્ન પણ ઓછામાં ઓછો બુદ્ધ મહાવીરના વખત જેટલો જૂનો તો છે જ. કદાચ એથી પણ જૂનો હોય. આર્ય અને દ્રાવિડ સંસ્કૃતિઓ વચ્ચેના સંઘર્ષ એ વ્યક્તિવાદ અને સમાજવાદ વચ્ચેનો સંઘર્ષ હતો કે કેમ એ આપણે આજે ચોક્કસ રીતે કહી શકીએ એવી સ્થિતિમાં નથી. પણ આર્ય અને શ્રમણ સંસ્કૃતિઓ વચ્ચેનો સંઘર્ષ તો ચોક્કસ રીતે વ્યક્તિવાદ અને સમાજવાદ વચ્ચેનો સંઘર્ષ હતો. ઉપયનીય

ભાવ એ હિંદુ સમાજ વ્યવસ્થાનું હાર્દ છે. એની ઉપર બુદ્ધ અને મહાવીરે એક ભયંકર ફટકો માર્યો અને સમાજના પતિત ઉપેક્ષિત અને તિરસ્કૃત વર્ગો માટે તેમજ આ દેશમાં આવતા નવા આક્રમણકારો માટે પોતાના ધર્મ અને સમાજનાં દ્વાર આ બે મહા પુરુષોએ ખુલ્લાં મૂક્યાં. આર્ય અને શ્રમણ સંસ્કૃતિઓ વચ્ચે ચાલેલા જીવનવિગ્રહમાં શ્રીમદ્ શંકરાચાર્યે શ્રમણ સંસ્કૃતિ પર છેવટનો જીવલેણ ફટકો માર્યો અને હિંદુ ધર્મની અને સમાજ વ્યવસ્થાની પુનઃ પ્રતિષ્ઠા કરી. બૌદ્ધોને હિંદુ ધર્મ અને સમાજમાં સમાવી લેવામાં આવ્યા અને જેમણે આ નવી વ્યવસ્થા સ્વીકારવાની ના પાડી તેઓ મોટા ભાગના સમાજથી તિરસ્કૃત અને તરછોડેલું જીવન ગાળવા લાગ્યા. અને અનેક બૌદ્ધો ઢેડ ચામડિયા વગેરે હલકી મનાતી હિંદુવર્ણોમાં મરજિયાત કે ફરજિયાત સમાયા. ઘડીભર એમ લાગ્યું કે આ દેશમાં વ્યક્તિવાદ વિરુદ્ધ સમાજવાદનો પ્રશ્ન જગદ્ગુરુ શંકરાચાર્યે કાયમના માટે ઉકેલી નાખ્યો. પણ શંકરયુગ પૂરો થતાં પહેલાં જ આર્ય વિરુદ્ધ બૌદ્ધનો જૂનો પ્રશ્ન હિંદુ વિરુદ્ધ મુસલમાનના નવા રૂપમાં ઊભો થયો. શરૂઆતમાં તો આ દેશના મુસ્લિમ વિજેતાઓ હિન્દુ, બૌદ્ધ અને જૈન એ ત્રણે સમાજને એક જ લાકડીએ ફટકારતા હતા. બુતપરસ્તી (મૂર્તિપૂજા) એ શબ્દમાંનો "બુત" શબ્દ 'બુદ્ધ" એ શબ્દ ઉપરથી આવ્યો છે. પણ હિન્દમાં અને એશિયામાં જેમ જેમ ઇસ્લામની આગે કૂચ થવા માંડી, તેમ તેમ બૌદ્ધો આ નવા ધર્મ પ્રત્યે આકર્ષાતા ચાલ્યા અને ખુદ ઇસ્લામના મહાશત્રુ બૌદ્ધ જંગીસખાનના વંશજો મુસ્લિમ બની ગયા! જે ઇતિહાસ મધ્યએશિયામાં થયો તેનું જ પુનરાવર્તન હિન્દમાં થયું. બ્રાહ્મણોથી તરછોડાયેલી અને કચડાયેલી અનેક હલકી જ્ઞાતિઓ તેમ જ બૌદ્ધો ઝપાટાબંધ ઇસ્લામમાં ભળતા ચાલ્યા. એમની વિષમ પરિસ્થિતિને કારણે એમને આ નવી ઉદાર સમાજવ્યવસ્થાનું અત્યંત આકર્ષણ થયું અને એને કારણે કાશ્મીર અને બંગાળ જેવા બૌદ્ધ બહુમતીવાળા પ્રદેશો મુસ્લિમ બની ગયા. આજે પશ્ચિમ બંગાળ કરતાં પૂર્વબંગાળમાં આટલા વધારે મુસલમાનો હોવાનું કારણ એ પ્રદેશની પ્રાચીન બૌદ્ધ બહુમતી એ જ છે. એનું છેવટનું પરિણામ એ આવ્યું કે, એ પ્રદેશ પાકિસ્તાનમાં ગયો અને આજે ભારતના હૃદયમાં શલ્યની પેઠે ખૂંચી રહ્યો છે.

મરાઠાઓના વખતથી હિન્દુઓની ફરી પાછી ચડતી થઈ, ત્યાર પછી અંગ્રેજો આવ્યા એમણે આ દેશમાં જે ક્રાંતિ આણી એ ક્રાંતિ વ્યક્તિવાદી ક્રાંતિ હતી. એટલે એમાં હિન્દુઓ ઝડપથી આગળ નીકળ્યા. મુસલમાનો પાછા પડી ગયા.

ફરી પાછું ઇતિહાસનું એક નવું પ્રકરણ ઊઘડ્યું રશિયામાં સામ્યવાદી ક્રાંતિ થઈ. એણે આખા જગતને ધ્રૂજાવી મૂક્યું. એ ક્રાંતિનું સ્વરૂપ સમાજવાદી સ્વરૂપ છે. એટલે વહેલી મોડી એ ક્રાંતિ ઇજિપ્તથી પાકિસ્તાન સુધીના બધા જ મુસ્લિમ દેશોને ગળી જશે. સામે પક્ષે હિન્દુઓ વ્યક્તિવાદી હોવાથી અને રાજ ચલાવવાની અણઆવડતવાળા હોવાથી તેઓ વહેલા મોડા અમેરિકાના પંજામાં પડવાના એટલે આવતા વિશ્વ યુદ્ધમાં ભારત અમેરિકાને પડખે અને પાકિસ્તાન રશિયાને પડખે રહેવાના. આ બે મહાસત્તામાંથી જે સત્તા જીતશે તે આખા હિંદને એક કરીને એમાં પોતાને ફાવતું શાસન સ્થાપશે. અત્યારે તો આ દેશમાં અંગ્રેજોએ પોતાનું કામ જ્યાંથી અધૂરું મૂક્યું હતું ત્યાંથી અમેરિકનોએ આગળ ચલાવવા માંડ્યું છે.

પછાતપણું. અજ્ઞાન, નિરક્ષરતા, ઝનૂન, સંઘબળ અને આંતરરાષ્ટ્રીય માનસ એ સામ્યવાદના વિજય અને વિકાસ માટે બહુ જ અનુકૂળ ભૂમિકા પૂરી પાડે છે એમ એનો ઈતિહાસ જોતાં આપણને સમજાય છે. આ બધાં તત્ત્વો ઇસ્લામી સમાજમાં સામ્યવાદને બહુ જ સહેલાઈથી મળી શકે તેમ છે.

આર્ય સંસ્કૃતિની શરૂઆતમાં આર્ય સમાજમાંથી

# જીવન સૌરભ

છોટાલાલ મા. કામદાર

> મહાન પુરુષોના જીવનની કેટલીક નાની છતાં મહત્ત્વની વાતો આપણને ઉન્નત બનાવે છે અને એ જાણીને આપણી ક્ષુલ્લકતાને કાંઈક સાંત્વન પણ મળે છે. એવા થોડાક પ્રસંગો અહીં જે જીવન સૌરભ ફેલાવી જાય છે એ ખરેખર કાયમ ટકે એવી અને એમાંથી દરેકને કાંઈ ને કાંઈ પ્રેરણા એવી છે.

લગભગ ૧૫૦૦ વર્ષો પૂર્વેનો આ બનાવ છે. તે વખતે મહાકવિ, કુરલ-તામિલવેદના લેખક શ્રી તિરુવલ્લુવરને મંદિરમાં દાખલ થવા દેવામાં આવ્યા નહોતા.

દંતકથા મુજબ સંત તિરુવલ્લુવરનો જન્મ દલિત જાતિમાં થયો હતો. તેમણે તાજેતરમાં પૂરી કરેલ કુરલની હસ્તલિખિત પ્રત, પ્રખ્યાત તામિલ વિદ્યાપીઠ-મદુરાના સંઘ-ના વિદ્વાનો તથા કવિઓને તપાસવા માટે તથા સાહિત્યકલાના યોગ્ય પ્રતીક તરીકે સ્વીકાર કરવા માટે આપી હતી. અસ્પૃશ્ય જાતિના અશુદ્ધ મનુષ્ય તરીકે તેનો તિરસ્કાર કરી કવિઓએ તેનો સ્વીકાર કરવાની ના પાડી હતી.

પરંતુ એમ કહેવાય છે કે, પોત્રમરાઈ અથવા સુવર્ણ કમળ તળાવમાં જે તખ્તો હંમેશ માટે તરતો રહેતો તેના પર તેમણે તે પ્રત મૂકી દીધી. આ તખ્તો અત્યારે મીનાક્ષી મંદિરની અંદર જોવામાં આવે છે.

સંઘના બધા રાજ્યો સાહિત્ય વિષયક ચર્ચા માટે તેના પર બેસતા. તેમના પ્રમુખ શિવ હતા. અચાનક તરાપો સંકોચાઈને એટલો નાનો થઈ ગયો કે તેના પર કુરલની હસ્તલિખિત પ્રત અને અધ્યક્ષ દૈવી પ્રમુખ બેસી શકે તેટલી જ જગ્યા રહી. બધા અહંકારી પંડિતો પાણીમાં ફેંકાઈ ગયા. આ ચમત્કારથી તેમને સમજાઈ ગયું કે હરિજન કવિ તિરુવલ્લુવરના આ મહાન ગ્રંથની કીંમત દૈવી શક્તિ પણ પીછાને છે. તેથી તિરુવલ્લુવરને તામિલ સંઘના સભ્ય તરીકે દાખલ કરવામાં આવ્યા તે સમયના પાંડ્ય રાજા, ઉગ્રપેરુવલુધી ખુલ્લી રીતે મહાકવિને ભેટ્યાનું તથા નીચે મુજબ કહ્યાનું કહેવાય છેઃ

'બ્રહ્મા પોતાનું ખરું સ્વરૂપ છુપાવીને વલ્લુવર તરીકે

---

અભિભૂત થયેલા ખળવાખોરો અસુર, પિશાચ કે રાક્ષસ બની જઈને યજ્ઞોને ભ્રષ્ટ કરતા હતા. અને ઋષિઓનું જીવન અસહ્ય બનાવતા હતા. ઐતિહાસિક કાળની શરૂઆતમાં બ્રાહ્મણોથી તરછોડાયેલા લોકો બૌદ્ધ કે જૈન બની જતા. મુસ્લિમ શાસન હેઠળ હલકી નાતો અને નાત બહાર થયેલા બ્રાહ્મણ ક્ષત્રિયો મુસલમાનો બની જતા. અંગ્રેજનું રાજ થયા પછી ઢેડ, ભંગી, ગરીબો, દુષ્કાળપીડિતો અને પ્રગતિશીલ માનસ ધરાવતા ઉચ્ચ વર્ણના લોકો ખ્રિસ્તી બનતા આજે એનો એ પ્રશ્ન નવા રૂપમાં આવ્યો છે. અને કોંગ્રેસમાંથી કાઢી મૂકેલા લોકો કોમ્યુનિસ્ટ થવા માંડ્યા છે. આ દેશમાં સમાજવાદ માટે કોઈ ભવિષ્ય નથી, ભવિષ્યના આ દેશના રાજકીય બળોનો સામનો કોંગ્રેસ અને કૉમ્યુનીઝમ વચ્ચે થશે. હિન્દુ મુસ્લિમ પ્રશ્ન મૂડીવાદ વિરુદ્ધ સામ્યવાદના પ્રશ્નમાં ફેરવાઈ જશે. અને એના શ્રી ગણેશ શેખ અબ્દુલ્લાએ કાશ્મીરમાં ઓછેવત્તે અંશે સામ્યવાદી તંત્ર સ્થાપીને કરી દીધા છે. અફઘાનિસ્તાન અને કાશ્મીરમાં સામ્યવાદનો પગપેસારો થઈ ચૂક્યો છે. અને પાકિસ્તાનમાં અમેરિકાની નિષ્ફળતા એને રશિયાના વિચાર વર્તુલમાં ચીનની પેઠે ફેંકી દેશે એ નિઃશંસય છે.

[ આવતા અંકે આ લેખમાળાનું છેલ્લું પ્રકરણ "સંસ્કૃતિનું સરવૈયું" ]

★

જગતમાં જન્મ્યા. તેણે વેદના ત્રણ વિભાગો—સદ્‌ગુણ, દોલત તથા સુખ—નો સ્વીકાર કર્યો અને કુટુંબરૂપે તે દર્શાવ્યા. માટે મારું મસ્તક આપને પૂજે, મારું મુખ તેની પ્રશસ્તિ કરે, મારું ચિત્ત તેના પર વિચાર કરે અને મારા કાન તેનું શ્રવણ કરે. (તિરુવલિ ઉવલ્લે ૪)

*

જ્યોર્જ બર્નાર્ડ શૉએ વર્તમાનપત્રનું બે વર્ષનું સામટું લવાજમ મોકલી આપતાં જણાવ્યું હતું કે 'મને અત્યારે નેવુમું વર્ષ ચાલે છે. બે વર્ષથી વધારે જીવવાનો હું કઈ રીતે અપવાદ હોઈ શકું?

*

તેના જ જીવનનો બીજો એક પ્રસંગ છે. વર્તમાનપત્રનો એક પ્રતિનિધિ તેને મળવા જતાં તેણે તેને મુલાકાતનો પહેલો બોધપાઠ આપ્યો. તેણે કહ્યું કે 'બર્નાર્ડ શૉની મુલાકાતનો ભૂલ વિનાનો હેવાલ ફક્ત એક જ વ્યક્તિ આપી શકે અને તે વ્યક્તિ બર્નાર્ડ પોતે જ.' તેણે ખબરપત્રીને પ્રશ્નો લખીને મોકલવાનું અને પોતે જવાબ લખી મોકલવાનું કહ્યું. ખબરપત્રીના કાગળ પર લાલ ચોકડી મારીને પત્ર પાછો મોકલ્યો ત્યારે ખબરપત્રીને બીજો બોધપાઠ મળ્યો. તેણે લખ્યું હતું કે 'મૂર્ખા, જવાબ માટે થોડીક જગ્યા પણ રાખી નથી?'

*

એક વકીલ થોડાં વર્ષો પહેલાં જ્યારે સ્મોલ કૉઝ કોર્ટમાં કેસ ચલાવતો હતો ત્યારે તેની વિરુદ્ધમાં અચાનક સીસાપેનથી લખેલ એક દસ્તાવેજ બતાવવામાં આવતાં, પોતાના અસીલ તરફથી જે કેસ રજૂ કર્યો હતો તે તદ્દન ખલાસ થઈ ગયાનું તેને લાગ્યું. તેથી પડખે બેઠેલ એક મોટા વકીલે તેની આ સ્થિતિ જોતાં દસ્તાવેજ પુરાવામાં રજૂ કરવા સામે વાંધો લેવાનું કહ્યું. કેસ ચલાવનારા વકીલે વાંધો લીધો, પરંતુ ન્યાયાધીશે તેના વાંધા માટે કારણ પુછ્યું. જે મિત્રે તેને આ વાંધો લેવા કહ્યું હતું તેણે તેનો પગ ખેંચીને ધીમેથી કહ્યું, 'હિંદી સીસાપેનના કાયદા હેઠળ તે અગ્રાહ્ય છે'. જરાપણ વિચાર કર્યા વિના, ભયભીત બનેલા વકીલે આ જ શબ્દો ન્યાયાધીશ પાસે કહ્યા.

*

સ્વતંત્ર હિંદના કામચલાઉ પ્રમુખ તરીકે કટોકટીના સમયમાં પણ શ્રી. સુભાષબાબુનું હૃદય કેવું હતું તે વિષે, તેમની પાછળ પડછાયાની માફક ફરનાર એક અંગરક્ષકે પ્રકાશ પાડ્યો છે. તેના કહેવા મુજબ, ઘણાખરા મહાપુરુષોની માફક, નેતાજીને પણ અમુક પ્રકારની ધૂન હતી. છોકરા જેવા દેખાતા આ અંગરક્ષકે જણાવ્યું કે 'નેતાજી બર્મીઝ લોકોના ધર્મને કેવું માન આપતા હતા તે મેં જોયું છે. તે કદી પણ પોતાનો ગણવેશ તથા બૂટ પહેરીને બર્માઝ મંદિર 'પેગોડા'માં જતા નહિ. બર્મીઝ લોકોને આવી રીતે જાય તેમાં કંઈ વાંધો નહોતો. બર્મીઝ રિવાજથી ઉલટું, નેતાજી જમીનપર લાંબા પડીને પૂજા કરતા હતા.

હું તેમની સાથે છેલ્લા દિવસ સુધી હતો. મેં તેમને પોતાના હાથેથી કબુતરોને ખવડાવતા જોયા છે, નેતાજીને સવારે વહેલા ઊઠવાની ટેવ હતી. અમારામાંના ઘણા હજુ પથારીમાં પડ્યા હોય ત્યાં તો તે કસરત કરી, સવારની વિધિ પતાવીને કામ શરૂ કરી દેતા.

નેતાજી પાસે એક વાંદરો ને એક વાંદરી હતાં. આ ઉપરાંત તેમની પાસે થોડાં કબુતરો તથા એક કૂતરો હતો. વાંદરાંઓ પર તેમને વધારેમાં વધારે પ્રેમ હતો. તે તેમને પોતાના હાથે જ ખવડાવતા અને માંદાં પડે ત્યારે તે પોતે જ તેમની સારવાર કરતા હતા. દરરોજ સવારે નેતાજી તેમને 'જય હિંદ' કહીને નમન કરતા અને વાંદરાંઓ પણ હાથ ઊંચા કરી તેનો પ્રત્યુત્તર વાળતાં હતાં.





એક દિવસ જ્યારે નેતાજી બહાર ગયા હતા ત્યારે કૂતરો અને વાંદરો બાઝ્યા અને કૂતરાએ વાંદરાને બચકું ભર્યું. નેતાજીએ જ્યારે જખમો જોયા ત્યારે તેમની આંખમાં આંસુ આવ્યા. તેમણે માતાની માફક વાંદરાની સુશ્રુષા કરી પણ કમનસીબે વાંદરો મરી ગયો. નેતાજી એટલા દિલગીર થયા કે તેમણે કૂતરાને મારી નાખવાનો હુકમ કર્યો.

*

સ્વ. શ્રી. જી. એ. નાટેસને, સ્વ. શ્રી. સી. એફ. એન્ડ્રુઝના જીવનના એક પ્રસંગનું વર્ણન નીચે મુજબ કરેલ છેઃ

ઈ. સ. ૧૯૩૮માં શ્રી એન્ડ્રુઝ થોડા દિવસો મારી સાથે રહેતા હતા. તે વખતે મને હૃદયરોગનો ગંભીર હુમલો થયો હતો અને મારા જીવનની આશા છોડી દેવામાં આવી હતી. મને બરાબર યાદ છે કે એક સવારે તે મારા ઓરડામાં આવ્યા ને મારી પથારી પાસે બેસીને કહેવા લાગ્યા કે 'આજ સવારે મારી પ્રાર્થના વખતે મેં તમારા સંબંધી વિચાર કર્યા હતા' મારી માંદગીના સમયમાં કેટલીયે પૂજા કરાવવામાં આવી હતી તથા બાધા આખડી રાખવામાં આવી હતી. પરંતુ હું કબુલ કરું છું કે તે વખતે મને લાગ્યું અને અત્યારે પણ તે જ વિચાર મારા મનમાં ચાલુ છે કે એન્ડ્રુઝે કરેલી પ્રાર્થનાથી મને ખૂબ આશ્વાસન મળ્યું હતું. તે ખ્રિસ્તી હોવાનો વિચાર મને કદી આવ્યો નહેતો. એક મહાન તથા માયાળુ આત્માએ પ્રાર્થના કરી હતી. એટલે જ થોડાં વર્ષો પછી જ્યારે એન્ડ્રુઝે મને સૂચના કરી કે વિરૂદ્દુનગરના ક્રાઈસ્ટ સ્કૂલ આશ્રમમાં તેમણે કરેલાં પ્રવચનો મારે પ્રગટ કરવાં ત્યારે મેં તેમની સૂચનાનો સત્વર સ્વીકાર કર્યો. પ્રકાશન કરવા માટે એન્ડ્રુઝ તેમના હિંદુ મિત્ર-મારા-પર બહુ રાજી થયા.

*

૧૯૨૮માં લંડનમાં મેં સાંભળેલ બે બનાવોનો અત્રે ઉલ્લેખ કરું છું. મારા એક સજ્જન મિત્રે એન્ડ્રુઝ માટે ઊંચી કિંમતનો એક ઓવરકોટ ખરીદ કર્યો હતો. થોડાં અઠવાડિયાં પછી એન્ડ્રુઝ સખત ઠંડીવાળી એક સાંજે તે મિત્રને ઘેર ઓવરકોટ વિના ગયા. મિત્રે આશ્ચર્યથી પુછ્યું, શું થયું? ઓવરકોટ ખોવાઈ ગયો કે શું? ચાર્લીએ જવાબ આપ્યો, 'ના ટાઢથી થરથરતા એક ગરીબ મનુષ્યને ગયે અઠવાડિયે મેં તે આપી દીધો છે.'

*

એક દિવસ એક હિંદી વિદ્યાર્થી લંડનમાં એન્ડ્રુઝ રહેતા હતા ત્યાં ગયો અને પોતાના કનનશીબની કહાણી વર્ણવીને તેની પાસેથી કંઈક મદદની માગણી કરી. એન્ડ્રુઝના ઉદાત્ત આત્માને બહુ લાગી આવ્યું અને પોતાને મળવા આવેલ વિદ્યાર્થીની આગલી પાછલી વાતની તપાસ કરવાની દરકાર કર્યા વિના કોઈપણ રીતે તેને મદદ કરવાની બહુ આતુરતાને અંગે, તે યુવકને સમજાવતાં કહ્યું કે 'અત્યારે તો હું કોઈ પૈસા ફાજલ પાડી શકું તેમ નથી. પણ મારી પાસે એક પુસ્તકનું લખાણ તૈયાર છે. તેને માટે ટાઈપ કરાવવું છે. તેના ખર્ચ માટે મારી પાસે થોડા પૈસા બાકી છે' યુવાને તો તક ઝડપી લીધી અને કહ્યું કે 'હું ટાઈપ જાણું છું' એમ કહીને લખાણ તથા ટાઈપ કરવા માટે પૈસા પણ લઈ લીધા. બિચારા એન્ડ્રુઝ! તે તે માણસને કે અસલ લખાણને ફરીથી જોવા પામ્યા નહિ. એન્ડ્રુઝ તેના સંબધી એક પણ કડક શબ્દ કદી બોલ્યા નહિ. તેણે તેને સંપૂર્ણ માફી આપી.

*

નેતાજીના જાદુઈ પ્રભાવ વિષે એક વાત છે. હિંદી રાષ્ટ્રીય દળના મેજર વિધુભૂષણ રોયે અટકાયતમાંથી મુક્ત થયા પછી આ હકીકત બહાર પાડી છે.

મેજર રોયે કટકના એક ખબરપત્રીને મરકાથી પીડાતા પોતાના પાંચ દર્દીઓની વાત કરી હતી.

# એલર્જી

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

> એલર્જીથી કોઈ અજાણ તો નથી જ. છતાં એલર્જી એ શું છે, શા કારણે થાય છે, અને એના માટે શું ઈલાજ કરાય એ બધું આ લેખમાં ખૂબ અભ્યાસપૂર્વક રજૂ થયું છે. વધુ ને વધુ વાચકો માટે આ લેખમાળા આકર્ષણ જમાવે છે.

એલર્જી. રોગનું નામ નવું લાગે છે પણ એની હકીકત બધાને જાણીતી છે. શિળવાથી કોણ અજાણ હશે? શરીર ઉપર એકાએક ઢીમણાં ઊઠવાં, કોઈ જંતુ કરડયું હોય એવી એમાં લાય બળતી. ચૂંટ આવવી, થોડા કલાકમાં જેવાં થયાં એવાં આપોઆપ ઢીંમણાં બેસી જવાં, વળી બીજા દિવસે અમુક સમયે જ ઢીંમણાં થઈ આવવાં ને બેસી જવાં : આ બધા શિળવા કે શિળસ( Urticaria )નાં લક્ષણો છે. ઢીંમણાંની જેમ કોઈને એકલો હોઠ કે આંખ ફૂલી આવે છે કે ઉપરાઉપરી છીંકો આવવા માંડે છે તો કોકનું આધાશીશી જેમ માથું દુખવા માંડે છે, કોઈને દમ ચઢી આવે છે તો વળી કોઈ પેટની વ્યાધિ કે ચૂંક ઝાડા ઊલટીમાં સપડાય છે. બીજા ઉપદ્રવોમાં ખરજવું કે ચામડી ઉપર ફુણસીઓ, પેટમાં ચુંથારા, થાક, બેચેની, અનિદ્રા, સૂજેલા દુખતા સાંધા, મોઢામાં ચાંદા, અને એપેન્ડીસાઈટીસથી માંડી બીજા ઘણા રોગોનાં ચિહ્નો દેખા દે છે. ટૂંકામાં બહુરૂપીની જેમ એલર્જી ઘણા ને અવનવા સ્વાંગમાં દેખા દે છે.

તંદુરસ્ત શરીરમાં આ બધું એકાએક થઈ આવવાની સ્થિતિને એલર્જી ( Allergy ) કહેવામાં આવે છે. આયુર્વેદમાં આનો ઉલ્લેખ હોવો જોઈએ. એનું શું નામ આપ્યું હશે? એલર્જી એ કાંઈ રોગ નથી પણ શારીરિક સ્થિતિ છે. જે મોટા ભાગે તો વંશપરંપરા ઊતરી આવેલી હોય છે. દસ ટકા લોકો તો આ સ્થિતિના વારંવાર અને આમાંના એક ટકા લોકો તો એના ભયંકર સ્વરૂપથી પિડાતા હોય છે, જ્યારે વધુમાં પચાસ ટકા લોકો આના થોડા અંશે ભોગ બને છે.

સામાન્ય રીતે શિળવા થવાના કારણરૂપ પેટનો બગાડો અને છીંકો ને શરદી થવાના કારણરૂપ હવામાનમાં ફેરફાર માનવામાં આવે છે. આ માન્યતા વજૂદ ભરેલી છે. આ સ્થિતિ ઉત્પન્ન થવાનાં કારણો હવા પાણી અને ખોરાક દ્વારા આપણા શરીરમાં પ્રવેશે છે અને મોટા ભાગે ચામડી નાક અને છાતી આ ત્રણ અંગોદ્વારા એ વ્યાધિરૂપે પ્રગટ થાય છે. આગળ દર્શાવેલી રોગાવસ્થાઓનાં ચિહ્નો પેદા કરનાર આ વિચિત્ર સ્થિતિ ખરેખર વિશિષ્ટ અને વિચિત્ર છે. ગ્રીક ભાષામાં એલર્જી શબ્દનો અર્થ 'વિચિત્ર રોગ' થાય છે. એની વિચિત્રતા તો એટલી બધી છે કે વ્યક્તિ વ્યક્તિએ, અરે, પુનઃ એક વ્યક્તિમાં જુદા જુદા વખતે એનાં જુદાં જુદાં ચિહ્નો ઊભાં થાય

---

સારામાં સારી વૈદકીય મદદ છતાં તેમને સાજા કરી શકયા નહિ. એક રાત્રે નેતાજી તેમને મળવા આવ્યા હતા. પાંચે દર્દીઓએ તેમને સ્પર્શ કરવાની વિનંતિ કરી અને નેતાજીએ તે સ્વીકારી. અજાયબ વસ્તુ તો એ બની કે મૃત્યુના કાંઠે આવેલ પાંચે જણને નવજીવન પ્રાપ્ત થયું. આ બનાવ પછી લગભગ એક મહિને, એક દિવસે, નેતાજીના અંગત ડૉક્ટર કર્નલ રાજુ ઇસ્પતાલ જોવા આવ્યા અને આ પાંચ સખત માંદા કેસો વિષે તપાસ કરી. મેજર રોયે તેને નેતાજીની મુલાકાત સંબંધી અને તેમના શરીરને સ્પર્શ કરતાં નેતાજીએ તેમને આશીર્વાદ આપ્યા હતા તેની અને તે જ વખતથી તેમની તબિયત સુધરવા માંડી હતી તે હકીકત કહી. કર્નલ રાજુએ જણાવ્યું કે મહાપુરુષોના આશીર્વાદથી જ ચમત્કાર થાય છે.

★





## ચિત્ર-સમજ

ચિત્ર નં. ૧



ચિત્ર નં. ૨



ચિત્ર નં. ૩



ચિત્ર નં. ૪



ચિત્ર નં. ૫



હવા પાણી અને ખેરાક વાટે શરીરમાં પ્રવેશતા જંતુમારક પદાર્થોના નાશ થવા માટે શરીરમાં પ્રતિક્રિયો પેદા થાય છે આવા પદાર્થો જ્યારે બીજી વાર શરીરમાં પ્રવેશે છે ત્યારે તેમની અને પ્રતિક્રિયો વચ્ચે યુદ્ધ જામે છે, પદાર્થો નાશ પામે છે, પણ શરીરમાં થતી આ રાસાયનિક પ્રક્રિયા છાતી નાક અને ચામડી દ્વારા રોગ રૂપે પ્રગટ થાય છે જે દમનો હુમલો, ઉપરા ઉપરી છીંકો ને ગળતું નાક (ચિત્ર-૧) શિળવાનાં ઢીમણાંના ચિહ્નો રૂપે દેખા દે છે (ચિત્ર-૨) બીજાં ચિહ્નો આંખો ફૂલવી (ચિત્ર-૩) કે હોઠ ફૂલી જવા (ચિત્ર-૪) કે શરીર ઉપર ફુણસી ઉપસી આવવાનાં છે (ચિત્ર-૫)

રોગ થઈ આવવાના કારણો અને એનું રહસ્ય જાણ્યા બાદ રોગની કલ્પનામૂલક ભયાનકતા ઓછી વરતાય એ શું સાચું નથી લાગતું!

છે. એલર્જી થવાનાં કારણોનું સંશોધન હમણાં ઓગણીસમી સદીની શરૂઆતમાં જ આરંભાયું છે. એલર્જીના ભોગ બનેલા દાક્તરોએ સંશોધનની શરૂઆત કરી હતી અને છેક સન ૧૯૦૩માં જ એલર્જી થવાનાં કારણોનો સિદ્ધાંત નક્કી કરવામાં આવ્યો છે. એ થઈ આવવાનું કારણ એલર્જન (Allergen) છે. માનવામાં આવે છે કે એલર્જી એ શરીરના કોષો વચ્ચે જામી પડતું રાસાયનિક યુદ્ધનું પરિણામ છે. એલર્જન એટલે શું? જ્યારે રોગોત્પાદક જીવાણુઓ શરીરમાં પ્રવેશે છે ત્યારે ત્યારે શરીરના રક્ષણ કાજે શરીરમાં પ્રતિકણો (Antibodies) પેદા થાય છે. જે લોહીમાં ફરતાં રહી રોગોત્પાદક જીવાણુઓનો નાશ કરે છે. આમ પ્રતિકણો એ રોગથી રક્ષણ પામવાનું કુદરતી સાધન છે. શરીરને જોખમકારી દ્રવ્યોથી રક્ષવા કાજે બે રક્ષણાત્મક ક્રિયાવિધિઓ છે. એક તો ચામડીને શ્વાસમાર્ગ દ્વારા એ દ્રવ્યો અંદર જતાં અટકે છે અને બીજું એ દ્રવ્યો અન્નમાર્ગમાં રાસાયનિક રૂપાંતર પામી નિરૂપદ્રવી બને છે. જે વ્યક્તિમાં ખોરાકનો કોઈ પદાર્થ, શ્વાસની હવા કે સ્પર્શ પામતી વસ્તુ આ રક્ષણાત્મક ક્રિયાવિધિને ઓળંગીને આગળ વધે છે ત્યારે પ્રથમ વાર તો કંઈ અનુભવાતું નથી પણ એ ફાલતુ પદાર્થનો નાશ કરવા લોહીનાં કણો કામે મંડી પડે છે. પ્રતિકણો પેદા થાય છે અને ફાલતુ પદાર્થનો નાશ થાય છે. આ બધું લોહીમાં બને છે. આ પછી પ્રતિકણો શરીરના કોષોમાં સંઘરાઈ રહે છે. એમનાં સંઘરાઈ રહેવાનાં સ્થાન નાક ફેફસાંની હવાની નળીઓ, હોજરી, આંતરડાં ને લોહીની નળીઓ છે. જે ફાલતુ પદાર્થ માટે પ્રતિકણો પેદા થાય છે એ પદાર્થ એલરજન કે એન્ટીજન કહેવાય છે.

બીજી વાર જ્યારે હવા પાણી કે ખોરાક માટે એલરજન શરીરમાં દાખલ થાય છે ત્યારે તેનો નાશ કરવા માટે પ્રતિકણો મેદાને પડે છે. આ વખતે લડાઈ લોહીમાં નથી જામતી પણ પ્રતિકણો જ્યાં સંઘરાઈને પડ્યાં હોય ત્યાં થાય છે. એલરજન તો નાશ પામે છે પણ એલરજન ને પ્રતિકણોના મળવાથી થતા રાસાયનિક ફેરફારોમાં હિસ્ટેમાઈન (Histamine છૂટું પડે છે. આ હિસ્ટેમાઈનને લીધે એલર્જીનાં ચિહ્નો ખડાં થાય છે.

જો એલરજન અને પ્રતિકણોનો ભેટો નાકમાં થાય તો ઉપરા ઉપરી છીંકો અને ગળતું નાક થઈ આવે છે; જો આ ભેટો હવાની નળીઓમાં થાય તો દમનો હુમલો ઉપડી આવે છે. જો ચામડીના ઉપલા પડમાં થાય તો ખરજવું કે ફુણસીઓ અને ઊંડા પડોમાં થાય તો શિળવાનાં ઢીમણાં થઈ આવે છે. આમ શરીરની અંદર થતી પ્રક્રિયાઓનું પરિણામ નાક છાતી અને ચામડી ઉપર છતું થાય છે.

એલર્જી પેદા કરનાર પદાર્થ (એલરજન) શોધી કાઢવાનું કામ ઘણું મુશ્કેલ છે. કોઈ પણ જાતનો પદાર્થ પ્રાણિજ વનસ્પતિજ કે ખનિજ અને ભૌતિક બાબતો જેમ કે ગરમી ઠંડી ને હવામાનના ફેરફારો એલર્જી પેદા કરવાના કારણરૂપ બને છે બીજાઓ માટે તદ્દન નિરૂપદ્રવી પદાર્થો એલર્જીના ભોગ બનનારાઓના શરીરમાં પ્રતિકણો પેદા કરી એલરજન બનતો હોય છે. દસ ટકા માણસોના શરીરમાં ખોરાકનો અમુક પદાર્થ ઘરની ધૂળ, ફૂલનો પરાગ, પ્રાણીઓના વાળ, પીંછાં, કોઈ ફૂલ કે છોડ, દવાઓ, ગરમ કપડાં, અરે, કોઈ પણ પદાર્થ એલરજન બને છે. આ માણસોના શરીરમાં આ પદાર્થો પ્રતિકણો પેદા કરે છે અને જ્યારે આ પદાર્થો ખાવામાં પીવામાં કે સ્પર્શમાં આવે છે ત્યારે તરત જ એકાએક એલર્જીનાં ચિહ્નો પ્રગટ થાય છે. એલર્જી થવાનાં કારણો જાણવા દાક્તરો દરદીનો કૌટુમ્બિક ઇતિહાસ, રહેવાની પરિસ્થિતિ, ધંધો, ટેવો ખોરાક અને આવું બધું ઘણું પૂછે છે. પાળેલાં પ્રાણીઓ અને દિનચર્યાની ઝીણી બાબતો પણ પૂછવામાં આવે છે.

એલર્જી થવાનું માનસિક કારણ પણ છે. માનસિક

# સાહિત્યનાં સોરંગી ફૂલડાં

અનવર આગેવાન

સોરંગીનાં ફૂલોની એ ખાસિયત છે કે જેમ તેની લઢણી થાય તેમ તેનો કસુંબી રંગ ચટકે. એ તો મરેલ ચામડાંને રંગ મઢે પણ આ લોકબાનીનાં સોરંગી ફૂલડાં તો કાળને હાથે લઢાતાં નિત નવા રંગ જીવનને જ ઝળાળતાં જાય છે. એવાં જ કેટલાં ફૂલડાં હોઅકે અહીં વેર્યાં છે.

જગતનું કોઈ પણ સાહિત્ય એવું નહીં મળે કે, જેમાં પ્રેમ-વિરહના માર્મિક પ્રસંગો ન હોય. પ્રેમ એ તો હૃદયનું સાજ છે, અને કવિતા એનું સંગીત!

લોક-સાહિત્યની ફૂલવાડીમાં વિહરશું તો પ્રેમપરાગથી મઘમઘતાં કાવ્ય-પુષ્પોની મીઠી સુવાસ દિલદિમાગને તરબતર કરતી ભરી દેશે એ મધુમયી બાનીમાં પ્રેમનું સત્યસ્વરૂપ આપણી સપક્ષ આવી ઊભું રહે છે. લોકકવિને કંઠે ગૂંથતી આ આ પ્રણયની ફૂલ-ગુલાબી મહેકને કોણ ભૂલી શકશે?

> " સાજન, સાજન હું કરું, સાજન જીવ જડી;
> સાજન ફૂલ-ગુલાબ, નીરખું ઘડી ઘડી "

સાજન તો મારા જીવનની જડીબુટ્ટી છે, મારો પ્રાણ છે. જીવનશણગાર શો ગુલાબનો ગુલાબી ગોટો છે, એને જોતાં જ ધરાતી નથી. વારે વારે નીરખ્યા કરું છું.

પ્રેમનું એ રૂપ જોતાં ન ધરાતી આ મહાકવિ કાલિદાસના શબ્દોમાં અનભિજ્ઞ જનપદવધુની કલ્પના ક્યાં સુધી પહોંચી ગઈ છે? મહાકવિ વિદ્યાપતિએ એક પદમાં કહ્યું છે કે,

> " જનમ અબધિ હમ રૂપ નિહારલ,
> નયન ન તિરપિત ભેલ. "

અર્થાત્ જેનું આ જીવનભર નિરંતર રૂપ નિહાળ્યા કર્યું છે છતાં હજુ આ નયનને તૃપ્તિ થઈ નથી. મરોઆતના મહેરામણમાં હેવાની છીપમાં ઊછરતાં આ મહામૂલા ભાવ મોતીડાં એક એકથી ચઢિયાતાં છે:

> " સાજન, સાજન હું કરું, સાજન જીવ જડી
> સાજન લિખાવું ચૂડલે, વાંચુ ઘડી ઘડી. "

સાજનની તો જપમાળા જપું છું. એ નામ-સ્મરણ તો મારા જીવનની જડીબુટ્ટી છે. મારા શ્વાસનો દોર છે એ નામને તો હું મારે ચૂડલે મઢીને વારે વારે હોંશે-હોંશે એ નામ વાંચી સ્મરણ કરું.

'ઉપર ફેર'માં ગુરુદેવ ટાગોરે કહ્યું છે કે, "નારી જેની સાથે પ્રેમ કરે છે, તે કેવળ એને જ જાણે છે જગતમાં આદરને પાત્ર એથી વિશેષ ઘણા ગુણીજન

---

સંવેદનાઓના (ભય ઈર્ષા ક્રોધ ચિંતા નાસીપાસી ગભરામણ વગેરે) પરિણામે તંદુરસ્ત માણસ એકાએક દમનો ભોગ થઈ પડે છે અગર તો એલર્જીનાં બીજાં ચિહ્નોનો ભોગ બને છે અગર તો થઈ આવતી એલર્જી ઉગ્ર રૂપ પકડે છે

ભમરી મધમાખ કે વીંછી કરડવાથી કદીક આખું શરીર ફૂલી જાય છે કે શરીર ઉપર ઢીમણાં થઈ આવે છે. આ પણ એલર્જીનું ચિહ્ન છે, ક્વચિત આ સ્થિતિ એવી તો ઉગ્ર હોય છે કે જે પ્રાણઘાતક નીવડે છે.

એલર્જીનો ખરો ઉપચાર તો એલરજન મેળવી કાઢી એનાં ઇન્જેક્શન લેવાનો છે પણ આ ઘણું મુશ્કેલ અને મોટા ભાગે અશક્ય બને છે. હમણાં એન્ટી-હિસ્ટેમાઇન દવાઓ જેવી કે એન્ટીસાઇન એન્ટીસ્થાન વગેરે શોધાઈ છે. પણ તે દાક્તરી સલાહ સૂચના અનુસાર વાપરવી જોઈએ. કેલ્શિયમ, વિટામિન બી, સી અને કે, શેકેલી કાળીજીરી અને હરડેનો વપરાશ આરામદાયક નીવડે છે.

★



પડયા હોય છે, પરંતુ ઓઓના શાસ્ત્રમાં એ નથી લખ્યું." ગુરુદેવની આ ઉક્તિ એક ગામડાની અભણ ગોરીની હૈયાગોરસીમાંથી કેવું નવનીત બનીને બહાર નીકળી છે ! આ રહ્યો મહા-ભાવને જીવંત કરતો દુહો:

" સાજન, તુમ મુખ જોઇ, જગ સારો હી જોઇયો,
એસો મિલે ન કોઇ જ્યાં દેખ્યા તુમ વિસરૂં. "

હે પ્રિયતમ ! તમારૂં મુખ જોઈ સારી દુનિયા મેં જોઈ લીધી, વાસ્તવમાં મારી દુનિયા તો તમારામાં જ સમાયેલી છે. તમારા સિવાય મને આ જગતમાં બીજું કોઈ ન મળ્યું કે, જેને દેખી તમને વિસરૂં !

આવો જ ભાવ મૃતપતિની પાછળ એક અંગ્રેજ મહિલાએ વહાવ્યો છે:

For the world you were one
To me you were the world.

" બધેને દુનિયા સમજતી, તમને કોઈક એક,
મારી તો દુનિયા હતા સાજન ! તમે જ એક "

પ્રેમનો મારગ એ તો ખાંડાની ધાર છે. એ માર્ગે વિચરતાં, જીવન ન્યોચ્છાવરી વહોરવી પડે છે:

" સાજન એસા કિજીએ, જેસો રેશમ રંગ,
શિર શુળી ધડ કાંગરે, તો ય ન છૂટે સંગ "

કેવળ મસ્તક ઉતારીને ધરવાથી પ્રેમની દુનિયામાં પ્રવેશી શકાતું નથી પણ શિર શુળી પર ને ધડ કાંગરે લટકતું રહે. મતલબકે જીવન મરણ વચ્ચે ઝોકા ખાતું તો પણ પરસ્પર પ્રેમનાં બંધનો—મૈત્રી કદાપિ છૂટી શકે નહીં.

આવો જ એક પ્રસંગ "ચૌરપંચાશિકા" નો યાદ આવે છે કે, રાજકુમારીના પ્રણય ખાતર દેહાંત દંડની સજા પામેલો કવિ બિલ્હણ જ્યારે વધસ્થંભ પર "શિર શુળી ને ધડ કાંગરે" હોય છે, અને એવે જ ટાણે બિલ્હણ છેલ્લો શ્લોક બોલે છે કે, "મૃત્યુના મુખમાં પણ હું મારી પ્રિયાને ભૂલી શકું એમ નથી." પરસ્પર હૃદયના તાણાવાણા વણાઈ ચૂકયા હોય અને એ વણાટ પર પ્રેમનો પાશ ચડી ચૂક્યો એટલે કોઈની મગદૂર નથી કે વણાટનો એક તાર પણ અળગો કરી શકે:

"મો મન લાગનો તો મનાં. તો મન મો મન લગ્ગ;
દૂધ વિલગ્ગા પાણયાં, પાણી દૂધ વિલગ્ગ."

જેમ દૂધ ને પાણી એકબીજા ભળી જઈ, એકરૂપ બની જાય છે તેમ હે સાજન ! હું તમારામાં ને તમે મારામાં એમ પરસ્પર ઓતપ્રોત બની ગયાં છીએ, અને કદી સંજોગવશાત એક બીજાથી થોડો વખત અળગા રહેવું પડે તો ય શું !

" ધુંધ ન ચૂકે ડુંગરા, કડવાતણુ નીંબાહ,
પ્રીતમ ચૂકે સજણા દેસ-વિદેસ ગયાં. "

ડુંગરાઓ કદી પોતાનું ધુંધળાપણુ છોડે નહીં, અને લીંબડો કદી કદી પોતાની કડવાશ મૂકતો નથી તેમ પ્રિયજન ભલે દેશ-વિદેશ હોય તો પણ એ પ્રીત ભૂલાતી નથી, કે ઘટતી નથી પણ ઉલટી વધે છે.

" સાજન; તુમ મ જાણિયો, વિછડયાં પ્રીત ઘટાય;
વ્યાપારી કે વ્યાજ જ્યૂં વધત-વધત વધ જાય. "

પ્રિયતમ ! એમ ન માનશો કે વિખુટા પડયે પ્રીત પણ ઘટે. ઉલટી વિયોગમાં તો વેપારીના વ્યાજની પેઠે દિવસે દિવસે વધતી જાય છે.

જ્યાં દિલથી દિલ મળ્યું છે તેને છૂટા પાડે તો ભલે બાકી જીવના જીવતરે આ સંગાથ વિછોયો નહીં અને એવી દૃઢ શ્રદ્ધાની પ્રતીતિ કરાવતો દુહો છે કે,

" મેં જાણ્યું સજન પ્રીત ગઈ પ્રીત તો જાશે મુવા,
સુથારી ઘેર લાકડાં વેર્યાં થાશે જુવા. "

હે સાજન મને એમ થયું કે, આપણી પ્રીત પૂરી થઈ. ના ના. એ પ્રીત તો આપણે જીવીશું ત્યાં સુધી પળવારે ય પણ અળગી થવાની જ નથી. જેમ સુતાર લાકડાને વેરે છે ત્યારે જ એના બે ફાડિયા જુદા પડે છે તેમ આપણને મૃત્યુ રૂપી સુતાર આવીને બંનેના એકરૂપ બનેલા જીવનને વેરશે તે દી જ વિખુટા પડીશું. બાકી આ જીવનમાં તો નહીં જ. પ્રેમ માત્ર વાતોનો વિષય નથી, એ તો જીવનમાં





અનુભવવાનો છે.

> સજન, સુવાકી સ્નેહ કો; મુખસે કહી ન જાય;
> મુંગે કો સપનો ભયો સમજ સમજ પછતાય.

જેવી રીતે મૂગા માનવીને સ્વપ્નું આવે છે અને એ બધું સમજવા જાણવા છતાં કોઈને પણ કહી શકતો નથી અને મૂગો-મૂગો મનમાં ને મનમાં સમસમે છે તેમ હે પ્રિયતમ ! પ્રેમની વાત કોઈ કોઈને કહી શકતું નથી એ તો જેણે અનુભવ્યું હોય તેને જ સમજાય મતલબ કે, " ઘાયલકી ગત ઘાયલ હી જાને."

કોઈના પ્રિય પાત્ર બનતાં પહેલાં એની લાયકાત પામવી પડે છે. એ વગર સિદ્ધિ મળવી દુર્લભ છે.

> સાજન એસા કિજીએ જૈસા કુવે કોસ;
> પગસે પાછા ઠેલ દે, રતી ન આણે રોસ,

કૂવાના કોસને જેમ આગળ ખેંચીને પાછળથી પગ કૂવામાં ધકેલી દેવામાં આવે છે, છતાં કોસ રોષ કરતો નથી. તેમ સાજનને—પ્રિયજનને ગમે તેટલા આઘાત પ્રત્યાઘાતના ઠેસા લાગે છતાં લેશ પણ એનો ધોખો ન કરે એવા પ્રિયજન ધારીએ.

બીજું એટલું જગતમાં સોનું આની ભૂલથાપ ખાઈ ન જ. ! પ્રેમપાત્રની વરણી જોઈ વિચારીને કરવાનો સંકેત કરે છે કે,

> " સાજન એસા ન ચાહિએ, જૈસા ચણી-બોર;
> ઉપર લાલી પ્રેમની. ભિતરમાંય કઠોર "

ચણી બોર ઉપર લાલઘુમ જેવા હોય છે, પણ અંદરથી તો કઠણ નીકળે છે. મતલબ કે ઉપરછલો પ્રેમ બતાવનાર, મુલાયમ દેખાતા ઘણીવાર કઠણ હૈયાના નીકળે છે. માટે બાહ્ય આકર્ષણથી આકર્ષાઈ પ્રીતની ગાંઠ બાંધી લેવાની કદી ઉતાવળ ન કરવી.

કારણકે, પ્રેમ એ ન્યોચ્છાવરી છે. સ્વાર્થભાવનાને તેમાં જરાય સ્થાન નથી.

સોરઠી સજણાંએ પણ પ્રેમની સાચી વ્યાખ્યા બતાવતાં કહ્યું છે કે—

> સજન એસા કિજીયે, જૈસા ટંકણખાર,
> આપ જલે પર રીઝવે ભાંગ્યા સાંધે હાર

જેમ પતરીને કે ધાતુના અન્ય પાત્રને રેણ દેવામાં વપરાતો ટંકણખાર પોતે જાતે બળી જઈને એ ભાગેલા પાત્રને સાજું કરે છે. તેમ પ્રેમીજન પોતાના માટે નહિ પણ પોતાના પ્રિય પાત્ર માટે પોતાની જાતને ભોગે પણ સુખી કરવામાં જરાય પાછી પાની ન કરે તે જ સાચો પ્રેમ.

એ પ્રેમના પ્રવાહમાં તરબોળ બનેલાં પ્રેમીજનો સાગર સરિતાના સંગમ શા કેવા એક મેક બની જાય તે ઓતપ્રોત ભાવનાનું અપૂર્વ ચિત્ર ખડું કરતો આ દુહો ઓછો અસરકારક નથી !

> હું બલિહારી સજણાં સજણ મો બલિહાર;
> હું સજણ પગ પાન હી, સજણ મો ગલ હાર.

હું પ્રિયતમ પર વારી જાઉં છું અને પ્રિયતમ મારા પર. હું એના પગની પાની છું અને એ મારા હૈયાનો મણમૂલો હાર છે.

એકબીજાને આત્મસાત કરતી દામ્પત્ય જીવનની આ ભાવના કેટની ઉદાત્ત ને હૃદયંગમ છે

પ્રેમની આ વિરલ ભાવના વિશે લખવા બેસું તો ઘણું ઘણું લખી શકાય તેમ છે પરંતુ......!!!

> "કાગદ થોરો હેત ઘણો, મુખસે લિખ્યો ન જાય,
> સાગરમે પાણી ઘણો, ગાગરમેં ન સમાય,

★

## વિશ્વચાહક

> દયાની બધે યાચના જે કરે છે, રહે મસ્ત જે આત્મવિશ્વાસ માંહી,
> ભલા એ ભિખારી નહિ તો બીજુ શું ? ચહે વિશ્વ એને બને વિશ્વનેય એ .

ચંદ્રહાસ શાહ

[ અનુસંધાન ૩૨મા પાનનું ચાલુ ]

ડોકિયું કરતો હતો.

મને લાગે છે જ્યાં સુધી ગાડું સીધું ચાલતું હોય ત્યાં સુધી મનુષ્યને વિચાર કરવાની આવશ્યકતા લાગતી નથી–વિચાર આવતા પણ નથી. પણ ગાડું અટક્યું કે પછી ફિલસૂફી સૂઝે. મનુ મને ગમતી તે એટલા માટે કે એને આ પ્રકારના વિચારની તત્ત્વજ્ઞાનની જરૂર જ ભાસતી નહિ. એક અર્થે એનું જીવન સંપૂર્ણ રીતે જીવધર્મની સપાટી (Biological Plane) પર હતું. જીવધર્મનું રહસ્ય ધ્વનિને પ્રતિધ્વનિ, સવાલને જવાબ દેવામાં જ હોય છે. એમાં આપ–પર ભાવને સ્થાન હોતું નથી. શિકાર-શિકારી, ગુરુ-શિષ્ય, પ્રિયકર-પ્રેયસી મારનાર-મરનારની એકતા એમાં આપોઆપ જ સિદ્ધ થાય છે. આ તો થઈ જીવધર્મની તાત્ત્વિક ચર્ચા. એ વિષે અથી વધારે કંઈ કહી શકાય નહિ. જેનું વર્તન સુસંગત છે–પહેલે જ ઝપાટે જે યથાયોગ્ય છે એમ લાગે છે એ જ રહસ્ય સમજ્યો એમ કહી શકાય. વિચાર અને કૃતિ એવો ભેદ કરવાને એના વર્તનમાં અવસર જ હોતો નથી. મનુ જ્યારે કલાકોના કલાકો સુધી ઘાસમાં નિશ્ચલ પડી રહેતી અગર બાળકોના સમૂહમાં પોતાને ભૂલી એમનામાંનું જ એક બાળક બની જતી, કે પોતાની માંસલ આંગળીઓમાં મારા વાળ પકડી એકી વખતે હસતી અને રડતી મારો જીવ લેતી—ત્યારે હું એનું એ રહસ્ય સમજી શકતો. દરેક ક્ષણનો એ ઉપયોગ કરતી અને એને કંઈ અનોખું સૌંદર્ય આપતી. મને એણે એકવાર કહ્યું, 'મારે ખૂબ શીખવું છે.' મેં પૂછ્યું 'શું?' 'બધું બધાં પાસેથી બધું શીખવાને કંઈ વિષયની જરૂર નથી પડતી. ગઈકાલે હું એક છોકરા પાસે કાગળનું બલૂન બનાવતાં શીખી. ઊભો રહે હું તને એક કરી બતાવું.' તે બોલી. અને ખરે જ મારા ટેબલ ઉપરનો એક કાગળ લઈ એ બલૂન બનાવવા માંડી. એ વખતનો એનો આવેશ અને આવિર્ભાવ ખરેખર કોઈ સાત આઠ વરસના બાળક જેવો હતો. 'મારી પાસેથી તું શું શીખી?' મેં એને પૂછ્યું. અણે મારા બંને હાથ પકડી પોતાના ખોળામાં મૂક્યા, અને પોતાની મોટી આંખો મારી ઉપર સ્થિર કરી બોલી, 'તારી પાસેથી હું પોતાને ભૂલતાં શીખી. એક સમય એવો હતો કે જ્યારે હું બહુ અભિમાની હતી. પણ તને જોઈને હું કાયમની બદલાઈ ગઈ.' મેં એને કહ્યું, 'તું તો આવી જ હતી. મારું નકામું ગૌરવ કરે છે!' 'તને હજી મારી પૂરી ખબર નથી. કોઈક દિવસ તને બધી ખબર પડશે. જે ખરેખર આપે છે એને પોતાના દાનની ખબર નથી હોતી.' તે બોલી. પછી મેં પણ કહ્યું, 'હું પણ તારી પાસેથી કંઈક શીખ્યો છું.' 'હા, હા જાણું છું ગમે તેવી બકબક કરવા!' એણે જવાબ વાળ્યો. 'ના, પરીકથામાંની છેલ્લી રાજકન્યાની જેમ બનવા.' મેં કહ્યું. ત્યાર પછી એ ખાલી હસી ને ઊઠી ગઈ. મેં એને એનો કોટ આપ્યો. અને તે એ પહેરતી હતી ત્યારે પાછળથી જઈ એની ગરદન ઉપર ડાબી તરફ મેં મારી હડપચી દાબી. એણે એક જ ક્ષણ મારો ડાબો હાથ પોતાની છાતી સરસો ચાંપ્યો, મારા હાથે પોતાનો ડાબો ગાલ થાબડ્યો અને ચાલવા માંડ્યું. આટલું સુખ મેં પહેલાં કદી અનુભવ્યું ન હતું.

સંતોષને જો મનની એક અવસ્થા ગણવી હોય તો સુખને જીવનની ક્ષણિક અનુભૂતિ ગણવી પડશે. અભ્યાસથી અગર તપશ્ચર્યાથી સંતોષી બની શકાતું હોય તો સંતોષનું મૂળ પરિસ્થિતિ ઉપર વિજય મેળવવાની હદમાં હોવું જોઈએ. સુખ એ ભીરુ અને બહાવરું છે. એ કેમ અને ક્યારે મળશે એની નિશાનિ મંડાતી નથી. પરીક્ષા પૂરી થયા પછી જ્યારે મનુને મેળવવા માટે હું સહેજે વીએના જવા ઊપડ્યો તે વખતનો એક પ્રસંગ યાદ આવે છે. ગાડીમાં ભીડ હતી. મારી પાસે એક સત્તર અઢાર વરસનો છોકરો બેઠો હતો. આટલે દૂર અને એકલા મુસાફરી કરવાનો ઘણે ભાગે એનો એ પહેલો જ પ્રસંગ હશે. રાતનું અંધારું વધતું ગયું તેમ તેમ સૌ પોતપોતાની





'આ નિશાળ ઈંટરલાકન નજીક ગામથી થોડેક દૂર છે. હું નિશાળમાં શું ભણી! ચૂપકીથી જોતાં અને અમને ફ્રેંચ શિખવનાર બેન ઉપર પ્રેમ કરતાં. સિસ્ટર હેલેના એટલાં સુંદર હતાં કે દરેક વખતે એમને જોતાં વેંત જ મારું હૃદય થંભી જતું અને પછી બેવડા વેગે ધડકવા માંડતું. વિનસ ડી મેલોને જો મઠમાંની સંન્યાસિનીનો ઝભ્ભો પહેરાવવામાં આવે તો તે જેવી લાગે એવાં જ સિસ્ટર હેલેના લાગતાં. એમનું બોલવું ચાલવું એટલું સુંદર અને મર્યાદાશીલ હતું કે એમના સાથે બોલવા કરતાં એમના હાથ સાથે કે સફેદ લીનનના ફ્રોકની બાંય ઉપર ગાલ ઘસતાં રહેવાનું મન થતું. એ બધાંની સાથે બહુ હેતથી વર્તતાં. તેથી દરેકને લાગતું કે પોતાને જ એ ચાહે છે છોકરીઓ વચ્ચે પ્રગટ કે અપ્રગટ રીતે એ બેનના પ્રેમ માટે ઝગડાઓ થતા.

'એકવાર રાત્રે બધે શાંત થયા પછી બારીમાંથી ભૂસકો મારી હું તળાવને કિનારે મારી હમેશની જગ્યાએ તરવા માટે ગઈ. જુલાઈના તે ઉનાળાના દિવસો હતા. આખો દિવસ ખૂબ વિચાર કરવા અને રાત્રે પાણીમાં મસ્તી કરી એ બધા ભૂલી જવા એના જેવું બીજું સુખ મને કશામાં જણાતું નથી. પાણીના કણ આવે વખતે શરીરમાંના દરેક છિદ્રમાં પેસી આખું શરીર હલકું કરી નાખે છે આખા જીવનને જુદાપણું અર્પે છે આજ સુધી મને એમ લાગતું હતું કે મારી તળાવમાંની એ જગ્યા તદ્દન ગુપ્ત છે. ફક્ત મારી જ છે. પણ આજે ત્યાં બીજું કોઈ આવ્યું હતું. વચ્ચે વચ્ચે પાણીમાં કોઈ હોશિયાર માણસના હાથનો અવાજ આવતો હતો. પહેલાં તો હું ગભરાઈ પણ પગ પાછા ના ફર્યા. આ નવું માણસ કોણ હશે એ જોવાની મને ઉત્કંઠા હતી. તેથી હું એક ઝાડની ઓથે ઊભી રહી. પાણીમાંનો અવાજ બંધ થયો. અને થોડીવાર પછી એક વ્યક્તિ તળાવને કિનારે દેખાઈ. આઘેથી એ વ્યક્તિને ઓળખવું અશક્ય હતું. પણ મેં એક જોયું કે મારા જેવી જ એ વ્યક્તિ ઉઘાડે શરીરે તરી રહી હતી. ધીમે ધીમે એ મારી નજીક આવી. હું પણ આંખો ફાડીને જોવા લાગી. અને પછી એકદમ મારું હૃદય અટકી ગયું. અને પાછું બેવડા વેગથી દોડવા માંડ્યું. મારા પગ ચોંટી ગયા. ખૂબ મોટેથી બૂમ પાડવાનું મન થયું. હું મને ખબર પણ ન પડે એમ દોડી ગઈ અને સિસ્ટર હેલેનાને પગે બઝી પડી.

'એમણે તદ્દન ધીમેથી મને ઊભી કરી. એ ચમક્યાં પણ નહિ, ને ગભરાયાં પણ નહિ. 'જરા બેસ' એમ કહી એમણે કપડાં પહેરવાની શરૂઆત કરી હું પહેલાં તો ઢીંચણમાં માથું મૂકી બેસી રહી. અને પછી ધીમે ધીમે જોવા લાગી. તદ્દન નાના ટુવાલ વડે પહેલાં એમણે પોતાનું ડીલ કોરું કર્યું. અને પછી એક પછી એક કપડાં ચઢાવવા માંડ્યાં. એકદમ જલદી પણ ખૂબ સફાઈથી. મઠમાંની બાઈઓ આટલાં બધાં કપડાં વાપરતી હશે એવી મને કલ્પના ન હતી! આટલાં બધાં કપડાં પહેરવા છતાં એ સિસ્ટર હેલેના કોઈ તાજા ફૂલ જેવાં દેખાતાં. બધાં કપડાં પહેરી રહ્યા પછી બૂટ અને મોજાં લઈ બેઠી હતી ત્યાં એ આવ્યાં. મને એકવાર એમ લાગ્યું કે એમના હાથમાંથી એ ખેંચી લઈ એમને પહેરાવવાં અને એમ કરતાં એમના લાલ લાલ પગે ગાલ ઘસી એનાં ચૂમી લેવી. એમણે જાણે મારા મનનું જાણી લીધું. પોતાનાં બૂટ નીચે મૂક્યાં. નીચે બેસી પોતાનો નાનકડો ટુવાલ મારા હાથમાં આપ્યો. મેં એમના પગ લૂછ્યા અને મારી ઇચ્છા પ્રમાણે બધું કરી મોજાં ચઢાવ્યાં અને બૂટ પહેરાવ્યાં.

'પછી મને એમણે કહ્યું : 'તું પાણીમાં ઊતરવાની છે? જવું હોય તો જઈ આવ. હું અહીં બેસું છું.' મેં ડોકું ધુણાવી ના પાડી. અને પછી એકદમ બોલી પડી : 'ફરી કોઈવાર આપણે સાથે જઈશું.' કેટલીયે વાર સુધી અમે બાથ ભીડી બેસી રહ્યાં હતાં. (ત્યાર પછી તરી સાથે ફરવા ગયેલી ત્યારે લેક એલનનાં પાણીમાં પહેલીવાર હું ઊતરી હતી.)

'બીજે દિવસે હું જાણે હવામાં જ ઊડતી હતી.



દુનિયામાંનું બધું સુખ મને એકલીને જ મળ્યું એવી કલ્પનાથી મારી હિલચાલ થતી હતી. વર્ગમાં જ્યારે અમારી આંખ મળતી ત્યારે મારું મન નાચી ઊઠતું. મને બીજા કશાનું ભાન ન હતું.

'તે દિવસે સંધ્યાપ્રાર્થના પછી સિસ્ટર હેલેના ચોકમાંથી પોતાની રૂમ તરફ જતાં હતાં. છોકરીઓની લાઈન તોડી હું એમની તરફ દોડી ગઈ, રાત્રે જમ્યા પછી પાછલી બત્તી આગળ આવજે, એટલું જ કહી એમણે ચાલવા માંડ્યું. ત્યાં સુધી ધીરજ કેમ રાખવી એની મને મુંઝવણ થઈ પડી. હું સાવ બેચેન બની હતી.

'તે સમય આવ્યો. એક મિનિટ થઈ. બે મિનિટ થઈ. સિસ્ટર હેલેના હજી કેમ આવતાં નથી એનો વિચાર કરતી હું બત્તી નજીક ઊભી હતી. એટલામાં જ એ આવી પહોંચ્યાં. મારા હાથમાં એમણે એક આલ્બમ આપ્યું અને કહ્યું, 'આ તારી પાસે રાખ. તું લઈ લે ' હું કંઈ બોલવા જતી હતી એટલામાં મારે માથે એકવાર હાથ ફેરવી એ ચાલતાં થયાં હું વિમાસણમાં પડી ગઈ. મેં એ ચોપડી છાતી સરસી ચાંપી અને તરત કપડાંમાં સંતાડી દીધી એ રાત્રે તો એ જોવા મળશે નહિ ડોર્મિટરીમાંની બધી છોકરીઓ સૂતી. ત્યાં તો એ બહાર પણ કઢાય નહિ. આખી રાત એ મારી છાતી આગળ લપાતું રહ્યું.

'બીજે દિવસે બપોરે જમતી વખતે મને ખબર પડી કે સિસ્ટર હેલેના મોટા ટેબલ ઉપર નથી. હું તો થંભી ગઈ. જમવામાં મારું ચિત્ત હતું જ નહિ. રાત્રે મળેલી ચોપડી કે આલ્બમ મેં હજી પૂરી જોઈ પણ ન હતી. જમી રહ્યા પછી મેં એલ્સા કામવાળીને પૂછ્યું. એણે જે જવાબ આપ્યો એ સાંભળી હું ગળગળી થઈ ગઈ. સિસ્ટર હેલેનાની સ્પેનના કોઈ મઠમાં પધરામણી કરવામાં આવી હતી. બીજી એને કંઈ ખબર ન હતી. કોઈને પૂછવા જેવું એ ન હતું.

'તે રાત્રે મને તાવ ચઢ્યો. કોઈ રીતે ઉતાર પડશે નહિ. તેથી મારે ઘેર તાર કર્યો. પછી મને ઘેર સાલ્ઝબુર્ગ–લઈ જવામાં આવી હોવી જોઈએ; કારણ એ અઠવાડિયામાંના પ્રસંગો આજે પણ મને આછા આછા યાદ છે. હું લગભગ એક મહિના પછી તદ્દન સાજી થઈ. એ દિવસોમાં મને એક જ ધંધો હતો. સિસ્ટર હેલેનાએ આપેલી ડાયરી, આલ્બમ (એને શું કહેવું તેની મને આજે પણ ખબર પડતી નથી) જોયા કરવી. તને બતાવેલું પેલું મોરનું ચિત્ર એ જ ડાયરીમાંના એક સ્કેચ પરથી મેં દોર્યું હતું. એ ડાયરીમાં શબ્દો કરતાં આવાં નાનાં ચિત્રો જ વધારે પ્રમાણમાં છે એમ તને જણાશે.

'અને પછી એક દિવસ મેં નક્કી કર્યું કે ચિત્રકળા શીખવી. સિસ્ટર હેલેનાનો મને એ સંદેશો જ હતો. મને બધું સાહિત્ય આપવામાં આવ્યું. ઓસ્ટ્રિયામાંનાં જુદાં જુદાં મ્યુઝિયમ્સ હું જોઈ આવી. મને પ્રથમ લંડન અને પછી પેરિસ મોકલવી એમ પણ નક્કી થયું. આપણે મળ્યાં ત્યારે હું સ્લેડ સ્કૂલમાં ભણતી હતી.

'સિસ્ટર હેલેનાએ એક જગ્યાએ લખ્યું છે કે ફૂલની અંદર જવાનો પ્રયત્ન કરવો નહિ. ત્યાં ફક્ત અવકાશ છે. અને એ અવકાશ રહેવામાં જ ફૂલનું સદ્ભાગ્ય છે. આ ઈશારો પેલા રસિકે તેમ જ પેલા ફૂલે પણ સમજવો જોઈએ. ફૂલ, એ ફૂલનું જગત, એ બધું જેમ હૃદયમાં છે એને માટે જ આ અનામિક અવકાશ છે. તને જ્યારે મેં પ્રથમ જોયો ત્યારે મને આ શબ્દની ખાતરી થઈ. મારા હૃદય પુષ્પનું સૌભાગ્ય તારી પાસે અખંડ અબાધિત રહેશે એવી મને મારી ખાતરી થઈ.

'તને કદાચ લાગશે કે મેં તારા જીવન સાથે રમત કરી. પણ ખરે જ, રૂપ, મેં એવું કંઈ કર્યું નથી. સિસ્ટર હેલેનાએ મને પોતાનો વારસો આપ્યો, અને પોતાનું હૃદ્ગત મને સોંપ્યું એ જ હું તને આ પત્ર સાથે મોકલું છું. તું મારો વારસ છું. તું વિચાર કરી શકે છે. સાદા શબ્દોમાં તું એ બોજ ...





મૂકી શકે છે. બધાને આ વાત કહેજે. જે એ સમજશે એ ભવિષ્યમાં આપણો વારસ થશે.

'હું આજે ક્યાં છું?'–તું પૂછીશ હું હિરોશિમાના એક નાના ગામડામાં છું. ખૂબ ફરું છું. ખેતરમાં કામ કરું છું અને ચિત્રો દોરું છું એક દિવસ જ્યારે તું મારી ઝંખના કરીશ ત્યારે તારી પાસે આવીશ ત્યાં સુધી અને હંમેશને માટે તારી મનું'.

મનુનો આ કાગળ આવ્યે આજ સોળ વરસ થયાં. જેમ જેમ વખત પસાર થતો જાય છે તેમ તેમ એની સ્મૃતિ વધારે સ્પષ્ટ અને પ્રખર થતી જાય છે. મનુ હજી આવીને નથી એની બેનની–સિસ્ટર હેપે. નાની ડાયરીમાં એટલી બધી હૃદયની ઉત્કટતા ભરાયેલી છે કે હું હજીયે આકલન કરી શક્યો નથી. મારે હવે એ ડાયરી જ પ્રસિદ્ધ કરવી પડશે. પણ એમાંના શબ્દો અને રેખાઓ મારા લોહી સાથે ભળશે ત્યારે.

★

## અજબ માનવી

તું માનવી! અજબ સર્જનની ચમત્કૃતિ!
તું સિંહ, વાઘ, મકરો, ગજનો નિયંતા!
તું યક્ષ, કિન્નર અને સુર, સિદ્ધ જેવો,
તું શે હતાશ? દુઃખની જરી ગાળ વાર્તા.

વિજયશંકર કામદાર

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

કચ્છ કલાધર (ખંડ ૧–૨): દુલેરાય કારાણી. પાનાં ૫૧૪+૬૧૨. બંને ખંડનું મૂલ્ય સાડાચાર રૂપિયા ચારિત્ર રત્નાશ્રમ, સોનગઢ. નવાં માનવી: પર્લ બક અનુ મહેન્દ્ર મેઘાણી. પાનાં ૨૩૨. દોઢ રૂપિયો. લોકમિલાપ કાર્યાલય, ભાવનગર. નળ–દમયંતી રાસ: મહીરાજ સંપાદક: ભોગીલાલ જ. સાંડેસરા. પાનાં ૧૭૪ સવાચાર રૂપિયા. પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરા. શૂળ અને શમણાં: અમૃત ઘાયલ. પાનાં ૧૨૮. દોઢ રૂપિયો. હંસ પ્રકાશન, રાજકોટ. ધમ્મપદ: અનુ. પ્ર હસિત બૂચ. પાનાં ૫૬. આઠ આના. વ્રજ નિવાસ કાજીવાડો વિસનગર. જવાહરલાલ નેહરુ (સંક્ષિપ્ત): સં. મણિભાઈ દેસાઈ. પાનાં ૨૫૩. દોઢ રૂપિયો મીઠું: બંસીધર હી. ગાંધી પાનાં ૪૮. બાર આના.—બંને પુસ્તકોના પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ. સિંહપુરુષ. જયભિખ્ખુ પાનાં ૨૧૬ અઢી રૂપિયા. સરફરોશ: ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૨૮. સાડાચાર રૂપિયા. પેથાનું ઝવેરાત (ભાગ ૧–૨): ગુણવંતરાય આચાર્ય. પાનાં ૫૬૧. સાડાસાત રૂપિયા. જ્ઞાનકથાઓ (ભાગ ૧–૨): ધૂમકેતુ પાનાં ૮૪+૮૪. દરેકનો એક રૂપિયો. ગુલછડી: રમણિકલાલ જ. દલાલ. પાનાં ૭૬. એક રૂપિયો—પાંચેય પુસ્તકોના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. આશાદીપ: સુબોધ ઘોષ. અનુ. શ્રીકાન્ત. પાનાં ૧૯૭, સવાત્રણ રૂપિયા રૂપમ્ પ્રકાશન મંદિર, મુંબઈ ૪. કાયદો અને કાનૂન: (માસિક) પ્રકાશક: ચંદ્રકાંત સી. વોરા, ગાંધીરોડ, અમદાવાદ વાર્ષિક લવાજમ રૂપિયા બાર.

★

# વળામણાં



પન્નાલાલ પટેલ



જંગલના મોતી
ચિત્રકાર: શ્રી વ્રજલાલ ત્રિવેદી

# વળામણાં



## પન્નાલાલ પટેલ

પૂઠું • દીપક મિસ્ત્રી • અમદાવાદ

# રામતીર્થ  બ્રાહ્મી તેલ

(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ): આયુર્વેદિક દવા

## પ્રખ્યાત ડૉકટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી-પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી કારણ કે—
## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે.
* યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે
* વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે * ખોડો દૂર થાય છે.
* ગાઢ નિદ્રા લાવે છે શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

### મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

મોટી બાટલીના રૂ. ૩-૮-૦
નાની બાટલીના રૂ. ૨-૦-૦

સ્થાનિક ટેક્સ અલગ

'આસન ચિત્રપટ' વેચાતું મળશે રૂ ૧-૧૨-૦ મનીઑર્ડરથી મોકલો.

**ખાસ સૂચના:**

એક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂ. ૫-૧૩-૦

નાની બાટલીના રૂ. ૩-૧૩-૦

(બાટલીની કિંમત + ૧-૧૪-૦ પોસ્ટેજ
+ ૦-૭-૦ પેકીંગ)

મનીઑર્ડરથી પૈસા મોકલવા.

વી. પી. થી મોકલીશું નહિ.



ફોન: ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪.

તા. ક.: શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દરરોજ (રવિવારે બંધ) સવારના ૭॥ થી ૯॥ અને સાંજના ૬ થી ૭॥ શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગ ચાલુ છે.

COTY : RBO

શ્રી. યશોધર મહેતાની જુસ્સાભરી કલમે આલેખાયેલા જગમશહૂર નવ પ્રેમ કિસ્સાઓ

# પ્રેમગંગા

## વિષેના થોડાક અભિપ્રાયોમાંથીઃ—

આ નવે પ્રણયકથાઓનાં પાત્રો સાધારણ માનવીઓ નથી. અનસુયા, હવિર્ભુવા અને ગતિથી માંડીને દેવયાની અને કચ, જાહ્નવી અને શાંતનુ, ઉલૂપી અને અર્જુન, રોકસાના અને સિકંદર, આઠમા એડવર્ડ અને વૉલિસ તેમ નૂરજહાં અને જહાંગીર આ બધાં અદ્‌ભુત સૌંદર્ય અને અસાધારણ પૌરુષ ધરાવતાં પાત્રો છે.

—જન્મભૂમિ

આ નવે પ્રણયકથાઓ લેખકે અત્યંત રસિકતાથી તથા વાંચતા તલ્લીન અને તન્મય થવાય એવું રસનું સાતત્ય જાળવીને કહી છે. નવ પ્રણયકથાઓ કથનશૈલી અને વર્ણન-શૈલીની અભિનવ છટાથી આકર્ષક બની છે. આ બધી જ સત્ય ઘટનાઓ છે, અને એ સર્વનું આલેખન નાટ્યોચિત ઢબનું છે. આ નવે પ્રણયકથાઓ તાજગીભરી અને સુંદર છે.

—ગુજરાતમિત્ર

આ નવ પ્રેમકિસ્સાઓને વાર્તાના રૂપમાં સફળતાપૂર્વક મૂકેલો આ વાર્તાસંગ્રહ એના લેખકની હૃદયસ્પર્શી શૈલી, કૃતિમાં રહેલા વિચાર અને કલા રંગને કારણે વાચકોમાં ખૂબ પ્રિય થઇ પડશે તેમાં શંકા નથી.

—લોકમત

પ્રસ્તુત સંગ્રહ પૂર્વ અને પશ્ચિમની પ્રણયકથાઓનું અનોખું મિલન, ભવ્ય સંગમ-દર્શન છે. ગંગાતીર અને નાઈલના પટે જીવાયેલા ભવ્ય આત્માઓની જીવનગાથાઓ એટલે પ્રેમગંગા. ગુર્જરી ગીરાને નવીન દૃષ્ટિથી દોરતી યશોધર મહેતાની ભવ્ય કલમ પ્રસાદી એટલે પ્રેમગંગા.

—ખેડાવર્તમાન



આ નવો સંગ્રહ આપે ન વસાવ્યો
હોય તો તુરત વસાવી લેજોઃ—

મૂલ્ય : અઢી રૂપિયા
[ રજિ. ટ. ખ. અગિયાર આના ]

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : અમદાવાદ, ૧.

'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯



સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૩ : જૂન ૧૯૫૪ : સળંગ અંક ૨૯૧

ક્રમ



પૂઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર

**જંગલનાં મોતી :** ચિત્રકાર : રજલાલ ત્રિવેદી

'પીલુ લેવા છે...એ ! પીલુ...ઉ !'
વસંતમાં થતો આ ટહુકાર અદૃશ્ય થઈ જાય અને પછી એને કાયમની સ્મૃતિમાં મઢી લેતું કોઈ અદૃશ્ય સંગીતને સંભળાવતું આ 'જંગલનાં મોતી'નું ચિત્ર એ વનવગડાના પીલુડાં વીણતી ગ્રામનારીને કેટલું આબેહૂબ બતાવે છે !

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો દવે, ભારતી સાહિત્ય સંઘ લિ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



# સોનેરી રેતીના કણ

ધૂમકેતુ

હું મારી જન્મભૂમિનાં પ્રશંસાગીત ગાઉં છું ને મારી જનમભોમકા જોવા માટે આતુર છું; પણ જો એ જન્મભૂમિમાં જરૂરિયાતવાળા પ્રવાસીજનને આશરો ન મળતો હોય, ને અન્ન મળતું ન હોય, ને વસ્ત્રવિહોણી એની કાયાને ઢાંકવા માટે વસ્ત્રો મળતાં ન હોય—તો મારી આ જન્મભૂમિના પ્રશંસાગીતને, મારા અંતરમાં, હું રુદનગીતમાં ફેરવી નાખું : અને મારી આતુરતાને વિસ્મૃતિના સાગરમાં ડૂબાડી દઉં !

*

મેં એકાકી જીવન શોધ્યું, કે જેથી ઈશ્વરી પ્રાર્થના થાય ? ના, એટલા માટે નહિ ! પ્રાર્થના એ તો હૃદયનું સંગીત છે. ને હજારો અવાજોની વચ્ચેથી પણ એ ઈશ્વરને સંભળાય છે. એકાંતનું એકાકી જીવન એ શરીરનું દમન છે. વૃત્તિઓનું મરણ છે. અને ઈશ્વરે તો શરીરને, એના અંશને રહેવાનું ધામ બનાવ્યું છે. એ ધામને યોગ્ય રીતે સાચવવાની આપણી જવાબદારી છે. મારા ભાઈ ! મેં કોઈ ધાર્મિક હેતુ પાર પાડવા એકાંત જીવન શોધ્યું નથી. કેવળ માણસોને—અને એના વાહિયાત કાયદાઓને, અને એના શિક્ષણને અને એની પરંપરાને, એના ખાલી અવાજોને, ખોટા શોકને, ને નિરર્થક પ્રશંસાઓને, ને નમાલી વાતોને, હલકટ ટીકાઓને, એમનાથી દૂર થઈ જવા મેં આ એકાંતવાસ સ્વીકાર્યો છે.

*

એક વખત મેં એક એવો માણસ જોયો જેના કાન એવા સરવા હતા કે રેતકણમાં પડતાં પદધ્વનિને પણ એ પકડી લે ! પણ કાન એના એવા સરવા હતા—મોં શીવાયેલું હતું. એ મૂંગો હતો. એણે એક જુદ્ધમાં પોતાની જીભ ગુમાવી હતી.

પણ આ મૌન એને મળ્યું ત્યાર પહેલાં કેવી લડાઈ એ કરી તે હવે હું જાણું છું! સારું થયું કે એણે આજીવન સમાપ્ત કર્યું.

એની લડાઈની રીત આ પ્રમાણે હતી: 'દુનિયા આપણા બે માટે જોઈએ તેટલી વિશાળ નથી—માટે લડો!'

*

મારા મિત્રો! યાદ રાખો કે જે સિક્કો તમે વૃદ્ધ અશક્ત જરૂરિયાતવાળા દરિદ્ર હાથમાં આપ્યો—એ સિક્કો, સિક્કો નથી રહેતો: ઈશ્વરી અંતર સાથે, તમારા હૃદયને જોડનારી એ સોનેરી સાંકળ થઈ જાય છે!

*

પ્રેમ મૃત્યુ કરતાં બળવાન છે. અને મૃત્યુ, જીવન કરતાં બળવાન છે. આ જાણતા છતાં માણસો માણસોની વચ્ચે કેટલા સંકુચિત ભેદ ઊભા થાય છે!

*

માનવતા એ ઈશ્વરીનો અંશાવતાર છે. જગતનું માતૃત્વ એની પાસે છે.

*

જવાબ આપી ન શકાય એટલું જ નહિ, જવાબ આપવાની શક્તિ જ ન રહે, એવો એક પ્રશ્ન એક વખત મને કોઈએ કર્યો હતો. પ્રશ્ન આ હતો: 'તમે કોણ છો એ કહો તો!

*

એક વખત મેં ઝરણાંને મહાન જલનિધિની વાત કહી. ઝરણાંએ મને કલ્પનામાં રચનારો કોઈ ગપોડીદાસ માન્યો!

પછી એક વખત મેં મહાન સમુદ્રને ઝરણાંની વાત કરી: અને સમુદ્રે મને લઘુતાગ્રંથિથી પીડાતો ને બીજાને નાનકડા બનાવવામાં રાચતો ક્ષુદ્રજન ગણ્યો!

*

કીર્તિ એટલે પ્રકાશમાં ઊભેલાના, રાગનો, મોટો પડછાયો!

*

મૂળિયું શું છે? ફૂલ: એવું ફૂલ જે દેખાવને, કીર્તિને, કાંઈ જ ગણતું નથી!

*

'મોતી! મોતી!' એમ કરો તો છો, પણ મોતી શું છે એ જાણો છો? રેતકણની આસપાસ બંધાયેલું મંદિર! એના બાંધનારની અપાર યાતના એમાં બેઠી છે!

એમાંથી જાતને પ્રશ્ન પૂછો: 'આપણી કઈ વાસનાએ આ શરીરમંદિર બંધાયું? અને કયા રેતકણની આસપાસ?'

*

મને મૌન આપો—હું રાત્રીને જીતી લઈશ.

*

જ્યારે મારા શરીરે આત્માને પિછાન્યો, અને આત્માએ શરીરને જાણ્યુ—ત્યારે એ વખતે હું બીજીવાર જન્મ્યો: દ્વિજ થયો.

*

અમારો બેનો મેળ ક્યાંથી મળે તમે જ કહોને! એ પોતાના નાનકડા ખિસ્સામાં રહેલા યંત્રને વખત માપનાર માને છે: હું અસંખ્ય સૂર્યોદયની ગતિને સમયચક્ર ગણું છું. એક જ સમય—અને એક જ સ્થળ—એ અમારા મેળમાં ક્યારેય આવે ખરાં?*

* લેખકના પ્રગટ થનાર પુસ્તક જિબ્રાનની જીવનવાણીની નવી આવૃત્તિમાંથી.

*

ચન્દ્ર રાજહંસ

### આસુરી શક્તિનો વ્યય

અણુ વિગ્રહમાંથી આ જગતને બચાવવા નેહરુ અને ભારત આંદોલન ચલાવે છે અને વિશ્વમાં એમના અવાજના ઠેર ઠેર પડઘા પડે છે. પણ સમયના મોંએ હાથ દઈ એની વાણી કોઈ રોકી શક્યું નથી તો આપણે કોણ માત્ર ?

કોરીઆનું યુદ્ધ થંભાવી હિંદી ચીનની ઉગ્ર લડાઈ હવે જોઈ-રહ્યા છીએ. ત્યાંનું હોલવી શકીએ તો કોને ખબર એથીયે વધારે નજદીકના ભડકા જોવાના નહિ મળે ? જેમ દરેક સુધારકને દેશપ્રેમીને કે ભક્તને કસોટી વેઠવી પડે છે ને સ્વાર્પણથી કિંમત ચૂકવવી પડે છે એમ આપણેય યુદ્ધ રોકવાની મહત્ત્વાકાંક્ષાની ભારે કિંમત આપવી પડશે.

અને છતાંયે શરીરમાં એકઠું થયેલું ઝેર જેમ પ્રગટ થયા વિના રહેતું નથી તેમ જગતમાં ઊભી થઈ ગયેલી આસુરી શક્તિનો સંગ્રહ કલ્પી શકાતો નથી ને એનો વ્યય તો અનિવાર્ય છે. બહુ વર્ષો સુધી પશ્ચિમની પ્રજાઓએ ખૂન પી પીને મોજ કરી છે તેમને કુદરત છોડી દેશે એમ માનવું વ્યર્થ છે. કોણે કહ્યું કે એમના હજારો વર્ષની કત્લેઆમોના સરવાળાનો ચૂકતે હિસાબ પતાવી લેવા આવાં ભયંકર શસ્ત્રોનું કુદરતે નિર્માણ નહિ કર્યું હોય ? આપણે સંહારના દેવને મહાદેવ ગણ્યો છે. પછી સંહારથી વિમાસણ શેની ?

યુદ્ધ દૂર રહે, આપણે એમાં ન ભળીએ એટલું કરી લીધા પછી જેમનો વિનાશ નિર્માયો હશે તે ભલે મહાભારત રચે.

### સ્વેચ્છા કે દબાણ

સર્વોદય સંઘના સંમેલનથી ઘણા જણ મુગ્ધ થઈ ગયા છે અને અહિંસક માર્ગે ક્રાંતિ લાવવાની કે સમાનતા સ્થાપવાની આશા વધતી જાય છે. પ્રાંતે પ્રાંતમાંથી લાખો એકર જમીન ભૂદાનમાં મળી એટલે સંઘ જાણે સાર્થક થતો લાગે છે.

આ સંઘે જમીનના પ્રશ્નને પ્રધાન ગણ્યો છે પણ એ એની મર્યાદા નથી. લોકમાનસને વિશુદ્ધ કરવાનું આ સાંસ્કૃતિક આંદોલન છે. આ અખતરો નિષ્ફળ જાય એ કરુણ ઘટના બને, તે પછી સામુદાયિક હૃદય પલટામાંથી શ્રદ્ધા જતી રહે અને લોકો ઉપર હમણાં દયાનો મારો વધી રહ્યો છે તે આકરો બની જાય.

સામ્યવાદે જે કામ કાયદા-સંગીન મારફતે કર્યું તે અહીં હૃદયપલટાથી કરવાનો ઉદ્દેશ છે. લોકકલ્યાણનો હેતુ તો સુંદર છે પણ એનું સાધન લોહિયાળ ના બને એનો આ ભવ્ય પ્રયાસ છે. લોકોનું જીવન નીતિમય બને, એ સ્વચ્છતા શીખે, એનામાં સમાનતા અને માનવતા આવે એવું કોણ ના ઇચ્છે ? સુધારાનાં આવાં કાર્યોમાં કાયદો અને કાયદાની પાછળ રહેલી બંદૂકની મદદ લેવાઇ રહી છે તે અનિચ્છનીય છે એવું સંઘ ક્યારે જાહેર કરશે ?

### સંઘ ને એના ઉપરની છાયા

સર્વોદય સંઘે રાજકારણથી અલગ રહેવાનું ઉચિત માન્યું છે. ચૂંટણીઓમાંથી કોન્ગ્રેસ નીકળી જાય અને દેશના ઉત્તમ માણસોને પસંદ કરવાની લોકોને તક મળે એવી વાત પણ ત્યાં થઈ છે. છતાં રાજકીય આગેવાનોની શેહમાં તણાઈ ના જાય એવું વિશિષ્ટ બળ તેઓ પ્રગટ કરે નહિ ત્યાં સુધી એમનાથી નિરાળા રહેવાનો વિવેક રાખે તો સારું. નહિ તો બુદ્ધ અને અશોકના સંગમ જેવી કલ્પનાઓ કરી સંઘમાં ભ્રમણા ને પ્રમાદ પેસી જવાનો ભય રહેશે.





આ સંઘની સામે એક ભયંકર પ્રલોભન પડેલું છે અને તે કોન્ગ્રેસની હમનું સ્વરાજ. રાજસત્તા લઈને કેટલાયે સંઘનાં વ્રતો પાળે છે. એમની સહાનુભૂતિનો લાભ લઈ સંઘનું કામ આગળ ધપાવવાની વૃત્તિ થતાં કાયદાનો આશ્રય આપોઆપ લેવાશે અને મનને ફેરવવાનું કામ પડતું મૂકાશે.

રાજસત્તા ઉપર રહેલાઓને આ સંઘનું આકર્ષણ હોય એ સ્વાભાવિક છે સંઘનું કામ અપનાવીને રાજકીય વ્યક્તિઓ પોતાનું બળ વધારી શકે એ દેખીતું છે.

એટલે જ્યારે ઊંચી પાયરી ઉપર રહેલા રાજપુરુષો આ સંઘના સંમેલનોમાં હાજર રહે ત્યારે આપણે હરખાવું ના જોઈએ પણ સંઘને જે હાનિ પહોંચી રહી છે તે ધ્યાનમાં લેવી જોઈએ. જેમ ખાદીની ભાવના સાથે બંગલા નોકરો મોટરો વિમાનો વગેરે સુસંગત નથી તેમ સંઘના તંત્રમાં રાજકાજમાં પડેલાની હાજરી માફક હોવા છતાંયે ઇચ્છનીય નથી

## જોઈએ છે—નવા શ્રમણો

સંઘની શક્તિ એના કાર્યકરોમાં રહેલી છે, એ કાર્યકરો માટે સંઘે કેવા નિયમો ઘડ્યા છે? જો આ સંઘમાં રાજેન્દ્રપ્રસાદ કે મોરારજી જેવા રાજયોગીઓ પણ જોડાઈ શકતા હોય તો એ વિચિત્ર શંભુમેળો થઈ જશે અને રાજકારણથી અલગ રહેવા છતાંયે એની છાપ સરકારની પ્રવૃત્તિઓની એક પાંખ જેવી પડશે

જે ઉચ્ચ આદર્શો સંઘે સ્વીકાર્યા છે અને જેનો પ્રચાર થઈ રહ્યો છે એને અનુરૂપ સંઘના દીક્ષિતો ન હોય તો થવા જોઈએ સંઘે કાર્યકરોને નવા શ્રમણો બનાવવા જોઈએ. ધાર્મિક ભૂમિકા ઉપર રહીને મનની જાગૃતિનો પ્રયત્ન કરનારા જે કોઈ હોય તેણે આ દેશમાં સંસારી જીવનની કેટલીક જંજાળો તજવી પડશે. આવો આગ્રહ સંઘ કરી શકશે?

પોતાની ભૂમિકા સમજીને સર્વોદય સંઘ આ દેશના આધ્યાત્મિક પ્રવૃત્તિ કરતા અનેક સાધુસંતોનો તેઓ સંપર્ક કેળવી તેમને પ્રજાભિમુખ કરે. એમની સોબતમાં રહીને તેઓ કશુંક ચિરંજીવ કાર્ય કરી શકશે. રાજ્યાશ્રયની ઉતાવળે તો પરિણામનો પાક વહેલો ઉતરશે પણ એ કેટલું ટકવાનો? અંતરની જ્યોતિથી પ્રકાશિત થયેલા હજારો તરુણો આ દેશમાં જીવન ભરના ભેખ લે છે તો શું આ સંઘને એવા રળિયામણાં કૂવો નહીં એમે?

## જાહેર પ્રવૃત્તિઓમાં 'ધર્મ'

મે દિનની ઉજવણી થઈ ત્યારે મજૂરમાં સારો ઉત્સાહ દેખાતો હતો. ધ્વજ, પતાકા, નવાં કપડાં, ગીતો, વાજીંત્રો વગેરે દેખાતાં. આ ઉપરાંત એમના સરઘસોમાં વેશ ધારણ કરેલી દેવ દેવીઓની મૂર્તિઓ અને એમના અભિનયો પણ હતા. હતો તો આ મનોરંજનનો એક પ્રકાર, પણ નવાઈ લાગતી હતી કે લાલ વાવટાને અને ધાર્મિક પદ્ધતિએ લેવાતા આનંદનો મેળ શી રીતે ખાધો. મદુરામાં સામ્યવાદીઓની પરિષદ મળી ત્યારે કહે છે કે પ્રતિનિધિઓએ દેવદર્શનનો—જાત્રાનો લાભ પણ લીધેલો.

આ દેશમાં ધર્મનાં મૂળ ઊંડાં છે એમ વારંવાર કહેવાય છે ત્યારે એનું પ્રમાણ લોકજીવનમાં ક્યાં શોધવું એ સવાલ થઈ પડે છે. ભેળસેળ રાખરખાપત, જાહેર કાર્યોમાં બિગાડ અને આળસ અસ્વચ્છતા, જૂઠાણું વહેમો આવું કેટલુંયે જામી ગયું છે અને છતાં ધર્મ સામે એક અક્ષર બોલવામાં આવે તો એમાંય લોકોનો પીત્તો ઉછળી જાય છે.

નિરીક્ષકો માને છે કે અહીં સામ્યવાદ આવે તો એમાંય ધાર્મિકતા ભેળવાશે જ. હિંદુસ્તાનમાં જેને કાંઈ પણ ચલાવવું હશે તેને 'ધર્માદા' વિના ચાલવાનું નથી. એ આપણું પછાતપણું બતાવે છે કે ગુઢ પ્રત્યેનું આકર્ષણ અને ઊંડી આધ્યાત્મિકતા એ સમજવું મુશ્કેલ નથી.

### વિકાસકાર્યો ને લોકવિશ્વાસ

વિકાસ માટે નવી લોન કાઢી અને બચત યોજના પણ આગળ ધરીને સરકારે પ્રજાને રાષ્ટ્રપ્રેમનો ઉમદા પાઠ શીખવ્યો છે.

લોકોને પોતાના વિકાસમાં હજુ વિશેષ ઉમંગ છે પણ એમને શક છે કે આ તંત્ર છે તેવું જ રહેશે તો નાણાં દરિયો ઠાલવ્યો હશે તો યે તે ઊડી જશે, કામ લંબાશે ને જેટલું થશે તેટલું દગાથી તકલાદી બનશે. જાહેર કામોમાં લોકવિશ્વાસને ટકાવી રાખવો હોય અથવા વધારવો હોય તો આવી ગલતિઓ કાઢવી જ જોઈએ.

જ્યાં નાણું ના હોય તેવા કિસ્સાઓમાં સોનું પણ હોઈ શકે. આ દેશમાં સોના તરફનું આકર્ષણ છાનું નથી. એનો સંગ્રહ દેશની આર્થિક સ્થિતિને મધુર બનાવે છે એવી ભ્રમણા હવે જવી જોઈએ અને વિકાસ યોજનાઓમાં શ્રદ્ધા બેસે એ રીતે સોનાની માગણી પણ થવી જોઈએ. મંદિરોની સંપત્તિ પણ ફરતી થાય અને લોકકલ્યાણના કાર્યમાં આવે તો સારું.

લોકોમાં હમણાં તો એવી લાગણી ફેલાઈ છે કે નાણું ખેંચી લઈને સરકાર બજારોને કે ઉદ્યોગોને ગરદન મારશે. આ ભય અસ્થાને હોય તો પણ એને અવગણવા જેવો નથી. ખાંડ જેવી બાબતોમાં કૃત્રિમ તંગી ઊભી કરી ભાવ વધારવાના કિસ્સા ને પરદેશથી આયાતના કિસ્સા બન્યા છે. નાણાંની ખેંચ ઊભી કરી મોટી ઉથલપથાલ કરી નાખવામાં આવશે એવું લોકો ધારે તો એનો વિશ્વાસ ઉપજાવે એવો જવાબ શી રીતે વળશે?

### સહકારનો પાયો

સહકારી પ્રવૃત્તિની સંવત્સરી ઉજવાઈ ગઈ પણ પ્રજામાં તે વિષે આદર કે વિશ્વાસ વધ્યો હોય એમ દેખાતું નથી. આ પ્રવૃત્તિ શાથી વેગ પકડતી નથી તે તપાસવાનો યત્ન થયો નથી એ દુ:ખદ છે. કેટલીક જગ્યાએ સહકારી ધોરણે સારું કામ નીપજ્યું છે પણ લોકો તેને અપવાદરૂપે જુએ છે.

આ પદ્ધતિએ કામ કરવામાં ધારા ધોરણોનો ભાર જણાય છે. મેટ્રિક પછી એક વર્ષની તાલીમ આપી વહીવટી કામમાં પાવરધા નોકરો મેળવી લેવામાં આવે એવું આપણે ઇચ્છીએ. આવી જુદાં જુદાં ખાતાવાર પરીક્ષાઓ લેવાય અને એમાં સારી તૈયારી માગવામાં આવે તો એનાં પરિણામો લાભદાયી થાય અને લોકોને કામકાજમાં સરળતા પણ મળે.

પણ સહકારી પદ્ધતિમાં મોટો દોષ રહેલો છે તે બેદરકારીનો—બિનજવાબદારીનો. ઓછા નફાના પ્રમાણથી એમાં રસ લેનારનો પૂરો જીવ લાગતો નથી. સહકારી ખાતાંઓમાં જેમ ઢીલથી કે લાગવગથી કામ નીકળે છે તેમ અહીં પણ બને છે. બેની જગ્યાએ ચાર માણસો રોકવામાં આવે છે અને નિવારી શકાય એવું ખર્ચ કરતાં આંચકો લાગતો નથી. કાર્યકરોને તાલીમ અને નફાના પ્રમાણમાં વધારો કરી આપી સહકારી પ્રવૃત્તિઓનો પાયો મજબૂત કરી આપવાની જરૂર છે.

### નાટકો ક્યારે જામે?

કહે છે કે ગુજરાતની રંગભૂમિ ફરીથી સજીવન કરવાના યત્નો થાય છે પણ એ ફળીભૂત થવાનાં ચિહ્નો નજરે પડતાં નથી.

ગુજરાતીઓની પ્રાંતીય અસ્મિતા ખીલી નથી. એમનો ભાષાપ્રેમ ખેડાયલો નથી. એનું સાહિત્ય નાના થરને સ્પર્શે છે. એનું જીવન ઘરેડમાં ઊતરી ગયું છે, રૂઢિથી બંધાયેલું છે એટલે એમાં નવીનતા નથી, ગરમી નથી. એના કવિઓ ગુરુની પાછળ મોહ્યા છે અને ઉલ્લાસની સૃષ્ટિ ખીલતી નથી. રાજકીય ઝંઝાવાતોના પડઘા હજુ અહીં શમ્યા નથી. એમાં નાટક ક્યાંથી મૂળ કાઢે?

જૂનાં નાટકો, કલાકારો, નાટ્યકારો વગેરેને ઠીકઠીક

# ન્યાય આપનારની યોગ્યતા

ધૂમકેતુ

> જાતકકથાઓની ટૂંકી છતાં સચોટ શૈલીમાંથી આજે પણ આપણે કેટલું બધું શીખવાનું છે એ આ નાનકડી વાર્તા ઉપરથી દેખાય છે. આપણે મોટા કાયદાઓ ઘડીએ, એનો અમલ થાય માટે આગ્રહ રાખીએ અને ન્યાયનાં ફારસ ભજવીએ—એ બધાં પર ભગવાન બુદ્ધની આ વાણી અસર કરે તો ! જૂનું જે શીખવાનું છે એ જ આપણે છોડી દઈએ છીએ !

એક વખત એવું બન્યું કેટલાક બૌદ્ધ સાધુઓ શ્રાવસ્તી નગરીમાં ભિક્ષા માગવા ગયા. જ્યારે એ ભિક્ષાટન કરીને પાછા ફરતા હતા ત્યારે અચાનક એક વાદળ ચડી આવ્યું ને વરસાદ આવવા મંડ્યો.

સાધુઓએ આશ્રય માટે આમ તેમ નજર ફેરવી પણ કોઈ એવું મકાન એમની નજરે ચડ્યું નહિ. એટલે નગરીના સંથાગાર જેવા જાહેર ન્યાય સ્થાનમાં જ તેમણે આશ્રય લીધો.

કોઈ માણસને અન્યાય થયો હોય તો એ આ જગ્યાએ ન્યાય લેવા માટે આવતો.

ત્યાં દિવસના અમુક વખતે ન્યાયાધીશો બેસતા. અને ન્યાય આપતા.

સાધુઓએ પ્રવેશ કર્યો ત્યારે આ નિયમ પ્રમાણે ત્યાં ન્યાયાધીશો બેઠા હતા. ન્યાય ચાલતો હતો. અને માણસો ન્યાય માટે ભેગા થયા હતા.

સાધુઓ તો ચુપચુપ એક બાજુ ઊભા રહ્યા. વરસાદ બંધ થાય એટલે એમને તો પોતાને રસ્તે પડવું હતું. એમને કાંઈ ન્યાય અન્યાયની વાત ન હતી.

---

સંભારી લીધા પછીયે, અવેતન રંગભૂમિના પ્રયત્નો પછીયે, આટઆટલા રેડીઓ–નાટકોની સરસ રજૂઆત પછીયે નાટકની માંગ નથી. સરકાર કે સુધરાઈ ટેકો આપે, નિશાળો કે કૉલેજો લક્ષ આપે તોયે બેસી ગયેલું નાટક ટટાર નહિ થઈ શકે.

નાણાકીય અસમાનતા, વિવિધ ધાર્મિક માન્યતાઓ અને રિવાજોની ભિન્નતાને લીધે ગુજરાતની પ્રજા છિન્નભિન્ન થઈ રહી છે. એમની સામાન્ય ફરજો ઘડાઈ નથી, એકરૂપતા આવી નથી. એ સંજોગોમાં સારું નાટક ખ્યાતિ મેળવશે પણ પૈસા નહિ મેળવે ને ફારસ ચાલશે ખરું પણ સારું નહિ ગણાય. અને આ બન્ને વચ્ચેનો મેળ સાધવાના યત્નોથી એકેય વર્ગનું નાટક નહિ રહે.

એટલે નાટકો લખાય કે ભજવાય એવી ઇચ્છા હોય તેમણે સર્વમાન્ય થવાની નેમ નહિ રાખતાં અમુક વર્ગ ને ઓછાં નાણાં કબૂલ રાખવાં જોઈશે.

### આચાર્ય દેવો ભવ

શ્રીમન્ નૃસિંહાચાર્યની સંવત્સરીનો ઉલ્લેખ અહીં તહીં થયો ખરો પણ એ જીવન મને પાછું લોકપ્રિય બનાવે કે એમની પ્રવૃત્તિઓ તરફ અભિરુચિ થાય એવી ઉજવણી હજુ નથી થઈ એ 'આશ્ચર્ય' છે.

નરસિંહ મહેતા, પ્રેમાનંદ, નર્મદ એ બધા ગુજરાતી લેખકોને—કવિઓને સાહિત્યકારોએ અનેકવાર યાદ કર્યા અને એમની કૃતિઓ સજીવન રાખી છે ત્યારે સાહિત્યની સાથે બીજી વિશેષ સમૃદ્ધિ આપનાર નૃસિંહ-આચાર્ય લગભગ વિસરાઈ ગયા છે, એ કેવું !

ગુજરાતે સહજાનંદ હરનાથ ને અરવિંદ જેવી પરપ્રાંતની વ્યક્તિઓના વિચાર પ્રવાહો આદરથી ઝીલ્યા છે. પણ ઘર આંગણે થયેલી વિભૂતિઓને વિસારી છે એનો આ દાખલો છે.

ને આવા ગુજરાતી આચાર્યો સાથે સરખાવવા જેવા હાલના આચાર્યોમાંથી કેટલા !

★




પણ એમણે જોયું કે આ ન્યાયાધીશો પણ ન્યાય આપતા નથી. તે લોકો પાસેથી સુવર્ણ લે છે. ને બદલામાં ન્યાયને બદલે અન્યાય આપે છે. ન્યાયની આવી દશા જોઈને સાધુઓને ઘણું લાગી આવ્યું. વરસાદ બંધ થયો એટલે એ તો ભગવાન તથાગત પાસે ગયા. પણ એમના દિલમાંથી કોઈ રીતે આજે જે વાત એમણે જોઈ તેની અસર જાય નહિ. તેમના ચહેરા ઉપર પણ એ દેખાયા કરે.

એ જોઈને ભગવાન તથાગતે પૂછ્યું : 'ભિખ્ખુઓ ! આજે નગરીમાં કાંઈ બન્યું છે ?' ભિખ્ખુઓએ કહ્યું : 'બીજું તો કાંઈ બન્યું નથી ભગવાન્ ! પણ નગરીના સંથાગાર જેવા ન્યાય સ્થાનમાં પણ અન્યાય અપાતો જોઈને અમને આશ્ચર્ય થયું ! લોકો ત્યાં ન્યાય માટે આવતા હતા, અને અન્યાય મેળવીને જતા હતા. એની કરતાં તો ત્યાં આવતા ન હોય તો સારું નહિ ?' ભગવાને શાંતિથી કહ્યું : 'ભિખ્ખુઓ ! ન્યાય એ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી. એ માણુસના હૃદયમાં રહેનારી વસ્તુ છે. એની બુદ્ધિમાં વસનારી ચીજ છે. એની પ્રજ્ઞામાં એનો વાસ છે.

ન્યાયાધીશોની જેટલી પ્રજ્ઞા હોય તેટલો ન્યાય એ આપે. એથી વિશેષ ન્યાય એ શી રીતે આપે ?

જે પોતાને ન્યાયાધીશ કહે અને કાર્ષાપણ માટે ન્યાય વેચે એ ન્યાયાધીશ નથી.

અને જે રાજ ન્યાય જેવું કામ જેને તેને સોંપે તે રાજ, રાજ નથી.

માત્ર યાદશક્તિથી માણુસ થોડી વાચાળતા બતાવે, ત્યાં એ માણુસને ન્યાય માટે નીમી દેનારું રાજ જ આને માટે જવાબદાર ગણાય. પછી એમણે એક ગાથા કહી :

માણુસ નિર્ણય આપે એટલે એ ન્યાયાધીશ બની જતો નથી. કે એ ન્યાય કરે છે એમ પણ નક્કી થતું નથી.

જે સત્ય અને અસત્ય બન્ને બાજુને જુએ છે, અને જે પોતે વિવેકી છે તેનો ન્યાય તે ન્યાય છે.

જે દંડ વિના બીજાને જીવનના સત્ય પંથે દોરવાની શક્તિ ધરાવે છે તે ન્યાયાધીશ છે. દંડ આપનારો કાંઈ ન્યાયાધીશ નથી. એ તો દંડક છે.

જે કાયદાને પહેલાં પોતે પાળે છે, જે બુદ્ધિશાળી છે, જે સંયમી છે તે જ ન્યાયાધીશ છે. ન્યાયાસન ઉપર બેઠેલો હરેક માણુસ ન્યાયાધીશ નથી. એ તો બહુ બહુ તો રાજનો કૃપાપાત્ર છે.

માણુસ રાજનો કૃપાપાત્ર હોય માટે ન્યાયાધીશ બની જાય, એવું થાય ત્યારે તો પછી એ રાજ પણ ક્ષણુજીવી થાય !

ભિખ્ખુઓ ! ન્યાય ઘણી પવિત્ર વસ્તુ છે એ સમજવામાં ન્યાયાધીશપણું રહ્યું છે.



# આંતરિક એકતા

જવાહરલાલ નેહરુ

ભારતની સાચી નાડી પારખનાર અત્યારે તો એક જ સાચો ભારતીય છે : સારી આલમ જેને માટે ગૌરવ લઈ શકે છે એ આપણો વડો પ્રધાન. પંડિતજીની વિચારસરણી પણ એટલી જ સચોટ હોય છે. સર્વોદય સંમેલન વેળાએ આપેલા તેમના આ મહત્ત્વના પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ દરેક સાચા ભારતીય માટે મનનીય પણ છે.

બુદ્ધિથી શ્રદ્ધા અલગ છે. બુદ્ધિ પણ કામ કરે છે પણ શ્રદ્ધા જુદી વસ્તુ છે. આપણો પ્રશ્ન ૩૬ કરોડ મનુષ્યોનો પ્રશ્ન છે. એમાં સ્ત્રી, પુરુષ અને બાળક બધાનો સમાવેશ છે. એક ઓરડીમાં પુરાઈને કેવળ બુદ્ધિથી હિસાબ કરીએ અને સમજ્યા કર્યા વિના ચાલીએ તો એ કામ બગડવાનું. એમ કરતાં બુદ્ધિ વિખુટી પડી જાય છે. આ કંઈ એલજિબ્રા કે અંકગણિતનો દાખલો નથી કે બંધબારણે એકલા બેસીને ગણી શકાય. આમાં તો આપસમાં સલાહ મસલત કરવાની છે અને પ્રશ્નની એકએક બાજુ સમજવાની છે અને સમજીને જનતા પાસે તેનો અમલ કરાવવાની વાત છે. જે કરવાનું છે તેનો ફેસલો મારે તમારે નથી કરવાનો પણ એમની પાસે કરાવવાનો છે. આમાં શક્તિ બુદ્ધિ, શ્રદ્ધા બધાંનું કામ પડે છે. એમ બને ખરું કે કોઈ તમારી સાથે હોય, કોઈ એથી બીજે રસ્તે હોય. તમારી વાત આંખો મીચીને માની લે તો તો ખોટું થાય. દુનિયા પથ્થરને ચીલે ચીલે ચાલતી નથી ! આ અટપટી દુનિયામાં ગોખેલા પાઠ રટવાથી તો કામ થતું નથી ! હા કેટલાક સિદ્ધાંતો છે, આપણે તે સમજીને રસ્તો શોધવો છે. આપણે એકબીજાની શક્તિનો લાભ લેવો છે. જો આપણે સદ્‌ભાવનાથી મળીએ, અંદરો અંદર લડવાની નિયતથી નહીં, તો જરૂર એકમેકને એકમેકની સહાયતા મળે.

ચૂંટણીનો મામલો અટપટો છે. જેને એનો અનુભવ છે તે પણ જાણે જ છે. એ જોયું કે અમે તો એમાં ફસાતા હતા. એ ભારે ખતરનાક વસ્તુ છે. એમાં ઘણી ખરાબીઓ છે. દુનિયાભરમાં પણ એ જ જોવા મળે છે પણ આપણે ત્યાં તો એ ઘણી વધારે ખતરનાક છે, કારણ કે અહીં જાતિભેદ, ધર્મભેદ, પ્રાંતભેદ વગેરે આપણી એકતાને તોડી રહ્યા છે. ચૂંટણી વિષેની વાતનો હું શું જવાબ દઉં ! એ બહુ મોટો પ્રશ્ન છે. બુદ્ધિમાન લોકો, સારા લોકો, ચૂંટણીની નજીક ઢુંકવાનું પણ પસંદ નથી કરતા, એમને એ ગંદકીમાં અને ઝઘડામાં પડવાનું ગમતું નથી. સારા માણસો એનાથી છેટા રહેવા માગે એનો અર્થ એ કે એમાં કંઈક ખરાબી છે. આપણા દેશમાં તો એ ખરાબી વળી વિશેષ છે.

આપણા દેશમાં આ ચૂંટણીનો પ્રયોગ પહેલીવાર થયો, આપણે ત્યાં વોટ નાખવાની રીતની એ પરીક્ષા હતી. આખી દુનિયામાં આવડા મોટા પાયા પર આ પહેલી જ વારનો પ્રયોગ હતો. આપણે એમાં એકદમ કૂદી પડ્યા. શ્રદ્ધાથી આપણે પગલું ભર્યું. બુદ્ધિથી નહીં. ગમે તેમ ઠોકર ખાઈને અથડાઈ કુટાઈને પણ હિંદુસ્તાનની જનતાને પાછા ઊભા થઈ જવાની ટેવ છે. તેથી ચૂંટણીનો સફળ પ્રયોગ એ કરી શકશે એવી શ્રદ્ધા હતી. એનો જે અનુભવ થયો તે પરથી જણાયું કે એ શ્રદ્ધા નકામી ન નીકળી પણ ખરી સાબિત થઈ. ચૂંટણીમાં ખરાબીઓ છે. પણ એને કાઢીને તેને ઠેકાણે બીજું કાંઈક લાવીએ તો એથી વધુ ખરાબી આવી શકે છે.

આજ કાલની દુનિયા મોટાં યંત્રો અને યંત્રવિદ્યાથી (ટેકનોલોજીથી) ચાલે છે, એણે દુનિયાને બદલી નાખી છે. ક્યારેક ખોટીરીતે બદલી છે, ક્યારેક સાચીરીતે. એ આખી દુનિયાનો સવાલ




છે. જે નવી દુનિયા બની ગઈ છે એને આપણે કેવી રીતે દિલ અને દિમાગથી સમજીએ એ બહુ કઠણુ સવાલ છે.

હિંદુસ્તાનને માટે તો બીજી પણુ મુસીબતો છે. એ વાતમાં મને જરાયે શંકા નથી કે આપણા દેશનો પહેલો પ્રશ્ન ભૂમિનો છે. બીજા બધા નાના પ્રશ્નો છે. આ એક દૃષ્ટિકોણુ થયો. બીજો એ છે કે બધા પ્રશ્નો એકમેકની સાથે સંકળાયેલા હોય છે. એમને છૂટા છૂટા પાડવા ઠીક નથી. પણુ કોઈ એક પ્રશ્ન આગળ પડતો હોય છે તેનો વિચાર પહેલો કરવો પડે છે. પણુ છેવટે તો બધા પર વિચાર કરવાનો હોય છે.

કાંતણુને અનિવાર્ય કરવાની વાતને જ્યાં સુધી સરકાર સાથે લાગેવળગે છે ત્યાં સુધી નિશાળોમાં એ કરવામાં આવે તે તો ઠીક છે. સિદ્ધાંતમાં કશો વાંધો નથી. પણુ દરેક પ્રાંતની સરકાર અલગ હોય છે અને એ એમના હાથની વાત છે. દરેક પ્રદેશ પોતપોતાનો મત ધરાવતો હોય છે. મૂળ સિદ્ધાંત ભલે એક હોય, પણુ એ લોકો સિદ્ધાંતથી થોડા ડાબી જમણી બાજુ ઝૂકતા હોય છે. આને માટે હવે સમય પાકી ગયો છે એ સાચું છે પણુ કામ કઈ રીતે કરવું તે આપણે જાતે સમજવું જોઈએ. અને પછી બીજાઓને ગળે ઉતારવું જોઈએ. આપણામાંથી કેટલાકને સિદ્ધાંતોનું પુનરુચ્ચારણુ કર્યા કરવાની ટેવ હોય છે, પણુ એવું રટણુ કરવાથી કામ થઈ ગયું એવું નથી.

આજકાલ તમે જાણો છો કે વિદેશોમાં આંતરરાષ્ટ્રીય હાલત સારી નથી. મોટા મોટા દેશો પરસ્પર વાતો કરે છે તે બીજી કોઈ શક્તિને આધારે નહીં, ડર અને તાકાતને ભરોસે વાત કરે છે. તાકાત પર આવો મદાર ભાગ્યે જ આ પહેલાં કદીએ બંધાયો હોય. અજબ મુકાબલો છે! એક બાજુ કેવળ શક્તિની પૂજા છે? વિજ્ઞાને શસ્ત્ર આપ્યાં છે તેની પાછળ લોકો પડ્યા છે. બીજી બાજુ ગાંધીજીનો ચીંધેલો અહિંસાનો માર્ગ છે. એ બે રસ્તા નિરનિરાળા છે. દેશેદેશની પોતપોતાની મુસીબતો છે. એમાં તો દરેક જાતના લોકો હોય છે. દરેક જાતની મુસીબત ખડી થાય છે. એમ બને કે આપણો રસ્તો એક તરફ વધુ ઝૂકે. મને એ વિષે શક નથી કે દેશનો સર્વસામાન્ય મત મહાત્માજી તરફ ઢળતો છે. જો કે એમને ય કોઈ બરાબર રીતે સમજવાનો પ્રયત્ન નથી કરતું. આ એક ભારે નાજુક અને ખતરનાક સમય દુનિયામાં પ્રવર્તી રહ્યો છે. એવે વખતે ઠંડે દિલે કામ કરવાનું છે. મોટામોટા જોરાવર દેશો કેવળ શસ્ત્રો પર વિશ્વાસ બાંધીને એક બીજાની સામે ખાંડાં ખખડાવતા ધમકીઓ આપી રહ્યા છે. કોણુ જાણે ક્યારે લડાઈ ફાટી નીકળે? આપણે શાંતિપુર્વક કામ કરવું છે ન તો જોશમાં આવીને કાંઈ કરવું છે કે ન ગર્વથી વર્તવું છે પણુ શાંતિથી આપણે રસ્તે ચાલવું છે. આપણી શક્તિ અંદરની છે, બહારની નથી. લોકોનો અલગ અલગ મત હોય તો પણુ સોમાંથી એંશી જણુનો એક મત હોય છે. આપણે હળીમળીને કામ કરશું તો ધીમે ધીમે એક થઈ જઈશું. લોકો કહે છે કે સંકટ સમયે સાથે થઈ જઈશું, એક થઈ જઈશું. પણુ સંકટની કંઈ રાહ ન જોવાય. જો એક થઈને કામ કરવાની ટેવ ન હોય તો સંકટમાં પણુ ભેગાં નહીં થવાય.

★

# નવા અવતાર

સિદ્ધાર્થ

સંયુક્ત કુટુંબની મીઠાશ, એનું સંપીલું વાતાવરણ, એકમેકનો આધાર બનતું સ્વજન એ આપણી સંસ્કૃતિનો અમોલો વારસો છે. પણ એથી જુદા જ ઢાંચામાં ઢળાયેલી વ્યક્તિ જ્યારે એમાં આવી પડે છે ત્યારે એ એક એવી સમસ્યા બની બેસે છે કે ભાગ્યે જ એનો ઉકેલ સાંપડે. આ વાતો જીવનના એવા ઊંડા મનોવિશ્લેષણમાં ઊતરી પડે છે કે એનો અંત આવતા આપણને લાગે જ કે આવી સમસ્યાઓનો ઉકેલ આવો જ હોઈ શકે.

સાત આઠ વરસ પહેલાં પરણીને મોટા ઘરમાં આવેલી દિવ્યા પહેલા દિવસથી જ મનમાં ને મનમાં મુંઝાતી હતી. એની મુંઝવણ એ કોઈને કહી શકતી નહોતી તેમ તેના મુંઝાયેલા ચહેરા તરફ કોઈ હમદર્દી પણ નહોતું દાખવતું.

દિવ્યા ભણેલી-ગણેલી સંસ્કારી કુટુંબમાં ઉછરેલી એક સીધી સાદી યુવતી હતી. એનો પતિ દ્વિજેન મોટા ઘરનો અને મોટા કુટુંબનો નબીરો હતો. સંસ્કાર હોવા જોઈએ એથી ઓછા અને શ્રીમંત કુટુંબમાં હોવી જોઈએ એટલી કેળવણી એણે લીધી પણ હતી. અને છતાં દ્વિજેન તરફની દિવ્યાની આઠ-આઠ વરસ પછી પણ એ જ ફરિયાદ રહી કે પોતાને સમજવા માટે ક્યારેય તેણે કોશિશ જ કરી નથી.

બસ એ એક વાત હંમેશાં પોતાનાં અંગત ગણાતાં મિત્રોમાં એ રજૂ કર્યે જ જતી. એનો એ અસંતોષ ગણો કે દુઃખ ગણો, દિવસે દિવસે વધતાં જ ગયાં. એના પતિએ એ માટે વિચારવાનું છોડી જ દીધું હશે એમ તો કેમ કહેવાય ? પણ આઠ વરસ પહેલાંનો કોલેજમાંથી સીધો આવેલો દ્વિજેન આજના ધંધા સાથે એકરૂપ થઈ ગયેલા દ્વિજેનમાં શોધ્યોય જડે તેમ ન હતું.

દિવ્યા પરણીને આવી ત્યારે જ ઘણાને તો લાગેલું કે આ છોકરી હવે સાવ મુરઝાઈ જવાની. કોઈ વળી એમ પણ કહેતું કે મુરઝાઈ શાની જવાની ! આવા દોમદોમ સાહ્યબીવાળા ઘરમાં તો એને લીલી-લહેર થઈ પડવાની. પણ દોમદોમ સાહ્યબી હોય છે ત્યાં તો કેવી ગજબની યાતનાથી પીડાતા લોકો રહે છે એ બહુ ઓછા જાણી શકતા હોય છે ! નહિતર કોઈ પણ ધનિકના વૈભવની ઈર્ષા કરવાનું કોઈને મન થાય ખરું ?

દિવ્યા જે કુટુંબમાંથી આવેલી એ કુટુંબ અતિશય સંસ્કારી હતું તેમ કહીએ તો ચાલે. એના પિતા સનદી નોકરીમાં હતા એટલે બાળકોને જે જાતનું વ્યવસ્થિત શિક્ષણ મળવું જોઈએ તે તો મળેલું જ. કોનવેન્ટમાં શરૂઆતની કેળવણી પામેલી દિવ્યા અંગ્રેજી ઢબછબથી પણ એટલી જ રંગાયેલી હતી. ઘરનું વાતાવરણ પણ એ જ પશ્ચિમી ઢબનું હતું. અને એ ઘરની છોકરી આમ પૂરાં વીસ વરસની પણ ન થાય ત્યાં પરણીને સીધી એવા ઘરમાં આવે કે જે ઘરમાં સંયુક્ત કુટુંબનો મોટો ઝમેલો જામ્યો હોય, જ્યાં નવી આવેલી વહુને મોં ઢંકાય એવો ઘૂમટો તાણવાનો હોય, આખા દિવસ દરમિયાન પોતાના પતિને મળાય પણ નહિ, જ્યાં સંસ્કારી વાતાવરણ, જ્ઞાનની ચર્ચા કે રમતગમતને તો અવકાશ જ ન હોય. ત્યાં દિવ્યા જેવી છોકરી મુંઝાઈ જાય પણ ખરી અને ક્યારેક તો મુરઝાઈ પણ જાય.

દિવ્યા મુરઝાઈ ન ગઈ એ વાત ખરી. પણ એનાં મન અને શરીર ઉપર આ બધાંની એવી તો વિચિત્ર અસર થઈ. એમાંય પહેલવહેલી અસર તો એ થઈ કે એની કમરજીએ લગ્ન પછી તરત જ માતા બનવું પડ્યું. વીસ વરસની છોકરી માતા બનતી હોય છે એ દિવ્યા જાણતી હતી. પણ એનું શરીર બંધારણ એવું નાજુક હતું કે એ માતૃત્વને સહી શકે તેમ જ નહોતું. અને છતાં એ માતા બની ગઈ ત્યારે એની

સળેકડી જેવી કાયામાં પણ શકિત છે એનો ખ્યાલ એને આવી ગયો.

જે મોટા કહેવાતા ઘરમાં એ આવી હતી ત્યાં આ બધું બહુ સહજ હતું. દ્વિજેનથી મોટા બીજા પાંચ ભાઈઓ હતા એ બધા ધંધામાં એવા રચ્યા પચ્યા રહેતા કે દિવ્યાને તો ઘણીવાર એવા વિચિત્ર વિચારો આવતા કે આ લોકો એમની પત્ની સાથે નિરાંતે વાત કરવાનો વખત મેળવી શકતા હશે? એમના જીવનની મીઠાશ કઈ? દાંપત્ય જીવનના એકેય નિયમો એ લોકો જાણતા હશે?

પણ એક જ વરસમાં માતા બનેલી દિવ્યાના આ બધા પ્રશ્નો એકી સાથે ઉકલી ગયા. દ્વિજેન પણ એ જ ઢાંચામાં ઢળાઈને મોટા પાંચ ભાઈઓની હરોળમાં ઊભું રહે એવું પ્રાણી બની બેઠો હતો. પાંચેય ભાભીઓ ઘણીવાર આપસઆપસમાં દિવ્યાની ઠઠ્ઠા કરતી એ દિવ્યાના ખ્યાલ બહાર નહોતું ગયું. ભલે એની સામે એવી ક્રૂરતા બતાવવાનું કોઈએ કારણ મહોતું આપ્યું, પણ દિવ્યાની પીઠ પાછળ થતી એ બધી ઠઠ્ઠા એ જાણી શકતી તો હતી જ. એ ઠઠ્ઠા મારેનું મોટામાં મોટું કારણ એ હતું કે બધી ભાભીઓથી એ વધુ ભણેલી હતી. બધી ભાભીઓ બહુ સામાન્ય કુટુંબમાંથી આવેલી એટલે આ મોટા ઘરમાં ખૂબ સહેલાઈથી ગોઠવાઈ ગઈ હતી જ્યારે દિવ્યા આ ઘરમાં કેમેય ગોઠવાઈ શકે તેમ હતું જ નહિ. સારું હતું કે તે પોતે બહુ ઓછું બોલતી. જો એ આ પાંચેય ભાભીઓ જેવી બટકબોલી હોત તો પોતાની માન્યતાઓ એવી તો રજૂ કરી નાખી હોત કે છેવટ બાળકની માતા બનેલી દિવ્યાને સારાં એવાં મહેણાં તો સહેવાં જ પડત. કદાચ ભાભીઓને ઠઠ્ઠા કરવા માટે સબળ સામગ્રી પણ મળત.

પણ આજે આઠ–આઠ વરસ થયાં છતાં એ ભર્યા-ભાદર્યા ઘરમાં દિવ્યા સાથે મેળ જામે એવી એકેય વ્યકિત નહોતી મળી. ખુદ દ્વિજેન પણ દિવ્યાને સંતોષી શક્યો નહોતો. એ બંને વચ્ચે નિરાંતે ઘરાઈને ક્યારેય વાત પણ ન થતી. રાત્રે મોડો મોડો સૂવા માટે પોતાની રૂમમાં આવતો દ્વિજેન સવારે સૂતો હોય તે પહેલાં તો દિવ્યાને ઊઠીને ઘરકામમાં પરોવાઈ જવું પડતું. એ શ્રીમંત ઘરમાં નોકર–ચાકરોનો તોટો નહોતો છતાં વહુ બનીને આવનાર વ્યકિત એ નોકરોની સાથે જ કામે લાગી જાય એવો એ ઘરનો નિયમ હતો. મોટી પાંચેય વહુઓ વહેલી પરોઢથી જ જાગીને ઘર કામમાં લાગી જતી અને પ્રભાતની શાંતિ એમને ન ગમતી હોય તેમ બૂમરાણ કરી મૂકતી એટલે આખી રાત વિચારોમાં વીતાવેલી દિવ્યાની એ પ્રભાતી નિદ્રા પણ ઊડી જતી અને એકાએક પથારી છોડીને રૂમમાંથી નીકળી જવું પડતું.

નબળા બાંધાની એ યુવતી આમ શારીરિક અને માનસિક ભીંસમાં ભીંસાતી જ ચાલી. પહેલીવાર માતા બની ત્યારે માતૃત્વનો અમોલો આનંદ એ ન લૂંટી શકી. માતૃત્વનું પૂરું જ્ઞાન પણ એ પામી નહોતી શકી. અને પાંચેય ભાભીઓએ એને સાવ જુદી ગણી કાઢેલી એટલે એમનો પણ સહારો એ ન પામી શકી. પછી તો દર બબ્બે વરસે એક એક બાળક વધતું જ ગયું. આજે ચાર બાળકોની એ માતા બની છે, પણ એનું શરીર જોયું હોય તો આપણને તો એમ જ લાગે કે આ કઈ તાકાત ઉપર જીવી રહી છે!

એનું મન આખો વખત વિચારમાં જ હોય. ઘણીવાર તો રાતના એ જાગતી પડી હોય અને દ્વિજેન આવે ત્યારે પણ એ તો એમની એમ પડી જ રહે. સામે ચાલીને દ્વિજેન એને બોલાવે તોય એ તો પડી જ હોય. અને ક્યારેક એ જ અન્યમનસ્કાવસ્થામાંથી ઝબકીને જાગી જાય ત્યાં દ્વિજેન પણ ચમકી જતો. એને તો એક બે વાર એવી શંકા પણ ગયેલી કે લગ્ન પહેલાં એ કોઈના પ્રેમમાં તો નહિ હોય! બરોબર કોઈ વિરહિણી જેવી દશામાં એ ઘણી વાર દેખાતી. એક વાર તો દ્વિજેને એને પૂછેલું પણ ખરું: 'કોઈની યાદ તને સતાવી રહી છે કે શું?'





'કોઈની તો કોની, મારી જાતની જ યાદ મને સતાવી રહી છે.' ક્યારેક આમ મોકળે મને વાત કરવાની આવેલી તકને જતી ન કરતી અને દ્વિજેનને ન સમજાય એવું બોલી બેસતી.

'પોતાની યાદ પોતાને સતાવે ખરી!'

'બીજાની યાદ તો બહુ સહેલાઈથી નીવારી શકાય છે, પોતાની યાદ જ આમ હેરાન કર્યા કરે.'

'એટલે?'

'એટલે એમ કે પોતાના વિષે કરેલી બધી કલ્પનાઓનો આમ એકાએક ભુક્કો થઈ જાય ત્યારે એ બધું શી રીતે ભૂલી શકાય?'

'કોણે તારી કલ્પનાઓનો ભુક્કો કરી નાખ્યો?'

'મારી જાતે જ.'

એમ કેમ વારુ?'

'આ ઘરનું બધું સમજી-જાણીને પણ મેં અહીં લગ્ન માટે હા પાડી ત્યારથી જ એ કલ્પનાઓ ઊડી ગઈ છે અને એના ભૂત મને આખી ને આખી ભરખી જાય છે.'

'તને આ ઘર પ્રત્યે બહુ અણગમો છે, નહિ?'

'ન હોય તો ય થાય એવી તમે પણ તક આપો જ છો ને! તમે એક જો મને સાચો સહારો આપી શક્યા હોત તો મારાં અરમાનો આમ ઊડી ન ગયાં હોત.'

'દિવ્યા, તું આ ઘરમાં આવી ત્યારે મને પણ આ જ વિમાસણ થતી હતી કે તું આ ઘરમાં કેવી રીતે ભળી જઈ શકશે? મને તો ઘણીવાર એ વિચાર પણ આવતો કે આપણે બે જુદાં રહેવા જતાં રહીએ. પણ મોટાભાઈઓ અહીં રહે અને હું એક જ જુદો રહેવા જાઉં તો તો કુટુંબની આબરૂ શું રહે! અને મારી એ બધી વિમાસણો હું મનમાં જ મારી નાખતો, પછી તો ધીમે ધીમે ધંધામાં પરોવાતો ગયો તારા તરફની સતત ચિંતા પણ ઓછી થતી ગઈ. હું આજે પણ કબૂલ કરું છું કે મેં પોતે તારી કાળજી નથી રાખી. હવે તો ઇચ્છું તો ય એ કરી શકું એવું મારું માનસ નથી રહ્યું. મારું શિક્ષણ આમ મારી પત્ની તરફ પણ આટલું બધું બેવફા નીવડશે એવો એ વખતે તો ખ્યાલ જ ન હતો. એ વખતે તો મોટાભાઈઓના આવા ઘરેડિયા જીવન પ્રત્યે છૂપો અણગમો રહેતો, મારા મિત્રો પાસે હું વાત પણ કરતો કે છેવટ હું તો એ બધાના ઢાંચામાં નહિ જ ઢળાઈ જાઉં. પણ આજે મિત્રો તો મને કહેતાં હશે. હું મારી જાતે જ જોઈ શકું છું કે મારી એ બધી માન્યતાઓ કોઈપણ જાતના પાયા વગરની હતી. હું પણ આ ભાઈઓથી તસુ પણ નીચે ઊતરી શકું તેમ નથી.'

આ ખુલ્લી કબૂલાતથી દિવ્યા ઘડીભર તો છક થઈ ગઈ. આટલા વખતમાં કોઈ દિવસ એ આવી વાતો સાંભળવા ભાગ્યશાળી નહોતી જ થઈ. પણ હવે તો વખત વીતી ચૂક્યો હતો. એ આખું પરિવર્તન કરવાની તાકાત દિવ્યાના શરીરમાં નહોતી રહી કે દ્વિજેનમાં એ બધો પલટો લાવી શકાય એવો શરૂઆતનો દ્વિજેન પણ હવે નહોતો રહ્યો.

ચાર બાળકોની કંતાઈ ગયેલી કાયાવાળી માતા આ આઠ વરસમાં કેટલીય વાર શારીરિક માંદગીમાં સપડાઈ ચૂકી હતી, એ કાયા એટલી બધી કૃશ થઈ ગઈ હતી કે ક્ષયનો ભય તો ડૉક્ટરોએ વ્યક્ત કર્યો ન કર્યો તે પહેલાં જ દ્વિજેનને પેસી ગયો હતો. પણ એ સુકલકડી કાયામાં ક્ષય પ્રવેશી ન શક્યો. એટલે જ દ્વિજેનનું દિવ્યા તરફનું દુર્લક્ષ એકાએક નવેસરથી કાળજીભર્યા લક્ષમાં પરિણમ્યું. માયા, મમતા, પ્રેમ, લાગણી કોને ન ગમે? દિવ્યાના શરીરમાં ન સમજાય એવું પરિવર્તન થવા લાગ્યું. એની માંદગી પણ ધીમેધીમે દૂર જતી ચાલી. પણ એ બધાંના જાણે એક સામટા અસરકારક




પ્રત્યાઘાતો દિવ્યાના નબળા બની ગયેલા મન ઉપર કશી કારી ન કરી શક્યા. એનું મન હજુય એવી જ ગડમથલો અનુભવ્યે ગયું. અને એ એટલી હદ સુધી પહોંચ્યું કે દિવ્યાને ગાંડપણે ઘેરી લીધી

ચાર બાળકોની માતા ધીમે ધીમે બાળકો પ્રત્યે પણ નિર્દય બનતી ચાલી. ચારમાંથી એકાદ બાળક એની પાસે એકલું હોય તો એ બિચારાનું આવી જ બન્યું છે! ઘરનાં બધાં એ માટે ખૂબ સાવધ રહેતાં છતાં સૌથી નાનું બાળક એક દિવસ તો બીજા માળની અગાસી ઉપરથી ધબ્બ દઈને નીચે પડ્યું ત્યારે અગાસી ઉપર ઊભી ઊભી ખડખડાટ હસતી દિવ્યાનું ગાંડપણ છતું થયું. ત્યારથી એની ડાગળી ચસકી ગઈ. એને એક ઓરડીમાં પૂરી રાખવી પડતી. કપડાંનું કે હાજતોનું પણ એ ભાન ગુમાવી બેઠી. અને એના ઉપચાર કરવામાં કશી કમીના ન રહે એ જોતો દ્વિજેન એક દિવસ દિવ્યા તરફ ખૂબ ઉદાર બની બેઠો. કોઈએ સ્વપ્ને પણ ન ધાર્યું હોય તેવું દ્વિજેને કર્યું. અને મોટા ભાઈઓએ એને 'વહુ-ઘેલો' કહેવામાં જરાય પાછી પાની ન કરી.

અહીં થતા ઉપચારો માટે એને અસંતોષ થયો. દિવ્યા ઉપર થતો એ બધો માનસિક જુલમ એની અત્યાર સુધીની બંધ થયેલી આંખો ખોલી ગયો. ધંધામાંથી સાવ નિવૃત્ત થઈને એ જાતે જ દિવ્યાનો ડૉકટર બન્યો.

બીજો તો કશો ફેર ન પડ્યો પણ ગાંડપણભર્યાં તોફાનો ઓછાં થયાં. એક બાળકની હત્યા કરીને ગોઝારી બનેલી માતા પાસે બીજાં બાળકો ન જવા દેવાં એવું ઘરનાં બધાંનું ખાસ માનવું હતું છતાં એ ત્રણેય બાળકોની માતા માટેની ઝંખના દ્વિજેન હમેશાં સંતોષતો જ રહ્યો. દિવ્યાની સારવાર માટે રાખેલી નોકરબાઈ પણ ઘણી વખત દિવ્યાની સારવાર કરતાં અચકાતી એવી સરભરા દ્વિજેન કરતો ત્યારે એ નોકરબાઈ પણ છક થઈ જતી કે આવા મોટા ઘરનો પુરુષ આ કામ શી રીતે કરી શકતો હશે!

દિવ્યાના મન ઉપર આ બધાની ધીમી છતાં ધારી અસર થઈ. અને નહિ જેવો સુધારો જોતાં જ દ્વિજેન દિવ્યાને અને ત્રણેય બાળકોને લઈને ત્યાંથી દૂર દૂર એક નાના ગામમાં પહોંચી ગયો. એ ગામમાં એનો મિત્ર હતો છતાંય જુદું મકાન રાખીને એ રહેવા લાગ્યો. ખૂબ સાદાઈથી છતાં કોઈપણ જાતની અગવડ વેઠ્યા વગર રહેતું એ કુટુંબ ધીમે ધીમે દરેકનું વિરામસ્થાન બની ગયું. દિવ્યા આ નવા ઘરમાં આવીને જુદી જ વ્યક્તિ બની ગઈ હોય તેમ લાગ્યું.

પાંચ-છ માસ પછી દ્વિજેને એ જ ગામમાં ધંધાની શરૂઆત કરી ત્યારે તો દિવ્યાના હર્ષનો પાર નહોતો. દિવ્યા આખી ને આખી બદલાઈ ગઈ હતી. કોઈને કલ્પના પણ ન આવે કે આ દિવ્યા એકવાર ગાંડી હશે, એકવાર સાવ કંતાઈ ગયેલી કાયાવાળી હશે. અને...આ ત્રણેય બાળકોને જે પ્રેમભર્યા વહાલથી આદર્શ રીતે ઉછેરતી હતી એ જોઈને તો કોઈને ખ્યાલ સુદ્ધાં ન આવે કે આ જ સ્ત્રીએ એકવાર પોતાના જ બાળકનો પ્રાણ લીધો હશે!

દ્વિજેનને ઘર છોડ્યાનો ડંખ એવો ને એવો ખૂંચતો હતો ખરો પણ પોતાની જ પત્નીને જીવતદાન આપીને સાચો પતિ બનવા બદલની ફરજ બજાવ્યાનો સંતોષ એ ડંખને પણ દાબી દે એટલો જબ્બર હતો. દિવ્યા દરેક રીતે નવો અવતાર પામી હતી.

★

# તુલસીવાણી

અમદાવાદને આંગણે જે સંત પુરુષે એક અઠવાડિયા સુધી પોતાની જ્ઞાનવાણી રેલાવી એ આચાર્ય શ્રી તુલસીનાં પ્રવચનોમાંથી સંકલન કરી ટૂંકાવીને આ આખો લેખ તૈયાર કર્યો છે. નૈતિક ક્રાન્તિના એ મહાન પ્રવર્તક આચાર્ય તુલસી પાંચ વરસથી પગપાળા પ્રવાસ કરીને સમસ્ત ભારતમાં ફરી રહ્યા છે અને અણુવ્રત આંદોલનને વેગીલું બનાવી રહ્યા છે. ૧૧ વર્ષની કુમળી વયે દીક્ષા પામીને ૨૪ વર્ષની યુવાન વયે 'તેરા' પંથને ગુરુસ્થાને આવેલા આ વિદ્વાન આચાર્યની વાણીમાં જે જ્ઞાનભંડાર ભરેલો છે તે તેમના આ પ્રવચનો પરથી જાણી શકાય છે. સંતોની પરંપરાથી શોભતું ભારત આવા વિદ્વાન સંતોની વાણીને આચારમાં મૂકે તો ભારતીય સંસ્કૃતિનો કીર્તિધ્વજ વિશ્વના ખૂણે ખૂણામાં ઉન્નત સ્થાન જમાવે જ.

ભારત વર્ષની ત્યાગની સંસ્કૃતિને હવે ધને ગૂંગળાવી નાખવા માંડી છે. માનવજન્મ ભોગ વિલાસ અને વૈભવ જીવન માણવા માટે નહિ પણ આત્માથી પરમાત્મા ભણી જવા માટે છે. આજે સ્થિતિ એવી ઊભી થઈ છે કે, આધ્યાત્મ જેવા વિષયમાં જ્યાં વ્યક્તિવાદી બનવાનું છે ત્યાં આપણે સમાજવાદી બની રહ્યા છીએ અને જ્યાં સંસારનાં સુખ અને કલ્યાણની બાબતોમાં સમાજવાદી બનવું જોઈએ ત્યાં માનવી વ્યક્તિવાદી બની ગયો છે...આજે સુધારાની વાતો જે બુલંદ અવાજોથી થાય છે તેવી મહાવીર અને બુદ્ધના વખતમાં પણ નહોતી થતી. પરંતુ માત્ર બુલંદ અવાજે વાતો કરવાથી સુધારો થઈ જવાનો છે! આજે તો મુઠ્ઠીભર માણસોના હાથમાં સત્તા આવી છે, મુઠ્ઠીભર માણસોના હાથમાં દેશનું ધન આવ્યું છે અને મુઠ્ઠીભર માનવીઓના હાથમાં ધર્મનું વર્ચસ્વ આવ્યું છે.

ભારતને આજે જે સાચું જ્ઞાન અને સાચો ધર્મ મેળવવાનો છે, ભારતના ત્યાગની સંસ્કૃતિ આજે નામશેષ થઈ છે. ધન, સત્તા અને સ્વાર્થે તેને ગુંગળાવી નાખી છે. આમ છતાં પણ હજુય જનહૃદયમાં આ ભાવના સંઘરાઈ રહી છે.

સંતોનું સ્વાગત નાણાંની થેલીઓથી નહિ પણ ત્યાગથી થાય છે, ત્યાગથી સંતો–અકિંચનો પ્રસન્ન રહે છે અને તેથી થોડીક તકલીફ, થોડીક મુશ્કેલી વિના સંતોનો સમાગમ નથી મળતો.

માનવીનો જન્મ આત્મા દ્વારા પરમાત્મા ભણી જવા માટે છે. માનવી કદી દાનવ બનવા ઇચ્છતો નથી. પણ તેની સ્વાર્થી વૃત્તિઓ તેને એ માર્ગે ધસડી જતી હોય છે.

ધ્યાનનું જીવનમાં અત્યંત મહત્વપૂર્ણ સ્થાન છે. વિકાસના માર્ગ ઉપર આગળ વધવા માટે ધ્યાનરૂપી દીપકની મોટી આવશ્યકતા છે. ધ્યાન જ્ઞાન વિના સાધક સદ્‌અસદ્‌નો ભેદ સમજી શકતો નથી. તે વિના સાધક જાણી નથી શકતો કે કયા માર્ગનું અવલંબન એને ઉત્થાન પ્રત્યે લઈ જશે. જ્ઞાન વિનાની ક્રિયા અંધ છે એ માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે જ્ઞાન પ્રાપ્ત કરો. જીવનચર્યાને સદ્‌જ્ઞાનને અનુરૂપ બનાવો. જ્ઞાન ને ક્રિયા એ બન્ને અન્યોન્ય આશ્રિત છે. ક્રિયા જ્ઞાનમાં સન્માર્ગ મેળવી લે છે. જ્ઞાન ક્રિયાથી પુષ્ટિ પામે છે. 'જ્ઞાન ક્રિયાભ્યામ મોક્ષ' એ દર્શનનું સૂત્ર સ્પષ્ટ કહી જાય છે કે જીવનનો વિકાસ કરવો હોય તો જ્ઞાનની આરાધના કરો, એને આચરણમાં ઉતારો.

અહિંસાનો અર્થ એ થાય છે કે "પ્રાણી માત્ર પ્રત્યે સમતા અને મૈત્રી." કોઈ પણ જીવને પોતાની તરફથી કષ્ટ ન આપવું, પીડા ન કરવી, સંતાપ ન કરવો એ જ દયા. અહિંસા અથવા દયાનો સંબંધ આત્મા સાથે છે, હૃદયશુદ્ધિ સાથે છે. બલપ્રયોગ અથવા ધન એનું સાધન નથી, એનું સાધન તો તત્ત્વનું યથાવત જ્ઞાન, હૃદયનું પરિવર્તન એ જ છે. જ્યાં બલપ્રયોગથી અહિંસાનું પાલન કરવામાં આવે છે, ધનના બલથી હિંસા છોડવાની ક્રિયા કરવામાં આવે છે, ત્યાં પ્રાણીનો બચાવ-થઈ શકે છે. પરંતુ હિંસકનું હૃદય બદલાતું નથી. જ્યાં સુધી હિંસાનો હૃદયપલટો ન થાય ત્યાં સુધી હિંસક સ્થાયીરૂપે હંમેશ માટે હિંસા છોડી દે એ અસંભવિત છે.




પ્રત્યેક વ્યક્તિએ ધર્મના સાચાં તત્ત્વોને સમજી લેવાં જોઈએ, સામાજિક જીવનમાં તે ધર્મની સંપૂર્ણ ઉપાસના નથી કરી શકતો એ ખરું પરંતુ તત્ત્વને યથાવત્ રીતે સમજવું જ જોઈએ.

આજ સ્થિતિ એવી લાગતી જાય છે કે લોકો જીવનના સારરૂપ તથ્યને ભૂલીને વિલાસિતા, આડમ્બર તથા વૈભવની ભભકાભરી ચમકમાં ફસાતા જાય છે. આપણે કહેવામાં તો કહી નાખીએ છીએ સ્વાતંત્ર્ય મેળવ્યું છે, આપણે નિર્બંધ છીએ. પરંતુ જો એમના જીવનની ભીતરમાં ખોજ કરી શકાય તો એ વાત છૂપી નહિ રહેવા પામે કે આમ કહેનારા ઇન્દ્રિયોના કેવા ગુલામ બની ગયા છે. જિહ્વાસ્વાદ માટે, વિષયસુખને માટે કેવીકેવી રીતે તેઓ પતનના ગર્તમાં ઊંડા ઉતરતા જાય છે. માનવ સૌથી પ્રથમ પોતે પોતાના ઉપર જીત મેળવે, પોતાની નૈતિક તથા ચારિત્રિક નિર્બળતાઓ ઉપર વિજય મેળવે. એકાએક એમ કરવું કઠિન લાગશે. પણ એ માટે પોતાનો દ્રષ્ટિકોણ બદલવો જ પડશે. જ્યાં આજ બહિર્મુખી દ્રષ્ટિ અપનાવે છે તેને ઠેકાણે તેણે આત્માન્મુખ બનવું પડશે. આ પ્રમાણે કરવાથી એ જીવનનો સાચો આનંદ માણી શકશે.

મનુષ્ય જીવનને જેટલું વિલાસી, પરિગ્રહી તથા આડંબરમય બનાવશે તેટલા પ્રમાણમાં દુઃખોની પરંપરા વધતી જશે. અશાંતિ તથા ક્લેશથી એનું જીવન ઘેરાઈ જશે. એટલા માટે પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનને સાદું બનાવે. આચાર અને વિચારમાં એકરૂપતા અને સાદાઈ હોવી જોઈએ. અહંકાર જેવા દંભપૂર્ણ વિચારોથી જીવન સાફ થતું નથી, કલુષિત થાય છે.

નમ્રતા, સાત્ત્વિકતા તથા સરલતા જ જીવનની સમસ્યાઓ તથા આંટીઘુંટીને હલ કરવાનાં સાધનો છે.

વિપત્તિ અથવા સંકટ પડતાંની સાથે જ મનુષ્ય પરમાત્માના શિરે દોષ નાખી દેવા માંડે છે. બૂમો પાડે છે કે 'હે પ્રભુ તેં આ શું કર્યું ? મારા પર આ દુઃખના પહાડ કેમ નાખી દીધા ?' માનવી એ વિચાર નથી કરતો કે પોતાના ભાગ્યના નિર્માતા એ જાતે જ છે, જે કાંઈ ભલુ બુરું જીવનમાં થાય છે તે માનવીની કૃતિનાં ફળ છે. એટલા જ માટે ભગવાન મહાવીરે કહ્યું છે કે આત્મા જ પોતાનાં સુખ-દુઃખનો કર્તા છે, એ જ પોતાનો મિત્ર છે તેમજ અમિત્ર છે. આ જ વાત ગીતાજીમાં શ્રી કૃષ્ણે પણ કહેલી છે. પોતાના ભલા બુરાનો કર્તા સ્વયં આત્મા છે. સાધક આત્માથી આત્માનો ઉદ્ધાર કરે, અવસાદન નહિ.

એટલા માટે પ્રત્યેક વ્યક્તિનું એ કર્તવ્ય છે કે દુષ્કર્મોને તજી સત્કર્મના આચરણ પ્રત્યે વળે. એમ કરવાથી એનું વર્તમાન સુખી થશે તેમ જ ભાવિ પણ.

જો અનેકાંત અથવા સ્યાદવાદી દ્રષ્ટિથી જોઈએ તો સર્વ ધર્મોનો સમન્વય ઘટાવી શકાય તેમ છે, કેમકે એના મૌલિક સિદ્ધાંતોમાં એટલું અંતર નથી જ્યાં આગ્રહ બુદ્ધિ તથા એકાંતિક દૃષ્ટિથી વિચાર કરવામાં જ કઠિનતા ઊભી થાય છે. ત્યાં સાધનનો આગ્રહ રાખતા મતાગ્રહ રાખવામાં આવે છે, મતાગ્રહમાં ઉદાર ચિંતનને અવકાશ રહેતો નથી. વિવેકશીલ વ્યક્તિ માટે એ આવશ્યક છે કે સમન્વય અને સદ્‌ભાવના સ્વયં પોતાના જીવનમાં ઉતારી બીજાઓમાં પણ એનો પ્રચાર કરે જેથી આજના વિષ ભરેલા વાતાવરણમાં જેમાં માનવતા રૂંધાઈ ગઈ છે તેમાંથી તે ઉગરી જઈ શકે.

ધર્મ પ્રેમ તથા મૈત્રી શીખવે છે, વૈમનસ્ય તથા કલહ નહિ. એ જોડવાનું કાર્ય કરે છે, તોડવાનું નહિ. મેળ કરે છે, છિન્ન ભિન્ન કરતો નથી. જે લોકો એને કલહ અને સાધનાનું સાધન બનાવી બદનામ કરે છે તે ધર્મને નામે અધર્મના પોષક છે. ધર્મના આરાધક નહિ પણ વિરાધક છે.

એમ કહેવામાં આવે છે કે આજનો યુગ વિકાસનો યુગ છે; લોકોએ ઘણી પ્રગતિ કરી છે. હા એ તો ખરું છે ને જડવાદ થયા છે પરંતુ માનવીપણાનો વિકાસ





થવાને બદલે હ્રાસ થઈ ગયો છે. સદાચાર, ન્યાય, નીતિ અને ચારિત્ર્ય જે માનવતાને સુયોજીત કરનાર સદ્‍ગુણો છે તે દિન પર દિન લુપ્ત થતા જાય છે. ઘણા લોકોની સત્યનિષ્ઠા આજે ડામાડોળ થઈ ગઈ છે.

લોકો કહેવા લાગ્યા છે કે આજના યુગમાં સચ્ચાઈથી કામ કેવી રીતે ચાલી શકે, ઈમાનદારીથી નિર્વાહ કેવી રીતે થઈ શકે ! એમ થવું એ કયાં સંભવિત છે! આવાં વચનો સાંભળીને મને બહુ દુઃખ થાય છે કે સત્ય અને ઈમાનદારી જે જીવનને સાફ કરનારા સદ્‍ગુણો છે તેથી કામ ચાલી શકતું નથી ! આ તો માનવનું નાસ્તિકપણું છે, મિથ્યાત્વ છે, એની આત્મદુર્બલતા છે સહુથી પ્રથમ તો માનવીએ પોતાની વૃત્તિ બદલવી પડશે. વૃત્તિમાં જે વિપરિતતા અને હીનતા આવી ગઈ છે, તેને દૂર ફગાવી દેવી પડશે. આત્મિક ઓજસથી જાગૃત કરવું પડશે. અને તો જ માનવ પોતાના ઉજ્જ્વલ ભવિષ્યની આશા કરી શકશે.

અર્થવાદે આજે જીવન પર પોતાની છાયા ઢાળી દીધી છે. મહા કવિ ભર્તૃહરિના શબ્દમાં જાતિ અને સમાજ ભલે રસાતલ જાય, સદ્‍ગુણ ભલે એનાથી પણ વધારે નીચે ચાલ્યા જાય, શીલ આચાર પર્વતના શિખર ઉપરથી નીચે પડી ભલે ફના થઈ જાય, પરિવાર ભલે આગની ધગધગતી જ્વાળામાં બળીને ભસ્મ થઈ જાય, આત્મ ઓજસ તથા શૂરવીરતાનું ભલે નામ ન રહે પણ ધન મળવું જોઈએ ! આજે આ વાત પ્રત્યક્ષ જોવામાં આવે છે. ધનના દાસત્વના ઊંડાં બંધનોમાં બંધાયલો માનવી માનવતા પરવારી બેઠો છે છતાં પણ એ કહે છે કે આપણે ઉન્નતિ કરી છે! આજ માનવી કેટલો સ્વાર્થી બની ગયો છે કે કલ્પના કરવા જેવું રહ્યું નથી. સ્વાર્થપરસ્તીએ એના વિવેકનો દીપક બુઝાવી નાખ્યો છે. ઔચિત્ય, અનૌચિત્યની જરા પણ ચિંતા ન રાખીને એ એવો લોલુપ અને લુબ્ધ બની ગયો છે કે અન્યાય અને જુલમ કરતાં એના હાથ જરા પણ સંકોચ પામતા નથી. રાજનૈતિક દષ્ટિથી એ સ્વતંત્ર નથી બલ્કે પહેલાથી પણ કાંઈ અંશે વધારે પરતંત્ર છે.

આ પરતંત્રતા દૂર કરવા માટે દેશના પ્રત્યેક નાગરિકે સુસજ્જ થવાની આવશ્યકતા છે. સ્વાર્થવૃત્તિનો પરિત્યાગ કરીને સંયમ સાથે સાત્ત્વિક વૃત્તિને આજે જીવનમાં ઉતારવી ઘટે છે.

ભારતીય સંસ્કૃતિમાં ત્યાગની ભાવનાનાં બે પાસાં ગણવામાં આવ્યાં છે મહાવ્રત અને અણુવ્રત. મહાવ્રત એ ત્યાગનો સંપૂર્ણ સ્વીકાર છે. મહાવ્રતના માર્ગમાં અપવાદ અને અશકયતાને સ્થાન નથી. નિરપવાદ રૂપમાં એની સાધના જ એમાં કામમાં આવે છે. પછી ભલે ગમે તેટલી આપત્તિઓ એમાં પડે પણ અણુવ્રત' એ મધ્યમ માર્ગ છે.

માનવી જીવનને પાશવી જીવનમાં બદલનારી બુરાઈઓથી છૂટવા માટેનું પથદર્શન અણુવ્રત કરાવે છે, અહિંસા, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહના આધાર ઉપર બ્લેક માર્કેટ ન કરવું, લાંચ ન લેવી, અસલી માલ સાથે નકલીની ભેળસેળ ન કરવી, અસત્ય સાક્ષી ન આપવી એવા આત્મનિર્માણાત્મક નિયમોનો સમાવેશ એમાં કરવામાં આવ્યો છે. અને તે આજના જીવનને પાશવિક બનાવનારી બુરાઈઓ ઉપર સીધી ચોટ લગાવનારા છે.

★

## પ્રશ્ન !

પ્રશ્ન એક જ ઊઠે છે અંતરમાં,
જ્યારે હણાય સર્વ અરમાનો,
ઝેર જેવું જીવન બની જાયે,
તો ય જીવી શકે છે ઈન્સાનો !

રતિલાલ અનિલ

# પતિ

સ્ટીફન ઝ્વીગ

મહાન ઑસ્ટ્રીયન લેખક સ્ટીફન ઝ્વીગની વાર્તાઓ ગુજરાતીમાં ભાગ્યે જ જોવા મળે છે. અહીં રજૂ થતી વાર્તા આપણને વિદેશી જેવી લાગતી જ નથી, આપણા સમાજમાં જ બનતું હોય એવું લાગે છે. આ વાર્તાને ગુજરાતીમાં શ્રી ગુણવંત છો. શાહે ઉતારી છે.

નોકરે આવીને ઈરેનને કાગળની એક ચબરખી આપતા કહ્યું : "બહાર કોઈ માણસ આવ્યો છે તેણે આ આપને જ આપવા માટે કહ્યું છે અને આપના જવાબની રાહ જોતો ઊભો છે."

ચિઠ્ઠી વાંચી. લખાણ આટલું જ હતું : "આ કાગળ લઈને આવનારને એક સો ક્રાઉન (ચલણી નાણું) આપવાની મહેરબાની કરશો."

બસ, લખાણ આટલું જ હતું, નહિ તારીખ કે વાર, નહિ લખનારની સહી ઈરાદાપૂર્વક અક્ષરો બગાડ્યા હોય એવું લાગતું હતું. તેમ છતાં ઈરેન સમજી ગઈ કે ચીઠ્ઠી કોની છે.

એ વખતે ઈરેન સહકુટુંબ જમતી હતી. તેની સામે તેનો પતિ બેઠો હતો. બાજુમાં તેનાં બંને બાળકો બેઠાં હતાં. કોઈની તરફ ધ્યાન આપ્યા વિના ઈરેન તરત જ ઊભી થઈને પોતાના ખંડમાં ગઈ અને પાકીટમાંથી નોટ કાઢીને ગણીને એક કવરમાં મૂકી અને જાતે જ જઈને કવર પેલા માણસને આપી આવી. પાછા ફરીને તેણે જોયું તો તેના પતિ શાંતિપૂર્વક એકધારી રીતે જમતા હતા. ઈરેનને પાછી ફરેલી જોઈને તેના પતિએ તેની ઉપર એક ભયંકર નજર ફેંકી અને પછી જમવામાં ધ્યાન પરોવ્યું. ઈરેને આવી નજર કદી જોઈ નહોતી. કદી નહિ ને આજે પહેલી જ વાર તેના પતિએ આવી ભયંકર તીક્ષ્ણ નજર નાખેલી જોઈને ઈરેન ધ્રૂજી ઊઠી. વાતાવરણમાં છવાઇ ગયેલી ચૂપકીદીને તોડવાનું તેને ઘણું મન થઈ આવ્યું પરંતુ તે કશું ન કરી શકી. બંને બાળકો ઉપર પણ આની અસર પડી હોય તેમ તે બંને મૂંગાં મૂંગાં જમી રહ્યાં હતાં.

થોડાક મહિના પહેલાં બનેલો એક બનાવ ઈરેનને સાંભરી આવ્યો. એ દિવસે તે પોતાના પ્રેમીના રહેઠાણના બારણામાંથી નીકળી રહી હતી. હમેશાંની માફક આજે પણ તેનું હૃદય ડરનું માર્યું ફફડી રહ્યું હતું—કોઈ પોતાને દેખી જશે તો ? એવામાં તેણે એક સ્ત્રીને દાદરા તરફથી પોતે જ્યાં ઊભી હતી તે બારણા તરફ આવતી જોઈ. ઈરેનના મોં ઉપરનું લોહી ફિક્કું પડવા લાગ્યું. તે એકદમ બારણું છોડીને આગળ વધવા લાગી પણ રસ્તામાં જ પેલી સ્ત્રીએ તેને અટકાવી :

"છેવટે તું આજે પકડાઈ! ઍડવર્ડ મારી સાથે હમણાં હમણાં આમ કેમ વર્તે છે તે હવે સમજાયું! મેં આવું જ કંઈક ધાર્યું હતું પણ તારા જેવી સ્ત્રી મારા રસ્તામાં હશે એની તો મને કલ્પના જ નહીં. તારે આવો યુવાન, તંદુરસ્ત, સુંદર અને ધનિક પતિ હોવા છતાં મારા જેવી ગરીબ સ્ત્રીના પ્રેમીને શું કામ ભરમાવે છે?" પેલી સ્ત્રીએ એકધારી ગતિએ કહી નાખેલા શબ્દો આજે પણ તેના મનમાં ગૂંજતા હતા.

એ તો આભી જ બની ગઈ. ઍડવર્ડને કોઈ બીજી પ્રેમિકા હશે અને તે પોતાને બદનામ કરશે એવી ધારણા ઈરેને ક્યારેય નહિ કરેલી. પોતાના વિષેની તે ખોટી કલ્પના કરી રહી છે એમ સમજાવવા તેણે પ્રયાસ કર્યો અને આગળ વધવા પગ ઉપાડ્યો પણ પેલી સ્ત્રીએ ધક્કો મારીને તેને અટકાવી એ વખતે ઈરેનને શું સૂઝ્યું કે તેણે પોતાની પર્સમાં જેટલા પૈસા હતા તે તેની આગળ ધરતા બોલી : 'લઈ લે આને અને મને જવા દે. અહીં ફરીથી ક્યારે પણ નહિ આવવાની હું ખાત્રી આપુ છું.'





પેલી સ્ત્રીએ અચકાતા અચકાતા પૈસા લઈ લીધા અને ઈરેન ઝડપથી ચાલતી થઈ.

મભરાટમાં ને ગભરાટમાં ઈરેન ઘેર આવી. થોડીવાર સુધી તે એમ ને એમ શાંત પડી રહી. એનું મન વિચારી રહ્યું હતું : તે એક પ્રતિષ્ઠિત બાર-એટ-લૉની પત્ની છે, શહેરના સંસ્કારી અને સુશિક્ષિત વર્તુળમાં તેના કુટુંબની છાપ ઊંચા પ્રકારની છે, પોતે બે બાળકોની માતા છે, તેમના ચારિત્ર્યની જવાબદારી પોતાની છે, પોતે સુશિક્ષિત અને સુંદર છે, સૌ તેના તરફ માનભરી નજરે જુએ છે; આવી સ્થિતિમાં તેના આ ગુપ્તપ્રેમની વાત ખુલ્લી પડી જાય તો? તો તો પોતાને જીવવું પણ અસહ્ય થઈ જાય. પોતાના પ્રેમાળ પતિ અને વહાલસોયા બાળકોની શું દશા થાય!

ઈરેનને ઍડવર્ડ સાથેના પ્રથમ મિલનની યાદ આવી. તેઓ બંને એક પાર્ટીમાં ભેગાં થઈ ગયાં હતાં. આમ તો ઍડવર્ડમાં ઈરેન સરખી લાવણ્યમયી લલના આકર્ષાય એવી કશી દેખીતી વિશિષ્ટતા નહોતી. પરંતુ તેણે પાર્ટીમાં વગાડેલો પિયાનો તેને આકૃષ્ટ કરી ગયો હતો. એ પિયાનાના કારણે જ તે તેના તરફ આસ્તે આસ્તે ખેંચાતી ગઈ. જો પેલી સ્ત્રી તેઓની વચ્ચે આવી ન હોત તો ક્યાંય વાત વધી જાત!

પેલી સ્ત્રી મળી તેને બીજે જ દિવસે ઈરેને ઍડવર્ડને કાગળ મોકલાવ્યો હતો કે તે હવે કદી પણ તેને મળશે નહિ. જવાબમાં ઍડવર્ડે આમ અચાનક બદલાઈ ગએલા વર્તનનું શું કારણ છે તે જાણવા માટે સાંજે જ મળવાનું આમંત્રણ આપ્યું હતું.

પહેલાં તો ઈરેને દૃઢ નિશ્ચય કર્યો હતો કે મળવા જવું જ નથી. પરંતુ જેમ જેમ સાંજ નજીક આવતી ગઈ તેમ તેમ તેનો નિશ્ચય ઢીલો પડતો ગયો અને બરોબર સમયસર તે ઍડવર્ડને મળી પણ ખરી. મોડેથી તે ઘેર આવી ત્યારે તેણે જોયું તો પેલી સ્ત્રી દીવાનખાનામાં તેની રાહ જોતી બેઠી હતી. ડરના કારણે ઈરેનનો ચહેરો ફિક્કો પડી ગયો, મોં ઉપરનું નૂર ઊડી ગયું.

પેલી સ્ત્રી એ તરફ કશું ધ્યાન નહિ આપતા વિશેષ અર્થભર્યા ભાવે બોલી : "શ્રીમતીજી, આપની એક કલાકથી હું રાહ જોઈ રહી છું."

ઈરેનને થયું કે આ સ્ત્રી તો પોતાની સઘળી વાત જાણી ગઈ છે કે શું! તેની સાથે માંડ માંડ નજર મેળવીને તે બોલી : "પણ ..પણ તું મારી પાસેથી શેની આશા રાખે છે?"

"ઓહ!" અહિંયા હું શું કામ આવી હોઈશ એ તું જાણી ગઈ નથી? મને લાગે છે કે મારો આવવાનો ઉદ્દેશ તારાથી છૂપો નથી."

"પણ...એ પછી તો હું એને મળી પણ નથી."

"ખોટું બોલવાનો પ્રયત્ન નહિ કરતી. મારી પાસે એવી ચાલાકી વાપરવામાં કશો ફાયદો નથી. આજે એને મળવાના સ્થાન સુધી હું તારી પાછળ જ હતી."

પેલીનું મોં બંધ કરવા ખાતર ઈરેને પોતાની આખી પર્સ તેને આપી દીધી.

એ પછી તો સતત ત્રણચાર દિવસ સુધી તે પોતાના રૂમમાં જ રહી. એના વર્તનમાં એકદમ પરિવર્તન આવી જવાથી ઘરના સૌ અચંબો પામ્યા હતા અને અનેક પ્રકારની અટકળો કરવા લાગ્યા હતા. તેના પતિએ પણ તેની આ ઉદાસીનું કારણ પૂછ્યું હતું પરંતુ તેણે કશો જવાબ વાળ્યો ન હતો. તેને ફક્ત પેલી સ્ત્રીના જ વિચાર આવતા હતા. તેને મનમાં થતું, ક્યાં સુધી તે આમ પૈસા આપે રાખશે! દિવસે દિવસે એની માગણીઓ પણ વધતી જશે અને વખત જતા એવું પણ બનશે કે તેની પાસે કશું રહેશે નહિ. પછી પેલીનું મોં કઈ રીતે બંધ કરી શકાશે!

તે દિવસે સઘળાં ભોજન પતાવીને ચાલ્યાં ગયાં. છતાં તે તો ત્યાં જ બેઠી રહી. છેવટે તેણે પેલી



ચિઠ્ઠી કાઢી અને ફરી એકવાર વાંચીને ઘૃણા સાથે પાસે સળગતા ચૂલામાં ફેંકી દીધી. થોડીવાર પછી તે ઊભી થઈ અને જ્યાં આગળ ચાલવા ગઈ ત્યાં તેણે જોયું કે તેના પતિ બારણામાં ઊભા છે.

ઈરેનને લાગ્યું કે પોતે પડી તો નહિ જાય! બેભાન થઈ જશે તો! એક ભીંતનો આધાર લઈને તે જેમ તેમ ઊભી રહી ગઈ. તેના પતિએ તેની તરફ જોયું અને અત્યંત શાંત સ્વરે બોલ્યા: "ઈરેન, તારી ઉપર આવેલા પત્રો વગેરે બાબત વિષે તારે મને કહેવું જ જોઈએ એવું નથી. તને જે છૂપાવી રાખવા જેવી હકીકત લાગતી હોય તે છૂપાવી રાખવાનો તને પૂરો હક્ક છે. આટલું કહેવા જ હું આવ્યો હતો. ગભરાતી નહિ."

આ બનાવ બની ગયાને લગભગ વીસ દિવસ થઈ ગયા હતા. એ દરમ્યાન પેલી સ્ત્રીએ ફરી એકવાર પૈસા મંગાવ્યા હતા. પણ છેલ્લા છ–સાત દિવસથી તેના કશા ખબર–અબર નહોતા. તેમ છતાં ઈરેન ભયની મારી બીજું કંઈ વિચારી શકતી નહોતી. જ્યારે જ્યારે દરવાજાનો બેલ વાગતો ત્યારે તે એકદમ ભયભીત થઈ જતી અને રોમાંચ ખડા થઈ જતા. તે જાતે જ દરવાજો ઉઘાડવા માટે જતી.

આજે પણ બેલ વાગ્યો. દરરોજની માફક આજે પણ ઈરેન જ દરવાજો ઉઘાડવા માટે ગઈ. બારણામાં એક સ્ત્રી ઊભી હતી. પહેરવેશ એનો ફેશનેબલ હતો. એકદમ તો ઈરેન તેને ઓળખી ન શકી પણ થોડીવારે તેને ખ્યાલ આવ્યો કે આ તો પેલી ચિરપરિચીત સ્ત્રી જ છે. પેલી સ્ત્રીએ નમસ્કાર આદિ પતાવીને કહ્યું: "તું ઘરમાં જ છે એ બહુ સારુ થયું. આજે એક ખાસ કામ માટે હું આવી છું."

અને કોઈપણ જાતના ઉત્તરની આશા રાખ્યા વિના તે અંદર દાખલ થઈ ગઈ અને સોફા ઉપર બેસી ગઈ. તે એવી રીતે વર્તી કે જાણે પોતાના જ ઘરમાં ન હોય! તેનો આ પ્રકારનો ધૃષ્ટતાની હદ વટાવી જતો વર્તાવ જોઈને ઈરેન એકદમ ગુસ્સે થઈ ગઈ: "તું તો કોઈ લુંટારા જેવી જણાય છે. મૂળ તારે જોઈએ છે શું? મારા ઘરમાં આમ ઘૂસી જવાનો તને કોણે હક આપ્યો? પણ હવે તો હું તારા કબજામાં નથી રહેવાની, તારી આંગળીએ હવે વધુ સમય સુધી હું નથી નાચવાની. મેં નક્કી કર્યું છે..."

ઈરેનની વાતને વચ્ચેથી જ કાપી નાખતા તે બોલી, "ઓહ હો...આટલો બધો ઘોંઘાટ શા માટે? ધીરેથી કહે. ક્યાંક તારા નોકર ચાકર સાંભળી જશે. તું મને શું કરી શકવાની છે? વધુમાં વધુ તું મને જેલ ભેગી કરાવીશ એટલું જ ને? પણ તારી શું સ્થિતિ થશે! તારી આબરૂ, તારું સમાજમાં નાક, તારો પતિ એ બધાનું શું થશે એનો વિચાર કર્યો તેં?"

"પણ તું આવી છે શું લેવા, એ કહેને મને!"

"આ વખતે વધુ નહિ; ફક્ત પાંચસો જ ક્રાઉન."

"પાંચસો!" ઈરેનનો અવાજ ફાટી ગયો, "એટલા બધા પૈસા મારી પાસે ક્યાંથી હોય? અત્યાર સુધીના દરેક માસના પૈસા તું મારી પાસેથી ઉડાવતી રહી છે. કેટલીકવાર તો મારા બચાવી રાખેલા પૈસામાંથી પણ તને આપ્યા છે. પણ આટલા બધા તો હું ક્યાંથી કાઢી શકું?"

"ગમે તેમ કરીને તું આટલા પૈસા મેળવી શકે એમ છે. તમારા જેવા પૈસાદાર કુટુંબની સ્ત્રીઓ કોઈપણ રીતે ગમે તેટલા રૂપિયા મેળવી શકે છે એનો મને સારો અનુભવ છે."

"પરંતુ મારા માટે તો એ વાત તદ્દન અશક્ય જ છે, તદ્દન. ખરેખર મારી પાસે એટલા પૈસા નથી. વધુમાં વધુ અત્યારે તો દોઢસો ક્રાઉન મારી પાસે છે."

"મેં તને પહેલાં જ ન કહ્યું કે મારે પાંચસો ક્રાઉન જોઈએ છે! ઓછા નહિ. તેમ વધુ નહિ. ફક્ત પાંચસો."





ઈરેન કંઈક બોલવા જતી હતી પણ તેને અટકાવતા પેલી બોલી : "તારા હાથમાં આ વીંટી છે એની શું કિંમત છે ? મને તો વીંટીઓ પહેરવાનો શોખ નથી એટલે એને વેચી નાખીશ તો સહેજે એના મને ચારસો ક્રાઉન તો મળશે જ. બાકીના રોકડા આપજે."

"આ વીંટી !" ઈરેન આંખો ફાડીને તેની સામે જોઈ રહી એ વીંટી તેના પતિએ લગ્ન પ્રસંગે તેને ભેટ આપી હતી.

"હા, એમાં શું ? તારી પાસે જ્યારે ચારસો ક્રાઉન એકઠાં થાય ત્યારે એ પાછી મેળવી આપીશ હું !" ઈરેનને લાગ્યું કે એ આ વખતે રડી તો નહિ પડે ! એને પોતાના ભૂતકાળ ઉપર અને પ્રેમસંબંધ ઉપર ભયંકર પશ્ચાત્તાપ થવા લાગ્યો.

"તારામાં દયા જેવી ચીજ જ નથી કે શું ! આટલી બધી કઠોર તું શી રીતે થઈ શકી ?"

"મારી આજ સુધીની જિંદગીમાં મેં કદી કોઈ પણ ઉપર દયા કરી જ નથી તો તારી ઉપર તો ક્યાંથી કરું ? તારા જેવી ધનવાન સ્ત્રી ઉપર મારા જેવી રંક –ગરીબડી સ્ત્રી તે ક્યાંથી દયા બતાવી શકે ?"

બરોબર એ સમયે જ બહાર ઈરેનના પતિના પગલાં સંભળાયાં. ઈરેન પગલાં પારખી ગઈ. તે ઑફિસેથી આવતા હતા ભયભીત અને સુમસામ અવસ્થામાં જ તેણે જલદીથી આંગળી ઉપરની વીંટી કાઢીને પેલી સ્ત્રીને છાનીમાની આપીને રવાના કરી.

સાંજે વાળુના વખતે ઈરેન પોતાનો હાથ છૂપાવવા યત્ન કરતી હતી પરંતુ તેના પતિની નજરથી કશું છુપાઈ શક્યું નહિ. તરત તે બોલ્યા : "અરે, ઈરેન તારી વીંટી ! ક્યાંક સરી તો નથી ગઈ ને !"

થોડીવાર સુધી તો શું જવાબ આપવો એ ન સમજાયું. પછી જલદી પોતાની ઉપર કાબૂ લાવીને તેણે કહ્યું : 'વીંટી ને ? એ તો સહેજ સાફ કરવા માટે સોનીને આપી છે. એ ત્રણ દિવસમાં આવી જશે.'

બે ત્રણ દિવસ પછી સવારથી ઈરેન પોતાના પલંગમાં ઉદાસ અવસ્થામાં પડી રહી હતી. આજે સાંજ સુધીમાં ગમે ત્યાંથી વીંટી લાવી આપવાની હતી તેને કશો રસ્તો સૂઝતો નહોતો. હા, એક રસ્તો હતો. એ સ્ત્રી પાસે જઈને યાચના–આજીજી કરીને કદાચ તે વીંટી પાછી લાવી શકે ખરી. પરંતુ યાચના–આજીજીથી પુરૂષ પીગળે, સ્ત્રી પીગળે ખરી ? પણ એ ક્યાં રહે છે એની તો ઈરેનને ખબર ન હતી. શહેરની નાની મોટી ઘણી શેરીઓમાં તે ફરી વળી પણ ક્યાંય પત્તો ન ખાધો. અંતે તે ઍડવર્ડના મકાન પાસે આવી ગઈ. તેને વિચાર આવ્યો કે ઍડવર્ડને મળીને તેનું સરનામું મેળવી આવું. પેલી સ્ત્રી અને ઍડવર્ડ વચ્ચે પ્રેમ હતો ને ! તરત જ ઈરેન ઉપર પહોંચી ગઈ. ઍડવર્ડની રૂમનું બારણું ખખડાવ્યું. કંઈ જવાબ ન મળ્યો. ફરીથી ઈરેને સાદ પાડીને બારણું જોરથી ખખડાવ્યું. બારણું ધીમેથી ખૂલ્યું અધખૂલું બારણું રાખીને ઍડવર્ડ બહાર ડોકાયો. ઈરેનને જોઈને તે ચમકી ગયો. તમે...તમે ..આવા કસમયે ! મને તમારી કલ્પના જ નહોતી. સહેજ માફ કરજો. અત્યારે હું ઘણો કામમાં છું

એમ કહીને ઍડવર્ડ બારણું બંધ કરવા જતો હતો પરંતુ તેને એમ કરતો અટકાવીને બોલી : 'મારે તમારું થોડુંક કામ છે. તમારી મદદની જરૂર છે.'

'પણ ..પણ...હું બહુ જ કામમાં છું.'

'શરમ નથી આવતી એમ કહેતા ! ગમે તેમ. બધો દોષ તમારો જ છે. મારી વીંટી પાછી અપાવવી જ પડશે તમારે. તમે એનું ઠેકાણું તો જાણો છો ને !' ઍડવર્ડ તો વિસ્મયનો માર્યો સ્તબ્ધ જ થઈ ગયો. એ કશું સમજતો નહોતો.




'તમે ન સમજ્યા ? હું એની વાત કરી રહી છું કે જેને તમે મારી પહેલાં પ્રેમ કરતા હતા. એણે મને અહીં થોડાક વખત પહેલાં પકડી પાડી ત્યારથી તે મારી પછવાડે પડી છે અને ધમકી આપીને પૈસા કઢાવે જાય છે. હવે તો મને આ જીવન પ્રત્યે નફરત છૂટે છે. પણ, પણ, મારે મારી વીંટી જોઈએ છે. એનું ઠેકાણું શું છે?'

'પણ....'

"તમે મને મદદ કરશો કે નહિ ?"

"ખરેખર કહુ છું કે હું એવી કોઈ સ્ત્રી જાણતો જ નથી."

"તમે એને નથી જાણતા ? તો શું એણે મારી બનાવટ કરી ! મારું બધું જાણીને મને લૂંટતી ફરી ? અને તમે ઓળખતા જ નથી ? વાહ !'

"ખરે જ ઈરેન ! હું એને નથી ઓળખતો. મારી ઉપર વિશ્વાસ છે ને !"

"તો શું તમે મને મદદ નથી કરવાના ને ?"

"ના, ના, ના, એવું નથી હો ! તમારી મદદ તો હું કરીશ."

ઠીક તો આપણે બંને સાથે જ તેને ત્યાં જઈએ."

"પણ અત્યારે માફ કરજો, હું કામમાં છું. પછી આપણે જઈશું."

એમ કહીને ઍડવર્ડ બારણું બંધ કરવા જતો હતો પરંતુ ઈરેને બળપૂર્વક બારણાને ધક્કો મારીને ઉઘાડી નાખ્યું. એ રૂમમાં પલંગ ઉપર એક સ્ત્રી પડી હતી. ઈરેનને જોતાં જ તે પોતાનાં અસ્તવ્યસ્ત કપડાં સમારવા લાગી. ઈરેનનો ચહેરો તો ગુસ્સાથી લાલ-ઘુમ થઈ ગયો : "એમ, ત્યારે તો એ અહિંયા જ છે ? તમે બંને ભેગા થઈને મને બનાવી રહ્યા હતા ?' ઈરેન ઝડપથી પલંગ પાસે ગઈ. પણ...પેલી સ્ત્રી કોઈ બીજી જ હતી—ઈરેનની ચિરપરિચીત નહિ. જેટલી ઝડપથી તે આગળ ગઈ હતી એટલી જ ઝડપથી તે પાછી વળી : "માફ કરજો મને, બહુ દિલગીર છું હું. આજે જ મારી બધી વાત મારા પતિને હું કહી દઈશ. હવે વધુ સહન કરવાની મારી તાકાત નથી."

ત્યાંથી પાછા ફરતી વખતે ઈરેનના પગ કેમીસ્ટની દુકાન તરફ વળી ગયા. અંદર જઈને તેણે નોકર પાસે કાગળનો એક ટુકડો માગ્યો. તેની ઉપર ઈરેને દવાનું નામ લખ્યું. નોકરે દવા કાઢી આપી.

શીશી ઉપર લખ્યું હતું 'પોઈઝન' (ઝેર). તેણે પૈસા આપવા માટે પર્સમાં હાથ નાખ્યો. બધું સ્વપ્નવત થતું હતું.

પરંતુ, એ વખતે ઈરેનના ખભા ઉપર કોઈનો હાથ પડયો. પરિચીત હાથ હોય એમ લાગ્યું. બીજી જ મિનિટે શેઠના થડા ઉપર થોડાક પૈસા પડયા. નોકરના હાથમાંથી કોઈએ શીશી લઈ લીધી. ઈરેને મોં ફેરવ્યું. તેના પતિ તેની સામે હસતા ઊભા હતા.

"ચાલ!" પતિએ કહ્યું.

ઈરેન યંત્રવત્ એની પાછળ ચાલી. ઘરે આવ્યા સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. રૂમમાં દાખલ થઈને તેના પતિએ બારણું અંદરથી બંધ કરી દીધું. ઈરેન બેઠી હતી ત્યાં આવીને એની બિલકુલ નજદીક બેસતા બેસતા તેણે કહ્યું : "ઈરેન, આમ મને ક્યાં સુધી દુઃખ આપતી રહીશ ?'

પોતાના પતિના પ્રેમના આશાતીત વ્યવહાર સામે ઈરેન કંઈ ન બોલી શકી.

"મધુરતા અને સ્નેહમિશ્રિત સ્વરે તે બોલ્યા : "ઈરેન ! ઈરેન ! શું કરું તને !".

ઈરેન વધુ વખત રહી ન શકી. તે એકદમ પતિને વળગીને તેની છાતીમાં મોં સમાવતી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

"ઈરેન હવે ગભરાવાની જરૂર નથી. હવે તે સ્ત્રી

# ઘ ર્ષ ણ

હર્ષિદા પંડિત

ઘર્ષણ ( cnflict ) તો રોજેરોજ દરેકને અનુભવવાનું મળે છે. પણ એ ઘર્ષણને માનસશાસ્ત્ર કઈ રીતે નાણે છે એનો બહુ ઓછાને ખ્યાલ હોય છે. ખ્યાલ હોય તો ય આ આખો લેખ વાંચીને જ એની ખબર પડે છે. જીવનમાં વહેતા આ રોજીંદા વિચારોને માનસશાસ્ત્રીય રીતે આટલી સરળતાથી ગુજરાતીમાં આ લેખમાળાથી પ્રથમ જ રજૂઆત થઈ છે એ હવે જાણીતું છે.

દરેક દેશમાં સામાજિક રીતરિવાજો તે તે દેશની વ્યક્તિઓના વ્યક્તિત્વને સંપૂર્ણરીતે વિકસાવાની તક કદી આપતા નથી. વ્યક્તિની મહત્વાકાંક્ષાઓ જુદા જુદા પ્રકારની હોય છે અને એ દેશનાં મૂલ્યાંકનો સાવ જુદાં હોય છે આથી સામાજિક ધારા ધોરણો સાથે વ્યક્તિને દરેક ઠેકાણે અથડવું પડે છે. આને લીધે એના મનમાં એક જાતનું ઘર્ષણ ઊભું થાય છે ને શું સારું એ નક્કી કરવું એને માટે મુશ્કેલ બને છે. ઘણીવાર વ્યક્તિને મનમાં એમ થયા કરે છે કે વૈજ્ઞાનિકો હાઈડ્રોજન બોમ્બ કે એવાં સંહારાત્મક સાધનો શોધવામાં વખત બગાડ્યા કરતાં કામધેનુ ગાય, કલ્પવૃક્ષ કે અલાઉદ્દીનના ફાનસની શોધ કરવામાં મન પરોવતા હોય ને અનેક પ્રયત્નને અંતે શોધી કાઢતા હોય તો વધારે સારું કે જેથી કોઈ પણ વ્યક્તિના મનમાં જરૂરિયાત વિષે અસંતોષ કે નિરાશા ને એને પરિણામે જન્મતું ઘર્ષણ ક્યાંય જોવા ન મળે. પણ અત્યારે તો આપણે જોઈએ છીએ કે બદલાતા સંજોગો સાથે બહુ જ ઓછા માણસો એકરૂપ થઈ શકે છે ને પોતાનું જીવન સફળ બનાવી શકે છે.

એક રીતે જોઈએ તો આ અસંતોષનો જમાનો છે. માનવીની જરૂરિયાતો આજે એટલી બધી વધી ગઈ છે કે એને કદી ય સંપૂર્ણપણે સંતોષી શકાતી નથી. વળી પલટાયેલા સંજોગોને લીધે માનવીના વ્યક્તિગત સામાજિક ને આર્થિક ધ્યેય બદલાઈ ગયાં છે અને જુદા જુદા ધ્યેયને પ્રાપ્ત કરવામાં અનેક રસ્તાઓમાંથી કયો રસ્તો લાભકારક ને કયો હાનિકારક એ નક્કી કરવાનું કામ પણ ધારીએ તેટલું સહેલું રહ્યું નથી. કારણ કે દરેકે દરેક માનવી આજે એવું ઇચ્છે છે કોઈપણ જાતનું ઘર્ષણ અનુભવ્યા વગર ધ્યેય ઝટ પ્રાપ્ત થાય તો સારું. પણ આવું બનતું નથી ને પૂરતા પુરુષાર્થ વગર અનેક જાતના ધ્યેય સિદ્ધ કરવા માટે માનવી વલખાં મારે છે. કેટલીક વાર તો કયા ધ્યેયને પહેલાં સિદ્ધ કરવું છે એ પણ નક્કી કરી શકાતું નથી ત્યારે વ્યક્તિનું હૃદય વહેંચાઈ જાય છે. જેમ પોતાની થાળીમાં

---

તારી પાસે કદી નહિ આવે."

ઈરેને આંસુભરી નજરે તેના પતિ તરફ જોયું

"ખરું કહું છું, ઈરેન! કદી નહિ આવે હવે તે. મેં જ્યારે તારા અને ઍડવર્ડ વચ્ચેના પ્રેમની ઊંડી ખબર સાંભળી હશે ત્યારે મને કેટલું બધું દુઃખ થયું હશે એનો ખ્યાલ છે તને? મને લાગતું હતું કે તું તારી મેળે જ સાચા રસ્તે આવી જઈશ. પણ તું એમ ન કરી શકી. પછી મારે આ નાટક કરવું પડ્યું. પેલી સ્ત્રી એક નટી છે માંડ માંડ એણે આ કામ કરવા હા પાડી હતી. અંતે મારી ઇચ્છા પૂરી થઈ છે. ઍડવર્ડ કેટલો ભ્રષ્ટ પુરુષ છે તે તો તેં તારી નજરોનજર જોયું."

અને તેણે પ્રાયશ્ચિતનાં આંસુ વહાવતી ઈરેનને પોતાના બાહુપાશમાં જકડી.

ઈરેન ગણગણી ઊઠી: "હે પ્રભુ! તારી રચનામાં ક્ષમાનો પ્રવાહ કેટલો બધો વહે છે!"

★




અનેક વાનગીઓ જોઈને કઈ વસ્તુ પહેલાં ચાખવી એની મડમથલમાં માનવી પડે છે, એવું જ આજે એની ઇચ્છાઓનું આકાંક્ષાઓનું અને ધ્યેયનું થયું છે.

બાર્કર નામના એક માનસશાસ્ત્રીએ અનેક જાતનાં શરબત ટેબલ પર મૂક્યાં. એણે ૧૯ વિદ્યાર્થીઓને આ પ્રયોગમાં ભાગ લેવા દીધો, ઘંટડી વાગે એટલે દરેક વિદ્યાર્થીએ પોતાને મનપસંદ પીણાંની બે બાટલીઓ પસંદ કરવાની હતી, એણે વિદ્યાર્થીઓની ટેબલ પાસે થયેલી વાતચીત નોંધી રાખી અને ઘંટડી વાગી ત્યારે બહુ ઓછા—માત્ર બે જ—વિદ્યાર્થીઓ પોતાની પસંદગી વિષે મક્કમ હતા. બાકી બીજા બધા એક વાર નારંગીના શરબતની શીશી ઉપાડતા તો વળી પાછી મૂકીને અનાનસના રસની શીશી હાથમાં પકડતા. આવો જ બીજો પ્રયોગ બાર્કરે એક દસેક વર્ષની છોકરી પર કરેલો. એણે પોતાના એક હાથમાં પીચ રાખેલું ને બીજા હાથમાં ચૂસવાનો પીપરમીંટનો પંખો રાખેલો. પેલી બાળકી ઘણા મંથનો અને આનાકાની પછી શું લેવું તે નક્કી કરી શકેલી. આવા અનેક પ્રયોગો પછી લેખકે એવું જાહેર કરેલું કે વ્યક્તિમાં એના વ્યક્તિત્વના ગુણો—બુદ્ધિ વિનોદપ્રિયતા કે સામાજિક સ્થિતિને પારખવાની સામાન્ય અક્કલ—હોય છતાં બધી જ મનગમતી વસ્તુઓમાંથી એક પસંદ કરવાની હોય ત્યારે મગજ ગોથાં ખાઈ જાય છે.

આવી જ રીતે બે અનાકર્ષક અણગમતી વસ્તુમાંથી એક પસંદ કરવાનું કહેવામાં આવે ત્યારે વળી જુદો જ અનુભવ થાય છે. એક નાના બાળકને ભાજીનું શાક જરાય ન ભાવતું હોય અને એને સાંજે વહેલાં જમીને સૂઈ જવા કરતાં રમવું વધુ ગમતું હોય તે માબાપ એને ભાજીનું શાક ખાઈને સૂઈ જવાનો હુકમ કરે ત્યારે બાળકના મગજની સ્થિતિ કેવી થાય એની કલ્પના આવે છે? એ ક્યાં તો એની થાળીમાંની પુરી કે ભાખરી સાથે રમ્યા કરશે અથવા આંગણામાં રમતાં બીજાં બાળકો તરફ તાક્યા કરશે. પણ એનું મન નહીં ખાવામાં રહે કે નહીં સૂવામાં. આમ ગમતી વસ્તુને પ્રાપ્ત કરવા એનું મન જેટલું તલપાપડ થાય કે એનાથી વિરૂદ્ધ અણગમતી વસ્તુ તરફ એનું ધ્યાન જ ન દોરાય અથવા એનાથી દૂર ભાગવાનું જ મન થાય એ સ્વાભાવિક છે.

કેટલીક વખત આ બંને કરતાં જુદી જ પરિસ્થિતિનો અનુભવ થાય છે સામાન્યરીતે છોકરીઓને ને યુવતીઓને ચોકલેટ બહુ ભાવે છે, અને એમને જાડા થઈ જવાની પણ એટલી જ બીક હોય છે. (જાડા થઈ જવાનો ભય અમેરિકામાં સામાન્ય છે.) એવી જ રીતે ઘણાંય યુવકયુવતીઓને બરફ પર 'સ્કીઇંગ' કરવું ગમે છે પણ પગ સૂજી જાય કે હાડકું ભાંગી જાય એ નથી ગમતું. એવી જ રીતે નાનું બાળક ઘરથી કંટાળી જાય ત્યારે દૂર ભાગે છે ને માબાપની સોડમાં લપાવાનું મન થાય ત્યારે ઘેર આવતું રહે છે. આમ વ્યક્તિના વર્તનમાં આવું અસામાન્યપણું ઘણી વાર જોવામાં આવે છે. સાપ જેમ છછૂંદરને ગળી શકતો નથી ને છોડી શકતો નથી એવી સ્થિતિ ઘણા માનવીઓની—ધ્યેય પ્રત્યેના એમના વલણની બાબતમાં—હોય છે. આવું બને ત્યારે માનવીનું વલણ દ્વિઅર્થી અર્થ તારવી શકાય એવું બને છે. જેમકે બાળક નિશાળે જવાની શરૂઆત કરે ત્યારે એને ભણવાની મઝા આવે. પણ રમવાનું ઓછું મળે એટલે વેકેશન ક્યારે પડે એમ થયા કરે. આવે વખતે ધ્યેય જેટલું મજબૂત એટલું માનવીનું વર્તન વધારે નિશ્ચિત. જો ધ્યેયની ઉત્તેજના ઓછી હોય તો ધ્યેય પ્રાપ્ત કરવાનો ઉત્સાહ ઓછો થઈ જાય છે.

મીલર ને બ્રાઉને ઉંદરો પર પ્રયોગો કરીને આ વસ્તુ વધુ સ્પષ્ટરીતે સાબિત કરી બતાવી છે કે એમની ભૂખ જેટલી ઉગ્ર હોય એટલી જ એમના





પ્રયત્નોની સફળતા. આ બંને માનસશાસ્ત્રીઓ ઉંદરોને ખૂબ ભૂખ્યા રાખતા, પછી ભૂલભૂલામણી (Maze)ની એકાદી ગલીમાં ખાવાનું મૂકતા ને પછી ઉંદરોને ત્યાં છોડતા. વળી ઉંદરો ખાવાનું શોધીને ખાવા માંડે એટલે એમને વીજળીના ધીમા આંચકા પણ આપતા. આને પરિણામે ઉંદરો ખોરાક પાસે પહોંચતા ને ખાધા વગર પાછા ફરી જતા. ખોરાક પ્રત્યે એમનું વલણ દ્વિધાયુક્ત હતું. ભૂખ ઉગ્ર બનતી ત્યારે એ વીજળીના આંચકાને ગણકાર્યા વગર ખોરાક મોંમાં દબાવીને ભાગી જતા.

માનવજીવનમાં પણ આવું હંમેશ બન્યું છે. કોઈ યુવકને કેરમ રમવાનો શોખ હોય, થોડું ઘણું આવડતું પણ હોય પણ રમતમાં પારંગત થવાના કશા પ્રયત્નો એણે ન કર્યા હોય. હવે એવું બને કે એ જે યુવતીને પરણવાનો હોય એ કેરમ રમવામાં નિષ્ણાત હોય. આથી પેલા યુવકના મનમાં એમ થાય કે એને કેરમ રમતા સારું આવડે છે. એણે યુવતીને બતાવી આપવું જોઈએ. આથી એનું ધ્યેય મજબૂત બને ને એટલા જ પ્રમાણમાં એના પ્રયત્નો વિકસે. આખો દિવસ કેરમ રમ્યા કરવાનો કંટાળો પછી તો ક્યાંય અલોપ થઈ જાય. આમછતાં જીવનની ગુપ્તિતતા હમેશાં આપણી અશક્તિઓનો ખ્યાલ કરાવતી જ હોય છે. એક ધ્યેયને પ્રાપ્ત કર્યા પછી ક્ષિતિજ ઉપરથી જાણે બીજું ધ્યેય ઊંચું આવતું આપણા જોવામાં આવે છે. વ્યક્તિની આશાઓનો, પ્રયત્નોનો ને સફળતા નિષ્ફળતાનો ક્યાંય છેડો નથી એવું દરેકને સમજાવા માંડ્યું છે.

એના એક કારણ તરીકે એમ પણ કહી શકાય કે વ્યક્તિ સામાજિક વ્યવસ્થા સાથે એવી રીતે સંકળાયેલી છે કે લાંબા વખત સુધી એનાથી દૂર રહી શકતી નથી. સમાજથી કંટાળ્યે એને ચાલતું નથી ને આથી ઘર્ષણ નિરાશા ઊભા કરનારા સંજોગો સાથે એ ફરી બાથ ભીડવા તૈયાર બને છે. ઘર્ષણ ને નિરાશાને બહુ ગાઢ સંબંધ છે. આપણી ઇચ્છા અધૂરી રહે ત્યારે આપણે નિરાશ થઈએ છીએ એટલે મનમાં એ ઇચ્છા કેવી રીતે પૂરી થાય એનું ઘર્ષણ જન્મે છે. આમ એક રીતે જોઈએ તો નિરાશા ઘર્ષણની માતા છે. નાનું બાળક ભૂખ્યું થાય ને એને દૂધ મળતાં વાર લાગે એટલે એ મનમાં અકળાય. પોતે નિરાધાર. અથવા માબાપ પર આધારિત રહ્યું એટલે બીજું કરે પણ શું? આમ બાળપણમાં જ રોપાયેલાં અસંતોષનાં બીજ મોટું થાય પછી અંકુરિત બને. એ પોળમાં રમતું થાય, નિશાળે જતું થાય, એના માનસનો જેમ વિકાસ થતો જાય એમ એમ એ એના રસ્તામાં આવતા અવરોધોને પણ ઓળખતું થાય. આમ જ્યારે એ પુખ્ત ઉંમરનું બને ત્યારે પણ એની જરૂરિયાતો ઘર્ષણો જન્માવી શકે. વળી જ્યાં સામાજિક નિષેધો વધુ પડતા સખત હોય ત્યાં એના મનની સ્થિતિ વિપરિત બને.

એમ કહેવાય છે કે નાનાં બાળકો કરતાં કિશોરો ને યુવકો વધુ અધીરા હોય છે. નાનું બાળક તો દૂધ મોડું મોડું ય મળે તો પછી કોઈ જાતનો વિચાર નથી કરતું, એને ભાષા ન સમજાય છતાં ય અકળાતુ નથી. પણ મોટી ઉંમરનાં યુવકયુવતીઓનાં મન એટલાં બાળાં હોય છે કે ઇચ્છા પૂરી થતાં જરાક વાર થઈ એટલે બૂમબરાડા પાડવાના શરૂ કર્યા વગર એ રહી શકતાં નથી. આપણે પર્યટન પર જતાં હોઈએ. એક નિશ્ચિત સ્થળે ચોક્કસ સમયે બધાંયને ભેગા થવાનું હોય. કોઈ જરાક મોડું આવે તો આપણે કેટલાં ઊંચાનીચાં થઈ જઈએ છીએ! એવી જ રીતે ઘરડાંઓને એમની અશક્ત અવસ્થામાં નિયમસર ને એમને માફક આવે એવું ખાવાનું ન મળે તો ચીડિયાં કરતાં ઘણુંએ જોયાં હશે. નૈતિક રીતે તો આ પ્રશ્નને તપાસીએ તો માણસના ઘર્ષણના પરિણામસ્વરૂપ ઘણી અંગત ઉક્તિઓ (Soliloquies) સાંભળવાની મળે. હેમલેટના મનમાં પિતાના ભૂત પાસેથી સાંભળેલી સાચી હકીકત ને એની માના વર્તનને કારણે એના કાકા—પછીથી ઓરમાન પિતા



—પ્રત્યે નૈતિક ગડમથલને લીધે જ તિરસ્કાર જન્મેલો. શેક્સપિયરે લખેલા 'હેમલેટ' નાટકમાં હેમલેટની કાયરવાળ ઘણી ય જગ્યાએ જોવામાં આવે છે. જ્યારે વ્યક્તિ પોતાનાં આંતરિક ઘર્ષણોને ન સહી શકે ત્યારે જ એ ક્યાં તો કોઈનું ખૂન કરવા કે આત્મહત્યા કરવા પ્રેરાય છે એવું માનસશાસ્ત્રીઓનું માનવું છે.

આપણે જ્યારે ઘર્ષણ વિષે વિચાર કરીએ ત્યારે એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે કોઈ પણ જાતનું ઘર્ષણ વ્યક્તિના વ્યક્તિત્વના વિકાસને અવરોધે છે કે કેમ? માનવીનું દરેક વર્તન હેતુ-પૂર્વકનું હોય છે આથી એના હેતુઓને અવરોધનારાં મંથનો એ સહી શકતો નથી. એના વર્તનમાં પહેલાં કરતાં તદ્દન ફેરફાર પડે છે. કેમેરોન એના The Psychology of Behaviour Disorders નામના પુસ્તકમાં ઘર્ષણના ત્રણ પ્રકાર વર્ણવે છે:— (૧) Adient-avoidant (૨) Double-avoidant અને (૩) Double-avoidant. પહેલા પ્રકારના ઘર્ષણમાં બે જાતની ક્રિયાઓ જોવામાં આવે છે. કાં તો વ્યક્તિ પોતાના ધ્યેય (Adient) પ્રત્યે દોરાય છે. અથવા તો એનાં કાર્યો એને ધ્યેયથી દૂર (avoidant) લઈ જનારાં જોવામાં આવે છે. જેમકે, નાનું બાળક કાંઈક વસ્તુ હાથમાં પકડે એટલે એની મા એને એક તમાચો ચોડે. આથી અનેકવાર થપ્પડો ખાધા પછી બાળક કોઈ વસ્તુને અડવાની હિંમત જ ન કરે. આમ કોઈ પણ વસ્તુને અડક્યા વગર એને જ્ઞાન ન મળે ને એનું ધ્યેય અવરોધાય. બીજા પ્રકારના ઘર્ષણમાં એક પળે માનવી ધ્યેય પ્રત્યે આકર્ષાય, બીજી પળે ધ્યેયને પડતું મૂકવા તૈયાર થાય ને ત્રીજા પ્રકારમાં માણસની સ્થિતિ ટેનિસના બોલ જેવી દયાજનક બની જાય. એટલે કે એ જે બાજુ જાય ત્યાં એને ટપલાં ખાવાં પડે ને મન વધુ આળું બનતું જાય.

આજે જે જે વ્યક્તિઓએ ઘર્ષણ વિષે વિચાર કે અભ્યાસ કર્યો છે એ બધી જ કબૂલે છે કે ઘર્ષણના ઉદ્દભવ માટે બાળપણમાં તરછોડાયેલી ને અધૂરી રહેલી ઇચ્છાઓ જ જવાબદાર છે. બાળકના મનમાં ઘર્ષણ જન્મે પછી એ વારંવાર એના વિષે વિચાર કર્યા કરે છે અને એના તરંગોની દુનિયામાં રહ્યા કરે છે. આમ જ્યારે ઘર્ષણ કોઈ મિત્ર કે સંબંધી સમક્ષ વ્યક્ત નથી થતું ત્યારે વ્યક્તિની સ્થિતિ કફરી બને છે. આથી જ સામાજિક જીવનની કિંમત વધી પડે છે કે જેથી વ્યક્તિ પોતાના મિત્ર સંબંધીઓની ટોળીમાં પોતાનું દુઃખ ભૂલી શકે કે કોઈ સમક્ષ વ્યક્ત કરીને હૃદયને હળવું બનાવી શકે. સામાન્યરીતે એવું માનવામાં આવે છે કે જ્યારે ઘર્ષણ એની પરાકાષ્ઠાએ પહોંચી જાય ત્યારે વ્યક્તિ ભાન ગૂમાવે છે ને માનસિક રોગોની ભોગ બને છે. દરેક સમાજમાં સ્ત્રીઓ વધુ બોલકી ને પોતાનાં મંથનોને મનમાં ન સાચવનારી હોય છે એટલે સ્ત્રીઓ ગાંડપણનો ભોગ ખાસ નથી બનતી. પુરુષો મોટે ભાગે મનમાં ને મનમાં મૂંઝાનારા હોય છે. વળી સ્ત્રીઓ તક મળતાં છૂટે મોંએ રડી લે છે, આથી પણ તેમના મનને રાહત રહે છે.

આમછતાં વ્યક્તિ જ્યાં સુધી હયાત હશે ત્યાં સુધી એને ક્યાંયથી ને ક્યાંયથી આધિ-ઉપાધિ ને વ્યાધિ નડ્યાં જ કરવાનાં. ઘણી વ્યક્તિઓ સહન-શીલ હોય છે ને કાંઈ પણ ફરિયાદ કર્યા વિના સહ્યા કરે છે. કેટલીકની તો કમર ભાંગી જાય તો પણ ચૂં કે ચાં નથી કરતી, અને જેમ રસ્તો સૂઝે એ મુજબ કામ કર્યા જ કરે છે. જ્યારે કેટલાંક દુઃખ આવતા પહેલાં જ ગભરાઈ જાય છે ને રજનું ગજ કરે છે.-પણ સમજુ માણસો આવી પડેલી આફતોને હસતે મોંએ સ્વીકારી લઈને, પોતાની બધી જ શક્તિઓને આહ્વાહન કરે છે. ભરતીના મોજામાં ઉછળવાનું સૌને આવડે, પણ ઓટની સાથે ટક્કર ઝીલવામાં જ સાચી બહાદૂરીની ખબર પડે ને?

ઘણીવાર વ્યક્તિ જન્મથી નાનામોટાં ઘર્ષણો સહેતી





આવે છે આથી જ એ ઘડાઈ જાય છે ને માનસિક બળ પ્રાપ્ત કરે છે. જે એને એના સંજોગો સાથે અનુરૂપ બનાવવા મદદ કરે છે. આપણે ત્યાં સંયુક્ત કુટુંબને લીધે જે અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, તેમાં પતિ અકળાઈ જાય છે. એને પોતાની પત્ની દુઃખી થાય એ ગમતું નથી ને માતા પ્રત્યે અવિનયી થવું અશક્ય લાગે છે. આવી જાતનાં આંતરિક ઘર્ષણને પરિણામે વ્યક્તિત્વ જોખમાય છે. માનવીની પ્રગતિ પણ આથી રૂંધાય છે. આંતરિક વ્યથા ને એક પછી એક મળતી નિષ્ફળતાઓ આપણે ઊંધા રસ્તે છીએ એવું તરત જ સ્પષ્ટ કરે છે. આપણે સુંદર આકાશ નિહાળતાં નિહાળતાં કોઈ ખેતરમાંથી પસાર થતાં હોઈએ ને એકાએક તારની વાડમાં ફસાઈ જઈએ તો એમાં કોનો વાંક? આપણે જે કાંઈ કરીએ એનું પરિણામ વેઠવું જ પડે ને!

વળી કુદરતના નાના મોટા નિયમોને માન આપ્યા વગર, વગર સમજ્યે ઉલ્લંઘન કરીએ તો કુદરત એનો બદલો લીધા વગર તો કેમ છોડે! તંદુરસ્તીના નિયમો ન પાળીએ તો માંદગી સહન કરવી પડે, પોષક ખોરાક ન ખાઈએ, અતિશય દારૂ કે સીગારેટ પીએ તો શારીરિક નાદુરસ્તી ભોગવવી પડે છે. દરેક વ્યક્તિનાં ઘર્ષણ જુદી જુદી જાતનાં હોય, વળી એની પરિસ્થિતિ પણ જુદી હોય આથી એ જે રીતે પોતાના પ્રશ્નો ઉકેલે એનો દાખલો લઈને દરેક વ્યક્તિ અનુસરવા જાય તો નવા નાકે દિવાળી જેવી વાત થાય.

આમછતાં જીવનને સફળ બનાવવા માટે કેટલીક સામાન્ય ચાવીઓ હોય છે. એને જો સ્વીકારીએ ને આપણા પ્રશ્નોને લાગુ પાડીએ તો મુશ્કેલી દૂર થાય ખરી અને ઘર્ષણો ઓછાં અનુભવવાં પડે. દરેક વસ્તુની ચોક્કસ હદ હોય છે. એ હદની બહાર ગયા વગર તો મિતાહારી, મિતવ્યયી, મિતભાષી વિગેરે વિગેરે રહીએ તો પ્રશ્નો ઊભા થાય નહીં. આપણી શક્તિઓનો વિચાર કરીને જો ઇચ્છાઓને પોષીએ તો નિરાશ થવા વખત જ ન આવે. સફળતા માટેનો બીજો સામાન્ય નિયમ એ છે કે જે અગત્યનો પ્રશ્ન હોય એનો પહેલાં નિવેડો લાવવો. ઘણા માણસો 'અંગત ગૌરવ' (Personal Dignity)માં એવી અંધશ્રદ્ધા ધરાવતા હોય છે કે એમણે એમના પોતાના જીવન માટે અમુક ચોકઠાં તૈયાર કરી રાખ્યાં હોય છે. એમનાથી ત્રીજા વર્ગમાં કે બસમાં મુસાફરી ન થાય. અમુક જ જાતના ઘઉં કે ચોખા ખવાય વગેરે. આને લીધે એ પોતે બદલાતી સ્થિતિ સાથે અનુરૂપ બનવામાં નિષ્ફળ નિવડે છે ને ખોટાં ઘર્ષણોને મનમાં સ્થાન આપે છે. કોઈ પણ પ્રશ્નનું નિરાકરણ લાવવા માટે જુદા જુદા રસ્તા હોય છે. એક રસ્તો એક જણની દૃષ્ટિએ સાચો હોય, બીજાની દૃષ્ટિએ ખોટો હોય. આથી કોઈ સાથેની ચર્ચાથી દોરવાયા વગર પોતાને જે સાચું લાગે તે પ્રમાણે અનુસરવું વધુ ફાયદાકારક છે. આથી, સૌથી ઉત્તમ માર્ગ એ છે કે કોઈ પણ જાતની સંકુચિતતાને પોષ્યા વગર મોટા મને સમાજની દરેક વ્યક્તિ સાથે સારો સંબંધ રાખવો. આજે એક બીજા પ્રત્યે વહેમની નજરે જોવાની જે રીત છે, અથવા અમેરિકામાં મૂડીવાદીઓનું સામ્રાજ્ય છે માટે દરેકે દરેક જણ ખરાબ છે, ને રશિયામાં સામ્યવાદનું જોર છે માટે દરેક દરેક રશિયન શેતાન છે એવી ભ્રમભરી ને અવિવેકી માન્યતાને મનમાં પોષ્યા કરીશું તો નહીં હોય ત્યાંથી પ્રશ્નો ને ઝઘડાઓ ઊભા થશે ઘણાખરાં રાજકીય ઘર્ષણોના મૂળમાં સામા પક્ષને કે દેશને ઉતારી પાડીને પોતાનું ગૌરવ બતાવવાની નીતિ આજે વધુ પ્રચલિત છે. ઘણા મ દેશો આજે એકબીજા પ્રત્યે અશ્રદ્ધાળુ, વહેમી અને છિદ્રશોધુ બન્યા છે એનું કારણ બુદ્ધિપૂર્વક કે વિવેકભરીરીતે વિચારવાની શક્તિની ખામી છે. વળી આપણે અમુક વ્યક્તિ ખરાબ છે એવાં તારણ બાંધીને આગળ વધીએ છીએ; આથી એ વ્યક્તિ વિષે તટસ્થ મંતવ્ય કેળવી શકતા નથી.

# રજિસ્ટ્રેશન નંબર ૧૨૧૦

હિમાંશુ વ્હોરા

શિક્ષિત બેકારોનો આપણે ત્યાં તોટો નથી. આ બધા બેકારોને રોજી અપાવતી આપણી સરકાર એક સંસ્થા ચલાવે છે. પણ એમાં જે શિથિલતા છે એ તો એમાં નામ નોંધાવેલા આ વાર્તાના નં. ૧૨૧૦ જેવા જ જાણી શકે. આ કરુણ વાર્તા મધ્યમવર્ગના કરુણ ચિત્ર સાથે એક સ્ત્રીની તીવ્ર લાગણી પણ એટલી જ સચોટતાથી રજૂ કરે છે.

સાડા દસ વાગ્યા અને મુંબઈની ધોબી સ્ટ્રીટમાં આવેલી એમ્પ્લોયમેન્ટ એક્સ્ચેન્જની ઑફિસમાં ધમાલ શરૂ થઈ ગઈ. પોતાનાં નામો એક્સ્ચેન્જના રજિસ્ટરમાં બને તેટલાં જલદી દાખલ કરાવવા માટે ઊભેલા બેકાર ઉમેદવારો અધીરતાથી ઊંચા નીચા થવા માંડયા. અને એ લોકો અધીરા થાય એમાં કાંઈ નવાઈ પણ નહોતી. દરરોજ સવારે માત્ર પંદર જણાનાં જ નામ દાખલ કરવામાં આવતાં એટલે આ લોકો પહેલા પંદરના 'બેચ'માં આવી જવા માટે બબ્બે કલાકથી એક્સ્ચેન્જની ઑફિસ પાસે પગનું પાણી કરતા ઊભા હતા.

આ ઉમેદવારોના ટોળાની વચ્ચેથી, એક્સ્ચેન્જની ઑફિસનો સાંકડો અને અંધારો દાદરો એક શ્વાસે ચઢીને માર્ગ કરતી, એક્સ્ચેન્જની કર્મચારિણી મીસ ડાંડેકર ઝડપથી પોતાના ટેબલ પાસે પહોંચી ગઈ. ઑફિસનો સમય થઈ ગયો હતો એ જ માત્ર એની ઉતાવળનું કારણ નહોતું. એની ઝડપ, એના ગભરાટમાં એક જાતની આતુરતા હતી.

મીસ ડાંડેકરે ટેબલના ખાનામાં પડેલી બેકાર માણસોના કાર્ડોની થોકડી કાઢી અને એમાંથી રજિસ્ટ્રેશન નંબર ૧૨૧૦, મી. એચ. કે. ગાંધીનું કાર્ડ શોધીને જુદું મૂક્યું. અને પછી કોઈકની ખૂબ જ આતુરતાથી રાહ જોતી નજર બહાર એકઠા થયેલા ઉમેદવારોના ટોળાં ઉપર નાખી. પાંચેક મિનિટ થઈ હશે ત્યાં બારણામાંથી એક લગભગ એની જ ઉંમરનો યુવાન દાખલ થયો. એને જોતાં જ મીસ ડાંડેકરના મનમાં, પાણીમાં પથરો નાખતાં જેમ વમળો પેદા થાય તેમ આનંદનાં વમળો પ્રસરી ગયાં. પેલો યુવાન સીધો મીસ ડાંડેકર પાસે પહોંચી ગયો.

"મારે કાર્ડ ઉપર ફરીથી સિક્કો મરાવવાનો છે. આજે બે મહિના થઈ ગયા." એણે અંગ્રેજીમાં કહ્યું.

"હા બેસો. હું તમારું કાર્ડ શોધીને સિક્કો મારી આપું." કાર્ડોના ઢગલામાં માત્ર દેખાવ ખાતર જ ફંફોળતા ફંફોળતા મીસ ડાંડેકરે કહ્યું. એનું કાર્ડ— ૧૨૧૦ નંબરનું તો મીસ ડાંડેકરે ક્યારનું કાઢીને તૈયાર જ રાખ્યું હતું. પણ માત્ર થોડી વધારે પળો એ યુવાન પોતાની સામે બેસે એ ઉદ્દેશથી જ એણે

---

આપણે આપણી જાતને સારી માનીને બીજાનો તિરસ્કાર કરીએ છીએ તો ઘણીવાર, સામી વ્યક્તિ પોતે દોષિત છે અથવા અક્કલ વગરની છે એમ માનીને મનમાં મૂંઝાયા કરે છે. એક જ કુદરતે સર્જેલી આ માયામાં કોઈ ઊંચું નથી, કોઈ નીચું નથી, બધાં જ સરખાં છે, પણ કોઈ દેશ પાસે પૂરતી તકોનો અભાવ હોય છે તો ક્યાંક તકો પુષ્કળ હોય છે. આથી સંકુચિતતાને પોષીએ તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે કે દેશ દેશ વચ્ચે ઘર્ષણ થાય છે. જે તકો મળે એનો પૂરતો ઉપયોગ કરવો અને કોઈ પણ જાતના અભાવ પ્રત્યે મનમાં દુઃખી, અસંતોષી, નિરાશ કે ઈર્ષાળુ ન થવું એ સૂત્રચાવી જ જીવનના અનેક કોયડાત્મક તાળાં ખોલવામાં સહાયભૂત નીવડશે.

[ આવતે અંકે : 'ગ્રંથાવલિ' ]





ઢીલ કરી.

"આ રહ્યું લ્યો !' મીસ ડડિકરે કાર્ડ ઉપર સિક્કો મારીને પેલા યુવાન તરફ ધરતાં કહ્યું.

"આભાર" કહી યુવાન સ્હેજ વાર અટકી ગયો ને પછી ઉમેર્યું: "કોઈ વેકન્સી(નોકરી માટે જગ્યા)ના ખબર નથી ને?"

"સોરી (દીલગીર છું), મીસ્ટર ગાંધી, પણ હમણાં તો કાંઈ જ નથી. પણ તમે આમ માત્ર કાર્ડ રીન્યુ કરાવતી વખતે જ (ફરીથી સિક્કો મરાવતી વખતે જ) આવો છો એના કરતાં થોડા થોડા દિવસે તપાસ કરવા આવતા હો તો! કોઈક વખત એવી રીતે તુક્કો લાગી જાય."

"હું એ જાણું છું અને તમારા ઑફિસરે પણ મને એ જ કહેલું. પણ હું એમ કેવી રીતે આવું!"

"કેમ, એમાં શું વધિ છે?" મીસ ડડિકરે પૂછ્યું.

"બીજો તો કંઈ નહિ પણ મારે ઘેરથી અહીં સુધી વારંવાર આવવાનું બસનું ભાડું મને ન પોસાય!" ગાંધીએ જવાબ આપ્યો.

"અહં! મને એ ખ્યાલ જ નહોતો" મીસ ડડિકરે જરા ભોઠાં પડીને કહ્યું.

"ઠીક ત્યારે હું જઈશ. હમણાં તો કંઈ નથી ને!" ગાંધીએ ખુરસી ઉપરથી ઊભા થતાં કહ્યું.

"ના, હમણાં તો કાંઈ જ નથી" મીસ ડડિકરે જવાબ આપ્યો.

અને દર વખતની માફક મોં ઉપર ઘેરી નિરાશા લઈને ગાંધી બહાર નીકળી ગયો. એની પીઠ પાછળ એક ઉનો નિશ્વાસ નાખી, એનું કાર્ડ હાથમાં લઈ મીસ ડડિકર એક્સચેન્જના મોટા હોદ્દેદારની ઓરડીમાં દાખલ થઈ.

"કેમ છો મીસ ડડિકર!" ઑફિસરે પૂછ્યું.

"બસ મઝા છે." મીસ ડડિકરે રિવાજ મુજબ જવાબ આપ્યો અને પછી ઉમેર્યું, 'મારે તમને એક ખાસ વિનંતિ કરવાની છે."

"હા. બોલો!"

"ગ્રેજ્યુએટો માટે કોઈ જગ્યાના ખબર આવે તો જરા નંબર ૧૨૧૦ ઉપર ખાસ ધ્યાન રાખજો. એનું કાર્ડ મારી પાસે છે. આપની નજરચૂકથી આ નંબર ભૂલાઈ ન જાય એટલું ખાસ કહેવા હું આવી છું"

'નંબર ૧૨૧૦! કેમ તમારો કોઈ સગો છે?" ઑફિસરે નવાઈ પામીને પૂછ્યું.

"ના...સગો તો નહિ પણ જરા ઓળખાણ છે એટલે" મીસ ડડિકરે કાંઈક અજુગતું થઈ ગયું હોય તેમ અચકાતાં કહ્યું.

"ભલે, ભલે, હું એ નંબરનું ખાસ ધ્યાન રાખીશ." ઑફિસરે ખાતરી આપી.

પોતાના ટેબલ ઉપર પાછાં આવીને મીસ ડડિકરે દિવસનું કામ કરવાનો પ્રયત્ન કર્યો પણ આજે એનું મન કામમાં ચોંટે એમ લાગતું નહોતું. ઑફિસરનો સવાલ જ એના મગજમાં ઘુમરીઓ લીધા કરતો હતો: "કેમ તમારો કોઈ સગો છે!'

'અને એવો સવાલ એને થાય એમાં નવાઈ પણ શી હતી? મીસ ડડિકરે વિચાર્યું. આટલાં અસંખ્ય નામો રજિસ્ટરમાં નોંધાયાં હતાં તેમાંથી માત્ર આ જ નામ માટે એણે શા માટે ચિંતા કરવી જોઈએ! આ સવાલનો જાણે જવાબ ખોળવા માટે મીસ ડડિકરનું મગજ નજીકના ભૂતકાળમાં સરી ગયું.

લગભગ એકેક વર્ષ પહેલાં આ એચ. કે. ગાંધી (નંબર ૧૨૧૦) પોતાનું નામ નોંધાવવા એમ્પ્લોયમેન્ટ એક્સચેન્જની ઑફિસમાં પહેલી વાર આવેલો ત્યારે તો મીસ ડડિકરનું એના ઉપર ખાસ ધ્યાન નહોતું ગયું. પણ એ પછી એ, એક, બે ને ત્રણ વખત પોતાના કાર્ડ ઉપર નવી તારીખનો સિક્કો

મરાવવા આવ્યો ત્યારે મીસ ડાંડેકરને એની ગોરી ચામડી, લાંબુ નાક અને એક પ્રકારની ઊર્મિશીલ-તાથી ચમકતી આંખો ગમી ગયાં. તે પછી મીસ ડાંડેકરના મગજમાં એના વિચારો હંમેશ આવવા લાગ્યા—જો કે એ પોતે તો પોતાના કાર્ડ ઉપર નવો સિક્કો મરાવતી વખતે, એટલે કે દર બે મહિને જ આવતો. મીસ ડાંડેકર હમેંશ કામ કરતાં કરતાં કેટલાયે સમય સુધી ઑફિસના બારણા તરફ જોઈ રહેતી. બીજા લોકોની માફક એ પણ ખાલી પડેલી જગ્યાઓની ભાળ કાઢવા વારંવાર આવશે એ આશાથી પણ બે મહિના પૂરા થયે સિવાય એ કોઈ વાર ઑફિસમાં ન ફરકતો. આની પાછળ શું કારણ હશે એ વિષે મીસ ડાંડેકરે કંઈક કલ્પનાઓ કરેલી અને એક દિવસ તો એવા નિર્ણય ઉપર પણ આવી હતી કે 'એ સાવ આળસુ હશે અથવા એને નોકરીની કાંઈ પડી જ નહિ હોય,' પરંતુ આજે એને ખરૂં કારણ ગાંધીના જ મોંએથી જાણવા મળ્યું. જેને બસનું ભાડું પણ ન પોસાય એના ઘરની સ્થિતિ કેવી હશે? મીસ ડાંડેકરને પ્રશ્ન થયો, પણ આ સવાલ એને પહેલી જ વખત થયો હતો તેવું નહોતું. આ પહેલાં પણ મીસ ડાંડેકરને ગાંધીની સ્થિતિ જાણવાની ખૂબ જ ઇંતેજારી થઈ હતી, પણ એને માત્ર કલ્પના જ કરીને બેસી રહેવું પડે તેમ હતું કારણ કે એને પૂરેપૂરું ભાન હતું કે કોઈને આ બાબત વિષે સવાલ પૂછવો એ તો અવિવેકની હદ હતી. હા, ગાંધીના બે ત્રણ જગ્યાએથી ફાટેલાં ખમીસ અને તૂટેલાં ચંપલ ઉપરથી મીસ ડાંડેકરને થોડો ખ્યાલ આવેલો ખરો. પણ બસનું ભાડું પણ એ ખર્ચી શકે તેમ નહિ હોય—અને તે પણ પોતાની નોકરી ખાતર—એવી તો એને કલ્પના પણ નહોતી.

પરંતુ માત્ર એની સ્થિતિનો ખ્યાલ આવવાથી શું વળવાનું હતું? મીસ ડાંડેકરના મને સવાલ કર્યો. પણ બીજું એ કરી પણ શું શકે? અત્યાર સુધીમાં એણે ઘણી કાળજીપૂર્વક નવી જગ્યાઓ માટે ધ્યાન રાખેલું પણ માત્ર બી. એ. થયેલાઓ માટે જગ્યા થતી 'તી જ ક્યાં? જે થોડીઘણી જગ્યાઓ કોઈકવાર થતી તે પણ બધી ટેકનીકલ, કોઈ ખાસ કામમાં પ્રવીણ માણસો માટે જ થતી. હા, એક વખત બી. એ. થયેલા ઉમેદવારો માટે માગણી આવેલી ખરી. ને ખૂબ જ હોંશમાં આવીને મીસ ડાંડેકરે ગાંધીને એનું રજિસ્ટ્રેશન કાર્ડ—જે ઉમેદવારને ખાલી જગ્યા થાય ત્યારે બોલાવવા માટે મોકલવાનું હોય તે—મોકલેલું પણ ખરૂં. પરંતુ ત્યાં કોઈક એમ. એ. થયેલો ઉમેદવાર ફૂટી નીકળ્યો અને ગાંધીને એ જગ્યા ન મળી. આવી પરિસ્થિતિમાં ઘણીવાર તો મીસ ડાંડેકરને એમ પણ થઈ જતું કે પોતાની એમ્પ્લોયમેન્ટ એક્સ્ચેન્જની જ નોકરી ગાંધીને આપી દે! પણ તરત જ એને શાળામાં ભણતી પોતાની બે બહેનો અને વિધવા માનો વિચાર આવતો અને એના હૃદયમાંથી ઊંડો નિશ્વાસ નીકળી જતો. 'એવો ત્યાગ તો માત્ર સીનેમામાં જ શક્ય છે: ખરી દુનિયામાં નહિ'—એને વિચાર આવતો.

આવા વિચારોની ભૂલભૂલામણીમાં અટવાઈ ગયેલી મીસ ડાંડેકરના કાને અચાનક ઑફિસના બીજા એક કારકુનનો અવાજ આવ્યો: "મીસ ડાંડેકર! આ ઉમેદવારોનાં કાર્ડો કાઢી આપોને—તમારી પાસે હોય એમ લાગે છે. મારી પાસ નથી." અને મીસ ડાંડેકરની વિચારજાળ પૂરેપૂરી ગુંથાય એ પહેલાં જ કપાઈ ગઈ.

આમ ને આમ ગાંધીને માટે કાંઈ પણ જગ્યા વગરનો દોઢ મહિનો પસાર થઈ ગયો. એક દિવસ 'હવે તો ગાંધીને ફરીવાર જોવાના ફક્ત પંદર જ દિવસ બાકી છે' એવા વિચારે ખુશ થતી મીસ ડાંડેકર પોતાની ખુરસી ઉપર બેઠી હતી ત્યાં અંદરથી પેલા ઑફિસરે તેને બોલાવી.

"જુઓ આ બોમ્બે ગવર્નમેંન્ટના મજૂર-ખાતામાંથી માગણી આવી છે. બી. એ. થયેલા માણસો જોઈએ છે, તો ઉમેદવારોનાં કાર્ડો તેમના





ઢીલ કરી.

"આ રહ્યું લ્યો !" મીસ ડાડિકરે કાર્ડ ઉપર સિક્કો મારીને પેલા યુવાન તરફ ધરતાં કહ્યું.

"આભાર" કહી યુવાન સહેજ વાર અટકી ગયો ને પછી ઉમેર્યું : "કોઈ વેકન્સી(નોકરી માટે જગ્યા)ના ખબર નથી ને ?"

"સોરી (દીલગીર છું), મીસ્ટર ગાંધી, પણ હમણાં તો કાંઈ જ નથી. પણ તમે આમ માત્ર કાર્ડ રીન્યુ કરાવતી વખતે જ (ફરીથી સિક્કો મરાવતી વખતે જ) આવો છો એના કરતાં થોડા થોડા દિવસે તપાસ કરવા આવતા હો તો ! કોઈક વખત એવી રીતે તુક્કો લાગી જાય."

"હું એ જાણું છું અને તમારા ઑફિસરે પણ મને એ જ કહેલું. પણ હું એમ કેવી રીતે આવું ?"

"કેમ, એમાં શું વાંધો છે ?" મીસ ડડિકરે પૂછ્યું.

"બીજો તો કંઈ નહિ પણ મારે ઘેરથી અહીં સુધી વારંવાર આવવાનું બસનું ભાડું મને ન પોસાય !" ગાંધીએ જવાબ આપ્યો.

"અહં ! મને એ ખ્યાલ જ નહોતો" મીસ ડાડિકરે જરા ઝાંખાં પડીને કહ્યું.

"ઠીક ત્યારે હું જઈશ. હમણાં તો કંઈ નથી ને ?" ગાંધીએ ખુરસી ઉપરથી ઊભા થતાં કહ્યું.

"ના, હમણાં તો કાંઈ જ નથી" મીસ ડડિકરે જવાબ આપ્યો.

અને દર વખતની માફક મોં ઉપર ઘેરી નિરાશા લઈને ગાંધી બહાર નીકળી ગયો. એની પીઠ પાછળ એક ઉનો નિશ્વાસ નાખી, એનું કાર્ડ હાથમાં લઈ મીસ ડાડિકર એકસ્ચેન્જના મોટા હોદ્દેદારની ઓરડીમાં દાખલ થઈ.

"કેમ છો મીસ ડડિકર !" ઑફિસરે પૂછ્યું.

"મઝા મઝા છે." મીસ ડાડિકરે રિવાજ મુજબ જવાબ આપ્યો અને પછી ઉમેર્યું, "મારે તમને એક ખાસ વિનંતિ કરવાની છે."

"હા, બોલો !"

"ઍમ્પ્લૉયમેન્ટ માટે કોઈ જગ્યાના ખબર આવે તો જરા નંબર ૧૨૧૦ ઉપર ખાસ ધ્યાન રાખજો. એનું કાર્ડ મારી પાસે છે. આપની નજરચૂકથી આ નંબર ભૂલાઈ ન જાય એટલું ખાસ કહેવા હું આવી છું"

"નંબર ૧૨૧૦ ! કેમ તમારો કોઈ સગો છે ?" ઑફિસરે નવાઈ પામીને પૂછ્યું.

"ના...સગો તો નહિ પણ જરા ઓળખાણ છે એટલે" મીસ ડડિકરે કાંઈક અજુગતું થઈ ગયું હોય તેમ અચકાતાં કહ્યું.

"ભલે, ભલે, હું એ નંબરનું ખાસ ધ્યાન રાખીશ." ઑફિસરે ખાતરી આપી.

પોતાના ટેબલ ઉપર પાછાં આવીને મીસ ડડિકરે દિવસનું કામ કરવાનો પ્રયત્ન કર્યો પણ આજે એનું મન કામમાં ચોંટે એમ લાગતું નહોતું. ઑફિસરનો સવાલ જ એના મગજમાં ઘુમરીઓ લીધા કરતો હતો : "કેમ તમારો કોઈ સગો છે ?"

"અને એવો સવાલ એને થાય એમાં નવાઈ પણ શું હતી ? મીસ ડડિકરે વિચાર્યું. આટલાં અસંખ્ય નામો રજિસ્ટરમાં નોંધાયાં હતાં તેમાંથી માત્ર આ જ, નામ માટે એણે શા માટે ચિંતા કરવી જોઈએ ! આ સવાલનો જાણે જવાબ ખોળવા માટે મીસ ડડિકરનું મગજ નજીકના ભૂતકાળમાં સરી ગયું.

લગભગ એકાદ વર્ષ પહેલાં આ એચ. કે. ગાંધી (નંબર ૧૨૧૦) પોતાનું નામ નોંધાવવા એમ્પ્લોયમેન્ટ એક્સચેન્જની ઑફિસમાં પહેલી વાર આવેલો ત્યારે તો મીસ ડડિકરનું એના ઉપર ખાસ ધ્યાન નહોતું ગયું. પણ એ પછી બે, એક, બે ને ત્રણ વખત પોતાના કાર્ડ ઉપર નવી તારીખનો સિક્કો




ભરાવવા આવ્યો ત્યારે મીસ ડાંડેકરને એની ગોરી ચામડી, લાંબુ નાક અને એક પ્રકારની ઊર્મિશીલ-તાથી ચમકતી આંખો ગમી ગયાં. તે પછી મીસ ડાંડેકરના મગજમાં એના વિચારો હંમેશ આવવા લાગ્યા—જો કે એ પોતે તો પોતાના કાર્ડ ઉપર નવો સિક્કો ભરાવતી વખતે, એટલે કે દર બે મહિને જ આવતો. મીસ ડાંડેકર હમેંશ કામ કરતાં કરતાં કેટલાયે સમય સુધી ઑફિસના બારણા તરફ જોઈ રહેતી. બીજા લોકોની માફક એ પણ ખાલી પડેલી જગ્યાઓની ભાળ કાઢવા વારંવાર આવશે એ આશાથી પણ બે મહિના પૂરા થયો સિવાય એ કોઈ વાર ઑફિસમાં ન ફરકતો. આની પાછળ શું કારણ હશે એ વિષે મીસ ડાંડેકરે કંઈક કલ્પનાઓ કરેલી અને એક દિવસ તો એવા નિર્ણય ઉપર પણ આવી હતી કે 'એ-સાવ આળસુ હશે અથવા એને નોકરીની કાંઈ પડી જ નહિ હોય,' પરંતુ આજે એને ખરું કારણ ગાંધીના જ મોંએથી જાણવા મળ્યું. જેને બસનું ભાડું પણ ન પોસાય એના ઘરની સ્થિતિ કેવી હશે? મીસ ડાંડેકરને પ્રશ્ન થયો, પણ આ સવાલ એને પહેલી જ વખત થયો હતો તેવું નહોતું. આ પહેલાં પણ મીસ ડાંડેકરને ગાધીની સ્થિતિ જાણવાની ખૂબ જ ઇંતેજારી થઈ હતી, પણ એને માત્ર કલ્પના જ કરીને બેસી રહેવું પડે તેમ હતું કારણ કે એને પૂરેપૂરું ભાન હતું કે કોઈને આ બાબત વિષે સવાલ પૂછવો એ તો અવિવેકની હદ હતી. હા, ગાંધીના બે ત્રણ જગ્યાએથી ફાટેલાં ખમીસ અને તૂટેલાં ચંપલ ઉપરથી મીસ ડાંડેકરને થોડો ખ્યાલ આવેલો ખરો. પણ બસનું ભાડું પણ એ ખર્ચી શકે તેમ નહિ હોય—અને તે પણ પોતાની નોકરી ખાતર—એવી તો એને કલ્પના પણ નહોતી.

પરંતુ માત્ર એની સ્થિતિનો ખ્યાલ આવવાથી શું વળવાનું હતું? મીસ ડાંડેકરના મને સવાલ કર્યો. પણ બીજું એ કરી પણ શું શકે? અત્યાર સુધીમાં એણે ઘણી કાળજીપૂર્વક નવી જગ્યાઓ માટે ધ્યાન રાખેલું પણ માત્ર બી. એ. થયેલાઓ માટે જગ્યા થતી 'તી જ ક્યાં? જે થોડીઘણી જગ્યાઓ કોઈકવાર થતી તે પણ બધી ટેકનીકલ, કોઈ ખાસ કામમાં પ્રવીણ માણસો માટે જ થતી. હા, એક વખત બી. એ. થયેલા ઉમેદવારો માટે માગણી આવેલી ખરી. ને ખૂબ જ હોંશમાં આવીને મીસ ડાંડેકરે ગાંધીને એનું રજિસ્ટ્રેશન કાર્ડ—જે ઉમેદવારને ખાલી જગ્યા થાય ત્યારે બોલાવવા માટે મોકલવાનું હોય તે—મોકલેલું પણ ખરું. પરંતુ ત્યાં કોઈક એમ. એ. થયેલો ઉમેદવાર ફૂટી નીકળ્યો અને ગાંધીને એ જગ્યા ન મળી. આવી પરિસ્થિતિમાં ઘણીવાર તો મીસ ડાંડેકરને એમ પણ થઈ જતું કે પોતાની એમ્પ્લોયમેન્ટ એક્સ્ચેન્જની જ નોકરી ગાંધીને આપી દે! પણ તરત જ એને શાળામાં ભણતી પોતાની બે બહેનો અને વિધવા માનો વિચાર આવતો અને એના હૃદયમાંથી ઊંડો નિશ્વાસ નીકળી જતો. 'એવો ત્યાગ તો માત્ર સીનેમામાં જ શક્ય છે: ખરી દુનિયામાં નહિ'—એને વિચાર આવતો.

આવા વિચારોની ભૂલભૂલામણીમાં અટવાઈ ગયેલી મીસ ડાંડેકરના કાને અચાનક ઑફિસના બીજા એક કારકુનનો અવાજ આવ્યો: "મીસ ડાંડેકર! આ ઉમેદવારોનાં કાર્ડો કાઢી આપોને—તમારી પાસે હોય એમ લાગે છે. મારી પાસ નથી." અને મીસ ડાંડે-કરની વિચારજાળ પૂરેપૂરી ગુંથાય એ પહેલાં જ કપાઈ ગઈ.

આમ ને આમ ગાંધીને માટે કાંઈ પણ જગ્યા વગરનો દોઢ મહિનો પસાર થઈ ગયો. એક દિવસ 'હવે તો ગાંધીને ફરીવાર જોવાના ફક્ત પંદર જ દિવસ બાકી છે' એવા વિચારે ખુશ થતી મીસ ડાંડેકર પોતાની ખુરસી ઉપર બેઠી હતી ત્યાં અંદરથી પેલા ઑફિ-સરે તેને બોલાવી.

"જુઓ આ બોમ્બે ગવર્નમેન્ટના મજૂર-ખાતામાંથી માગણી આવી છે. બી. એ. થયેલા માણસો જોઈએ છે. તો ઉમેદવારોનાં કાર્ડો તેમનાં સરનામે આજે

શશાંક

> ફૂલોનું આગવું વ્યક્તિત્વ હોય છે એ આ ગીતનાટિકામાં કેવું સરસરીતે ગુંથાઈ ગયું છે! ફૂલના ઉત્સવ જેવી વસંતઋતુ એની માદક અસર મૂકીને હજુ તો હમણાં જ ગઈ છે ત્યારે એને વિદાયમાન આપે તેવી અમદાવાદ રેડિયોના સદ્ભાવથી મૂકેલી આ ગીતનાટિકા વધુ પ્રાસંગિક થઈ પડશે.

પ્રથમ અવાજ: આહાહા! કેવું સુંદર ખીલ્યું છે આ ઉપવન! જાણે ફૂલો બધા મેળે આવ્યાં છે.

બીજો અવાજ: (સીતકારો કરીને) શીત્! શીત્!

અવાજ ન કરો જોયા કરો ચૂપચાપ એ કુસુમોત્સવને:-

જામ્યા મીઠા ઉપવનમહીં પુષ્પના હર્ષ-મેળા
ગાને તાને ભ્રમણ કરતા જો મળ્યા ભૃંગ ભેળા
ગૂંજી ઊઠ્યાં ગિરિશિખર એ ગાનના જોશ ઘોષે
નાચી ઊઠ્યાં ઝરણ મધુરાં રીસતાં મિષ્ટ રોષે
આવો ધીરે પદરવથકી રંગ એ રોળશો ના
છોડી જાજો અણગમ્યું થતાં છંદ એ તોડશો ના
ઇચ્છા યાચે ગ્રહણ કરજો નિર્મળા પ્રેમ-પાઠ
કે બીજાને સુખ અરપવું છોડી સર્વે ઉચાટ.

પ્રથમ અવાજ: પે...લું લજાતું, શરમાતું, વળ ખાતું કોણ આવે છે?

બીજો અવાજ: એ તો છે લજામણી. શીત! સાંભળો!

(લજામણી ગાતી આવે છે.)

લજામણી: હું તો નાજુકડી નમણી લજામણી
અંગઅંગ મારી લજાય
સ્પર્શે સ્પર્શે તે ઢળું ધ્રૂજે વળ ખાઈ ખાઈ
મનની વણમાગી રહી જાય—
કોઈ ક્યાંથી જાણે
એ દુઃખ ક્યાંથી જાણે
રે કોઈ ક્યાંથી જાણે
જાણે શું હૈયામાં થાય!
શિરતે ધડેલ મારી નાની પાંદડીઓ ને

---

તમે જ મોકલી આપજો. મારે જરા બહાર કામે જવાનું છે." ઑફિસરે કહ્યું.

"બહુ સારૂં" ખૂબ જ ખુશમીજાજમાં આવીને મીસ ડાંકરે જવાબ આપ્યો. અને પછી વર્ણવી પણ ન શકાય તેટલા આનંદમાં આવીને એણે પહેલું જ નંબર ૧૨૧૦, એચ. કે. ગાંધીનું કાર્ડ એને સરનામે મોકલી આપ્યું. અને એ કાર્ડની ખાલી જગ્યામાં 'તરત જ આવી જાઓ' એવું લખવાનું પણ ન ચૂકી.

એ પછીના ત્રીજે દિવસે 'હમણાં ગાંધી આવવા જોઈએ' એવો વિચાર કરતી એ બેઠી હતી ત્યાં પટાવાળો ટપાલ લઈને આવ્યો. ઑફિસની ટપાલ જોવાનું કામ પણ મીસ ડાંડેકર જ કરતી. પહેલું, બીજું અને ત્રીજું પરબીડિયું ખોલતા અંદરથી એચ. કે. ગાંધીને પોતે જ મોકલેલું કાર્ડ અને એક કાગળની ચબરખી બહાર પડ્યાં. કાર્ડ પાછું ફરેલું જોઈને ખૂબ જ આશ્ચર્યથી મીસ ડાંડેકરે પેલી ચબરખી ખોલી. અંદર કોઈક બીજાના અક્ષરો દેખાયા. ભાંગ્યા-તૂટ્યા અંગ્રેજીમાં થોડી લીંટીઓ લખી હતી:

"સાહેબ,

તમે મોકલેલું કાર્ડ પાછું મોકલું છું. એ જરાક મોડું પડ્યું. બે દિવસ પહેલાં અમને મળ્યું હોત તો મારા ભાઈને એ કદાચ બચાવી શક્યું હોત. હવે એની કોઈ દિવસ જરૂર નહિ પડે.

લિ.
સુશીલા ગાંધી."

મીસ ડાંડેકરે કાર્ડ પાછું ટેબલ ઉપર મૂક્યું ત્યારે એની ઉપર બે મોટાં આંસુનાં ટીપાં પડેલાં હતાં.

★



ડાંખળીઓ ડોલી હરખાય
લીલુડાં રંગીલાં રંગ અંગે સોહતી
લજ્જામાં સઘળું છુપાય
કોઇ ક્યાંથી જાણે
એ દુઃખ ક્યાંથી જાણે
રે કોઈ ક્યાંથી જાણે
જાણે શું હૈયામાં થાય ?
વસમી છે વેદના કોને કહેવાનું મારે
કોણુ મારો દુઃખભાગી થાય
ભૃંગોના ગુંજનમાં મસ્તી માણું છતાંય
મોઢામાં શબ્દો અટવાય
કોઇ ક્યાંથી જાણે......
એ દુઃખ ક્યાંથી જાણે.

પ્રથમ અવાજ: સુંદર! 'લજ્જામાં સઘળું છુપાય' સુંદર! અરે! આ બીજું કોણુ આવ્યું ?

બીજો અવાજ: જીવન-જુદ્ધે થાકી ગયેલાંને સંધ્યા વીત્યે સુગંધના જામ પાતી રાતરાણી, નિશિગંધા.

(રાતરાણી ગાતી ગાતી આવે છે)

રાતરાણી: રૂમઝુમતી રૂમઝુમતી રૂમઝુમતી...
હું રાતરાણી
ગંધ માણી ગયતાં પ્રાણી, રાતરાણી
દિનમાં છાની, રાતની રાણી, રાતરાણી
તાપથી તપ્યાં આવતાં પ્રાણી (૨)
રાતના આવું, તાપ નિવારૂં
વાસ વેરીને થાક ઉતારૂં
રંગ લીલો,
રંગ લીલો જીવ રંગીલો
વાયુ વાતાં ઝૂલતું ઝૂલો
મસ્તી માણું માનવી સાથ
રાજી રાખું પ્રાણી...હું રાતરાણી

પ્રથમ અવાજ: 'દિનમાં છાની, રાતની રાણી રાતરાણી' અહાહા! પે . લું કોણુ ?

બીજો અવાજ: શરાબી રંગ, નવાબી ઢંગ જાણે મોગલાઈ વિલાસિતાનું આકળબિંદુ–ગુલાબ. સાંભળો !

(ગુલાબ ગાતું ગાતું પ્રવેશે છે.)

ગુલાબ: મ્હેકું મીઠું
ગુલાબ મ્હેકું મીઠું
ગુલાબી મીઠું મીઠું મ્હેકું હું તો મીઠું મીઠું
આવતા રે મારા રૂપે રંગાઈ જવા માનવી
ચૂંટતા ચૂમતા મમતા ખતારી જવા અવનવી
એના હોઠે,
એના હોઠે ન મારું તમે જાદુ દીઠું ?...ગુલાબ
રંગ ગુલાબી, ગુણુ નવાબી, રૂપ વિલાસી
પ્રેમના પ્યાસી તાપના ત્રાસી, આવતા નાસી
એના હૈયે,
એના હૈયે દેવાનું મારે દુઃખ મીઠું...ગુલાબ

પ્રથમ અવાજ: 'એના હોઠે ન મારું તમે જાદુ દીઠું ?'

બીજો અવાજ: અહાહા! 'એના હૈયે દેવાનું મારે દુઃખ મીઠું'
ક્યા ખૂબ! અહાહા!!

પ્રથમ અવાજ: પેલું કોણુ આવે છે આ ઉત્સવે જોડાવા ?

બીજો અવાજ: વિલાસિનીના નાકની નથના મોતી જેવું બકુલ.

(બકુલ ગાતું ગાતું આવે છે.)

બકુલ: હું તો ફૂલડું નાનકડું બકુલનું
નાનકડું, નાજુકડું મસ્તીભર્યું...હું તો
નાનકડી કાય મારી નાજુક લટકાળી
મીઠી સુગંધ મારી મધુરી મધવાળી
નાનું છતાંયે અણુમૂલ હું...રે...હું તો
જેમ જેમ દુઃખ પડે કાયા સુકાયે
તેમ તેમ વાસ મારી ઝાઝેરી થાયે
એકસ એ ગુણ વાળું ફૂલ હું ..રે...હું તો





વૃક્ષ એ વિશાળ તણી નમ્ર હું પ્રસાદી
કલાવંત વાન મારો છતાં તો ય સાદી
માનવને હૈયે વણમૂલ હું...રે...હું તો

પ્રથમ અવાજ : 'જેમ જેમ દુઃખ પડે'... અદ્‌ભુત 'વાસ મારી ઝાઝેરી થાયે' સાબાશ અરે! આ તો કેવડો!

બીજો અવાજ : હા. વિષધરની વિકરાળતા ભૂલાવનાર. કેવડો!

(કેવડો પ્રવેશે છે)

કેવડો : હું તો

હું તો કેવડો સુવાસે ભર્યો
નિતનિત મહેક્યા કરું
નિતનિત મહેક્યા કરું.
પાંદડીની ધારે મારે કાંટા ભરેલા
અંદરે કુમાશભર્યાં તકિયા જડેલા
કોઈ આરી દુભવી ન જાય
કાજે એની રક્ષા કરે
કાજે એની રક્ષા કરે
નિત નિત રક્ષા કરે...હું તો

આવી આવી મસ્ત થાય વિષધર વિનાશી
શુઝવતા વાસતૃષા શાંત થઈ વિલાસી

ગંધ મારી જાદુ કરી જાય
ઝેર ભર્યાં જંતુ પરે
ઝેર ભર્યાં જંતુ પરે
સર્વ કોઈ જંતુ પરે.

પ્રથમ અવાજ : અહા! મસ્ત થઈ જવાયું. એના ગીત પમરાટે. 'નિત નિત મહેક્યા કરું' વાહ વાહ

બીજા અવાજ : જુઓ પે...લું આવે કમળ, જાણે જળસુંદરી, પદ્મિની એના પૂર્ણયૌવાને પહોંચી છે. સાંભળો.

કમળ : (કમળ ગાતું ગાતું પ્રવેશે છે.)

હું છું શતદલ કમલ કલિ
હું તો રંગે રૂડી
હું તો રૂપે પૂરી
હું તો રંગે રૂપે પદ્મિની

શોભે મારી પાંદડીઓ...હું તો રંગે રૂડી
પ્રાતઃકાલે ભાનુ આવે, પૂર્વાકાશે રંગ લાવે
પંકમાંથી જન્મી તોયે અંગ મારું સ્વચ્છ સોહે
એનો મેં તો રંગ હર્યો......હું તો
ભીંજવે ના જલકણીઓ...હું તો
ભૃગ કોચે કાષ્ટ, કિન્તુ રાખું એને બંધમાં હું
બંધનમાં જાદુ ભર્યો ..હું તો રંગે રૂડી

પ્રથમ અવાજ : અરે! આ સિતારના સમુહ વાદન જેવો ઝણઝણાટ ક્યાંથી આવે છે! પે...લું શું?

બીજો અવાજ : એ છે ભૃંગદળ એના વિના કુસુમોત્સવ વળી શોભે?

(ભૃંગદળ પ્રવેશે છે.)

ભૃંગદળ : ફાલ્ગુની ફૂલડાંની સંગે
આવો મળી! નર્તાએ છંદે છંદે
આચ્છાદ્યું જો અરુણે આકાશ
જાણે ફાલ્યો વિશ્વનો પલાશ
પશ્ચિમના વાયુ મીઠા વાયે,
ઉપવને વાસળીઓ ગાયે
કુદડાંની જોડી-શા આનંદે ઉમંગે
—ફાલ્ગુની

ઝૂમી રહી જોને ફૂલ-ડાળી
નવીન યૌવને મતવાલી
વેલી પેલી લળી લળી સ્પર્શે
તરુ-બાહુ મદભર્યા હર્ષે
જીવને યૌવને છાંટયા- રંગે રંગે

પ્રથમ અવાજ : અ...હા. હવે તો પૂરેપૂરો મેળો જામ્યો. જુઓ તો ખરા એક એક ફૂલ




અને એક એક ભ્રમર ગોઠવાઈ ગયાં, જાણે રાસ રમશે.

બીજો અવાજ : હા, રાસ જ રમાતો લાગે છે. સાંભળો.

(ફૂલ તથા ભૃંગ સમુહગીત ગાય છે.)

ફૂલ : વાણી છે કામણગારી
રે ભમરા તારી, વાણી છે કામણગારી,

ભૃંગ : ફોરમે સુધબુધ હારી
રે ફૂલડા તારી ફોરમે સુધબુધ હારી,

ફૂલ : વાણી છે કામણગારી
રે ભમરા તારી, વાણી છે કામણગારી,

ભૃંગ : ફોરમે સુધબુધ હારી
રે ફૂલડા તારી ફોરમે સુધબુધ હારી,

(ચંપાનો પ્રવેશ થતાં એકાએક સર્વ અટકે છે.)

પ્રથમ અવાજ : શું થયું ? કેમ રંગમાં ભંગ પડ્યો ?

બીજો અવાજ : હમણાં સમજાશે. જરા જોયા કરીએ શું થાય છે તે. આ તો સુવર્ણ-ચંપો આવેલ દેખાય છે.

(ચંપા-ફૂલ ગીત ગાતું ગાતું નજીક આવે છે.)

ચંપા-ફૂલ : સુગંધી છવાય રૂપ ઢાંક્યુ ના ઢંકાય
વનરાજી પત્ર પુષ્પે યોગી હું મણાઉં
હું તો સોનેરી ચંપો કહેવાઉં
સોને સુગંધ ભળ્યા જેવું હું ફૂલડું
રૂપે સુગંધે સોહાઉં
જપ તપની સાથ જ્ઞાન પામેલા યોગી જેવું
ઉત્તમ હું ફૂલડું ગણાઉં
મારે હૈયે સંયમની સુગંધ
મારો સોનેરી રંગ, મારું ઘાટીલું અંગ
હું તો સોનેરી ચંપો કહેવાઉં
વિલાસે વણસેલી વાસના ન મુજને
સુકી ડાંખળીએ મલકાઉં
કોક કોક વાર જાગે જીવનના રંગ રાગ
કોક વાર થોડું લલચાઉં
મારે હૈયે સંયમની સુગંધ...

(સર્વ ભમરા દૂર ખસતા જાય છે)

ચંપા તુજમાં ત્રણ ગુણો રૂપ, રંગ ને વાસ
પણ અવગુણ છે એટલો કે ભ્રમર ન આવે પાસ.

ચંપો: આહ ! (માથું પકડે છે.)

પ્રથમ અવાજ : કેમ શું થયું ચંપાને ?

બીજો અવાજ : રૂપ રંગ અને વાસ ત્રણે ગુણ છે પણ એને માણનાર ક્યાં ? વ્યર્થ છે સર્વોત્તમ-પણું જો રસરાજ ન હોય પાસે તો.

પ્રથમ અવાજ : હવે ?

બીજો અવાજ : સાંભળો ચંપો શું કહે છે તે.

(ચંપો ગાતો ગાતો વિદાય થાય છે.)

શાને દુઃખ મનમાં કંઈ લાવું ?
શાને દુઃખ પરને દઈ જાવું...શાને
જપ તપ સંયમ માર્ગ મારો
અવર જીવનથી જુદું
વણ સમજે શીદ ક્ષોભ પામવો
પરકાર્યે ગણી ઊંધું, આવું...શાને
સ્થાન પામ્યાં જે શિર ક્ષીણ ચંદ્રિ
સ્વર્ગ-હારી સુર-સરિતા
વિષ, વિષધર જે કંઠ વિરાજે
એ શિવપદ શીદ ઢળી ના જાવું ?...શાને
મુજ નિર્મિત્ત જે શિવપદ, જોઈ
સુખમય હો ! કલ્લોલો
તનમન માન્યા લલિત રાહ પર
મગન મસ્ત થઈ ડોલો...ના હું દુઃખ મનમાં કંઈ લાવું.

પ્રથમ અવાજ : આહા ! શી ઉદાર ભાવના ! શું ઉદાર મન ! !

બીજો અવાજ : જરૂર ધન્ય છે એ ઉદારભાવી ચંપાને, જે બીજાના રસ્તાની આડે ન આવતાં તેમને





'રસમગ્ન રહો' એવી શુભેચ્છા આપી સ્વેચ્છાએ દૂર ખસી જાય છે બીજાને માર્ગ આપવા.

પ્રથમ અવાજ : ક્યાં જશે એ ભક્તહૃદયી!

બીજો અવાજ : એણે જ તો કહ્યું કે જ્યાં ક્ષીણ થયેલ ચંદ્ર, સ્વર્ગ હારેલી ગંગા જગતે ત્યાગેલ વિષ અને વિષધર સર્પ જેમના શરણમાં સમાઈ શક્યાં છે ત્યાં ભગવાન શિવના ચરણમાં એ જશે.

પ્રથમ અવાજ : એ શિવપદે આપણે સૌએ એક ને એક દિવસે તો પહોંચવું છે જ ત્યાં એ જશે. પોતાની વૃત્તિ, પ્રવૃત્તિઓને સંયમમાં રાખીને. ધન્ય છે એ જપ તપ પ્રેમી ચંપાને.

બીજો અવાજ : હા, અને એણે જ તો કહ્યું છે કે 'તવ મન માન્યા લલિત રાહ પર મગન–મસ્ત થઈ ડોલો.'

પ્રથમ અવાજ : એ એને રસ્તે ગયું. હવે આ કુસુમોએ એમને રસ્તે જવું જ રહ્યું.

બીજો અવાજ : જવું જ રહ્યું શા માટે! જઈ જ રહ્યાં છે. ભગવાન કૃષ્ણે રચેલી જાણે રાસલીલા સાભળો!

(કુસુમો તથા ભૃંગનું સમુહ ગાન–નૃત્ય)

ફૂલ : વાણી છે કામણગારી
હે ભમરા તારી વાણી છે કામણગારી.

ભૃંગ : ફોરમે સુધબુધ હારી મેં–ફૂલડા તારી ફોરમે
સુધબુધ હારી.

ફૂલ : તારી તે વાણીમાં ગુંજન મધુરાં ને
જીવન રંગેરંગ જાગે
ઓલે ચડે મારી કુમળી પાંદડીઓ ને
નવલું પ્રભાત થાતું લાગે રે ભમરા તારી

ભૃંગ : ફોરમનો ફાલ આવે અંતરમાં ઊર્મિનો ને
જગવે આછેરાં મીઠાં ગાન
ફોરમની ફૂટ લાધે શ્વાસે શ્વાસે મારે
જાગે અણુપ્રીછ્યાં સધાન રે...મેં ફૂલડાં તારી

ફૂલ : એ રે ગાને તે તારે, નાચે વનવાટિકા
ને પર્વતમાં યે જાગે પ્રાણ
એ રે ગીતોની પાંખે બેસીને ઊડવા
અંતરમાં જાગતું તુફાન રે...રે ભમરા તારી.

ભૃંગ : કુમળી પાંદડીઓની વસમી કુમાશ
જેની પરશે પરમાનંદ લાધે
છોડયાં છૂટે ન એનાં બંધન નાજુકડાં
ને વણછોડયે વેદનાઓ વાધે મે ફૂલડા તારી

બન્ને અવાજો : સર્વ ગયાં ચાલો ભાઈ! આપણે પણ જઈએ. ફૂલોએ બતાવેલ રીતે પરપીડન ન કરતાં, સૌ સૌને રસ્તે શિવપદ પ્રાપ્ત કરવા યથાસંભવ પ્રયત્ન કરીએ.

★

# ભીતર–બહાર

હા! હગ્યોરિમ પ્રખર સહરા–આતપોના ઉનાળે,
ચંચિતોરિમ વ્રજ વસનતી ગોપીઓ કૃષ્ણત્યાગી;
હગ્યે ત્યાગે ઉર ઉપરના ઘોર ડાઘો વિશેષ
ત્યાગે હગ્યે ભીતર ઉરના સૂક્ષ્મ ભાગો અશેષ!

અજ્ઞાત

# આફ્રિકાની ધરતી ઉપર

ઈશ્વરલાલ મો. દવે

મધ્યાહ્‌ન નમતો હતો, એડનની ગરમી હજી શરૂ થતી હતી. તા. ૧૭-૩-૫૪ને રોજ ઈથીઓપીઅન એરવેઝમાં જીબુટી જવાને રવાના થયો. હવાઈ મથક ઉપર મણિભાઈ શેઠ મૂકવાને આવેલા. એમની વિદાય લેતા મન વિષાદમાં ઘેરાતું હતું.

ભારતી સંઘના પ્રચાર-વિકાસ અર્થે ગયેલા સંઘના સંચાલક આ પ્રવાસ-પત્રમાં એડનથી આફ્રિકામાં પ્રવેશ કરતાં સુધી વચ્ચે જીબુટી, દીરદવા, એડીસ-અબાબા વગેરે સ્થળોનો જે ચીતાર આપે છે એથી આ પ્રવાસ-પત્ર રસિક બન્યો છે. હવે પછી આફ્રિકાના યુગાન્ડા પ્રાંતનું પ્રવાસ વર્ણન . આવશે.

દોઢ બે કલાક પછી જીબુટી આવ્યું. ફ્રેંચોનું આ સંસ્થાન. અહીં કોઈ ઉદ્યોગ નથી. અહીં કોઈ કારખાનાં નથી. વરસાદ નહિ જેવો. આ સંસ્થાનની વસ્તી લગભગ એંસી હજારની. એમાં ચાલીસ હજાર એકલા જીબુટીમાં જ રહે. શહેરની રચના, બાંધણી સુંદર છે. એરોડ્રોમ ઉપર કેશુભાઈ કામદાર અને નંદલાલભાઈ આવેલા. એમને નજરે તો કદી જોયેલા નહિ પણ દૂરથી એમણે હાથ ઊંચો કર્યો. એમનો આદર ભાવ જોઈને મન પ્રભુની કૃપા યાચી રહ્યું.

આટલે દૂર જ્યાં પરસ્પરની કાંઈ ઓળખાણ નહિ ત્યાં આવો સ્નેહ જોઈને મનમાં આનંદ થયો. સાંજે મૉટરમાં દૂર સુધી ફરવા ગયા. મૉટર આપણે ત્યાં ડાબી બાજુ ચાલે. અહીં રસ્તાની જમણી બાજુએ મૉટર ચાલતી હતી. મારાથી સહજરીતે પૂછાઈ ગયું: અકસ્માત થઈ જશે. ખોટી સાઈડમાં કેમ જાય છે? મારું અજ્ઞાન થોડીવારમાં જતું રહ્યું. ફ્રેંચ સંસ્થાનોમાં આવો જ નિયમ છે.

થોડે દૂર ગયા ત્યારે એક સૂકી નદીને કાંઠે નાની નાની વાડીઓ જોઈ. દેશમાં જેમ વીરડા કરીને વાઘરીઓ શાક-ભાજી કરે તેમ અહીંના લોકો કરે છે. અહીં આપણાં તમામ શાક-ભાજી થાય છે. મીઠાં ને સ્વાદમાં પણ દેશ જેવાં. અહીંની આબો-હવા પણ દેશ જેવી.

આ બંદરનું મહત્વ કેવળ લશ્કરી દષ્ટિએ છે. એ સિવાય આ સંસ્થાન રાખવાનું કાંઈ કારણ નથી. દરિયા કાંઠો સુંદર છે. અહીં તમામ દેશનું ચલણી નાણું છુટથી મળે છે. એનો જ વેપાર મુખ્ય છે. સોનું પણ સાવ સસ્તું. દેશમાં ૮૦-૮૫નો ભાવ હોય જ્યારે અહીં માત્ર ૫૫-૬૦ રૂપિયા એની દાણચોરી પણ સારા પ્રમાણમાં થાય છે.

આપણા ભાઈઓનાં ઘર ૨૫-૩૦ જેટલાં છે. સૌ સુખી છે, સંપ પણ સારો છે. નાની એવી શાળા છે, એના શિક્ષક સંસ્કારી, મહેનતુ લાગ્યા. આપણા તહેવારો સારી રીતે ઉજવાય છે.

જીબુટી એટલે આફ્રિકાનું પ્રવેશદ્વાર. એશિયાની ભૂમિ છોડીને એક નવા જ ખંડમાં આવી પડ્યો. મનમાં કેમે કરીને ગોઠવાય નહિ. આ પ્રદેશ જોવાની મનમાં ઘણી ઝંખના હતી. ફ્રેંચ સોમાલી લેંડ આ સંસ્થાનને કહેવાય છે. ઊંચો, કાળો ને શરીરે સશક્ત એવો સોમાલી અને સોમાલી સ્ત્રી! કાંઈ જુદી જ માટીની એ સર્જાઈ છે: નિર્ભય અને આઝાદ.

અહીં બે મીશનરી સ્કૂલ છે. એક સરકારી શાળા ચાલે છે. કેળવણી મફત આપવામાં આવે છે. આ પ્રદેશ જાણે હજારો વર્ષ આપણાથી પાછળ હોય તેમ દેખાય છે. આફ્રિકાને અંધારીઓ ખંડ કેટલાક કહે છે. મને આ બાજુ ફરતા એ વાત સમજાઈ. અહીં આ પ્રદેશમાં પ્રકાશનાં કિરણો હજી આવ્યાં નથી. અમાસનો અંધકાર છવાયેલો દેખાય છે.

અહીં એક દિવસ રહેવાનો મારો કાર્યક્રમ હતો. એ દરમ્યાન જે. કોઠારી કંપની વાળા સુમનભાઈ અને જયંતભાઈની સંસ્કારી બાંધવ બેલડીનો પરિચય થયો. એમનું સ્મરણ મારા મનમાં રહી ગયું.





કેશુભાઈ કામદાર અને નંદલાલભાઈ તો મેં જીજીગામાં પગ મૂક્યો ત્યારથી દીરદવા જવાને રવાના થયો ત્યાં સુધી સાથે જ હતા. એમના પ્રેમે મારા અહીંના પ્રવાસને સફળ કર્યો. એ બધા ભાઈઓની મીઠી વિદાય લઈને બીજે દિવસે દીરદવા જવા રવાના થયો. મારા મનમાં જીજીગાની મધુરી સ્મૃતિ ઘૂંટાતી હતી.

× × ×

બે કલાક પછી અમારું હવાઈ જહાજ દીરદવા પહોંચ્યું. એરોડ્રોમ ઉપર રતિભાઈ, મનસુખભાઈ વગેરે ભાઈઓ આવેલા હતા. અહીંથી પ્રદેશ બદલાતો હતો. હવે ઇથિયોપીઆની સરહદ આવતી હતી. પહેલા આ પ્રદેશ ઈરીટ્રીઆ કહેવાતો. પણ બીજી લડાઈ પછી એબીસીનીઆના રાજાને આ પ્રદેશ સોંપવામાં આવેલ છે. કસ્ટમની નાની શી વિધિ કરીને શહેરમાં આવ્યા. અમારી મોટરગાડી દોડી જતી હતી. ત્યાં નજર દૂર જાણે હવામાં ઊડતી હોય તેવી ઘોડાગાડી ઉપર પડી. અહીં ઈટાલીઅનો વર્ષો સુધી રાજ કરી ગયા છે એની સ્મૃતિ અનેક રીતે સચવાઈ રહી છે. આ ઘોડાગાડી રોમન સમયની યાદ અપાવે તેવી હતી. બેઠા ઘાટની આપણે જેને રથ કહીએ છીએ તેવી. ઘોડા જુઓ તો અલમસ્ત. એમાં બે માણસ બેસી શકે. અહીંની ભાષામાં એને બાગુર કહે છે. જોતાં જ મને એ ગમી ગયુ. પછી તો એકવાર એની મઝા માણવા એમાં મુસાફરી પણ કરી. એટલા વેગથી ગાડી દોડે કે આપણને, એ ક્યાંક ઊંધી વળી જશે તેવો ડર લાગે.

અહીં પહેલો વરસાદ જોયો. ધોધમાર વરસાદ પડ્યો. મનમાં તાજગી આવી ગઈ. ગામની વચ્ચે નદી છે. વરસાદ આવે ત્યારે જ પાણી આવે. એ પછીના દિવસોમાં સાવ કોરી. પાણીનું પૂર આવે ત્યારે વહેવાર બંને બાજુ થંભી જાય. એ ઉપર હજી પૂલ નથી બંધાવેલો.

ગામની વચ્ચે નાનો પણ સુંદર બાગ છે એની બાજુમાં જ નિશાળનું આલીશાન મકાન છે. એમાં લાયબ્રેરી છે. અને દર રવિવારે ગામના સૌ ભેગા થઈને સ્કૂલના મુખ્ય હૉલમાં પ્રાર્થના કરે. હું ત્યાં હતો ત્યારે રવિવાર આવેલો. મને આ કલ્પના ગમી ગઈ સંસ્કાર ને એકતાની ભાવના માટે આવી પ્રાર્થના સારું કામ આપે છે. અહીં સ્કૂલમાં ઠીક વિદ્યાર્થીઓ છે. શિક્ષક પતિ–પત્ની સંસ્કારી છે કેળવણીની દૃષ્ટિવાળા છે અને સ્વભાવે મિલનસાર ને ઉદ્યમી છે. બાળકોના વિકાસ માટે સારો શ્રમ લઈ રહ્યા છે.

બીજે દિવસે બપોરના અમે હરર જોવા ગયા. દીરદવાથી ઠીક ઠીક દૂર એવું આ ગામ ઊંચી પહાડી ઉપર આવેલું છે. એની ઊંચાઈ પાંચ હજાર ફૂટ છે. જૂની રાજધાનીનું આ ગામ. ઈટાલીઅનોએ મજાનું બંધાવેલું છે. ત્યાંની એક અદ્યતન હોટલમાં કૉફી પીધી. ઠંડી હવા હતી. બહાર વરસાદ પડતો હતો. દીરદવાથી હરર સુધીનો રસ્તો પહાડની ગોદમાંથી ચાલ્યો જાય છે. ચારે બાજુ ઊંચા ટેકરાઓ, નાના નાના પાણીના ધોધ અને લીલુંછમ ઘાસ આવી રમણિયતા જોઈને મન નાચી ઊઠ્યું.

વચ્ચે એક સુંદર સરોવર આવ્યું એનું નામ હરમાયા કહેવાય છે કે આજના ઈથોપીઆના રાજા હેલસલાસી જ્યારે નાના હતા અને અહીં રહેતા હતા ત્યારે એકવાર આ સરોવરમાં હોડીમાં ફરતા હતા. અને હોડી અકસ્માત ઊંધી વળી ગઈ. કિશોર હેલસલાસીને મૃત્યુ હાથ–વેંતમાં દેખાયું પણ ભાગ્યનું નિર્માણ જુદું જ હશે પુરુષોત્તમ મીસ્ત્રી કરીને સૌરાષ્ટ્રનો એક કોંટ્રાક્ટર. એણે આ દૃશ્ય જોયું. એ પાણીમાં કૂદી પડ્યો. કિશોર રાજવીનો જાન બચાવ્યો. જ્યારે વર્ષો પછી હેલસલાસી રાજગાદી ઉપર આવ્યા ત્યારે એમણે આ મીસ્ત્રીની ઘણી કદર કરી સન્માન કર્યું.

દીરદવા છે તો નાનું ગામ. પણ સુંદર છે! આપણા




ભાઈઓના હાથમાં વેપારની ચાવીઓ છે. સારું કમાયા છે. અને સંપની ભાવના કેળવી શક્યા છે. એ. બ્રીસ કંપનીમાં પણ થોડાક સંસ્કારી ભાઈઓ છે. કાંતિભાઈ અને એમના સાથીઓ સ્મરણમાં યાદ રહી ગયા છે.

મનસુખભાઈ, રતિભાઈ વગેરેની લાગણી ને સ્નેહ ભૂલ્યા ભૂલાય તેમ નથી.

ત્રણ દિવસ અહીં રહીને એડીસ-અબાબા જવા માટે રવાના થયો.

× × ×

બપોરનો સમય હતો. જ્યાં નજર કરું ત્યાં પહાડ સિવાય કંઈ દેખાય નહિ. અમારું હવાઈ જહાજ ઊંચે ને ઊંચે જતું હતું. વાદળની ઘટાટોપ જામી હતી. હવાઈ જહાજ ઘડી ઊંચું, ઘડી નીચું એમ માર્ગ કાપતું હતું. આથી ઘણા મુસાફરોને ઉલટી થવા લાગી. વાતાવરણ જરા ગમગીનીભર્યું બન્યું. બહાર કુદરતનું ઐશ્વર્ય રેલાતું હતું. અંદર ગમગીની. કેવી કરુણા !

થોડીવારે એડીસ-અબાબા આવ્યું. આ શહેરનું ટૂંકું નામ એડીસ છે. હવાઈ જહાજમાંથી બહાર આવ્યો ત્યારે ઠંડી હવાનો સપાટો શરીરને વિંટળાઈ વળ્યો. ઘડીવાર શરીર ધ્રૂજી ઊઠયું. મને પહેલી જ વાર, કોઈ જુદા હવામાનમાં આવ્યો છું તેવું ભાન થયું. દરિયાની સપાટીથી ૮૦૦૦ ફીટ ઊંચાઈએ આ શહેર આવેલું છે. એડનનું અને અહીંનું હવામાન ! કેટલું અંતર ! ઘડીભર થયું કે હું માંદો પડી જઈશ. આવી ઠંડી શે સહેવાશે ? આવા વિચારમાં હતો ત્યાં સામે જરા દૂર એડનવાળા મણિભાઈ શેઠના ભાઈ રતિભાઈને અને દલુભાઈ વાળીઆ તથા બીજા સ્નેહીજનોને જોયા. અજાણ્યા સ્થળનું એકલવાયાપણું દૂર થઈ ગયું. રતિભાઈને ઘણા વરસ પછી મળતો હતો.

અહીં કસ્ટમની વિધિ પતાવીને અમે મૉટરમાં બેઠા. ઘડીભર તો મને વાત કરવાની હોશ ન રહી. ઠંડીથી મારું શરીર ધ્રૂજતું હતું. રતિભાઈ એ પામી ગયા. ગરમ ઓવરકોટ પહેરી લીધો.

અમારી મૉટર દોડી રહી હતી. હું મુગ્ધ ભાવે શહેરની રચના જોઈ રહ્યો હતો.

આ એડીસ-અબાબા ! એડીસ-અબાબાનો અર્થ નવું સુખ. અહીં સલ્તનત ઉથલી પડી હતી અને ફરી સ્થપાઈ હતી. ઈટાલીઅનોએ વર્ષો સુધી રાજ્ય કર્યું અને શહેરની રોનક બદલાવી નાખી. એમની મહેચ્છા તો આખી પ્રજાનું લોહી જ બદલાવી નાખવાની હતી. અને એ પ્રયોગ એમણે મોટા પાયા ઉપર કરેલો. દરેક ઈટાલીયનોએ અહીંની સ્ત્રીઓને ઘરમાં રાખેલી અને એનાં બાળકો આજે ચોતારાના નામે ઓળખાય છે.

સાંજ પડી હતી. અમે એક ઊંચી ટેકરી ઉપર ફરવા ગયા. રસ્તાની બંને બાજુ યુકેલીપ્ટ્સના ઊંચા ઊંચા ઝાડો ઊભા હતા. મેલેરીઆના રક્ષણાર્થે આ ઝાડોનો ઉછેર મોટા પાયા ઉપર કરવામાં આવેલ છે.

નાની-મોટી ટેકરીઓ વટાવીને અમારી ગાડી દોડી રહી હતી. સંધ્યા ખીલી હતી. અને સૂરજ ડૂબતો હતો. એક ઊંચી ટેકરીની ટોચ ઉપર ડૂબતો સૂરજ એવી રીતે ગોઠવાઈ ગયેલો જોયો છે એ દૃષ્ય આંખ સામેથી આજે પણ ખસતું નથી. આબુનો સૂર્યાસ્ત જોયો છે, રંગુનના સરોવર કાંઠાની સંધ્યા જોઈ છે. મલાયાના ઘોર જંગલો વચ્ચે અસ્ત થતો સૂર્ય જોયો છે. પણ આ દૃષ્ય મારી સ્મૃતિમાં સદા માટે અંકિત બની ગયું. જીવનનું મહામૂલું સ્મરણ બની રહ્યું. હું એ દૃષ્યને જોઈ જ રહ્યો. એનું વર્ણન પણ કયા શબ્દોમાં કરું ! મારું મન અહોભાવ પોકારી રહ્યું.

અંધારું શરૂ થયું હતું. અમે ફરીને મોડેથી ઘેર આવ્યા ત્યારે ઠંડી બરાબર જામવા લાગી હતી. ગરમ ઓવરકોટ પહેરેલો છતાં ઠંડી લાગતી હતી. મારા માટે આ સાવ નવો અનુભવ હતો.





એડીસ-અબાબા નાની-મોટી ટેકરીઓ ઉપર વસેલું છે. આજે એની વસ્તી ૧॥-૨ લાખની કહેવાય છે. આખા રાજ્યની વસ્તી કે એના ક્ષેત્રફળની તપાસ થઈ શકી નથી.

રાજા હેલસલાસી ખૂબ મિલનસાર સ્વભાવના છે. ભારત તરફ અને જવાહરલાલજી તરફ ઘણી માનબુદ્ધિથી જુએ છે. વર્ષોની યાતના પછી આજે આ દેશમાં કંઈક જાગૃતિ આવી છે. પણ એ જાગૃતિ હજી સૂર્યોદય જેવી છે.

એક દિવસ અમે એડીસથી ૧૫૦ માઈલ દૂર ગરમ પાણીનાં ઝરણાં છે ત્યાં નહાવા ગયા. વહેલી સવારે કડકડતી ઠંડીમાં મૉટર ઉપાડી. પહેલું ગામ આવ્યું એડીસ-આલમ. એટલે નવી દુનિયા. પહેલા રાજધાની અહીં હતી. આજે પણ અહીં જૂનું દેવળ છે. ત્યાં વરસમાં એક દિવસ રાજકુટુંબ દર્શને આવે છે.

અર્ધે રસ્તે પહોંચ્યા ત્યાં ભૂખ લાગી। નદીના કાંઠે બેસીને નાસ્તો કર્યો. અમે પાંચ જણા હતા, નાસ્તો ઘણો હતો પણ સૌએ ભેગા થઈને ખલાસ કર્યો. પાછી અમારી સફર શરૂ થઈ.

અનતોનો, જ્યાં આ ગરમ પાણીનાં ઝરણાં છે ત્યાં પહોંચ્યા. અનતોનો એટલે અગ્નિ. આ પ્રદેશ મજાનો છે. પાણીનાં ઝરણાંઓને એક મોટા હોજમાં વાળ્યાં છે. અને એ છલકાતા હોજમાં અમે સૌ ત્રણ કલાક નાહ્યા. અમારામાંથી મારા સિવાય કોઈને તરતાં નહોતું આવડતું. એટલે બે મૉટરની ટ્યુબ હવા ભરીને તરવા માટે લીધેલી બે અઢી કલાક સુધી ખૂબ તર્યા. આવી મોજ જિંદગીમાં કોઈકવાર માણી હશે. પણ એવામાં તોફાન મસ્તીને કારણે રતિભાઈના હાથમાંથી ટ્યુબ છટકી અને એ પાણીને તળીએ જઈ બેઠા અમારા મન ઊંચા થઈ ગયા. શ્વાસ થંભી ગયો. મનમાં હાહાકાર મચી ઊઠ્યો. હું એમને શોધવા મથી રહ્યો. અચાનક એમનો હાથ મારા હાથમાં આવી ગયો. મને એ બાઝી પડ્યા. મારી પાસે પેલી ટ્યુબ હતી તે મેં એમને આપી. એના સહારાથી અમે બહાર આવ્યા. અમારા મનમાં ગમગીની છવાઈ ગઈ.

થોડીવારે વાતાવરણ જરા હળવું થયું. અમે ક્ષણ પહેલાં જે બની ગયું તેને ભૂલવા મથી રહ્યા.

આ પાણીનો મિનરલ વૉટર' તરીકે ઉપયોગ થાય છે. પાણીના શીશાના શીશા ભરાઈને એ બજારમાં વેચાય છે. અમે એક હોટલમાં રહ્યા હતા ત્યાં જમીને બપોર પછી ઘર તરફ પાછા ફર્યા.

એડીસ-અબાબા શહેર સુંદર અને મનોહર છે. પ્રકૃતિની ગોદમાં ઉછરેલા બાળક જેવું એનું સાંદર્ય છે. મારા વસવાટ દરમ્યાન બધું ફરી ફરીને જોયું.

આપણા ભાઈઓની વસ્તી સારા પ્રમાણમાં છે. વેપાર પણ સારો છે. એક મોટી શાળા છે. એના અધ્યાપક અમદાવાદમાં રહેલા છે અને સૌરાષ્ટ્રના, જાણીતા પણ આજે નિસરાઈ ગયેલા કેળવણીકાર કાશીરામભાઈના જમાઈ થાય. પતિ-પત્ની બને સુંદર કામ કરી રહ્યા છે.

રતિભાઈ શેઠને મેં ઘણા સમય પછી જોયા. એમનો વિકાસ મને ગમી ગયો. નાની ઉંમરમાં ત્યાંના ભાઈઓના એ વહાલસોયા બની શક્યા છે. સમાજનું નાનું મોટું કામ એ ખંતથી, ઉમંગથી કરે છે. અને રાજમાં પણ સારી અસર પાડી શક્યા છે.

ભાઈ તનસુખ, દનુભાઈ, ભૂપતભાઈ પારેખ, કાંતિભાઈ, નથુ મૂલજીની જાણીતી પેઢીના મેનેજર વગેરે અનેક ભાઈઓના સંસર્ગથી મને ઘણું જાણવા મળ્યું.

તા. ૨૭ મીએ સવારમાં નૈરોબી જવાને આલેશાન હવાઈ જહાજમાં બેઠો. સૌની વિદાય મનમાં ગમગીની ભરી દેતી હતી.

★

મોઢામાં મોઢું ઘાલી વાત કરતાં કદી સામાના મોઢામાંથી દુર્ગંધ અને બદબોનો ત્રાસ કોણે અનુભવ્યો નહીં હોય? માથું ફેરવી નાખે એવી મંદ બદબો સહન ના થવાથી આપણને વાત કરનાર પાસેથી નાસી છૂટવાનું મન થાય છે. એની લાગણી ના દુખાવા ખાતર આપણે મોંના ભાવ બગડવા દેવા નથી. વાત ટૂંકાવવા આપણે વાતમાં નથી દાખવતા રસ કે નથી બતાવતા ઉત્સાહ. છતાંયે વાત કરનાર તો સમજ્યા વગર વાતનો તંત છોડતો નથી હોતો. એને તો મોઢા સાથે મોઢું આણી વાત કરવાની ટેવ પડેલી છે. અરે, મોઢું દૂર રાખી વાત થતી હોય તો પણ સામા મોંની હવા સીધી આપણા નાકમાં પ્રવેશે ત્યારે પણ દુર્ગંધનો મારો સહેવો પડે છે.

તંદુરસ્તીમાં નથી હોતી ઉચ્છ્વાસમાં દુર્ગંધ કે નથી હોતી મોઢામાં બદબો. ઉચ્છ્વાસની લાક્ષણિક આછી ગંધ હોય છે જ્યારે મોઢામાં તો કોઈ જાતની વાસ હોતી જ નથી. જ્યારે કોઈ કારણસર મોઢામાંથી દુર્ગંધ નીકળે છે ત્યારે તેની ખૂબી કહો કે વિચિત્રતા એના ભોગ બનનારને એની ખબર જ હોતી નથી. વળી એનાથી નથી હોતી વેદના કે નથી થતી બેચેની. પણ દુર્ગંધની છાકથી બીજા હેરાનપરેશાન થઈ જાય છે. જ્યારે વ્યક્તિને પોતાની દશાની જાણ થાય છે ત્યારે તે પણ બીજા સાથે વાત કરતાં ખમચાય છે. પોતાની જાતને કાબુમાં રાખવા મથે છે.

મોઢાની દુર્ગંધ (Halitosis) કવચિત્ કવચિત્ દરેકને પ્રાપ્ત તો થાય છે પણ તે થોડો વખત ટકી કુદરતીરીતે સુધરી જાય છે. પણ કાયમની દુર્ગંધ રહેવાનાં કારણો આ પ્રમાણે છે:—

(૧) મોઢાની સ્થિતિ પાયોરિયા, દાંતનો સડો, ફૂલેલાં અવાળાં, અવાળાં જીભ કે મોંમાં પડેલાં ચાંદાં, બનાવટી દાંતનાં ચોકઠાં બરાબર સાફ ને ચોખ્ખાં ના રાખવાથી દુર્ગંધ મારે છે.

**એપ્રિલ માસના અંકમાં આવેલ 'દાંતનો સડો' એ લેખના પૂરક લેખ જેવો આ લેખ પણ એટલો જ મહત્ત્વનો છે. આજે મોટાભાગના લોકોની દાંત માટેની ફરિયાદ ચાલુ છે ત્યારે આ લેખ ખૂબ જરૂરી થઈ પડશે. દાંતની ખરાબીને કારણે જ મોંની દુર્ગંધ અને બીજા પણ કેટલાય રોગો ઉદ્ભવે છે.**

(૨) નાક કે ગળાના (ટોન્સીલનો ચેપ) ભાગના રોગો.

(૩) હોજરી અને કલેજાનો બગાડો, અજીર્ણ, ઉગ્ર બંધકોષ, તાવમાં થતો અપચો.

(૪) ફેફસાંના રોગો.

(૫) પેશાબના રોગો.

દારૂ અફીણ કે તમાકુના વ્યસન વાળાઓની મોંની લાક્ષણિક વાસનો અહીં ઉલ્લેખ નથી. ડાયાબિટીશના રોગીઓના મોઢામાંથી સડેલાં ફળોની વાસ જેવી ગંધ આવે છે જ્યારે અડકાવ દરમિયાન કોક સ્ત્રીઓના મોઢામાંથી ડુંગળી જેવી ખરાબ ગંધ પેદા થાય છે પણ તે અડકાવ સુધી જ કાયમ રહે છે. દરેક પ્રકારના તાવમાં વાસી થૂક અને બીજાં કારણોસર ખરાબ વાસ ઊભી થાય છે. લાંબા વખત સુધી બોલતા રહેવાથી ભૂખ અને માનસિક વ્યગ્રતા દરમિયાન મોઢામાં કામચલાઉ દુર્ગંધ ઉત્પન્ન થાય છે.

મોઢાની દુર્ગંધ પેદા થવાનું મુખ્ય સ્થાન તો મોઢાની સ્થિતિ જ છે. ઉપરથી અડોઅડ પણ નીચેથી પોલા દાંતમાં ખોરાકના કણો ભરાઈ રહે છે. જે દાતણ કે બ્રશથી પણ દૂર થતા નથી. ખોરાકના કણો ઉપર જીવાણુઓની ક્રિયા થતાં આથવણ થવાથી ખરાબ ગંધ પેદા થાય છે. કાર્બોહાઈટ્રેટ કણોમાંથી અતિ ઉગ્ર વાસવાળા ફેટીએસિડો નીપજે છે. પ્રોટિન કણોમાંથી ખરાબ વાસ મારતા એમોનિયાના સંમિશ્રણોને

હાઈડ્રોજન સલ્ફાઈડ પેદા થાય છે. આ ઉપરાંત સડેલા દાંત અને પાયોરિયામાં મોઢાની દુર્ગંધ પેદા થાય છે. જામી ગયેલા પાયોરિયામાં રોગી સવારના ઉઠવાં વેંત ચીકણું મોં ને મોઢામાં ખરાબ સ્વાદની ફરિયાદ કરે છે. એના મોંઢામાંથી લાક્ષણિક દુર્ગંધના અદશ્ય વાયુ ધોધ વહ્યા કરે છે.

રોગની આલમમાં પાયોરિયાનું નામ મશહૂર છે. પાંત્રીસથી ચાલીસની વયની આસપાસમાં મોટા ભાગના લોકોને એ દેખા દે છે. દાંતમાં જતું પરૂ કે મોઢાની દુર્ગંધને તો જાણે કે આપણે જાણુ કરીએ એવા નથી પણ સાંધાઓનો દુખાવો, ગૅસ અને અપચો, અશક્તિ કે ગભરામણ વગેરે ચિહ્નો ઉગ્રપણે સતાવવા માંડે છે ત્યારે દાક્તરના કહ્યાથી દાંતની સ્થિતિ તરફ આપણું ધ્યાન જાય છે, પછી તો દાંત સાફ કરાવવાથી માંડી તે પડાવવા સુધીની ખટપટમાં આપણે પડીએ છીએ. આમ સ્થાનિક અને શરીરમાં સાર્વત્રિક ઉપદ્રવો ઉપજાવનાર પાયોરિયાના નામથી તો સૌ પરિચિત છે.

પાયોરિયાનું આખું નામ છે પાયોરિયા એલવિયોલારિસ. પાયોરિયા એટલે પરૂ વહેવું તે. એલવિયોલારિસ એટલે દાંતનું હાડકું. દાંતના હાડકામાંથી પરૂ વહેવું એનું નામ પાયોરિયા એલવિયોલારિસ.

પાયોરિયા થવાનું એક કારણ દાંત ઉપર બાઝની છારી કે પથરી (*Tartar*) છે. છારી મુખ્યત્વે થૂંકમાંથી બને છે. આમાં રક્તજલ (લોહીમાંનું પાણી) અને ખોરાકના કણોનો થોડાઘણો હિસ્સો હોય છે. વાંકાચૂંકા ઊગેલા કે નાજુક હાલતા દાંત આમળ છારી બાઝે છે. તમાકુ અને દારૂનું વ્યસન એસિડવાળા ખોરાક ને પીણાંના વધુ પડતા વપરાશને લીધે પથરી અવશ્ય બાઝે છે.

પથરી બે પ્રકારની છે. પોચી અને સખત. પોચી પથરીનો રંગ પીળાશ પડતો હોય છે. જ્યારે સખત પથરી કથ્થાઈ રંગથી માંડી લીલા કે કાળા રંગની હોય છે.

દાંત ઉપર બાઝેલી પથરી આમળ વધતી જઈ અવાળાંની અંદર ઘૂસે છે. આમ થતાં અવાળામાં સોજો આવે છે. આ દશાને જિંજિવાઈટીસ (gingivitis) કહેવામાં આવે છે. આમાં અવાળાં પોચાં અને વાદળી જેવાં બની જાય છે. આંગળીનું ટેરવું અડાડતાંવેંત એમાંથી લોહી ટપકવા માંડે છે. જો આ વખતે કશો ઉપચાર કરવામાં ના આવે તો અવાળાંનો સોજો આગળ વધતા ઊંડાણમાં આવેલી પેશીઓને સોજો આવે છે, પછી પથરીનો પ્રસારો જડબાંના ગોખલા સુધી પહોંચે છે. ગોખલામાં આવરણ અને માંસપેશીઓથી વીંટળાયેલા દાંત સજ્જડ રીતે ગોઠવાયેલા છે. પથરી વધવાથી દાંતની માંસપેશીઓ નબળી પડે છે. એમના ઉપર ખોટું દબાણ આવી પડે છે. આથી તે ઢીલી પડે છે. દાંતથી છૂટી પડે છે. આમ થવાથી દાંતની આસપાસ પોલી જગ્યા થાય છે. બીજી રીતે કહીએ તો અવાળામાં થેલીઓ (Pockets) ઊભી થાય છે.

આ થેલીઓમાં પથરી, સડેલો ખોરાક અને જીવાણુઓ એકઠા થવાથી ચેપ લાગુ પડે છે. પરૂ થાય છે. પરૂ એક દાંતમાં સ્થાયી રહે છે કે પાસેના દાંતમાં એની અસર લાગુ પડે છે. આ દશાનું નામ પાયોરિયા. પરૂને લીધે મોંની વાસ દુર્ગંધભરી બને છે. મોંનો સ્વાદ વિચિત્ર બને છે, ગોખલામાં દાંત ઢીલો પડે છે આગળ વધતાં દાંત આમતેમ હાલતો થાય છે. આવા દાંતની ચાવવાની કે કાપવાની શક્તિ કમી થાય છે.

આ પાયોરિયાનો પહેલો પ્રકાર છે. પાયોરિયાના કેસોમાંથી ૯૦ ટકા આ જાતના હોય છે. બીજા પ્રકારના પાયોરિયામાં દાંત ઉપર છારી નથી હોતી. અવાળાંમાંથી લોહી નથી ટપકતું પણ સખત અને મજબૂત જણાતા દાંતમાં એકાએક પોલાણ પડવા

માંડે છે. બન્ને દાંત વચ્ચે પોલાણ કે એક કે વધારે દાંત નીચા ઊતરી આવે છે. ત્રીસ ચાલીસ વર્ષની વયે કે પ્રૌઢાવસ્થામાં પ્રાપ્ત થતી આ દશાના કારણરૂપ ખોરાકમાં ક્ષારો અને વિટામિનોની ઉણપ કે અભાવ માનવામાં આવે છે. ખોરાકમાં ઓછું કે બિલકુલ દૂધ નહીં ખાનારા લોકોમાં કેલ્શિયમ અને ફોસ્ફરસના ક્ષારો નહીં મળવાથી આ દશા આવી પડે છે.

પરૂભર્યા દાંત રાખી મૂકવાથી શરીરમાં 'ચેપનું કેન્દ્ર' (Focus of Infection) જાળવવા જેવું બને છે. જેની અસર નીચે પાયોકારડાઈટીસ, વા, સાંધાઓના સોજા અને બીજા અનેક ઉપદ્રવો ઊભા થાય છે. બીજા ઉપદ્રવો ઉત્પન્ન થતાં સુધી ઘણા લોકો દાંત તરફ ધ્યાન આપતા જ નથી. અને જ્યારે દાંત કઢાવવા માંડે છે ત્યારે બીજા ઉપદ્રવોને રોકવા માટે ઘણું મોડું થયું હોય છે. હા, દાંત કઢાવવાથી પાયોરિયા તો મટે છે. દાંત કઢાવ્યા પછી આ રોગ થતો નથી.

મોઢાની દુર્ગંધનું ૯૦ ટકા કારણ તો મોઢાની રોગભરી સ્થિતિ છે. આ અંગે વેળાસર દાકતરની સલાહ સૂચના અનુસરવી આવશ્યક છે. દાંતની સફાઈ રાખવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. બ્રશ કે દાતણનો વપરાશ યોગ્યરીતે થવો જોઈએ. દાતણ કે બ્રશ અવાળાં ઉપર નહીં પણ દાંત ઉપર ઘસવાં જોઈએ, અને એ આડું ના ઘસતાં ઊભું, ઉપરના દાંત માટે ઉપરથી નીચે ને નીચેના દાંત માટે નીચેથી ઉપર એમ ઘસવું જોઈએ. દાંત સાફ કર્યા બાદ મીઠાના કે લીસ્ટેરાઇન જેવી જંતુઘ્ન દવાના કોગળા થવા જોઈએ. દાતણ કે બ્રશ વાપરવાથી કશી માવજત તો થતી જ નથી. અવાળાંને સુદૃઢ બનાવવા માટે કપુર મિશ્રત તેલ આંગળીના ટેરવા ઉપર લઈ આસ્તેથી અવાળાં ઉપર માલીસ કરવું જોઈએ. આમ સવાર ને સાંજ બે વાર થવું જોઈએ. પાયોરિયામાં દાંત સાફ રાખવાથી કે કોગળા કરવાથી કોઈ ભાગ્યશાળીને જ આરામ થાય છે. બીજાઓએ દાંતના દાકતરની સલાહ–સૂચના તાત્કાલિક અમલમાં મુકવાં જોઈ એ.

★

## ગર્વખંડન

મને આજે પણ સમજાતું નથી કે કોઈની આગળ ન ઢળી પડનારી હું એની આગળ આમ અચાનક શી રીતે ઢળી પડી ! એમ તો મને લાગણી, પ્રેમ, માયા, મમતા, બતાવનાર અનેક મળ્યા છે, અને છતાંય હું એ બધાની સાથે મારી મર્યાદા ચૂકી નથી. પણ આની પાસે, આટલા ટૂંકા પરિચયમાં, આમ ઢળી જઈ શકીશ એવું તો હજુય મને માન્યામાં નથી આવતું. એમ તો રોજ એની પાસે બેસતી, વાતો કરતી અને થોડીક મસ્તી પણ કરતી રોજ હું એની પડખે બેસતી પણ અમારી વચ્ચેનું અંતર તો સદા રહેતું. અમે બે એકલાં બેઠાં હોઇએ તો પણ ! પણ તે દિવસે તો જાણે મારાથી જ ન રહેવાયું હોય તેમ હું એની લગોલગ જઇને બેઠી. .અને છતાં એને તો એમ જ લાગ્યું કે હું એનાથી ઘણી દૂર છું ! મારા નાનકડા હાથમાં એનો વિશાળ પંજો પકડીને મેં જોરથી દબાવ્યો, એના ખભા લગોલગ મારા ખભા નમ્યા, એની આંખ સાથે મારી કીકીઓ નાચવા લાગી. હું એની નજીક વધુ સરકી—ન માની શકાય એવું હું જાતે જ કરી બેઠી. અને છતાંય એનો દોષ આજે પણ હું કાઢી રહી છું : કોઇની પાસે ન થયેલું ગર્વખંડન આમ સાવ ચૂરે ચૂરા થઈ જતું મેં એની છાતી સાથે ભીંસાતા અનુભવ્યું અને સહેજે એના તરસ્યા હોઠોને ભીંજવી દેવા મારા હોઠ દોડી ગયા......બસ ત્યારથી હું એને રોજ ભાંડયા જ કરૂં છું : આમ મને ભરમાવતી હશે ? આમ મારું ગર્વખંડન કરાતું હશે ? આમ મને સાવ વિવશ કરી દેવાતી હશે ? મારી આ બધી ફરિયાદનો રદિયો આપતો એ તો એના તરસ્યા હોઠોને વધુ તરસ્યા બનાવીને ઘૂંટડે ઘૂંટડા પીવા લાગે છે; મારા હોઠ બોલવાનું બંધ કરીને વધુ ભીના બની જાય છે !

રસજ્ઞ ધા

# દેવનાં દીધેલાં

રામાભાઈ પટેલ

> દયા, કરુણા, મમતા કે લાગણી એના અસલ સ્વરૂપે જોવાં હોય તો કોઈ ગરીબની ડગુમગુ થઈ રહેલી ઝૂંપડીમાં જ દેખાય. આલીશાન આલયોમાંથી તો એનો ઓછાયો પણ નજરે ન ચડે. આ વાતોના લેખકે એમની લેખિની એવા જ એક આલેખન માટે દોડાવી છે: વાચકો પણ દયાર્દ્ર બની જાય એવું ચિત્ર ખડું થઈ જાય છે.

નાથી પાણી ભરી આવતી હતી. એની નજર ગામને પાદરે આવેલ ખંડેરની ભીંતને અઢેલીને બેઠેલી કંગાલ દુર્બલ સ્ત્રી ઉપર પડી. બાજુમાં ત્રણેક વરસની દુર્બલ સુકલકડી બાળકી એ સ્ત્રીના મોં સામું તાકતી બેઠી હતી. "જીવનમાં કદીય એને યૌવન નહિ આવ્યું હોય? કદી એણે પેટ ભરી ખાધું નહિ હોય!"—એ સ્ત્રીને ધારીને જોનારને વિચાર આવે. નાથી એ સ્ત્રીની નિઃસહાય આંખો સામે તાકી રહી. એ ભૂખી છે તેમજ દુઃખથી પીડાઈ રહેલી છે એટલું એની ધ્યાન બહાર ના ગયું. "બીચારી કોઈ દુઃખીયારી લાગે છે. ભૂખી તરસી હશે ને વળી રોગથી પીડાતી." નાથીના અંતરમાં કરુણા, દયા જન્મી. એ ઘેર ગઈ. ઘરમાં નાની બે મહિનાની બાળકી રડતી હતી. નાથીએ એની ભૂખ શમાવી. મોટાં ચાર બાળકો શેરીમાં રમતાં હતાં.

નાથીના કંગાલ ઘરમાં હતું પણ શું? કોદાળી, પાવડો, દાતરડું, ખરપડી અને કુહાડી. આટલી ચીજો અને નાથીના ધણીના કાંડાની તાકાત. મોંઘવારીના જમાનામાં કોદાળી અને કાંડાની તાકાત ઉપર સાત જણનો પેટનો ખાડો પુરવો મુશ્કેલ હતો. જેમ તેમ કરી પેટ પુરતું લાલીયો કમાતો. છતાં એ ગરીબ કુટુંબ નાથીના પ્રેમાળ સહનશીલ અને કરકસરિયા સ્વભાવને કારણે સુખી હતું.

નાથી ઘેર આવી. ઘરમાં ટાઢો રોટલો હતો. ખીચડી રાંધવા મૂકી હતી. રોટલાનો ટૂકડો લઈ એ પાછી આવી. ભૂખ્યાં બાળકના હાથમાં તેણે રોટલાનો ટૂકડો મૂક્યો. બાળકી ભૂખી હતી. રોટલાનો ટૂકડો જોઈ એની આંખોમાં આનંદ ઉભરાયો. કૃતજ્ઞભાવે પેલી ભીખારણ નાથી સામું જોઈ રહી. ચીંથરેહાલ તો નાથી પણ હતી. એ ચીંથરેહાલ વેશમાં વીંટળાયલા દેહમાં એક દયાળુ જીવ વસે છે—એક દુઃખીને જોઈ દુઃખી થનાર આત્મા વસે છે એ પેલી ભીખારણ જોઈ શકી.

*

"નાથી! પેટલાદ મીલમાં જો કામ મળી જાય તો આ ઉનાળાના દિવસોમાં જ્યારે બીજું કાંઈ કામ મળે તેમ નથી ત્યારે આપણે ફાવી જઈએ પણ મીલમાં આપણી લાગવગ કોની! કોઈ આપણા વતી કહે તો નોકરી મળે પણ કહેનારેય કોણ? હા, રાતની નોકરી કરું તો વગર લાગવગે મળે." એક દિવસે આવતા ઉનાળાનો ખ્યાલ કરતાં લાલીયો નાથીને કહેવા લાગ્યો.

થોડીવાર વિચારમાં બેઠા પછી લાલીયો બોલ્યો: "પેલી ખંડેરમાં રહેતી ભીખારણની શી દશા છે? તું કહેતી હતી ને એને બીજું છોકરું અવતરવાનું છે."

"એક છોકરી ત્રણેક વરસની છે બીજું છોકરુંય બે ત્રણ દિવસમાં જન્મે તેમ છે. એની દેખરેખ રાખનાર કોઈ નથી. એને ખાવાનું તો પૂરું મળી રહે છે. દયાળુ લોકો ખાવા આપે છે આથી એ બાબતમાં વાંધો નથી."

"બીચારી સ્ત્રી. આવા કઠિન સમયે એનું કોઈ નથી. એનો ધણી નહિ હોય! આ છોકરાંનો બાપ..."

"એમનો વળી બાપ કોણ? છોકરાંની માનેય ખબર નહિ હોય કે છોકરાંનો બાપ કોણ?"

ત્રીજે દિવસે પેલી ભીખારણે પુત્રને જન્મ આપ્યો. ગામમાં મોટી મોટી હવેલીઓ હતી પણ એને માટે





પ્રસવકાળ પુરતું પણ ઠીક ઠીક રહેઠાણ નહોતું. પ્રસવકાળે નાથીએ ભીખારણને અત્યંત મદદ કરી. એનાં પાંચ છોકરાંનું પૂરું કેવી રીતે કરવું એ પ્રશ્ન હંમેશને માટે ઊભો હોવા છતાં નાથી એનાથી બનતી બધી જ શકય મદદ કરતી.

ભીખારણનું ભૂખે મરેલું, લોલુપ લોકોના હાથે ચૂંથાઈ ગયેલું શરીર પ્રસવનો ઘા ઝીલી શકયું નહિ. એનો બાળક પંદર દિવસનો નહિ થયો હોય અને એ બીમાર પડી. બીમાર માને વળગી બંને બાળકો પડી રહેતાં. એ દૃશ્ય, એ કંગાલિયત, એ પરિસ્થિતિ કેટલી કરુણ હતી! કેટલી દયાજનક હતી!

થોડા દિવસ બાદ પેલી ભીખારણનો અંતિમ કાળ આવી લાગ્યો. ગામના લોકો દયાળુ હતા આથી એને કોઈ કોઈ સ્ત્રી ખાવાનું આપતી પરંતુ ખાવાનું એકલું કામમાં શું આવે! એની સુશ્રુષા કરનાર કોણ! એને દવા પાનાર કોણ? પરિણામે એક રાત્રીએ એ છેલ્લા શ્વાસ ઘુંટવા લાગી. એનાં બંને બાળકોને હૈયે વળગાડી એ જીવનનું છેલ્લું રૂદન કરી રહી હતી. બાળકોની ચિંતાએ એનો આત્મા દેહને છોડતો નહોતો. આત્મા બાળકોને લીધે દેહને વળગી રહેવા માગતો હતો. દેહ પોતે આત્માને રાખી શકે એમ નહોતો. આત્મા છેલ્લો છેલ્લો વ્યર્થ સંગ્રામ ખેલી રહ્યો.

"નાથી! આજે તો મીલમાં નોકરી મેળવવા પ્રયત્ન કરૂં. ઊનાળામાં ખાઈશું શું? ઘરમાં અત્યારથી જ કાંઈ ખાવાનું નથી. નથી આપણી પાસે પૈસા. જો મજૂરી નહિ મળે તો આ છોકરાં બીચારાં ભૂખે મરી જશે" સવારમાં વહેલા ઊઠી લાલીયાએ પેટલાદ જવાની તૈયારી કરી.

"ભગવાનની દયા થાય ને તમને મીલમાં નોકરી મળી જાય તો કાંઈ ચિંતા ના રહે. પણ દહાડાની મળે તો જ સારૂં."

"પેલી ભીખારણની શી દશા છે? એનો તાવ ઊતર્યો?" લાલીયો ભીખારણની ખબર પૂછતો. "મરી જશે તો એનાં છોકરાંને કોણ રાખશે? નાનાં નાનાં છોકરાં. એક તો બીચારૂં ધાવણું છે એ તો જરૂર મરી જશે." લાલીયો એમ બબડતો પેટલાદ જવા વહેલી સવારે નીકળી પડ્યો.

ભીખારણનો આત્મા અંતિમ યુદ્ધ ખેલી સવારે નવ વાગ્યે હારેલા યોદ્ધાની માફક એના દેહને છોડી ચાલ્યો ગયો. જીવનભરની દુઃખીયારણ આ દુઃખી જગત છોડી ચાલી નીકળી. પરંતુ એનાં બાળકોનું શું?

સુવર્ણપુરી હતું તો ગામડું. પરંતુ એ લખપતિઓનું ગામ હતું. આફ્રિકા, મુંબઈ, કલકત્તા, રંગુન, વિલાયત વગેરે જગ્યાએ જઈ એ ગામના સાહસિક માણસો લાખ્ખો રૂપિયા કમાઈ લાવ્યા હતા. એ નાના ગામમાં નિશાળો, દવાખાનું, પુસ્તકાલય, વૉટર-વર્કસ બધું હતું. લોકો ઉદાર અને દાન કરવામાં પાછી પાની કરે તેવા નહોતા.

પરંતુ આ ભીખારણ કઈ જ્ઞાતિની હશે? એનાં બાળકો કઈ જ્ઞાતિમાં આપી શકે એ જેમ આપણા હિન્દુ સમાજનો મહા ગંભીર પ્રશ્ન છે તેમ સુવર્ણપુરીના લોકોનો પણ પ્રશ્ન હતો.

બ્રાહ્મણો આવી જ્ઞાતિ વિનાની ભીખારણનાં છોકરાંનો સ્પર્શ કરે તો એમનું અદ્ધર ચાલતું રથનું ચક્ર પૃથ્વીને અડી જાય. પટેલો જો એમને અપનાવે તો અપનાવનાર નાત બહાર થઈ જાય. વાઘરી કે ધારાળા કોમ એક તો ગરીબ અને તેમાં પણ જ્ઞાતિનાં બંધન. આ અનાથ બાળકો જ્ઞાતિની કાંટાળી વાડો વટાવી કયાં જઈ શકે? અમારા આર્યોની સંસ્કૃતિનો આ વારસો આજે ત્રણ હજાર વરસ પછી અમે આટલી ચીવટથી સાચવી રાખ્યો છે એ જ અમને ધન્યવાદને પાત્ર ઠરાવે છે!

નાનાં અનાથ બાળકોને જોઈ કોને દયા ના આવે પરંતુ એમને અપનાવે કોણ? પેલી મરેલી સ્ત્રીને ઢેડ લોકોએ અગ્નિદાહ દીધો. એનાં ભૂખ્યાં બાળકો ટળવળતાં હતાં. બંને ભૂખે તરસે રડતાં બાળકોની

# વિશ્વના ઊંડાણમાં ઉડ્ડયન

એમ. વાસીલ્યેવ

આ લેખની વિગતો કેવળ કલ્પના કે તર્કથી ઉપજાવી કાઢેલી વાત નથી. સોવિયેત વૈજ્ઞાનિકો અને એન્જિનિયરોના પ્રયાસોને પરિણામે શક્ય–સંભવિત બની રહી છે. આ સમય હવે બહુ દૂર નથી એમ આ પ્રયોગવીરોનું માનવું છે. સોવિયેત સમાચાર સંસ્થા 'તાસ'ના સૌજન્યથી આ લેખ અહીં રજૂ થયો છે.

વૈજ્ઞાનિકોનું એક જૂથ એક રાક્ષસી ટેલીવીઝન પડદા આસપાસ એકત્ર થયું છે. કેટલાક માસ પૂર્વે આપણા ગ્રહ ઉપરથી અંતરિક્ષના અગાધ અવકાશમાં એક રૉકેટ મોકલવામાં આવ્યું હતું તેનું, એ સહુ નિરીક્ષણ કરી રહ્યા છે. એ રૉકેટ પર કોઈ સંચાલક માનવી ન હતું, એમને બદલે સ્વસંચાલિત રેડીઓ-અંકુશથી ચાલતાં યાંત્રિક સાધનો કામ બજાવતાં હતાં.

એક વિશાળ કાળા પડદા પર થોડા તારાઓ ચમકી રહ્યા છે અને તેની વચ્ચે એક ગ્રહનો ઝાંખો અજવાળેલો ગોળાકાર છે. એના પર ભાગ્યે જ દેખી શકાય તેવા લાલાશ પડતા અને વાદળી ઝાંયના ડાઘ છે અને તેની કિનારી થોડી ખવાયેલી છે. વૈજ્ઞાનિકોએ ગ્રહ પર જીવનનાં અસ્તીત્વ અંગે જે તેજસ્વી અનુમાન કર્યાં હતા. એને અનુરૂપ એવી એક ફોટોની પ્લેટ પર ગ્રહનાં ઘડતરની ઝીણામાં ઝીણી વિગતો આલેખી હતી. અને છતાં સૂર્યમાળાના આપણા સૌથી નિકટના પડોશી મંગળના ભેદી ગ્રહમાં કેટલા અણઉકેલ્યા કોયડાઓ અને કેટલા ગુપ્ત રહસ્યો છૂપાયેલાં છે!

પડદા પર મંગળનાં કુંડાળાની નજીક એક તેજસ્વી ટપકું દેખાય છે. એ તારો છે? ના, તારાઓની નોંધપત્રકમાં એનું નામ પણ નથી. પડદા પર ધીરે ધીરે ચાલતો આ બારીક તારો એ આપણું અંતરિક્ષ પ્રવાસી રૉકેટ છે. પૃથ્વીથી એ એટલું દૂર હતું કે, અત્યંત શક્તિશાળી દૂરબીનમાંથી જોવા છતાં એ ૪૦–૫૦ વારનું નીકલમાં ગીલીટવાળું રૉકેટ એક તદ્દન ઝીણા તારા જેવું લાગતું હતું.

પડદા પર અચાનક એક તદ્દન જુદું જ દશ્ય દેખાયું: મંગલનું કુંડાળું તત્કાલ વધીને આખા પડદા જેવડું મોટું થઈ ગયું. ગ્રહની સપાટીની તમામ ઘડતરની વિગતો, તથા 'દરિયાઓ" ના વાદળી ઝાંયવાળા અને "રણો'ના પીળાશ પડતા ડાઘાઓની વિચિત્ર આકૃતિઓ સ્પષ્ટ રીતે દેખાવા લાગી. ઝાંખી ઝાંયો અને રંગના પડદા હવે સહેલાઈથી જોઈ શકાતા હતા. એવું લાગતું હતું કે, કોઈ હિમ્મતવાળા હાથે ગ્રહ પર છવાયેલા અપારદર્શક પડદાને ઝડપથી હટાવી લીધો અને ગ્રહને પૃથ્વીથી અનેકગણો નજીક લઈ આવ્યો. ખગોળશાસ્ત્રીઓ, જીવવૈજ્ઞાનિકો, ભૂસ્તરશાસ્ત્રીઓ અને પદાર્થ વૈજ્ઞાનિકો દૂરના એ ગ્રહનાં મોઢાનું અતિ નિકટથી નિરીક્ષણ કરી શકતા હતા. મંગળથી ૪ લાખ કિલોમિટર દૂર એટલે કે પૃથ્વી અને ચંદ્ર વચ્ચેનાં અંતર જેટલે દૂર આવેલા એક અવકાશયાનમાં રાખેલા એક ટેલીવીઝન ટ્રાન્સમિટરનું એ કામ હતું. પણ આ અંતર પણ ઘણું મોટું છે અને આ જંગી પડદો પણ અતિ સ્પષ્ટ ચિત્ર નથી આપતો.

પરન્તુ અંતરિક્ષયાનનું ઉડ્ડયન હજી પૂરું નથી થયું. વૈજ્ઞાનિકો એનાં યાંત્રિક સાધનો યા કળામતોને રેડીઓ દ્વારા ઑર્ડરો આપશે અને રૉકેટ ગ્રહની છેક નજીક જશે. એના વિક્ષેપપંથના વળાંકને પૂર્ણ કરી એ થોડા સમય માટે ગ્રહનો કૃત્રિમ ઉપગ્રહ બનશે. એ મંગળના ગ્રહથી ૨૦૦૦–૩૦૦૦ કિલોમિટર (૧ કિલોમિટર=૫/૮ માઇલ)ના અંતરે પસાર થશે અને પછી મંગળની નહેરોની પ્રકૃતિને લગતા પચીસો વર્ષથી ચાલતા વાદવિવાદનો ઉકેલ આવશે. ત્યારબાદ રેડીઓ સંદેશ મોજુ અંતરિક્ષયાને વિશેષ



આગળ વધવાનો, સૂર્યમાળાનાં દૂરતમ ક્ષેત્રોમાં જવાનો વૈજ્ઞાનિકોનો આદેશ પહોંચાડશે. ત્યારબાદ રૉકેટ ગ્રહાણુપુંજના પટ્ટામાંથી પસાર થશે અને વૈજ્ઞાનિકો, ટેલીવીઝનના પડદા પર કોઈ વેળા ચૂર્ણ વિચૂર્ણ થઈ વિખરાઈ ગયેલ કોઈ ગ્રહનાં આકારહીન અણુપુંજને જોશે. રૉકેટ ગુરુ, શનિ, યુરેનસ અને નેપ્ચુનની ભ્રમણકક્ષાઓમાંથી પસાર થાય કે વૈજ્ઞાનિકો ગુરુના ભેદી ડાઘની વિગતો જોઈ શકે, શનિનાં વલયોનાં બંધારણનો નિકટનો અભ્યાસ કરી શકે, અને હજી સુધી રહસ્યથી ઢંકાયેલા સૂર્યમાળાના રાક્ષસી ગ્રહોના અગણિત ઉપગ્રહો વિષે પણ જાણવા લાગે એ તદ્દન સંભવિત છે.

આ રૉકેટ પૃથ્વીથી એટલા આઘેનાં અંતરે ઊડતું હશે કે, મોટામાં મોટાં દૂરબીનોથી પણ એ દેખી શકાશે નહીં. તો પણ સર્ચલાઈટના પ્રકાશ-લીસોટા જેવો રેડીઓ મોજાંનો સળિયો રૉકેટનાં રેડીઓ અને ટેલીવીઝન ટ્રાન્સમિટર દ્વારા ચુસ્ત નિયમન મુજબ અને નિયમિત ક્ષેપણથી રૉકેટ તેનાં સર્જકોની આજ્ઞા માની રહેલ છે અને સફળ રીતે ઊડી રહેલ છે એને અંગે પૃથ્વીને સુમાહિતગાર રાખશે. આ વર્ષો અને દાયકાઓ પર્યંત ચાલનારી મુસાફરીમાં અંતરિક્ષયાનના માર્ગમાં જે કાંઈ આવશે તે ટેલીવીઝનના પડદા પર પુનઃ પ્રકટતું રહેશે.

યાંત્રિક સંચાલકોવાળાં આ રૉકેટને તેની આટલી દૂરની મુસાફરીમાંથી પાછું બોલાવવાની જરૂર નહીં પડે. તે દરમ્યાન અંતરિક્ષનાં કાળાં ઊંડાણોની શોધકયાત્રા માટે એવા કૂડીબંધ રૉકેટો જુદી જુદી દિશાઓમાં મોકલવામાં આવશે. એ આપણને આપણાથી હંમેશને માટે છુપાયેલા રહેતા ચંદ્રના બીજા અર્ધભાગ અંગેની માહિતી પૂરી પાડશે. એ પૃથ્વીની સૌથી નજીકના ગ્રહ જેવું સુન્દર મુખ હમેશાં વાદળોના ઘુંઘટમાં છૂપાયેલું રહે છે એ શુક્રનાં બંધારણનું વર્ણન કરશે. ધુમ્મસ અને ધૂળની આરપાર સહેલાઈથી જઈ શકતા 'ઇન્ફ્રા રેડ કિરણો—અધોરક્ત કિરણોની મદદથી રૉકેટના યાંત્રિક સંચાલકો શુક્રના ખંડો અને સમુદ્રોને નજીકથી "જોશે" અને પોતાનાં એ "નિરીક્ષણો"ની પૃથ્વીને જાણ કરશે. તદુપરાંત એ બુધની શાશ્વત અંધકારમય બાજુ "જોશે." સૂર્યની સૌથી નજીકનો આ ગ્રહ, ચંદ્ર જેમ પૃથ્વી તરફ એકજ બાજુ રાખે છે તેમ સૂર્ય તરફ તેની એકજ, બાજુ રાખીને રહે છે.

યાંત્રિક રૉકેટો બાદ સાચા સંચાલકોવાળાં રૉકેટો મોકલવામાં આવશે. એમાં જુદા જુદા ક્ષેત્રમાં કામ કરતા વૈજ્ઞાનિકોની સંયુક્ત મંડળી હશે. એ લોકો બીજા ગ્રહ પર ઊતરી તેનું ભૂક્રમણ કરશે, ખડકો અને વનસ્પતિના નમૂના એકઠા કરશે, અને કદાચ મંગળ કે શુક્ર પર જીવનનાં વધુ ઉચ્ચ વધુ બ્યવસ્થિત સ્વરૂપ જાણવા પામશે.

*

## કૃતાર્થતા!

વિજ્ઞાનની સિદ્ધિ કહી ન જાય
ને માનવી બુદ્ધિ કશે સમાય!
રે શક્યતા સિદ્ધિની શેં મપાય!
આ દૃશ્ય વિશ્વે સહુ શક્ય થાય!

વિજ્ઞાન ને માનવની વિરાટ
આ સિદ્ધિ-ફાળો સહુ વિશ્વ-પાટે
વિકાસ કાજે ન, વિનાશ માટે,
આ માનવી—દ્રોહની રુદ્ર—વાટ!
રે વ્યર્થ આ સાધનની સમૃદ્ધિ!
સમૃદ્ધ જો માનવ ઉર ના જગે!
જો માનવી માનવ ના રગેરગે
ના સાર્થ અદૃશ્યની ભવ્ય સિદ્ધિ!
આ વામણું માનવ ઉર સ્પંદશે
વિરાટ વિજ્ઞાન કૃતાર્થ તો થશે!

અનામી

# શ્રીમંત અને મુફલિસ

શશી રાહાણે

ધનિકો એમનાં ધનથી એવા તો લોભી અને બદનિયતના બની ગયા હોય છે કે એમનું દિલ સાવ સંકુચિત થઈ જાય છે. એમની ઉદારતા, દિલાવરી બધું જાણે અલોપ થઈ જાય છે. પૈસો એ જ એમનો પરમેશ્વર બની જાય છે. જ્યારે નિર્ધનોના દિલની દિલાવરી તો ગજબનાક હોય છે. આ બે પ્રસંગો એકમેકથી જુદા જતાં કેટલા અનુરૂપ છે!

'ત્રણ દિવસ પહેલાં એક ઘરાક આવ્યો. છપ્પન ઈંચિયો ડગલો, ઝીણું ધોતિયું, પગમાં સરસ મજાના બૂટ, માથે કાળી ટોપી, બહાર મૉટર ઊભી રાખેલી. અસ્સલ મીલ માલિક જોઈ લ્યો.'

અણુદા ધાપજાએ એની ઢબે વાતની શરૂઆત કરીને ઉમેર્યું: 'મેં તો હોંશે હોંશે વાળ કાપી દીધા. પણ વાળ કપાવીને એ ઊભો થયો ને એણે તો સો રૂપિયાની નોટ કાઢી. સો રૂપિયાના છૂટા તે મારી પાસે ક્યાંથી હોય! અને એણે નોટ ખિસ્સામાં પાછી સેરવી દીધી. હમણાં જ નોકર સાથે પૈસા મોકલાવી આપે છે એમ કહીને એ તો ચાલ્યો ગયો.'

આટલી વાત કરીને એ અટક્યો. મેં વચ્ચે પૂછ્યું: 'પછી નોકર આવીને પૈસા તો આપી ગયો ને? બક્ષિસના પણ મોકલ્યા હશે ખરું?'

એનો મિજાજ જરા ઊછળ્યો, અસલ સ્વરૂપે આવ્યો: 'પૈસા તો ઠીક પણ હવે તો એ કે એની મૉટર પણ નજરે નથી ચડતી. એ ભલે મોટો શેઠ હોય, પણ મળે તો રસ્તા વચ્ચે પકડીને એની એક વાર તો રેવડી દાણાદાણ કરી મૂકું. આપણને એમ કે આવા શેઠિયા મારા જેવાના આઠ-બાર આના રાખીને ક્યા તાલેવાન થઈ જવાના હશે. નહિતર એ વખતે સો રૂપિયાની નોટ જ રાખી લેત. છૂટા પૈસા મોકલીને નોટ પાછી મગાવી લેવા હું જ ન કહેત! પણ પૈસાદારોની આવી બૂરી નિયત કોણ જાણી શકે!'

*

'આજે ગાડીમાંથી એક મોટું પાકીટ મળી આવ્યું છે. જેટલા જેટલાની વરદી ફેરવેલી એ બધાને પૂછી આવ્યો, પણ કોઈ હા ભણતું નથી. અંદરથી નીકળેલા એક છાપેલા કાર્ડમાંથી મળેલા સરનામે હમણાં જ કાગળ લખીને પોસ્ટ કરીને આવ્યો છું.' ટેક્સી-ડ્રાઈવર જોરસંગે આજે આ નવી વાત શરૂ કરીને આગળ લંબાવી: 'પાકીટ ખોલીને જોયું તો અંદર સો-સોની નવ નોટો, ઘરનું લાયસન્સ, થોડાંક કાગળિયાં, સિગરેટ વગેરે હતું. કાર્ડ ઉપર છાપેલું સરનામું હતું. પણ બહારગામનું હતું એટલે મેં એ સરનામે કાગળ લખ્યો છે. એ એક અજાણ્યા માણસ સિવાય જેટલા જેટલાની વરદીમાં ગયો હતો એ બધાને હું પૂછી આવ્યો કે એમના ઘેર આવેલું કોઈ મહેમાન તો આ પાકીટ નથી ભૂલી ગયું ને!'

જોરસંગ ડ્રાઈવર સામે હું જોઈ જ રહ્યો. ટેક્સી-ડ્રાઈવર તરીકે સાવ ગરીબ હાલતમાં રહેતા આ માણસની નિયતમાં કેમ જરાય પાપ પ્રવેશ્યું નથી! નવસો રૂપિયામાં તો એનાં ભૂખ્યાં બાળકો, એની કૃશકાય પત્ની અને એના પરનું અડધું કરજ ઓછું થઈ જાય તેમ હતું છતાંય એ તો કાગળ લખીને એના ધણીને સોંપવા તૈયાર થઈ ગયો છે!

*

અણુદા ધાપજાને મળેલા પેલા છપ્પન ઈંચિયા કોટ-વાળા દેખીતા શ્રીમંતની મુફલિસી અને આ જોરસંગ ટેક્સી ડ્રાઈવરની મુફલિસીમાં દેખાતી શ્રીમંતાઈ વચ્ચેનું અંતર કેમેય એક ન થઈ શક્યું. શ્રીમંત અને મુફલિસ દિલની અદલાબદલી ભલે ન કરે પણ એમનો વેશ બદલાય, એમનું સાધન બદલાય, એમના સાજ બદલાય તો! તો મુફલિસ શ્રીમંત બની જાય અને શ્રીમંત મુફલિસ બની જાય. આજે એ જ જરૂરી છે ને!

# નિમંત્રણ

તમારે રૂપ સાથે વાત
માારે રંગની છોળો.
તમારે રંગથી વિખવાદ
મારે રૂપમાં અણફોળ.
હતાં એ રંગ ને એ રૂપ
તમારે ને બધાં મારે
હતું એ એકલું કંઈ ના,
અહીં આવે બધું આજે.

તમારા મૌનમાં મારે
કંઈ કૈં જાણુવાનું છે.
તમારા એક છણુકામાં
મને કૈં કૈં શીખાવો છો.
તમે વિમુખ થઈને એકલી
વિમુખતા કરતાં.
તમારું મુખડું મારી હંમેશાં
સન્મુખે રહેતું.

હજી એ વાત રહી વરવી
તમારી સાથ કરવાની,
હજુ વીતક બધાં કહેવાં
તમારી પાસ બેસીને.
તમે ક્યાં, આજ હુંય વળી ?
તમારે એક અણુસારે
જગાતું રાતની રાતો
તમારી એ અમીનજરે.

હતી નિત દષ્ટિઓ મળતી
ન કાંઈયે હતું છાનું.
અને એ નિત મળવામાં
હતું શું તત્ત્વ મીઠેરું ?
બધા આ દિન આપણુને
રહ્યા રાખી હજુ દૂર દૂર,
તમારે એ બધાંનું સામટું
છે મૂલ્ય ચૂકવવું !

તમે કહેશો : તમારો સાથ
ના છે એટલો સસ્તો.
હુંયે કહું છું એ મોંઘેરા
રહ્યો છે આજ સુધી તો.
છતાં એ સાથ, એ સોબત,
તમારા ગાઢ આશ્લેષો;
તમારા ઓષ્ટની લાલિ
રહી છે આજ યે એવી—

મહીલી મદઝરન્તી, ઓષ્ટ
મારા પર છવાયેલી.
તમારી મસ્ત આંખોની
છબી તો આજ કીકીમાં
રમે છે એવી ઓ દિલબર !
—બધું એવું રહ્યું છે
આજ ને અબઘડી બનેલું શું
નથી બોલાવતું તમને ?

જયન્ત પરમાર

*

# જીવન*

ક્ષણ પ્રીતિની, ક્ષણ સુખ કેરી,
ક્ષણ ભીતિની, ક્ષણ દુઃખ કેરી,
ગુંફિતમાલા ક્ષણ ક્ષણ કેરી,
જીવન કહેવાતી.

રમેશ પાઠક

* શ્રી અશોક ટિળકના મરાઠી કાવ્યનો સમશ્લોકી અનુવાદ

# વનનો વિભવ

રવીન્દ્રનાથ ટાગોર

અનુ॰ વિજયશંકર કામદાર

શાસ્ત્રો ભાખે છે:—

જીવન અવધમાંની પચાસ પરિક્રમાઓ

પૂરી થયે પુરુષે વનની એકાન્ત શોધવી.

કવિ જીવન-મર્મ ઉચ્ચારે છે કે—

વનમાં આશ્રમવાસ તો છે જોબનરસિયા કાજે.

વન તો છે પુરુષોનું વિલાસધામ.

ને પક્ષીઓ અને મધુ મક્ષિકાઓનું રસમંદિર.

છાના ઝાળોયે.

પિયુ-પ્રેયસીઓની ગુફતેગોની મોજ માણવા,

ધીરાં—અતિધીરાં ત્યાં જ વહે છે.

જગતપટને રૂપેરી તારે રસતી ચાંદની.

—માલતી પુષ્પોના ચુંબન શી—

જીવનના ભેદી સંદેશા પાઠવે છે ત્યાં.

પણ એના જાણુણહારા તો છે જોબન-ઘેલા જ.

જોબનિયું છે સ્વચ્છંદી ને બિનઅનુભવી,

એટલે જ વયોવૃદ્ધો વહે વ્યવહાર-ભાર.

ને જોબનવંતા માણે કાનનોની રસ કુંજોમાં.

સંવનનના રસ લૂંટે, ને સ્નેહ સૈ ઘના

પાઠ શીખે જોબનરસિયા, એ જ છે મુનાસિબ.

★

કોઈ રોગી મરવા પડયો હોય તો તે સારી રીતે મરે, શાંતિથી મરે એ જ ઇચ્છીએ છીએ. એને બચાવવાની ખોટી દોડધામ કરતા નથી. રોગી દુઃખી થઈને મરે, રીબાઈ રીબાઈને, મરે એ તો કોઈ નથી ઇચ્છતું. એ શાંતિથી, પ્રેમથી, રામનામ લઈને જાય તો ઠીક એ જ ઇચ્છીએ છીએ.

જમીનદારીનો નાશ તો થવાનો જ છે. જમીન પણ જવાની જ છે. એને તમે પકડી રાખી શકો તેમ નથી. મારું આ વાકય નોંધી રાખજો. આ બ્રહ્મવાકય છે. જમીન કયારે જશે એની ચિન્તા નથી: આ જ ક્રાંતિ છે.

જે સ્થિતિ છે એ બદલાઈ જાય છે એ જ ક્રાન્તિ છે એક શરીરમાંથી મુક્તિ મેળવીને બીજા શરીરમાં પ્રવેશવું એનું નામ ક્રાંતિ છે. બાળપણમાંથી યુવાનીમાં યુવાનીમાંથી ઘડપણમ પ્રવેશવું એ વિકાસ છે, પ્રગતિ છે. ઇવોલ્યૂશન છે. જેમાં તમે છલાંગ મારો છો એ ક્રાન્તિ છે, રિવોલ્યૂશન છે. જ્યાં ક્રાંતિ થાય છે ત્યાં જ નવજીવન શરૂ થાય છે. પણ જ્યારે એ શુભાશયથી થાય છે ત્યારે જીવન સુખદાયી થાય છે. એ દુરાશયથી થાય તો ત્યાં દુઃખ થાય છે.

આપણે કહીએ છીએ કે માલિકી જવાની છે. તો એ એ રીતે જાય કે સમાજમાં શાંતિ રહે. એક માણસ દુઃખી હાલતમાં છે, બીજો સુખી. તો જે સુખી છે એને દુઃખી બનાવીને અને દુખીને સુખી બનાવીને-આપણે ક્રાન્તિ નથી કરવી. એથી તો દુઃખ કાયમ રહે છે. ગાદીવાળી ખુરસી ઉપર બેઠેલા માણસને ઉઠાડીને કાંટાવાળી ખુરસી ઉપર બેસાડવો એમાં કોઈ ક્રાન્તિ નથી. આપણે તો ઇચ્છીએ કે કાંટાવાળી ખુરસી જ ન રહે. એ માટે ગાદીવાળી ખુરસી હટાવવી પડે તો વાંધો નહિ; બન્ને નીચે ગાદી ઉપર સમાનતાથી બેસશે. આનું નામ છે ક્રાન્તિ અને સાચી ક્રાન્તિ, સંક્રાન્તિ.

આ તો જૂનો શબ્દ છે. દક્ષિણાયનમાંથી ઉત્તરાયણમાં ભગવાન સૂર્યનારાયણ પ્રવેશ કરે છે—એટલે કે દુઃખમાંથી સુખમાં, વિષમતામાંથી સમતામાં, મૃત્યુમાંથી અમૃતમાં, અંધારામાંથી પ્રકાશમાં, આનું નામ છે સમ્યક્ક્રાન્તિ, સમ્પૂર્ણ ક્રાન્તિ, સંક્રાન્તિનો વિચાર.

[ મંગલ પ્રભાત ]

★

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

## પ્રકરણ ૨૨ મું

### સંસ્કૃતિનું સરવૈયું

#### સ્વધર્માચરણની દિશા

હિંદને પોતાને માટે પણ ઊંડા મુદ્દાઓ રહેલા છે. અમુક લલચાવનારી દિશાઓને અનુસરવાથી હિંદ બીજાં ઘણાં રાષ્ટ્રોના જેવું એક રાષ્ટ્ર બની શકે એટલે કે તેના ઉદ્યોગો અને વેપાર ખીલી નીકળે, તે સામાજિક અને રાજકીય જીવનની એક પ્રબળ સંસ્થા બની જવા પામે, પુષ્કળ લશ્કરી બળ ખીલવી શકે, સત્તાશાહી રાજકારણમાં તે ભારે સફળતા મેળવી શકે, પોતાના લાભો તથા હિતોનું રક્ષણ અને વિસ્તરણ કરી શકે અને દુનિયાના મોટા ભાગ ઉપર સત્તા પણ ચલાવી શકે, પરંતુ આ દેખાતી સુંદર પ્રગતિથી તે પોતાનો 'સ્વધર્મ' ગુમાવી બેસે. પોતાના આત્માને ખોઈ બેસે. એમ બને તો પ્રાચીન ભારત તથા તેનો આત્મા સદંતર અદૃશ્ય થઈ જાય અને આપણું રાષ્ટ્ર બીજાં ઘણાં રાષ્ટ્રોના જેવું જ એક વધુ રાષ્ટ્ર બની જાય. તેથી ન તો આપણને લાભ થાય કે ન તો દુનિયાને લાભ થાય બાહ્ય જીવનમાં નિરાપદ રીતે આબાદ થવું અને તે રીતે પોતાનાં જ્ઞાન તથા આધ્યાત્મિક સહાય અને ઉદ્ધારક તેજ પ્રાપ્ત કરવાને માટે, જ્યારે દુનિયા તેના મોં ભણી તાકી રહી છે તે વખતે હિંદે પોતાનો આધ્યાત્મિક વારસો ફેંકી દેવો એ હિંદનું કરુણ કમનસીબ લેખાશે.

[આંધ્ર યુનિવર્સિટી તરફથી શ્રી અરવિંદ ઘોષને સર કાટામાંચ રામલિંગ પારિતોષિક અપાયું તે વખતે શ્રી. અરવિંદે આપેલા સંદેશાત્મક પ્રવચનમાંથી]

#### સંસ્કૃતિનાં પ્રેરણાબળ

આર્ય સંસ્કૃતિનો એક લાક્ષણિક દૃષ્ટિકોણ છે, તેનું જીવન પ્રત્યે એક દૃષ્ટિબિંદુ છે, અને તે કેવળ દૃષ્ટિબિંદુ જ નહિ. પરંતુ પ્રાણવાન કેન્દ્ર છે. રાષ્ટ્રના —જાતિના આત્માનું તે કેન્દ્ર છે. આર્ય પ્રજાની બધી યે પ્રવૃત્તિઓ તે કેન્દ્રમાંથી પ્રેરાયેલી જણાય છે. ભૂત ઇતિહાસ સામાજિક જીવન, શિક્ષાપ્રણાલિ, રાજનીતિ, સર્વે. યુરોપે આપણું તે કેન્દ્ર જીતવા તેની શક્તિને શિથિલ કરવા સૌથી વધારે પ્રયત્નો કર્યા છે—હજી પણ કરે છે. બીજી પ્રજાઓ તો યુરોપથી હારી ચૂકી. તુર્કીને તો એવું કેન્દ્ર હતું નહિ. આરબોએ આપેલું કેન્દ્ર છોડીને તેણે સીધો યુરોપનો રસ્તો લીધો છે. તે મહાન પ્રજા થાય એ સંભવિત છે. હું તો કહું છું કે ગુલામીમાં સડે તેના કરતાં તો તે વધારે ઈષ્ટ છે.

પરંતુ મારી ફરિયાદ એ રહે છે કે એ નૂતન તુર્કી એટલે કોણ? એ નવ જન્મ પામેલા તુર્કીનું વ્યક્તિત્વ શું? એ તો હશે યુરોપનું છેલ્લું પ્રતિબિંબ. એ હશે ખુદ યુરોપમાં પરવારી જવા આવેલી, યુરોપીય સંસ્કૃતિની વિજયધ્વજા. તેવું જ કાંઈક અફઘાનિસ્તાનનું પણ નથી? પરંતુ એ પ્રજાઓને તેમ કરવામાં ખાસ્સું કારણ છે. તેમની પાસે 'પોતાની' એવી સંસ્કૃતિ ક્યાં? તેઓ જેને માટે મરી ફીટે એવા સંસ્કાર ક્યાં? તેઓ જેને માટે ગૌરવ ધારણ કરે એવો ઇતિહાસ, એવું તત્ત્વજ્ઞાન, સાહિત્ય કે રાજતંત્ર તેમણે ક્યારે જોયેલાં? તેમણે ઇતિહાસમાં વહન કરેલું, પરંતુ ઇતિહાસમાં અને રાજ્યતંત્રમાં ભાવનાઓ લાવવાને તેઓ ક્યારે મથેલા? હા. તેમણે મહમ્મદ પયગમ્બર સાહેબનો સંદેશ ઝીલીને સર્વેને તે કબુલ કરાવવા માટે તરવાર ને આગ ચલાવી, તેમને કુરાનનો સંદેશ જગતભરમાં—તેના મોટા ભાગમાં પાઠવ્યો. પણ એ તો અરેબિક-સેમેટિક સંસ્કૃતિનો વિસ્તાર હતો, અને તેની ઝળહળતી કારકીર્દિ ધર્માંધતાના—કહો કે અતિશ્રદ્ધાના બળ ઉપર રચાયેલી હતી. એ કારકીર્દિ ચાર કે પાંચ સદીઓમાં પરવારી જવા આવી, કારણ કે કુરાનમાં કેવળ પ્રેરણાબળ હશે, પરંતુ તેમાં વિચારસ્વાતંત્ર્ય કે તત્ત્-

# વનનો વિભવ

**રવીન્દ્રનાથ ટાગોર**

**અનુ૰ વિજયશંકર કામદાર**

શાસ્ત્રો ભાખે છે;—

જીવન અવધમાંની પચાસ પરિક્રમાઓ

પૂરી થયે પુરુષે વનની એકાન્ત શોધવી.

કવિ જીવન-મર્મ ઉચ્ચારે છે કે —

વનમાં આશ્રમવાસ તો છે જોબનરસિયા કાજે.

વન તો છે પુરુષોનું વિલાસધામ.

ને પક્ષીઓ અને મધુ મક્ષિકાઓનું રસમંદિર.

છાના ઝરણોયે.

પિયુ-પ્રેયસીઓની ગુફ્તેગોની મોજ માણવા,

ધીરાં—અતિધીરાં ત્યાં જ વહે છે.

જગતપટને રૂપેરી તારે રસતી ચાંદની.

—માલતી પુષ્પોના ચુંબન શી—

જીવનના ભેદી સંદેશ પાઠવે છે ત્યાં.

પણ એના જાણણહારા તો છે જોબન-ઘેલા જ.

જોબનિયું છે સ્વચ્છંદી ને બિનઅનુભવી,

એટલે જ વયોવૃદ્ધો વહે ખબરદાર-ભરા.

ને જોબનવંતા માણે કાનનોની રસ કુંજોમાં.

સંવનનના રસ લૂટે, ને રહી વૈ દુઃના

પાઠ શીખે જોબનરસિયા, એ જ છે મુનાસિબ.

★

કોઈ રોગી મરવા પડ્યો હોય તો તે સારી રીતે મરે, શાંતિથી મરે એ જ ઇચ્છીએ છીએ. એને બચાવવાની ખોટી દોડધામ કરતા નથી. રોગી દુઃખી થઈને મરે, રીબાઈ રીબાઈને મરે એ તો કોઈ નથી ઇચ્છતું. એ શાંતિથી, પ્રેમથી, રામનામ લઈને જાય તો ઠીક એ જ ઇચ્છીએ છીએ.

જમીનદારીનો નાશ તો થવાનો જ છે. જમીન પણ જવાની જ છે. એને તમે પકડી રાખી શકો તેમ નથી. મારું આ વાક્ય નોંધી રાખજો આ બ્રહ્મવાક્ય છે. જમીન ક્યારે જશે એની ચિન્તા નથી: આ જ ક્રાંતિ છે.

જે સ્થિતિ છે એ બદલાઈ જાય છે એ જ ક્રાન્તિ છે એક શરીરમાંથી મુક્તિ મેળવીને બીજા શરીરમાં પ્રવેશવું એનું નામ ક્રાંતિ છે. બાળપણમાંથી યુવાનીમાં, યુવાનીમાંથી ઘડપણમાં પ્રવેશવું એ વિકાસ છે, પ્રગતિ છે. ઇવોલ્યૂશન છે. જેમાં તમે છલાંગ મારો છો એ ક્રાન્તિ છે, રિવોલ્યૂશન છે. જ્યાં ક્રાંતિ થાય છે ત્યાં જ નવજીવન શરૂ થાય છે. પણ જ્યારે એ શુભાશયથી થાય છે ત્યારે જીવન સુખદાયી થાય છે. એ દુરાશયથી થાય તો ત્યાં દુઃખ થાય છે.

આપણે કહીએ છીએ કે માલિકી જવાની છે, તો એ એ રીતે જાય કે સમાજમાં શાંતિ રહે. એક માણસ દુઃખી હાલતમાં છે, બીજો સુખી. તો જે સુખી છે એને દુઃખી બનાવીને અને દુઃખીને સુખી બનાવીને-આપણે ક્રાન્તિ નથી કરવી. એથી તો દુઃખ કાયમ રહે છે. ગાદીવાળી ખુરસી ઉપર બેઠેલા માણસને ઉઠાડીને કાંટાવાળી ખુરસી ઉપર બેસાડવો એમાં કોઈ ક્રાન્તિ નથી. આપણે તો ઇચ્છીએ કે કાંટાવાળી ખુરસી જ ન રહે. એ માટે ગાદીવાળી ખુરસી હટાવવી પડે તો વાંધો નહિ; બન્ને નીચે ગાદી ઉપર સમાનતાથી બેસશે. આનું નામ છે ક્રાન્તિ અને સાચી ક્રાન્તિ, સંક્રાન્તિ.

આ તો જૂનો શબ્દ છે. દક્ષિણાયનમાંથી ઉત્તરાયણમાં ભગવાન સૂર્યનારાયણ પ્રવેશ કરે છે—એટલે કે દુઃખમાંથી સુખમાં, વિષમતામાંથી સમતામાં, મૃત્યુમાંથી અમૃતમાં, અંધારામાંથી પ્રકાશમાં, આનું નામ છે સમ્યક્‌ક્રાન્તિ, સમૂળી ક્રાન્તિ, સંક્રાન્તિનો વિચાર.

[ મંગલ પ્રભાત ]

★

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

## પ્રકરણ ૨૨ મું

## સંસ્કૃતિનું સરવૈયું

### સ્વધર્માચરણની દિશા

હિંદને પોતાને માટે પણ ઊંડા મુદ્દાઓ રહેલા છે. અમુક લલચાવનારી દિશાઓને અનુસરવાથી હિંદ બીજાં ઘણાં રાષ્ટ્રોના જેવું એક રાષ્ટ્ર બની શકે એટલે કે તેના ઉદ્યોગો અને વેપાર ખીલી નીકળે, તે સામાજિક અને રાજકીય જીવનની એક પ્રબળ સંસ્થા બની જવા પામે, પુષ્કળ લશ્કરી બળ ખીલવી શકે, સત્તાશાહી રાજકારણમાં તે ભારે સફળતા મેળવી શકે, પોતાના લાભો તથા હિતોનું રક્ષણ અને વિસ્તરણ કરી શકે અને દુનિયાના મોટા ભાગ ઉપર સત્તા પણ ચલાવી શકે, પરંતુ આ દેખાતી સુંદર પ્રગતિથી તે પોતાનો 'સ્વધર્મ' ગુમાવી બેસે. પોતાના આત્માને ખોઈ બેસે. એમ બને તો પ્રાચીન ભારત તથા તેનો આત્મા સદંતર અદૃશ્ય થઈ જાય અને આપણું રાષ્ટ્ર બીજાં ઘણાં રાષ્ટ્રોના જેવું જ એક વધુ રાષ્ટ્ર બની જાય. તેથી ન તો આપણને લાભ થાય કે ન તો દુનિયાને લાભ થાય બાહ્ય જીવનમાં નિરાપદ રીતે આબાદ થવું અને તે રીતે પોતાનાં જ્ઞાન તથા આધ્યાત્મિક સહાય અને ઉદ્ધારક તેજ પ્રાપ્ત કરવાને માટે, જ્યારે દુનિયા તેના મોં ભણી તાકી રહી છે તે વખતે હિંદે પોતાનો આધ્યાત્મિક વારસો ફેંકી દેવો એ હિંદનું કરુણ કમનસીબ લેખાશે.

[ આંધ્ર યુનિવર્સિટી તરફથી શ્રી અરવિંદ ઘોષને સર કાટામાંચ રામલિંગ પારિતોષિક અપાયું તે વખતે શ્રી. અરવિંદે આપેલા સંદેશાત્મક પ્રવચનમાંથી ]

### સંસ્કૃતિનાં પ્રેરણાબળ

આર્ય સંસ્કૃતિનો એક લાક્ષણિક દૃષ્ટિકોણ છે, તેનું જીવન પ્રત્યે એક દૃષ્ટિબિંદુ છે, અને તે કેવળ દૃષ્ટિબિંદુ જ નહિ, પરંતુ પ્રાણવાન કેન્દ્ર છે. રાષ્ટ્રના —જાતિના આત્માનું તે કેન્દ્ર છે. આર્ય પ્રજાની બધી યે પ્રવૃત્તિઓ તે કેન્દ્રમાંથી પ્રેરાયેલી જણાય છે. ભૂત ઇતિહાસ, સામાજિક જીવન, શિક્ષાપ્રણાલિ, રાજનીતિ, સર્વે. યુરોપે આપણું તે કેન્દ્ર જીતવા તેની શક્તિને શિથિલ કરવા સૌથી વધારે પ્રયત્નો કર્યા છે—હજી પણ કરે છે. બીજી પ્રજાઓ તો યુરોપથી હારી ચૂકી. તુર્કીને તો એવું કેન્દ્ર હતું નહિ. આરબોએ આપેલું કેન્દ્ર છોડીને તેણે સીધો યુરોપનો રસ્તો લીધો છે. તે મહાન પ્રજા થાય એ સંભવિત છે. હું તો કહું છું કે ગુલામીમાં સડે તેના કરતાં તો તે વધારે ઇષ્ટ છે.

પરંતુ મારી ફરિયાદ એ રહે છે કે એ નૂતન તુર્કી એટલે કોણ ? એ નવ જન્મ પામેલા તુર્કીનું વ્યક્તિત્વ શું ? એ તો હશે યુરોપનું છેલ્લું પ્રતિબિંબ. એ હશે ખુદ યુરોપમાં પરવારી જવા આવેલી, યુરોપીય સંસ્કૃતિની વિજયધ્વજા. તેવું જ કાંઈક અફઘાનિસ્તાનનું પણ નથી ? પરંતુ એ પ્રજાઓને તેમ કરવામાં ખાસ્સું કારણ છે. તેમની પાસે 'પોતાની' એવી સંસ્કૃતિ ક્યાં ? તેઓ જેને માટે મરી ફીટે એવા સંસ્કાર ક્યાં ? તેઓ જેને માટે ગૌરવ ધારણ કરે એવો ઇતિહાસ, એવું તત્ત્વજ્ઞાન, સાહિત્ય કે રાજતંત્ર તેમણે ક્યારે જોયેલાં ? તેમણે ઇતિહાસમાં વહન કરેલું, પરંતુ ઇતિહાસમાં અને રાજ્યતંત્રમાં ભાવનાઓ લાવવાને તેઓ ક્યારે મથેલા ? હા, તેમણે મહમ્મદ પયગમ્બર સાહેબનો સંદેશ ઝીલીને સર્વેને તે કબુલ કરાવવા માટે તરવાર ને આગ ચલાવી, તેમને કુરાનનો સંદેશ જગતભરમાં—તેના મોટા ભાગમાં પાઠવ્યો. પણ એ તો અરેબિક-સેમેટિક સંસ્કૃતિનો વિસ્તાર હતો, અને તેની ઝળહળતી કારકીર્દિ ધર્માંધતાના—કહો કે અતિશ્રદ્ધાના બળ ઉપર રચાયેલી હતી. એ કારકીર્દિ ચાર કે પાંચ સદીઓમાં પરવારી જવા આવી, કારણ કે કુરાનમાં કેવળ પ્રેરણાબળ હશે, પરંતુ તેમાં વિચારસ્વાતંત્ર્ય કે તત્ત્વ





જ્ઞાનની પદ્ધતિઓ, કળાઓનાં શાસ્ત્રો ને પ્રયોગો, રાજતંત્રના અભ્યાસ, સાહિત્યનાં સર્જનો વગેરે કર્યાં હતાં, કે તે લાંબું ટકે?

યુરોપની હકીકત જરા જુદી છે તેમની સંસ્કૃતિ ખ્રિસ્તી (આરંભમાં હતી તેવી) રહી શકાય જ નહિ, એટલે ધાર્મિક સંસ્કૃતિનાં લક્ષણો તેનામાં મળે નહિ એ સ્વાભાવિક છે યુરોપ—વર્તમાન યુરોપ એટલે ગ્રીક સંસ્કૃતિ અને રોમન કાળના સંસ્કારોનો વિજયકળશ ગ્રીક સંસ્કૃતિ એટલે બુદ્ધિપ્રધાન, મોહક, સુંદર, સશક્ત, માનવતાનાં સ્વપ્નાં સદૈવ સેવતી સંસ્કૃતિ. ગ્રીક સંસ્કાર એટલે માનવબુદ્ધિની પરિસીમાનો માનવતાની ઉત્તમોત્તમ ને અંતિમ શક્યતા તરીકે સ્વીકાર (બુદ્ધિથી પર એવા પોતાના દ્રષ્ટાઓને ગ્રીકે પોતે જ સ્વીકાર્યો નથી. દાખલા તરીકે હેરેક્લિટસ, પ્લેટો વગેરે) પ્રમાણ, તર્ક, અવલોકન, સંવાદિત્વ વગેરે તેમની બુદ્ધિનું ખાસ લક્ષણ ગણાય ખ્રિસ્તી (રોમન કેથોલિક) ધર્મની સત્તા તોડવામાં બુદ્ધિ-તર્કની પદ્ધતિ પ્રધાન હતી. અને ભૌતિકશાસ્ત્રોની શોધખોળમાં માનવજાતિ પ્રગતિ કરતી હોવાથી છેવટે પ્રત્યક્ષ પ્રમાણ વડે આગળ વધતી ભૌતિક વિદ્યાઓ જીવનના સર્વ અંતિમ પ્રશ્નોના ઉકેલ લાવવામાં નિયામક મનાવા લાગી. સાથે સાથે યુરોપના સામાજિક જીવનમાં સહકાર, વ્યક્તિ ને પ્રજાસ્વાતંત્ર્ય, પ્રજાકીય ભાવનાનો ઉદય થતાં તેનું સબળ રાજ્યતંત્રના રૂપમાં સંગઠન વગેરે પણ, ધર્મનો અને ધર્મને અંગે સ્થપાએલી સામાજિક અને રાજકીય રચનાનો નાશ (ફ્રેન્ચ રેવોલ્યુશન અને રીફોર્મેશન) થયા પછી સહેલાઈથી ઉદય પામ્યાં સંઘબળ, વ્યવસ્થા, નિયંત્રિતતા, નિયમિતતા વગેરે અનેક વ્યવહારુ ગુણો તેમણે ચીવટથી કેળવ્યા, તેમણે સાહસો ખેડ્યાં, તેમણે જાન કુરબાન કર્યાં, તેઓ (અસલના અસુરોની પેઠે) જગતને જીત્યા.

પરંતુ, તેમણે જગતની પ્રજાઓના આત્માને પણ જીતવાનો પ્રયત્ન કર્યો ને તેમાં ઘણી ફતેહ પણ મેળવી છે. હવે જોવાનું એ છે કે આપણા રાષ્ટ્રજીવનની પુનર્ઘટનામાં પણ શું આર્યાવર્ત મરવાનું છે? હું પ્રાચીનનો ઉપાસક નથી. ભૂત તો મૃત્યુ પામ્યો છે એવું માનનારો છું. ભાવિમાં શ્રદ્ધાવાળો પણ છું. પરંતુ જે સંસ્કૃતિમાં વેદ, ઉપનિષદ, ગીતા ષડ્દર્શનો, નાટકો, મહાકાવ્યો, ચંપુઓ, વાર્તાઓ, પુરાણો અને પ્રાકૃત ભાષાનાં આટઆટલાં સાહિત્યો ને ધર્મજીવનો પાક્યાં તે શું વંધ્યા થઈ ગઈ છે? શું ભાવિના સૃજન માટે તેણે યુરોપનાં એંઠાં સ્વપ્નાં જ જોવાનાં રહ્યાં છે? શું તેણે ભૌતિકશાસ્ત્રોની દયા ઉપર જ જીવવાનું રહ્યું છે? તેનું પોતાનું હોય તેવું ભાવિનું દર્શન જ તેને નથી કે તેણે રશિયાના સમાજસત્તાવાદ (બોલ્શેવિઝમ) ને લાવીને, હિંદમાં તેનાં પુસ્તકોનો પ્રચાર કરીને પોતાનું જીવન ટકાવવાનું હોય? જવાહરલાલ નેહરુનાં ભાષણોમાં પણ માત્ર નિરાશા છે તે આ જ.

તમારી સંસ્કૃતિ વર્તમાન પ્રશ્નોનો વિચાર કરીને તેનો પોતાનો રાષ્ટ્રીય કે સાંસ્કારિક ઉકેલ આપવાને શક્તિમાન છે જ નહિ? જો એમ જ હોય તો ભલે તે મૃત્યુ પામે. જગતને કે આપણે તેમાં શોક કરવા જેવું શું હોય? ભાવિ સૃજનને માટે જે નાલાયક હોય તેનો તો વિનાશ જ યોગ્ય ગણાય.

પરંતુ આર્ય સંસ્કૃતિ એવી વંધ્યા છે એમ કોણ કહે છે? ઘણુંખરું તેઓ જ, જેઓ તેના વિષે કશું જાણતા નથી, જાણવા પરવા પણ કરતા નથી જેઓ મોટે ભાગે વિચારોમાં, માનસમાં (રૂઢિ પરત્વે પડતા જુજ ફેરફાર સિવાય), વર્તનમાં તથા જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ લેવામાં પશ્ચિમનાં સંતાનો છે, જેઓની રસવૃત્તિ અન્ય સાહિત્યોથી પોષાય છે, જેઓના અભિપ્રાયો સ્વતંત્ર નથી પરંતુ પરદેશી વિદ્વાનોની વિચારણા વડે દોરાય છે, જેઓનાં વેદનાં પ્રમાણો યુરોપમાંથી ટાંકવામાં આવે છે, જેઓ રાષ્ટ્રીય સંગઠનના એકેએક પ્રદેશમાં પશ્ચિમનો પડઘો પાડી અમે નવજીવન લાવીએ છીએ એવી ભ્રમણામાં




પડ્યા છે. એમાં પશ્ચિમનો દોષ શો? આપણને પોતાને ક્યાં આપણી વસ્તુઓ જોવાની પરવા છે? એ તો નરસિંહ મહેતો પાક્યો અને જેમ ગુર્જર સાહિત્યની કવિપ્રતિભા જાગ્રત થઈ, જેમ તુકારામ ને રામદાસ પાક્યા ને મહારાષ્ટ્રની રચના થઈ. જેમ ગોવિંદસિંહ ને નાનક વડે શીખ સર્જન થયું તેમજ સેંકડોની સંખ્યામાં જીવનના એકેએક ક્ષેત્રમાં શાંત સાધના કરનારા સમર્થ પુરુષવરો નીકળશે ને પોતાના રક્ત વડે તેમને પુનરૂજ્જીવિત કરશે ત્યારે જ થશે.

બાપદાદાનો વારસો—તેમની મુડી તમારે હાથ કરે એ મારા કહેવાનો આશય છે. ભલે તમે નવીન સાહસો ખેડો, વર્તમાનનાં સર્વ બળોનું ભક્ષણ કરી જાઓ પરંતુ તેમને પચાવો, તેમને તમારાં બનાવો. સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વો કાયમ રાખી પછી સારાયે જગતને ભલે આપણા જુવાનો પચાવી જાય. જે ખાશે તે તેમના ખમીરમાં વધારો કરશે. પણ પોતાનું ખમીર ખોઈને આખી દુનિયાની મહત્તા પ્રાપ્ત કરવામાં, મને કોણ જાણે કેમ, પણ હિણપત લાગે છે.

[કુમાર વર્ષ પાંચમું અંક ૧૦] —અંબાલાલ પુરાણી.

## મંડળનો મહિમા

સામાન્ય રીતે એમ બોલાય છે કે એક અંગ્રેજ એટલે મુંજી જેવો અજાણ્યા સરખો માણસ. બે અંગ્રેજ એટલે સામ્રાજ્ય. જ્યારે એક હિંદી એટલે યોગી આત્મજ્ઞાની, બે હિંદી એટલે મતભેદ અને ત્રણ હિંદી એટલે ટોળું—પશ્ચિમના લોકો એકલા હોય તેના કરતાં મંડળીમાં વધુ ને વધુ બળ મેળવતા થાય છે. હિંદી એકલો પોતા પૂરતો જેટલો બળશાળી હોય છે તેટલો મંડળીમાં રહેતો નથી, ઓસરતો જાય છે, ત્યાં કોર્ગાટમાં પાંચ માણસ જેટલું કામ કરશે. જ્યારે પાંચ હિંદીઓ મળશે તો દરેકની શક્તિ જાણે એક પંચમાંશ થઈ જતી ન હોય! અને છતાં પંચ ત્યાં પરમેશ્વર એ કહેવત આપણે ત્યાં કેટલી બધી પ્રચલિત છે! જેમ અનેક સદ્‌વિચારો ઘસાઈ ગયેલા સિક્કા જેવા આપણે ત્યાં હાલતાંચાલતાં પગે અફળાયા કરે છે! મંડળી થાય—પાંચ મળે એટલે તેમાં સમષ્ટિ બ્રહ્મનો આવિર્ભાવ થાય, જ્યારે આપણે મળીએ છીએ એમાંથી બને છે કેવળ ટોળું.

આત્મરક્ષણ માટે પણ આપણી હિંદી પ્રજા કદી આખી પ્રજાની દૃષ્ટિએ જોતી હોય એવું ઇતિહાસમાં બહુ જોવા મળતું નથી આ દેશમાં અનેક પ્રજાઓના મિલનથી હિંદુઓ નામે જે એક આખો સમુહ થયો તે વ્યવહારમાં આખા સમુહની દૃષ્ટિએ જોવાની ખાસિયત કેળવી જ ન શક્યો એનાથી બચવા ઇચ્છતા બીજા અલ્પ સંખ્યા સમૂહોમાં આત્મરક્ષણાર્થે એ વૃત્તિ જરૂર કેળવાઈ, તેમ છતાં એ સમુહ ટકી રહ્યો હોય તો કદાચ એની સંખ્યા અને વિસ્તારને કારણે. કોઈ મોટું જંગલ હોય કે જેને આ છેડેથી કાપતાં કાપતાં પેલે છેડે પહોંચો ત્યાં સુધીમાં આ છેડે પાછું ખાડું જંગલ ઊગી નીકળ્યું હોય, એવા જંગલને કેમ કરી કાપી શકાયું?

હિંદે છેલ્લા શતકમાં એવી વ્યક્તિઓ ઉત્પન્ન કરી છે કે જેમાંની કેટલીકની દુનિયાના સર્વકાળના મહાપુરુષોમાં ગણના થાય, પણ આખી પ્રજા તરીકે હિંદની જે આંતરિક શક્તિ મહાન વિભૂતિઓને જન્માવે છે તે આખી પ્રજાનું પોત એક પ્રજા તરીકે ઊંચું લાવવામાં પણ પરિણમે ત્યારે જ સાચા અર્થમાં એને આધ્યાત્મિક લેખી શકાય.

['ગોષ્ઠિ'માં] —શ્રી. ઉમાશંકર જોષી



ચાલુ મહિને 'ઊર્મિ-નવરચના'ના જે ગ્રાહકોનું લવાજમ પૂરું થાય છે એ બધાંને જુદા કાર્ડથી ખબર આપેલ છે. ગ્રા. નં. સાથે ૨૫ મી જૂન પહેલાં લવાજમ મોકલી આપશો.

# પુસ્તકોના રંગે

## મઝધાર :

[લિ૰ હેલન કેલર. અનુ૰ વિઠ્ઠલદાસ મ૰ કોઠારી. પ્ર૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત અઢી રૂપિયા ]

વિશ્વવિખ્યાત અંધ વિદુષી હેલન કેલરની આત્મકથાના ઉત્તર ખંડ—Midstream–My Later Life—નો આ ગુજરાતી અનુવાદ છે. એના પૂર્વ ખંડ The Story of Lifeનો ગુજરાતી અનુવાદ પણ આ જ સંસ્થાએ 'અપંગની પ્રતિભા' એ નામે પ્રસિદ્ધ કરેલો. એમાં એની આત્મકથા ૨૧મા વરસે અટકી હતી. ઉત્તર ખંડમાં એના ૫૦મા વર્ષ સુધીનું કાવ્યમય જીવન મીઠી ભાષામાં આલેખે છે. અંધો ને બધિરોની મુશ્કેલીઓ વિષે હૃદયમાં તીવ્ર અનુકંપા ઉપજાવે એવું ભાવભર્યું વર્ણન ને શારીરિક ખોડખાંપણોને ગણકાર્યા વિના પણ જીવનનો રસ માણી શકવાની એની શક્તિ વાચકના હૃદયમાં તીવ્ર સહાનુભૂતિ જગાવે છે.

પુસ્તક સારું હોવા છતાં કમભાગ્યે એના અનુવાદકે પુસ્તકની મઝા મારી નાખી છે. શરૂઆતનાં વીસેક પાનાં સુધી તો અનુવાદ સારી રીતે ગબડ્યો છે, પરંતુ બાવીસમા પાનાથી અનુવાદ ક્લિષ્ટ બનતો જાય છે ને પછી તો અમુક અમુક કંડિકાઓનો અનુવાદ મારી મચડીને કર્યો હોય એવો પણ ભાસ થાય છે. પા. ૬૨ ઉપર 'I am afraid'થી શરૂ થતા વાક્યનો ગુજરાતી અનુવાદ 'મને શંકા છે કે તેમની સાથેની વાતચીત પછી મેં થોડી ઘણી નોંધો ન કરી હોત તો હું કશુંય લખી શકત નહીં'



એ પ્રમાણે કર્યો હોવાથી કેટલો કઢંગો લાગે છે! અંગ્રેજી ભાષામાં અમુક વાક્યપ્રયોગો ઘણા સુંદર લાગે, પરંતુ એ જ વાક્યપ્રયોગોનો અક્ષરશઃ ગુજરાતી અનુવાદ કઢંગો જ લાગવાનો.

'ગોંધમાં ખલેલ કરતા વિચારો' નામનું પ્રકરણ સામાજિક ન્યાય ઇચ્છતી એક સમાજવાદી બાઈના મંથનો સુંદર રીતે આલેખે છે, પરંતુ એમાંય અનુવાદકે ૨૦ લીટીમાં ૬–૭ વાર 'મને લાગે છે કે' નો ઉપયોગ કર્યો છે. આથી હેલનની ફિલસૂફી મને ઊતરે એવી હોવાછતાં એની આવી રીતની રજૂઆત દલીલને મોળી બનાવી દે છે.

'મારા પાલક દેવ' નામના છેલ્લા પ્રકરણમાં હેલન એની શિક્ષિકાને અંજલિ આપે છે પરંતુ પ્રકરણનું મથાળું એવું છે કે વાચક શરૂઆતમાં તો કોઈ પુરુષ જ હેલનનો પાલક દેવ હશે એમ માની બેસે. 'મારાં પાલક દેવી' લખ્યું હોત તો ગોટાળો ન ઉદ્ભવત. વળી હેલન તો શિક્ષકો પ્રત્યેની મમતાનો ઉમરો યોગ્ય ભાષામાં ઠાલવી શકી, પરંતુ અનુવાદકના હૃદયમાં લખતી વેળાએ હેલન કરતાં પણ વધારે તીવ્ર મમતાની લાગણી ઉદ્ભવી હશે એટલે એમણે એ શિક્ષિકાને પહેલાં માનવાચકથી સંબોધ્યાં છે ને 'તું' વાચક પર ઊતરી પડ્યા છે દા. ત. 'મારાં શિક્ષિકા મારે ત્યાં આવ્યાં' પછી પાંચમા જ વાક્યમાં 'તે પંદરસો માઈલ દૂર આવી હતી' લખ્યું છે. પા. ૨૯૮ પર શરૂઆત 'તેમણે'થી કરીને એક જ કંડિકામાં શિક્ષિકા વિષે ત્રણવાર 'તેને' 'તેણે' 'તેના' વગેરે શબ્દો વાપર્યા છે. 'તેણે' અને 'તેમણે' વચ્ચે અંગ્રેજીમાં કશો તફાવત ન હોય, પરંતુ ગુજરાતીમાં ઘણો તફાવત છે એ અનુવાદક ભૂલી ગયા!




દુઃખદ હકીકત તો એ છે કે આવા ક્લિષ્ટ અનુવાદ કરનારને કાકા કાલેલકરે પ્રસ્તાવનામાં અભિનંદનને પાત્ર ઠરાવ્યા છે. આપણા પ્રસ્તાવના લેખકોમાં પુસ્તક વાંચ્યા વિના પ્રસ્તાવના લખી આપવાનો રોગ કેમ લાગુ પડયો હશે?

ભાષાશુદ્ધિની બાબતમાં સર્વ પ્રકાશકોને દોરતી આ સંસ્થા ધીમે ધીમે એનું નેતૃત્વ ગુમાવતી જાય છે ને ખૂબ કાળજીભર્યા ને સરળ અનુવાદો પ્રસિદ્ધ કરવા માટે એણે સંપાદન કરેલી પ્રતિષ્ઠાને આવા અનુવાદોથી ફટકો પડે છે એ નિર્વિવાદ છે.

આશા રાખીએ કે આ અનુવાદની બીજી આવૃત્તિ વેળાએ ક્ષતિઓ સુધારી લેવાની કાળજી લેવામાં આવશે ને થોડાક ભાગોનો પુનઃઅનુવાદ કરવામાં આવશે.

જીવનરંગ :

[ લે૦ પીતાંબર પટેલ. પ્ર૦ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. કિંમત દોઢ રૂપિયો. ]

ગુજરાતના યુવાન સાહિત્યકાર શ્રી. પીતાંબર પટેલની કલમ યૌવનકાળે પણ ખૂબ સંયમી છે એની, એમનો આ નવો વાર્તા-સંગ્રહ પ્રતીતિ કરાવે છે. એમનો સિદ્ધાંત 'કલાને ખાતર કલા'ને અનુસરવાનો લાગતો નથી પણ જીવનના જુદા જુદા રંગોની તેજછાયા જોવા ને જોવડાવવા ખાતર કલાને માધ્યમ બનાવવાનો લાગે છે. એમની આકાંક્ષા આ વાર્તા-સંગ્રહ દ્વારા વાચકને 'જીવનાભિમુખ' બનાવવાની છે. શ્રી. પટેલનો ઉદ્દેશ સારી રીતે સફળ નીવડે છે એ હકીકત નોંધપાત્ર છે.

૨૫૦ પાનામાં કુલ ૧૯ વાર્તાઓ સંગ્રહાયેલી છે. દરેક વાર્તામાં એમણે શૈલીના જુદા જુદા પ્રયોગો કર્યા છે. જો કે કોઈ કોઈ પ્રયોગો કઢંગા પણ લાગે છે. 'રાજબા' નામની વાર્તા વાર્તા તરીકે ખૂબ સુંદર છે, પરંતુ એ આખીય વાર્તા પત્ની પોતાના પતિને પત્રરૂપે લખે છે, એટલે વાર્તારસ જરા મરી જાય છે. 'આત્માનું સૌંદર્ય' શારીરિક સૌંદર્યની પાછળ જ ગાંડા થનાર યુવકો ઉપર સચોટ કટાક્ષ કરવામાં સફળ નીવડે છે. 'નિભાડો' એ સંગ્રહની નબળામાં નબળી વાર્તા છે.

કલાતત્વની દૃષ્ટિએ જોઈએ તો 'જોરસંગ' 'લેણદેણ' 'ચારસો વીસ' 'જમના ડોશી' 'જીવનની સુગંધ' અને 'દેવનો દીધેલ' વગેરે વાર્તાઓ ખૂબ સુંદર છે. 'લેણદેણ' નામની વાર્તાનું વાતાવરણ ગ્રામ્ય હોવા છતાં એના વાર્તાલાપોમાં લોકભાષાનો ઉપયોગ લેખક સારી રીતે નથી કરી શક્યા. કોઈ કોઈ સ્થળે વાકયોની રચનામાં પણ જરા ક્ષતિ દેખાય છે. દા. ત. 'મોહિની'માંનું 'બનીઠણીને વરણાગિયો બનીને તે પ્રિયામિલન માટે ઊપડયો' એ વાકયના પહેલા ત્રણ શબ્દોમાં એક જ વિચારનું પુનરાવર્તન નથી લાગતું? 'ચારસો વીસ' નામની વાર્તામાં મુંબઈના ઘરની તંગીના પ્રશ્નને લેખકે વાર્તા સાથે વણી લેતાં લખ્યું છે: 'પણ નાનકડી પડયા રહેવાય એવડી ઓરડી મળવી એ આકાશ-કુસુમવત્ થઈ ગયું છે.' અહીં 'આકાશ કુસુમવત્' શબ્દ ખૂબ ભારે લાગે છે.

'જમના ડોશી' એ આધુનિક યુગની ડોશીઓનાં પ્રતીક જેવાં છે. ડોશીઓનાં માનસનો અચ્છો અભ્યાસ કરી લેખકે એમનું પાત્ર ખૂબ સરસ રીતે ઉપસાવ્યું છે. છેલ્લી વાર્તા 'દેવના દીધેલ'માં સંતાનપ્રાપ્તિ માટેનો પતિ-પત્નીનો વલવલાટ ખૂબ સ્વાભાવિક શૈલીમાં પણ વેધક રીતે રજૂ કરવામાં લેખક ફાવ્યા છે. ટૂંકમાં વાર્તા-સંગ્રહ પ્રેરક ને માર્ગદર્શક છે. ને નૈતિક મૂલ્યાંકનો જ્યારે દિનપ્રતિદિન ભૂંસાતાં જાય છે ને જાતીયતાને જ જીવનનો શ્વાસપ્રાણ માનતી સાહિત્યિક કૃતિઓ ઢગલાબંધ બહાર પડતી જાય છે ત્યારે તો આવી વાર્તાઓ વિશેષ ઉમળકાભર્યા આવકારને પાત્ર ઠરે છે.





ઝેરના ઘૂંટડા :

[ લે૦ મેક્સિમ ગોર્કી. અનુ૦ શંકર ગોહિલ. પ્ર૦ ચેતન પ્રકાશન ગૃહ લિ૦, ગોરેગાંવ. કિંમત સાડાત્રણ રૂપિયા ]

રશિયાના સાહિત્યસ્વામી મૅક્સિમ ગોર્કીની આત્મકથાના ત્રણ ભાગમાંથી પહેલા ભાગ My Childhoodનો આ ગુજરાતી અનુવાદ છે. ગોર્કીએ આત્મકથામાં તત્કાલીન રશિયન સમાજની વાસ્તવિકતા સાવ નગ્ન સ્વરૂપે પરંતુ રોચક શૈલીમાં રજૂ કરી છે. એની નિખાલસતા પણ આદર્શ છે. ગુજરાતીમાં એ આત્મકથા ઉતારવા બદલ શ્રી ગોહિલને ધન્યવાદ ઘટે છે. એની ભાષા સાદી ને સરળ રહે ને વાર્તાલાપ પણ કુદરતી લાગે એ માટે અનુવાદકે ઠીક ઠીક કાળજી લીધી લાગે છે. મુદ્રણદોષો ઢગલાબંધ છે ને અનુસ્વાર વિષે ઓછામાં ઓછી કાળજી લેવાઈ છે એ આ અનુવાદની ( કે પછી પ્રકાશકની ? ) નોંધવી પડે એવી ક્ષતિ છે.

વિસ્મૃતા :

[ લે૦ રવીન્દ્ર ઠાકોર. પ્ર૦ મુકુંદકુમાર શાસ્ત્રી, અમદાવાદ. કિંમત દશ આના.]

રામાયણે જેની ખૂબ ઉપેક્ષા કરી છે એવી મહાત્યાગિની લક્ષ્મણ–પત્ની ઊર્મિલા વિષેનું આ છત્રીસ પાનાંનું નાટક ઊર્મિલાના ચરિત્રને ઉપસાવવાનો પ્રામાણિક પ્રયત્ન કરે છે. લેખકને એક સાવ નાનકડા નાટકને એકલું અટૂલું (અલબત્ત જાહેર ખબરોની ઓથ તો સારા પ્રમાણમાં છે) પ્રસિદ્ધ કરવાનો મોહ શા માટે જાગ્યો હશે એ સમજવું મુશ્કેલ છે. કાગળ ખૂબ હલકા છે, પુસ્તકનું કદ પણ સાવ નાનું છે ને એમાંય વળી લેખકની પરિચયવિધિ ને ઋણભાર હળવો કરવાની વિધિએ પોતાની આગવી જગા રોકી રાખી છે.

ઉચ્ચ આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખીને આ નાટક લખાયું હોવા છતાં એ પ્રેક્ષકોનો રસ ટકાવી શકે કે કેમ એ શંકાસ્પદ છે. આમ છતાં લેખકની શરૂઆત આશાસ્પદ છે.

કલિગીતા :

[લે૦ શ્રી. રામદાસ. પ્ર૦ શ્રી. ઈન્દુલાલ પરીખ, શાહપુર, અમદાવાદ કિંમત એક રૂપિયો.]

સામાજિક વ્યવહારના અનુભવો તથા ધાર્મિક શાસ્ત્રોના વાચન પરથી ઉદ્ભવેલાં મંથનોનું ફળ તે આ કલિગીતા. એના રચયિતા શ્રી. રામદાસે સામાન્ય લોકોને સમજાય એવી સરળ શૈલીમાં ઉપદેશાત્મક શ્લોકો લખ્યા છે. અભિનંદનીય હકીકત એ છે કે આ શ્લોકો માત્ર પરાપૂર્વની રૂઢિને અનુસરવાને બદલે જરૂરી લાગે ત્યાં સુધારાની હિમાયત કરે છે. લેખકનો પ્રયત્ન આમવર્ગને સરળરીતે ગળે ઉતારવામાં ઠીક ઠીક સફળતા પામ્યો છે.

પ્રતીક :

[ લે૦ પ્રિયકાન્ત મણિયાર. પ્ર૦ કવિલોક પ્રકાશન, અમદાવાદ. કિંમત એક રૂપિયો.]

જુદાં જુદાં સામયિકોમાં લખેલાં ટૂંકાં પણ મર્માળાં કાવ્યો દ્વારા જાણીતા થયેલા ગુજરાતના યુવાન અને આશાસ્પદ કવિ શ્રી. પ્રિયકાન્ત મણિયારનો આ પ્રથમ કાવ્ય–સંગ્રહ છે. આત્મા–પરમાત્માની અદ્વૈતતા, સ્ત્રી-સૌંદર્ય અને ઋતુવર્ણનથી માંડીને રોજબરોજના અનેક વિષયો પરનાં કાવ્યો પણ આ સંગ્રહમાં છે. એમનાં કાવ્યોનું વિશિષ્ટ તત્ત્વ એમની રજૂઆતકળા છે. વિષય ગમે તેવો ગંભીર હોય પરંતુ એને સરળ રૂપકો દ્વારા હળવો ફૂલ બનાવવો એ જાણે એમને મન રમત વાત છે. ચૂડીઓ વહેરનાર એ મસ્ત કવિ કદાચ ચૂડીને આકાર આપતાં આપતાં જ કાવ્યને આકાર આપતા હશે. ઘણા પ્રસંગોમાં વસ્તુ જુઓ તો સાવ સાદી, પણ વાંચ્યા પછી તો એવી ચીક ચડે કે આ કવિ તે કેવો કે જે વસ્તુ હું રોજ જોઉં છું ને એ વિષે

કદી વિચાર કરવાંની પણ મને જરૂર જણાઈ નથી એમાંથી એણે જીવનની આટલી ઊંડી ફિલસૂફી તારવી કાઢી !

એક પણ કાવ્યમાં કલ્પના કે વિષયને મારી મચડીને ચોકઠામાં આણ્યાં હોય એવો ભાસ થતો નથી. ભર યૌવનમાં મહાલતી કોઈ નવયૌવના પોતાના પ્રીતિ-પાત્ર પર અધિ પ્રેમ ઢોળી દે એમ કલ્પનાએ એનું સર્વસ્વ આ કવિને આપી દીધું છે. કવિ નિરાશાના સૂર કાઢતા નથી. જીવન જેવું છે એમાંથી એની ખૂબીઓ ઉપસાવી કઢે છે. જો કે એમ કરવા માટે એ ક્યાંક કટાક્ષનો ઉપયોગ કરે છે ખરા, પણ સાવ નિર્દોષ રીતે.

શ્રી 'મણિયારે છંદોબદ્ધ કાવ્યો પણ આપ્યાં છે અને છંદ વગરની અપદ્યાગદ્ય શૈલીનો પણ પરિચય કરાવ્યો છે. 'એ સોળ વરસની છોરી,' 'તું કોણ ? હું કોણ ?' 'જાયા,' 'હેમંતની રાત,' 'ચેતવણી,' 'આયુષ્યનું ક્રમ,' 'કૃષ્ણ–રાધા' વગેરે કાવ્યો નિર્મળ પ્રેમ, માતૃત્વની ઉચ્ચ લાગણી, પ્રકૃતિ વર્ણન, મૃત્યુની ફિલસૂફી ને દેહ દેહીના અદ્વૈત વિષેની વાતોમાં સરી પડે છે. એમનાં કાવ્યો વાચકને ભાવનાના શિખરની ટોચ પર લઈને બેસાડી દે છે—પાછા ઊતરવાની શક્તિ કે ઇચ્છા જ ન રહે એ રીતે.

આ યુવાન કવિએ પહેલો જ સંગ્રહ આવો સરસ આપીને બાકીના સંગ્રહો વિષેની સાહિત્ય પ્રેમીઓની અપેક્ષા અનેકગણી વધારી મૂકી છે.

**સંસારના રંગ :**

[ લે૦ સરોજિની મહેતા. પ્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. કિંમત એક રૂપિયો. ]

સમાજના દરેક ઘરને ખૂણે બનતી, જૂનવાણી વડીલોને મન નજીવી લાગતી હોવા છતાં સહન કરનાર વ્યક્તિના જીવનને અંધારા કૂવામાં ધકેલી દેતી મહત્ત્વપૂર્ણ ઘટનાઓનું આ પુસ્તકમાં તાદશ વર્ણન આપવામાં આવ્યું છે. સામાજિક પ્રતિષ્ઠાને બહાને કેટલાય ઊગતા છોડોને રહેંસવા વડીલો તૈયાર થાય છે. એનો ખ્યાલ લેખિકાએ ખૂબ સરળ ભાષામાં સરસ રીતે આપ્યો છે. ફૂલની ચોરી કરીને ભગવાન માટે ફૂલના હિંડોળા કરનારો, ગંધ મારતા ઘીનો અખંડ દીવો બાળનારો, ટાયફોઇડ કે બીજા કોઈ મહારોગને લીધે વહુને આવેલી અશક્તિ દૂર કરવામાં પેસાતો બગાડ જોનારો ને અન્નકૂટમાં લખલૂટ પૈસા ખર્ચનારો. ખૂબ મોટું પાપ કરીને એમાંથી છટકી જઈ સત્યનારાયણની કથા કરાવનારો, કન્યા પક્ષને પજવીને પહેરામણી લેનારો ને સ્ત્રીને વારસાહક ન આપવામાં માનનારાઓનો વર્ગ હજુ પણ નાનોસૂનો નથી. સમાજને ઊંચે ચડાવવો હશે તો સ્ત્રીઓને સાચું જ્ઞાન આપ્યા વગર નથી જ ચાલવાનું. પુસ્તકનો ચોથો વિભાગ 'ફક્ત વડીલો વાંચે' હજારો માબાપોની આંખો ઉઘાડે તેવી સચોટ રીતે આલેખાયો છે. આ પુસ્તકનો જેમ પ્રચાર થાય તેમ સામાજિક સુધારા કે ઉન્નતિની ચળવળને વધુ વેગ મળે તેમ છે. શાળાઓમાં સામાન્ય જ્ઞાનના વિષયમાં આ પુસ્તક કિશોર–કિશોરીઓને શીખવાય, જેથી એમના વિચારોનુ ઘડતર સારા માર્ગે વળે. આવું સુંદર પુસ્તક આપવા બદલ લેખિકા અભિનંદનના અધિકારી છે.

**ભૂલકાંનાં ગીતો :**

[ પ્રયોજક : મૂળદેવ પંડ્યા. પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ. કિંમત બાર આના ]

નાનાં બાળકો હોંશે હોંશે ગાવા પ્રેરાય એવાં ગીતોનો સંગ્રહ બહાર પાડીને અનુભવી શિક્ષકે સારી સેવા કરી છે, પણ નાનાં બાળકો માટેનાં પુસ્તકોમાં પણ જોડણી વિષેનો સ્વૈરવિહાર ચલાવી ન લેવાય, પુનર્મુદ્રણ વખતે દરેક પાનેથી જોડણીની ભૂલો સુધારવા વિષે લેખક કાળજી રાખશે ?

કોઈ કોઈ ગીતમાં કલ્પના ખૂબ અસંદિગ્ધ લાગે છે. 'સોનેરી સવાર'માં પહેલી કડીઓ સરસ છે; પણ પછી તો કવિ આંગણામાંથી ઊડીને સીધા હિમાલય ને ત્યાંથી સીધા દિલ્હી પહોંચે છે. આવી વિચિત્ર ગૂંથણી કેટલાંક ગીતોને મોળાં બનાવી દે છે.

**વળામણાં :**

[ લે૦ પન્નાલાલ પટેલ. પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ, અમદાવાદ. કિંમત અઢી રૂપિયા. ]





ચોથી આવૃત્તિમાં પ્રવેશતી આ લઘુ નવલકથા એની લોકપ્રિયતાથી જાણીતી છે જ. શાળા-મહાશાળાઓમાં એ પાઠ્ય-પુસ્તક તરીકે મંજૂર થતાં એની જવાબદારી વિશેષ વધી કહેવાય, જે વાર્તાને આપણા પીઢ સાહિત્યકાર સ્વ ઝવેરચંદ મેઘાણીએ 'ઉત્તમ વાર્તા'થી બિરદાવી છે એ જ એનું મોટામાં મોટું પ્રમાણપત્ર છે

ગ્રામીણ સમાજના અચ્છા આલેખક તરીકે શ્રી પન્નાલાલ હવે તો પૂરેપૂરા જાણીતા છે જ. 'મળેલા જીવ', 'માનવીની ભવાઈ,' 'પાછલે બારણે, પણ એ જ કારણે શ્રેષ્ઠ સર્જનો ગણાઈ શક્યાં છે. તેમની ટૂંકી વાર્તાઓ પણ ગ્રામ્ય જીવન રંગવામાં એટલી બધી ખીલી ઊઠે છે કે એ વાંચવાની જ મઝા લૂંટયા કરીએ એવું થાય છે.

'વળામણાં' પણ સાદા ગ્રામ્યજીવનને રજૂ કરતી અને સાથે સાથે બીજા કેટલાય પ્રશ્નોને છણતી એક એવી નવલકથા છે કે એની પકડમાંથી વાચક ક્યારેય મુક્ત ન જ બની શકે. આખી વાર્તા સાદ્યન્ત સુંદર રીતે જમાવટ કરી જાય છે. ચાર ચાર આવૃત્તિઓ પામતી નવલકથા જ એની ઉત્તમતા પુરવાર કરવા માટે પૂરતી સાબિતી રૂપ છે.

કવિતા ૧૯૫૩ :

[ સંપાદક; સુરેશ પરસોતમદાસ દલાલ. પ્ર. પ્રવીણ કરસનદાસ ગાંધી: મુંબઈ ૪. કિંમત અઢી રૂપિયા.]

વિદેશોમાં આ પ્રકારનું વિષયવાર વાર્ષિક પ્રકાશન થાય છે. એ ગુજરાતી સાહિત્યમાં મોડું મોડું પણ અનુકરણ કરવા યોગ્ય લાગ્યું છે એ ઇચ્છનીય છે. કવિતાનો વાચક વર્ગ મર્યાદિત. તેમાંય એનો ખરીદનાર તો બહુ જ ઓછો એવા વિષયને સંપાદકે સ્પર્શ્યો છે એ તો વ્યવહારુ ગુજરાતને એ તો જોખમ જ લાગે. છતાં આખા વરસમાં ખૂણે ખાચરે ફરી વળીને દરેક વાચક બધું ન વાંચી શકે એવા માટે આ જાતના સંગ્રહો ખૂબ ઉપયોગી થઈ પડે ખરા. પણ આ પ્રતિનિધિત્વ લઈ શકવા માટે આ સંપાદક કરતાં પણ વિશાળ દૃષ્ટિવાળા, 'ધુળધોયા'ની જરૂરત છે. આ આખો સંગ્રહ ચીવટથી જોઈ જનારને એ જરૂર ખૂંચશે કે સંપાદકની દૃષ્ટિ બહાર હજુ ઘણું બધું રહી ગયું છે. અમુક જ સામયિકો કે અમુક જ નામ પાછળનો સંપાદકનો પક્ષપાત પણ વરતાઈ આવ્યા વિના રહેતો નથી એટલે જ આ સંગ્રહને આખા વરસનું પ્રતિનિધિત્વ તો ન જ આપી શકાય પ્રવેશકમાં શ્રી મનસુખલાલ ઝવેરીએ પણ આ માટે સહેજ પણ ટકોર નથી કરી એ ખરેખર શોચનીય છે આ કામ વ્યક્તિ વિશેષ કરતાં અમુક વ્યક્તિઓનું સહિયારું થવું જોઈએ કે જેથી એકની નજર ન પહોંચી હોય ત્યાં બીજાની પહોંચી જાય. અને ત્યારે જ આવા જરૂરી સંપાદનની પૂરી સફળતા અને સાથે સાથે સાર્થકતા ગણાઈ કહેવાય. એક વરસ જેટલા ટૂંકા ગાળા માટે પસંદગીમાં પણ સારી એવી કરકસરની જરૂર ગણાય.

અને સૌથી વધુ કાળજી લેવા જેવી વાત તો એ છે કે આવા સંગ્રહને લોકભોગ્ય બનાવવા માટે ૮૦ પાનાંના પુસ્તકની અઢી રૂપિયા કિંમત કોઈને પરવડે જ નહિ—કાવ્ય-વિમુખ બનતા જતા ગુજરાતને તો ખાસ નહિ જ.

ગીતા પ્રવચનો.

[ લે. વિનોબા ભાવે પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત એક રૂપિયો. ]

ફક્ત એક જ વર્ષમાં દશ હજાર પ્રતની પહેલી આવૃત્તિ ખલાસ થયેલ પુસ્તકનું આ પુનર્મુદ્રણ છે. આ ધાર્મિક અને આધ્યાત્મિક પુસ્તક આટલું બધું લોકભોગ્ય બનવાથી પ્રકાશકે એને સસ્તુ બનાવવા માટે ખાસ જહેમત ઉઠાવીને આ લગભગ ત્રણસો પાનાનું પુસ્તક એક જ રૂપિયાની કિંમતે આપવાનું બીજી આવૃત્તિ માટે શક્ય બનાવ્યું છે એ માટે પ્રકાશક શાબાશી મેળવી જાય છે.

ગીતા એ તો ભારતવર્ષનું એક એવું અમૂલ્ય પુસ્તક છે કે એનાં ગમે તેટલાં ભાષ્યો થાય છતાં એ નિતનવું જ રહેવાનું. અને તેમાંય આજે વિનોબા જેવાનું વ્યક્તિત્વ તો દુનિયાને ખૂણેખૂણે પરખાયું છે એવા વિખ્યાત પુરુષે જેને લોકભોગ્ય બનાવવાના પ્રયત્નો

કર્યા વગર પોતાની લોકસેવાની સાચી ધગશે એ આપોઆપ સામાન્ય સમજનાને પણ સમજી શકે એવી ભાષામાં છે. આ આખું પુસ્તક પ્રવચન રૂપે જ સાને ગુરુજી જેવી અધિકારી કલમ વડે ટપકાવાયેલું છે. આ પ્રવચનોના સારાંશરૂપે સાને ગુરુજીએ 'ગીતા હૃદય' પ્રગટ કરેલું એ પણ ગુજરાતી જનતાને એટલું જ પ્રિય છે. પણ આ મૂળ પ્રવચનો તો એથી પણ વધુ મહત્ત્વનાં, ઉપયોગી અને દસ્તાવેજી પણ ગણાય.

કેટલેક ઠેકાણે આ પુસ્તક નિત્યપાઠમાં વપરાય છે એટલે આ જ પુસ્તકને પાકું બાઈન્ડીંગ કરીને થોડી નકલો દેઢ રૂપિયાની કિંમતની પણ કાઢી છે. આ પુસ્તક માટેની એ જ મોટી સફળતા ગણાય કે રોજેરોજના પાઠમાં પણ એનો કેટલાંય ઘરોમાં ઉપયોગ થઈ રહ્યો છે.

ગીતાના આવા સરળ ભાષ્યને એકલા ગુજરાતમાં જ નહિ પણ દરેક પ્રાંતમાં આવકાર મળે છે એ જ એની સર્વપ્રાંતીયતા—સર્વદેશીયતા પણ કરવી જરૂરી છે : અંગ્રેજી ભાષાંતર દ્વારા—સાબિત કરી બતાવે છે. નૈતિક ઉત્થાનના આ સંક્રાન્તિકાળમાં આવાં પુસ્તકો ઘરની શોભા જ ન બની રહેતાં જનતાના આચાર વિચારમાં પણ સત્ત્વ રીતે ફાળો આપે એ જરૂરી છે.

**ગાતાં ઝરણાં :**

[ લે. 'ગની' દહીંવાલા. પ્ર. લેખક પોતે, ગોપીપુરા, સૂરત. કિંમત સવા રૂપિયો ]

ગુજરાતનું રંગીલું શહેર ગણાતું સૂરત કાવ્યપ્રવૃત્તિથી પણ હંમેશ મઘમઘતું રહે છે એ વાત કોઈથી અજાણી નથી. નર્મદની એ નગરીએ કવિઓ ભલે ઓછા આપ્યા હોય પણ છેલ્લી વીસીમાં ત્યાં જે કાવ્યપ્રવૃત્તિ અવિરત વહી રહી છે એના માટે સૂરત સાથે સાથે ગુજરાત પણ ગર્વ લઈ શકે છે.

શ્રી 'ગની' દહીંવાલાનો આ પ્રથમ કાવ્ય-સંગ્રહ 'હૃદય ઝરણાં' પણ એ ઘમઘમી રહેલી કાવ્ય પ્રવૃત્તિનું સુંદર પરિપકવ ફળ છે એટલે એને આવકારવા, એનો રસાસ્વાદ કરવામાં કોઈ ઑર લહેજત આવે. શ્રી 'ગની'ના સુમધુર કંઠને જેણે સાંભળ્યો છે એ તો આ 'ગાતાં ઝરણાં' કરતાં ગાતા ગનીને વધુ પસંદ કરે. એમની ગાવાની હલક અને હૃદય રકતમાં બોળેલી એમની કલમમાંથી ટપકેલું ગીત–કાવ્ય કોઈ અજબ સંયોજન આપી જાય.

શ્રમજીવી પણ કવિ હોઈ શકે છે એ હવે નવું નથી. શ્રમજીવી તો પરસેવાના ટીપેટીપામાંથી કાવ્યનું સર્જન કરી જાણે છે, કવ્યની સાચી કિંમત પણ એ સમજે છે. અને એટલે જ 'ગાતાં ઝરણાં'ના શ્રમજીવી કવિ પોતાના સીવણ–વ્યવસાયમાંથી પણ કવિતા ગાઈ શકયા છે, અરે કવિતાની મસ્ત જિંદગીને જીવી પણ શકયા છે. એમનાં ગીતો–કાવ્યોમાં જે તરવરાટ, ઉત્સાહ, ચેતના અને ખમીર છે એને આભારી એમનું શ્રમજીવી જીવન જ છે. એટલે જ તો એમની અચની–વીંટળાયેલી શ્રદ્ધા લલકારે છે :

> શ્રદ્ધા જ મારી લઈ ગઈ મંઝિલ ઉપર મને;
> રસ્તો ભૂલી ગયો તો દિશાઓ ફરી ગઈ.

રસ્તો ભૂલેલ કવિ રડવા નથી બેસતો, એ તો પોતાની શ્રદ્ધાને જોરે જિંદગી સાથે જંગ ખેલ્યે જાય છે.

આ સંગ્રહમાં મુકતકો છે, ગઝલો છે, કાવ્યો છે અને ગીતો પણ છે. પીડિતોનાં ગીતો માટે કવિની કલમ કેવી કમનીયતા ધારણ કરી લે છે એ તો બીજાં બધાં ગીતો કરતાં કંઈક જલદી મોઢે ચડી જાય તેવું 'ભિખારણનું ગીત' કહી જાય છે. ઈશ્વર પ્રત્યેની ભિખારણની ઉપાલંભી વૃત્તિ પણ કેવી અનોખે રૂપે કવિએ પ્રગટાવી છે?

> સોળે શણગાર સજી આવું
> પરભુ મને જોવાને ધરતી પર આવજે;
> મુજમાં સમાએલ તારા સ્વરૂપને
> નવલખ તારાએ વધાવજે;

દરિદ્રનારાયણનાં દર્શને ખુદ નારાયણને આ પોકારે પધારવું જ પડે ને!

આ સંગ્રહને પ્રગટ થવાનું અનુકરણીય પગલું ભરનાર સૂરતની 'ગની કાવ્ય–સંગ્રહ પ્રકાશન સમિતિ' જેવી સંગઠિત સંસ્થાઓ દરેક ઠેકાણે સરજાય તો? તો કેટલાય 'ગની' ગુજરાતને મળતા અટકી ન જાય. ગુજરાતના આવાં રત્નોને બહાર લાવવા માટે આ યોજના અભિનંદનીય ગણાય.

'ગાતાં ઝરણાં'નું ગીત ગુંજતું ગુજરાત શ્રી ગનીને વધુ ઝરણાંના જનક થવા વિનવે અને અભિનંદે તો કશું જ ખોટું નથી.

*





૫૫ વર્ષની પાકટ વયનો આ લેખક પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન એમ્બ્યુલન્સ ડ્રાઈવર તરીકે ઈટલી ગયો ને એમાં થયેલા અનુભવોનો નીચોડ એણે A farewell to Arms (૧૯૨૯) નામની નવલકથામાં રજૂ કર્યો. એ નવલકથાએ એને ખૂબ પ્રસિદ્ધિ અપાવી. એ દુનિયાના ઘણા દેશોમાં રખડ્યો છે ને પરિણામે એની નવલકથાઓમાં અનુભવનું ઊંડાણ ખૂબ તરવરે છે 'For whom the Bell tolls' નામની ૧૯૪૦માં પ્રસિદ્ધ થયેલી નવલકથાએ એની પ્રતિભા ખૂબ દીપાવી ને ૧૯૫૨માં પ્રસિદ્ધ થયેલી 'The old Man & the Sea' નામની નાનકડી નવલકથાએ તો એને સાહિત્ય જગતમાં મહાન સિતારા તરીકે ચમકાવ્યો છે.

આ વર્ષે નોબેલ પારિતોષિક માટે એને પસંદગી આપવામાં આવની હતી; પરંતુ બ્રિટનના રાજનીતિજ્ઞ ને સાહિત્યકાર સર વીન્સ્ટન ચર્ચીલ એ માન મેળવી ગયા; પરંતુ હેમીંગ્વેની શક્તિમાં શ્રદ્ધા ધરાવનારાઓને વિશ્વાસ છે કે મોડાવહેલાં પણ એને નોબેલ પારિતોષિક મળશે.

The old Man & the Sea એ એક ઘરડા માછીમારની વીતક કથા આલેખતી ૧૪૦ પાનાની ચોપડી છે: પરંતુ આટલી ટૂંકી કથામાં પણ માછીમારનું વ્યક્તિત્વ ઉપસાવવામાં લેખક ખૂબ સફળ નીવડ્યા છે.

સાવ ક્ષીણ થઈ ગયેલા શરીરવાળો એક માછીમાર ડોસો નિર્વાહ અર્થે માછલાં પકડવાનો ધંધો તો કરે છે, પરંતુ એની કમજોરીને કારણે એ માછલાં પકડી શકતો નથી ને છતાંય જુસ્સો ટકાવીને કામ ખેંચે રાખે છે. પોતાની શક્તિ ટકાવવા માટે એ એકલો એકલો પોતાની જાતને ઉદ્દેશીને ઘણી વાતો કરે છે. એમાં એનાં કેટલાંય અરમાનો ખુલ્લાં પડે છે. ત્રણ ચાર દિવસની સતત મહેનતે એ એક મોટી માછલી પકડવામાં સફળ નીવડે છે; પણ એની સાથે સહીસલામત ઘેર પહોંચે એ પહેલાં એ મુશ્કેલી હેરાન થાય છે. કંટાળીને એ તોફાની માછલીને ચપ્પુથી મારે છે: હોડી સાથે બાંધેલી એ મૃત માછલીને શાર્ક ખાઈ જાય છે ને સાવ ઢીલોઢફ થઈને એ કિનારે પહોંચે છે ત્યારે પકડેલી માછલીનાં હાડકાં સિવાય કશું જ બાકી રહ્યું હોતું નથી. માછીમારના ધંધામાં પાપ સમાયેલું છે કે પુણ્ય એની તાત્વિક ચર્ચામાં પણ એ ઘડીભર ગૂંથાય છે. કિનારે પહોંચીને એ સીધો ઝૂંપડીમાં જઈને પડે છે ને એની સંભાળ રાખતો એક પ્રેમાળ છોકરો એને મલમપટ્ટા ચોપડી કૉફી પીવરાવે છે ને પછી તો *ઉજાગરાથી થાકેલો ડોસો નિરાંતે ઊંઘી જાય છે.* વાતોનો અહીં અંત આવે છે.

એવી સાદી પણ હૃદયંગમ શૈલીમાં વાર્તા લખઈ છે કે માછીમારના ભાવ વાચકના હૃદયમાં સોંસરા ઊતરી જાય સાવ સાદી વસ્તુમાંથી પણ હેમિંગ્વે આવું સરસ સર્જન કરી શક્યો એ જ એની કલાશક્તિની પ્રતીતિ કરાવવા માટે પૂરતું છે.



ડૉ. ભૂપતરાય મો. દવે · ડૉ. શંકરલાલ મો. કૃત



# રોગ અને આસન







મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

જીવનમાં રસ અને આનંદ પ્રેરનારું પૂર્વ આફ્રિકાનું પ્રથમ પંક્તિનું ગુજરાતી સામયિક

તંત્રી
શ્રી ધનજી કાનજી
ગાંધી




સંપાદક
શ્રી ગજેન્દ્ર પંડ્યા
એમ. એ.

આફ્રિકામાં વસતા લેખકો અને લેખિકા બહેનો હવે સાહિત્યમાં રસ લેવા માંડ્યા છે અને ઉપરોક્ત માસિક શરૂ કર્યું છે. કુમાર–કુમારિકાઓ એ હોંસે હોંસે વાંચે છે અને પોતાના સ્નેહી સગાસબંધીને પણ ભલામણ કરે તેવું રસઝરતું આ માસિક છે. આવું આનંદપ્રિય માસિક મુંબઈ ઇલાકાના દરેક ગામડે એટલા ખાતર વસાવવું જોઈએ કે આપણા દેશ–બાંધવો પરદેશમાં પણ ગુર્જર સાહિત્યનો ઝંડો ફરકાવે છે. અત્રેના યુવક–યુવતીઓ અને વિદ્યાર્થીઓ પણ વાંચે છે. જુવાનો અને વડીલોને પણ તે ગમી જાય તેવું છે. પ્રભાતના પ્હોરમાં ચા પીતી વખતે જરા નજર નાખવા જીગર તલપાપડ થાય કે ક્યોને જરા "મધપૂડો" માં નજર નાખીએ! તદુપરાંત સાંજે ધંધા નોકરીમાંથી થાકયા પાકયા આવ્યા હો, ત્યારે પણ વ્હાલી પ્રિયતમા સાથે પ્રેમગોષ્ઠિ કરતા હો ત્યારે પણ મનડું લોભાશે કે ચાલો આ માસિકને વાંચીએ. આજુબાજુમાં બાળકો કિલ્લોલ કરતાં હશે તેને પણ એઘડી થશે કે તેનો બાળવિભાગ જોઈએ. એમાં કવિશ્રી ડાહ્યાભાઈ પટેલ બેરિસ્ટરના પ્રીતિભર્યાં ગીતડાં અને રાષ્ટ્રશાયર શ્રી. ગજેન્દ્ર પંડ્યા. એમ. એ. નાં કાવ્યો હૈયાને હલમલાવી નાખે તેવાં છે. જાણે કે પ્રેમના હિંડોળે ઝુલતા હો તેવી ઊર્મિ ઉછળશે. જાણે કે વિચારની પાંખે કલ્પનાના ગગનમાં વિહરતા હો એવું લાગશે. જાણે સ્નેહના ઝરમર મેહુલામાં સ્નાન કરતા હો તેવું જણાશે. સારાંશ કે આ માસિક તો એઘડીની મોજ લુંટવા જેવું છે. તેને ઉચ્ચ કક્ષામાં મૂકવા યથાશક્તિ પ્રયાસ ચાલુ છે.

વગર વિલંબે આજે જ મગાવો અને ગ્રાહક થાઓ.

હિંદનાં અનેક માસિક વાંચી જોયાં પરંતુ આફ્રિકાનો આ "મધપૂડો" તમારાં પુસ્તકાલયોમાં જરૂર વસાવો.

* * * *

## પહેલા અંકની રસ–સામગ્રી

| | | | |
|---|---|---|---|
| તાકાતની દયા | ધનજી કા. ગાંધી | અમે પણ છીએ | શેખાદમ આબુવાલા |
| નિરાશા | ડાહ્યાભાઈ પટેલ | છત્રપતિ સિવાજી મહારાજ | ડા. પટેલ |
| જીવનનો લહાવો | — | પ્રિયાનો વિરહ | ડાહ્યાભાઈ પટેલ |
| ઓરતા | પન્નાલાલ પટેલ | સંપ ત્યાં જંપ | હ. સ. જોષી |
| યાદ પ્યારાની | ડાહ્યાભાઈ પટેલ | અમરફળ | ચંદ્રવદન મહેતા |
| સ્ત્રીને પરાધીનતા કેમ લાગે છે? | મ૦ લા. પટેલ | ફરજ સમય | મોહનલાલ વ્યાસ |
| ભૂલનો ભોગ | ગજેન્દ્ર પંડ્યા | | |
| ઉર્વશી | ડાહ્યાભાઈ પટેલ | | |
| શરદપૂર્ણિમા | ડાહ્યાભાઈ પટેલ | | |
| રાજ મને લાગ્યો મેઘાણીનો રંગ | જિ. પ્ર. મહેતા | | |

દરેક અંકે ત્રિરંગી મુખચિત્ર. દર મહિને ૮૦ પાનાંનું સમૃદ્ધ વાચન. વાર્ષિક લવાજમ ફક્ત **શિલીંગ વીસ.** ભારતમાં દશ રૂપિયા.

જાહેર ખબરના દર, વાર્ષિક ગ્રાહક બાબત કે બીજા કોઈ પણ પત્રવ્યવહાર માટે તંત્રીનું આ સરનામું નોંધી રાખો:—

**શ્રી ધનજી કાનજી ગાંધી.** પો. બૉ. નં. ૩૩૯ : કંપાલા (યુગાન્ડા–આફ્રિકા)
પો. બૉ. નં. ૧૪૦૬ : નૈરોબી (કેન્યા–આફ્રિકા)

અંક ૪ : જુલાઈ '૫૪
સળંગ અંક : ૨૯૨
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯
સાહિત્ય રેડતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે. એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવુ.–
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે.
* મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ નં ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખ, મંગળ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



# વિદ્યા શોભે વિનયથી!

ધૂમકેતુ

[ વિદ્યા શોભે વિનયથી, વિનય જીવનનું નૂર, વિદ્યા બનતી વાંઝણી, રહે વિનયથી દૂર ! ]

એક વખત એવું બન્યું, તક્ષશિલાના આચાર્યની પાસે કાશીરાજનો એક સંદેશવાહક આવીને ઊભો રહ્યો. એની સાથે પાલખી, રથ, ઘોડા, એવી સામગ્રી પણ હતી. તક્ષશિલાથી કાશી સુધીની લાંબી મુસાફરી માટે જે જે સગવડતાઓ જોઈએ તે બધી એ લાવ્યો હતો. તેણે આવીને આચાર્યને બે હાથ જોડ્યા. પ્રણામ કર્યા. પછી રાજાનો સંદેશો આપ્યો. કાશીના રાજાએ આચાર્યને પોતાને ત્યાં બોલાવ્યા હતા. કાશીરાજ બ્રહ્મદત્તને આચાર્ય જાણતા હતા.

આચાર્ય બે ઘડી તો આ સંદેશો સાંભળીને વિચારમાં પડી ગયા. પોતાને કાશીરાજ શા માટે બોલાવે? અને એટલી લાંબી મુસાફરીએ એ જાય તો પછી આંહીં તક્ષશિલા વિદ્યાલયને કોણ સંભાળે? વિદ્યાર્થીઓનું શું થાય?

પણ એને તો નવાઈ તો આ વાતની લાગી કે કાશીરાજ એને બોલાવે શા માટે? જેને વિદ્યા લેવી હોય તે તો આંહીં આવે છે. નિયમ તો આવો છે.

એટલામાં સંદેશવાહકે જ કહ્યું: 'પ્રભુ! કાશીરાજ બ્રહ્મદત્ત તો મરણ પામ્યા છે. પણ એના જે કુમાર આંહીં તક્ષશિલામાં વિદ્યાર્થી હતા, તે અત્યારે રાજગાદી ઉપર આવ્યા છે. અને એમણે તમને બોલાવ્યા છે!

આચાર્ય આ વાત સાંભળીને તો વધારે ઊંડા ઊતરી ગયા. તેમને લાગ્યું કે તો તો આ વાત વધારે ગુંચવણભરી થાય છે. કારણ કે તેમને હવે સાંભર્યું કે કાશીરાજ બ્રહ્મદત્તનો એક કુમાર આંહીં એક સહસ્ર હિરણ્ય* લઈને વિદ્યા માટે આવ્યો હતો ખરો. એના વિષેની એક વાત પણ આચાર્યને કહી હતી. એક વખત એ પોતે વિદ્યાર્થીવૃંદ સાથે નહાવા જતા હતા ને તેમાં કાશીરાજનો કુમાર પણ સાથે હતો.

* એટલે સોનામહોર, તે વખતનો સિક્કો.





વચ્ચે રસ્તામાં કોઈ ડોશીમા બેઠાં હતાં તે પોતાના સુકવેના તનની સભાળ માટે રસ્તામાં બેઠા હતા તલને ત્યાં સુકાતા જોઈને કુમારે એક મૂઠી તલ ઉપાડી લીધા

ડોશીમા એ જોઈ ગયા પણ તે દિવસે તો કાંઈ બોલ્યા નહિ પણ બીજે દિવસે એ જ પ્રમાણે ગુરુ અને વિદ્યાર્થીઓ નહાવા નીકળ્યા ત્યારે કાશીરાજના કુમારે વળી બે મૂઠી તલ લઈ લીધા

તે છતા ડોશીમા ચૂપ રહ્યા એમને એમ કે છોકરા છે તે રમ્મત કરે!

પણ જ્યારે ત્રીજે દિવસે પણ એ જ પ્રમાણે કુમારે તલ ઉપાડ્યા ત્યારે ડોશીમાએ આચાર્યને કહ્યુ આચાર્યે કહ્યુ 'માજી! તમને એના કાર્ષાપણ મળી જાશે!' પણ ડોશીમા તો અનુભવી હતાં તેમણે કહ્યુ 'આચાર્યજી! કાર્ષાપણ આપવા લેવાની વાત નથી પણ તમારો શિષ્ય અત્યારે તલ ઉપાડે છે, એક દિવસ એ જ પ્રમાણે સુવર્ણ ઉપાડશે તમારે એને અત્યારથી જ વિનય શીખવવો ઘટે છે'

આચાર્યને ડોશીમાની વાત સાચી લાગી એટલે એમણે તો કુમારને બરાબર લમડધક્કે લીધા! આનો અર્થ તો એ થાય કે તક્ષશિલાના વિદ્યાર્થીઓ પારકી ચીજ ઉપાડી લેવામા વિનોદ સમજતા લાગે છે! અને અત્યારે જે વિનોદ છે, તે એક દિવસ પછી ટેવ થઈ જાય ચોરીની ટેવ

પણ રાજકુમારને તો પોતાના રાજનુ અભિમાન હતુ એટલે એ આચાર્યનો ઠપકો સાભળીને તે વખતે રોષે પણ ભરાયો પણ આબરૂ જવાના ભયે એ શાંત રહી ગયો!

જ્યારે વિદ્યા પૂરી થઈ ત્યારે તે રજા લઈને કાશી ગયો.

કાશીરાજનો એ એકનો એક કુવર હતો લાડમાં ઉછર્યો હતો એને વિદ્યા મળી હતી પણ વિદ્યાની પણ જે વિદ્યા છે, જાત ઉપર કાબૂ, એમા એ જોઈએ તેવો કેળવાયો ન હતો

એટલે એણે મનમાં ગાંઠ વાળી કે રાજ મળ્યા પછી પહેલુ કામ એ કરવુ કે તક્ષશિલાના આ આચાર્યને આડી બોલાવીને એને સીધો કરી દેવો

એમને પણ સમજણ પડે કે રાજાના છોકરાને સામાન્યજનની પેઠે દડ દેવાતો ન હોય!

એણે આચાર્યને તેડવા માટે જે સદેશવાહક મોકલ્યો હતો તે આ હેતુથી આવ્યો હતો, પણ આચાર્ય પણ વિવેકી ને અનુભવી હતા નવા કાશીરાજની વાત સાભળીને જ તે સમજી ગયા, કે સમૃદ્ધિ હોય, સત્તા હોય અને યૌવન હોય, ત્યા કોઈ સારી વાતની આશા તો રાખવાની ન જ હોય અને વળી પોતે તો આ કુમારનો ક્રોધ જોયો હતો

એણે કાશીરાજ થયા પછી એને તેડાવ્યો હતો જ એટલા માટે એમણે વિચાર કર્યો કે આપણે જવુ નહિ એમણે જવાબ વાળ્યો, 'આવવાનો સમય પાકશે આચાર્ય પોતે ચાલ્યા આવશે!' એમ કહેજે 'પણ એ સમય ક્યારે આવવાનો?' 'એ તો સમય આવ્યો જણાશે કે તરત હુ આવીશ મારે પણ મારી દીર્ઘની વિદ્યાનો શિરમોર જોવો છે! વિદ્યા આપી દીધી, ને વિદ્યાર્થીએ લઈ લીધી એટલુ બસ નથી વિદ્યાર્થી એનો જીવનમાં ઉપયોગ કરી બતાવે ને કાંઈક કસોટી પાર કરે ત્યારે વિદ્યાનો શિરમોર—મુગટમોર આવે એ જોવા હુ જરૂર આવીશ પણ હમણા નહિ!'

સદેશવાહક તો તે વખતે આ સદેશો લઈને પાછો ગયો

આચાર્યે વિચાર કર્યો કે સમય એ પણ શિક્ષણનુ એક મહત્ત્વનુ અગ છે જે વાત જુવાનીમા ન સમજાય તે મોટી અવસ્થા થતા ઘણી વખત એની મેળે સમજાય છે માટે આપણે રાહ જુઓ રાજા જરા ઠરેલબુદ્ધિ થાય, ઉમ્મર વધે, ત્યારે આપણે જઈશુ

પછી એ પ્રમાણે વખત જતા એક દિવસ આચાર્ય પોતે કાશી નગરીમા ગયા અને રાજાને કહેવરાવ્યુ



કે તક્ષશિલાથી આચાર્ય આવ્યા છે.

પણ રાજાના દિલમાં હજી વેરનો તણખો રહી ગયો હતો. એટલે એણે આચાર્યને બોલાવ્યા. તક્ષશિલાની વર્ષો પહેલાં બનેલી વાત કહી. પોતે એ વેર ભૂલ્યો નથી એ કહ્યું. આચાર્યે કહ્યું : 'ત્યારે એ વેરનું બીજ તદ્દન નિર્મૂળ કરવા માટે જ હું આવ્યો છું. અનાર્ય જેવા કામ માટે જે દંડ દેવામાં આવે તે દંડ દંડ દેનારનું ને લેનારનું બન્નેનું કલ્યાણ કરે છે. એ દંડ, દંડ નથી. પણ સુશાસન છે. એ જીવનમાં જરૂરી એવું નિયમન રાખવાનું બતાવે છે. મેં તમને એ દંડ એટલા માટે આપ્યો હતો રાજન્ ! તમે એનું વેર હજી પણ ભૂલી શકતા ન હો તો તમારી વિદ્યા વાંઝણી ગણાશે. એક મૂઠી તલ લેવા એ નાની વાત છે, એ ખરું. પણ એ નાનકડી જણાતી વાત તો તમારા જીવનને જુદે જ પંથે લઈ જાત. તમે ચોર ડાકુ ને લુંટારા થવાની તાલીમ એમાંથી જ મેળવત. માટે મેં જે કર્યું હતું, તે બરાબર હતું. તમારે મને એ વિષે દંડ દેવાની ઇચ્છા હોય તો ભલે. એ દંડ સહન કરવામાં મેં મારો ધર્મ બજાવ્યો ગણાશે.' આચાર્યના નિર્ભય શબ્દોએ રાજાને અસર કરી. રાજાની ત્યારે આંખ ઊઘડી કે આચાર્યની વાત તો સાચી છે.

એક નાનકડા તણખાને નાનકડો જાણીને રહેવા દેનારો આખું ગામ બળી જવાનું જોખમ વહોરે છે. આ વાત પણ એવી જ છે. રાજા તરત તેના પગમાં પડ્યો, અને તેને પોતાને ત્યાં જ રાખી લેવા માટે તૈયાર થયો.

મનની નાનામાં નાની વાતને પણ નાની ન ગણવી જોઈએ. જે મહાન શિલ્પ થાય છે તે એક વખત તો મનમાં નાનકડા બીજ રૂપે આવે છે.

મહાન અને ભવ્ય મકાન પણ એક વખત નાનકડા વિચાર રૂપે જ આવે છે.

મોટું પાપ પણ પહેલાં તો ઘણું જ નાનકડું બીજ થઈને આવેલું હોય છે.

એક એક નાનકડી પળ કેટલા બધા સમયને ધીમે ધીમે કાપી કાઢે છે. એક એક પગલું કેટલા જોજનની મુસાફરી કરાવે છે. એક એક જલબિંદુ કેવડા મોટા સમુદ્રો બનાવે છે !

મનમાં ઊગેલી કોઈ નાની વાત એ નાની નથી.

★

## નિમજ્જન

નદીનું ઘોડાપૂર હોય ત્યારે જ એમાં ખાબકવાની મને બચપણથી કુટેવ પડેલી. કમરડૂબ કે ગળાડૂબ પાણી હોય તોય હું ચોમાસાની રાહ જોયા કરતી. અષાઢી મેઘ તૂટી પડતા હોય, કાંઠે ઊભા રહીને જોવા જેવું કઠણ કાળજું પણ કોઇ ન કરી શકે એવી નદી ગાંડી બની હોય ત્યારે મને તરવાની ચટપટી થઈ આવતી. એ કારણે જ ગામ-લોકોમાં હું છતી થઇ ગયેલી. તેમાંય એ પૂરમાં કોઇ તણાતું હોય ત્યારે મને ઉપરા ઉપરી તેડાં આવતાં. ગમે તેવા કામમાં હોઉં તોય હું દોડતી જઇને નદીમાં ખાબકી પડતી. કોઈ ચોમાસું જરા મોળું જાય ને મને તો કંઈનું કંઈ થઇ જાય ! આ વખતે પણ એવું જ બન્યું. બે કાંઠે પૂર ન આવ્યું તે ન જ આવ્યું. પણ એક દિવસ બારે મેઘ તૂટી પડ્યા. હું તો હરખની મારી એ મેઘલી રાતે પણ નદીએ દોડી ગઇ પણ પૂરનું તો નામોનિશાન ન મળે ! ત્યાં આવેલી ભેખડ ઉપર હું તો ભીંજાતી બેસી જ રહી. નિરાશ થઇને પાછી વળવાનો વિચાર કરતી હતી ત્યાં વીજળીનો એક જબરજસ્ત કડાકો થયો, અને...અંધારી રાતે મને બીવડાવવા આવેલો એ છતો થઇ ગયો : ઘોડાપૂર સાથે બાથ ભીડવા આવેલી હું સીધી એની બાથમાં સમાવા ધસી ગઈ—જાણે દરિયામાં નદીનું નિમજ્જન થઇ ગયું !

रसस्रवा




## ગુજરાતની એકતા

સીમાપંચ આગળ નિવેદન રજૂ કરીને ગુજરાતે પોતાની જે સીમાઓ દોરી છે તેને ઘૂંટીને ગાઢી કરવાનું કામ ભૂલાવુ ન જોઈએ. જે ગામની પ્રજાને આપણે ગુજરાત તરીકે મનાવી છે એની દરકાર લેવાનો આપણો ધર્મ થઈ ચૂકયો, ગુજરાતની એકતા કેળવવી રહી.

એ એકતા કેવી રીતે સધાય ?

પહેલું જ પગથિયું છે ભાષાનું. નિશાળો, રંગભૂમિ, મેળા, રાસ, પ્રચારકો, કાર્યકરો એ સહુની સહિયારી આ કામગીરી છે. એમાં સરકારનો સાથ ખોળવા ઊભું રહેવું એ મૂર્ખામી જેવું છે. એ કામ સાહિત્ય સભાનું પ્રાંતિક સમિતિનું, વ્યાયામ મંડળનુ, સ્ત્રી મંડળનુ અને એવાં બીજાં જાહેર મંડળોનું છે. એ કામ ધર્માચાર્યો, પાંજરાપોળોના ટ્રસ્ટીઓ, આણંદજી કલ્યાણજીની પેઢીવાળાઓ, પારસી પંચાયતો વહોરા જમાતો, માતા મહાદેવ કે મંદિરના ટ્રસ્ટીઓનું છે. માનો કે ગુજરાતના વિદ્યાર્થીઓના પ્રવાસની આ સીમાઓ કેડીઓ બની રહી છે. ત્યાં ભમવા માટે એમણે નીકળી જવું જોઈએ અને ગુજરાતની હવા વહેતી કરવી જોઈએ.

રક્ષા કાજે કોટ કાંગરા ચણવાના દિવસો હવે નથી રહ્યા ને તોયે સંસ્કૃતિનાં વહેણ ગુર્જર ધરાના ખૂણે ખૂણે પહોંચી વળે તેવો યત્ન તો કરવો જ રહ્યો. આપણી લાક્ષણિક માયાળુતા, આપણું આતિથ્ય, આપણી ધાર્મિક ભાવના, આપણી સ્ત્રી–સન્માનની વૃત્તિ, આપણી સાદાઈ, આપણી કલાપ્રિયતા, એ બધાને સીમાડે લઈ જઈ તે લોકોને જીતી લેવાં રહ્યાં.

આ કામ સારુ એક કરોડનું ખર્ચ કરવું પડે તો યે ગુજરાતે એની હામ ભીડવી રહી. બીજા પ્રાંતો સાથે લડી ઝગડીને નહિ પણ આપણા ઔદાર્યથી આપણી પ્રજામાં વિશ્વાસ બેસાડીને, આપણી હૂંફ આપીને, નૈતિક ટેકો આપીને આપણી સીમાઓ દઢ કરવી રહી. આમ કરતાં મુડીનું કાર્યકરોનું કે સમયનું રોકાણ કરવું પડે તો ગુજરાતે પાછુ વાળીને જોવાનું *નથી એવી હાકલ પ્રાંતભરમાં પડવી જોઈએ.*

પ્રાંતને દઢ કરનારા વહીવટી માર્ગો છે ને વ્યાપાર માર્ગો છે પણ એ તો કાળે કરીને ય આવી જશે. સાંસ્કૃતિક એકતા ભારતભરની રહેશે પણ પ્રાંતીય લાક્ષણિકતાનો વિકાસ સાધવા જે રેખા આપણે દોરી છે તે તરફ વફાદારી જાળવવી રહી. અને એટલે જ સીમાઓ તરફ આપણે વિરોધ કે ઝગડાનું નહિ પણ વિશ્વાસનું, કાર્યનું, આનંદનું આંદોલન ચલાવવું રહ્યું.

આપણે સીમા પર રહેલા ગુજરાતીઓને આપણી ખાતર જ નહિ, એમની ખાતર સંભારીએ છીએ એ ખ્યાલ એમના દિલ ઉપર સ્પષ્ટ થાય તો જ સીમાઓની રેખા આપણી બને. એ ભાગીદાર છે આપણી સમૃદ્ધિના—પછી એ કલાની હોય, ધર્મની હોય, સેવાની હોય, ધનની હોય કે વિદ્યાની હોય.

સમૃદ્ધિની આ ઉદાર વહેંચણી થાય એમ આપણા ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ પણ થાય. સત્તા ને શિક્ષણ એકલા કેન્દ્રમાં નહિ પણ વિસ્તારમાં રહે કેટલા ય ફેરફારો કરવા જોઈશે. સામાજિક રૂઢિઓના તાણાવાણા સુંદર અને દઢ કરી નવા વિધિઓ રચવા જોઈશે. કોમો ને ન્યાતોમાં સારાં ગુજરાતી લક્ષણો વિકસાવવાં પડશે. ને એમ કરતાં અહીં ઘણું છોડવું પડશે ને ત્યાં ઘણુ સોંપવું પડશે. આ બધું એક બે




વર્ષનું કામ નથી, પણ એ કામની કેડીઓ જો અગાઉથી નંખાઈ જાય તો એની ધોરી વાટ બનવા માંડે, મુદ્દાઓ ચર્ચાવા લાગે ને વિચારધારાઓ કે અમલી કાર્ય બરોબર સમજાવા લાગે. આપણે ભારતની અંદર એક આગવું વર્તુળ માગ્યું છે તો એ વર્તુળ તેજસ્વી બને તેની જવાબદારી ઉઠાવવી રહી. એ અંગેની ચર્ચા વિચારણાઓ જો હમણાંથી જ શરૂ નહિ થાય તો સંભવ છે કે ચૂંટણી પુરતા કે બહુ તો ધારાસભા સુધી આપણે ઉહાપોહ મચાવીશું ને તે પછી તુમાર ને ખર્ચ વધારતા જઈ અંદરઅંદરના ઝગડાના શોખીનો બની જઈશું.

ભાષાકીય પ્રાંતોમાં લઘુગ્રંથિ આવી જશે એવી દહેશત આપણે જુદી પાડવી હોય, વધારે કરવેરા અને ખટપટોના ભોગમાંથી ગુજરાતને બચાવવું હોય, સંકોચ અનુભવી ભારત પ્રત્યેની જવાબદારીઓ કમી કરી નાખવી ના હોય, તો આપણા સંસ્કાર ઘડતરનાં સામાન્ય તત્ત્વો જોઈ તપાસી વિશુદ્ધ કરી નવપલ્લવિત કરી એને ચોમેર ફેલાવવાની આ જ ઘડી છે.

### ગ્રામ-દાક્તરો

કહે છે કે જેટલા દાક્તરો દર વર્ષે તૈયાર થાય છે તેમની સંખ્યા પુરતી નથી. જે છે એમણે શહેરોમાં વસવાને બદલે ગામડામાં જવું જોઈએ કારણ કે ત્યાં અછત છે. આ સરળ દેખાતી વાત જરી તપાસવા જેવી છે.

દાક્તારી શિક્ષણ કેટલું ખર્ચાળ છે એ તો ભાગ્યે જ કહેવું પડે, વખત પણ ઘણો જાય છે. રોકાયલી મુડીનું વળતર વહેલું મળી જાય એવું તો સહુ કોઈ ઇચ્છે એટલે ગામડાં તરફ દાક્તરોની નજર જવાને બદલે શહેરો તરફ જાય એ સ્વાભાવિક છે.

દાક્તરોના જે ઈલાજ છે તેની બનાવટ બહારની છે. એની પદ્ધતિથી તેઓ જાણકાર નથી. આ દવાઓ દૂરના ભાગમાં પહોંચે ને વપરાય એમાં કેટલીક ગણતરીઓ રાખવી પડે છે.

આજે દાક્તર શરીરનો થાય તે પછી અંગ અને ઉપાંગનો ય થાય છે. એકને એવા બીજા દાક્તરો ઉપર આધાર રાખવો પડે છે. તે સિવાય નિદાન ને ઈલાજ આશરે જ ચાલે એવી સ્થિતિ છે. એટલે ગામડામાં જાય તો એમણે સહકારી ધોરણે એક જુથમાં જવું રહ્યું. અથવા તો સામાન્ય પદ્ધતિ વડે નભાવવું રહ્યું.

તૈયાર થયેલા દાક્તરોને બબ્બે વર્ષ ફરજિયાત ગામડામાં રાખવાની ને તે પછી જ બીજે ખાનગી કામકાજ શરૂ કરવાની વાત ચાલે છે પણ તે બંધ બેસતી નથી બીજા ધંધાદારી દીક્ષિતો પાસે એવી માગણી થવાની છે? ને નહિ તો દાક્તરો જ એવા ત્યાગ માટે કેમ પસંદ કરવામાં આવે?

ગામડાં માટે નાના ગ્રામ-દાક્તરો તૈયાર કરવાનું કોઈને સૂઝે છે. પણ એ રીતે શહેર ગામડાંના ભેદ વધતા જશે, એવું નહિ? એ દાક્તરો એક પ્રકારના ઊંટવૈદો જેવા ગણાશે. અને એમને પાછા સમેટી લેવાનું કાર્ય મુશ્કેલ બની જશે.

ગામડાંમાં હમણાં દાક્તરોની જરૂર છે તેના કરતાં વધુ જરૂર સ્વચ્છતા કેમ જાળવવી તે શીખવનારની છે. જે કોઈ આ કામ માટે નિયુક્ત થાય તેમણે સ્ત્રીઓના વહેમો અને અજ્ઞાન સામે ઝુંબેશ ચલાવવાની હશે. ગામડાંનાં બાળકોનો કોઈ મિત્ર થનાર જોઈશે જે એમને શહેરની બદીઓથી વારી શકે. ત્યાં કોઈ ખેડુમિત્ર જોઈશે જે બાજરનાં ખાતર કરી આપે અને ઢોરની માવજત શીખવી શકે. ત્યાં કોઈ સંતતિનિયમન લાવી આપનાર જોઈશે. કોઈ તડકા તાપમાં આંખો બગડતી અટકાવનાર જોઈશે. એમને આજના ઈંજેક્શનનું જોર કરતા દાક્તરો આપી શું કરવું છે?

અને આમ છતાં આવા ગ્રામ-દાક્તરો વિના ન જ ચાલવાનું હોય તો એમને જે દવા સોંપવાની હોય તે અહીંની બનાવટ હોય, અસરકારક હોય, સસ્તી





હોય, જલદી મળે એવાં હોય એટલું પણ અગાઉથી જોવું જોઈશે

જેવા શહેરોમા છે એવા નિષ્ણાત' ડાક્તરો ગામડાંમા મોકલીને ત્યા પણ શરીરની થોડીઘણી માવજત છે તે પણ બધ કરાવી દઈશું અને આરોગ્ય જાળવવાના નામે મોઘી અજાણી આકરી દવાઓનો ઉપયોગ વધારી દઈ પ્રજા શરીરનો તાકાતનુ તળિયુ લાવી આપીશુ

### શિક્ષણમા સ્થાનિક ભાવ

અડધ ઉપરના નાપાસ થયેલાઓ તરફ કોણ દિલસોજી બતાવે, પણ જે પાસ થઈ ગયા છે તેમનીય કેટલીક હાડમારીઓ ઓછી કરવાનુ કેમ નહિ થતુ હોય?

પરિણામો બહાર પડે અને નવા વર્ગોમાં દાખલ કરવાનુ કામ શરૂ થાય એની વચ્ચેનો ગાળો એટલો ટૂંકો રહે છે કે પાસ થયેલાઓની મુઝવણનો પાર રહેતો નથી ઘર આગણે આવેલી કોલેજોમાં દાખલ ના થવાય એટલે દોડધામ કરીને દૂર દૂરની કોલેજો ઉપર ધસારો કે ઓળખાણ લઈ જવા પડે, સરખા અભ્યાસક્રમ માટે ફીના નોખા ધોરણો હોય, એ પાછી જસ પણ થઈ જાય, વિવિધ પ્રકારના ફોર્મ ભરવાનાં હોય, છાત્રાલયની સગડના વખા હોય અથવા એના ખર્ચનાયે વિશિષ્ટ ધોરણો હોય—એ જોતા જાણે એમ લાગે છે કે વિદ્યાર્થીઓનુ જોનારુ કોઈ રહ્યુ નથી

જે કોલેજો એવી ગોઠવણ રાખે કે ત્યા પ્રથમ શ્રેણીના વિદ્યાર્થીઓ જ દાખલ થઈ શકે તે ધમકી છે આ સસ્થાઓને પહેલી ક્ષેત્ર મર્યાદા ટોવી જોઈએ, પછી ગુણનો આગ્રહ વિદ્યાર્થીઓને સારા બનાવવા તે સસ્થાનુ કામ છે, ને મમની સરળતા પહેલેથી માગી લઈ તેઓ બીજી સસ્થાઓને લઘુ ગ્રથિમા મૂકી દે છે અને વિદ્યાર્થીઓને પારાવારની મુસ્કેલીઓમા વિદ્યાર્થીઓને અમુક સસ્થાઓ પ્રત્યે આકર્ષણ હોય એવુ બને, પણ સસ્થાઓએ સ્થાનિક વિદ્યાર્થીઓના ભોગે બહારના વિદ્યાર્થીઓનો તેઓ હોશિયાર હોવા છતા યે પક્ષ કરવો ના જોઈએ

### ગાડી અને દુનિયાદારી

ઉનાળામા જામી પડતા લગનસરામા કેટલાય કુટુબો લાબી મુસાફરીઓ કરે છે અને એમની કડવી વાણીમા વારવાર બળાપો કરે છે કે, 'એક ડબો વધારે જોડતા હોય તો—' અથવા તો 'એક ગાડી વધારે કાઢતા હોય તો—' પણ એમને કોઈ સઝ પાડતુ નથી કે તમે આ બધુ જાણતા હોવા છતા શીદને 'શોભામા વધારો કરવા' નીકળી પડ્યા!

આમ તો આપણે લગ્નને બહુ પવિત્ર પ્રસગ અને જીવનનો એક સસ્કાર ગણીએ છીએ એની પાછળ ઘણો ખર્ચ ને ઘણી મમતા પણ બતાવીએ છીએ અને હવે તો એવુ જ માની બેઠા છીએ કે એ બધુ અત્યત જરૂરી છે, એ વિના દુનિયાદારી નભતી નથી. નવરાશ અને નિરાત જ્યારે આપણી પાસે વિપુલ પ્રમાણમા હતી, તદુરસ્તી હતી, જીવનની બીજી જરૂરીઆતો નહિ જેવી હતી ત્યારે આવા બધા ઢગ પોષી શકાતા આજે તો બેહાકુ શ્રીમતોની નકલ કરીને મધ્યમ વર્ગ નાહકનો હેરાન થઈ રહ્યો છે એ વાત આ લગ્નસરામા સાફ દેખાઈ આવે છે

સરકાર ઉતારુઓને રાહતો આપવા પખા, પાણી, પ્લેટફોર્મ, છાપરા, સ્ટેશનો વગેરેની સગવડ વધારતી જાય છે અને ગાડીઓ વધારવા પણ કોશીષ કરી રહી છે ત્યારે 'ક્રેઝ' વળગ્યો હોય એમ લોકો લગ્ન-ધસારો લઈ આવે, એ વાજબી નથી અસહ્ય તાપ, ભીડ, ઉજાગરા, અને ખર્ચ વેઠીને, સ્ત્રીઓ અને બાળકોને હેરાન હેરાન કરીને લગ્નમા હાજરી આપ્યાની ખોટી દુનિયાદારી ક્યાં સુધી નિભાવવી પડશે?




## આ ‘પ્રભુ-તામાં પગલાં’?

કવિએ તો લગ્નમાં દિવ્ય તત્ત્વો જોયાં પણ ગુજરાતે લડાઈ પછી લગ્નોને સાવ બજારુ સોદા જેવા કરી નાખ્યા છે. ભણેલાઓ, વેપારીઓ, અમલદારો એ બધાએ લગ્નમાં કુળ અને કેળવણી સાથે આર્થિક લાભનો આગ્રહ વધારી દીધો છે. અને પરણનાર વ્યક્તિઓની વય ખાસી મોટી થયેલી હોવા છતાં એમણે ખુશીની સાથે એ સ્થિતિ સ્વીકારી લીધી છે!

કન્યાની સાથે એનાં માબાપને મોટી રકમ ચૂકવવી પડે એને વરવિક્રય તો કેમ કહેવાય. પણ એ એક પ્રકારની રૂશ્વત છે. એમાં સ્ત્રીની નાલેશી છે. એ રકમ પાછળ ચૂકવવા પડતાં ઘણાં કરિયાવરો એ કન્યાની કનડગત છે, ભણેલી કન્યાને માથે શ્રાપરૂપ છે. છતાં, આ બધું સ્વાભાવિક હોય એમ વધતું જાય છે અને સારો વર જોઈતો હોય તો દામ ચૂકવો એવું વલણ ઘર કરતું જાય છે.

શહેરોમાંથી ફાવે તેમ ધન કમાઈ લાવનાર પોતાના વતનમાં જઈ એનું એવું પ્રદર્શન કરે છે કે બીજા અંજાઈ જાય છે, વાહ વાહ કરી એની અનીતિનો ય આદર કરે છે, એણે ચલાવેલા ખોટા રિવાજો અનુસરવામાં આવે છે. સમાજમાં પ્રેમ, કામ કે સદાચારની પ્રતિષ્ઠા થવાને બદલે ધનની સત્તાની બોલબાલા ચાલુ થઈ છે.

ને લાંચ સાથે વરાવેલી કન્યાઓ જોઈ યુવકો મુગ્ધ થઈ ગયા છે એમને એવી નથી ઇચ્છા કે પરિચયથી પ્રેમથી વિશ્વાસવડે જીતેલી સાથીદાર મળે. આમ કઈ જાતની ‘પ્રભુતા’ સ્થપાઈ રહી છે?

## વાર્તાઓને ફિલ્મી-મંજૂરી

ગુજરાતના વાર્તાકારોની એક ફરિયાદ છે કે એમની વાર્તાઓ ફિલ્મ બનાવનારા લેતા નથી. એમની સામે એક સૂચન રાખી શકાય એવું છે કે તેઓ પોતાનાં પુસ્તકો માટે સરકાર પાસેથી ફિલ્મ ઉત્પાદન માટેની મંજૂરી મેળવી લેવાનો બંદોબસ્ત કરી લે. આવી પ્રથા આજે ચાલુ નથી એ વાત ખરી છે પણ અધિકારીઓના ધ્યાન ઉપર લાવ્યાથી એવી મંજૂરીની પ્રથા અમલમાં આવી શકે. શાળાઓમાં ને લાયબ્રેરીઓ માટે જેમ મંજૂરીની પ્રથા હોય છે તેમ આવી ફિલ્મ-મંજૂરીથી કામ સરળ બનશે, જાહેરાતથી ધ્યાન ખેંચાશે અને પુસ્તકના વેચાણમાં પણ વધારો થઈ શકશે.

જેટલી છૂટ સરકાર પુસ્તકો તરફ રાખે છે તેટલી ફિલ્મો તરફ નથી રાખી શકતી એ વાત જાણીતી છે. પણ નાના મોટા પ્રસંગો માટે એક વાર મંજૂરી મળેલી હોય તો કાપકુપનો મોટો ભય ચાલ્યો જાય અને નિર્માતાઓને નામી લેખકની સંપૂર્ણ વિગતોવાળી વાર્તા લેવાનું એક પ્રલોભન ઊભું કરી શકાય.

આપણા વાર્તાકારો ફિલ્મીક્ષેત્રને ધ્યાનમાં રાખીને લખે એવું એમને ભાગ્યે જ કહી શકાય. પણ વાર્તાના પ્રસંગો નાની જ્ઞાતિ કે નાનાં સ્થળની રૂઢિઓ ઉપર આધાર રાખતાં હોય તો એવી વાર્તા નાના વર્તુળની બને એ દેખીતું છે. આખા દેશને સ્પર્શે એવા વિશાળ પ્રશ્નો અથવા માનવ સ્વભાવ ઉપર વાર્તાનો પ્રવાહ યોજવામાં આવ્યો હોય તો એમાં બહોળા સમુદાયને રસ પડે, વાર્તા ચિરંજીવી પણ બને.

## શ્રદ્ધાનું સ્થળાંતર

જેમ સિનેમાઓમાંથી ગીરદી ઓછી થઈ તેમ બદ્રીનાથનાં જાત્રાળુઓની સંખ્યામાં પણ ઘટાડો થઈ ગયો. એકાએક કૈલાસ અને માનસરોવર તિબેટમાં જ હતાં એવી ખબર આવી ગઈ. ગોવધ સામેની દિલચાલ મોળી પડી ગઈ. કાશી આગળ માછલાં પકડવાની બાબત સ્વાભાવિક લાગવા માંડી. આવી કેટલીક બાબતોને એક દોરે પરોવતાં જણાય છે કે ત્રિવેણી ઉપરની કરુણ હોનારત દ્વારા હિન્દુ ધર્મને એક આઘાત લાગ્યો છે અને લોક વિચાર કરતા થયા છે. એ વિચાર લાંબો થઈને કંબોડીઆ જાવાના મંદિરોની જાત્રાએ અહીંના લોકોને જવા પ્રેરે તો કેવું

# ઉપાલી હજામ

ધૂમકેતુ

સાધુના સ્વાંગ સજીને આજે તો અનેક કહેવાતા સાધુઓ સંસારી કરતાં પણ વિશેષ બહોળો સંસાર રચીને દંભની ઓથે પોતાનું કાર્ય સાધતા હોય છે એવા ઢોંગી સાધુઓ કરતાં ચાર ચાસણી ચડે એવા અનેક સંસારીઓ હોય છે. આ જાતક-કથા સાચા સાધુની સાચી વ્યાખ્યા આપી જાય છે: સંસારીઓ આવા ઢોંગી સાધુ માટે ઘેલા બનતા અટકે એવી ચીમકી પણ.

નેપાલ ને એની આસપાસના પ્રદેશમાં રહેનારા શાક્ય લોકો ઘણા બળવાન હતા. ભગવાન તથાગત ગૌતમબુદ્ધ એક વખત આ શાક્ય લોકોના રાજકુમાર હતા. લોકને સત્યનો ઉપદેશ આપવા માટે એમણે રાજપાટ ને વૈભવવિલાસ છોડ્યાં. સત્યનો ઉપદેશ શરૂ કર્યો. પછી એ એક વખત સાધુવેશે પોતાની જ નગરી કપિલવસ્તુમાં ગયા હતા. ત્યાં ભિક્ષાટન કરી આવ્યા હતા. પોતાના જ પુત્ર રાહુલને અને બીજા અનેક રાજકુમારોને પણ એમણે સાધુપંથનો મહિમા બતાવ્યો. એમાનાં ઘણાખરા ભિક્ષુઓ થઈ ગયા. ભગવાન તથાગત સાથે ચાલી નીકળ્યા. રાજપુત્ર રાહુલ પણ ભિખ્ખુ થઈ ગયો.

એ વખતે સાત જણાનું એક જુથ સાધુધર્મ સ્વીકારવા માટે નીકળ્યું. એ જુથમાં શાક્યોનો એક રાજા ભદ્રીય હતો. બીજા પાંચ રાજકુમારો હતા. એક હજામ ઉપાલી હતો.

પાંચ રાજકુમારો ને છઠ્ઠો ભદ્રીય રાજા, એમણે સૌએ નગરથી દૂર જઈને ભગવાન તથાગતની પેઠે, આભુષણ, વસ્ત્ર, અલંકાર, બધાં ઉતારી નાખ્યાં. એમની ગાંઠડી બાંધી. ઉપાલી હજામને કહ્યું. 'ઉપાલી! આ બધું લઈને તું હવે પાછો નગરમાં જા. અમે ભગવાન તથાગતના ભિક્ષુ સંઘમાં ભળી જવા માટે આગળ જઈએ છીએ. આ અલંકારો વસ્ત્રો વગેરે બધાં તું લઈ જા. તારે આખી જિંદગી ચાલે એટલાં એ મૂલ્યવાન છે, તું જા!'

ઉપાલી હજામ પહેલાં તો મુંઝાણો. પછી એ ગાંઠડી લઈને પાછો નગર ભણી ચાલી નીકળ્યો.

રસ્તે એને વિચાર આવ્યો કે આ ગાંઠડી તો હું લઈ જાઉં છું પણ આ ગાંઠડીમાં જેવી તેવી ઉપાધિ નથી. પહેલાં તો સૌને એ જ શંકા થશે કે મેં કપટ કરીને આ બધાને મારી નાખ્યા છે. ને એમનાં વસ્ત્ર અલંકાર ઉપાડી લીધાં છે. એ ભિખ્ખુઓ થવા ગયા એવી ખોટી વાત ફેલાવી છે, કે જેથી કોઈને શંકા ન જાય. સૌ આમ માનશે. અને એક વખત એવી શંકા આવી કે પછી તો શાક્યોનો સ્વભાવ બહુ આકરો છે! એ મને પૂરો જ કરી નાખશે.

ઉપાલીને આ વિચાર આવ્યો. વળી એના મનમાં એમ જાગી આવ્યું કે આવા રાજકુમારો જેવા રાજકુમારો, જ્યારે ભિખ્ખુઓ બની ગયા છે, ને

---

સારું. અહીંના યુવાનોને બ્રહ્મપુત્રાને કાંઠે કાંઠે એના મુખથી તે મૂળ સુધી લઈ જાય, હ્યુએન ત્સંગ અને ફાહિયાનના પ્રવાસોના વળતર રૂપે અહીંથી ત્યાંના પ્રવાસો યોજાય, પાકિસ્તાન કે ચીનની સરહદ ઉપર નવાં દેવ દેવીઓના સ્થાનકો ઊઘડે અને માનવ પ્રવાહ ત્યાં ચાલુ રહે તો!

શ્રદ્ધા હોય ત્યાં દેવ દર્શન દેશે, એ શ્રદ્ધા ક્યાં મુકવી તે હિંદીઓને એકવાર નવી સરહદો જોઈ સમજી લેવાનું છે. અને ને'જ આઘેનું જોવા માગીએ તો ભૌગોલિક સીમાઓ કરતાં લશ્કરી સીમાઓ હમેશાં દૂર જ રહેતી આવી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આ નવી શ્રદ્ધા કેમ વધે?

★




ભગવાન તથાગતને પંથે જવા માટે ચાલી નીકળ્યા છે. ત્યારે હું જાતનો હજામ. મારે એવા શું મોટાં રાજ રખડે તેમ છે? હું પણ કાં એ જ પંથે ન જાઉં? એમ વિચાર કરીને એ પણ પેલા રાજકુમારોની પાછળ પાછળ ચાલી નીકળવા માટે તૈયાર થયો.

પણ પેલી મૂલ્યવાન ગાંઠડીને કયાં મૂકવી? કોને સોંપવી?

છેવટે એણે એને એક વૃક્ષ ઉપર રાખી દીધી. અલંકારો લટકાવી દીધા. વસ્ત્રો ડાળીઓ ઉપર મૂકી દીધાં. જેને મળે તે ભલે લઈ જાય એમ કહીને એ પણ ભિખ્ખુ થવા ચાલી નીકળ્યો. બધા રાજકુમારો સાથે એ ભગવાન તથાગત પાસે ગયો.

પણ ભિક્ષુ એટલે શું એ એને આંહી સમજાયું.

શાક્યો જેવો પોતાના બાપનો ગર્વ કરતા તેવો જ કુલના અભિમાનનો પણ ગર્વ કરતા. માણસ પોતાની જૂની હવા છોડ્યા વિના કેવળ લૂગડાં બદલી લે એટલે કાંઈ તરી જાતો નથી. એણે પોતાની જૂની હવા બદલી કાઢવી પડે. તે વિના તો એકડા વિનાનાં સો મીંડાં જેવા સાધુ થાય! આંહીં જ્યારે ભિખ્ખુ થવાનો વખત આવ્યો ત્યારે ભગવાન તથાગતે વિચાર કર્યો કે આ રાજકુમારો સાધુ થવા તો આવ્યા છે. પરંતુ સાધુ થઈને પણ એ તો મનમાં એમ ગર્વ લેવાના છે કે અમે રાજકુમાર સાધુ! બીજા તો ભિખારી સાધુ! માટે એ અભિમાન ગાળી નાખવું જોઈએ.

હવે ભિખ્ખુસંઘમાં એક નિયમ હતો કે જે પહેલો સાધુ થાય તે પછી થનારા સાધુ માટે પૂજ્ય ગણાય. પછી એમની વય ગમે તે હોય અને એમની સંસારની સ્થિતિ ગમે તે હોય. ને વિદ્યા પણ ગમે તે હોય. એટલે ભગવાને રાજકુમારોનું રાજકુમાર તરીકેનું અભિમાન ગાળી નાખવા માટે પહેલાં ઉપાલીને જ કહ્યું: 'આઓ ભિખ્ખુ! તું જ આ બધામાં પહેલો સાધુ થા!'

ઉપાલી હજામ આ જૂથમાં સૌથી પહેલો સાધુ થયો. એટલે તો એની પછી સાધુ થનારા છએ રાજવંશી પુરુષો કરતાં એ શ્રેષ્ઠ ઠર્યો.

રાજવંશીઓએ અભિમાન મૂકીને એને અભિવાદન કર્યું.

આ પ્રમાણે રાજવંશીઓનું અભિમાન ગાળી નાખીને પછી જ એમને ભિખ્ખુઓ બનવાની રજા આપી.

આ પ્રમાણે સાધુ થવું એ માત્ર લૂગડાં બદલવાનું કામ નથી. હવા બદલવાનું કામ છે. જે પોતાની જૂની રીતરસમ છોડે. જૂના રાગદ્વેષ છોડે. જૂનાં વ્યસનો છોડે. જૂની વાતો છોડે. જૂનું બધું ભૂલવા જેવું ભૂલી જાય. તે માણસ સાધુ થયો પ્રમાણ! બાકી તો મફતનો લૂગડાંનો ને ગેરવા રંગનો બન્નેનો ભવાડો કર્યો કહેવાય.

સાધુને જંગમ તીર્થ અમસ્તા નથી કહ્યા. સાચા સાધુ ખરેખર જંગમતીર્થ જેવા છે. એ સમાજને ઘડવાવાળા છે.

★

# પસંદગીનાં લગ્ન અને રૂઢિ

ઈશ્વર પેટલીકર

> દર વરસે સેંકડોની સંખ્યામાં લગ્નો થાય છે. મોટા ભાગનાં તો ભભકા અને ધામધૂમનાં જ હોય છે. પણ છેલ્લાં થોડાંક વરસોથી સુધારાએ સંકુચિતતા તોડી નાખી છે. એટલે વિધવા-પુનર્લગ્ન, આંતર્જ્ઞાતીય લગ્ન, રૂઢિને તોડી કરેલાં લગ્નો થતાં આવ્યાં છે આ લેખમાં વિખ્યાત ગુજરાતી વાર્તાકાર પોતાનું સુધારક દષ્ટિબિંદુ સચોટ રીતે રજૂ કરે છે:

ગઈ તા. ૨૦મી એપ્રિલના રોજ એક વિધવા બહેનનું આણંદ આર્યસમાજમાં અમે લગ્ન કરાવ્યું. તેમની ઉંમર ૨૪–૨૫ વર્ષની છે. શિક્ષિકા છે. એ બહેન પુનર્લગ્ન કરવા માગે છે તેની માબાપને જાણ થતાં એને શિક્ષિકાનું કામ છોડાવી ઘેર લઈ જવાનું દબાણ શરૂ કર્યું. બહેન જુદાં જુદાં બહાનાં કાઢીને નોકરીને ન છોડવાનું ઠેલતી હતી. માબાપે હજુ એટલું જ જાણ્યું હતું કે એ લગ્ન કરવાનો વિચાર સેવે છે. તેમાં આટલું દબાણ શરૂ થયું હતું, તો એ અમુકની સાથે લગ્ન કરવા માગે છે એમ જાણે તો શું થાય? મા–બાપનો વિરોધ અમુક યુવક વિષે કે અયોગ્ય પસંદગી અંગેનો ન હતો, કારણ કે એવી કોઈ પસંદગી એમની સમક્ષ રજૂ થઈ ન હતી. કેવળ વિધવા દીકરી પુનર્લગ્ન કરે એથી જ એમનું નાક કપાતું હતું. આ સંજોગોમાં દીકરી એમની સંમતિ કે સલાહ શી રીતે લે?

લગ્ન થઈ ગયું અને તેની જાણ મા–બાપને થઈ એટલે રૂઢિએ છેલ્લા ધમપછાડા માંડ્યા—લગ્ન કરાવનારાઓએ દીકરીને ભોળવી છે એટલે એને છેતરીને પરણાવવામાં આવી છે. આમાં ભાગ ભજવનારાઓએ પૈસા ખાઈ જઈને આ કાવત્રું કર્યું છે! દીકરીને જો મળવાનું બને તો એની આંખ ઉઘાડાય, એ છેતરાઈ છે તેમ સાબિત કરી પછી ઘેર લઈ જઈ શકાય, લગ્ન ભલે થઈ ગયું પણ દીકરી જો પાછી આવી જાય તો એ વહેલું મોડું ભુંસાઈ જાય અને આબરૂ સચવાઈ જાય! એમના - પિતા મને મળવા આવ્યા. મેં એમને સમજ પાડી, રૂઢિની બીક છોડવા કહ્યું. મારી સન્મુખ જાણે એમને વાત ગળે ઊતરી હોય તેમ હા એ હા કર્યું. પણ અંદર રૂઢિનું ભૂત એટલું જ જાહેરમાં ધુણ્યા કરતું હતું.

તે પછી એ બહેનના બીજા બે સગા આવ્યા. મેં, એ જેમને પરણી હતી તેમનું સરનામું આપ્યું. એ ત્યાં ગયા. એ બહેનને ચૂપચાપ ઘેર આવી-જવા એમણે સલાહ આપી! બહેને ચોખ્ખી ના પાડી. છતાં બહેન છેતરાઈ છે તેવો વસવસો ચાલુ રહ્યો. વળી બન્ને પક્ષ એક જગાએ ભેગા મળે તેવી ગોઠવણ કરવામાં આવી. બહેનને પિતાએ અને બીજાં સગાંએ એકાન્તમાં લઈ જઈને પૂછવું હતું તે પૂછ્યું. ઘેર એની બાને એક દિવસ મળી જવાની ઇચ્છા પ્રદર્શિત કરી, બાએ અન્ન લેવું બંધ કર્યું છે તેમ કહેવામાં આવ્યું. પરંતુ બહેન રૂઢિની ભયંકરતા સમજતી હતી. લગ્ન પછી પણ જે એ ફોક કરીને ઘેર પાછા આવવાનું કહે છે તે ઘેર લઈ ગયા પછી શું ન કરે? એણે પિયેર જવાની ચોખ્ખી ના પાડી દીધી.

આમ કોઈ રીતે દીકરીને કબજે ન લઈ શકાઈ એટલે એને મરી ગયેલી માની છે તેમ મોઢામોઢ સંભળાવવામાં આવ્યું. લગ્ન કરાવનારાઓનું સત્યાનાશ જ જશે. તેવો શાપ કાનોકાન સંભળાવવામાં આવ્યો, દીકરી માબાપની આંતરડી કકળાવી લગ્ન કરે એનું પ્રભુ કદી કલ્યાણ ન કરે. માબાપ કરતાં બીજા લોકો દીકરીના વધુ હિતેચ્છુ હોઈ શકે? માબાપથી છૂપું જે પગલું ભરાવીને દીકરીને પરણાવે તેને ભગવાન શિક્ષા કર્યા વિના રહેતો હશે? મારા જેવો લેખક થઈને જો આવા ધંધા કરતો હોય તો એનું લખેલું વાંચવા જેવું પણ શી રીતે હોય? મને સંભળાવી

દેવામાં આવ્યું કે, તમારું લખેલું લોકોએ વાંચવું જ ન જોઈએ! ભગવાન તમને જોશે!

આ પ્રસંગ તાજો છે. એમાં રૂઢિને વશ થઈ પિતા-સગાંએ જે ધમપછાડા કર્યા છે, રોષ કર્યો છે, શાપ આપ્યા છે, એ જોતાં મને બીક છે કે, એ બહેન જો પિયેર ગયાં હોત તો એમને કનડવામાં બાકી ન રહેત, કદાચ એ પાછાં આવી ન શકત. આ સ્થિતિમાં આ બહેન માબાપથી છાનું પગલું ન ભરે તો શું કરે? જાહેર રીતે પગલું ભરીને વિરોધ વહોરવા તૈયાર રહેવું, એ શા માટે અનિવાર્ય માનવું જોઈએ? રૂઢિનો રાક્ષસ જુદા જુદા સમાજના પછાતપણા પ્રમાણે ઓછોવત્તે ભયંકર હોય છે, બીજી બાજુ સ્ત્રીની સામાજિક સ્થિતિ એટલી તો નાજુક છે કે એનામાં રૂઢિ સામે યુદ્ધમાં ઉતરવા માટે સંપૂર્ણ નિર્ભયતા હોય તેમ માની લેવું એ બરોબર નથી. માબાપ જેટલું સંતાનનું કલ્યાણ ઇચ્છનાર બીજું ન હોઈ શકે, પરંતુ એ જ માબાપ રૂઢિના રાક્ષસ આગળ એટલાં લાચાર છે કે સંતાનનું કલ્યાણ રૂઢિને વશ થઈને જેટલું થઈ શકે તેટલું જ કરી શકે છે. રૂઢિની ઉપરવટ જઈને માબાપો સંતાનોનું કલ્યાણ નથી કરી શકતાં તે ફરજિયાત વૈધવ્યની રૂઢિ સાબિત કરે છે. એ જ રીતે આજે જ્ઞાતિ, ગોળ, કુળ, પરઠણ, વગેરે રૂઢિનાં બંધનને લીધે ઉંમરલાયક, લગ્ન ઝંખતી, કેટલીય યુવતીઓ સમાજમાં છે કે જેમને રૂઢિની બહાર જઈ માબાપ પરણાવી શકતાં નથી.

આવી હિંસક રૂઢિ સામે સંપૂર્ણ નિર્ભયતાથી લડવાની જેમનામાં તાકાત ન હોય તે શું બીજો રસ્તો ન લઈ શકે? સિંહ-વાઘ ભયંકર હિંસક છે, એનો શિકાર હથિયાર વિના જ કરવો એમ નિયમ ઠેરવી શકાય? બંદૂકથી શિકાર કરવો એ જો ખોટું ન હોય તો જેમનામાં હિંસક રૂઢિ સામે ખુલ્લેખુલ્લા હાથોહાથ લડાઈ આપવાની નિર્ભયતા ન હોય તે રૂઢિને ગાફેલ રાખી પરણી જાય તેમાં એ ખોટું શું કરે છે? પછી એને કાયરતા કહીને ઉતારી પાડવાનું શું કારણ? સામાજિક ક્રાંતિ ક્રમે ક્રમે આવે છે. પહેલાં રૂઢિ સામે કોઈ રીતે થઈ શકાતું ન હતું. અને જે થાય તેને સમાજ ફેંકી દેતો હતો. આજે સમાજની ફેંકી દેવાની તાકાત રહી નથી. આજે માબાપો રૂઢિની વિરુદ્ધ જવાની તૈયારી બતાવતાં નથી, છતાં સંતાનો એમની ઇચ્છા વિરુદ્ધ જાય તો એમને ત્યજી પણ શકતાં નથી. ઉપરનો કિસ્સો ટાંક્યો છે તેમાં પણ અંતે માબાપ એને સ્વીકારશે એ ભવિષ્ય છે. છાની રીતે પરણ્યા પછી માબાપ વહેલાં મોડાં સ્વીકારતાં થયાં છે એ સામાજિક ક્રાંતિની દિશામાં પગલું છે.

સંતાન સ્વપસંદગીના લગ્નમાં જ્યારે માબાપથી છાનું પગલું ભરે છે ત્યારે એ માબાપથી છાનું કરે છે તેમ માનવા કરતાં, એ રૂઢિથી છાનું કરે છે તેમ માનવું જોઈએ. રૂઢિ એ ભૂત જેવી છે. ભૂત બીજામાં પ્રવેશીને પોતાની તાકાત બતાવે છે. રૂઢિ એ રીતે માબાપ-સગાંવહાલાં-પિતરાઈ દ્વારા પોતાની હિંસકતા બતાવે છે. લગ્ન કરનાર એ રૂઢિનો શિકાર છાનોમાનો કરે છે. લગ્ન થઈ ગયાની ગોળી વાગ્યા પછી એ લાચાર બને છે. પરિણામે જ્યાં પ્રબળ રૂઢિ હોય છે ત્યાં ઉપર દાખલો ટાંક્યો તેવા ક્ષણિક ધમપછાડા-ત્રાડો નંખાય છે. જ્યાં રૂઢિ મધ્યમ હોય છે ત્યાં થોડા વખતમાં સંતાનને એના લગ્ન સાથે સ્વીકારી લેવામાં આવે છે, જ્યાં રૂઢિનું જોર લગભગ ક્ષીણ થઈ ગયું છે ત્યાં એ લગ્નને તરત સ્વીકારી લઈ, એમને આશીર્વાદ આપવામાં આવે છે. એવો પ્રસંગ પણ ઉપરની રૂઢિની કટ્ટરતાની સાથે સાથે જ જોવા મળ્યો છે, જે નીચે ટાંકું છું.-

શ્રી કૈલાસ ખંભોળજા જ્ઞાતિએ ખેડવાળ બ્રાહ્મણ છે. વૈષ્ણવ વણિક શ્રી. વિઠ્ઠલ દેસાઈ કૈલાસના પરિચયમાં આવ્યા. બંનેનાં મન મળ્યાં. પરંતુ બંને જુદી જ્ઞાતિનાં. લગ્નની રૂઢિ વિરુદ્ધ માબાપ શી રીતે સંમતિ





આપે, એમ માની લઈને એ ભાવ બંનેએ મનમાં જ સમાવ્યો.

કન્યા ઉંમરલાયક થાય એટલે માબાપ વિવાહ માટે પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. કૈલાસના પિતાએ એ રીતે નાતમાં તપાસ કરવા માંડી. મુરતિયો મળી પણ આવ્યો. ઘરનાં સુખી, કેળવાયેલું કુટુંબ, ઉંમરલાયક, તંદુરસ્ત, દેખાવડો, બી. કૉમ. ના છેલ્લા વર્ષમાં ભણતો. કૈલાસનું મન જો વિઠ્ઠલ સાથે મળેલું ન હોત તો એવો મૂરતિયો મળવા બદલ પોતાને ભાગ્યશાળી માનત. એટલે માબાપે એ વેવિશાળની વાત મૂકી ત્યારે કૈલાસ ના પાડી શકી નહિ, ના પાડે તો કારણ આપવું પડે, વિઠ્ઠલની વાત કરે તો રૂઢિને લીધે માબાપ વિરોધ કરશે તેમ માની લીધું, મૂગા મૂગા વેવિશાળ તો થવા દીધું પણ એથી વાત આગળ વધે તો પસ્તાવું પડે એ બીકે માબાપથી છાનું કૈલાસ–વિઠ્ઠલે તા. ૨૬–૪–૫૪ના રોજ વડોદરામાં લગ્ન કરી લીધું.

લગ્ન થયા પછી બંનેનાં માબાપે જાણ્યું એટલે એનો સ્વીકાર કરતાં કહ્યું: 'અમને જો જણાવ્યું હોત તો અમે લગ્ન ગોઠવી આપત.' અને તે ઇચ્છા – ખસી પડ્યા ત્યારે પગે લાગ્યા જેવી મન મનાવવા પૂરતી ન હતી જેનો દાખલો પૂરો પાડ્યો. બંને પક્ષનાં માબાપોએ એ લગ્નને તરત સ્વીકારી લઈ, કન્યાપિતાએ પોતાના તરફથી આમંત્રણ પત્રિકા કાઢી નવદંપતીને આશીર્વાદ આપવા સ્નેહી–સ્વજનોને આમંત્ર્યાં. એ આમંત્રણ પત્રિકામાં પ્રસંગને છુપાવ્યા વિના રજૂ કર્યો હતો.

તા. ૨૦ મીએ જે પુનર્લગ્ન થયું તે ઉપર વિચાર કરતાં એમ લાગે છે કે, એ બહેને જો માબાપને જાણ થવા દીધી હોત તો એ લગ્ન કરી શકી ન હોત. એટલે એને જો લગ્ન કરવું હોય, અને વિધવા તરીકે લગ્ન કરવું એ જ ક્રાંતિ હતી, એટલે એની નિર્ણયશક્તિના પ્રમાણમાં એણે માબાપથી છાનું રાખીને પગલું ભર્યું, તો જ એ લગ્ન થઈ શક્યું, બાકી માબાપની રૂઢિવશતા જોતાં એને માટે વસમું હતું.

બીજી બાજુ કૈલાસબહેનને છાનું પગલું ભરવાની જરૂર ન હતી. પિતા ડૉક્ટર છે, રૂઢિમાં માનતા હોવા છતાં જમાનાને, સુધારાને, સ્વપસંદગીને ન સમજે એવા નહોતા. પિતાને કહેતાં સંકોચ કે બીક રહેતી હોય તો મોટા ભાઈને કહેતાં શું વાંધો ? પરણનાર યુવક એમનો મિત્ર હતો. એ કોઈ કારણસર ના પાડે તો જવાબ પણ આપી શકાય કે મિત્ર તરીકે તમને એ માન્ય છે, પછી સાથી તરીકે સ્વીકારું છું તેમાં વાંધો ક્યાં છે! ભાઈને કહેતાં હિંમત ન ચાલી તો, બનેવી, યશવંત શુક્લને કહેવામાં ક્યાં વાંધો હતો ? જ્ઞાતિની રીતે વિરોધ કરે તેવા એ નથી એ તો સૌ જાણે છે. ઊલટ, એમના હાથમાં કેસ મૂક્યો હોત તો એ પિતાને, થોડો ઘણો રૂઢિનો વાંધો હોત તો પણ સમજાવી શકત. મતલબ કે, કૈલાસબહેનને છાનું પગલું ભરવાની બીક રાખવાની જરૂર નહોતી. રૂઢિને લીધે વિરોધ થશે એમ એમણે માની લીધું છતાં વડીલો વિરોધ કરે તેવા નહોતા ત્યારે એમણે એ પગલું એટલું સહજ સ્વીકારી પણ લીધું.

લગ્નનો સવાલ પરણનાર વ્યક્તિનો છે. એમ સ્વીકારવામાં આવે ત્યારે કોઈની સલાહ લેવાની અગત્ય સ્વીકારાય. પણ એમાં સંમતિ લેવી જોઈએ એમ સ્વીકારી શકાય નહિ. સંમતિ અને સલાહમાં મૂળગત તફાવત છે. સંમતિ એટલે મંજૂરી. માબાપ કે વડીલ કોઈની સંમતિ જો સ્વીકારવામાં આવે તો લગ્ન માટે યુવક યુવતી સ્વતંત્ર નથી એમ થયું. જો સ્વતંત્ર હોત તો મંજૂરી–સંમતિ અનિવાર્ય કહી શકાય નહિ. આ દૃષ્ટિએ પુખ્ત ઉંમરનાં યુવક–યુવતી સ્વપસંદગીથી પરણવા સ્વતંત્ર છે અને માબાપની સંમતિ–મંજૂરી લેવા એ પરતંત્ર નથી. બાકી રહ્યો સલાહનો સવાલ. માણસ સ્વતંત્ર હોય તો પણ એને જરૂર લાગે ત્યારે એ જેની પાસેથી માર્ગદર્શન મળશે તેમ માનતો



હોય છે તેની સલાહ એ લેતો હોય છે. સલાહમાં સ્વતંત્રતા છે. સલાહ લેવી કે કેમ તેનું બંધન નથી. સલાહ લીધી છતાં એ સ્વીકારવી એ અનિવાર્ય નથી. છતાં પોતે જે પગલું ભરે છે કે ભરવા માગે છે, તેના સારાસારની ખાત્રી કરવા, માણસ રોજિંદા જીવનમાં અવારનવાર સલાહ લેતો હોય છે.

એટલે લગ્ન જેવાં ગંભીર અને જવાબદારીભર્યા પ્રસંગમાં એ માબાપની–વડીલોની સલાહ લે તે સ્વાભાવિક છે. સલાહ લેવામાં ડહાપણ છે. બંને વચ્ચે પ્રમાણિક મતભેદ હોય તો થોડો વખત જાય તો કશું ખોટું નથી. પરંતુ જ્યારે યુવક–યુવતીને પૂરેપૂરી ખબર હોય કે રૂઢિને લીધે, માબાપે માની લીધેલી મોટાઈને લીધે, સલાહ લેવાનો કંઈ અર્થ નથી, ઉલટ સલાહ લેવા જતાં રૂઢિની હિંસકતાનો સામનો કરવો પડશે, એ સામનો કરવામાં રૂઢિના ભોગ થઈ જવું પડશે, તો એ સંજોગોમાં યુવક કે યુવતી ડહાપણ વાપરી માબાપની સલાહ લેવાનું માંડી વાળી, એમનાથી છાનું પગલું ભરે તો એમણે ખોટું કર્યું છે, ઊતરતું પગલું ભર્યું છે, એમ માનવું ન જોઈએ. દિવસે દિવસે યુવક–યુવતીનાં લગ્ન સ્વપસંદગીથી વિશેષ થવાનાં છે, દર વર્ષે એ પ્રમાણ વધતું જાય છે. યુવક–યુવતી સ્વતંત્ર રીતે આ પગલું નહિ ભરે તો કુરૂઢિ તૂટવાની નથી એ પણ એટલું જ સાચું છે. યુવક યુવતી પોતાની સામાજિક પરિસ્થિતિ જોઈને, રૂઢિને લીધે માબાપ લગ્નનો વિરોધ કરવાનાં છે એટલું જ નહિ, પણ એ લગ્ન ન થવા દેવા આકાશ પાતાળ એક કરવાનાં છે, તે સંજોગોમાં શું એમનાથી છાનું લગ્ન કરવું એ ઊતરતું છે? એમાં કાયરતા છે કે ડહાપણ? મૂર્ખતા છે કે દીર્ઘદૃષ્ટિ?

★

## શ્ર દ્ધા બ ળે

મહા દુઃખ ભલે પડે, સબળ વીજ તૂટી પડે;
રહે સુહૃદ સાથમાં અગર શત્રુતાને ધરે.
વળી દિવસ રાતમાં પલટી છો જતો, ના તમા;
ભલે નસીબ ફૂટતાં, કરમમાં ન કોડી રહે.

અસંખ્ય ઘન વાદળો નવીન આફતોથી ભર્યાં
શિરે વરસી જોરમાં પ્રબળ તાંડવો છો રચે.
મને ચલિત અંશ માત્ર પણ માર્ગ આદર્શથી
કરી નહિ શકે કદી,—જીવનપ્રાણ સખી, તું હશે.

મહા મજલ કાપશું ગ્રહી કરે કરો સાથમાં,
ધરી મૃદુ ફૂલો જશું જીવન વાટમાં આશનાં;
ધરા ખળભળી જશે અખૂટ એક શ્રદ્ધાબળે,
અતૂટ પુરુષાર્થની અચલ શુદ્ધ ગાથા થશે.

કાન્તિલાલ મ. બોકર

## કેદી

ઉરની એકલ વાતો કહેવા,
ઉરના એકલ ઘાવો સહેવા,
ઉરને એકલ વાસે રહેવા,
શોધું તારો સાથ.

અબોલ ઉર જ્યારે બોલે છે,
બંધ બારણાં જ્યાં ખોલે છે,
અંતર ત્યાં તાલે ડોલે છે,
એકલ તોયે સાથ.

હૃદયગહ્વરો ભેદી ભેદી,
ઉર અંકોડા છેદી છેદી,
પહોંચું જ્યાં થઇ તારો કેદી,
વીંટાતો તુજ હાથ.

પ્રવાત

# નવ રત્નોનો હાર

દ૦ બા૦ કાલેલકર

[આ વાતમા જે ભક્ત ગુરુનો ઉલ્લેખ છે તે મિથિલાવાસી અને કાશીમા જઈ રહેલા વિષ્ણુપુરીનો છે. ભાગવતની નવધા ભક્તિના શ્લોક ચૂટીને 'ભક્તિ રત્નાવલિ' એવુ એનુ નામ આપ્યુ છે 'કાતિમાલા' નામની ટીકા પણ તેમણે લખી છે મૂળ શ્લોકો સાથેની આ ટીકા અલ્હાબાદની પાણિની ઑફિસે ભક્તિ રત્નાવલિના નામથી પ્રગટ કરી છે. એમના મિત્રનો જે ઉલ્લેખ આવે છે તે બગાળના પરમ વૈષ્ણવ ચૈતન્ય ભગવાન છે બન્ને કાશીમા મળ્યા હતા આ વારતા પાણિની ઑફિસે પ્રગટ કરેલ પુસ્તકની પ્રસ્તાવનામાથી અનુવાદ કરી અહી મૂકી છે ]

એક મોટા ભક્ત હતા એમના થોડાક શિષ્યો જાત્રાએ નીકળ્યા ગુરુએ તેઓને કહ્યુ 'અમુક જગા પર મારા એક સહાધ્યાયી રહે છે બાળપણમા અમે ખૂબ આનદ માણેલો એમના ગામ જવાનુ થાય તો એમને જરૂર મળજો અને મારી કુશળતા કહેજો અને જો એમને કોઈ વસ્તુની જરૂર હોય તો પૂછી લેજો'

શિષ્યો નીકળી પડ્યા એમને લાગ્યુ કે ભલભલા વિદ્વાનો ભેટ-સોગાદ લઈને આપણા ગુરુ મહારાજ પાસે આવે છે પણ આ કોણ સહાધ્યાયી હશે કે જેને માટે આપણા ગુરુ મહારાજ જે જોઈએ તે મોકલવાને તૈયાર થયા છે હશે, આપણુ કામ તો સદેશો પહોચાડવાનુ છે

શિષ્યો ત્યા પહોચ્યા દડવત પ્રણામ કરીને એક બાજુ બેઠા, અને કહ્યુ કે 'ગુરુ મહારાજે અમને મોકલ્યા છે' આ સાભળતા જ સાધુ મહારાજ ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા 'ઓ હો હો, મારા બાલ મિત્રને ત્યાથી તમે આવો છો! તમને લોકોને જોઈને મને મારા મિત્રને મળવા જેટલો આનદ થાય છે! બેસો, બેસો! તમારી હુ શુ સેવા કરુ?'

'અમારા ગુરુ મહારાજ રાજી-ખુશીમા છે તેમણે આપના ખબર અતર પૂછ્યા છે અને કહ્યુ છે કે આપને કોઈપણ ચીજની જરૂર હોય તો મગાવશો.' સાધુએ એક ક્ષણ વિચાર્યુ કે મારા મિત્ર આટલા પ્રેમથી પૂછી રહ્યા છે તો પછી માગવામા શા માટે સકોચ રાખવો? અને તે છે પણ શક્તિવાળી, એથી એને લાયક કાઈપણ માગવુ જોઈએ એ શિષ્યો તરફ ફરીને કહેવા લાગ્યા, 'બેટા, તમારા ગુરુ મહારાજને કહેજો કે મારે એક નવ રત્નોનો હાર જોઈએ છે'

શિષ્યો તો અવાચક થઈ ગયા, પરતુ તેઓએ અવાચકતાને પોતાના ચહેરા પર પ્રગટ થવા ન દીધી અને 'જેવી આજ્ઞા' કહીને એમની વિદાય લીધી

શિષ્યો તો હર-હમેશ શ્રદ્ધા અને અશ્રદ્ધાનુ મિશ્રણ હોય છે, ભક્તિ અને હાસ્ય વચ્ચે તેઓ અટવાતા હોય છે તેઓએ અદર-અદર શુ વાતો કરી હશે એનુ વર્ણન જ ન કરવુ સારુ છે

શિષ્યો જાત્રા કરીને પાછા આવી ગયા ગુરુએ પૂછ્યુ 'કેમ મારા મિત્ર મળ્યા હતા? આનદમા હતા ને? એમનુ કેમ ચાલે છે? કાઈ સદેશો કહેવડાવ્યો છે?' શિષ્યોએ ગુરુ મહારાજને એમના મિત્રનો સદેશો કહી સભળાવ્યો

'જરૂર' કહીને મહારાજ અદર ચાલ્યા ગયા નિત્યક્રમ તો ચાલુ જ હતો પરતુ ગુરુ મહારાજ એ દિવસો એકાતમા વધારે વીતાવવા લાગ્યા ચાતુર્માસ પૂરો થયો ગુરુમહારાજે એક પોટલી શિષ્યોના હાથમા સોપીને કહ્યુ કે, 'આ લો અને મારા ગુરુભાઈની પાસે જઈને આપી આવો અને એમને કહો કે આપે જે નવ રત્નોનો હાર માગેલો તે આમા છે માટે એને સાચવીને રાખજો'

'જેવી આજ્ઞા' કહીને શિષ્યો ચાલી નીકળ્યા વિસામો ખાતા ખાતા રસ્તો કાપતા પહેલાંની પરિચિત જગ્યાએ આવી પહોચ્યા, આ વખતે તેઓનો વિશેષ આદર-સત્કાર થયો ભોજન બાદ રગમડપમા બધા એકઠા થયા સાધુ મહારાજે ગામના બધા પરિચિત લોકોને પણ બોલાવેલા બધાને કહેવા લાગ્યા કે, 'આજે મારા માટે નવ રત્નોનો હાર આવ્યો છે, તે જોવાને માટે

# ગુનાવૃત્તિ

હર્ષિદા પંડિત

ગુનેગારમાં જે ગુનેગાર વૃત્તિ હોય છે એનાં મૂળ બહુ જ ઊંડાં હોય છે. ક્યારેક તો એ મૂળમાં વંશપરંપરાથી ચાલ્યું આવતું ગુનેગારી માનસ પણ જવાબદાર હોય છે. ગુનેગાર તરફનું શિક્ષાગર્યું વર્તન બદલીને માનવતાભરી દૃષ્ટિ કરવાથી જ ગુના ઓછા થાય. બાળપણથી જ બાળકના માનસ ઉપર ગુનાવૃત્તિની છાપ પડે છે એવું આ લેખમાં માનસશાસ્ત્રીય રીતે લેખિકાએ પૂરવાર કર્યું છે.

માનવી જેમ જેમ પ્રગતિ તરફ પગ માંડતો જાય છે તેમ તેમ એનું જીવન વધુ જટિલ બનતું જાય છે. વૈજ્ઞાનિકો માનવજીવનને સુગમ ને સરળ બનાવવા માટે જેમ જેમ વધુ સગવડદાયી સાધનો શોધતા જાય છે તેમ તેમ માનવીની જિંદગી વધુ કપરી બનતી જાય છે. વ્યક્તિગત, કૌટુંબિક, સામાજિક, આર્થિક ને ઔદ્યોગિક ઉન્નતિની સાથે ઘણા ય મૂંઝવણભર્યા પ્રશ્નો સંકળાતા જાય છે અને પ્રગતિના આ જમાનામાં પ્રત્યેક માનવી પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે તનતોડ મહેનત કરતો જાય છે. બદલાતા સંજોગો એના મન પર એક જાતની ઘેરી અસર જમાવે છે અને સંજોગોને અનુરૂપ થવા માટે એ હંમેશ માથાકૂટ કરતો જ હોય છે. એને પોતાનાં કાર્યોને પ્રેરનારાં કારણો જાણવામાં ઊંડો રસ જન્મતો જાય છે અને દરેક ક્રિયાના આવિર્ભાવ પછી એના મનમાં 'આમ કેમ?' કે 'શા માટે?' ના પ્રશ્નો જાગ્યા જ કરે છે. એ પોતાની કુદરતી વૃત્તિઓનાં સ્વરૂપ, ઉદ્ભવ ને પરિણામ વિષે જાણવા પણ આતુર રહે છે અને વૃત્તિઓનાં વિશ્લેષણ પછી એને સમજાય છે કે અમુક વૃત્તિ હાનિકારક છે કે અમુક વૃત્તિ પ્રગતિની દિશા સૂઝાડનારી છે. એને સમાજનો પણ ખ્યાલ રાખવો પડે છે. અને સમાજનું અહિત શેનાથી થાય એ પણ એને સમજાય છે, પણ ઘણીવાર એ બધું સમજતો હોવા છતાં એનું વલણ સમાજવિરોધી બનતું એ રોકી શકતો નથી.

માનવીનું આ સમાજવિરોધી વલણ એટલે જ ગુનાવૃત્તિ. પછી પાડોશીની કાચની બારીઓના કાચ તોડવાથી માંડીને ખૂન સુધીનાં કાર્યો સુધી એની મર્યાદા આંકી શકાય. પોતાની જરૂરિયાતો ન સંતોષાય એવી પોતાની આર્થિક સ્થિતિ હોય, બાળપણથી જ પોતાની શક્તિઓનો યોગ્ય વિકાસ સાધવાની તકો ન

---

સૌ આવજો !' વિધિપૂર્વક એની પૂજા કરવામાં આવી. સાધુમહારાજે એ પોટલી ખોલી; તેની અંદર સરસ અક્ષરોમાં લખેલી એક સંસ્કૃત પોથી હતી. તેમાં નવ પ્રકરણો હતાં. નવધા ભક્તિમાંથી એક એક લઈને, જે જાતની ભક્તિનું જેમાં વર્ણન છે એવા શ્રીમદ્ ભાગવતના શ્લોક એમાં એકઠા કરેલા હતા. સાધુ તે શ્લોકો વાંચતા ગયા અને તેના શરીર પર અષ્ટ સાત્વિકભાવ પેદા થતો ગયો. કોઈ વખત હસતા હતા, કોઈ વખત રડતા હતા. કોઈ વખત તાલીઓ પાડતા હતા. ક્યાં છે એ વાતને તો તે ભૂલી જ ગયેલા. એકઠા થયેલા લોકો એક કલાક સુધી મંત્રમુગ્ધ બનીને બેસી રહ્યા. પારાયણ પૂરું થવાની સાથે જ સાધુ એ ગ્રંથને માથા પર મૂકીને નાચવા લાગ્યા. અને કહ્યું : 'આજ હું કૃતાર્થ થયો. નવ રત્નોના હારની આશા આટલાં વરસોથી રાખી રહ્યો હતો. આજ એ મને મળ્યો.'

આવેલા લોકોને પરસાદ વહેંચીને વિદાય કર્યા. પછી બોલ્યા : 'આને કંઠસ્થ કરીશ ત્યારે જ અંતરમાં સાચવી શકીશ.'

*





સાંપડી હોય એનો અસંતોષ અને વર્તમાન સમાજ રચનામા પોતાના વિચારોને અનુરૂપ વાતાવરણ ન મળ્યાનુ દુ ખ માનવીના હૃદયને સમાજવિરોધી બનાવે છે મથનો, અટપટા સંજોગો ને ઘવાતું સ્વાભિમાન માનવીને ગુના કરવા પ્રેરે છે વળી દરેક રાજ્યમા ગુના કરનારને યોગ્ય સજા કરવી જોઈએ એના ન્યાયના નિયમો હોય છે જ આથી સજા ભોગવનાર ગુનેગારનુ મન વધુ આળુ બનતુ જાય છે કારણ કે વ્યક્તિએ ગુનો કર્યો એટલે એને શિક્ષા કરવી જ જોઈએ એ જાતની વિચારસરણી જ અમાનસશાસ્ત્રીય છે કોઈપણ ગુનેગારે શા માટે ગુનો કર્યો, એ ક્યા સંજોગોમા રહેતો હતો, એની આજુબાજુનુ વાતાવરણ કેવુ હતુ એના મિત્રો કેવા હતા, એણે ક્યા સંજોગોમા ક્યુ પગલુ ભર્યું વગેરેનુ પૃથક્કરણ કરીને ગુનેગારોના મનને સમજવા પ્રયત્ન કરવો જોઈએ એમ આધુનિક સમાજશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને માનસચિકિત્સકોનુ પ્રબળપણે માનવુ છે વિદ્વાનોના આ દૃષ્ટિકોણને માનવતાવાદી વિચારસરણી તરીકે ઓળખવામા આવે છે

✓દરેક જાતના વર્તનની પાછળ અમુક કારણ હોય છે એ કારણો શોધવાનો પ્રયત્ન કરવામા આવે તો ગુનેગાર મનના વલણ સહેલાઈથી સમજાય માનસચિકિત્સકો એવુ પણ સૂચવે છે કે ગુનેગારમા ગુનાવૃત્તિ ઘણીવાર એની શારીરિક ને માનસિક ખામીને લીધે પણ જન્મી હોય છે કેટલાક લેખકો એવુ માને છે કે નબળા મનના (Feeble minded) માણસો ગુના તરફ વધુ દોરાય છે આવા લોકો પણ અમુક જાતની માનસિક ખામીથી પીડાતા હોય છે ને સામાજિક રચનાના ચોખામા એમની જીવનપદ્ધતિ બરાબર બંધબેસતી નથી આવતી આ પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરનારા કેટલાક વિદ્વાનો એવુ પણ માને છે કે આવા ગુનેગાર લોકોને સમાજના હિતને ખાતર પણ સામાન્ય પ્રજાથી જુદા રાખવા જોઈએ અને એમને દબાવવાના પ્રયત્નો કર્યા સિવાય એમનુ માનસિક વલણુ બદલવા માટે વિશેષ પ્રકારોની સારવાર પૂરી પાડવી જોઈએ

જૂના જમાનામા ગુનાહિત કાર્યો તરફ આકર્ષાયેલા લોકોને નીતિશૂન્ય (Moral Imbeciles) તરીકે ઓળખવામા આવતા એમના પ્રત્યેનુ વલણ ખૂબ જ અમાનસશાસ્ત્રીય રહેતું એમને જેલોની અંધારી કોટડીઓમા પૂરવામા આવતા, અને શક્ય હોય એટલો ત્રાસ વરસાવવામા આવતો એ લોકો મનુષ્ય છે અને માનવસુલભ લાગણીઓને સંતોષવાનો એમને હક છે એવો વિચાર પણ કોઈ કરતું નહી કેદીઓના સગાસબંધીને મળવાની કે પત્ર લખવાની પણ છૂટ નહોતી આપવામા આવતી કેદીઓને સામાન્ય માણસને હોય એવી છૂટ આપવી જોઈએ એવી વાત કોઈએ કદી કરી નહોતી અને આથી એમને અનેક પ્રકારે ત્રાસ આપીને કાળી મજૂરી કરાવવામા આવતી આવા લોકોને શિક્ષા કે દંડ વડે જ સુધારી શકાય એવી લોકોની માન્યતા હતી આજે એ માન્યતા બદલાઈ છે ત્રાસરહિત જેલોનુ ધ્યેય દંડ કે શિક્ષા કરવાનુ જ નથી રહ્યુ માનવતાભરી દૃષ્ટિ વડે જ એમને સુધારી શકાય, એવી માન્યતા પ્રચાર પામતી જાય છે આથી જેલો શિક્ષાગૃહ નહી પણ શિક્ષણગૃહ બની છે અને ગુનેગારોને સુધારવાની સારમરિક શાળાઓનુ સ્વરૂપ પણ ઘણા દેશોમા લેતી જાય છે આજે આપણે ગુનેગારોને નીતિશૂન્ય (Moral Imbeciles) કહેવામા પાપ માનીએ છીએ અને એમને માનસિક ખામીથી પીડાતા ગુનેગારો (Defective delinquents) કહીએ છીએ

અમેરિકન એસોસીએશન ઑન મેન્ટલ ડેફીશીયન્સીની પરિષદના (૧૯૧૦) પ્રમુખપદેથી ભાષણ આપતા ડૉ બાર્નરે જણાવેલુ કે, 'માનસિક ખામીથી પીડાતા ને ગુનાવૃત્તિ તરફ દોરાયેલા માનવીને આપણે બુદ્ધિરહિત ગણવાની ભૂલ હવે ન કરવી જોઈએ પણ ગુનેગારો બુદ્ધિની કસોટીઓમા ઊંચા નંબરે પાસ થવા માંડ્યા છે એમનો દોષ માત્ર એટલો જ કે તેઓ



પોતાની ઉત્તમ બુદ્ધિનો દુરુપયોગ કરી રહ્યા હોય છે. બાકી એ માનવી નથી એવું માનવાની ભૂલ કરવી હવે આપણને નહીં પોસાય. વળી આ પ્રશ્નનું વિશ્લેષણ માત્ર ન્યાયની દૃષ્ટિએ કર્યા વગર આપણે માનસશાસ્ત્રીયરીતે, મનોચિકિત્સાપૂર્વક, દાક્તરી અને સામાજિક બળોને સંપૂર્ણ રીતે ઓળખીને ગુનેગાર વ્યક્તિનો અભ્યાસ કરવાની જરૂર છે. આપણે ગુનેગારનો મોટો દોષ જોઈને એને ફાંસી કે આજીવન કેદ ફરમાવવામાં જેટલા શૂરા છીએ એટલા જ બહાદુર આપણે ગુનેગારના મનને સમજવા માટે થવાની જરૂર છે. માનવીના ઘડતરમાં એનું કૌટુંબિક વાતાવરણ, માબાપનું પરસ્પરનું વલણ અને પોતાના બાળક પ્રત્યેનું વર્તન, આજુબાજુના પાડોશના વાતાવરણની બાળક પર થતી અસર અને એનો શૈક્ષણિક વિકાસ, એ બધું તપાસવાની ખાસ જરૂર છે.'

વળી ઘણાંખરાં માબાપો પોતાનું બાળક એકવાર કાંઈ ગુનો કરે એટલે એને ગુનેગાર તરીકે ઓળખાવતાં જરાય અચકાવતાં નથી. વાતવાતમાં 'તું તો ચોર છે, તેં આમ કર્યું હતું, આખી જિંદગી કેમ જશે? અમારી આબરૂ પર પાણી ફેરવીશ' એવાં એવાં મેણાં મારીને નાના બાળકના કોમળ મન પર માઠી અસર જન્માવે છે. આમ કરવાથી બાળકનું સ્વાભિમાન ઘવાય છે. એક લેખકે એમ કહ્યું છે કે ગુનેગાર બાળકોને મૂંઝવતાં બાળકો (Problem children) તરીકે જાહેર કરીએ છીએ પણ એમનાં માબાપો મૂંઝવતાં માબાપો (Problem Parents) છે એનો જરાક સરખોય વિચાર આપણે કેમ કરતાં નથી? વળી બાળક એકાદ ગુનો કરે તો એ કાંઈ ગુનેગાર ઠરતું નથી. જો એ વારંવાર ઉપરાઉપરી ગુના કર્યા કરે તો જ આપણે એને એવી ચિઠ્ઠી ચોડી શકીએ. કાયદાની પરિભાષા આપણી આ માન્યતામાં વચમાં નથી આવતી.

માનસચિકિત્સકો વળી એમ પણ સૂચવે છે કે બાળક ગુનો કરવા તરફ દોરાય છે એની પાછળ કેટલાંક ઊર્મિલ કારણો પણ હોય છે. એ પોતાને પોતાનાં કુટુંબ સાથે બરાબર ગોઠવી શકતું નથી અથવા તો એના ઊર્મિલ વિકાસમાં માબાપ હરેક પળે વચમાં આવતાં હોય છે. આથી એનું મન અકળાય છે. અને જ્યારે પોતાનાં માનસિક ઘર્ષણો એ કોઈને જણાવી શકતું નથી ત્યારે એમાંથી રાહત મેળવવા માટે અને માબાપથી માંડીને સમાજ પ્રત્યે પોતાની દાઝ વ્યક્ત કરવા માટે સમાજવિરોધી વલણ અખત્યાર કરે છે એમાં બાળકનો જરાય વાંક નથી. વાંક એને માટે અયોગ્ય વાતાવરણ ને કૃત્રિમ સંજોગો સર્જનાર માબાપનો અને સમાજનિયામકોનો છે.

ફ્રોઈડે એના 'Totems & Taboos' નામના પુસ્તકમાં સમાજે લાદેલા નિષેધનો ઉલ્લેખ કર્યો છે. એણે જણાવ્યું છે કે આપણે બાળકોને એક પ્રકારના વાડામાં બાંધવાનો પ્રયત્ન કરીએ છીએ જેમાં એને શું કરવાનું છે એ સમજ પડતી નથી. આપણે સર્જેલી એ દુનિયા 'નહીં'ની હોય છે—નિષેધોની હોય છે, અને મોડા સુધી નહીં ઊંઘવાનું, મોડા સુધી નહીં જાગવાનુંથી માંડીને, આ નહીં ખાવાનું, ફલાણા સાથે નહીં રમવાનું, છોકરીએ છોકરા સાથે વાતો નહીં કરવાની, આ નહીં વાંચવાનું ને ત્યાં નહીં જવાનું—જેવી હોય છે. આથી કોઈ પણ બાળક ગુનો કરે અને પકડાય એટલે એના બરડામાં એ ચાર ધબ્બા કે ગાલ પર ચાર-પાંચ લપડાક ચોડી દઈએ છીએ, એટલાથી સંતોષ ન થાય તો અંધારી ઓરડીમાં પૂરી પણ દઈએ છીએ. આપણા કયા દોષને લીધે બાળકે એમ કર્યું એનો વિચાર સુદ્ધાં આપણને આવતો નથી. જો કે આપણને આપણો દોષ જોવો ગમતો નથી પણ આ પ્રશ્નના સાચા ઉત્તર માટે એમ કરવું અનિવાર્ય પણ છે. નાનાં બાળકો નાનપણથી ગુના કરવા પ્રેરાય છે અને એવે વખતે એમને યોગ્ય દોરવણી ન મળવાથી કે વાતાવરણમાં ફરક ન પડવાથી મોટાં થયે એને ધંધા તરીકે સ્વીકારે છે.





ઉપર ચર્ચેલા મુદ્દાઓનો ઉલ્લેખ સૌથી પહેલાં ડૉ. વૉલ્ટર ફરનાલ્ડે ૧૯૧૦માં કરેલો. એમણે ગુનેગાર બાળકોને માનવી તરીકે સ્વીકારવા પર ભાર મૂક્યો. એમણે એ પણ જણાવ્યું કે આવાં બાળકો ઉધ્ધત, જુદ્દાં, કોઈના પર ચાળ ચડાવનારાં, જક્કી, આજ્ઞાનું ઉલ્લંઘન કરનારાં, તોડફોડમાં વધુ રસ લેનારાં અને માનસશાસ્ત્રની પરિભાષામાં સામાજિક રીતે વિસંગત (Socially maladjusted) તરીકે ઓળખી શકાએ એવાં હોય છે. આમ છતાં એમણે એ પણ કબૂલ કર્યું કે બાળકોના કે ગુનેગારોના આવા વર્તન પાછળ પણ સ્પષ્ટ કારણો હોય છે. આજે ૪૪ વર્ષ પછી પણ માનસશાસ્ત્રનો ઇતિહાસ એટલું સૂચવે છે કે ગુનેગારો માનસિક ખામીથી પીડાતા હોય છે અથવા મોટા ભાગના ગુનેગારો Psychopathic personalities હોય છે અને આજુબાજુનું ભૌતિક જગત એમને અસંગત લાગે છે. આથી એ લોકો ગુના કરવા પ્રેરાય છે. જેલમાંથી છૂટીને આવતા કેદીઓ, છૂટે કે તરત પાછા ગુના કરવા પ્રેરાય છે એનું એક કારણ આ પણ હોઈ શકે.

આ સિવાય માનસચિકિત્સકો ગુનેગાર બાળક માટે એના કુટુંબને પણ જવાબદાર ગણે છે, અને ગુનેગારની માનસિક સારવાર કરતી વખતે એના કૌટુંબિક ઇતિહાસને ખૂબ અગત્ય આપે છે. દરેક માનવીની શારીરિક ને માનસિક જરૂરિયાતો સંતોષાય તો એના સમાજવિરોધી બનવાની શક્યતા બહુ ઓછી રહે છે. એને સારું ખાવા મળતું હોય, સારાં-ચોખ્ખાં કપડાં પહેરવા મળતાં હોય અને એની માનસિક જરૂરિયાતોમાં એને માબાપ તરફથી પૂરતો પ્રેમ અને સમાજ તરફથી એની આવડતની કદરદાની ને માન મળતાં હોય તો એ સમાજવિરોધી બનતાં પહેલાં ખૂબ જ વિચાર કરશે. ઘણાખરા ગુનેગારો નાનપણમાં મા કે બાપથી વંચિત થયા હોય છે. અને સગાંવહાલાં તરફથી સારું વર્તન કે પ્રેમ ન મળ્યો હોવાને કારણે એમનું સ્વાભિમાન ઘવાયું હોય છે. સગાંસંબંધી મા-વિહાણા બાળક પ્રત્યે એની મા જેટલું ધ્યાન આપી શકે તેટલું આપી શક્યાં હોતાં નથી, આથી એની એ ધ્યાનની જરૂરિયાત (need for attention) પણ સંતોષાઈ નથી હોતી. એને લીધે એને કુટુંબ પ્રત્યે, સમાજ પ્રત્યે ગુસ્સો ચડે છે અને ગુના દ્વારા એ વ્યક્ત કરે છે.

શેલ્ડન નામના માનસશાસ્ત્રીએ વળી એક નવી વાત રજૂ કરી છે. એણે એના Varieties of Human physique માં ગુનાપ્રેરક વાતાવરણ અને ગુનેગારોના શારીરિક બંધારણ પર ભાર મૂક્યો છે. એ એવું સૂચવે છે કે દુઃખી કૌટુંબિક જીવન, ખરાબ સોબત, સાંસ્કારિક ઘર્ષણ, આર્થિક રીતે શોષિત સમાજરચના અને કાયદાનાં અજ્ઞાનને ગુનાપ્રેરક માનસના સર્જન માટે જવાબદાર ગણી શકાય. ક્રેસમરે (Kretschmer) વળી બાળકોના સામેથી (Front face), બાજુ પરથી (Side pose) અને પાછળથી ફોટા પાડીને ગુનેગારોના શારીરિક બંધારણ વિષેની એની ઊંડી અવલોકન શક્તિની ઓળખ આપી એણે ગુનેગારોના ત્રણ જાતના શારીરિક બાંધાનો ઉલ્લેખ કર્યો છે. (૧) endomorphy—જેમાં અંગો ગોળાકાર હોય, શરીર જાડું ઠીંગણું હોય, (૨) mesomorphy—જેમાં સ્નાયુઓ અને હાડકાં ધ્યાન ખેંચે તેવાં, અખાડિયન જેવાં હોય, (૩) ectomorphy—જેમાં શરીર ખૂબ પાતળું ને ઊંચું હોય. આમ ગુનેગારોના શારીરિક સૌષ્ઠવ વિષેની આ માન્યતા પણ ઠીક ઠીક પ્રાધાન્ય પામી છે.

ત્યારપછી રોશૉર્ક નામના જર્મન માનસશાસ્ત્રીએ ગુનેગારોની બુદ્ધિ, સ્વભાવ, તંદુરસ્તી અને ચારિત્ર્ય માપવા માટે કસોટીની વાત આણી. એમાં એણે સફેદ કાગળના જાડા પૂંઠા ઉપર રંગબેરંગી શાહીનાં ધાબાં પાડ્યાં અને એ પૂંઠાથી વ્યક્તિના મન પર પડેલા પ્રત્યાઘાતો વિષે નોંધ કરવા માંડી. એ નોંધનું પૃથક્કરણ કરીને એણે ચારિત્ર્ય વિષે તારણો બાંધવા માંડ્યાં. આમ છતાં પ્રશ્નના




ઉકેલ વિષે બહુ જ ઓછા માનસશાસ્ત્રીઓએ વિચાર કર્યો. સામાન્ય રીતે બધા જ સામાજિક કાર્યકરો એવું માને છે કે ગુનેગાર બાળકના સર્જન માટે મા ને બાપ બંને જવાબદાર હોય છે. અંગ્રેજીમાં કહેવત છે કે 'સફરજન ઝાડથી બહુ દૂર નથી પડતું' (the apple does not fall far from tree). આપણે ગુજરાતીમાં પણ બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા વાળી કહેવત જાણીતી છે. તાત્પર્ય એટલું જ કે ગુનાપ્રેરક બળોમાં એક બળ આનુવંશિકતા વડે મળેલા સંસ્કારોને પણ ગણાવી શકાય. વળી ઘણાં ખરાં કુટુંબોમાં બાળકોની સંખ્યા સારી હોય અને માબાપ પોતાની જવાબદારીઓનું સફળતાપૂર્વક પાલન ન કરી શકતાં હોય ત્યારે સ્વાભાવિક રીતે ખરાબ વાતાવરણ સર્જાય છે. જેમકે કુટુંબમાં ૭-૮ બાળકો હોય. માબાપ બાળકોને સારું શિક્ષણ આપવા આતુર હોય પણ કુટુંબની આર્થિક સ્થિતિ એવી પરવશ હોય કે શિક્ષણની તો વાત દૂર રહી પણ પૂરતો પૌષ્ટિક ખોરાક કે શરીર ઢાંકવા પૂરતાં કપડાંનાં પણ સાંસાં પડતાં હોય. આવા વાતાવરણમાં બાળકોને કામમાં રોકનારી કાંઈ જ પ્રવૃત્તિ ન હોય તો 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવત મુજબ બાળકો પણ પોળમાં રખડતાં ફરે અને એમનું અસંતોષી મન મારઝૂડ, ચોરી વગેરેમાં પરોવાય.

આનાથી વિરુદ્ધ ઘણાં પૈસાદાર કુટુંબોમાંથી પણ ગુનેગારો આવ્યાના દાખલા નોંધાયેલા છે. આમાં કુટુંબ ધનિક હોય પણ જ્યાં સુધી પૈસાનો બુદ્ધિપૂર્વકનો વ્યય કરતાં ન આવડે, ઘરમાં શું બને છે એ ઘરનાં માણસોને ખબર ન પડે ત્યાં સુધી અને નોકર, રસોઈયાઓ કે આયાઓ પર બાળઉછેર કે દરકારનો ભાર પડ્યો હોય ત્યાં સુધી બાળકને સારા સંસ્કાર પડવાની આશા નકામી. ઘણા ધંધાદારી પિતાઓ પૈસા કમાવામાં અને માતાઓ શેઠાણીઓ બનીને ખાટલેથી પાટલે મહાલવામાં મસ્ત હોય છે, આવાં માબાપો બાળકના શોખોને ઓળખી શકતાં નથી. બાળક શું ભણે છે, ભણવામાં હોંશિયાર છે કે ઠોઠ કે એને શું જોઈએ છે વગેરે બાળ ઘડતર વિષેની ઉપયોગી બાબતોથી અજાણ રહે છે. આમ બાળકોની યોગ્ય કાળજી લેવામાં નથી આવતી તો તેઓ ખરાબ રસ્તે ચડી જાય છે.

માબાપનો પરસ્પરનો સંબંધ, કૌટુંબિક એકતા અને કુટુંબના શોખોની પણ બાળમન પર ગાઢી અસર પડે છે. સામાજિક કાર્યકરોએ પ્રયોગો દ્વારા સાબિત કર્યું છે કે ઘણાખરા ગુનેગારો કૌટુંબિક કલહ, પતિપત્નીના ત્યાગ, છૂટાછેડા કે મૃત્યુને કારણે જ ગુનાવૃત્તિવાળા બન્યા હોય છે. એમની ગુનાખોરી બાદ કરીએ તો એ બહુ સારા માણસો હોય છે. આપણે ત્યાં કૌટુંબિક જીવન પ્રમાણમાં સુખી હોવા છતાં ય નાના મોટા અનેક ગુનાઓ થયા કરે છે. એનું કારણ બાળઉછેર વિષેનું અજ્ઞાન, બાળકની માનસિક જરૂરિયાતો વિષેના ખ્યાલ પ્રત્યેની બેદરકારી મુખ્ય ગણાવી શકાય. વળી આપણી પ્રજા ગુણોની કદર બહુ ઓછી કરી જાણે છે આથી ઊગતા બાળકના શોખો અને હોશિયારીને દાબી દેવામાં આવે છે. અમેરિકામાં પણ ઘણાં ખરાં બાળકો માબાપના પ્રેમથી વંચિત રહે છે. સ્ત્રી ને પુરુષ બંને ય બહાર કામ કરતાં હોય છે ને બાળકો નિશાળેથી વહેલાં છૂટીને આંગણાંમાં રમ્યા કરે છે. ગમે તેવી સોબતમાં ફરે છે અને ટેલિવિઝન પર જોયેલી જાસુસી ફિલ્મોના નાયકોની જેમ બંદૂક હાથમાં લઈને અનુકરણ કરતાં હોય છે. એમની માનસિક જરૂરિયાતો સંપૂર્ણપણે સંતોષાતી નથી ને આ બાળકો ચોરીના ચીલે ચડી જાય છે. પોતાની ફુરસદનો ક્યારે ય સદુપયોગ નથી કરી શકતાં. જો કે આવાં બાળકો સાહસી ખૂબ હોય છે પણ એમના સાહસનો રચનાત્મક ઉપયોગ કાંઈ જ થતો નથી.

માનવીની નિરાશા એના વળતર માટે માનવીને ક્યાં દોરી જાય છે એ આપણે જોયું. માનસશાસ્ત્રીઓ વર્ણવે છે કે વ્યક્તિની ગુનાવૃત્તિ એ સહજ વૃત્તિ





નથી, એ તો એના વ્યક્તિત્વની સગઠનતામાં પડેના બાકોરાની સૂચક છે આથી એ ચિહ્ન છે, રોગ નથી આપણે મોટા માણસોને ઘણીવાર નાહિમત બનીને ચીડિયા કરતા, નખ કરડતા જોઈએ છીએ. આ બધા ય સ્વય રોગ નથી, ચિહ્નો છે આથી ચિહ્નોને દૂર કરવાના કૃત્રિમ ઉપાય કર્યા વગર રોગના કારણોને દૂર કરવા જોઈએ તો રોગ આપમેળે દૂર થાય ફ્રોઈડ વળી એમ સૂચવે છે કે માનવી માત્રમા રચનાત્મક અને સહારાત્મક વૃત્તિ હોય છે અને આ સહારાત્મક વૃત્તિ જ એને સમાજવિરોધી બનાવે છે

'The psychology of Mental Health' નામના પુસ્તકમા ડૉ થૉર્પ ગુનેગારોની ત્રણ જાતોનો ઉલ્લેખ કરે છે ધધાદારી, શિખાઉ અને આકસ્મિક (Professional, Amateur and Accidental) ધધાદારી ગુનેગારો સમાજના દુસ્મન જેવા હોય છે, તેઓ બડખોર, હિમતવાન અને શિક્ષાથી ન ડરનારા હોય છે એમનુ ચારિત્ર્ય નબળુ હોય છે ને ગુના દ્વારા સમાજનુ ધ્યાન ખેચવા પ્રયત્ન કરે છે શિખાઉ ગુનેગારો માબાપના પ્રેમથી વચિત રહેવાને લીધે ને ખરાબ સોબતથી તણાઈને ખોટે રવાડે ચડી જાય છે પણ સારી સોબત મળતા જ સુધરી જાય છે આકસ્મિક ગુનેગારો ખૂબ ભલા હોય છે પણ એમના હૃદયમા જાગેલા તોફાની બળોને એ શમાવી શકતા નથી એમની જ્ઞાનતતુની નિર્બળતા (neurotic defect) એમને ગુના તરફ દોરે છે

સામાન્ય રીતે એવુ સર્વમાન્ય છે કે સ્ત્રીઓ કરતા પુરુષોની સખ્યા આ ક્ષેત્રમા વધારે છે એના કારણોમા સ્ત્રીઓનુ હૃદય કોમળ હોય છે વળી સ્ત્રીઓ નાનપણથી ઘર સાથે વધુ સકળાયેલી રહે છે અને નાનપણથી જ ઘરના નાના મોટા કામમા પરોવાયેલી રહે છે, કામગરી છોકરીઓ માબાપની ચાહના મેળવી શકે છે

આ પ્રશ્નનો ઉકેલ એ જાણે સાવ અસભવિત વાત હોય એવુ લાગ્યા કરે છે રાજ્ય ગમે તેટલા પ્રયત્ન કરે છતા પણ કુટુબ, શાળાજીવન અને વાતાવરણ બાળકોને સમાજવિરોધી બનાવવામા મદદરૂપ નીવડતા હોય ત્યાસુધી જેલો સુધારગૃહો અને તો પણ જોઈએ તેવી અસર ન જ થાય કેટલેક ઠેકાણે દાખલા પણ નોધાયા છે કે જેલમાથી બહાર આવેલા ગુનેગારો બમણા જોરે ગુના કરવા મડી પડે છે કારણ કે જેલમાં સગવડો વધુ મળે છે ને જીવન સરળ લાગે છે આથી માનસશાસ્ત્રીઓ ખૂબ વિચારમા પડી ગયા છે ગુનેગારોને પેરોલ પર છોડવામા જોખમ માનુમ પડ્યુ છે કારણ કે એક વિદ્વાને ૫૦૦ ગુનેગારોના વર્તનનો અભ્યાસ કરીને એવુ સૂચવ્યુ છે કે પેરોલ પર છૂટેલા ગુનેગારો રજા દરમ્યાન ગુના કર્યા વગર રહી શક્યા નથી જ્યા સુધી વાતાવરણમા ધરમૂળથી ફેરફાર ન થાય, ગુનેગારોને ગુનેગાર તરીકે જ ઓળખવામા ન આવતા માનવી તરીકે એમની કિમત અકાય એ સારૂ કામ કરે તો તેની કદર થાય અને એના આત્માને સતોષ થાય એવુ વર્તન એના તરફ ન બતાવાય ત્યા સુધી જેલ, સજાપદ્ધતિ વગેરે કાંઈ જ અસરકારક નહી નીવડે સાથે સાથે ગુનેગારના મનનુ પૃથક્કરણ કરવાનુ પણ ન ભૂલવુ જોઈએ એના વ્યક્તિત્વનુ પરીક્ષણ અને એની માનસિક તદુરસ્તીનુ નિદાન થવુ પણ જરૂરી છે

વળી ગુનેગારોને માનસિક રાહત આપે એવા દવાખાનાની પણ ખૂબ અગત્ય છે એના શારીરિક, માનસિક, સામાજિક ને આર્થિક પ્રશ્નો અગે યોગ્ય દોરવણી આવા દવાખાના પૂરી પાડી શકે આવા માર્ગદર્શક દવાખાના (Guidance clinic)ની સ્થાપના દ્વારા ગુનાવૃત્તિ વિષે સશોધન, કારણોની ઊંડી તપાસ પણ હાથ ધરવામા આવે છે અમેરિકામા ઘણાય ગુનેગારો જે માનસિક રોગોથી પીડાઈને ગુના કરતા હોય છે અને વ્યક્તિત્વની એકરૂપતા નથી જાળવી શકતા તેમને યોગ્ય દોરવણી આપીને એમની જરૂરિયાતોને સતોષીને સુધારવામા આવે છે અત્યારે




તો આ પ્રશ્નનો ઝોક મુખ્યત્વે માનસશાસ્ત્રીય અને સામાજિક સિદ્ધાંતો તપાસવા તરફ વધુ છે અને સમાજ દ્વારા સામુહિક કાર્યોની યોજના કરવામાં આવે છે, સમાજવિરોધી વ્યક્તિઓના માનસનો અભ્યાસ કરવામાં આવે છે અને એમને માટે જુદી ઔદ્યોગિક શાળાઓ કે સંસ્થામાં ખાસ શિક્ષણ આપવામાં આવે છે.

માનસિક તંદુરસ્તી પર ભાર મૂકતાં દાક્તરો તરફથી ગુનેગારોના કૌટુંબિક જીવનની શાંતિ ને સલામતી માટે તનતોડ મહેનત કરવામાં આવે છે. સામાજિક સંસ્થાઓ તરફથી એમને મનોરંજનનાં ખાસ સાધનો પૂરા પાડવામાં આવે છે. આંતરિક ઘર્ષણોને દૂર કરવા માટે કાયદાઓની પક્કડ જરાક ઢીલી કરીને ગુનેગારોને જ કામચલાઉ પોલીસ બનાવવામાં આવે છે જેથી ગુનેગારોને કાંઈક સામાજિક હોદ્દો મળ્યાનો સંતોષ થાય છે. કોઈપણ જાતની દુઃખદાયી પ્રવૃત્તિથી એમને દૂર રાખવામાં આવે છે, તિરસ્કાર તો સ્વપ્ને ય નથી કરવામાં આવતો અને અંગત લાગણી દુભાય એવું વર્તન નથી બતાવવામાં આવતું. આ બધું શરૂ તો થયું હતું માત્ર પ્રયોગો રૂપે પણ એનાં ફળ પણ સારાં મળ્યાં છે. આથી એમના વ્યક્તિત્વને વિકસાવવાની યોગ્ય તકો મળવા માંડી છે ને સમાજ પ્રત્યેનો રોષ પણ ઓછો થવા માંડ્યો છે.

આજે આ પ્રશ્નના ઉકેલ માટે મથતી દરેક વ્યક્તિને એ સમજાયું છે કે ગુનેગારોને જેલના લોખંડી સળિયા પાછળ પૂરીને એમના પ્રત્યે અમાનુષી અત્યાચારો ગુજારવાથી આ પ્રશ્નનો ઉકેલ નહીં આવે. એટલું ચોક્કસપણે મનાવા માંડ્યું છે કે માનસિક ક્ષતિવાળા વ્યક્તિત્વ( Psychopathic Personality )ને લીધે માનવી પોતાની ખરાબ વૃત્તિઓને સંયમમાં રાખી શકતો નથી ને ઉશ્કેરાટ કે ઉન્માદની અવસ્થામાં નાના મોટા ગુના કરે છે એથી આજને તબક્કે દરેક વિદ્વાન આ પ્રશ્નને વાસ્તવિક બાજુ તરફ ઝોક આપવા સતત પ્રયત્નશીલ છે. આ નવા દૃષ્ટિકોણનો પ્રચાર પણ સારા પ્રમાણમાં થયો છે અને એનાં પરિણામ પણ સારાં આવ્યા છે. આથી ગુનેગારને દોષિત વ્યક્તિ તરીકે ન ઓળખતા આપણે એને માનસિક રોગી તરીકે પીછાનીએ છીએ.

આમ અમુક પ્રશ્નને તપાસવાની આપણી સંકુચિત દૃષ્ટિ બદલાઈ છે. અને સાથે સાથે પ્રશ્નના ઉકેલના ઉપાયો પણ નવા શોધાયા છે. સૌથી સારો રસ્તો બાળકને નાનપણથી જ સારી તાલીમ આપવાનો છે. એવી તાલીમ કે જેમાં બાળક પોતે જ પોતાના શ્રેયનો વિચાર કરતું બને, કોઈનું જ આંધળું અનુકરણ ન કરે અને કોઈનું દોરવ્યું ન દોરાય. આવી સ્વતંત્ર વિવેકશક્તિ ને વિચારશક્તિવાળું બાળક પોતાના સ્વાર્થ ખાતર સમાજનું અકલ્યાણ કરવાનો ય વિચાર નહીં કરે અને આટલી મોટી દુનિયામાં રચનાત્મક કાર્યો કરવાનાં ઘણાં ક્ષેત્રો જડી રહેશે, પછી આવી નિરર્થક અને અપ્રતિષ્ઠિત પ્રવૃત્તિ પ્રત્યે એ શા રીતે ખેંચાશે ?

[ આવતે અંકે 'ઉદ્વેગ' ]

લૉસ એંજલીસ, ૧૪–૬–૫૪



માનસશાસ્ત્રના આ સરળ લેખો વાચકોમાં ખૂબ જ લોકપ્રિય થઈ ચૂકયા છે. એ તો અનેક વાચકોના એ લેખોને પુસ્તકરૂપે પ્રગટ કરવાના આવેલા પત્રો જ કહી આપે છે. હવે ખૂબ જ થોડા સમયમાં આ લેખો પુસ્તકકારે પ્રગટ થશે એ જાહેરાત કરતા લેખિકા હર્ષ અનુભવે છે.

# ભેખડ ઉપરે.....

હર્ષદ પારેખ

**યૌવનના આવેશમાં માનવી જેટલી ઝડપથી પ્રેમ કરવા તૈયાર થઈ જાય છે એટલી ઝડપથી એ પ્રેમનું ઊંડાણ માપી શકતો નથી. એને મન તો પ્રેમ પણ એક આવેશ જ હોય છે, સામું પાત્ર એ આવેશમાં છલકાઈ જાય તો પણ એને ખબર પડતી નથી અને પછી એના આવેશે એની પાસે ભરાવેલું પગલું ભયંકર પ્રાયશ્ચિત્ત માગે છે. આ વાર્તાનો કરુણધ્વનિ હૈયું હચમચાવી દે તેવો છે.**

પ્રહ્મદેશનો એ સાગર કિનારો !

ઘૂઘવતા સમુદ્રનાં ઊંચાં મોજાં એ ભેખડ સાથે અથડાઈને પાછાં ચાલ્યાં જતાં હતાં. ભેખડ પર બેઠેલી ચીંગલાંગને એ દૃશ્ય જોવાની મઝા આવતી હતી. તેને લાગતું હતું કે એ મોજાં તેને સમુદ્રમાં ખેંચી જવા માગે છે, પણ બિચારાં નિરાશ થઈ પાછાં ચાલ્યાં જાય છે. 'નિરાશ થાય જ ને ? સમુદ્ર સાથે મળી જવાની મને ક્યાં ફુરસદ છે ! મારે તો અચીનને મળવાનું છે. આજે તે ગામમાં પાછો આવ્યો છે ! કેટલે વર્ષે મળશું ? ચાર વર્ષ પહેલાં એ સ્નાતક થવા શહેરમા ગયો ત્યારે કેવો બાળક લાગતો હતો ? અને, આજે ? બોટમાંથી ઊતર્યો ત્યારે તો ઓળખાયો પણ નહિ ! મુછના દોરા ફૂટી ગયા છે. કેટલો ઊંચો થઈ ગયો છે ? જરા કાળો પણ પડી ગયો છે. નાનાં હતાં ત્યારે રોજ અહીં ભેખડ ઉપર બેસી આનંદ કરતાં. ભેખડ સાથે અથડાતાં મોજાં સાથે ગેલ કરતાં. ત્યારે એ કેવો તોફાની હતો ? હવે તો તદ્દન ગંભીર બની ગયો છે. વળી કવિ પણ બની ગયો છે. અને તેનો પેલો પત્ર—'

ચીંગલાંગે અચીનનો એક જૂનો પત્ર કાઢ્યો અને પત્રનો એક ભાગ વાંચવા લાગી : '...ચીંગ ! એ સાગર મને આપણી પેલી ભેખડ નીચેના સાગર જેવો જ લાગ્યો. એ સાગરની નૃત્ય કરતી લહેરીના થનગનાટમાં મેં તારા પગની ઠમક જોઈ અને મને નૃત્ય કરવાનું મન થઈ આવ્યું. નૃત્ય કરતા તારા પગની ઠમકમાં મેં ઝાંઝરના ઝણકાર સાંભળ્યા અને મારી આંગળીઓ વીણાના તાર શોધવા લાગી. સંધ્યા સમયે ગુલાબી રંગે રંગાએલી, ક્ષિતિજને આવરી દેતી, તારી વિરાટ મૂર્તિ મેં કલ્પી. ને મને શીલ્પી બનવાની ઇચ્છા થઈ આવી. એ નાની નાની ગુલાબી વાદળીઓમાં મેં તારા બે ઓષ્ટ જોયા, એ વાદળી વચ્ચે દેખાતા સ્પષ્ટ આકાશને મેં તારી સુંદર શ્વેત દંતાવલી ગણી, અને મારી પીંછીને પ્રેરણા મળી. સૂર્ય અને ચંદ્રની જોડીને મેં તારાં નયનો કલ્પ્યાં, ને તું પ્રકૃતિસ્વરૂપે મારી સમક્ષ ખડી થઈ ! હું કવિ બની ગયો. ચીંગ ! સ્ત્રી માનવીને કેવળ કલાકાર નહિ, દેવ પણ બનાવી શકે, ખરું ?...' -

પાસે કંઈક ખખડાટ થતાં ચીંગલાંગની દૃષ્ટિ એ તરફ વળી. એ વાંગ હતો. પાગલ વાંગ. ગામ તેને ગાંડો કહેતું. વાંગ ગામમાં ન રહેતો. સમુદ્ર કિનારે ભેખડની આસપાસ પડ્યો રહેતો. ક્યારેક એ રડતો. અને એનું રૂદન મધ્યરાત્રીએ ગામને જગાડી દેતું. 'વાંગ !' શીંગલાંગે પાગલને બોલાવ્યો.

વાંગ ઊભો રહ્યો.

'આજે અચીન અહીં આવશે' શીંગ બોલી.

વાંગને એ વાત મહત્ત્વની ન લાગી. એ લુખ્ખું હસ્યો.

'તું મળીશ ને ?' ચીંગે પૂછ્યું.

'માનવી અમર નથી. પછી મળવાનો મોહ—'

પાગલ વાંગની આંખમાં આંસુ આવ્યાં.

'રડે છે ?'

'માનવી બીજું શું કરી શકે છે ?'

'એ હસી પણ શકે છે !'




'ચીંગ! હાસ્ય ચિરંજીવી નથી. હાસ્ય પછી રુદન ખરું જ; કારણ કે જીવન પછી મૃત્યુ છે.'

'પણ જીવન એક સત્ય છે, નહિ?'

'ખરું. પણ મૃત્યુ વધુ સત્ય. જન્મ એક અકસ્માત છે. પણ મૃત્યુ તો નિર્માયેલું છે. માનવી અમર નથી. નહિતર મારી પત્ની કો–આઈ મને છોડીને ન ચાલી જાત.'

ચીંગલાંગ આ પાગલને જોઈ રહી.

'અને અચીન માનવી છે.' કહી વાંગ દૂર થયો.

ચીંગલાંગ ચમકી! આ પાગલ ભયંકર ભવિષ્યની આગાહી તો નહોતો કરતો? અને વર્તમાનને ચેતવતો ભૂતકાળપ્રેર્યો માનવી ભાવિ પ્રત્યે આંગળી ચીંધે છે ત્યારે સમાજ તેને પાગલ જ ગણે છે ને? પાગલ! વાંગ પાગલ હતો ખરો? ચીંગ વિચારી રહી; વાંગનું રુદન ગામને અશાંત કરી દેતું. મૃત્યુ એટલે કુદરતની મહાશક્તિ! માનવીના પ્રત્યેક પ્રશ્ન અને પ્રત્યેક પ્રયત્નનો આખરી જવાબ! એ મહાશક્તિ આગળની માનવીની નિરાધારતા રુદનમાં પરિણમે તો જગત એ રુદનને પાગલપણું કહે! 'અચીન આવશે ખરો? શા માટે નહિ આવે? આ સ્થળનું આકર્ષણ તો તેને જીવનભર રહેવાનું. હું તેની રાહ જોઉં છું. એટલે જરૂર આવશે. કાલે તો તે ફુંગી* બનવાનો, ખરું?'

ફુંગીના રૂપમાં ઊભેલા અચીનની કલ્પના આવતાં ચીંગલાંગને હસવું આવ્યું. 'પીળાં કે ભગવાં કપડાં પહેર્યાં હશે. માથે મૂંડન હશે. તેનાં સોનેરી વાંકડિયાં ઝુલ્ફાં તો ક્યાંય ચાલ્યાં જશે. ભાઈસાહેબને વાળનું બહુ ગુમાન હતું! અને હાથમાં ભિક્ષાપાત્ર લઈ મારે ઘેર આવી અચીન કહેશે, 'ચીંગ, ભાત દે!—'

'ચીંગ!' ચીંગલાંગને કાને અવાજ આવ્યો. સહેજ બદલાએલો છતાં પરિચિત અવાજ ચીંગલાંગે ઓળખ્યો. તેણે હર્ષભેર પાછળ નજર કરી. હસતો અચીન ઊભો હતો. એ જ મુખ! એ જ દાડમની કળી જેવા સુંદર દાંત! એ જ આકર્ષક ભૂરી આંખો! વાંકડિયા સોનેરી વાળ! એ જ લીલી લુંગી અને સફેદ ખમીસ!

'અચીન!' ચીંગલાંગે ઉમળકાભેર બૂમ પાડી અને અચીનને વળગી પડી. અચીન હસ્યો, 'ગાંડી! તું હજી બાળક જ રહી!'

'આપણે મોટાં જ ન થતાં હોઈએ તો કેવું સારું?' અચીને તેનો જવાબ ન આપ્યો. એ તો તે જ જૂની ભેખડને જોઈ રહ્યો. એ સમયનાં નાનાં ઝાડવાં આજે ઊંચાં વૃક્ષ બની ગયાં હતાં. ભેખડ તે જ હતી. સમુદ્ર તે જ હતો. ભેખડ સાથે અથડાતાં સાગરનાં મોજાં પણ પહેલાં જેવાં જ તોફાની હતાં. અચીને ચીંગ સામે જોયું. ચીંગ તેની તે જ હતી? કંઈક નાવીન્ય જરૂર ઉભરાઈ રહ્યું હતું. ચીંગ અચીનની સામે જોઈ રહી હતી. બંને હસ્યાં.

'તું કાલે ફુંગી થવાનો ખરું?'

'હા.'

'પછી?'

'પછી? પછી હું પરણવાનો!'

'કોને?'

'અલબત્ત, તને!'

ચીંગલાંગ શરમાઈ ગઈ. બાજુમાંથી પાગલ વાંગ પસાર થયો.

'વાંગ!' ચીંગે બોલાવ્યો.

વાંગ ઊભો રહ્યો.

'અચીન આવ્યો!'

---

* બ્રહ્મદેશમાં કુમારાવસ્થા વટાવી ચૂકતા પુરુષોએ લગ્ન પહેલાં સાત દિવસ સાધુજીવન ગાળવું પડે છે. અને બધી મઠમાં રહેવું પડે છે. દીક્ષા બાદ એ સાધુને ફુંગી–ફુંજી કહેવામાં આવે છે. અત્યારે આ રિવાજ ધીમે ધીમે ઓછો થતો જાય છે.





વાંગે અચીન સામે ક્ષણભર જોઈ કહ્યુ, 'માનવી અમર નથી, ચીગ!' પાગન આસુ સારતો ચા ગો ગયો અચીન વિચારે ચડ્યો

'અચીન શુ વિચારે છે?'

'ચીગ?'

'હુ?'

'આ ઊંચા પર્વતો, ઊડી ખીણો, કુ લોવતો સાગર ને ક્રીડા કરતા પંખી! એટલે જ પ્રકૃતિ, નહિ?'

'પણ આપણા વિના બધુ અધૂરુ'

'એટલે?' અચીન સમજ્યો નહિ

'પ્રકૃતિનુ સર્વોત્તમ સૌદર્ય એટલે માનવજીવન! અને માનવજીવનનુ સર્વોચ્ચ તત્ત્વ તે પ્રેમ!'

'વાગના આજના જીવનને તુ સૌદર્ય કહીશ?'

'હુ વ્યક્તિની નહિ, પણ પ્રકૃતિનુ એક અગ એવા માનવીની વાત કરુ છુ'

'પ્રકૃતિ તો અમર! પણ તેના સતાનો? એ અમર ખરાં?'

ચીગ પૂરૂ સમજી નહિ તેણે કહ્યુ, 'સ્થૂળ ચિરજીવ નહિ દશ્ય જરૂર ચિરજીવ હૃદયગત સ્મૃતિ અમર છે'

'પણ—પણ—માનવી અમર ખરો?' અમરત્વની ખોજમા પડેલા અચીને પૂછ્યુ, 'માનવીનુ આયુષ્ય કેટલુ? બહુ તો સો પછી મૃત્યુ તો ખરુ જ!'

'મૃત્યુ પણ માનવીને અમરતા અર્પી જાય છે'

'કેવી રીતે?'

'મહાકાર્યો દ્વારા!'

'મહાકાર્યો માનવીના નામને અમર રાખે છે! તેના દેહને—રક્તને તો નહિ જ'

'એમ અમરત્વ નહિ મળે!' ચીગે હસીને કહ્યુ

'મળશે'

'ક્યા? શામા?'

ક્યા? શામા? કેવી રીતે?—અચીન વિચારી રહ્યો માનવી અમર કેમ રહે?

સાગરના કિનારા પરની નાળીયેરી પરથી એક પાકુ નાળીયેર જમીન પર પડ્યુ અચીને એ જોયુ તેની વિચારમાળા આગળ વધી આ વૃક્ષનુ આયુષ્ય એક વાર પૂરુ થશે એ સુકાઈ જશે ઊખડી જશે મૃત્યુ પામશે અને તેણે ફેકેલુ આ ફળ? એ પણ સુકાઈ જશે

પણ એ ફળ ન સુકાય, તો? એનુ બીજ જમીનમાં ઊતરે, તો? તેમાંથી એક છોડ ઊગે અને તે વૃક્ષ બને ફરી તેમા નાળીયેર ઊગે એ નાળીયેર ફરી જમીન પર પડે તેમાથી નવા વૃક્ષો ઊગે અને વૃક્ષ પરપરાનો આ ક્રમ સતત ચાલ્યા જ કરે તો શુ આ ઊભેલુ વૃક્ષ અમર ખરુ? એ વૃક્ષનો પ્રાણ-તેનો દેહ આ દરેક ફળમા, નહિ? એક વૃક્ષ હજારો વૃક્ષો ઊગાડી પ્રત્યેક વૃક્ષમા જીવત રહે—અમર રહે!

અને માનવી પણ આ વૃક્ષની જેમ હજારો માનવોમા અમર ન રહી શકે? કેવી રીતે?. .

...સતતિદ્વારા! પેઢીધર સતતિદ્વારા! અચીન એક બાળકનો પિતા થાય તો બાળકમાં અચીનનુ રક્ત ખરુ જ અચીનના સતાનોમા અચીન અમર! અને એ બાળકના ભાવિ સતાનોમા પણ અચીન અમર! અને એ અમરત્વનુ ઉત્પત્તિસ્થાન?

સ્ત્રી! સ્ત્રી જગતને જીવત રાખે! સ્ત્રી જગતને અમરત્વ અર્પે!

'મળી ગયુ!' અચીન બોલી ઊઠ્યો

'શુ?' ચીગવાગ ચમકી

'અમરત્વ!'

'ક્યા? શામા?'

'અહી! તારામા!'

'તુચ્છ! મશ્કરી કરે છે?'

સધ્યા વીતી હતી બન્ને ઊઠ્યા





'કાલે મળીશ ને?' ચીંગે પૂછ્યું.

'ફુંગી બનીને તારે ત્યાં ભાત લેવા આવીશ.' અચીને જવાબ આપ્યો અને બન્ને હસ્યાં.

'તો અહીં ક્યારે આવીશ?'

'આઠમે દિવસે દીક્ષા પૂરી થતાં જ.'

× × ×

બીજે દિવસે સવારે ચીંગ એક ફુંગીની રાહ જોઈ રહી. હાથમાં ભાતનું વાસણ રાખી એ ઘરના દ્વાર આગળ ઊભી હતી. અચીન ફુંગીવેષે આવ્યો.

'ભાત દે, ચીંગ!'

ચીંગ હસી. અચીન પણ હસ્યો. ચીંગલાંગે ઉમળકાભેર અચીનના પાત્રમાં ભાત નાખ્યા. અચીન ગયો. ત્રીજે દિવસે અચીન ભિક્ષા લેવા આવ્યો ત્યારે હસ્યો ખરો, પણ ગંભીર રીતે. એ ગાંભીર્ય શા કારણને લઈને હતું તે ચીંગ ન સમજી શકી.

ચોથે દિવસે અચીન વધુ ગંભીર બન્યો. એ હસ્યો પણ નહિ. ફક્ત નજર મેળવી ભિક્ષા લઈ ચાલ્યો ગયો. પાંચમે દિવસે ભિક્ષા લેતી વખતે અચીને ચીંગની સામે પણ ન જોયું.

અચીન વધુ ને વધુ ગંભીર થતો ગયો. તેના શાંત અને ગંભીર ચહેરા પર સાધુત્વનું તેજ ઝળકવા લાગ્યું. તેની કાયા સુકાવા લાગી. તેની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં કોઈ અનેરું તેજ ચમકવા લાગ્યું, કોઈ જ્યોત ચમકી રહી.

છેલ્લે દિવસે અચીન ચીંગ સામે પાત્ર ધરી, નીચી નજર કરી, સંપૂર્ણ સાધુને શોભે એ રીતે બોલ્યો: 'ભિક્ષા દે, મા!'

ચીંગલાંગ ચમકી. ધ્રૂજતે હાથે તેણે ભિક્ષા આપી. શાંત ચહેરે અચીને ભિક્ષા સ્વીકારી, ભિક્ષા લઈ પાછા ચાલ્યા જતા અચીનને ચીંગલાંગે બોલતો સાંભળ્યો:

'બુદ્ધં શરણં ગચ્છામિ,
ધમ્મં શરણં ગચ્છામિ,
સંઘં શરણં ગચ્છામિ...'

ચીંગલાંગ સમજી, ચમકી, સજ્જડ થઈ ગઈ. બીજી જ પળે એ ધ્રૂજી ઊઠી.

'અ...ચી...ન...!...' તેણે ચીસ નાખી.

અચીન ત્યાં ન હતો. ચીંગે જોયું, અચીન ઘણે દૂર જઈ રહ્યો હતો, તેની અને અચીનની વચ્ચે આકાશ પાતાળનો, જીવન–મૃત્યુનો, સંસાર–વૈરાગ્યનો, માનવ-દેવનો તફાવત હતો.

અને બીજે દિવસે બેભાન જેવી ચીંગલાંગ ભેખડ ઉપર ગઈ. તે દિવસની જેમ જ સમુદ્રનાં મોજાં ભેખડ સાથે અથડાઈ ચીંગને પોતાનામાં સમાવી દેવા જાણે પ્રયત્નો કરતાં હતાં. ચીંગને સમુદ્રનો ડર લાગ્યો. ભેખડની ટોચ પર એ ઊભી થઈ ગઈ. અચીન આવ્યો: 'ચીંગ!'

'અ...ચી...ન...!' અચીનનો વેષ જોઈ ચીંગ ચીસ પાડી ઊઠી. અચીને ફુંગીનો વેષ કાયમ માટે અપનાવ્યો હતો. તેના શાંત ચહેરા પર અસાધારણ ગંભીર સ્મિત હતું. તેની ઊંડી તેજોમય આંખોમાં અહિંસા, ક્ષમા, દયા, ઉદારતા, વિશ્વપ્રેમના ભાવ તરવરતા હતા.

'ચીંગ! માનવી એમ અમર ન રહી શકે. માનવી એ રીતે અમર રહી શકતો હોત તો જગતે બુદ્ધ ન સર્જ્યો હોત. જન્મ જ મૃત્યુનું કારણ છે. મોક્ષ પુનર્જન્મ અટકાવે છે. હું બુદ્ધ બન્યો છું. ચીંગ! મને માનવજીવનનો હેતુ સમજાયો છે. તું પણ દીક્ષા લે, દેવી! અને આપણે જગતને પુનર્જન્મથી—'

બુદ્ધ અચીનના શબ્દો પૂરા થાય એ પહેલાં ભેખડની ટોચ પર ઊભેલી ચીંગને તમ્મર આવ્યાં. તેના પગ લથડ્યા. તે પડી...પડી...ગઈ...ભેખડ નીચે ઘૂઘવતા સાગરપિતાએ તેને ઝીલી લીધી, અને પોતાનામાં સમાવી દીધી.





અચીન દોડ્યો. એ ભેખડની ટોચ પર આવ્યો. ચીંગ અદશ્ય થઈ ગઈ હતી.

અચીને બૂમ પાડી, 'ચીંગ!'

જવાબ ન મળ્યો.

'ચીંગ!' ફરી બૂમ પડી.

એ બૂમ અનુત્તર રહી.

'ચીંગ! ચીંગ!' વાતાવરણમાં શબ્દો ગાજી રહ્યા.

'અચીન!' એવો સામો જવાબ કોઈએ ન આપ્યો. દૂરથી પાગલ વાંગનું રૂદન સંભળાયું. અચીન ભેખડની ટોચ પર ઊભો રહ્યો. દિશાઓમાંથી તેને કાને અવાજો આવવા લાગ્યા.

'પ્રેમ, દયા, ક્ષમા, અહિંસા અને અમરત્વના એ પરમ ઉપાસક! ચીંગલાંગને કચડી તેં મહાન હિંસા કરી છે!'

'વ્યક્તિને કચડી સમષ્ટિની સેવા કરવા નીકળનાર એ બુદ્ધ! પોકારતી એક ઊર્મિ આગળ તારી ભાવના ઝાંખી પડે છે.'

અચીન સજ્જડ થઈ ગયો. અવાજ આગળ વધ્યો: 'અમરત્વની ખોજમાં ફરનાર એ વીર! ચીંગને તો તેં મૃત્યુ આપ્યું!'

અચીનની આંખો ફાટી ગઈ.

તે જ ક્ષણે કંઈ પણ વિચાર કર્યા વિના અચીને સમુદ્ર સાથે એક્તા સાધી.

બીજે દિવસે ગામલોકને ખબર પડી કે નવા બુદ્ધ અચીન અને તેની બાલમિત્ર ચીંગલાંગ અદશ્ય થઈ ગયાં છે! એ ક્યાં ગયાં એ કોઈજ જાણતું ન હતું! તેની ખબર હતી દૃષ્ટા બનેલી પેલી ભેખડને! અને સાગર કિનારે બેસી રેતીમાં રૂદન કરતા પાગલ સ્રષ્ટાને!

*

# હું એક બિંદુ યાચું

હું એક બિંદુ યાચું:
લાખ લાખ પથ્થરમાં એક મોતી સાચું!
તમિસભર મુજ કાયા માંહે
પ્રાણ પ્રદીપ જલે પલ પલ;
ઊઘડે એના તેજની ધારે
અંતરની કળિયોનાં દલ!
નિમીલિત નયને દશ્ય થતાં હું સપને સપને રાચું.
હું એક બિંદુ યાચું.

ધગધગતી ધરતીની ધૂળે
ફૂટશે ફોરમ મીઠી,
હળવે હળવે વરસી જાશે
વાદળી કો અણદીઠી!
જીવન કિતાબે કદી કદી હું સુખના અક્ષર વાંચું!
હું એક બિંદુ યાચું!

શેખાદમ આબુવાલા

# અવકાશનું ઊંડાણ

છોટુભાઈ સુથાર

> આપણે જેનો તાગ ન મેળવી શકતા તેને ભગવાનોનું આરોપણ કરી દેતા: સૂર્યચંદ્ર તો ભગવાનની આંખો છે, તારાઓ ભગવાનના ઘરના દીવા છે, ભગવાન ઉપર રહે છે. પણ પ્રગતિને પંથે જતી માનવજાતે એ ખોટું પાડયું છે. ઉપર ભગવાન તો શું પણ કોઈ રહી શકે જ નહિ! એ તારાઓ અને આખું નભોમંડળ શું છે, એ આપણાથી કેટલા મોટા અંતરે છે એ આ અભ્યાસુ લેખમાં આપવાનો લેખકનો આશય છે.

પૃથ્વીને છોડી અવકાશમાં આવેલા જ્યોતિઓ સુધી પહોંચવાનો વિચાર કરીએ તો સર્વ પ્રથમ, આપણને ચંદ્રનો ખ્યાલ આવશે. ચંદ્ર પૃથ્વીની પાસેમાં પાસેનો આકાશી પદાર્થ છે. પાસેનો છતાંય એ આપણાથી ૨,૪૦,૦૦૦ માઈલિ દૂર છે. પૃથ્વી પર આટલું અંતર માપવું શક્ય નથી. પૃથ્વી પરનું લાંબામાં લાંબું અંતર પૃથ્વીના કંદોરા–વિષુવવૃત્ત–નું છે. પણ તે અંતર માત્ર ૨૫,૦૦૦ માઈલિનું છે. ચંદ્ર આ અંતર કરતાં લગભગ દસગણા અંતરે આવેલો છે.

સૂર્ય દેખાય છે તો ચંદ્ર જેવડો પણ તે ઘણે દૂર બેઠેલો છે. સૂર્યનું પૃથ્વીથી અંતર ૯,૩૦,૦૦,૦૦૦ માઈલિનું છે. આ અંતર ચંદ્ર–પૃથ્વીના અંતર કરતાં લગભગ ૪૦૦ ગણું છે. આશ્ચર્યની વાત એ છે કે સૂર્યનો વ્યાસ ચંદ્રના વ્યાસ કરતાં ૪૦૦ ગણો છે.* આ કારણે દૂર બેઠેલો મોટો સૂર્ય પણ ચંદ્ર જેવડો દેખાય છે.

સૂર્યથી દૂરના આકાશી પદાર્થ તારા છે. એમનાં અંતર માઈલોમાં આપવા શક્ય નથી. હા. છેક પાસેમાં પાસેના થોડા તારાઓનાં અંતર માઈલોમાં જરૂર દર્શાવી શકાય. પણ એ રીતે દર્શાવાતી રકમ એવડી મોટી છે કે એને અબજોનાં મીંડાં પણ ઓછાં પડે છે. આપણી પાસેમાં પાસેના તારા(સૂર્ય)ને છોડી પાસેના બીજા તારાની વાત લઈએ. એનું નામ છે સમીપ નરાશ્વ. એ તારો આપણાથી ૨,૫૦,-૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઈલિ—૨૫,૦૦૦ અબજ માઈલિ—દૂર આવેલો છે. બીજા તારા તો એથી પણ વધુ દૂર આવેલા છે. રાતના આકાશમાં આપણને જે તારા દેખાય છે તે બધા એક મોટા તારાવિશ્વના સૂર્યો છે. આ તારાવિશ્વ નીચે પાર, અવકાશમાં વિસ્તરેલાં, બીજાં અનેક તારાવિશ્વ આવેલાં છે. આ પૈકીનું નરી આંખે દેખાતું અને આપણી પાસેમાં પાસેનું તારાવિશ્વ દેવયાની–તારાવિશ્વ છે. ખગોળની પરિભાષામાં એને દેવયાની નિહારિકા (સંકેતાર્થમાં 'મે. ૩૧') કહે છે. આ તારાવિશ્વમાં આપણા સૂર્ય જેવા વીસ અબજ સૂર્ય આવેલા છે. આવડું મોટું એ તારાવિશ્વ આપણી પાસેમાં પાસેનું ગણાય છે પણ વાસ્તવમાં એનું અંતર પરાર્ધો માઈલિનું છે. ખગોળશાસ્ત્રીઓ એનું અંતર ૧૫ લાખ પ્રકાશ વર્ષનું દર્શાવે છે. એક પ્રકાશવર્ષ એટલે ૬૦,૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઈલિ. આ હિસાબે દેવયાનીનું તારાવિશ્વ ૯ અબજ (૯,૦૦,૦૦,૦૦,૦૦૦ અબજ = ૯૦ પરાર્ધ) માઈલ દૂરનું ગણાય.

સામાન્ય પાઠકને આ પ્રકાશવર્ષ શું છે એની કદાચ ખબર નહીં હોય. પ્રકાશનો વેગ (સીધી રેખામાં દોડવાની ઝડપ) એક સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલિનો છે. અવકાશમાં ક્યાંક પ્રકાશ ઝબકે* તો એનો સમાચારવાહક તેજાશ્વ, એક સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલના વેગથી ચારે બાજુ ઉપડી જવાનો. એ વેગથી ચાલતાં એક વર્ષમાં જેટલું અંતર કપાય તેને એક પ્રકાશવર્ષ કહે છે. પૃથ્વી પર જ એ અંતરની કલ્પના કરાવવી હોય તો આમ કહી શકાય. પૃથ્વીના વિષુવ-વૃત્તને ફરતા ૨૪,૦૦,૦૦,૦૦૦ (૨૪ કરોડ) આંટા મારતાં જેટલું અંતર થાય તેવડું અંતર એક પ્રકાશ વર્ષનું છે.

---

*સૂર્યવ્યાસ ૮,૬૪,૪૦૦ માઈલ; ચંદ્રવ્યાસ ૨૧૬૦ માઈલ.

*ખરતા તારા (ઉલ્કા) યા નવીન તારામાં





પણ ત્યારે પ્રશ્ન થશે કે કલ્પનામાં ન ઊતરે તેવાં આ અંતરો માપી શી રીતે શકાતાં હશે ? મોટી નદીઓના પટ અને દૂરના દુર્ગમ પર્વતોનાં અંતર માપવાનું કામ જ્યાં અઘરું લેખાય છે ત્યાં, પૃથ્વીથી બહારના આ જ્યોતિઓનું અંતર કેવી રીતે માપી શકાતું હશે? અંતર માપવાની રીત સમજવા, પ્રથમ, પૃથ્વી પર મપાતાં અંતરની વાત લઈએ.




ધારો કે क અને ख નદીને એક કિનારે આવેલાં બે સ્થળ છે અને च નદીને સામે કિનારે આવેલી એક ટેકરી છે. क થી યા ख થી ટેકરી કેટલી દૂર છે એ માપવું છે એમ ધારો.

જમીન માપનારા મોજણીદારો આ અંતર નીચેની રીતે શોધે છે.

પ્રથમ તેઓ कख અંતર માપે છે. ત્યાર બાદ च પદાર્થ, क ख રેખા સાથે क આગળ તેમજ ख આગળ કેટલા અંશના ખૂણા બનાવે છે તે માપે છે. ખૂણા क અને ख માપી લીધા બાદ પ્રમાણ માપથી ત્રિકોણ क ख च ની આકૃતિ દોરવામાં આવે છે. અને એના




આધારે क च તેમજ ख च રેખાની લંબાઈ શોધી એ અંતરો નિશ્ચિત કરવામાં આવે છે.* ઘણી વાર कख રેખાથી અંતર માપવાની જરૂર પડે છે. ત્યારે च માંથી कख રેખા પર લંબ દોરી એ અંતર શોધી શકાય છે.

આ પ્રકારનાં માપમાં, ખૂણા અને આધારરેખાની લંબાઈનાં માપ જેટલાં ચોક્કસ હશે તેટલી ચોક્સાઈવાળો જવાબ આવશે. આધારરેખા નાની રાખવાથી આધારખૂણા ઘણા મોટા બને છે અને તેથી ભૂલ થવાનો ભારે સંજોગ રહે છે. એથી ઊલટું આધારરેખા ઘણી મોટી લેવાથી આ ભૂલ સહેજે નિવારી શકાય છે. આધારખૂણા જેમ નાના તેમ च બિંદુ कख રેખાની વધુ પાસે આવવાનું અને તેથી આકૃતિ સરળતાથી દોરી શકાવાની.

પણ આ થઈ ટેકરીનું અંતર માપવાની વાત. પૃથ્વીથી ચંદ્રનું અંતર માપવા માટે ૫૦૦ કે ૫૦૦૦ વારની આધારરેખાને બદલે ૪ થી ૫ હજાર માઈલની આધારરેખા પસંદ કરવામાં આવે છે. તારાઓ માટે આવડી આધારરેખા નકામી નીવડે છે. કારણ એ કે તારા અત્યંત દૂર હોવાથી નાની આધારરેખાને છેડે એમણે બનાવેલા ખૂણા લગભગ ૯૦°ના થઈ રહે છે. અને તેથી ચિત્રમાં દર્શાવેલી कच અને खच રેખાઓ મળતી જ નથી!!

તારાઓનાં અંતર માપવા માટે જે આધારરેખા પસંદ કરવામાં આવે છે તેની લંબાઈ ૧૮½ કરોડ માઈલની છે. પૃથ્વીની કક્ષા( સૂર્યની આજુબાજુ

---

*ધારો કે कख અંતર ૫૦૦ વાર છે અને ∠क= ૬૦° અને ∠ख=૭૦° છે. મોજણીદાર ૫ ઈંચના પાયાવાળો અને ૬૦° અને ૭૦° ના આધાર ખૂણાવાળો ત્રિકોણ कखच દોરશે. પછી कच અને खच માપશે. આ માપ અનુક્રમે ૬.૨ અને ૫.૭ ઈંચનાં છે અને તેથી ટેકરી च નું क થી અંતર ૬૨૦ વાર અને ख થી અંતર ૫૭૦ વાર છે.




માર્ગ ,ના વ્યાસની લંબાઈ સાડાઅઢાર કરોડ માઇલની છે. એ વ્યાસના એક છેડે પૃથ્વી હોય ત્યાર પછી બરાબર છ મહિને તે બીજે છેડે પહોંચે છે. આવડી મોટી આધારરેખા લેવા છતાંય માત્ર થોડા જ તારાઓનાં અંતર માપી શકાયાં છે. બાકીના તારા, ઉપર કહ્યું તે પ્રમાણે, આ આધારરેખાનાં અંતબિંદુએ ૯૦° ના ખૂણા બનાવી ખગોળશાસ્ત્રીઓને પરાસ્ત કરી દે છે. જે તારાઓનાં અંતર શોધી શકાયાં છે તે કેવડા ખૂણા બનાવે છે એ જાણ્યું ? પાસેમાં પાસેના સમીપ નરાશ્વે રચેલા ખૂણા સરખા અને ૮૯° ૮૯′ ૮૯·″૨૧૭ (નેવ્યાસી અંશ, નેવ્યાસી કળા અને નેવ્યાસી પૂર્ણાંક બસોસત્તર સહસ્રાંશ વિકળા) ના થાય છે! એથી દૂરના તારા એથી પણ વધુ મોટા ખૂણા બનાવે છે જે લગભગ કાટખૂણા બરાબરના થઈ જાય છે.

મૂળે કાટખૂણા કરતાં અતિ અલ્પ વિકળા જેટલા નાના ખૂણા અને તેમાંયે પાછા એમને ખૂબ જ ચોકસાઇથી માપવાના. જરા જેટલી ગફલત થઈ કે અંતરમાં અબજો માઇલનો ફરક પડી જવાનો.

આપણાથી ૨૦૦–૪૦૦ પ્રકાશવર્ષથી વધુ દૂર આવેલા તારાઓનાં અંતર આધારરેખાની રીતે માપવાં શકય નથી. આમ છતાંય એમનાં તેમજ એમનાથી પણ અત્યંત દૂર આવેલાં તારાવિશ્વોનાં અંતર માપવાની જરૂર રહે છે જ. શું કરવું ? આ માટે ખગોળ શાસ્ત્રીઓએ અનેક યુક્તિઓ રચી છે. એ પૈકીની એક યુક્તિ વૃષપર્વા પ્રકારના રૂપવિકારી તારાને લગતી છે. જે તારાના તેજમાં સમયાંતરે વધઘટ થતી હોય છે તેને રૂપવિકારી તારા કહે છે. આ તારાઓની એક ખાસિયત એ છે કે જેનો રૂપવિકાર ઓછા સમયનો તે તારો પાસેનો અને જેનો રૂપવિકાર લાંબા ગાળાનો તે દૂરનો હોય છે. આ અને એવી ખાસિયતોને આધારે અવકાશમાં આવેલા અનેક તારાઓના તેજાંક (તારાઓની પ્રકાશમાત્રા) સરખાવી, એમનાં અંતર શોધી કાઢવામાં આવ્યાં છે. દૂરનાં તારાવિશ્વોનાં અંતર પણ એમાં આવેલા વિરાટ રૂપવિકારી તારાઓના તેજવિકારને આધારે શોધવામાં આવ્યાં છે.

આનો અર્થ એ થયો કે જેમ ચંદ્રનું અંતર માપવામાં આધારરેખા મહત્ત્વની છે તેમ દૂરનાં વિશ્વોનું અંતર માપવામાં પસંદગી પામેલા રૂપવિકારી તારાઓનાં અંતર ચોક્કસ રીતે મપાયેલાં હોવાનું ખૂબ જ જરૂરી છે. એમાં સહેજ પણ ચૂક થઈ તો આવી ગણતરી ખોટી નીવડવાની.

એક બીજી મુશ્કેલી : પદાર્થનાં સ્પષ્ટ રીતે દર્શન થવાની પણ છે. દૂરબીન વડે અતિ દૂરના પદાર્થ જોઈ શકાય છે એ વાત સાચી. પણ બધાં જ દૂરબીન વડે આકાશના બધા જ પદાર્થોને જોઈ શકાતા નથી એ વાત પણ તેટલી જ સાચી છે. દૂરબીન જેમ મોટું (લાંબું નહીં—મોટા વ્યાસવાળું) તેમ, એ, અનંતમાં વધુ દૂર સુધી જોઈ શકવાનું. આજ સુધીનું દુનિયાનું મોટામાં મોટું દૂરબીન ૧૦૦ ઇંચ વ્યાસના દર્પણ— કાચવાળું દૂરબીન (સંક્ષેપમાં ૧૦૦ ઇંચવાળું દૂરબીન) હતું. હમણાં ૨૦૦ ઇંચનું મોટું દૂરબીન કામ કરતું થઇ ગયું છે. ૧૦૦ ઇંચવાળા દૂરબીનવડે દૂરનાં તારાવિશ્વ જોવાએલાં પણ ત્યારે એ બધાં, એ દૂરબીનની શક્તિના પ્રમાણમાં પૂરતાં તેજસ્વી નહીં દેખાયેલાં. ૨૦૦ ઇંચના નવા દૂરબીન વડે ૪ ગણો વધુ પ્રકાશ ઝડપી શકાય છે અને તેથી દૂર દૂરના આકાશી પદાર્થો વધુ સ્પષ્ટ થાય છે. આમ છતાંય પરાર્ધો પ્રકાશવર્ષ છેટે આવેલાં તારાવિશ્વમાંના વિરાટ રૂપવિકારી તારાઓને જોઈ, એમના રૂપવિકારના સમય નિશ્ચિત કરવાનું કાર્ય ખરેખર વિકટ કાર્ય છે.

પરિણામ એ આવ્યું કે ઈ. સ. ૧૯૨૦ થી ૧૯૫૦ સુધીમાં જે તારાવિશ્વોનાં અંતર માપવામાં આવ્યાં હતાં તે બધાં અંતરો નવેસરથી મપાતાં એમાં ભારે ફરક પડી ગયો છે. સ્વનામધન્ય ખગોળશાસ્ત્રી ડૉ. હબલે પોતે જ, પોતાનાં જૂનાં મૂલ્યાંકન રદ કરી નવાં





મૂલ્યાંકન સ્થાપિત કર્યાં છે. પાછળથી ડૉ. વૉલ્ટર બાડેએ આ વિભાગનું કામ ઉપાડી લીધુ છે. અને એમના સંશોધને સાબિત કર્યું છે કે અવકાશમાં આવેલી બધી નિહારિકાઓનાં (તારા વિશ્વોનાં) પહેલાં જે અંતર આપવામાં આવ્યાં હતાં તે બમણાં ગણી લેવાં પડશે. આમ, આપણી પાસેમાં પાસેનું તારાવિશ્વ દેવયાની નિહારિકા, જે પહેલાં, આપણાથી સાડા સાત લાખ પ્રકાશ વર્ષ દૂરનું ગણાતું હતું તે હવે ૧૫ લાખ પ્રકાશ વર્ષ દૂરનું ગણાય છે. જ્યારે સપ્તર્ષિમાં આવેલું મે ૮૧ તારાવિશ્વ જે પહેલાં ૧૭ લાખ પ્રકાશ વર્ષ છેટેનું ગણાતું હતું તે નવી માપણી અનુસાર, ૭૦ લાખ પ્રકાશવર્ષ છેટે હોવાનું જણાયું છે. અત્યાર સુધીમાં, પહેલાંનાં સ્થિર કરેલાં અંતર બેવડાયાં છે: માત્ર મે ૮૧ નું અંતર ચારગણું જણાયું છે. ખગોળશાસ્ત્રીઓ માને છે કે આવા દાખલા અપવાદરૂપ હશે.

લાખો તારા વિશ્વ સમાવતું બ્રહ્માંડ ઇંડા જેવું છે એમ મનાય છે. પણ એની હદ ક્યાં સુધીની છે તે કોઈ જાણી શક્યું નથી. મોટાં મોટાં દૂરબીન વડે આ હદને પહોંચવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પણ ત્યારે ઉપર દર્શાવી તેવી અંતરની ગણતરીઓ ખોટી પડી નવાં અંતર સ્થપાતાં એ હદે દૂર ને દૂર સરકતી જાય છે. વળી એક બીજી પણ શોધ થઈ છે. આપણું આ બ્રહ્માંડ નિરંતર ફૂલતું જાય છે પૃથ્વીથી ચંદ્ર દૂર સરકે છે. અને પૃથ્વી સૂર્યથી દૂર સરકે છે. તારાઓ અને તારા વિશ્વો પણ એકબીજાથી દૂર સરકતાં જ જાય છે. ખગોળશાસ્ત્રીઓ માને છે કે બ્રહ્માંડનો આ ફૂલાવો દર બે અબજ વર્ષે બમણો (વ્યાસની રીતે બમણો, કદની રીતે આઠગણો) થાય છે.

આવા આ કહેવાતા સાંત (હદવાળા) છતાંય અસાંત વિશ્વના છેડાનો તાગ કઈ રીતે મેળવાશે? અને કદાચ એ તાગ મેળવાય તો પણ અનંતનાં અંતરને માપવાનું સામર્થ્ય માનવીને બક્ષનાર, પરમનિયંતા ઈશ્વરના અનંતપણાનું સામીપ્ય યા દૂરત્વ કોણ માપી શકશે!

✶

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**રશિયા અને માનવશાંતિ:** રમણલાલ વ૦ દેસાઈ, પાનાં ૩૬૦. પાંચ રૂપિયા. **બલિદાન:** વિભાવરી શિરૂરકર અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૩૨૬. સાડાચાર રૂપિયા, **ભાગ્યોદય:** ભા. ભ. એરકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૩૦૫. સાડાચાર રૂપિયા. **ઉશ્કેરાએલો આત્મા:** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૨૦૪. ત્રણ રૂપિયા. **સુવર્ણરજ:** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૪૧૩. સાડાપાંચ રૂપિયા. **ચકલીનો માળો:** વિ. સ. ખાંડેકર. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૯૦. ચાર રૂપિયા.—છયેના પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **કિસલય:** નર્મદભાઈ જ. ત્રિવેદી. પાનાં ૮૪. સવા રૂપિયો. સાહિત્ય સભા, ભાવનગર. **અલંકારદર્શન:** ચિમનલાલ શિ. ત્રિવેદી: ચંદ્રશંકર પુ. ભટ્ટ. પાનાં ૮૭. એક રૂપિયો. ખડાયતા બૂક ડીપો, અમદાવાદ. **સંસ્મરણો:** ગણેશ વા. માવળંકર. પાનાં ૨૩૯. બે રૂપિયા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. **પ્રેમપન્થ યોજન ૬:** વાલજી ગોવિન્દજી દેસાઈ. પાનાં ૯૪. ચાર આના. **પ્રાચીન હિન્દી કવિતા:** સં. ગિરિરાજ કિશોર: અંબાશંકર નાગર. પાનાં ૧૩૮. એક રૂપિયો દશ આના. **હિન્દી કહાની સંગ્રહ** (ભાગ ૩): સં. ગિરિરાજ કિશોર: નરેન્દ્ર અંજારિયા. પાનાં ૭૯. દશ આના.—ત્રણેયના પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

★

# પૂર્વ ભારતના પુણ્ય પ્રદેશમાં



ભારતનો પ્રાચીન વૈભવ અને આપણે નથી સાચવી શકયા એ ભવ્ય વારસો આજે વર્તમાનને પોકારી પોકારીને આંખો ખોલવા કહે છે. દુનિયા આખી એ ભારતીય પ્રાચીન સંસ્કૃતિના મોંફાટ વખાણ કરે છે. એવા એક પ્રદેશનો આ પત્રાત્મક રસિક પરિચય આપણને એ પુણ્ય પ્રદેશ ભણી નથી ખેંચી જતો ?

દિલ્હી સ્ટેશને મજૂરોએ સામાન ઉતાર્યો. સામાન લેવરાવી તુફાન એક્ષપ્રેસ ઉપર જવા મજૂરોને કહ્યું. તેઓએ મજૂરી રૂા. ૧૦ માગી. તેમ છતાં ય સામાન ઉપડાવ્યો અને અજાયબી વચ્ચે સામા પ્લેટફોર્મ ઉપરથી જ ટ્રેઈન ૧૦-૨૦ એ ઉપડવાની હતી ! સામાન મૂકી બધાંને બેસાડયાં. અને મેં બજારમાં ખરીદી કરવા જવાનું વિચાર્યું. દિલ્હીની ટેક્ષીમાં થોડીવાર અને થોડેક જ છેટે જઈને સવા રૂપિયો આપી દીધો. બધું બજાર જ નજીક હતું છતાં પણ છેતરાયો. દિલ્હી તો ઠગ ગામ ને !

પાછો આવ્યો ત્યાં ટ્રેઈન પ્લેટફોર્મ ઉપર આવવાની તૈયારી હતી. મેં રીઝર્વેશનની તપાસ કરી. ખૂબી તો એ હતી કે મજૂરોએ સીફતથી મને તપાસ કરવા દીધેલી નહિ. અને ટ્રેઈન આવી એટલે કહે કે થર્ડમાં જગા રોકવી છે, પણ કોણ જાણે હું લલચાયો નહિ અને રીઝર્વેશન માટે ટ્રેઈન કંડકટરને પૂછ્યું. પણ તે મારાથી ચઢિયાતા નીકળ્યા. તેઓએ સેકન્ડ અને થર્ડના રીઝર્વ ડબ્બામાં અમને બેસાડયાં. ખરી વાત કહું,—આખી ટ્રેઈન ઉપડતી વખતે ખાલી હતી ! ખાસ ગીરદી જ નહિ.

બીજે દિવસે રાત્રે બારેક વાગ્યે અલ્હાબાદ આવ્યું. ત્યાં ઊતર્યાં. પણ ગંગા-યમુનાનો સંગમ જોવા ન મળ્યો. પછી સૂઈ ગયાં. હવે તો ઘણાં પૂર્વમાં આવી ગયેલ એટલે ચારેક વાગ્યે તો પ્હો ફાટી ગયેલ અને પાંચેક વાગ્યે ઊઠી ગયેલાં. ગયા છ ને બદલે સાતે આવ્યું. અને કોડારમા સ્ટેશન ઉપર અને તેની આસપાસ અબરખ ગમે ત્યાં પડેલું જોયું ત્યારે ખબર પડી કે હિંદનું મોટામાં મોટુ અબરખનું કારખાનું કોડારમામાં જે, હિંદમાં દુનિયાનું મોટા પ્રમાણનું અબરખ ઉત્પન્ન થાય છે અને આ કોડારમા વિસ્તારમાં તે ઢેડે પીટાય છે. ત્યારબાદ તો બે મિનિટ ઊભી રહેતી ટ્રેઈનમાંથી સામાન ઉતારવા માટેની તજવીજમાં પડ્યાં. સવાદસના અરસામાં પારસનાથ સ્ટેશન આવ્યું અને અમે અમારી લાંબી મુસાફરી પૂરી કરી. સ્ટેશનથી બહાર પહોંચીએ ત્યાં બે બસો ભરાઈને ઊપડી ગઈ એટલે કયાંની હતી એ જોઈ શકાઈ નહિ. વળી ટ્રેઈનમાંથી અમારા સિવાય કોઈ પેસેન્જર ઊતર્યું નહોતું. ત્યાંથી નજીકની ધર્મશાળા ઉપર ગયાં. બેઠાં અને જવાની તજવીજ કરવા માંડી તો કહેવામાં આવ્યું કે સીઝન નથી એટલે બસ સર્વિસ જતી નથી. તપાસ કરતાં ઉપડી ગયેલી બસ ધનબાદ-ગીરડી સર્વિસની હતી. વચ્ચે મધુવન ત્રણ માઈલના આડા રસ્તે છે. પારસનાથ હિલ્સ—સમેત શિખર જવા માટે મધુવન જવું પડે. ત્યાંની ધર્મશાળા એટલે પર્વત ઉપર જવા અગાઉ ઉપડવાનું સ્થળ. એટલે અમારે સ્પેશિયલ બસ કરવાની તજવીજ કરવી પડે. અમે મળ્યાં ત્યારે સર્વિસવાળાએ કહ્યું કે મારી બસ આવે ત્યારે કહી શકું. પણ મોટે ભાગે સાડાબારે બસ મળશે. એટલે અમે સૌએ તાત્કાલિક નાસ્તો કરી લીધો અને મોટરની રાહ જોતાં બેઠાં. મોટર આવી ત્યારે શેઠ નહિ અને ડ્રાઈવરને પૂછતાં તેણે રૂા., ૧૫ માગ્યા. અને કહે કે અમારે બીજા પેસેન્જરને લઈને આડા આવવું પડે. છેવટે હા-ના કરીને રૂા. ૧૧ માં બસ નક્કી કરી અને અમે મધુવન પહોંચ્યાં.

પારસનાથ સ્ટેશનવાળું ગામ ઇસરી. તેમાં જ્યાં ઊતર્યાં હતાં ત્યાં કૂવામાંથી પાણી કાઢવાની રીત





મઝાની હતી. તેમાં ડોલ કૂવામાં નાખતાં મહેનત પડે અને કાઢવાની મહેનત ન પડે. ભરેલી ડોલ એકદમ ઉપર આવે. આને ગુજરાતમાં ઢેકુડી કહે છે. અને આ જાતનું ફક્ત પંદર વીસ હાથ સુધીના કૂવામાં જ શક્ય છે.

મધુવનમાં અમે બપોરે પહોંચ્યાં અને સાંજના જમીને બીજે દિવસે ઉપર જવાનું નક્કી કર્યું. અમે સૌ ઉપર ગયાં. ચઢતાં તો મને કઠિન લાગેલું નહિ. બધી ટુંક ઉપર ગયેલ.

અમને આમ કોઈ ટુંક ઘણી કઠિન લાગેલી નહિ. પાછા ઊતરતાં હું ઘણો થાકી ગયેલો. એકલું ઊતરવાનું જ, બિનકુલ ચઢાણ નહિ. એટલે કે ઊતરવાનું ન હોય તો સારું એમ થયેલું. જરાક વિચિત્ર લાગે છે પણ એવું જ થયેલું. બીજાં સૌ થાકેલાં પણ હું સૌથી વધુ. અને મોડે સુધી ઊંઘેલો—બીજે દિવસે જવાના કોઈ વાહનની સગવડ થયેલી નહિ એટલે પડ્યો જ રહેલો.

ટેક્ષીઓ આવ્યાની ખબર આવી એટલે અમે એકદમ પેક કર્યું. ઉતાવળથી જમ્યાં અને મધુવનથી ગીરડી રૂ. ૧૬ માં બે ટેક્ષી કરીને નીકળ્યાં. સામાન્ય રીતે ટેક્ષી રૂ. ૧૨ માં એક મળે પણ આ ખાલી પાછી જવાને બદલે આવી એટલે ચાર રૂપિયાનો ફાયદો એકમાં થયો. ત્યાંથી ગીરડી આવી સીધાં રાજગિરિની ટિકિટ લઈને નીકળ્યાં. મધુપુર બદલતા તકલીફ પડી અને વળી પાછાં બખ્તયારપુર બદલતા હેરાન થયાં.

બખ્તયારપુરથી રાજગિરિ કુંડ બપોરે ૧ વાગ્યે આવ્યાં. અહીંઆ કુંડ સુધી જવા માટે ધર્મશાળાથી છ થી આઠ આનામાં દમણિયું મળે. ત્રણ ચાર માણસો બેસાય. અમે રોજ કુંડ ઉપર જઈએ છીએ. ગરમી આમ તો અસહ્ય છે પણ અમદાવાદ જેવી. આજ સુધીમાં અમે પાંચમાંથી ચાર પહાડ ઉપર જઈ આવ્યાં છીએ. આવતી કાલે બાકીનો પહાડ પૂરો કરીશું.

પારસનાથ હિલ્સ ઉપર બધાં પહેલાં ઉપર ચઢીને જલમંદિર જાય છે. રસ્તામાં ગૌતમસ્વામી, કુંથું સ્વામીનાં પગલાં આવે છે તે જોઈને જાય છે અને પાછા પાર્શ્વનાથનાં પગલાં તરફ જતાં રસ્તામાં મહાવીર સ્વામી, શાન્તિનાથ, નેમિનાથ, સુમતિનાથ વગેરે દરેકનાં પગલાં આવે છે ત્યાં સુધી જાય છે. ચંદ્ર પ્રભુનાં પગલાં બીજી બાજુ દૂરમાં દૂર છે, ત્યાં તો કોઈ (સામાન્ય) જતું નથી. અમે ગયેલાં. આદિનાથ વગેરે બારેક ટુંક એ બાજુ આવેલી છે. એકંદરે ૨૮ ટુંક છે, બેમાં પગલાં નથી એટલે ૨૬ ગણાય. તેમાં એક ગૌતમસ્વામી અને બીજી એક ચોવીસીના એક તીર્થંકરની છે. એ રીતે બધા જ તીર્થંકરોનાં પગલાં છે. કહેવાય છે કે ચોવીસમાંથી વીસ તીર્થંકરો અહીંઆ નિર્વાણ થયેલા. ત્યાંથી પાછા ફરતાં ગીરડીના રસ્તામાં બારાકર તીર્થ આવે છે તે ઉજ્વાલિકા—હવે બારાકા નદીને તીરે આવેલું તીર્થ ગણાય છે. અહીં મહાવીર સ્વામીને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયેલું.

રાજગિરિમાં બરમીઝ અને જાપાનીઝ બુદ્ધ દેવળો પણ છે. આ સ્થળ બૌદ્ધ ધર્મનાં ઘણાં ઐતિહાસિક સ્થળો માટે જાણીતું છે. રાજગૃહી નગરી આ હતી. અહીંઆ જૂના તથા નવા રાજગૃહની દિવાલો સાચવી રાખેલી છે. ગૃધ્રકુટ પર્વત છે. રાજા બિમ્બિસારને જેલમાં પૂરેલો તે કારાગૃહનું સ્થળ પણ દિવાલોવાળું રાખેલું છે. દિવાલો તો ઘણી થોડીક જ છે પણ તે ઇસ્વીસન પૂર્વેની, ચોથી–પાંચમી સદીની યાદગીરી છે. અહીં બિહાર સરકારનું વન વિભાગનું એક ક્ષેત્ર છે અને તેની ખીલવણી માટે સરકાર પ્રયાસ કરે છે. અહીંઆ પટનાથી રાજગિરિ કુંડ સુધી પાકી ડામરની સડક છે. આવી સડકો મુંબઈ રાજ્યમાં ગુજરાતમાં તો કદાચ મહાગુજરાત થશે ત્યારે જ આવશે એમ માનું છું. અહીં તો ગામોગામ લગભગ સડકથી જ સંકળાયેલું છે. બાકી પાંચે પહાડ ઉપર ચઢવા જેવું છે. જાત્રાની દૃષ્ટિ હોય તો વાત જુદી છે. પણ ફરવા જેવું અને

એક જુદું જ ફરવાનું થાય. અહીંના જુદી જુદી જગ્યાએ આવેલા કુંડો—ગરમ પાણીના ઝરામાં રેડિયમ, ગંધક વગેરે છે તેવું વૈજ્ઞાનિક સંશોધનમાં મળ્યું છે અને સામાન્ય રીતે વાના દરદીઓ અહીં સારા થાય છે.

પાંચે પહાડ રાજગિરિમાં પૂરા કર્યા. ત્યારપછી નાલંદા, પાવાપુરી, બિહાર અને ગુણિયાજી ત્યાંથી જવા માટે તજવીજ કરવા માંડી. સવારે ૬–૩૦ ની બસમાં નાલંદા ગયાં. રાજગિરિથી સાડાચાર આના ટિકિટ છે. ચિકાર બસમાં અમે આરામથી ગયાં. અમે સૌ નાલંદા ઊતર્યાં. બસ સ્ટેન્ડ અને રેલ્વે સ્ટેશન એક જ સ્થળે છે. બખત્યારપુરથી રાજગિરિની ટ્રેઈનમાં એ સ્ટેશન આવે છે. તે આખી ટ્રેઈન એક ટ્રોલી સર્વિસ જેવી સ્ટીમ અગર ડીઝલ એન્જીનથી ચાલતી ટ્રેઈન છે. સ્ટીમ એન્જીન હોય ત્યારે પાંચ સાત ડબ્બા, બાકી એથી ત્રણ ડબ્બા જ હોય છે. નેરોગેજ લાઈન એટલે બિલકુલ સાંકડા ડબ્બા છે.

અમે નાલંદા સવારે સવાસાતે ઊતર્યાં અને ટમટમ (ખુલ્લી ગાડી) માટે તપાસ કરી. અમને એમ કહેવામાં આવેલું કે બધું દેખાડીને પાછા આવવાનો ટમટમ દોઢ રૂપિયો લે છે. પણ અમારી પાસે ટમટમે ત્રણ રૂપિયા માગ્યા. એટલે મેં કહ્યું કે હું ગામમાં જઈ ટમટમ કરી આવું છું. પણ ત્યાં પણ અઢીથી ઓછું થવાની શકયતા દેખાઈ નહિ એટલે વિચારતો હતો. વળી ગામમાં આખાં ત્રણ ચાર ટમટમ. તેમાંથી બે મને મળી ગયેલાં, એક તૂટી ગયેલ અને એક બિહાર ગયેલું. આવી પરિસ્થિતિમાં સ્ટેશને પાછો આવતો હતો ત્યાં પેલાં બન્ને ટમટમ ચાર રૂપિયામાં નક્કી કરી લીધેલાં મને રસ્તામાં મળ્યાં. રાજગિરિથી એક ટમટમ છેક જઈને પાછા આવવા સુધીના પાંચ રૂપિયા લે છે. અમારે એ કરવાં પડે તેમ હતું. સ્ટેશનથી નાલંદા વિદ્યાલયનું ખોદકામ અને મ્યુઝિયમ તથા કુંડલપુર લગભગ દોઢ માઈલના અંતરે છે. સરખેસરખાં હોય તો ચાલી પણ નંખાય.

અમે સ્ટેશનથી પહેલાં કુંડલપુર તીર્થ ઉપર ગયાં. આ સ્થળ ઉપર ભગવાન મહાવીરના પટ્ટશિષ્ય ગૌતમસ્વામીનું જન્મસ્થળ છે. એટલે એક તીર્થ ગણાય છે. તેવી જ રીતે ગુણિયાજીની કોઈ વિશિષ્ટતા નથી. ધર્મશાળામાં કોઈ વ્યવસ્થા નથી. એક દેરાસર છે. અમને ત્યાં મૂકીને એક ટમટમવાળો પાછો ચાલી ગયેલ અને ઘણા લાંબા વખતે—લગભગ એક કલાકે આવ્યો. એટલે ત્યાં જ લગભગ દશ વાગ્યા.



**ખોદકામથી બહાર આવેલું નાલંદાનુ એક દૃશ્ય**

પછી તરત નાલંદાના ખોદકામ તરફ ગયાં. તે તથા મ્યુઝિયમ જોવાની માથાદીઠ બે આના ફી છે. ખોદકામથી જેટલો ભાગ બહાર આવ્યો છે તેથી એ પુરાણા કાળની યુનિવર્સિટીનો અને તેની ભવ્યતાનો ખ્યાલ આવે. મૂળ તો તે બૌદ્ધ વિહાર છે. વિહાર એટલે સાધુસંતોનો મઠ. પણ આ સ્થળની વિશિષ્ટતા એ છે કે ત્યાં તે કાળના ઉચ્ચ કોટિના સાધુ રહેતા અને ત્યાં આવેલા ઘણા વિહારોનું અલગ સંચાલન થતું. દરેક વિહારમાં વચ્ચે વ્યાસપીઠ સાથેનો લેકચર–હોલ. આજુબાજુ વિદ્યાર્થીઓને રહેવાની ઓરડીઓ. સામાન્ય રીતે એક વિદ્યાર્થીને એક ઓરડી મળે. આ યુનિવર્સિટી ફાહિયાનની મુસાફરી વખતે નહિ હોય પણ હુએનત્સંગના વખતમાં હશે તેમ માનવું છે. ઈસ્વી. પૂર્વે ૭૦૦–૮૦૦, એટલે આજથી લગભગ ત્રણ હજાર વર્ષ પહેલાં આ હશે. સરકાર તરફથી





મૂકવામાં આવેલા બોર્ડો ઉપરથી એમ લાગે છે કે ખીલજી વંશના એક રાજાએ આ યુનિવર્સિટી બિલકુલ નામશેષ કરી નાખેલી.

આ યુનિવર્સિટી ઘણા મોટા ઘેરાવામાં આવેલી છે. હજુ પણ તેનું મુખ્યદ્વાર મળ્યું નથી. છેલ્લા મહાયુદ્ધ વખતે ખોદકામ બંધ થયેલું છે તે હજુ શરૂ થયું નથી. જે જે ખોદકામ થયેલું છે તે તેની ભવ્યતાનો ખ્યાલ આપે છે. આખી યુનિવર્સિટીની રચના એવી રીતે હતી કે એક તરફ લાંબે સુધી વિહારો અને તેની સામે જ લગભગ સમાંતરે વચ્ચે મોટો રસ્તો મૂકી જુદા જુદા ચૈત્યો (બૌદ્ધ મંદિરો) આવે. સામાન્યતઃ દરેક ચૈત્ય એક બીજા સાથે સરખા જેવા જ છે. સિવાય કે નહિ જેવા થોડા ફેરફારો. દરેક વિહારમાં એક કૂવો. તે સામાન્યતઃ અષ્ટકોણ હતો. અને વચ્ચે ચૂલા સળગાવી શકાય તેવી જગ્યા. તે લેકચર-હોલની વચ્ચે હતા એટલે હું માનું છું કે તે પ્રયોગને માટે હશે.



અષ્ટકોણ કૂવો અને વિહારના ચૂલા

અને તેનો રાધવા માટે પણ ઉપયોગ થતો હશે. મને એમ લાગ્યું કે તે વખતનું એન્જીનીઅરીંગ સ્થાપત્ય અને બાંધકામ બાબતમાં તો ખાસ કરીને ઘણું આગળ વધેલું હતું. અને તેમાં નીસરણીઓ છે. એટલે દરેક વિહાર એકથી વધારે માળવાળો હશે. એ માનવાને વધુ કારણ એ છે કે હવા ઉજાસ માટે દાદર ઉપર બારીઓ મૂકી છે. એક જ માળ હોય તો તે મૂકવાની જરૂર નહિ. વળી તે એવી રીતે છે કે જો મકાન આખું એ માળનું હોય તો આકાશમાંથી દાદર ઉપર સીધો પ્રકાશ આવે. વળી એક ચૈત્ય ત્યાં આગળથી મળેલું છે જે સાતેક માળનું તો હશે જ એમ લાગે છે. આ બધું જોતાં વિહારો પણ એકથી વધારે માળના તો હોવા જોઈએ.

આખા સ્થળની ભવ્યતા તો નજરે જોવાથી જ આવી શકે. આમ તો બધું ખંડેર જ છે પણ તેની ઈંટો, પથ્થરની ફરસબંધી અને જે દેખાય છે તે થાંભલાઓ પણ ઘણો ખ્યાલ આપે છે. જો ૧૯૨૦માં કલકત્તાનું વિક્ટોરિયા મેમોરિયલ એક કરોડમાં થાય તો આ આખી યુનિવર્સિટીના ફક્ત એક માળનો વિહાર બનાવવા માટે, અને તે પણ હાલ થયેલ છે તેટલા ખોદકામવાળા પ્રદેશમાં પણ પાંચ દશ કરોડ પણ ઓછા પડે. અને તે પણ પહેલાં જેવું તો થાય નહિ. તે વખતનું એન્જીનીઅરીંગ વિજ્ઞાન ઘણું આગળ વધેલું હશે.

નાલંદાનાં ખોદકામમાં લગભગ તેરેક વિહારો અને ૧૩-૧૪ ચૈત્યો મળ્યાં છે. અહીંથી મળેલી કેટલીક મૂર્તિઓ વગેરે ખુલ્લામાં રાખવી યોગ્ય નથી તેને મ્યુઝિયમમાં ખસેડવામાં આવી છે. રાજગિરિની પણ કેટલીક તેવી ચીજો મ્યુઝિયમમાં મૂકવામાં આવી છે. આ ખોદકામ દરમિયાન કેટલાક સ્તુપો પણ મળી આવેલા જણાય છે. એ ઉપરથી લાગે છે કે ઘણા લાંબા કાળ સુધી આ યુનિવર્સિટી ચાલેલી. અને તેના બાંધકામમાં વખતોવખત ફેરફાર થતા એમ લાગે છે.

આ વિહારોમાં મુખ્યત્વે બૌદ્ધ ધર્મને અનુલક્ષીને વિદ્યાધ્યયન વગેરે થતું. ચીન, બર્મા વગેરે સ્થળોએથી આ સ્થળને લગતી કેટલીક માહિતી મળી છે જે અહીંથી મળેલી નહિ. રાજગિરિ પણ, મેં અગાઉ લખ્યું તેમ બૌદ્ધ ધર્મને લગતાં સ્થળોમાં ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અને એશિયાની બીજી પ્રજાઓમાં આ સ્થળો ઘણું મહત્વનું ધાર્મિક સ્થાન ભોગવે છે.

આવી રીતે આ સ્થળો આંતરરાષ્ટ્રીય વિખ્યાતિ પામેલાં છે.



પથ્થરની ઘણી મોટી એમ ને એમ પડી રહેલી ભગવાન બુદ્ધની મૂર્તિ

અમે નાલંદામાં એક બાજુ બુદ્ધની એક પથ્થરની ઘણી મોટી મૂર્તિ એમ ને એમ ( Uncared for ) પડી રહેલી જોઈ. કદાચ અસલ સ્થળે રાખવાનો હેતુ હોય, પણ તે અસલ સ્થળે છે કે કેમ તે માટે મને તો શંકા જ છે. આ આખુંય ખોદકામ ફરતાં અમને લગભગ બે કલાક થયા—પણ તે એકદમ ઉતાવળથી જોયું ત્યારે. તેને માટે મૂકેલાં બધાં બોર્ડ કદાચ વાંચીએ અને તે પ્રમાણે જોઈએ તો એક દિવસ પૂરો જોઈએ એમ માનું છું. બાકી સંશોધનની દૃષ્ટિએ તો કેટલોય વખત જાય. કોઈ સમજાવનાર સાથે હોત તો વધુ મઝા અને આનંદ રહેત પણ એવું કોઈ મળેલું નહિ. એટલે ઘણી વસ્તુસ્થિતિ અમારા ખ્યાલમાં પણ નહિ આવી હોય. એ રીતે ઘણું બાકી રહી ગયું એવા ખ્યાલ સાથે અમે બાર વાગ્યા પછી મ્યુઝિયમ તરફ ગયાં. તે પણ ઉતાવળથી પતાવ્યું તો પણ અડધો કલાક થઈ ગયો.



નાલંદા ખોદકામમાંથી મળેલો એક જૂનો સ્તુપ

મ્યુઝિયમમાં કાચી માટીના બનાવેલા નાના સ્તુપ સાચવી રાખેલા છે. તેમાં રાજગિરિ, નાલંદા વગેરે સ્થળોએથી મળેલાં પ્રાચીનકાળના અવશેષરૂપ સાધનો, મૂર્તિઓ વગેરે છે. ખાસ કરીને નાલંદાના દરેક વિહારના અલગ અલગ સીલ–સિક્કા વગેરે માટીમાં અગર ધાતુમાં છે. તે ઉપરથી એમ લાગે છે કે દરેક વિહારનું સંચાલન અલગ હશે. એટલે કે જેમ એક Residential Universityમાં જુદી જુદી જાતની કોલેજો હોય છે તેમ દરેક વિહાર હશે. અને તેમાં મુખ્યત્વે બૌદ્ધ વિદ્વાનો હશે : હાલની ઝેવિયર્સ હાઈસ્કૂલ અને કોલેજોની માફક દરેક વિદ્યાર્થી પોતાને અનુકૂળ તે વિહારમાં તે શિક્ષક પાસે અભ્યાસ કરી શકતો હશે. મ્યુઝિયમમાં તે જમાનાના ઘડા અગર બીજાં સાધનો જોતાં એમ લાગે કે આપણે આટલાં વર્ષોમાં જોઈએ તેવી પ્રગતિ તો બિલકુલ કરી નથી અને કરી છે તે બહુ જુજ.

અમે નાલંદા સ્ટેશનથી બે વાગે તવાડા જતી બસમાં પાવાપુરી જવા ઉપડયાં. અમે લગભગ ત્રણ વાગે બસમાંથી પાવાપુરી આગળ ઊતર્યાં. ત્યાંથી જલમંદિર દેખાતું હતું અને નજીક પણ લાગતું હતું. એટલે અમે સૌએ ચાલવા માંડ્યું. પણ તે ધાર્યા કરતાં લાંબું એટલે લગભગ માઈલથી દોઢ માઈલ નીકળ્યું. એ દૂરથી જ ઘણું રમણીય લાગતું હતું અને ફોટો પાડવાનું મન થાય તેવું હતું. આખું જલમંદિર ઘણું રમણીય છે.





ચારે બાજુ કમળ ભરેલુ સરોવર છે અને ફક્ત સફેદ આરસનું મંદિર. મને તો નાના પ્રમાણમાં તાજમહાલ જેટલું જ સુંદર સ્થળ લાગ્યુ. તાજની બીજી વિશિષ્ટતાઓ, ભવ્યતા કે જમના કિનારો અગર કોતરણીને બાજુએ રાખીએ તો આ પણ એટલું જ રમણીય સ્થળ હતુ. મંદિર પણ સુંદર. પણ આ આજુબાજુ તથા બહારના ભાગ જેવો જ સુંદર તેનો અંદરનો ભાગ હતો. અંદર સોનેરી ચિત્રકામ ઘણું સુંદર છે. આ સ્થળ ઉપર, કહેવાય છે કે મહાવીરસ્વામીને અગ્નિદાહ દેવામાં આવેલો. સરોવર વચ્ચેના આ સફેદ આરસના મંદિરની સુંદરતામાં ઘણો જ વધારો કરતું તેનુ લાલ આરસનુ પ્રવેશદ્વાર અને પ્રવેશદ્વારથી મંદિર સુધીનો સરોવર ઉપરનો



**જલમંદિરમાં જતો લાલ પથ્થરનો પૂલ અને દરવાજો**

લાલ પૂલ એ બધુંય સુંદર છે. દિવસો સુધી રહેવાનું મન થાય તેવું સ્થળ છે.

ત્યાંથી ગાંવમંદિર કે જ્યાં નિર્વાણસ્થળ છે ત્યાં ગયા. તેની આજુબાજુ ધર્મશાળા છે. એટલે મંદિરની રમણીયતા લાગતી નથી. બાકી તે પણ સારૂ છે. તેમાં ભગવાન મહાવીરના ભાઈ નંદીવર્ધને મૂકાવેલાં પથ્થરનાં પગલા છે એમ કહેવાય છે. મૂળ સ્થાન ઉપર હવે ચાંદીના પગલાં મૂકેલાં છે. બીજા કલ્યાણક પણ ત્યાં મૂકેલાં છે, (ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એ પાંચ કલ્યાણક ગણાય છે.)

રાજગિરિ પાછાં આવીને એક દિવસ આરામ કરી બાકી રહેલ એક પહાડ ગૃધ્રકુટ—ગીધ જેવા આકારનો પહાડ—તથા બાણગંગા જવાનું વિચાર્યું. સવારે સાડાચાર વાગે અમે જવા નીકળ્યાં. આ છઠ્ઠો પહાડ ભગવાન બુદ્ધના સાથે સંકળાયેલો છે. રાજગૃહિ નગરીની નજીક જ તે આવેલો છે અને ત્યાં ભગવાન બુદ્ધના સાથે સંકળાયેલો છે અને ત્યાં ભગવાને બુદ્ધની દેશના સાભળવા લોકો જતા હતા. ત્યાં ત્રણેક સ્તુપ આવે છે. એક સ્તુપ રાજા બિમ્બિસાર ભગવાન બુદ્ધને મળવા જાય છે ત્યારે એક સ્થળે રથમાથી ઊતરી જાય છે ત્યા આગળનો છે. બીજો સ્તુપ થોડે દૂર જઈ રાજા બિમ્બિસારે પોતાની પાછળ આવતા લોકોને પાછા ફરી જવાનું કહ્યું તે સ્થળે છે. આખોય રસ્તો પથ્થરોથી સારી રીતે ગોઠવાયેલો છે અને કહે છે કે તે અસલના વખતનો રસ્તો છે. જો કે તેમાં સરકારે સમારકામ કરાવ્યું હશે.

ઉપર જતા ગૃધ્રકુટ ઉપર ગુફા છે. તેમાં એક મોટી ગંજાવર શિલા ઉપરથી પડતી અટકી ગયાનું જણાય છે. કહેવાય છે કે એ શિલા ભગવાન બુદ્ધ ઉપર ફેંકવામા આવેલી પણ તે અધવચ્ચે જ રહી ગયેલી. ઉપર એક સ્થાનક બનાવેલુ છે. મને લાગ્યું કે બૌદ્ધો પ્રાચીન સ્થળોને જેવા છે તેવાં જ રાખી તેની પવિત્રતા જળવાય તે જુએ છે. ગૃધ્રકુટ ઉપર કોઈ મૂર્તિની સ્થાપના કરી મંદિર હજી બન્યું નથી. જો કે આ સ્થાન ઉપર એશિયાના બીજા દેશોના ઘણા લોકો આવે જાય છે. આ સ્થળ ઘણુ રમણીય હતું અને ઉપર સારી રીતે ઘણાં બેસી શકે તેવું છે. પીકનીક માટે ઘણુ સરસ. ભગવાન બુદ્ધનાં વ્યાખ્યાનો સાંભળવા ઘણી મોટી મેદની સમાઈ શકે તેવું સ્થળ.

અમે ઉપર થોડો વખત રોકાઈને નીચે આવ્યાં ત્યારે લગભગ સાત જ વાગ્યા હતા એટલે ત્યાંથી બાણગંગા

વ્યથા ભરી છે દિલમાં અનેક,
કરાર હૈયે વળતો ન છેક;
થઈ શકે કૈં જન શાંતિ અર્થે
એનો જ છે આ ઉકળાટ, વ્યર્થે
વીતી જતું જીવન જોઈ તેનો,
હશે ખરે કોઇ ઉકેલ એનો ?

યથા જતી ખાર સમુદ્ર પ્રત્યે
નદી, ઉરે જાણતી નાશ અંતે,
છતાં ન રોકી નિજ જાતને શકે,
તેવું કંઈ અંતરમાં થતું કે
પ્રતિ પળે આયુષ ટૂંકું થાય
છતાં કશું સત્ત્વ ન મેળવાય:

ને પર્વતે ઉન્નતશિર્ષ તોયે
—ભલે ઘમંડી અતિ ઉચ્ચ સ્હોયે—
રહે ઉભો પથ્થર પૂતળાં શો
હલે ચલે ન્હૈં, જડ મૂર્તિ ખાસો !
વ્યથા વિલોકે, ન ઉપાય જાણે,
હૈયું કંઈ એવી વ્યથા પ્રમાણે.

અંબોધિની તો વળી ઘોર કા'ણી,
હૈયે સદા લ્હેરમ લહેર લ્હાણી
છતાંય ખારાશ ભરેલ કેવી !
ન વર્ણવી જાય કદીય તેવી;
છૂપે મહાગ્નિ હૃદયે ભરેલો,
દીધા કરે એ અવિરામ ઠેલો;

નિરાંત એકે પળની ન તેને
કે કોઈની વાત સુણી શકે તે !
સદા રહી ગર્જન મૂઢ વારિ
રહેલ છે ભીષણતા પ્રસારી,
તેવા જ હૈયે મુજ ઊર્મિ દોલા,
હસ્યા મથ્યા, ભીતર સાવ પોલા !

આકાશ ! વાહ ભાઈ, અફાટ એનો
વિસ્તાર છે નીલવર્ણી મજેનો,
છતાં ન એકે લહરીય સ્પર્શે;
ન શોચતો તો ન કદીય હર્ષે !
એ શૂન્યતાની અકળામણોથી
ભલી ભલી માહરી દુઃખ પોથી.

અહો ! ઘણું મેં કહી દીધું આજે;
વ્યથા ગણી તે મહીં ભવ્ય રાજે
સત્તત્વ; જે વિશ્વ વિરાટ મૂર્તિ
તે માહરા અંતર કેરી પૂર્તિ,
તે બે મળી કૈંક નવું જ જાગે;
જાણે પ્રકાશે પૃથિવી પરાગે !

બ્રહ્માંડ છે પંડ મહીં વસેલું,
એને વળી કોઈક જોઈ રહેલું !
એ નેનમાં શ્રોત્રમહીં ય અંતરે
તે આત્મનું શાશ્વત રૂપ છે ખરે.
આરાધી તેને યદિ મૂર્ત પાઉં,
તો તો શુંનો શુંય ભલા હું થાઉં !

★

ગયાં. પણ તે સ્થળે જોઈએ તેટલું પાણી નહોતું એટલે ઓછું રમણીય લાગતું હતું. બાણગંગા આમ પહાડોની વચ્ચે છે. એક મોટા વહેળો છે જેમાં હાલ તો ખાબોચિયાં જ હતાં. પણ વહેળો ભરેલો હોય તો તે સ્થળ રમણીય જરૂર બને.

ત્યાંથી પાછાં ફરતાં રસ્તામાં નિર્મળ કૂવો–નિર્માલ્યકૂપ જોયો, તેને રાજ્ય તરફથી મણિયાર મદ કહેવામાં આવે છે, જ્યારે જૈનો તેને શાલિભદ્રની બત્રીસ રાણીઓ રોજ તેમનાં ઘરેણાં વાપરી ફેંકી દેતી હતી તે કૂવો માને છે.

★

# દર્પ-હરણ

રવીન્દ્રનાથ ટાગોર

> આપણા કવિવર ટાગોર એક અચ્છા વાર્તાકાર પણ હતા. એ તેમની અનેક માંની આ એક વાર્તા જ કહી દે છે. એમની વાર્તામાં જે મમાળો કટાક્ષ છે એ આ આખી વાર્તામાં છતો થઈ જાય છે. આર્યનારી પોતાના સ્વામી માટે શું નથી કરી શકતી એ પ્રશ્ન પશ્ચિમને ઉદ્ભવે : આપણને નહિ. આ રસભરી વાર્તાના અનુવાદક છે શ્રી 'ઊર્મિલ.'

વાર્તા કેવી રીતે લખાય છે તે હું હવે શીખી ગયો છું. બંકિમ ચેટર્જી અને વૉલ્ટર સ્કોટની રચનાઓ વાંચીને મને કંઈ ખાસ ફાયદો થયો નહીં. ફાયદો કયાંથી અને કેવી રીતે થયો તેની જ વાત હું આ મારી પહેલી વાર્તામાં લખવા બેઠો છું.

મારા પિતાનાં મંતવ્યો અનેક પ્રકારના છે. પણ બાળલગ્નની વિરૂદ્ધમાં કોઈ પણ મત તેમણે પુસ્તકોમાથી યા પોતાની સ્વતંત્ર બુદ્ધિથી બાંધ્યો નહોતો. મારાં લગ્ન થયાં ત્યારે સત્તર પૂરાં કરી મેં અઢારમા વર્ષમાં પગ માંડયા હતા, કૉલેજમાં ત્રીજા વર્ષમાં ભણતો હતો અને ત્યારે મારા મનોક્ષેત્રમાં યૌવનનો પહેલો દક્ષિણનો પવન વહેવા લાગ્યો હતો. કેટલીયે અલક્ષ્ય દિશાઓમાંથી કોણ જાણે કેટલાંય અનિર્વચનીય ગીત, ગંધ, કંપન અને મર્મર મારા તરુણ જીવનને ઉત્સુક બનાવી રહ્યાં હતાં. આજે પણ એ યાદ આવતાં મારા હૃદયમાં લાંબા અને ગાઢ નિશ્વાસ ભરાઈ આવે છે.

તે વખતે મારી માતા હયાત નહોતી. અમારા સૂના સંસારમાં લક્ષ્મી સ્થાપિત કરવાના હેતુથી, મારું ભણતર પૂરું થવાની રાહ જોવા ન થોભતાં મારા પિતાજીએ બાર વર્ષની બાલિકા નિર્ઝરિણીને પોતાની પુત્રવધૂ બનાવી ઘરમા લાવી દીધી.

'નિર્ઝરિણી' નામ એવું છે કે સહસા વાચકોની સમક્ષ એનો પ્રચાર કરવામાં મને સંકોચ થાય છે. કારણ કે મને શક છે કે વાચકોમાંથી ઘણાની ઉંમર વધારે થઈ ચૂકી હશે. મોટા ભાગ નિશાળોના માસ્તરો હશે તો કોઈ મુન્સફ હશે તો કોઈ સંપાદક હશે. તેઓ મારા સસરા મહાશયની નામ-નિર્વાચન-રુચિના અત્યધિક લાલિત્ય અને નવીનત્વ પર હસ્યા વિના નહીં રહે. પરંતુ હું તે વખતે અર્વાચીન (જેને તમે અપરિપકવ બુદ્ધિ, આધુનિક યા નાદાન ગમે તે કહી શકો છો) હતો, વિચાર શકિતની બલા મને વળગેલી નહોતી! એટલે સગપણ થતી વખતે જ્યાં આ નામ મેં સાંભળ્યું ત્યાં તો હું કવિતા કરી બેઠો :

નિર્ઝરિણીના મીઠા કલરવ-<br>થી મુજ પ્રાણ જ મુગ્ધ થયા,<br>પ્રેમાતુર બની ચિત્ત-પક્ષી<br>બોલી ઊઠયું : ઓ પ્રિયા, પ્રિયા !

આજે તો ઉંમર વધી છે અને વકીલાત છોડી મુન્સફ થવા વ્યગ્ર થઈ ઊઠ્યો છું, છતાં પણ એ નામ હજીયે મારા કર્ણોમા જૂના વાજિંત્રના સૂરની જેમ અધિકાધિક મુલાયમ થઈને રણકી રહે છે.

પ્રથમ યૌવનનો પ્રથમ પ્રેમ અનેક નાના મોટા અંતરાયોને લીધે મધુર મીઠો લાગે છે. શરમનો અંતરાય, ઘરનાં માણસોનો અંતરાય, અનુભવવિહીનતાનો અંતરાય—એ બધા પહાડોને ઉલ્લંઘીને પ્રથમ પરિચયનો જે આભાસ મળે છે તે પ્રભાતના ઉજાસ જેવો રંગીન હોય છે—મધ્યાહ્નના તડકા જેવો સ્પષ્ટ નગ્ન અને વર્ણચ્છટાવિહીન નથી હોતો.

અમારા એ નવીન પરિચયની વચમાં મારા પિતાજી વિન્ધ્યાચળની પેઠે ઊભા રહ્યા. મને હોસ્ટેલમાં નિર્વાસિત કરીને તેઓ તેમનાં વહુમાને બંગાળી શીખવવા મંડ્યા.

મારી આ વાર્તા અહીંથી જ શરૂ થાય છે.

મારા સસરાજી પોતાની પુત્રીનું નામકરણ કરીને જ નિશ્ચિંત ન હતા. તેમણે તેને ભણાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો હતો. એટલે સુધી કે કેટલીય ચોપડીઓ તેણે કંઠસ્થ કરી લીધી હોઈ 'મેઘનાદવધ' કાવ્ય વાંચવામાં એને હેમચંદ્રની ટીકાની આવશ્યકતા પડતી નથી.

હોસ્ટેલમાં ગયા પછી મને તેનો પરિચય મળ્યો. પિતાજી ન જાણે તેમ, છૂપી રીતે, નવવિરહના તાપથી ઉત્તપ્ત એવા કાગળો મેં તેના પર મોકલ્યા. તેમાં અવતરણ ચિહ્ન કર્યા સિવાય આપણા નવતર કવિઓનાં કાવ્યોમાંથી મેં ઘણાં કાવ્યોમાં મારી પ્રેમવાર્તા દર્શાવી હતી. વિચાર્યું હતું કે પ્રણયિનીનો કેવળ પ્રેમ આકર્ષિત કરવો એ પૂરતું નથી, શ્રદ્ધા પણ પ્રાપ્ત કરવી જોઈએ. અને એવી શ્રદ્ધાની પ્રાપ્તિ માટે માતૃભાષામાં કવિતા સર્જવી એ મારા માટે ગતિ બહારની વાત હતી એટલે मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्तिमेगतिः—અર્થાત્ બીજા ઝવેરીઓએ છેદ પાડીને તૈયાર રાખેલાં રત્નોને સૂત્રમાં ગાંઠીને હું મારા કાગળો મોકલતો. પરંતુ એમાં રત્નો બીજાનાં હતાં અને મારું કેવળ સૂત્ર જ હતું એ વાતનો જાહેર સ્વીકાર કરવાનો વિનય દર્શાવવો મેં યોગ્ય માન્યો નહોતો. ખુદ કાલિદાસ પણ ઘણું ખરું એવું ન કરત, જો ખરેખર એમનાં રત્નો ચોરીનો માલ હોત તો.

એક બે પત્રોના જવાબ મળ્યા પછી મેં અવતરણ ચિહ્નો મૂકવામાં કંજૂસાઈ ન કરી. એટલું મને સાફ સમજાઈ ગયું કે નવવધૂ મહોદયા માતૃભાષા યથાર્થ રીતે જાણે છે. એના કાગળોમાં જોડણીની ભૂલો હતી કે નહીં તેનો ન્યાય હું કરી શકું એમ નથી અને એટલી યોગ્યતાનો હું હકદાર છું યા નહીં એની ચર્ચા કરવા પણ હું તૈયાર નથી; પરંતુ એટલું જરૂર સમજું છું અને મંજૂર કરું છું કે સાહિત્ય અને ભાષાજ્ઞાન ન હોય તો આવા કાગળો હરગિજ લખી શકાય નહીં. પોતાની સ્ત્રીના વિદુષીપણા પર સારા પતિને જેટલો ગર્વ અને આનંદ થવો જોઈએ એટલો મને થતો નથી એવું જો કોઈ કહે તો એ મારા પ્રતિ અન્યાય થશે. એને જૂઠી બદનામી સિવાય બીજું હું નહીં કહું. છતાં પણ એટલું હું માની લઉં છું કે મારા ભાવોમાં જરા બીજો ભાવ પણ હતો. એ ભાવ ઊંચા પ્રકારનો ભલે ન હોય, પરંતુ એમાં સ્વાભાવિક કઠિનતા એ હતી કે જે પદ્ધતિથી હું મારી પોતાની વિદ્યાનો પરિચય આપી શકતો હતો, તે પદ્ધતિ એ બાલિકાવધૂને કાજે દુર્ગમ હતી. એના અંગ્રેજી-જ્ઞાનના હિસાબે બર્ક અને મેકોલેની શૈલીના કાગળો લખવા એ તો મચ્છરો ઉપર તોપ ચલાવવા જેવું થાય—મચ્છરોને કશી અસર ન થાય, પણ કેવળ ધડાકો અને ધુમાડો જ થાય.

મારા બે ત્રણ જીગરજાન મિત્રો હતા. મારી પત્નીના કાગળો એમને બતાવ્યા વગર હું ન રહી શક્યો. એ લોકોએ આશ્ચર્યચકિત થઈને કહ્યું : 'આવી વાઈફ મળવા માટે તું ખરેખર નસીબદાર છે.' બીજા શબ્દોમાં એનો અર્થ એ થાય કે 'મારા જેવો પતિ એવી સ્ત્રીને લાયક નથી.'

નિર્ઝરિણી તરફથી પ્રથમ પત્રનો ઉત્તર મળતા પહેલાં જ મેં જે કેટલાક કાગળો લખી નાખ્યા હતા એમાં હૃદયોચ્છ્વાસ તો બરાબર હતા, પણ એમાં જોડણીની ભૂલો કંઈ ઓછી નહોતી. ત્યારે મને એવો ખ્યાલ ન હતો કે સ્ત્રીને પણ સાવધાનીથી કાગળ લખવો જોઈએ ? કાળજી રાખીને લખવા બેઠો હોત તો જોડણીની ભૂલો કદાચ થોડી ઓછી થાત પણ પેલા હૃદયોચ્છ્વાસ બિલકુલ માર્યા જાત.

આવી પરિસ્થિતિમાં કાગળોની મધ્યસ્થતાને અલગ કરી દઈ મોઢામોઢ પ્રેમાલાપ કરવો વધારે ઠીક થ પડશે એમ માની પિતાજી ઑફિસમાં જાય કે તરત જ હું કોલેજમાંથી છટકી જતો. એથી અમારી ભણતરમાં જે ત્રુટિ પડતી તે અમે વાતોથી વ્યાજ





સાથે વસૂલ કરી લેતા પ્રેમના પરીક્ષાગારમા વાર વાર વિજ્ઞાનના તથ્યની શોધ કરીને હુ નિસશય પણે માનુ છુ કે વિશ્વમા કઈ પણ સપૂર્ણત નષ્ટ બની રહેતુ નથી એક રૂપે જે ક્ષતિ છે તે બીજે રૂપે લાભ હોય છે

એવામા મારી પત્નીના કાકાની દીકરીના લગ્ન આવ્યા અમે તો નિયમાનુસાર લેણદેણ કરીને છૂટયા, પણ મારી પત્નીએ સ્નેહના આવેગમા કવિતા બનાવી અને તેને લાલ કાગળ પર લાલ શાહીથી લખીને તે મોકલી દીધી કોણ જાણે કેવી રીતે એ કવિતા મારા પિતાજીના હાથમા આવી ગઈ પિતાજી પોતાની વહુમાની એ કવિતામાં રચના નૈપુણ્ય, ભાવ સૌદર્ય, પ્રસાદગુણ, પ્રાજલતા વગેરે કાવ્યશાસ્ત્ર સમત અનેક ગુણોનો સમાવેશ થયેલો જોઈને હદ બહાર મુગ્ધ બની રહ્યા તેમણે પોતાના વૃદ્ધ મિત્રોને એ કવિતા બતાવી બધાએ હુક્કાનો દમ ખેચતા ખેચતા કહ્યુ "વાહ, ભાઈ! વાહ, ખૂબ સરસ છે!" નવવધૂમા રચનાશક્તિ છે એ વાત હવે કોઈથી છૂપી રહી નહી સહુમા આની ખ્યાતિ પ્રસરી જતાં કવયિત્રીના કાનના મૂળ અને ગાલ ઉપર લાલી ધસી આવી હતી પણ ધીમે ધીમે લુપ્ત થઈ ગઈ પહેલેથી જ કહી ચૂકયો છુ કે સસારમા કોઈપણ ચીજ બિલકુલ નષ્ટ થતી નથી કદાચ એમ પણ બન્યુ હોય કે એવી એ લજ્જાની લાલી એના કોમળ કપોલો છોડીને મારા કઠિન હૃદયના અધારા ખૂણામા આવીને છૂપાઈ ગઈ હોય

પરતુ એનો અર્થ એ નથી કે પતિ તરીકેનુ કર્તવ્ય બજાવવામા મે બેપરવાઈ કરી હોય નિ'પક્ષ આલોચના કરીને પત્નીની રચનાઓની ત્રુટિઓના સશોધનમા મે કદી આળસ કર્યું નથી પિતાજીએ વગર વિચારે તેને જેટલુ પ્રોત્સાહન આપ્યુ છે તેવી જ સાવધાનીથી તેની ત્રુટિઓ દર્શાવીને હુ તેને ઠીકઠીક સયમમા રાખતો મોટા મોટા અગ્રેજી સાહિત્યકારોની કૃતિઓ બતાવીને એને મુગ્ધ કરી દેવામા મે કોઈ કસર ન રાખી

એણે કોયલ પર કવિતા લખી હતી, મે શેલીનુ "સ્કાયલાર્ક" અને કીટ્સનુ "નાઈટિંગેલ" વાચી સભળાવી એને એકદમ ચૂપ કરી દીધી હતી તે વખતે ભણતરના જોરે હુ પણ જાણે શેલી અને કીટ્સના ગૌરવનો ભાગીદાર બની જતો મારી પત્ની પણ અગ્રેજી સાહિત્યમાથી સારી સારી ચીજોનો અનુવાદ કરી વાંચી સભળાવવા માટે મને વારવાર અનુરોધ કરતી અને હુ પણ ગર્વપૂર્વક તેના અનુરોધની રક્ષા કરતો

પ્રશ્ન ઊઠી શકે છે કે અગ્રેજી સાહિત્યના ગૌરવમા ગરક બની જઈને શુ મે મારી સ્ત્રીની પ્રતિભાને નષ્ટ નહોતી કરી? ખરી રીતે સ્ત્રીઓની કમનીયતાને માટે જરાક છાપાનુ આચ્છાદન જરૂરી છે, મારા પિતાજી અને એમના વૃદ્ધ મિત્રો-સબધીઓ વાત સમજતા નહોતા એટલે મારે જ એ કઠોર કર્તવ્યનો ભાર ઉપાડી લેવો પડ્યો હતો નિશીથનો ચદ્ર બપોરના સૂર્ય જેવો બની જાય તો એ ઘડીને માટે બધા વાહ વાહ કરે પણ પછી વિચારવુ જ પડે કે એને ઢાકવો કઈ રીતે?

મારી પત્નીની કવિતાઓ સામયિકોમા પ્રગટ કરવાને માટે ખુદ મારા પિતા અને બીજા બધાએ ખૂબ કોશિશ કરી હતી પણ નિર્ઝરિણી એથી જરા શરમાતી હોઈ મે પણ એની એ શરમને બચાવી લીધી મે કશુ પ્રગટ કરવા દીધુ નહી પરતું મિત્રો-સબધીઓમા એનો પ્રચાર તો હુ બધ કરી શકયો નહી

એનુ કેટલુ ખરાબ ફળ આવ્યુ તેનુ જ્ઞાન મને કેટલાક દિવસો પછી થયુ હતુ તે વખતે હુ અલિપુર કોર્ટમાં વકીલાત કરતો હતો એક વસિયત નામાના કેસમા હુ જોરથી લડતો હતો વસિયતનામુ બગાળીમા લખેલુ હતુ મારા અસીલના લાભમા જ એ વસિયતનામુ છે એવુ હુ એનો સ્પષ્ટ અર્થ કરીને રીતસર સાબિત કરી રહ્યો હતો, એવામા વિરોધ પક્ષનો વકીલ બોલી ઊઠયો "મારા વિદ્વાન મિત્ર જો




પોતાની વિદુષી પત્નીની પાસેથી આ વસિયતનામાનો અર્થ સમજી આવ્યા હોત તો એનો આવો વિચિત્ર અર્થ કરીને તેઓ માતૃભાષાને આ રીતે પીડિત યા વ્યથિત ન કરત !"

ચૂલામાં દેવતા સળગાવતી વખતે નાકમાં અને આંખમાં પાણી ભરાઈ આવે છે, પરંતુ ઘરમાં આગ લાગી હોય છે તો એને હોલવવાનું મુશ્કેલ થઈ પડે છે. લોકોની સારી વાતો તો દબાયેલી રહે છે પણ બુરી વાતો જેહના તડકાની જેમ ઝડપથી ચારે તરફ પહોંચી જાય છે; આ ઘટનાના પણ એ જ હાલ થયા. જોત જોતામાં એનો સર્વત્ર પ્રચાર થઈ ગયો. મને ભય હતો કે વખતે મારી પત્નીના કાન સુધી પહોંચી જશે, પણ સદ્‌ભાગ્યે એમ બન્યું નહીં.—એ વિષે એની પાસેથી તો મેં કશો ઉલ્લેખ કદી સાંભળ્યો નથી.

એક દિવસ એક અજાણ્યા સદ્‌ગૃહસ્થની સાથે મને પરિચય થયો. પરિચય થતાં જ તેમણે મને પૂછ્યું: "શું આપ જ-શ્રીમતી નિર્ઝરિણી દેવીના પતિ ?" મેં કહ્યું : "હું તેનો પતિ છું કે નહીં એવો ઉત્તર આપવા હું નથી ઇચ્છતો, પણ તે મારી પત્ની છે એટલી વાત સાચી છે."

બહારના લોકોમાં "પત્નીના પતિ"ના રૂપમાં કીર્તિ મેળવવી એને હું ગૌરવનો વિષય નથી સમજતો.

અને એ ગૌરવનો વિષય નથી એ વાત એક વ્યક્તિએ મને અનાવશ્યક સ્પષ્ટ ભાષામાં યાદ-દેવડાવી દીધી હતી. વાચકોને પ્રથમથી જ માલમ છે કે મારી પત્નીના કાકાની દીકરીનાં લગ્ન થઈ ચૂક્યાં છે. એ બિચારીનો પતિ બિલકુલ જંગલી અને દુરાચારી છે. સ્ત્રી ઉપર એનો અત્યાચાર અસહ્ય છે. મેં એ નિર્દય નિષ્ઠુર પાખંડીના અનાચારો વિષે આત્મીય સમાજમાં એક વખત ટીકા કરી હતી. એ વાત કાગનો વાઘ થઈને મારા એ સાઢુ મહાશયના કાન સુધી પહોંચી ગઈ. પછી તો એ મહાશયે મારા ઉપર સ્થાયી રૂપથી હુમલો શરૂ કરી દીધો. મારા વિષયમાં એ હજુ સુધી સૌને કહેતો ફરે છે કે પોતાના નામથી શરૂ કરીને સસરાના નામ સુધી ઉત્તમ, મધ્યમ અને અધમ એવી ત્રણ પ્રકારની કીર્તિનું વર્ણન શાસ્ત્રોમાં લખ્યું છે. પરંતુ પોતાની સ્ત્રીની કીર્તિથી યશસ્વી થવાની કલ્પના મોટા મોટા કવિ શાસ્ત્રીઓના દિમાગમાં નથી આવી !

આવી વાતો લોકોને મોઢે ચારે તરફ બોલાવા માંડે તો પછી સ્ત્રીના દિમાગનું ઠેકાણું ન જ રહે, એના મનમાં દંભ પેદા થાય જ. વધારામાં પિતાજીને એક ખરાબ ટેવ હતી કે તેઓ નિર્ઝરિણીની સમક્ષ જ અમારી બન્નેની ભાષાના સંબંધમાં તુલનાત્મક આલોચના કરીને ખૂબ આનંદ અનુભવતા હતા. એક દિવસ તેમણે કહ્યું: "વહુમા ! હરીશ બંગાળીમાં જે કાગળો લખે છે તેમાંની જોડણી તું કેમ સુધારી આપતી નથી ? મને એક ચિઠ્ઠી લખી હતી તેમાં તેણે 'જગદિન્દ્ર' માં ઇ દીર્ઘ કરી દીધી હતી !"

આ સાંભળી પિતાજીનાં "વહુમા" મૂગાં મૂગાં સ્મિત કરી રહ્યાં. મેં પણ એ વાતને મશ્કરી સમજી હસવા માંડ્યું હતું, પણ એવી મશ્કરી સારી નહીં.

સ્ત્રીના દંભનો પરિચય મળવામાં મને વાર ન લાગી. અમારા ફળિયાના છોકરાઓનું એક મંડળ હતું. એના સભ્યોએ એક દિવસ દેશના એક પ્રસિદ્ધ સાહિત્યસેવીને વ્યાખ્યાન માટે નિમંત્રણ આપ્યું. એમણે સ્વીકારી પણ લીધું. બીજા એક પ્રતિષ્ઠિત માણસને સભાપતિ તરીકે નક્કી કર્યા હતા, પણ યોગ્ય વખતે એમની તબીયત બગડી જવાથી છોકરાઓ બીજો કોઈ ઉપાય ન જોઈને મને વળગ્યા, મારા ઉપર છોકરાનો એવો અકારણ શ્રદ્ધાભાવ જોઈ હું જરા ઉત્ફુલ્લ થઈ ઊઠ્યો અને બોલ્યો : "ભલે, સારી વાત છે. વિષય શો નક્કી કર્યો છે ?"

છોકરાઓએ કહ્યું : "પ્રાચીન અને અર્વાચીન બંગાળી સાહિત્ય." મેં કહ્યું : "ઠીક બન્નેથી હું પરિચિત છું." બીજે દિવસે સભામાં જતાં પહેલાં જળપાન અને





કપડાં માટે હું પત્નીને જરા તાકીદ કરી રહ્યો, તો એણે કહ્યું: "કેમ, શું વાત છે? આટલી ઉતાવળ શાની છે? પોતાના માટે કોઈ કન્યા જોવા તો નથી જતા ને?"

મેં કહ્યું: "એક વખત જોઈને જ ધરાઈ ગયો છું, બીજી વખત—"

એણે કહ્યું: "તો આમ બની ઠનીને જવાની આટલી ઉતાવળ શાની છે?"

ગર્વપૂર્વક મેં પત્નીને બધી વાત કરી. સાંભળીને ખુશ થવાનું તો દૂર રહ્યું પણ વ્યાકુળ બની જઈને મારો હાથ પકડી કહ્યું: "તમારૂં મગજ ખસી ગયું તો નથી ને? નહીં, નહીં, તમારે નથી જવાનું."

મેં કહ્યું: "રાજપૂતાણીઓ બખ્તર સજાવીને પોતાના પતિઓને સમરક્ષેત્રે વિદાય કરતી, જ્યારે તું તો મને વ્યાખ્યાન સભામાં પણ જવા દેતી નથી."

નિર્ઝરિણી બોલી: "અંગ્રેજીમાં વ્યાખ્યાન કરવાનું હોત તો મને કશો ભય નહોતો, પરંતુ—રહેવા દો, ઘણા માણસો આવશે, તમને ટેવ નથી, કદાચ કંઈ–" આ "કદાચ કંઈ"નો મેં પણ ઘણી વખત વિચાર કર્યો હતો. પરંતુ ભૂલ પણ આખરે માનવીથી જ થાય છે. રામમોહનરાયનું એક ગીત મને યાદ આવી જાય છે. એમાં કહેવાયું છે કે, યાદ રાખો છેવટના એ ભયંકર દિવસો કે જ્યારે બીજા બોલશે પણ તમે રહેશો નિરુત્તર.

વક્તાઓના વ્યાખ્યાનો પછી ઊભા થતી વખતે સભાપતિ મહોદય સહસા જો દૃષ્ટિહીન નાડીક્ષીણ હિમકલેવરની દશામાં બિલકુલ નિરુત્તર થઈ જાય તો તેની શી ગતિ થાય? આવો બધો વિચાર કરી જોતાં પૂર્વોક્ત છટકી જનારા સભાપતિ મહોદયની અપેક્ષા મારી તબિયત કોઈપણ અંશમાં વધારે સારી હતી એવો દંભ હું કરી શકું એમ નથી. છતાં પણ છાતી ફુલાવી મેં પત્નીને કહ્યું: "નિર્ઝર! શું તું એમ સમજે છે કે–"

પત્નીએ કહ્યું: "હું કશું યે સમજતી નથી, પરંતુ મારું માથું આજે ખૂબ જ દુઃખે છે. કદાચ તાવ આવશે. મને એકલી મૂકીને આજે તમે નહીં જઈ શકો."

મેં કહ્યું: "એમ હોય તો ભલે. આજ તારું મોઢું પણ જરા લાલ દેખાય છે તો ખરૂં!"

એના મોઢાંની એ લાલી સભાસ્થળમાં મારી દુરવસ્થાની કલ્પના કરીને શરમને લીધે હતી કે તાવની ગરમીને લીધે હતી એની ઐતિહાસિક શોધ કર્યા વગર જ મેં મંડળના મંત્રીને લખી નાખ્યું કે મારી પત્નીની અસ્વસ્થતાને કારણે હું આવી શકું એમ નથી. હાશ, છૂટ્યો!

કહેવાની જરૂર નથી કે પત્નીની તાવની અસર ઝડપથી અદૃશ્ય થઈ ગઈ. મારો અંતરાત્મા કહેવા લાગ્યો: "બીજું બધું તો ઠીક થઈ ગયું, પણ મારી માતૃભાષાના જ્ઞાનના સંબંધમાં શ્રીમતીજીના મનમાં આ જે સંસ્કાર છે, તે સારી વાત નથી. એ પોતાને મોટી વિદુષી ધારે છે, કદાચ એવું પણ બને કે મચ્છરદાનીની અંદર નાઈટ–સ્કુલ ઉઘાડી એ મને બંગાળી શીખવવા બેસી જાય!" મનોમન મેં નિશ્ચય કર્યો: "અત્યારથી જ જો એનો ગર્વ દૂર નહીં કરવામાં આવે તો આગળ જતાં મારી હાલત બહુ કફોડી થઈ જશે."

એ જ રાતે મેં એને સપાટામાં લીધી. અધૂરું ભણતર કેવું ભયંકર હોય છે એ મેં પોપની કવિતામાંથી ઉદાહરણો આપીને એને સમજાવ્યું અને એ પણ સમજાવ્યું કે જોડણી તથા વ્યાકરણની અશુદ્ધિથી બચી ગયા એટલે કંઈ લેખક બની ગયા એમ નથી. એમાં તો મુખ્ય વસ્તુ છે વિચાર. વળી ખોંખારો ખાઈને મેં કહ્યું: "એ બધી વાતો તારા "વ્યાકરણ કૌમુદી" ગ્રંથમાં નહીં મળે. એને માટે તો મસ્તિષ્ક જોઈએ છે." મસ્તિષ્ક ક્યાં છે એ જો કે મેં સ્પષ્ટ રીતે ન કહ્યું છતાં પણ હું સમજું છું કે એ વાત અસ્પષ્ટ નહીં રહી હોય. વળી મેં કહ્યું: "કોઈ



ઉલ્લેખયોગ્ય રચના આજ સુધી કોઈ પણ દેશની કોઈ પણ સ્ત્રીએ કરી નથી."

આ સાંભળી નિર્ઝરિણીની વૈરી બુદ્ધિ ઝડપથી પોતાની સીમાએ પહોંચી ગઈ. એણે કહ્યું: "કોણે કહ્યું કે સ્ત્રીઓ ન લખી શકે? સ્ત્રીઓને આટલી તુચ્છ કેમ માનો છો?"

મેં કહ્યું: "આમ ગુસ્સે ન થઈશ. એવું કોઈ ઉદાહરણ હોય તો બતાવ."

નિર્ઝરિણીએ કહ્યું: "તમારી પેઠે હું જો ઈતિહાસ ભણી હોત તો જરૂર હું તમને ઢગલાબંધ ઉદાહરણો પેશ કરી દેત."

આ સાંભળીને મારું મન જરા નરમ પડી ગયું પરંતુ ચર્ચા અહીં જ પૂરી થઈ નહિ. એનો અંત ક્યાં આવ્યો તે આગળ કહેવામાં આવશે.

"ઉદ્દીપના" નામે માસિક પત્રમાં સારી વાર્તા લખનારને પચાસ રૂપિયાનો પુરસ્કાર આપવાની ઘોષણા થઈ હતી. અમે બન્નેએ નક્કી કર્યું કે એકેક વાર્તા એ માસિક પત્ર પર લખી મોકલવી—જોઈએ કોની રચના પુરસ્કાર પ્રાપ્ત કરે છે.

રાતની ઘટના તો બસ આટલી જ છે. બીજે દિવસે પ્રભાતના પ્રકાશમાં બુદ્ધિ નિર્મળ બની રહેતાં મનમાં સંશય ઉદ્દ્ભવ્યો. પરંતુ હવે તો પ્રતિજ્ઞા થઈ ચૂકી હતી. હવે તો આ તક સાચવવી જ પડશે. ગમે તે થાય, પુરસ્કાર પ્રાપ્ત કરે જ છૂટકો છે. હજી બે મહિનાનો સમય છે. ભય શી વાતનો છે?

હું "પ્રકૃતિવાદ કોષ" ખરીદી લાવ્યો. બંકિમચંદ્રની નવલો પણ લઈ આવ્યો. પરંતુ બંકિમની રચનાઓ મારા કરતાં મારા અંતઃપુરમાં વધારે પરિચિત હોવાથી એ મોટો આશ્રય તો મારે છોડી જ દેવો પડ્યો. અંગ્રેજી વાર્તાઓનાં પુસ્તકો મેં ખૂબ પ્રમાણમાં વાંચી નાખ્યાં. કેટલીય વાર્તાઓને ભાંગી ફોડીને એક વાર્તાનો પ્લૉટ ઊભો કર્યો. પ્લૉટ ખૂબ જ સરસ હતો, પરંતુ મુશ્કેલી એ હતી કે ભારતીય સમાજમાં એવી ઘટનાઓ કોઈ પણ સંજોગોમાં બનતી નથી. આખરે મેં અતિ પ્રાચીન કાળના પંજાબના સીમા પ્રદેશમાં મારી વાર્તાનો પાયો નાખ્યો. ત્યાં સંભવ અસંભવપણાના વિચારનો કશો ભય ન હોવાથી મારી કલમ સમક્ષ કશો અંતરાય ન રહ્યો. ઉદ્દામ પ્રેમ, અસંભવિત વીરતા, ભયંકર પરિણામ વગેરે સરકસના ઘોડાની પેઠે મારી વાર્તાની ચારે તરફ વિચિત્રગતિથી દોડવા લાગ્યાં.

રાતે મને ઊંઘ ન આવતી. દિવસે જમતી વખતે ભાતની થાળીમાં દાળ ન રેડતાં શાકમાં રેડી દેતો. મારી દશા જોઈ નિર્ઝરિણીએ એક દિવસ વિનયથી કહ્યું: "મારા ગળાના સોગંદ તમે, હવે વાર્તા ન લખશો. હું હાર કબૂલ કરું છું."

ઉત્તેજિત થઈને હું બોલ્યો. "તું શું એમ સમજે છે કે હું રાત દિવસ વાર્તા અંગે ચિંતા કરું છું? કેવી વાહિયાત વાત! મારે તો મારા અસીલોની ચિંતા કરવી પડે છે. તારી પેઠે વાર્તા અને કવિતાની ચિંતા કરવાનો અહીં વખત જ કોને છે?"

અંગ્રેજી પ્લૉટ અને સંસ્કૃત શબ્દકોષની મદદથી ગમે તેમ કરીને પણ મેં એક વાર્તા ઊભી કરી. મનના કોઈ એક ખૂણામાં ધર્મબુદ્ધિની પ્રેરણા મને જરા વ્યથિત કરવા લાગી કે બિચારી નિર્ઝરે અંગ્રેજી સાહિત્ય વાંચ્યું નથી, એના ભાવસંગ્રહનું ક્ષેત્ર અત્યંત સંકીર્ણ છે, મારી સાથેની તેની આ લડાઈ એ સમોવડિયાઓ વચ્ચેની લડાઈ હરગિજ નથી.

વાર્તાઓ મોકલાઈ ગઈ છે. વૈશાખ માસના અંકમાં પુરસ્કારપ્રાપ્ત વાર્તા પ્રગટ થવાની હતી. જો કે મારા મનમાં કશી જ આશંકા ન હતી છતાં સમય જેમ પાસે આવતો ગયો તેમ મારું મન ચંચળ થવા લાગ્યું.

વૈશાખ માસ પણ આવી ગયો. એક દિવસ પત્ર આવ્યો. આવતાં જ ખબર પડી કે વૈશાખ માસનું "ઉદ્દીપના" આવ્યું છે અને તે મારી પત્નીનાં





પામે છે. હું ધીરેધીરે પગલાં માંડતો અંતઃપુરમાં ગયો. શયનગૃહમાં જઈને જોયું તો મારી પત્ની એક ખૂણામાં બેઠી બેઠી સગડીમાં કોઈ ચોપડી બાળતી હતી. દીવાની ભીંતે ટાંગેલા આયનામાં નિર્ઝરિણીના મુખારવિંદનું પ્રતિબિંબ પડતું હતું. એ પરથી હું સ્પષ્ટ રીતે સમજી ગયો કે થોડી વાર પહેલાં એણે સારી પેઠે રડી લીધું છે.

મને મનમાં ખૂબ આનંદ થયો. પરંતુ સાથે સાથે જરા દયા પણ આવી. બિચારીની વાર્તા "ઉદ્દીપના"માં ન જ છપાઈ. પણ એવી સાધારણ વાતમાં આટલું દુઃખ શા માટે? ખરેખર, સ્ત્રીઓનો અહંકાર આમ સહેજમાં ઘવાય છે. પણ એનો તો શો ઉપાય?

હું ચૂપચાપ દબાતા પગલે પાછો ફરી ગયો. અને "ઉદ્દીપના" કાર્યાલયમાંથી રોકડા પૈસા આપી ચાલુ અંક ખરીદી લાવ્યો. પ્રગટ થયેલી મારી વાર્તા જોવા મારું મન તો જાણે તલસી રહ્યું. અનુક્રમણિકા જોઈ, પુરસ્કૃત વાર્તાનું નામ "વિક્રમનારાયણ" નહોતું, પણ "નણંદી" હતું! અને તેના લખનારનું નામ—આ શું, શ્રીમતી નિર્ઝરિણી દેવી!

બંગાળદેશમાં મારી પત્ની સિવાય બીજી કોઈ સ્ત્રીનું નામ નિર્ઝરિણી છે ખરું?

મેં વાર્તા વાંચી કાઢી. સમજી ગયો કે નિર્ઝરની પેલી અભાગણી કાકાની દીકરીની જ વાત શાખા–પ્રશાખાની સાથે વિસ્તારીને કહેવાય છે. બિલકુલ ઘરની વાત. સાદામાં સાદી ભાષા છે, તો પણ વાંચતાં જાણે બધું આંખ આગળ તાદૃશ્ય બની રહે છે અને આંખોમાં આંસુ ભરાઈ આવે છે.

લેખિકા નિર્ઝરિણી દેવી મારી જ નિર્ઝર હતી એ વિષે હવે શંકા ન રહી.

પછી તો મારા શયનગૃહમાંના પેલા ચોપડી બાળવાના દૃશ્યને તથા વ્યથિત રમણીના એ મ્લાન–રડેલા મુખારવિંદને યાદ કરીને કેટલીયે વાર સુધી હું ચૂપચાપ બેસી રહ્યો અને કોણ જાણે શું શુંયે વિચારી રહ્યો.

રાતે મેં પત્નીને કહ્યું: "નિર્ઝર, જેમાં તું તારી કૃતિઓ લખી રાખે છે એ તારી નોટો ક્યાં છે?" નિર્ઝરિણીએ કહ્યું: "કેમ, એને તમે શું કરશો?"

મેં કહ્યું: "મારે એ બધું પ્રગટ કરાવવું છે."

એ બોલી: "રહેવા દો. બહુ મશ્કરીની જરૂર નથી"

મેં કહ્યું: "ના, મશ્કરી નથી. સાચે જ મારે એ છપાવવું જ છે."

નિર્ઝરિણીએ કહ્યું: "એ બધું ક્યાં ગયું તેની મને કશી ખબર નથી."

મેં જરા જીદ કરીને કહ્યું: "નહીં, નિર્ઝર! એ નહીં ચાલે, બોલ, ક્યાં છે એ બધું?"

નિર્ઝરિણીએ કહ્યું: "સાચું કહું છું, હવે એનું અસ્તિત્વ નથી."

મેં પૂછ્યું: "કેમ, શું થયું?"

નિર્ઝરિણી બોલી: "મેં બધું બાળી નાખ્યું!"

હું ચમકી પડ્યો. પછી બોલ્યો: "હેં! શું કહે છે? ક્યારે બાળી નાખ્યું?"

એણે કહ્યું: "આજે જ બાળી નાખ્યું. હું શું નથી સમજતી કે સ્ત્રીનું લખેલું ધૂળ જેવું હોય છે! લોકો સ્ત્રીનું લખેલું સમજીને ખોટી રીતે એનાં વખાણ કરે છે."

આ પછી ઘણું ઘણું સમજાવવા છતાંયે આજ સુધી હું નિર્ઝરની પાસે એક લીટીયે લખાવી શક્યો નથી.

લિ૰ હરિશ્ચન્દ્ર

ઉપર જે વાર્તા લખેલી છે તેનો પંદર આની ભાગ બનાવટી છે. મારા પતીને બંગાળી ભાષા કેટલી ઓછી આવડે છે તે એમની લખેલી આ વાર્તા જ કહી આપે છે. છિ છિ. પોતાની સ્ત્રિને વિષે આ રીતે કદી ક્યાંય વાર્તા લખાતી હશે?

લિ૰ નિર્ઝરિણીદેવી.




સ્ત્રીઓની ચાતુરીના સંબંધમાં દેશીવિદેશી શાસ્ત્ર-અ-શાસ્ત્રોમાં ઘણી ઘણી વાતો લખેલી છે. વાચકો એ સૌનો ખ્યાલ રાખીને આશા છે કે છેતરાય ના. મારી આ વાર્તાની ભાષા અને જોડણીની ભૂલો કોણે સુધારી છે એ હું નથી કહેવાનો. વિજ્ઞ પાઠકો સમજી જ જશે કે મારી પત્નીએ ઉપર જે બે ચાર લીટી લખી છે એમાંની જોડણીની ભૂલો એણે જાણી જોઈને કરેલી છે. પોતાનો પતિ ભાષા-વિજ્ઞાનનો મોટો પંડિત છે તથા એણે લખેલી વાર્તા સર્વોત્તમ વાર્તા છે એવું સાબિત કરવાનો આ એણે સૌથી સહેલો ઉપાય શોધી કાઢ્યો છે. આથી જ મહાકવિ કાલિદાસ લખી ગયા છે કે स्त्रीणाम शिक्षित पटुत्वम् । કવિ કાલિદાસ સ્ત્રી ચરિત્રને યથાર્થ રીતે સમજતા હતા. મારી હવે મૂષિકશિશુઓની આંખો ઊઘડે એમ આંખો ઊઘડી છે અને હું સમજવા મંડ્યો છું. કાલાન્તરમાં એમ પણ બને કે હું પણ કાલિદાસ બની જાઉં. કાલિદાસની સાથે મારું એક બીજું પણ મળતાપણું છે. કહે છે કે કવિવર કાલિદાસે લગ્ન પછી પોતાની વિદુષી પત્નીને જે શ્લોક રચીને સંભળાવ્યો હતો એમાં ઉષ્ટ્ર શબ્દને બદલે ઉષ્ટ વાપર્યો હતો. 'ર' કાર ઉડાવી દીધો હતો. શબ્દપ્રયોગના સંબંધમાં આવી દુર્ઘટનાઓ વર્તમાન લેખકો દ્વારા ઘણુંખરું બન્યા કરે છે, એટલે સર્વ વિષયો પર ગંભીર વિચાર કર્યા પછી મને પૂરી આશા બંધાય છે કે કાલિદાસનું જેવું અંતિમ પરિણામ આવ્યું હતું તેવું મારી બાબતમાં પણ સંભવિત થઈ શકે છે.

લિ૦ હરિશ્ચંદ્ર.

આ વાર્તા જો છપાશે તો હું મારા પિતાને ઘેર જતી રહીશ.

લિ૦ નિર્ઝરિણીદેવી.

હું પણ એ વખતે તરત જ મારા સસરાજીને ઘેર જતો રહીશ.

લિ૦ હરિશ્ચંદ્ર.



# મૌનનો મહિમા

મેં મૌનતણો મહિમા ગાયો,
ત્યાં શ્વાસની સાથે શબ્દ સર્યો,

ત્યાં મૌન તણો મહિમા વિલાયો,
શબ્દ ફર્યો નહિ, શ્વાસ ફર્યો.

હું શબ્દ સંઘરી રાખું;
પળ પણ તો નથી જીવાતું.

હોઠ બંધ તો આંખ કાન ને
સહુ ઇન્દ્રિયો જાગે,

શબ્દ- ધૂમતો એને દેખી,
જીહ્વા સળવળ જાગે,

રંગરાગ જીવતરનાં જાગે,
અનુરાગ અવનીના જાગે,

મૌન મનાવે તો ય આ કુણા
હોઠો ઊઘડી જાતા,

ઉરનાં આંદોલન ઉપડે ને,
જીવતર આખું ગાતા.

બલદેવ મહેતા

# રશિયા વિષેની ભડક

**રાસુ પંડિત**

અમેરિકાના રાજકરણમાં સૌથી વધારે રસ ઘરડી ડોશીઓ લે છે. (એ એક જ ક્ષેત્ર જીવનથી પરવારી ચૂકેલી દરેક વ્યક્તિને આશરો આપે છે એ કારણે એમ બનતું હશે?) એક ઘરડી દાદીમાને પોતાનાં પૌત્ર–પૌત્રીઓ જે નિશાળમાં ભણે છે ત્યાં એમને લોકશાહીની સાચી તાલીમ મળે છે કે કેમ એ વિષે તપાસ કરવાનું મન થયું.

એક સવારે એ તો નિશાળમાં પહોંચી ગયાં ને એક પછી એક બધા વર્ગો જોવા માંડ્યાં. બધા વર્ગો આગળથી પસાર થતાં થતાં એ ભૂગોળના વર્ગ આગળ પહોંચ્યાં ને અંદરનું દૃશ્ય જોઈને થંભી ગયા. દિવાલ પર દુનિયાનો એક મોટો નકશો ચોડેલો હતો. એમાં રશિયાનો વિસ્તાર બતાવતો ભાગ ઘેરા લાલ રંગે રંગેલો હતો ને અમેરિકાનો વિસ્તાર બતાવતો ભાગ કાંઈક આછા લીલા રંગે રંગેલો હતો. દાદીમાને થયું કે કુમળી વયનાં બાળકો ઉપર આવા નકશાની અસર કેવી ખરાબ થાય? એમનું ધ્યાન એ હકીકત તરફ જ દોરાય ને કે રશિયા આપણા કરતાં આવડો મોટો દેશ છે?

એમણે તુરત શિક્ષકનું ધ્યાન એ તરફ દોર્યું ને કહ્યું કે આ નકશાનો રંગ આપણાં બાળકો પર અવળી અસર કરશે.

શિક્ષકે કટાક્ષમાં કહ્યું. 'તો પછી અમેરિકાને ઘેરા લાલ રંગે રંગવાનું આપ સૂચવો છો? એમ કરીશું તો આપણે કોઈ સાથે લડવાનું જ નહીં રહે.'

દાદીમાને આ દલીલથી સંતોષ નથી. અમેરિકાનાં કુમળાં બાળકો ઉપર આવા નકશાથી થતી વિકૃત અસર દૂર કરવા માટે એમણે અદાલતમાં કેસ માંડ્યો છે.

અદાલત શું ન્યાય આપશે? જ્યાં રશિયા છે ત્યાં હાઈડ્રોજન બૉંબ પાડેલાં ગાબડાંને પરિણામે આખો પ્રદેશ દરિયા સાથે મળી ગયો છે એવું નકશામાં બતાવવાનો હુકમ આપશે?

એવો હુકમ આપે તો નવાઈ પામવા જેવું શું છે! સામ્યવાદની ક્રૂર મશ્કરી જેમ રશિયન સરમુખત્યારશાહીએ કરી છે એમ લોકશાહીની ક્રૂર મશ્કરી અમેરિકા કરે તો જ એ રશિયા સામેની હરીફાઈમાં ટકી શકે ને?



# એ જ પ્રેમ

અદ્રિશૃંગે ગિરિ કુહરમાં સ્નિગ્ધ ઉદ્યાન કુંજે,
પ્રાતઃકાલે તુજ ભવનના ફોરતા પુષ્પપુંજે;
નર્તન્તા આ વન વન તણાં નિર્ઝરોના કિનારે,
આકર્ષન્તી સરવર તણી લોલ ડોલન્ત પાળે;

ચૂમ્યો'તો હું, તું ય પ્રિયતમે મસ્ત થૈ ચૂમતી'તીઃ
આ લિંગ્યો'તો; ઉર ધબકતે મસ્ત થૈ ભેટતી'તી.
હૈયું મારું અગણિત સૂરે મિષ્ટ કાવ્યોર્મિગાને
ગાતું ઘેલું થઈ સકલ એ દિવ્ય આનંદ–ટાણે.

ચન્દ્રિકાનાં ધવલ કિરણે શોભતી શુભ્ર અંગી
નેત્રો કેરાં પ્રણય ઝરણે ભીંજવે સૃષ્ટિ રંગી;
આશાઓની જીવન સુદતી પ્રેયસી પ્રિય–મૂર્તિ
ઊભી રે'તી કંઈક રજની પ્રેમીની વાટ જોતી.

વેલી શી તું મધુર મિલને મુજને શી વીંટાતી!
ઓષ્ઠો કેરી મદ ભરી સુરા મત્ત થૈ પીતો પાતી.
તારાં નેત્રે કમલ વહની નેત્રને ગૂંથતો જ્યાં
હૈયું વીંધી પ્રણય શરથી; જોરથી ભેટતી ત્યાં.

નિન્દ્રા લેતું જગત સઘળું, ઊંઘતી સૃષ્ટિ જ્યારે
ચંદા સાથે હસી ચમકતા તારલા હોય ત્યારે;
પ્યારાં પ્યારાં સ્મરણ સુમનો પ્રેમનાં સર્વ નિત્ય
ખીલી ઊઠી દુઃખદ સ્વપ્ને મ્લાન થાતાં અચિંત્ય.

આ આનંદો, હૃદય ચીરતાં ક્રન્દનો, આ વિચારો
ઉત્કંઠાઓ મુજ જીવનમાં લાવતાં પ્રેમ તારોઃ
એ પ્રેમે છે સુભગ પ્રગટી જિંદગીમાં ચિરાગઃ
દંપે લાગી દુઃખદ વસમી એ જ પ્રેમે જ આગ.

**દાદાભાઈ પટેલ**

# હૃદયની કેળવણી

શિવલાલ અ. મોદી

'ઊર્મિ–નવરચના'ના વાચકોને ખૂબ જ પ્રિય થઈ પડેલા શ્રી હર્ષિદા પંડિતના માનસશાસ્ત્રના લેખોથી પશ્ચિમના એક સમર્થ કેળવણીકાર અને માનસશાસ્ત્રી શ્રી એ. એસ. નીલને વાચકો જાણે જ છે. આ લેખમાં શ્રી નીલના વિચારોને એવી સરસ રીતે સાંકળી લીધા છે કે શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને અને કેળવણીમાં રસ ધરાવનારને રોચક થઈ પડે.

શ્રી. એ. એસ. નીલ પશ્ચિમના એક સમર્થ કેળવણીકાર અને માનસશાસ્ત્રી છે. છેલ્લાં એકત્રીસ વર્ષથી તેઓ શિક્ષણના ક્ષેત્રમાં પોતાની દૃષ્ટિએ કાર્ય કરી રહ્યા છે. ઈંગ્લંડમાં તેમની 'સમરહીલ સ્કૂલ' નામની સંસ્થા બાળકોની સ્વતંત્રતા માટે જાણીતી છે. કેળવણીના ક્ષેત્રમાં તેમના પ્રયોગો અને અનુભવો તેઓ પોતાના પુસ્તકોમાં ઉતારે છે. શરૂઆતમાં 'A Dominie's log' 'A Dominie s five' જેવાં પુસ્તકોએ લોકોનું ધ્યાન ખેંચ્યું. પરંતુ 'The Problem c ild' પુસ્તકથી તેઓ વિશ્વભરમાં વિખ્યાત થયા. વિચારોની મૌલિકતા અને પોતાના વિચારો રજૂ કરવાની નિડરતાને લીધે તેમનાં પુસ્તકો રસપ્રદ બન્યાં છે. તેમનાં કેટલાંક વિધાનોથી ઈંગ્લંડ જેવા દેશમાં પણ ખળભળાટ મચ્યો હતો. 'The Problem child'નું ગુજરાતીમાં શ્રી. હરભાઈ ત્રિવેદીએ ભાષાંતર કરેલું પુસ્તક છે 'મૂંઝવતું બાળક.' 'The Problem Parent' અને 'The Problem Teacher' એ એમનાં ત્યાર પછીનાં સુંદર પુસ્તકો છે. યુદ્ધ પછી પણ તેમનાં ત્રણ પુસ્તકો બહાર પડ્યાં છે. તેમાં 'Hearts not heads in the Education' ધ્યાન ખેંચે તેવું છે. તેમાંનાં કેટલાંક વિધાનોનો પરિચય આપવાનો પ્રયત્ન નીચે કરવામાં આવ્યો છે.

**ખાલી હૈયાં**—અત્યારની શિક્ષણ સંસ્થાઓ મુખ્યત્વે માહિતીઓથી જ વિદ્યાર્થીઓના મનને ભરે છે. તેમને જે અનેક વિષયો શીખવવામાં આવે છે તેથી તેમનું માનસ અધકચરી રીતે ઘડાય છે, વિદ્યાર્થીઓને હૃદય જેવું પણ કંઈક છે, જેને લીધે બાળક જીવંત ઊર્મિઓનું કેન્દ્ર છે, જેના ઉપર બાળકના સુખી કે દુઃખી જીવનનો આધાર છે તેની કેળવણી તરફ જોઈતું લક્ષ અપાતું નથી. અત્યારની કેળવણી લઈને બહાર આવેલો યુવાન પોતાની જાતને કેળવાએલો માને છે પણ તેનું હૈયું તો બાલિશ લાગણીઓથી ભરેલું હોય છે. શ્રી. નીલ કહે છે, 'માણસ પોતાની બુદ્ધિનો વિકાસ સાધીને એક મોટો વિજ્ઞાની, ઇજનેર કે દાક્તર થાય છે પણ તેનું કૌટુમ્બિક જીવન રસહીન અને વેરાન હોય છે, તેની લાગણીઓ બાલિશ હોય છે, તેના માનસમાં અનેક ગૂંચો અને ગ્રંથિઓ બંધાએલી હોય છે.' જ્ઞાન અને ગુમાનના ભારથી લદાએલા યુવાનનું હૈયું જો ખાલી હોય, જડ હોય તો જીવનના એક મહત્ત્વના અંગને વિસારે પાડી દેવામાં આવ્યું છે. અને તે કેળવણીની નિષ્ફળતા છે. અત્યારની કેળવણી એ મનની કેળવણી છે. આ મનની કેળવણીની નિષ્ફળતા શ્રી. નીલ આ પ્રમાણે સ્પષ્ટ કરે છે, "વિજ્ઞાનની દૃષ્ટિએ સૂર્યાસ્તના સુરમ્ય રંગો એ હવામાં ઊડતી ધૂળની રજકણોનું પરિણામ છે. પરંતુ સૂર્યાસ્ત આપણા હૃદયમાં જે ઊર્મિઓ જગાડે છે, તે વિજ્ઞાનનું ગમે તેટલું જ્ઞાન પણ સમજાવી શકશે નહિ." જે કેળવણીથી જીવ, જગત અને ઈશ્વરની મહત્તા જોઈને માણસનું હૃદય સ્પંદન ન અનુભવી શકે, જે કેળવણી જીવનમાં રસ અને આનંદ ઉત્પન્ન ન કરી શકે તે કેળવણી અધૂરી છે.

**વિજ્ઞાનનો ત્રાસ**—આજનો યુગ જ વિજ્ઞાનનો ગણાય છે. આજે વિજ્ઞાને સરસુખ્યાતારી ધારણ કરી

## રશિયા વિષેની ભડક

રાજુ પંડિત

અમેરિકાના રાજકરણમાં સૌથી વધારે રસ ઘરડી ડોશીઓ લે છે. (એ એક જ ક્ષેત્ર જીવનથી પરવારી ચૂકેલી દરેક વ્યક્તિને આશરો આપે છે એ કારણે એમ બનતું હશે?) એક ઘરડી દાદીમાને પોતાનાં પૌત્ર–પૌત્રીઓ જે નિશાળમાં ભણે છે ત્યાં એમને લોકશાહીની સાચી તાલીમ મળે છે કે કેમ એ વિષે તપાસ કરવાનું મન થયું.

એક સવારે એ તો નિશાળમાં પહોંચી ગયાં ને એક પછી એક બધા વર્ગો જોવા માંડયાં. બધા વર્ગો આગળથી પસાર થતાં થતાં એ ભૂગોળના વર્ગ આગળ પહોંચ્યાં ને અંદરનું દૃશ્ય જોઈને થંભી ગયાં. દિવાલ પર દુનિયાનો એક મોટો નકશો ચોડેલો હતો. એમાં રશિયાનો વિસ્તાર બતાવતો ભાગ ઘેરા લાલ રંગે રંગેલો હતો ને અમેરિકાનો વિસ્તાર બતાવતો ભાગ કાંઈક આછા લીલા રંગે રંગેલો હતો. દાદીમાને થયું કે કુમળી વયનાં બાળકો ઉપર આવા નકશાની અસર કેવી ખરાબ થાય? એમનું ધ્યાન એ હકીકત તરફ જ દોરાય ને કે રશિયા આપણા કરતાં આવડો મોટો દેશ છે?

એમણે તુરત શિક્ષકનું ધ્યાન એ તરફ દોર્યું ને કહ્યું કે આ નકશાનો રંગ આપણાં બાળકો પર અવળી અસર કરશે.

શિક્ષકે કટાક્ષમાં કહ્યું. 'તો પછી અમેરિકાને ઘેરા લાલ રંગે રંગવાનું આપ સૂચવો છો? એમ કરીશું તો આપણે કોઈ સાથે લડવાનું જ નહીં રહે.'

દાદીમાને આ દલીલથી સંતોષ નથી. અમેરિકાનાં કુમળાં બાળકો ઉપર આવા નકશાથી થતી વિકૃત અસર દૂર કરવા માટે એમણે અદાલતમાં કેસ માંડયો છે.

અદાલત શું ન્યાય આપશે? જ્યાં રશિયા છે ત્યાં હાઇડ્રોજન બોંબે પાડેલાં ગાબડાંને પરિણામે આખો પ્રદેશ દરિયા સાથે મળી ગયો છે એવું નકશામાં બતાવવાનો હુકમ આપશે?

એવો હુકમ આપે તો નવાઈ પામવા જેવું શું છે? સામ્યવાદની ક્રૂર મશ્કરી જેમ રશિયન સરમુખત્યાર-શાહીએ કરી છે એમ લોકશાહીની ક્રૂર મશ્કરી અમેરિકા કરે તો જ એ રશિયા સામેની હરીફાઈમાં ટકી શકે ને!



## એ જ પ્રેમ

અદ્રિશૃંગે ગિરિ કુહરમાં સ્નિગ્ધ ઉદ્યાન કુંજે,
પ્રાતઃકાલે મુજ ભવનના ફોરતા પુષ્પપુંજે;
નર્તન્તા આ વન વન તણાં નિર્ઝરોના કિનારે,
આકર્ષન્તી સરવર તણી લોલ ડોલન્ત પાળે;

ચૂમ્યો'તો હું, તું ય પ્રિયતમે મત્ત થૈ ચૂમતી'તી:
આ લિંગ્યો'તો; ઉર ધબક તે મસ્ત થૈ ભેટતી'તી.
હૈયું મારું અગણિત સૂરે મિષ્ટ કાવ્યોર્મિઓને
ગાતું ઘેલું થઈ સકલ એ દિવ્ય આનંદ-ટાણે.

ચન્દ્રિકાનાં ધવલ કિરણે શોભતી શુભ્ર અંગી
નેત્રો કેરાં પ્રણય ઝરણે ભીંજવે સૃષ્ટિ રંગી;
આશાઓની જીવન મુદતી પ્રેયસી પ્રિય-મૂર્તિ
ઊભી રે'તી કંઈક રજની પ્રેમીની વાટ જોતી.

વેલી શી તું મધુર મિલને મુજને શી વીંટાતી!
ઓષ્ઠો કેરી મદ ભરી સુરા મત્ત થૈ પીતો પાતી.
તારાં નેત્રે કમલ વદની નેત્રને ગૂંથતો જ્યાં
હૈયું વીંધી પ્રણય શરથી; જોરથી ભેટતી ત્યાં.

નિન્દ્રા લેતું જગત સઘળું, ઊંઘતી સૃષ્ટિ જ્યારે
ચંદા સાથે હસી ચમકતા તારલા હોય ત્યારે;
પ્યારાં પ્યારાં સ્મરણ સુમનો પ્રેમનાં સર્વ નિત્ય
ખીલી ઊઠી દુઃખદ સ્વપને મ્લાન થાતાં અચિંત્ય.

આ આનંદો, હૃદય ચીરતાં ક્રન્દનો, આ વિચારો
ઉત્કંઠાઓ મુજ જીવનમાં લાવતાં પ્રેમ તારો:
એ પ્રેમે છે સુભગ પ્રગટી જિંદગીમાં ચિરાગ:
હૈયે લાગી દુઃખદ વસમી એ જ પ્રેમે જ આગ..

ડાહ્યાભાઈ પટેલ

# હૃદયની કેળવણી

શિવલાલ અ. મોદી

'ઊર્મિ—નવરચના'ના વાચકોને ખૂબ જ પ્રિય થઈ પડેલા શ્રી હર્ષિદા પંડિતના માનસશાસ્ત્રના લેખોથી પશ્ચિમના એક સમર્થ કેળવણીકાર અને માનસશાસ્ત્રી શ્રી એ. એસ. નીલને વાચકો જાણે જ છે. આ લેખમાં શ્રી નીલના વિચારોને એવી સરસ રીતે સાંકળી લીધા છે કે શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને અને કેળવણીમાં રસ ધરાવનારને રોચક થઈ પડે.

શ્રી. એ. એસ. નીલ પશ્ચિમના એક સમર્થ કેળવણીકાર અને માનસશાસ્ત્રી છે. છેલ્લાં એકત્રીસ વર્ષથી તેઓ શિક્ષણના ક્ષેત્રમાં પોતાની દૃષ્ટિએ કાર્ય કરી રહ્યા છે. ઈંગ્લંડમાં તેમની 'સમરહીલ સ્કૂલ' નામની સંસ્થા બાળકોની સ્વતંત્રતા માટે જાણીતી છે. કેળવણીના ક્ષેત્રમાં તેમના પ્રયોગો અને અનુભવો તેઓ પોતાના પુસ્તકોમાં ઉતારે છે. શરૂઆતમાં 'A Dominie's log' 'A Dominie s five' જેવાં પુસ્તકોએ લોકોનું ધ્યાન ખેંચ્યું. પરંતુ 'The Problem c ild' પુસ્તકથી તેઓ વિશ્વભરમાં વિખ્યાત થયા. વિચારોની મૌલિકતા અને પોતાના વિચારો રજૂ કરવાની નિડરતાને લીધે તેમનાં પુસ્તકો રસપ્રદ બન્યાં છે. તેમનાં કેટલાંક વિધાનોથી ઈંગ્લંડ જેવા દેશમાં પણ ખળભળાટ મચ્યો હતો. 'The Problem child'નું ગુજરાતીમાં શ્રી. હરભાઈ ત્રિવેદીએ ભાષાંતર કરેલું પુસ્તક છે 'મૂંઝવતું બાળક.' 'The Problem Parent' અને 'The Problem Teacher' એ એમનાં ત્યાર પછીનાં સુંદર પુસ્તકો છે. યુદ્ધ પછી પણ તેમનાં ત્રણ પુસ્તકો બહાર પડ્યાં છે. તેમાં 'Hearts not heads in the Education' ધ્યાન ખેંચે તેવું છે. તેમાંનાં કેટલાંક વિધાનોનો પરિચય આપવાનો પ્રયત્ન નીચે કરવામાં આવ્યો છે.

**ખાલી હૈયાં**—અત્યારની શિક્ષણ સંસ્થાઓ મુખ્યત્વે માહિતીઓથી જ વિદ્યાર્થીઓના મનને ભરે છે. તેમને જે અનેક વિષયો શીખવવામાં આવે છે તેથી તેમનું માનસ અધકચરી રીતે ઘડાય છે, વિદ્યાર્થીઓને હૃદય જેવું પણ કંઈક છે, જેને લીધે બાળક જીવંત ઊર્મિઓનું કેન્દ્ર છે, જેના ઉપર બાળકના સુખી કે દુઃખી જીવનનો આધાર છે તેની કેળવણી તરફ જોઈતું લક્ષ અપાતું નથી. અત્યારની કેળવણી લઈને બહાર આવેલો યુવાન પોતાની જાતને કેળવાએલો માને છે પણ તેનું હૈયું તો બાલિશ લાગણીઓથી ભરેલું હોય છે. શ્રી. નીલ કહે છે, 'માણસ પોતાની બુદ્ધિનો વિકાસ સાધીને એક મોટો વિજ્ઞાની, ઇજનેર કે દાક્તર થાય છે પણ તેનું કૌટુમ્બિક જીવન રસહીન અને વેરાન હોય છે, તેની લાગણીઓ બાલિશ હોય છે, તેના માનસમાં અનેક ગૂંચો અને ગ્રંથિઓ બંધાએલી હોય છે.' જ્ઞાન અને ગુમાનના ભારથી લદાએલા યુવાનનું હૈયું જો ખાલી હોય, જડ હોય તો જીવનના એક મહત્ત્વના અંગને વિસારે પાડી દેવામાં આવ્યું છે. અને તે કેળવણીની નિષ્ફળતા છે. અત્યારની કેળવણી એ મનની કેળવણી છે. આ મનની કેળવણીની નિષ્ફળતા શ્રી. નીલ આ પ્રમાણે સ્પષ્ટ કરે છે, "વિજ્ઞાનની દૃષ્ટિએ સૂર્યાસ્તના સુરમ્ય રંગો એ હવામાં ઊડતી ધૂળની રજકણોનું પરિણામ છે. પરંતુ સૂર્યાસ્ત આપણા હૃદયમાં જે ઊર્મિઓ જગાડે છે, તે વિજ્ઞાનનું ગમે તેટલું જ્ઞાન પણ સમજાવી શકશે નહિ." જે કેળવણીથી જીવ, જગત અને ઈશ્વરની મહત્તા જોઈને માણસનું હૃદય સ્પંદન ન અનુભવી શકે, જે કેળવણી જીવનમાં રસ અને આનંદ ઉત્પન્ન ન કરી શકે તે કેળવણી અધૂરી છે.

**વિજ્ઞાનનો ત્રાસ**—આજનો યુગ જ વિજ્ઞાનનો ગણાય છે. આજે વિજ્ઞાને સરસુખ્યાતારી ધારણ કરી





છે અણુ બોમ્બ અને હાઈડ્રોજન બોમ્બની શોધ દુનિયા કયે માર્ગે જાય છે તે દર્શાવે છે આજે સંહારકુશળ પ્રજા દુનિયામાં અગ્રસ્થાન ભોગવે છે આજની સંસ્કૃતિ વિનાશકતાની ટોચ તરફ જઈ રહી છે તેનું કારણ પ્રેમ અને જીવનવિરોધી કેળવણી છે શ્રી નીલ કહે છે, 'વિજ્ઞાને માનવીના હાથમાં એક જબરદસ્ત શસ્ત્ર મૂક્યું છે, પણ જગત હજુ તે શસ્ત્રનો ઉપયોગ કરવા માટે જોઈતી લાયકાત મેળવી શક્યું નથી માનવીનું હૃદય હજુ પ્રાથમિક દશામાં છે' વિજ્ઞાનની નિષ્ફળતા દર્શાવતા વધુમાં શ્રી નીલ લખે છે, 'વિજ્ઞાન આટલું આગળ વધ્યું છે છતાં તે વિકૃતિવિહિન મનુષ્યો, આનંદી અને સુખી બાળકો કે સંતુષ્ટ લગ્નો આપી શક્યું નથી વળી તે જાતીય વિકૃતિ અને ધિક્કૃત મૂડીવાદને નાબુદ કરી શકશે નહિ' વળી શ્રી નીલ કહે છે, 'શાળાઓમાં વિજ્ઞાનની સાથે સાથે સમાજશાસ્ત્ર, માનવશાસ્ત્ર, આત્માનું સ્વાતંત્ર્ય, તેમજ નવો ચીલો પાડવાની સ્વતંત્રતા આટલું તો હોવું જોઈએ'

મનુષ્યના મનના વિકાસ સાથે હૃદયનો વિકાસ થએલો ન હોવાથી અત્યારની વિજ્ઞાનની સમૃદ્ધિ માનવભક્ષી બની છે મનુષ્ય તેની માનવતા અને ચારિત્ર્ય ગુમાવી બેઠો છે શ્રી ધૂમકેતુએ લખ્યું છે તેમ "જ્ઞાનના સમુદ્રમાં કોઈવાર ચારિત્ર્યનું મીઠું ઝરણું સુકાઈ જાય છે" શ્રી નીલ ભાર દઈને કહે છે "જ્યાં સુધી મનુષ્યનો આત્મા સ્વતંત્ર થયો નથી ત્યાં સુધી દુનિયાની બધી સામગ્રીઓ નકામી છે" શાન્તિનો માર્ગ ચીંધતા શ્રી નીલ લખે છે, "જગતની શાંતિ ગણિત અને રસાયણશાસ્ત્ર ઉપર નથી, પરંતુ માનવીના ઊર્મિ જીવન પ્રત્યેના નૂતન વલણ ઉપર, માનવીના હૈયા કે જેને શોધવા પ્રકાશિત દીપકની આજે જરૂર છે તેના ઉપર—જગતની સુખ શાન્તિનો આધાર છે" અને તેથી શ્રી નીલ ઉમેરે છે 'જ્યારે સમતુલ માનવીના હાથમાં વિજ્ઞાન ઉપરનો કાબૂ આવશે ત્યારે જ વિજ્ઞાન ભયંકર થતું અટકશે'

માનવી તારું હૈયું'—પરંતુ માનવીનું હૈયું ઉકેલવું ઘણું અઘરું છે વિકૃત લાગણીઓના મોજા માનવીની જીવન નાવને ખરાબે ચઢાવી દે છે માનવીનું હૈયું ગૂઢ અને અતુલ હોય છે આપણા એક સાહિત્યકારે પણ ગાયું છે—

> શેને અંકાય મૂલ, માનવી!
> તારા હૈયા તો ઊંડા અઘોર!

વળી પ્રભુના બધા સર્જનોમાં હૃદય સર્જવા માટે પ્રભુ જાણે ઠપકાને પાત્ર હોય તેમ સાહિત્યકાર પોતાના પાત્ર દ્વારા ગાય છે—

> "ભલા રચ્યા રે ઊંડા આભના,
> દન દનના જુદા ચાંદ,
> ફરતો મેલ્યો રે ગગન દીવડો
> મારી ધરતીના લેઉ રે ગુમાન
>
> સર્જ્યું એમાંય ભલ્લું માનવી
> તારી કળાની કલગી સમાન,'
> (પણ) 'શીદ રે મેલ્યું 'લ્યા ઝરમર કાળજું
> ભૂલ્યો ભૂલ્યો ભલા ભગવાન "

આ 'ઝરમર કાળજું' માનવીના સુખદુઃખનું સર્જક છે કેળવણીકારોએ અને સમાજશાસ્ત્રીઓએ મનુષ્યની ઊર્મિઓનો અને માનસનો અભ્યાસ કરવો જોઈએ

**કેળવણીની પુનર્ઘટના**—કેળવણીના સાચા લક્ષ્ય તરફ ધ્યાન દોરતા શ્રી નીલ લખે છે, "જ્યાં સુધી પદવીધારી શિક્ષિત જનોને બદલે સમતુલ માનવી સુખી, સહૃદયી બદ્ધમન અને વિકૃતિ રહિત માનવી પેદા કરવા તરફ આપણી કેળવણીની યોજનાઓનું લક્ષ નહિ દોરાય, ત્યાં સુધી કેળવણી હૃદયની નહિ પણ મનની જ રહેશે" કેળવણી વિષેનો પોતાનો ખ્યાલ સમજાવતા શ્રી નીલ લખે છે "જેમ સ્થૂળ જીવન ઉપર સારી રીતે જીવવું તે આરોગ્ય છે, તેમ, મારે મન, માનસિક જીવન ઉપર સારી રીતે જીવવું તે કેળવણી છે"



આમ-માનસિક આરોગ્ય તરફ લક્ષ રાખી કેળવણીની પુનર્ઘટના કરવાની શ્રી. નીલ હિમાયત કરે છે. પશ્ચિમના માનસશાસ્ત્રીઓ અહીં ભીંત ભૂલે છે. તેઓ માનસિક આરોગ્યવાળા માનવીઓનો અભ્યાસ કરવાને બદલે માનસિક રોગો અને વિકૃતિવાળા માનવીઓનો અભ્યાસ કરે છે. વિખ્યાત ફ્રેન્ચ માનસશાસ્ત્રી પ્રો. માર્કોએ પશ્ચિમના માનસશાસ્ત્રીઓનું આ બાબત પ્રત્યે ધ્યાન દોરતાં જણાવ્યું છે: " તમે બધા વિકૃત માનવીઓનો અભ્યાસ કરો છો. તેમાંથી તમને મનુષ્યનું સાચું મૂલ્ય સમજાશે નહિ. તેનું સાચું મૂલ્ય સમજવા શ્રીકૃષ્ણમૂર્તિ જેવી અસાધારણ Supernormal વ્યક્તિઓના માનસનો અભ્યાસ કરો." શ્રી. નીલ પણ કહે છે, " જ્યારે દાકતરો મનુષ્યના રોગોને બદલે તેના આરોગ્યનો અભ્યાસ કરશે ત્યારે મનુષ્યની તંદુરસ્તીને મોટો ફાયદો થશે."

**બાળકને મુક્ત કરો**—હૃદયની સાચી ખીલવણી માટે જડ બંધનોમાંથી બાળકને મુક્ત કરવાની શ્રી. નીલ હિમાયત કરે છે. તેમના કથન પ્રમાણે પાપ અને નર્કના બિહામણા ખ્યાલોથી પ્રેમાળ પ્રભુને નિર્દય સેતાન જેવો ચીતરીને, સ્વાર્થી, લોભી, લોલુપ્ત અને ઢોંગી ધર્મગુરુઓ મનુષ્યોને ધ્રૂજાવે છે. શ્રી. નીલ કહે છે, " ધર્મસંસ્થાઓની જેમ શિક્ષણ સંસ્થાઓનો હેતુ પણ બાળકમાં રહેલી માનુષી સહજતા, વિનોદવૃત્તિ અને બાળકના વિકાસને સહાયક પ્રવૃત્તિને નાબુદ કરવાનો લાગે છે." વિજ્ઞાનના યુગમાં વિજ્ઞાનને નામે ઘણાય અધકચરા ખ્યાલો સમાજમાં ઘૂસી ગયા છે કે જે નવા બદ્ધમતો અને વહેમો ઊભા કરે છે. તેથી જ શ્રી. નીલ લખે છે, " વિજ્ઞાન એક મહાન સરમુખ્યતાર થએલ છે, કારણ કે આપણે એટલા બધા અવૈજ્ઞાનિક થઈ ગયા છીએ કે આપણે તાબે થવા સિવાય બીજું કંઈજ કરતા નથી." બાળકના હિત માટે તેને જૂના કે નવા બદ્ધમતોમાંથી મુક્ત રાખવું જોઈએ.

**આત્માનું સ્વાતંત્ર્ય**—અત્યારે તો ઘરમાં, નિશાળમાં અને સમાજમાં બાળકના આંતરિક સ્વાતંત્ર્યને, તેની સહજ વૃત્તિઓને છૂંદતું વાતાવરણ છે. શ્રી. નીલ આપણને ચેતવે છે, " બહારની કોઈપણ સત્તા કરતાં આંતરિક સ્વતંત્રતા જ બાળકના જીવનને સુવ્યવસ્થિત કરે છે—નીતિના કે બીજા કોઈ પણ શબ્દો કે ભાષણોથી ન દબાય એટલું બધું પ્રબળ જીવન હોય છે. —માટે સાચા બાહ્ય સ્વાતંત્ર્ય પહેલા આંતરિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થવું જોઈએ "

ગુનેગારના માનસને સમજાવતાં શ્રી. નીલ લખે છે, " આપણામાં એક ઊંડી ઘેટાવૃત્તિ રહેલી છે. જેને લીધે આપણે એમ ઇચ્છીએ છીએ કે સમાજ આપણને અને આપણા કાર્યને સ્વીકારે, તે વિષે સારો અભિપ્રાય બાંધે. પરંતુ ગુનેગાર એ એક એવી વ્યક્તિ છે જેને સમાજના અભિપ્રાયની પરવા નથી." આવા માણસની અંદરનું જીવન એટલું પ્રબળ બને છે કે શિખામણના શબ્દોની કે શિક્ષાના ભયની તે દરકાર કરતો નથી. તે અસામાજિક બને છે કારણ કે તેનું આંતરિક જીવન ઝરણું બાળક આચાર વિચારની ભેખડોને ફોડીને બહાર આવે છે. સમાજ અને તેના ધુરંધરો ભૂલી જાય છે કે આંતરિક સ્વાતંત્ર્યનો અભાવ જ સમાજવિરોધી વર્તન માટે જવાબદાર છે.

**સ્વતંત્ર શાળાનો શિક્ષક**—શ્રી. નીલ લખે છે: "સ્વતંત્ર શાળામાં કડક શિક્ષક ચાલી શકે નહિ. તેનું હૃદય બાળક જેવું નિર્દોષ હોવું જોઈએ. તેને પોતાના સ્થાન કે સત્તાનું ઘમંડ હોવું ન જોઈએ. આ બધાં કરતાં પણ વધારે, શબ્દો અને જીવનની તેનામાં સચ્ચાઈ જોઈએ. બાળક આગળ તેણે કદી જૂઠું બોલવું ન જોઈએ, કશું છુપાવવું પણ ન જોઈએ. પોતાની ઉંમરનો કે પોતાના અનુભવનો દાવો કદી આગળ કરવો ન જોઈએ. જ્યાં સુધી પરસ્પર આધીનતા ન સ્વીકારાય ત્યાં સુધી બાળક પાસેથી આધીનતાની આશા રાખવી ન જોઈએ."





તેઓ ઉમેરે છે, "પ્રગતિશીલ શિક્ષકે મનુષ્ય થવું એ સૌથી વધારે અગત્યનું છે. તેણે પોતાની જાતને સંત માની લેવો ન જોઈએ અને પોતાની જાત માટે કશો ભ્રમ પણ સેવવો ન જોઈએ.

સહશિક્ષણ-જીવનભરનું—શ્રી. નીલ લખે છે: "ફક્ત શાળાઓમાં જ નહિ પણ જીવન પર્યંત મનુષ્યને સહશિક્ષણ લેવાનું હોય છે-કારણ કે સ્ત્રી અને પુરુષને સાથે સાથે જ જીવવાનું હોય છે" રશિયામાંથી સહશિક્ષણ કાઢી નાખવામાં આવ્યું છે. એક કેળવણીકાર તરીકે શ્રી. નીલે તેનો વિરોધ કર્યો છે.

સ્ત્રી પુરુષ સંબંધ ઉપર તેમના વિચારો નીચે મુજબ છે:—

"માણસને જીવનભર સ્ત્રી સાથે કામ પડે છે. પરંતુ સામાજિક નીતિનાં ધોરણો, રૂઢિઓ અને બદ્ધમતો બે જાતિઓને અળગા રાખે છે. પરિણામે સ્ત્રી અને પુરુષ વચ્ચે જીવનને જરૂરી એવો પરિચય સધાતો નથી. તેઓ એક બીજાથી એટલા અજાણ હોય છે કે, ઘણા દાખલાઓમાં, પુરુષનો સ્ત્રી વિષેનો અભ્યાસ લગ્ન પછી જ શરૂ થાય છે, જે ઘણો મોડો પડે છે. પરિણામે સ્ત્રી અને પુરુષ વચ્ચેના તેમના અજ્ઞાનનું બન્નેને ભાન રહે છે અને તેમની વચ્ચે અભાનપૂર્વકનું વૈમનસ્ય પોષાય છે."

અત્યારે સમાજમાં સ્ત્રી પુરુષ સંબંધની જે સ્થિતિ પ્રવર્તે છે તેનું કારણ શ્રી. નીલે ઉપર મુજબ સમજાવ્યું છે. જાતીય સંબંધ વિષેના તેમના વિચારો ચોંકાવનારા છે. તેની ચર્ચાને અહીં અવકાશ નથી. પરંતુ અભ્યાસીઓને એમના વિચારો જાણવા જેવા છે.

આમ માનવીના હૈયાને કેન્દ્રમાં રાખીને શ્રી. નીલે પોતાના વિચારો જુસ્સાપૂર્વક રજૂ કર્યા છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે માનવીના જીવનમાં મન કરતાં પણ હૃદય મહત્ત્વનો ભાગ ભજવે છે. ઊર્મિઓના વિકાસ અને કેળવણી પ્રત્યે જે દુર્લક્ષ થઈ રહ્યું છે તેનાં પરિણામો વિઘાતક છે. વિજ્ઞાનની શોધોએ બાલિશ લાગણીઓ ધરાવતા, માનવતાવિહિન અને જીવનવિરોધી તત્ત્વોના હાથમાં ભયંકર શસ્ત્રો મૂક્યાં છે. ઊર્મિઓની કેળવણી માટે ઊર્મિઓનો ઊંડો અભ્યાસ આવશ્યક છે એટલું જ નહિ પણ હૈયાની હૂંફવાળા, સ્વસ્થ, સમતુલ, વિકૃતિઓ અને ગ્રંથિઓથી મુક્ત એવા શિક્ષકો બાળકોના હૃદયને પોષી શકશે. સમાજનાં નીતિ, ધોરણો, રૂઢિઓ, વહેમોથી જ નહિ પણ વિજ્ઞાનના નવા વહેમોથી પણ બાળકને મુક્ત રાખવું જોઈએ. સ્ત્રી-પુરુષના મુક્ત, સહજ અને તંદુરસ્ત સંબંધોની ખીલવણીદ્વારા તેમના ભાવિ કૌટુમ્બિક જીવનના સુદૃઢ પાયા નાખી શકાશે. બાળકના મનની સિદ્ધિઓ કરતાં હૃદયનું અને મનનું સ્વાસ્થ્ય વધારે અગત્યનું છે.



## કામણ

ના જે બોધ ઠરી શકે હૃદયમાં સત્શાસ્ત્ર અભ્યાસથી;
સ્નેહી સંત મહંત જે પંથ શકે દોરી ન વાત્સલ્યથી,
તે પંથે ઉરલક્ષ્મી ઉર રીઝવી દોરી શકે સ્વલ્પમાં

વિજયશંકર ઠાકર

# ગુજરાતનું સંગીત, નૃત્ય અને કલા

ડૉ. ડી. જી. વ્યાસ

સંગીત, નૃત્ય અને કલા એ તો ભારતીય સંસ્કૃતિનો અમોલો વારસો છે. બીજા પ્રાંતોની જેમ ગુજરાત પણ એ વારસાથી હમેશાં શોભતું આવ્યું છે. અમદાવાદ રેડિયો મથકનું વધુ શક્તિશાળી ટ્રાન્સમીટર કામ કરતું થયું ત્યારે મુંબઈ સરકારના માહિતી ખાતા તરફથી એ વખતે ખાસ તૈયાર કરાયેલો આ મહત્ત્વનો લેખ અહીં પ્રગટ છે.

કેટલાક પ્રાચીન સાહિત્યગ્રન્થોમાં ગુજરાતનો ખાસ ઉલ્લેખ કરતાં પોતાની વિશિષ્ટ કલા સંગીત અને સાંસ્કારિક પરંપરા માટે સુપ્રસિદ્ધ એવા પ્રદેશોમાં તેની ગણના કરવામાં આવી છે. ભિન્ન ભિન્ન યુગો દરમ્યાન વિવિધ નામે ઓળખાયેલા ગુજરાતે, તેના ઇતિહાસના જેટલા કાળ વિષે માહિતી ઉપલબ્ધ છે તે, આખા સમય દરમ્યાન પોતાતી વિશિષ્ટતા જાળવી રાખી છે. ગુજરાતના લોકોનું જીવન કવિતા, લય, રાગ અને રંગથી ભરપૂર છે. દેશના દૂર દૂરના ખૂણામાં વસતા ગુજરાતીજનોને પણ સંગીત અને નૃત્ય પોતાની લાગણીના કુદરતી આવિર્ભાવ સમા લાગે છે. ખેડૂતો, મજૂરો અને ખારવાઓ કામ કરતાં કરતાં કુદરતી રીતે જ ગાતા જાય છે અને પોતાના આરામના વખતે પણ તેઓ ગાય છે. ખરેખર ગુજરાતના લોકોના હલનચલન અને વાણીને પણ લય, કાવ્ય અને રાગનો પાસ લાગ્યો છે.

પ્રજાનો સંગીત અને નૃત્યનો વારસો સમૃદ્ધ, વૈવિધ્યપૂર્ણ અને વિશાળ છે. દિવસના ભિન્ન ભિન્ન સમયે, વર્ષની ભિન્ન મોસમોમાં શુભપ્રસંગે તેમ જ ધાર્મિક પ્રસંગે ગાવા માટે વિવિધ ગીતો તેમની પાસે છે, વિશેષ કરીને સ્ત્રીઓને સંગીતની લ્હાણુ મળેલી જણાય છે અને ગાવાની અદમ્ય વૃત્તિ પણ તેમનામાં જોવામાં આવે છે: સહેજ બહાનું મળતાં તેઓ ગાવા લાગે છે. ઘરકામ કરતાં, કે બાળકોને હિંચોળતાં, કે નદીથી અથવા કૂવેથી પાણી ભરતાં તેઓ ગાય છે. જેમને સામૂહિક રીતે "લોકસંગીત" કહી શકાય, તેવાં આ પ્રજાનાં કંઠસ્થ અને વાદ્ય સંગીતનાં સ્વરૂપોમાં તાલ, લય અને રાગની જે સુનિશ્ચિત સંઘટનાઓ રહેલી છે તે વિષે સંશોધન કરીને તેમની બરોબર તારવણી કરવી જરૂરી છે. કચ્છ, સૌરાષ્ટ્ર અને તળ ગુજરાતની પરંપરાનાં મૂળ તો એક જ છે પણ લોકોનાં સંગીત તેમ જ નૃત્યનાં સ્વરૂપોમાં આ પ્રત્યેક પ્રદેશની કેટલીક વિશિષ્ટતાઓ છે. "દોહા" અને "સોરઠા" જેવી સાદી રચનાથી માંડીને આ પ્રદેશોનાં સ્ત્રીપુરુષોનાં ગીતો સુધીની બધી જ રચનાઓમાં જે મનોહર સ્વરવિધાન અને તાલવિધાન જોવામાં આવે છે તેનું વિશેષ પૃથક્કરણ કરતાં શાસ્ત્રીય સંગીતની સ્વરરચના અને તાલરચના સાથેનું તેમનું સામ્ય સુસ્પષ્ટ થાય છે.

ગુજરાતની ગાવાની વૃત્તિ રોકવી અશક્ય હોવાથી એક પ્રદેશ લેખે ગુજરાત જમાનાઓ થયાં ગાતું રહ્યું છે, એટલું જ નહિ પણ છેલ્લા પાંચ શતક દરમ્યાન ગુજરાતે શાસ્ત્રીય સંગીતના શાસ્ત્રમાં તેમ જ શ્રવ્ય સંગીતનાં ક્ષેત્રમાં થતા વિકાસમાં ગણનીય ભાગ ભજવ્યો છે. સંગીતનાં મૂળ તત્ત્વો તેમ જ સંગીતના સિદ્ધાન્તો ને ગ્રન્થોની રચનામાં ગુજરાતે પણ પોતાનો ફાળો આપ્યો છે. આ પ્રકારના લેખકોમાં, "રાસકૌમુદી"ના કર્તા શ્રીકાન્ત અને ત્યારબાદ "સંગીત આદિત્ય"ના કર્તા પંડિત આદિતરામજીનો ઉલ્લેખ કરવો જોઈએ. વર્તમાન સમયમાં સંગીતનું વિવરણ કરવાની પ્રવૃત્તિમાં પણ ગુજરાતનું નામ ફરીથી આગળ તરી આવે છે. આવા પ્રકારના લેખકોમાં સ્વ. પંડિત ભાતખંડેના સહકાર્યકર સ્વ. વાડીલાલ શિવરામનું નામ સુપ્રસિદ્ધ છે. ભાવનગરના દરબારી સંગીતકાર સ્વ. વાડીલાલ શિવરામનો "સંગીત કલાધર"





સંગીતના વિવરણમાં તેમણે આપેલા ફાળાનો નિર્દેશક છે.

સંગીતની રચના અને સંગીતની અભિવ્યક્તિના ક્ષેત્રમાં પણ ગુજરાતે છેક ૧૬ મી સદીથી સક્રિય ભાગ લીધો છે. એટલું જ નહિ પણ પોતાનો આગવો ફાળો પણ આપ્યો છે. સંગીતસ્વામી તેમ જ સંગીતપ્રણેતાઓમાંનો એક બૈજુ જન્મે ગુજરાતી હતો અને ગુજરાતનું રત્ન હતો. કિંવદન્તી અનુસાર તાનસેન પણ ગુજરાત સાથે સંકળાયલો છે. તાનસેને પણ ગુજરાતનો ઉલ્લેખ કરતાં ગુજરાતને સંગીતના પ્રદેશ તરીકે ગણાવ્યો છે. જ્યારે ૧૬ મી સદીમાં અને ત્યારબાદ ઉત્તર હિન્દમાં સંગીતની પ્રવૃત્તિ પૂર બહારમાં હતી ત્યારે રાજદરબાર અને દેવમન્દિરો સંગીતનાં મુખ્ય ધામ બન્યાં હતાં. બૈજુનું નામ ગ્વાલિયરના રાજા માનસિંહ તોરમાની ઘરાણા સાથે બીજા "નાયકો"ની સાથોસાથ, તેમ જ મોગલ દરબારના અને ગુજરાતના સુલતાનના જાણીતા રાજગવૈયાઓનાં નામોની સાથે સંકળાયેલું છે. મોગલ દરબારે ગુજરાતના માત્ર ચિત્રકારો જ નહિ પણ કેટલાક સુપ્રસિદ્ધ ગાયકોને પણ આકર્ષ્યાં હતા. છેક ગઈ કાલ સુધી વડોદરા, ભાવનગર, જામનગર અને ધરમપુરનાં રાજ્યો, દેશી રાજ્યોના "ગુણીજનો" માંના સર્વોત્તમ સંગીતકારો માટે જાણીતા હતા.

સંગીતને પ્રોત્સાહન આપનારું મુખ્ય બળ રાજદરબાર હતું તેમ છતાં વૈષ્ણવ સંપ્રદાય, જેનું મુખ્ય કેન્દ્ર મોગલ દરબારથી બહુ દૂર નહિ એવા વ્રજ જિલ્લામાં હતું, તે સંપ્રદાયે પણ સંગીતની પ્રગતિમાં, ખાસ કરીને ગીતરચના અને ગાયનના ક્ષેત્રમાં ગણનાપાત્ર ફાળો આપ્યો હતો. કારણ કે એ સંપ્રદાયમાં સંગીત વિનાના વિશુદ્ધ સ્વરૂપોને ભકિતના સાધન તરીકે અને પૂજાના એક આવશ્યક ઘટક તરીકે ગણીને તેમની ઉપર ખાસ ઝોક દેવામાં આવ્યો હતો. જુદા જુદા વૈષ્ણવ સંપ્રદાયોના સંગીતનિયોજકો, જેમનામાં કૃષ્ણદાસ, રામદાસ, વિષ્ણુદાસ, વગેરે કેટલાક ગુજરાતીઓ પણ હતા, તેમણે ભક્તિમય સંગીતનો મહામૂલો વારસો આપ્યો છે. વૈષ્ણવ સંપ્રદાયે ગુજરાત ઉપર પ્રબળ વર્ચસ જમાવ્યું હતું; જેથી ગુજરાતનાં જ વિશિષ્ટ એવાં સંગીત, નૃત્ય અને નાટ્યનાં સ્વરૂપો ઉપર વૈષ્ણવ શૈલી અને કલ્પનાઓની (મોટિફની) ખાસ અસર પડી હતી. રચયિતા–સંગીતકારો "વ્રજ" માં સંખ્યાબંધ ગીતો રચ્યે જતા હતા ત્યારે એવી જ પ્રવૃત્તિ ગુજરાતમાં પણ શરૂ થઈ હતી. ભક્તિ સંગીતને ગુજરાતે પોતાની કળાનો સુસ્પષ્ટ પાસ આપ્યો હતો. અને એવાં ભક્તિગીતોના અસાધારણ રચયિતાઓ અને ગાયકો તરીકે નરસિંહ મહેતા, પ્રેમાનન્દ, દયારામ અને બીજા કેટલાક કવિઓ પ્રસિદ્ધિમાં આવતા ગયા. પૂજ્યભાવ સહિત એ પણ યાદ રાખવું ઘટે કે નરસિંહ મહેતાનું ગીત "વૈષ્ણવ જન તો .." ને મહાત્મા ગાંધીએ વિશ્વપ્રેમ અને વિશ્વશાન્તિના પ્રાર્થનાગીત તરીકે અપનાવ્યું હતું. નરસિંહ મહેતા અને બીજા ભક્ત કવિઓનાં ગીતોમાંના કાવ્યતત્વની સારી કદર થઈ છે. પણ તેમાં રહેલા સંગીતની ઓળખ ગીતો અને કદર હજી બાકી છે. લોકસંગીતમાં ભક્તોનાં અને શાસ્ત્રીયસંગીત બન્ને છે. પોતાનો સંગીત–વારસો જેટલો અનોખો તેટલો જ વૈવિધ્યપૂર્ણ હોવાનો યશ ગુજરાતને ફાળે જતો જણાય છે. બીજા પ્રદેશોનાં માફક ગુજરાતમાં પણ સંગીત સાથે નૃત્ય હમેશાં તેમ જ અવિયોજ્ય રીતે જોડાયેલું છે. લોકો પરાપૂર્વથી ગાતા, ખેલતા અને નાચતા આવ્યા છે. ગુજરાતના નૃત્યનો પ્રકાર મહદ્ અંશે "લાસ્ય" નો અને રચના "સામૂહિક" છે. લાસ્યની ઉત્પત્તિ વિષેની પૌરાણિક કથા બાજુએ રાખીએ તોયે "સંગીતરત્નાકર' માંના વિધાન ઉપરથી તો કોઈને પણ ચોખ્ખું દેખાઈ આવશે કે આ પ્રદેશની સ્ત્રીઓમાં "લાસ્ય" પ્રકારનું નૃત્ય છેક ૧૨ મી સદીમાં પણ ખૂબ લોકપ્રિય હતું. ગુજરાતનાં સ્ત્રીઓનાં તેમ જ પુરુષોનાં પણ સમૂહનૃત્યોના અનેક

વિવિધ પ્રકારો છે. એ નૃત્યો તેમના મનોહર ઢાળો, વિશિષ્ટ તાલો અને લયબધ્ધ હલનચલન માટે પ્રસિદ્ધ છે. નૃત્યના મુખ્ય અંગરૂપ ઢાળો અને તાલો વડે એક વિશિષ્ટ સંગીત બન્યું છે. જેને ગુજરાતની પ્રજાએ આજ સુધી જાળવી રાખ્યું છે. ગરબા એ સ્ત્રીઓના નૃત્યપ્રકારોમાંનો એક સૌથી વિશેષ લોકપ્રિય અને સૌથી વિશેષ સૌન્દર્યયુક્ત પ્રકાર છે અને ખાસ ગુજરાતના જ નૃત્ય તરીકે તે દેશભરમાં જાણીતા છે ગરબાનું સૌન્દર્ય જોમ અને માધુર્ય તેની વિશિષ્ટ સ્વરરચના, તેનાં એકસાથે થતાં હલનચલન, તેના ગીતના શબ્દો, તેના ખાસ તાલો અને લયબધ્ધ આવર્તનમાં સમાયલા છે. ગરબી અને રાસ પણ આવા જ બીજા પ્રકારો પણ આ પ્રદેશમાં એટલા જ લોકપ્રિય છે. નાટ્યકળા અને રંગમંચની પરંપરા માટે ગુજરાત જાણીતું છે. ભૂતકાળમાં જે નાટ્યકળા પ્રચારમાં હતી તેના અવશેષ રૂપે "ભવાઈ" હજુ યે જોવા મળે છે. રંગભૂમિ શબ્દથી જે સ્વરૂપને આપણે ઓળખીએ છીએ તેની શરૂઆત આજથી સો વર્ષ પહેલાં થઈ હતી. વર્તમાન યુગની ગુજરાતી રંગભૂમિનો પાયો નાખવાનો યશ પારસી કોમને ફાળે જાય છે. સમય જતાં બીજી કોમો પણ આ ક્ષેત્રમાં ઊંડો રસ દાખવતી થઈ. ગુજરાત અને મહારાષ્ટ્રની રંગભૂમિ એક જ સાંકળે અને એક જ ભાવનાથી બંધાએલ હતી, એ વસ્તુની નોંધ લેતાં ઘણો હર્ષ ઉપજે છે. ઓગણીસમી સદીના ઉતરાર્ધમાં ગુજરાતી રંગભૂમિ અને નાટ્યકળાએ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરવા માંડ્યું, અને જે લોકોની ભાષા ગુજરાતી ન હતી એવા કલાકારોને પણ તેણે આકર્ષ્યાં. તેમાંના કેટલાકો તો ગુજરાતી રંગભૂમિ ઉપર જાણીતા કલાકાર તરીકે પંકાઈ પણ ગયા. ગુજરાતી રંગભૂમિએ ગુજરાતને નાટકો આપ્યાં એટલું જ નહિ, પરન્તુ મુંબઈને પ્રવૃત્તિકેન્દ્ર રાખીને ઊર્દુ અને હિંદી રંગભૂમિનો પાયો નાખ્યો અને આખરી રેખાંકનો આપ્યાં. મોટા ભાગના ગુજરાતી કલાકારો ધરાવતી નાટકમંડળીઓ પોતાની સીનસીનેરીઓ સાથે લઈને ઉત્તર હિંદમાં જતી અને ઊર્દુ નાટકો ભજવતી. ગુજરાતી રંગભૂમિને ચોપડે જાણીતા નાટ્યલેખકો, અદાકારો અને મ્યુઝીક ડાયરેકટરોનાં નામોની લાંબી કતાર સુવર્ણાક્ષરે કોતરાયેલી નજરે પડે છે, જેમાં ડાબરાજી. ત્રિલોકેકર, વાઘજી આશારામ, ડાહ્યાભાઈ ધોળશાજી, નથુરામ સુંદરજી, ખટાઉ, બાલીવાલા, દયાશંકર, અમૃતકેશવ નાયક, બાપુલાલ, ઓઝા, કોટક, અને મોહન લાલાજીનાં નામો વિસારી શકાય એમ નથી. જાણીતા નાટ્ય લેખક મૂળશંકર મૂલાણી અને સ્ત્રીપાત્રમાં અજોડ એવા જયશંકર–સુંદરી–અને જેનાં નાટકોની હારમાળાએ ડૂબી જતી ગુજરાતી રંગભૂમિનું શિર પાણીની સપાટી ઉપર ટકાવી રાખ્યું છે એ પ્રભુલાલ દ્વિવેદી હજીએ જીવંત છે.

એક બાજુ રાજાઓના દરબારોમાં જ્યારે જાણીતા સંગીતકારો અને દેવમંદિરોમાં કીર્તનકારો સંગીત રેલાવી રહ્યા હતા અને ખેડૂતો પોતાનાં ઝૂંપડામાં ભજનો લલકારતા હતા, ત્યારે બીજી બાજુ ગુજરાતી રંગભૂમિએ તેના આરંભકાળથી જ પોતાનું વિશિષ્ટ સ્વરૂપ ખીલવવા માંડ્યું હતું અને લોકોના કંઠમાં રમતું થયું હતું. રંગભૂમિના ચઢતા પહોરે નાનાં નાનાં શહેરો અને કયારેક નાનાં ગામડાંઓમાં પણ તેની અસર પહોંચી હતી અને ત્યાં નાટ્યપ્રવૃતિ ફાલવા લાગી હતી.

સંગીત, નૃત્ય, કવિતા, કલા અને સાહિત્યનો સમૃદ્ધ વારસો ગુજરાત પાસે છે. નવીન પરિસ્થિતિને અનુલક્ષીને તેની પુનઃ આલોચના કરવાની છે અને નવીન સામાજિક સંઘટનાને અનુરૂપ તેને બનાવવાનો છે, જેથી તેનો વિકાસ તેની વિશિષ્ટ દિશાઓમાં ફરીથી ચાલુ થાય. આજના જમાનામાં રેડીઓ, એ, શિક્ષણ, કલા અને સંસ્કારનું સમર્થ વાહન બન્યો છે. હવે અમદાવાદમાં ૫૦ કિલોવોટનું શક્તિશાળી ટ્રાન્સમિટર ચાલુ થતાં પોતાના સાંસ્કારિક વારસાના જ્ઞાન માટે અને પોતાની કલા અને સંગીત પરંપરાઓના પુનરુજ્જીવન માટે રેડીઓને ઉપયોગી બનાવવો, એ કામ ગુજરાતે કરવાનું છે.

★

# ગૂમડાં અને પાઠું

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

ઉનાળો જતા જતા પણ એનું અસ્તીત્વ જાણે તાજું રાખતો હોય તેમ દરેકને એનું પ્રતિનિધિત્વ સોંપતો જાય છે: ગૂમડાં, અળાઇઓ અને પાઠાં વગેરે બધું શી રીતે થાય છે એ ખૂબ સરળ ભાષામાં આ લેખમાં 'ઊર્મિ નવરચના'ના પ્રિય ડોકટર-લેખક અહીં રજૂ કરે છે.

ઉનાળાના તાપથી બે ત્રાસ અનુભવાય છે, એક તો પરસેવાના રેલા અને બીજું અળાઈઓના ચટકા, તણખા અને ચૂંટ. આમાં કમીના હોય એમ વળી વરસાદના થોડા છાંટા થયા ના થયા કે તાપોડિયાંની પીડા ઊભી થાય છે. તાપોડિયાંના કારણરૂપ કેરીનો આહાર માનવામાં આવે છે પણ તે ખોટું છે. એ થઈ આવવાનાં કારણો તો ભીનાશવાળી ગરમ હવા અને લોહીનો બગાડ છે.

ઉનાળાની ગરમીની જ્ઞાનતંત્રી ઉપરની ઉપશામક અસરોને લીધે સુસ્તી અશક્તિ અને ભૂખનાશનાં ચિહ્નો ઊભાં થાય છે. શરીરના વ્યય અને વિષ દ્રવ્યો ઉચ્છ્વાસ પસીનો અને પેશાબ વાટે શરીર બહાર નીકળી જાય છે. શ્વાસવાટે હવામાં લેવાયેલો પ્રાણવાયુ ફેફસાંના વાયુપુટોમાં જાય છે, ત્યાં લોહીનાં રાતા કણો સાથે મળી શરીરમાં સર્વત્ર પ્રસરે છે, જ્યારે વ્યયદ્રવ્યોમાંનો કારબોનિક એસિડ ઉચ્છ્વાસ વાટે બહાર નીકળી જાય છે. સામાન્ય રીતે પુખ્ત વયનો માણસ ચોવીસ કલાકમાં આઠ ઔંસ કારબોન ઉચ્છ્વાસમાં કાઢે છે. ઉનાળાના દિવસોમાં ગરમીને લીધે હવા પાતળી બને છે આથી હવામાં પ્રાણવાયુનું પ્રમાણ ઓછું હોય છે. વળી આ દિવસોમાં સુસ્તીને લીધે ઓછું હલનચલન થવાથી ઓછી હવા શ્વાસમાં જતાં થોડો પ્રાણવાયુ ફેફસાંમાં જાય છે અને ઉચ્છ્વાસ વાટે કારબોનનું પ્રમાણ પણ ઓછું બહાર આવે છે. વળી વધારે ગરમીને લીધે પુષ્કળ પરસેવો થવાથી પેશાબનું પ્રમાણ ઘટે છે. આમ બધાં વ્યય દ્રવ્યો ઓગળી જઈ પેશાબ વાટે બહાર નીકળી જાય એટલા પુરતા પ્રમાણમાં શરીરમાં પાણી પણ હોતું નથી. ફેફસાં અને પેશાબ વાટે વ્યય દ્રવ્યો પુરતા પ્રમાણમાં બહાર ના નીકળી જવાથી એને નાશ કરવાનું કામ કલેજા ઉપર આવી પડે છે. આ દશામાં પૌષ્ટિક ખોરાક અને ઓછું પાણી પીવાના કારણે કલેજા ઉપરનો ભાર વધે છે. એમાં ભરાવો થઈ આવે છે એની કામગીરીમાં ખટકો આવી પડે છે. આ બોજો આંતરડાં ઉપાડતાં ઝાડા થઈ આવે છે. બાકી રહેલાં વ્યય ને વિષ દ્રવ્યોને લીધે લોહીમાં બગાડો થાય છે. લોહીનાં રાતાં કણોની સંખ્યા ઘટે છે ચામડી પીળી કે ફીકી બને છે. આ દશામાં તાપોડિયાં અને ચામડી બરોળ કે કલેજાના રોગ થઈ આવવાનો સંભવ ઊભો થાય છે.

ચામડીના અંદરના પડમાં આવેલાં સ્વેદગ્રંથિ, મેદસ્વીગ્રંથિ અને વાળનાં મૂળ. જ્યાં જીવાણુઓ અડ્ડા નાખવાથી ગૂમડાં અને પાઠું થઈ આવે છે.



(૧) વાળ. (૨) ચામડીનું બહારનું પડ (૩) ચામડીનું અંદરનું પડ (૪) સ્વેદગ્રંથિનું છિદ્ર (૫) મેદસ્વીગ્રંથિ (૬) વાળનું મૂળ (૭) વાળને અક્કડ રાખતો સ્નાયુ (૮) વાળની દાંડી (૯) પેશીઓ.



ગૂમડાં અને પાઠું થવાનું કારણ સ્ટેફીલોકોકસ નામના રોગ જીવાણુઓનું આપણા શરીર ઉપર આક્રમણ છે. જીવાણુઓ (Bacteria) સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવો છે. નરી આંખે તો દેખાતાં નથી પણ સૂક્ષ્મદર્શકયંત્ર વતી નજરે પડે છે. પૃથ્વી પર સર્વત્ર એમનો વાસ છે. પાણીનું કોઈ બિંદુ, ધૂળની કોઈ રજકણ, જંતુઓના પગ અરે, આપણા શરીરનો કોઈ પણ ભાગ એમના વાસ વિનાનો નથી. એક ચમચાપૂર પાણી માટી કે દૂધમાં એમની સંખ્યા લાખ્ખોની હોય છે. એમની ઘણી જાતો છે. આમાંની થોડીક આપણા માટે ઉપકારક છે તો થોડીક આપણામાં ચેપી રોગો ઉપજાવે છે. આ છે રોગોત્પાદક જીવાણુઓ.

આપણા દેહના અંદરનાં અંગોને રક્ષવા કાજે શરીર ઉપર ચામડીનું આવરણ છે. એનાં બે પડ છે. ઉપરનું પડ અને અંદરનું પડ. અંદરનું પડ $\frac{1}{4}$ થી $\frac{1}{7}$ ઇંચ જાડું હોય છે. અહીં લોહીની નળીઓ, જ્ઞાનતંતુઓ, વાળનાં મૂળ, મેદસ્વી ગ્રંથિઓ, સ્વેદ ગ્રંથિઓ ને વાળના સ્નાયુઓ આવેલાં છે.

ચામડીની ફાટ કે તડમાંથી સ્ટેફીલોકોકસ નામના રોગોત્પાદક જીવાણુઓ અંદર પ્રવેશે છે, પેશી કે ગ્રંથિમાં ધામા નાખે છે, સંખ્યામાં વધે છે. આ બને છે એમનું સ્થાન. જીવાણુઓનો નાશ કરવા કાજે લોહીનાં ધોળાં કણો ત્યાં ધસી આવે છે. ત્યાંની લોહીની નળીઓ પહોળી થાય છે. એમાં વધારે આવતા લોહીમાંથી ટપકેલું રક્તજલ એમના સ્થાનની આસપાસ કિલ્લેબંધી ઊભી કરે છે. એની અંદર ધોળાં કણો ને જીવાણુઓ વચ્ચે યુદ્ધ જમી પડે છે. ધોળાં કણો વિજયી નીવડે છે. બંને પક્ષે ઘણાંનો ઘાણ નીકળી જાય છે. મરેલાં ધોળાં કણો, પેશીઓના કોષો, મરેલાં જીવાણુઓ ને રક્તજલ આ બધો બગાડો મળી પરૂ બને છે. પછી પરૂવાળો ભાગ ચામડીની સપાટી સુધી ઉપસી આવે છે. આ બને છે ગૂમડું.

આ જ રોગોત્પાદક જીવાણુઓ જ્યારે મેદસ્વી ગ્રંથિ કે સ્વેદગ્રંથિ કે વાળના મૂળમાં અડ્ડો જમાવે છે ત્યારે એમનું સ્થાન મોટું બને છે. આ બને છે પાઠું. પાઠું અને ગૂમડાંમાં એટલો ફેર છે કે ગૂમડાં કરતાં પાઠામાં બહુ છિદ્રો રહે છે. આપણામાં માન્યતા છે કે આંખેથી ના દેખાય એવા શરીરના ભાગો ઉપર થતું ગૂમડું એ પાઠું. પણ આ ખોટું છે. એ શરીરના કોઈ પણ ભાગ ઉપર થઈ આવે છે. મોટા ભાગે તો એ ડાયાબીટિસ અને ગુરદાના રોગવાળા શરીરમાં થઈ આવે છે અને આથી જ એની ગંભીરતા લેખાય છે. જો કે સલ્ફા ઔષધિઓ અને પેનિસિલિનની શોધ પછી આ ગંભીરતાનું પ્રમાણ ઘટયું છે. એમાં 'બીઆ'નું પ્રમાણ મોટું હોવાથી શસ્ત્રક્રિયાનો આશરો લીધા વિના રૂઝ નથી આવતી.

ઉપલા હોઠ અને નાકના ટેરવા ને નસકોરાંમાં થઈ આવેલી ફોલ્લી કે ગૂમડું ઘણું ભયપ્રદ છે. એનું શીરાઓમાં ભળેલું 'ઝેર' મગજમાં જવાથી મેનિનજાઈટીસ અને મૃત્યુ આવી પડે છે. માટે આ ભાગની ફોલ્લીનો ઘરગથ્થુ ઉપચાર ના કરતાં દાકતરી સારવાર લેવી હિતાવહ છે.

ગૂમડું અને પાઠું શરૂઆતમાં ખૂબ વેદના અને બેચેની ઉપજાવે છે. પરૂ થયા પછી તે મંદ પડે છે. તાવ, ભૂખનાશ અને શરીરમાં સાર્વત્રિક માંદગીનાં ચિહ્નો વરતાય છે. ગૂમડાં અને પાઠાંનો ઉપચાર તો ચાકુનો છેદ છે પણ જો એ પાક્યા વિના ચીરો મૂકવામાં આવે તો ખૂબ લોહી નીકળે છે. ચીરાએલી જગ્યામાં પણ જીવાણુઓનું ઝેર ભળે છે, જેથી આસપાસની જગ્યાને સોજો આવે છે અને આજુબાજુમાં બીજાં ગૂમડાં થઈ આવવાની વકી રહે છે. ગૂમડું પાકે ત્યાં સુધીમાં તો શરીરનાં રક્ષણાત્મક બળોએ ઘણું કામ કરી લીધેલું હોય છે. ચેપના સ્થાનની આજુબાજુ જાણે કે વાડ જેવું થઈ જાય છે. આમ થવાથી જીવાણુઓ અને એમનું ઝેર લોહીમાં ભળતું અટકે છે. આ અરસામાં લોહીમાં રોગ જીવાણુઓનો અને એમના ઝેરનો સામનો કરવા માટે પ્રતિકણો પણ પેદા થઈ ચૂકેલાં હોય છે.

ગૂમડાંના ઘરગથ્થુ ઉપચારમાં પ્રથમ જુલાબ લઈ લેવો જોઈએ. એક બે દિવસના ઉપવાસ કે ફળાહાર ને શાકાહાર ઉપર નભવાથી ઘણો ફાયદો રહે છે. સ્થાનિક ઉપચારમાં માટીની લોપરી, પોટીસ, રેઝીનની

રેહાના તૈયબજી

કાકાસાહેબ, સને ૧૮ માં અમે મસુરીમાં એક યુવાનને મળ્યાં જેની મારા મન પર એક ઊંડી છાપ રહી ગઈ છે. 'ભાઈ, પુરુષને આવું રૂપ ન શોભે! સ્ત્રી લાગે છે!' અને ભલા ભગવાન, શું ચીડાયેલો એ ચહેરો!

આ પંડિત જવાહરલાલ નેહરુ હતા. એ વખતે નેહરુ કુટુંબ પણ લાંબા વખતને માટે મસુરીમાં રહ્યું હતું. અને પંડિત જવાહરલાલ તાજા જ વિલાયતથી આવેલા હતા.

કેટલાંય વરસો વીતી ગયાં. ગયા કોંગ્રેસ પછી બાબાજાન ક્યાંકથી વડોદરા આવ્યા. (અલ્હાબાદથી? યાદ નથી) ખૂબ ખુશીમાં! બોલ્યા: 'હે અલ્લા, હું માની જ નહોતો શકતો! મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જવાહરલાલ આવા નીકળશે. એવા નરમ ઘેંશ જેવા લાગતા હતા! પણ જુઓ એમણે શું કર્યું છે. બધું છોડીને દેશના કામમાં મચી પડ્યા છે. અને એવા બહાદુર છે! એવા જવાંમર્દ છે!...હું તો એમને જોઈ ને ચીજી જ ગયો!'

કેટલાં બધાં વરસો વીતી ગયાં કાકાસાહેબ! સન '૩૮ કે '૩૯ (તારીખો અને સાલ મને ક્યારેય યાદ નથી રહેતી!) માં પંડિત જવાહરલાલ રાષ્ટ્રપતિ તરીકે વડોદરા આવ્યા. બાબાજાન તો '૩૬ માં જ સીધાવી ચૂકેલા. ઘરમાં એકલી અમ્માજાન હતી, ખૂબ બિમાર, અને હું. અમારા નસીબે પંડિતજીનો ઉતારો અમારે ત્યાં રાખવામાં આવેલો. ઓહ! વડોદરામાં કેવો શોર, કેવી ખુશીની ધામધુમ, શું રોનક અને શું ઉત્સાહ હતો! બોલી બોલીને બિચારા પંડિતજીનું ગળું સાવ બેસી ગયું હતું. દોડધામથી સાવ નંખાઈ ગયા હતા. તો પણ અમારી સાથે બેસીને થોડી પણ વાતચીત કરવાનો એમણે વખત કાઢ્યો જ, અને અમ્માજાન પર એવી તો છાપ પડી ગઈ કે ત્યારથી એ તેમને હમેશાં એક માતાના વાત્સલ્ય પ્રેમથી યાદ કરતી હતી.

રાતે વાળુ કરીને પાછું પંડિતજીને દોડવું પડ્યું. કોઈ સભા હશે. એમના અને અમ્માજાનના ખંડ વચ્ચે ફક્ત એક દિવાલ હતી. માંદગીને લીધે અમ્માજાનની ઊંઘ એટલી બધી ઓછી થઈ ગઈ હતી કે થોડો અવાજ થાય તો પણ એ જાગી જતી હતી. 'પંડિતજી ક્યારે આવશે બિચારા! ક્યારે સૂશે!' એવી રાહ જોતી જોતી એ ઊંઘી ગઈ. સવારે ખબર પડી કે પંડિતજી બાર–સાડાબારે આવી પણ ગયેલા! જોડા ઉતારીને દાદરો ચઢ્યા. ખંડની બત્તી ન કરી—બાથરૂમની બત્તીથી ચલાવી લીધું. બિલ્લી પગે અને તેટલા ધામેથી સૂવાની તૈયારી કરી—કદાચ મારી બિમાર માતા જાગી જાય તો!

આજે પણ યાદ કરું છું તો આંખો ભીની થઈ જાય છે.

[ 'મુનિયે કાકાસાહબ'—પુસ્તકમાંથી અનુવાદિત ]

★

પટ્ટી એન્ટીફ્લોજેસ્ટીનનો લેપ વગેરે પ્રચલિત છે પણ સારામાં સારો ઉપચાર તો ગરમ પાણીનો શેક છે. ચાર પાંચ વખત ગડ વાળેલા કપડાની પટ્ટીને ગરમ પાણીમાં પલાળી ગૂમડા ઉપર મૂકવાની છે. આ ડ્રેસીંગ દર ચાર કલાકે બદલવું જોઈએ. ગૂમડું ફાટ્યા બાદ ગરમને બદલે ઠંડા પાણીનો પટ્ટો રૂઝ આણી દે છે. એટલું ધ્યાન રાખવા જેવું છે કે આમાં વપરાતા પાણીને પોટાશ પરમેન્ગેનેટ કે બોરીક નાખીને વિશુદ્ધ બનાવવું જોઈએ. લિનીમેન્ટ, આયોડીન, સ્પીરીટકેમ્ફર, સલ્ફેનીમાઈડ પાવડર, ટેરામાયસીન મલમ વગેરે લગાડવાથી ફોલ્લીઓ ને ગૂમડાં બેસી જાય છે.

લોહીમાં પ્રતિકણો પેદા થવામાં મદદરૂપ થવા માટે સ્ટેનોક્સીલ અને યીસ્ટ ગોળીઓ વાપરવી જોઈએ. ગૂમડાં અને ફોલ્લીઓની નાબુદી માટે ખાવાની દવારૂપે સલ્ફા ઔષધિઓ, પેનિસીલિન અને ટેરામાયસીન ઉત્તમ નીવડ્યાં છે.

★

કવિ 'દર્દ' વાસ્તવમાં દર્દ છે! શાયરીમાં પોતાના નામને એણે સાર્થક કર્યું છે. એનું પૂરું નામ તો છે ખ્વાજા મીર. કવિતા તો એને વારસામાં મળેલી. એના પિતા ખ્વાજા મુહમ્મદ નાસિર "અન્દ લીબ" પણ એક અચ્છા શાયર હતા.

દર્દ કલાનો ઊંડો અભ્યાસી હતો. સંગીતકલાના ધુરંધર જાણકારો ગવૈયાઓ દર્દને આંગણે આવી એની કૃતિઓ સંભળાવતા ને સુધરાવતા. દર મહિનાની બીજી ને ચોવીસમી તારીખે દર્દને આંગણે દરબાર-એ-શાયર ભરાતો. અચ્છા અચ્છા ગવૈયાઓથી માંડીને શાહઆલમ જેવા બાદશાહો ત્યાં આવવા આકર્ષાતા. અને એ મહેફિલનો એક શિરસ્તો હતો કે બાદશાહ હોય કે એક અદનો માનવી છતાં બંનેનો માન-મરતબો એક સરખો જ જાળવવો. આમ શિષ્ટાચાર અને સ્વભાવનું પવિત્ર દર્શન કવિના જીવનમાંથી ઝળકી ઊઠે છે.

દર્દની કવિતા વિશે મહાકવિ મીરે પોતાના ફારસી તજકરામાં આ પ્રમાણે લખ્યું છે કે, "દર્દની કવિતા ગૂઢ રહસ્યને સરલ અને સ્પષ્ટ રૂપથી વ્યક્ત કરે છે. એની લીપિ કાગળ પર એવી તો સુંદર લાગે છે કે, જાણે સવારને પહોર પ્રિયાની વિખરાયેલી અલકલટો! એની કલ્પનાશક્તિ સંપૂર્ણપણે વિકસિત છે અને ભાવનાના ગુલઝારમાં મંજુલ રવે-ધીમે પગે ધુમતી ફરતી લાગે છે. એના વિચારોના ફૂલોને ચુંટનારની છાબડી તો સહજવારમાં ભરાઈ જાય છે. તેઓ રેખતાના મહાકવિ છે. કલા-કુશળ મૃદુ-ભાષી, મહમાનવાઝ, અને સાચા સ્નેહી છે."

આવા દર્દીલા શાયરના ચંદ શેર જોઈએ: કવિ પ્રથમ તો સાચા દિલની ઓળખ આપે છે!

> ક્યા ફર્ક દાગો ગુલમેં અગર ગુલમેં બૂ ન હો,
> કિસ કામ કા યહ દિલ હૈ-કિ જિસ દિલમેં તુ ન હો.

[દાઝ અને ફૂલમાં શું ફર્ક? જો ફૂલમાં ખુશ્બુ ન હો! એમ જો દિલમાં 'તુ' નથી તો એ દિલ શા ખપનું?]

> શાયરી તો ઊર્દુમાં જ રંગ જમાવે. એ વિધાન પૂરવાર કરતા અહીં જે મસ્ત શાયરનો અને એની વાનગી આપતી થોડી શાયરીનો પરિચય આપેલ છે એથી સાબીત થાય છે. ગુજરાતી ભાષા આમ બીજી ભાષા સાથેના સંસર્ગથી વધુ સમૃધ્ધ પણ બને છે.

દિલમાં વહેતું દર્દનું શરાબ કદિ શબ્દની પ્યાલીમાં રેડી શકાતું નથી. કવિ કહે છે તેમ-

> દર્દ અપને હાલસે, તુઝે આગાહ ક્યા કરે;
> જો સાંસ ભી ન લે સકે; વહ આહ ક્યા કરે!

[એ દર્દ! દિલના હાલથી તને શું વાકિફ કરું? જો શ્વાસ સુદ્ધાં ન લઈ શકે, ત્યાં આહ પણ કેમ કરી શકે!]

જગત પર શું હાલત લઈને આવ્યા ને ગયા ત્યારે પણ શું લઈ ગયા એનો ઓરતો કવિ-હૃદયને થાય છે કે,

> તુહમતેં ચન્દ અપને જિમ્મે ધર ચલે,
> કિસલિયે આયેથે ઔર ક્યા કર ચલે?

[અમે તો પોતાના પર કેટલાક તહોમત વહોરી લઈને ચાલ્યા. અહીંના અમારા આગમનનું કારણ શું હતું અને અમે કરી શું બેઠા?]

દિલમાં દર્દનો દવ લાગ્યો હોય ત્યાં ફૂલડાંનો શો ખપ?

> ક્યા હમેં કામ ઇન ગુલાસે, અય સબા!
> એકદમ આયે થે ઈધર, ઉધર ચલે!

[હે પ્રાતઃકાળના સમીરણ! અમારે તે આ પુષ્પોનો શો ખપ? અમે તો એક ક્ષણ પૂરતા જ અહીં આવ્યા છીએ, ને આવ્યા તેવા પાછા જવાના છીએ!]

રંગ-મહેફિલમાં કવિએ પગ તો મૂક્યો હતો પણ, કેવી હાલતે, તે તો જુઓ!





શમઅ કે માનિન્દ હમ ઇસ બજમ મેં,
ચશ્મેનમ આયે થે, દામન્તર ચલે !

[અમે આ રંગ-મહેફિલમાં મીણબત્તીની પેઠે ભીની આંખે આવ્યા હતા અને ભીનો પાલવ—આંખો લૂછીને ભીનો થયેલો પાલવ (વસ્ત્ર)—લઈને અહીંથી જઈએ છીએ.]

હમે જહાંમેં આયે થે તનહા વલે—
સાથ અપને અબ ઉસે લેકર ચલે !

[અમે જગત પર આવ્યા હતા એકલા પણ ગયા ત્યારે એને સાથે લઈને !]

કવિની અશ્રુની જીવન-વાર્તા જાલિમ જમાનાએ કદી સાંભળી નથી એનો ખેદ કરતાં કહે છે:—

દુશ્વાર હોતી જાલિમ, તુઝકો ભી નીંદ આની,
લેકિન સુની ન તુને કુછ ભી મેરી કહાની

[અરે જાલિમ ! જો તેં કદી મારી જીવનવાર્તાને થોડીક જરા જેટલી પણ સાંભળી હોત તો ઊંઘ પણ ઊડી જાત. પણ હાય, તેં તો મારી કથા જરા પણ સાંભળી નહીં ]

ઘણીવેળા દિલ એવાને પનારે પડી જાય છે કે, કહી શકાતું નથી, તેમ સહી શકાતું નથી. એ પ્રતિ કવિ સંકેત કરે છે :–

કિસીસે ક્યા બયાં કિજે બસ અપને હાલ અબસીકા;
દિલ ઉસે હાથ દે બેઠે, જિસે જાના ના પહચાના.

[અમારી આ દશાને કોની પાસે જઈ વર્ણવીએ ! અમે એવાના હાથમાં તો દિલ દઈ બેઠા કે, જેની અમને કોઈ ઓળખાણપિછાણ નથી.]

છતાંય કવિ વીતેલા વીતકો ભૂલી જવાનું દિલને મનાવી રહ્યો છે.

ભૂલ જા, ખુશ રહ, અબસ વે સાબકે મત યાદ કર
દર્દ યહ મજકૂર ક્યા હૈ, આશના થા યા ન થા

[હે દર્દ ! ભૂતકાળની એ બધી ઘટનાઓને વ્યર્થ યાદ કરવાથી શો ફાયદો ! તું એ ભૂલી જા ને ખુશ રહે. એમ માનજે કે, એ મિત્ર હતો, ન હતો.]

જગતના અનેકવિધ વમળો વચ્ચે વમળાયેલું જીવન હવે જગતને એકાદ વેરાન ખૂણે જઈ દિલનો ભાર હળવો કરવા તલપે છે :–

મુદ્દત તલક જહાનમેં હંસતે ફિરા કિયે;
જી મેં હૈ ખૂબ બૈઠ કર રોઇએ કહીં.

[જગતમાં દીર્ઘકાળ સુધી અમે હરતાં-ફરતાં રહ્યા. હવે તો મનમાં એમ થાય છે કે, હે દિલ ! ક્યાંક બેસીને પેટ ભરીને રડી લઈએ !]

કવિને ગયેલા જમાનાની યાદ આવે છે ને એ પૂછી બેસે છે કે,

પીરી ચલી ઔર ગઇ જવાની અપની,
એ દર્દ ! કહાં હૈ, જિંદગાની અપની !

[જવાની ગઈ, અને વૃદ્ધાવસ્થા પણ વીતી ત્યારે હે દર્દ ! આટલા નાનકડા ફલકમાં આપણી ખરી જિંદગી ક્યાં ?]

કવિ જિંદગીને સાદ પડે છે એ સામે ફરિયાદ કરે છે:

રોંદે હૈ નકશેપા કી તરહ ખલ્ક યાં મુઝે
એ ઉમ્રેરફ્તા ! છોડ ગઇ તૂ કહાં મુઝે !

[આ જગત મને પાછળ પડી ગયેલા પગલાંની પેઠે ખૂંદી નાખે છે. ઓ મારી વીતેલી જિંદગી ! તું મને ક્યાં છોડીને ચાલી ગઈ ?]

આમ જવાની, વૃદ્ધાવસ્થા છો વીતતી જાય, પણ દિલ છે ત્યાં સુધી દુનિયાની બેતાજ બાદશાહી છે. આમ કવિ હૃદયનું ગૌરવ અનુભવતો કહે છે :

મુઝે યહ ડર હૈ દિલજિંદા ! તૂ ન મર જાયે,
કિ જિન્દગાની ઇબારત હૈ તેરે જિને સે.

[હે મારા જીવતા-હૃદય ! મને ભય છે કે તું મરી ન જાય ! તારી હસ્તિથી તો મારી જિંદગી હરીભરી-સમૃદ્ધ લાગે છે ]

★




**ધૂપસળી :**

[ લે. ઇશ્વિર પેટલીકર, ભારતી સાહિત્ય સંઘ લિ૦, ગાંધીરોડ, અમદાવાદ ૧, કિંમત રૂપિયા સાડાચાર ]

શ્રી. જયંતિ દલાલે બંધ કરેલ 'રેખા' માસિક ભારતી સાહિત્ય સંઘે દોઢ વરસ સુધી ચાલુ રાખ્યું ત્યારે તેના તંત્રી બનેલા શ્રી. ઇશ્વિર પેટલીકરે તેના પ્રત્યેક અંકમાં કોઈ સેવાભાવી જાણીતી જાહેર વ્યકિતની મુલાકાતનો લેખ આપવાનો પ્રશસ્ય શિરસ્તો રાખ્યો હતો. એ રીતે 'રેખા'ના અઢાર અંકમાં પ્રગટ થઈ ચૂકેલી એવી અઢાર મુલાકાતોને આ પુસ્તકરૂપે સ્થાયી સ્વરૂપ આપવામાં આવ્યું છે. શ્રી. પેટલીકરે જેમની મુલાકાત લઈ આ લેખો લખ્યા છે તે વ્યક્તિઓ છે દાદાસાહેબ માવળંકર, રવિશંકર મહારાજ, મુનિ સંતબાલ, ડૉ. કૂક, નાનાભાઈ ભટ્ટ, પંડિત સાતવળેકર, કિશોરલાલ મશરૂવાળા, જુગતરામ દવે, ઠક્કર બાપા, ભાઈલાલભાઈ પટેલ, કેદારનાથજી, સાને ગુરુજી, ઢેબરભાઈ, પંડિત સુખલાલજી, કાકા કાલેલકર, મુનિ જીનવિજયજી, ઈન્દુલાલ યાજ્ઞિક અને સ્વામી આનંદ. જુદા જુદા ક્ષેત્રની કેવી સંમાન્ય વ્યક્તિઓની કર્તાની મુલાકાતોના હેવાલ આ પુસ્તકમાં મળે છે તેનો આ પરથી ખ્યાલ આવશે.

પણ પુસ્તક ઉપર ગણાવેલ વ્યક્તિવિશેષોની પત્રકારી મુલાકાતના હેવાલ ઉપરાંત કંઈક વધુ છે. મુલાકાતો તેના હેવાલ પ્રગટ કરવા માટે કર્તાએ લીધેલી હોઈ તે પ્રસંગે તેમણે તે તે વ્યકિતઓને પૂછેલા પ્રશ્નો અને તેના તેમને મળેલા ઉત્તર જ એમાં મુખ્ય જગ્યા રાકે એ સ્વાભાવિક છે. આ પ્રશ્નોત્તરીઓ એ બતાવે છે કે શ્રી. પેટલીકરને વાચકોને ખ્યાલમાં રાખીને જિજ્ઞાસુભાવે પ્રશ્નો પૂછતાં ફાવ્યું છે તેટલું જ અને ક્યારેક તેના કરતાં વિશેષ એનો હેવાલ રજૂ કરતાં આવડ્યું છે. પ્રશ્નોમાં કેટલાક તે તે વ્યકિતઓના પૂર્વજીવનને તથા ચાલુ પ્રવૃત્તિને લગતા હોવાથી એ વ્યકિતવિશેષોનો જીવનપરિચય પણ પુસ્તકમાં મળી રહે છે. ઠક્કર બાપા, સંતબાલજી, સુખલાલજી અને મુનિ જિનવિજયજીના પૂર્વજીવનનો પરિચય કર્તાએ પોતે જ સીધો આપ્યો છે. નાનાભાઈ અને જુગતરામવાળા લેખોમાં એમની કાર્યભૂમિ બનેલ આંબલાની શિક્ષણસંસ્થા અને વેડછી આશ્રમનો પણ પરિચય કર્તાએ તેની પોતા પર પડેલી છાપ સાથે રજૂ કર્યો છે. કર્તાએ સૌને ઘટતી અંજલિ પણ સારી ભાષામાં આપી છે. ક્યારેક કાકાસાહેબની અનિયમિતતા અને ઈન્દુલાલ યાજ્ઞિકના શકિત–વેડફાટ જેવી બાબતોનોય મીઠી ભાષામાં તે ઉલ્લેખ કરે છે. પણ તે તે વ્યકિતઓના જીવનપરિચય અને વ્યકિતત્વ દર્શન કરતાં પુસ્તકમાં વિશેષ લાભ તો મળે છે તેમના કાર્ય અને વિશાળ સ્વરૂપમાં દેશહિતને લગતા કેળવણી, સમાજસુધારણા, રાજકારણ, લોકસેવા ઈત્યાદિ વિષયો પરના તેમના વિચારોમાં મળતા તેમની દૃષ્ટિના પરિચયનો વિધવિધ વિષયો પરના સુવિચારોનું જે મિષ્ટ ज्ञानामृतं भोजनं. આથી આ પુસ્તકમાં પીરસાયું છે તે તાત્વિક ભૂમિકામાં એનાથી ચડિયાતી સુંદર જ્ઞાનગોષ્ઠિ પીરસનાર 'તીર્થસલિલ' (દિલીપકુમાર રૉય)ના વર્ગમાં એને બેસાડે એવું છે. અઢાર ગુજરાતપરિચિત વ્યકિતવિશેષોની જીવનસુગંધ અને વિચારસુગંધ ફેલાવતા આ પુસ્તકનું 'ધૂપસળી' નામ આથી ખરેખર સાર્થ બન્યું છે. એથી જ એમાંનાં લખાણો તત્ત્વતઃ પત્રકારી સ્વરૂપનાં હોવા છતાં સ્થાયી મૂલ્યવત્તાવાળાં બન્યાં છે, અને આપણા રેખાચિત્ર–સાહિત્યમાં આદરપાત્ર ઉમેરો કરે છે.

**મૂકં કરોતિ :**

[ લે. જયંતિ દલાલ, મુખ્ય વિક્રેતા, રવાણી પ્રકાશન ગૃહ, રીલીફરોડ, અમદાવાદ, અઢી રૂપિયા ]





શ્રી. જયંતિ દલાલનો આ ચોથો વાર્તાસંગ્રહ છે. એમાં રજૂ થતી સોળ કૃતિઓ વસ્તુ અને લખાવટનું સારું એવું વૈવિધ્ય દેખાડે છે. નકલી વિષ્ણુની વહારે પોતાની પ્રતિષ્ઠા અને ભક્તોની પોતા પરની શ્રદ્ધા ટકાવી રાખવા સાચા વિષ્ણુ ભગવાનને ગરુડ લઈ કેમ દોડવું પડ્યું એ નવી લોકકથાની રીતે નિરૂપતી 'મૂકં કરોતિ' એ પહેલી વાર્તા માત્ર મનોરંજક વાર્તા નથી. એમાંનો પ્રચ્છન્ન કટાક્ષ અત્યારની પરિસ્થિતિમાં પોતપોતાની સમજ અનુસાર સમજી લેવાનું વાચકો પર કર્તાએ છોડ્યું છે. પણ નકલી (એટલે પહેલાંના નહિ પણ કોંગ્રેસ ટિકિટ આપી તાજા બનાવાયેલા) કોંગ્રેસીઓને માટે ચૂંટણીમાં કોંગ્રેસને પોતાની પ્રતિષ્ઠાના રક્ષણ માટે ખૂબ મથવું પડ્યું હોવાની હકીકતને એમાં લક્ષ્ય બનાવવામાં આવી હોવાનું અનુમાન ઘણા વાચકો તરત કરે તેમ છે. 'શોભા વૈષ્ણવની અને કલા પ્રભુની' એ બીજી વાર્તામાં ચૂંટણી ને તેમાં મૂડીદારની લીલા વર્ણવે છે, પણ એ લીલા છે હડતાળ તોડાવવાની. એનો ભોગ એક બિચારો કોડભર્યો બેકાર કેમ બને છે એ એમાં કુશળાતથી નિરૂપાયું છે. ચોથી વાર્તા 'ગઠરીમેં લાગા ચોર' પણ એવી સ્વરાજોત્તર પરિસ્થિતિનું કટાક્ષભર્યું ચિત્ર છે, પણ એમાંનો કટાક્ષ વધુ કાતિલ છે. ખાદીધારી લોકસેવક, મામલતદાર અને ફોજદારને 'દિલ્હી ડાયરી'માંથી શિક્ષકે વિદ્યાર્થીને લખાવેલ લીટીઓ કેમ ફિતુરી લાગી તેની વાત યોગ્ય વિસ્તારથી કહેતી એ વાર્તા એક સફળ કટાક્ષવાર્તા છે. 'એકસ્ટ્રા હીરો?' અને 'તૂતકનો તખ્તો' એ બે વાર્તાઓમાંનાં વાતાવરણ અને વિગતોને કર્તાના ફિલ્મ લાઈનના પરિચયનો ટેકો છે, એટલે એમાં પહેલીમાં 'એકસ્ટ્રા'ની અને બીજીમાં 'હીરો'ની સ્થિતિનું ચિત્ર સાચું છે. એ બેઉ વાર્તાઓમાં વાર્તાકારની માનવતાભરી દૃષ્ટિનો લાભ મુખ્ય પાત્રોના સંવેદનને સારો મળ્યો છે. 'મેં પાટિયું વાંચ્યું' એ કૃતિ પણ આ બેની માફક વાર્તા કરતાં સંવેદન રજૂ કરે છે, પણ એ સંવેદન અહીં વાર્તાકારનું છે અને એ ઉદ્ભવાવનાર છે ફક્ત એક વીશીનું પાટિયું. 'મનનો માળો' એ આઠમી વાર્તા નવો જ વિષય લઈને આવે છે. એ છે તો પંખીની સાદી વાત, પણ ઠીક વિગતે આલેખાઈ છે. એના વાચ્યાર્થથી પણ આકર્ષક એ વાર્તાનું કર્તાનું ઈંગિત રહસ્ય શોધવાની પ્રવૃત્તિ ન કરો તો ય ચાલે તેમ છે. બિહારના ભૂખમરાને કટાક્ષનો આશ્રય લઈ ધ્યાન ખેંચે તેવી સંવાદાત્મક લખાવટમાં રજૂ કરતી 'અસંપાદિત' એ વાર્તાનો વાર્તા બનાવતો મુખ્ય પ્રસંગ હિંદીમાં મુકાયો છે એ એની વિશિષ્ટતા છે. 'ભંગાર–ભંડાર' એ પાત્રવાર્તા કે રેખાચિત્ર છે. એના નાયક છે લડાઈમાં અચાનક માલદાર બની બેઠેલા ભોગીલાલ. કર્તાની હાસ્ય–કટાક્ષકલા એ વાર્તામાં પણ ઝબકે છે. અપૂરતું મળતું રેશન છોડી દેવાનું સમજાવવા જતી ભરપેટ શ્રીમંતાણીઓને આલેખતી 'છાંટા' એ અગિયારમી કૃતિ એક સારી કટાક્ષવાર્તા છે. 'માનવાજોગ' એ બારમી વાર્તા કલાગરા કંથની ધણિયાણીનું માનસ અને તેના કંથને તેની ચૂકવવી પડેલી કિંમતની એક વિનોદપ્રધાન વાર્તા છે. 'હાકુસ' એક કુમળી વયના કિશોરની ભોળી ગાંધીભક્તિની અને શ્રદ્ધાપૂર્ણ હૃદયની લાગણીપ્રધાન વાર્તા છે. 'દેડકી બિચારી' એ એક નાનકડી ગેરસમજણથી થતા અનર્થનો સુખાન્ત કિસ્સો છે. 'યુગસંધ્યા' તત્ત્વમાં વાર્તા નથી પણ વિજ્ઞાનની નવી નવી વિનાશક શોધોના આ યુગનાં માનવીના ભાવિ વિશેની ફિકરને સંવેદનશીલ સાહિત્યકારે આપેલી વાચા છે. છેલ્લી કૃતિ 'કોણે કર્યું?' માનવીના મનમર્કટની અવળચંડી લીલાની વાત કરતી હોઈ એનો રસ માનસશાસ્ત્રીય છે. સીધી લીટીના આદમી એવા ઓતાભાઈએ પોતાને માટેના માની લીધેલા લોકાપવાદનો ખુલાસો કરી જાતને ચોખ્ખી દેખાડવા ગામનો ઉબરે ઉંબરો ઘમી નાખ્યો, પણ એ અપવાદનું સ્રષ્ટા હતું એમનું જ મન!

વાર્તાસંગ્રહનું નામ તો પહેલી વાર્તા પરથી યોજાયું

છે, પણ મૂકને ય મૌન છોડાવી રોષ કે કટાક્ષથી બોલતા કરી મૂકે એવું બધું જે કર્તાએ ૧, ૨, ૩, ૪, ૫, ૯, ૧૧ અને ૧૫ મી જેવી વાર્તાઓમાં નિરૂપ્યું છે તે જોતાં પુસ્તકને અપાયેલા નામમાં સમગ્ર દૃષ્ટિએ સાર્થકતા દેખાશે. આ જ કારણે સંગ્રહની ઘણી વાર્તાઓ કટાક્ષગર્ભ બની છે. એક વાત છે: શ્રી. દલાલના કેટલીક વાર્તાઓના કટાક્ષ તથા 'યુગસંધ્યા'માંનું સંવેદન અને ચિંતન બધા વાચકો માટે સુગ્રાહ્ય બને તેમ નથી. એને માટે જવાબદાર છે એમની વિચારનિરૂપણ–પદ્ધતિ અને એમની ભાષા. ઘણીવાર છટાદાર ગદ્ય રજૂ કરવા છતાં એકંદરે જોતાં ચબરાક—'સ્માર્ટ'—થવા જાય છે, પણ એથી કરીને જ એ લોકગમ્ય નથી બનતી. શ્રી. દલાલે વૈશદ્યને વધુ ઉપાસવું જરૂરી છે એમ કહેવા સાથે એમના વાચકોએ પણ થોડા વધુ બુદ્ધિસજ્જ થઈને એમની વાર્તાઓ વાંચવી જોઈએ એમ કહેવું જોઈએ. એક પણ શબ્દ નિવાર્ય ન હોય એવી સંઘેડાઉતાર મપાસાં–શૈલીની વસ્તુપ્રધાન વાર્તાની પણ અપેક્ષા એમણે શ્રી. દલાલ પાસે રાખવી જોઈએ નહિ, કારણ, એ શૈલીની વાર્તાનો આદર્શ એમણે રાખ્યો નથી બાકી વાર્તાની લખાવટમાં નવા નવા પ્રયોગો અને વૈવિધ્ય એ સારું બતાવે છે. એવા આપણા એક શક્તિશાળી પ્રયોગશીલ વાર્તાકારનો આ ચોથો વાર્તાસંગ્રહ અવશ્ય આવકારપાત્ર છે.

**નવનિર્માણ :**

[ લે. ગોવિંદભાઈ રા. અમીન; પ્ર. હિંદ કિતાબ્સ લિ., હોર્ન્બી રોડ, મુંબઈ ૧; કિંમત રૂપિયા સવાત્રણ ].

શ્રી. ગોવિંદભાઈ અમીનની આ નવી નવલકથાનો વિષય શિવશિખર ટેકરી પર બંધાયેલો બંધ છે. એ બંધની યોજના જેને પ્રથમ સૂઝે છે અને પછી જે એને અનેક માનુષી તેમજ આસમાની મુસ્કેલીઓ વચ્ચે પાર ઉતારે છે તે પાત્ર છે કંત્રાક્ટર વેપારી જીવનલાલ શેઠ. એ ટેકરી પર માંદી પત્નીને હવાફેર માટે લઈ આવ્યા છે. એમની ચકોર વેપારી નજરને એ ટેકરીના પ્રદેશમાં બંધ અને વારિગૃહની પોતાને રળાવે અને બીજી રીતે એ પ્રદેશની સેવા કર્યાનો યશ સંપ્રાપ્ત કરાવે એવી શક્યતા દેખાય છે, જેનો તે પૂરો લાભ ઉઠાવે છે. ટેકરીના મહાજનો તેમ જ સરકારી અમલદારોની નબળાઈનો પૂરો પારખુ એ વેપારી એમના સ્વાર્થને ય સંતોષી એમનો સહકાર મેળવી એ કામ આખરે પોતાની કુનેહથી પાર પાડે છે. એ કામને પાછળથી જેનો સહકાર મળે છે એ ભાવનાશીલ ધૂની જુવાન દત્તુ પંડિત સાથે જીવનલાલની પત્નીની ભાણી મોહિનીનો યોગ કથાને પ્રણયરસથી થોડીક લીલી બનાવે છે.

આ વસ્તુવાળી આ નવલકથામાં અંતભાગ સિવાય 'નવનિર્માણ' એ શબ્દ કેમ જાણે કટાક્ષમાં પ્રયોજાયો હોય એવી એક છાપ પડ્યા વિના રહેતી નથી. નગ્ન વાસ્તવિક્તાનું દર્શન કરાવવાનો કર્તાનો હેતુ કદાચ હોય. જીવનલાલ પાકા ખંધા સ્વાર્થી વેપારી છે. ટેકરીની સુધરાઈનો પ્રમુખ શિવપ્રસાદ, સલાહકાર ઈજનેર શ્યામલાલ, સરકારી ઈજનેર, સૌને પૈસા ખાવા છે, સૌ પૈસા ખાય છે, એ બધું કર્તા વિગતે બતાવે છે. આજના 'નવનિર્માણ' પાછળ કેવું પોલાણ હોય છે, કેવી માટીનાં આપણા દેશનાં માનવી બન્યાં છે, લોકહિત અને દેશ કરતાંય સ્વાર્થસાધના કેવી કામ કરતી હોય છે, એ બધું દેખાડીને કર્તાએ ખરી વસ્તુસ્થિતિનું ચિત્ર આલેખવા પ્રયાસ કર્યો છે. તેમાં અંતર્વાહી સૂર જો આમ કટાક્ષનો હોય તો કથાનો અંતભાગ તેની સાથે તાલ પુરાવતો નથી. કથાનો અંત આમુખનાં લેખિકા શ્રી. હીરાબેન પાઠકે કથામાંથી જે સાર ખેંચ્યો છે તેને થોડી અનુકૂળતા કરી આપે છે. એમણે કથામાંથી એ સાર ખેંચ્યો છે કે સ્વાર્થમય વાતાવરણ વચ્ચે જેવા છે તેવા વેપારી વર્ગનો તેમજ સરકારી અમલદારો અને સૌનો તેમનાં અનિષ્ટ સાધનો ને નબળાઈઓને ચલાવી લઈને પણ અત્યારે તો દેશના નવનિર્માણમાં ઉપયોગ કરી લેવો જરૂરી છે, ઈષ્ટ છે. માટીપગાં





માનવીઓની નબળાઈઓ નભાવી લઈ, અનીતિ તો અનીતિ ચલાવી લઈ, પૈસા ખવાય તો ય તે દેશના જ માણસોના ખિસ્સા ભરવશે એમ માની, દેશને ઉપયોગી એવા બંધ જેવા કામ કરવા, એવો સંદેશ ખરેખર લેખકે આપવા માગ્યો જ હોય તો ય નવનિર્માણના માર્ગ તરીકે તેનું ઔચિત્ય શંકાસ્પદ છે દેશના નવનિર્માણની વરીએ ધનલાલસા, લાંચરુશ્વત આદિ નબળાઈઓને કડક હાથે જેર કરી ઉત્કટ દેશભાવના અને હાથ તથા હૈયાની ચોખ્ખાઈનો આદર્શ જ પ્રજાહિતાર્થે સાહિત્યકારોએ પ્રજા સન્મુખ ધરવાનો અને એના હૈયામાં ધરવાનો હોય જીવનલાલને સ્વાર્થી બનાવ્યા વિના પ્રથમ બધાના સ્વાર્થ સંતોષી તેમની કનેથી કામ લઈ છેવટે બધાના ભોપાળા ખુલ્લા કરવાની ધમકી આપી સૌએ ખાધેલા પૈસા એમની પાસેથી ઓકાવી, પોતે શુદ્ધ દેશહિતૈષી દૃષ્ટિથી જ પ્રથમ પેલી નબળાઈઓને પંપાળી હતી એમ પ્રગટ કરતા લેખકે બતાવ્યા હોત તો?

શ્રી. અમીનને કટાક્ષ સારો ફાવે છે ડાહ્યા ડાહ્યા વાક્યો એમણે કથામા ઘણા મૂક્યા છે, જેમાના ઘણા જીવનના વાસ્તવપારખુ અનુભવી જીવનલાલના મોમા એમણે મૂક્યા છે સંવાદનો પણ કૌશલભર્યો ઉપયોગ પાત્રોના ઉઠાવ માટે એમણે કર્યો છે એમનુ સમાજદર્શન સાચુ છે, જેથી એમણે દોરવા માગેલુ વાસ્તવચિત્ર એકંદરે વાસ્તવિક બન્યુ છે, (જો કે વાસ્તવચિત્રણને એમણે અતિ વાસ્તવિક પણ કરી મૂક્યુ છે સરકારી અમલદાર આગળ શિવપ્રસાદ, શ્યામલાલ ને જીવનલાલ જે દુષ્ટ રોકડિયા ભાષામા બોલે છે એવુ બોલી શકે? એ બધા પોતપોતાના ભાગ માટે જે રીતે સીધી વાત છડેચોક કરે છે એ એ રીતે બનતુ હશે?—આવા પ્રશ્ન કોઈ વાચકોને કદાચ થશે) કથાનુ આકર્ષક અને જીવન્ત પાત્ર જીવનલાલ શેઠ છે એમને રગેરગ ઓળખનાં રમાબેન પણ જાણ્યાં નથી હતુ પંડિત અને મોહિનીના લગ્નમા પરિણમતી તેમના આકર્ષણની કથા ઉત્કટ પ્રણયરસ રેલાવતી નથી છતા કથામાં પ્રણયનુ થોડુ સ્નિગ્ધ મધુર વાતાવરણ ઊભુ કરી જાય છે કથા એકંદરે સુવાચ્ય છે

## ખેતરને ખોળે ભા. ૧-૨

[લે પીતાંબર પટેલ, પ્ર આર આર શેઠની કંપની, મુંબઈ ૨ દરેક ભાગના સાડાપાંચ રૂપિયા]

બે ભાગમા વહેચાયેલી શ્રી. પીતાંબર પટેલની આ નવલકથા 'ગ્રામલક્ષ્મી'ના પ્રકારની નવલકથાઓમાં એક સારી કૃતિનો ઉમેરો કરે છે માત્ર એનું વાતાવરણ છેલ્લા દશકાનુ છે ગામડાની સાચી સેવા કરવી હોય તો સુશિક્ષિત ભાવનાશાળી અને ચારિત્ર્ય સંપન્ન નવયુવકોએ ગામડાના થઈ ગામડામાં જ રહેવુ જોઈએ એ સિદ્ધ કરવા લેખકે નવલકથાના નાયકને શહેરમા ઊંચી કેળવણી લઈ થોડો વખત શહેરમા નોકરી કરી અંતે પોતાના ગામમા જઈ ત્યા લોકસેવાનાં એક પછી એક કામ હાથ ધરતો બતાવ્યો છે આમ કરવામા શ્રી રમણલાલ દેસાઈએ અને બીજા કેટલાકોએ કર્યું છે તેમ શહેરી યુવકને લેખક ગામડામા લાવ્યા નથી, પણ ગામડાના જ યુવકને ગામડામા લાવ્યા છે કથાનાયક જયંત ગામડાના ખેડૂત છગન ભગતનો દીકરો છે તેના અને આખા ગામના હિતદેવતા જેવા આલેખાયેલા મામા ડોસા જયંતને આગળ ભણવામા મદદ કરે છે અને તે ભણી રહ્યે ગામડામા રહી તેની સેવા કરીને જ તે ગામનુ ભલુ કરી શકશે અને ગામનુ દેવુ વાળી શકશે એ વિચાર એનામા રોપે છે પણ લેખકને સરકારી તંત્રનો સડો, સરકારી નોકરોના લાંચરુશ્વત અને કામચોરીના બે વ્યાપક દૂષણો, લાંચરુશ્વત આપી એમને રાજી રાખી પોતાનુ કામ કઢાવી લેનાર વેપારી વર્ગના તેમ જ બીજા લોકો, આ બધુ પણ નિરૂપવુ હતુ એટલે એમણે જયંતને બી એ થઈ તરત કલેક્ટરના પુરવઠા ખાતામાં નોકરી લેતો બતાવ્યો છે સરકારી તંત્રનુ વાસ્તવચિત્ર દોરી, એ બધા દૂષણોથી અલિપ્ત રહી એ દૂષણો સામે જ



જેહાદ જગવી સીધી રીતે એટલે ભાવના ને પ્રમાણિકતાથી નોકરી કરતો તેને બતાવી લેખક એ પણ કહેવા માગે છે કે સરકારી નોકરીમાં રહી માણસ પ્રમાણિક ને ભાવનાશાળી હોય તો લોકોનું ભલું કરી શકે છે, અને સરકારી તંત્રને સુધારી શકે છે. એ નોકરીમાં પોતાનું સત્ત્વ અને શીલ દેખાડી જયંત કોઈ પ્રજાજનને કે અમલદારને અપ્રમાણિકતાથી અણઘટતા લાભ લેવા દેતો નથી. જયંતને આમાં જેમનાથી પ્રોત્સાહન મળે એવા પોપટલાલ શાહ, પોલીસ ઇન્સ્પેકટર ચૌધરી, અને પંડ્યાસાહેબ જેવા પ્રમાણિક સરકારી નોકરો પણ લેખકે પોતાની વાત સિદ્ધ કરવા કથામાં રજૂ કર્યા છે. એ પંડ્યા સાહેબ પાસેથી પણ ગામડાની સેવા કરવાના તેના હૃદય-ભાવને પોષણ મળે છે. સારા માણસોએ અંદર રહી સરકારી તંત્રને સારું કરવાનો પ્રયાસ કરવો જોઈએ એ મુદ્દો આમ જયંતની સરકારી નોકરી દ્વારા સ્થાપી લેખક એને ગામડામાં લઈ જાય છે. એને માટે નિમિત્ત બને છે જયંતની સરકારી નોકરોનું મંડળ સ્થાપવાની કામગીરી, જેના વિશે કેવાયે સ્વરૂપમાં હકીકત ઉપર પહોંચતાં જયંતને નોકરીમાંથી બરતરફી મળે છે, જેને જયંત ઇષ્ટાપત્તિ જ લેખે છે. ગામડામાં પણ લોક-ટીકા, લોકોનું ભોળું અજ્ઞાન અને સ્થાપિત હિતોવાળાં પ્રત્યાઘાતી બળો વચ્ચે એને કામ કરવાનું હોય છે પણ કોલેરાનો સામનો, પાણીના પંપની યોજના, સહકારી મંડળી, તળાવનું સામૂહિક શ્રમથી સમારકામ, ગામની શાળાને વ્યવસ્થિત કરવાના પ્રયાસ, તીડનિવારણ અને દવાખાનાની સ્થાપના જેવાં એક પછી એક હાથ ધરેલાં ગામની સેવાનાં કાર્યોના સફળ અમલથી એ બધાં વિરોધી બળોને ચૂપ કરી દે છે. લોકોના પ્રબળ ટેકાથી તે સ્વતંત્ર ઉમેદવાર તરીકે કૉંગ્રેસી ઉમેદવારની સામે ધારાસભાની ચૂંટણીમાં જ્વલંત વિજય મેળવે છે. એની સેવા ડૉ. નલિની જેવી શહેરી યુવતીને ગામની સેવા અર્થે એ ગામમાં ખેંચી લાવે છે. આવા સુખદ આશાવાદી અન્ત સાથે નવલકથા પૂરી થાય છે.

આવી ધ્યેયલક્ષી નવલકથામાં પ્રણયકથા ન વણાય તો તો ગુજરાતી નવલકથા શાની? નાયક શહેરમાં ભણતાં ડૉ. વસંતરાય અને સરલાબેનને ત્યાં તેમના પુત્રને ભણાવવા જાય છે તેમાંથી તેમની પુત્રી સુસ્મિતા તેના પ્રત્યે આકર્ષાય છે. પોતાની ગરીબ ગામડિયા ખેડૂતના પુત્ર તરીકેની સ્થિતિ વિચારી જયંત પોતાનાય હૃદયમાં પડેલા સુસ્મિતાની લાગણીના પડઘા પ્રત્યે કાન બંધ કરી મંગુ જોડે પોતાની નાતમાં પરણી લે છે. મંગુ પૈસાદારની પુત્રી હોઈ જયંતને કાયર કાયર કરી નાખે એવું વર્તન દાખવે છે. બીજી બાજુ જયંત માટે સુસ્મિતાનું હૃદય ઝૂરતું જ રહે છે અને જયંત પણ એને હૃદયમાંથી કાઢી શકતો નથી. આમાંથી પ્રણયત્રિકોણનો રસ વાચકોને આપવાની લેખકની મુરાદ છે. મંગુ-જયંતનો કલેશપૂર્ણ ગૃહસંસાર જયંતના શહેરમાંના નોકરી-કાળ દરમ્યાન વિગતે વર્ણવી મંગુના પતનને ક્ષમાભાવથી નમાવી લેતા જયંતની ઉદારતાને પ્રભાવે મંગુનું પરિવર્તન લેખક સાધે છે. એ પરિવર્તન જયંત ગામડામાં ગયો તે પહેલાં થયું, એટલે ગ્રામસેવામાં જયંતને મંગુનો પૂરો સહકાર મળી રહે છે. સુસ્મિતાને પ્રવીણકુમાર કલેકટર સાથે પરણતી છતાં હૈયામાં જયંત માટે ઝૂર્યા કરતી ને તેમાંથી ક્ષયનો ભોગ બની અંતે પ્રાણ છોડતી લેખકે બતાવી છે. સુસ્મિતાના એ પ્રણયની કથા કોણ જાણે કેમ પ્રતીતિકર વાસ્તવિકતાવાળી નથી લાગતી. એમ તો નલિનીને પણ જયંત પ્રત્યે પ્રેમાદરવાળી આલેખવામાં આવી છે. એ નલિની તે સુસ્મિતાની સખી અને ગોખલેદાદાની પુત્રી. ગોખલેદાદા એક સાધુચરિત નાની પુરુષ છે અને નાયકના ઘડતરમાં માનભાની ઉપરાંત તેનોય ફાળો છે. એમનો સંપર્ક નાયકને શહેરના નોકરીકાળમાં લેખકે કરાવ્યો છે.





સાડાસાતસોથી વધુ પાનાંમાં ફેલાયેલી આ સામાજિક નવલકથામાં સરકારી નોકરોનું માનસ અને વર્તન, ગામડાની જનતા, શહેરી વેપારીઓ, આદિનું ચિત્રણ વાસ્તવિક થયુ છે માનાભા, છગન ભગત, સરલાબેન ગોખલેદાદા, તેની પુત્રી કૃષ્ણાબેન, પંડ્યા સાહેબ, આદિ ભલા પાત્રોની સુવાસ વાસ્તવિકતાની દુર્ગંધ-વાળા એ વાતાવરણમાં લેખકે સારી મહેકાવી છે. અત્યારના નિરાશાઘેર્યાં વાતાવરણમાં સત્ય અને શીલમાં શ્રદ્ધા પ્રગટાવતી અને સેવાનો સાચો માર્ગ બતાવતી કથા તરીકે આગલી નવલકથા કરતાં આ વધુ આદર જગે એવી છે, કથામાં નાયકના ગ્રામ નિવાસ વાળા બીજા ભાગમાં પૃ. ૧૩૭-૮ ને ૨૧૬ જેવાં પૃષ્ઠો પર છે તેવાં સુંદર પ્રકૃતિ વર્ણનો આલેખવાની તેમ જ હળોતરા-વાવણી ને નવરાત્ર જેવા ઉત્સવોનું ચિત્ર રજૂ કરવાની તક ઝડપી લઈને સાહિત્યરસિકોને સંતોષવાનું પણ લેખકે સારું કર્યું છે. પથરાટ ઘણો કર્યો છે છતાં વાર્તારસ એ ઠેઠ લાગી ટકાવી રાખી શક્યા છે. જુવાન વાંચનારાંઓ પર સારા સરકાર પાડે એવી આ નવલકથા છે.

*

## સંન્માન

મારે હિવે જખમ ઝરતી એ ઝડીઓ જણાતી;
ત્યારે મેં એ જલદ જળતો સર્વ સાથે સહેતાં
સંવેદેનો સ્વર પણ કરેલો હતો ભૂલથી ના;
આવેલાંનાં સહજ સનમાનો કરું : ના નકારું.

જયન્ત પરમાર



# સંસ્કારકથાઓ

ધૂમકેતુ






આપની નકલ માટે લખો :

પચીસ વર્ષથી દર મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રગટ થતું



સમાજ અને સંસ્કારનું
ઘરેઘરેનું સામયિક

તંત્રી ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર

તારનું સરનામું : NAVRACHNA

આ વખતે સુંદર, ધ્યેયલક્ષી અને વૈવિધ્યવન્તો આકર્ષક

# દીપોત્સવી અંક

પ્રગટ કરવાની જાહેરાત કરતા હર્ષ અનુભવે છે

★ હિંદમાં તો આ માસિકની પુષ્કળ નકલો જાય છે. પણ એ ઉપરાંત બર્મા, મલાયા, એડન, એડિસ-અબાબા, પૂર્વ આફ્રિકા (યુગાન્ડા, કેનિયા, ટાંગાનિકા, ઝાંઝીબાર) યુનાઈટેડ કિંગડમ, યુ. એસ. એ., દક્ષિણ આફ્રિકા અને ચીનમાં ઘણી જ મોટી સંખ્યામાં આ માસિકની નકલો જાય છે. આ માસિકના તંત્રીના પ્રચાર-પ્રવાસને કારણે ગ્રાહક સંખ્યા ખૂબ વધી ગઈ છે.

★ મનોહર ચિત્રો, સુંદર છાપકામ, વિશિષ્ટ પ્રકારનું નીડર સંપાદન અને ગુજરાતી સાહિત્યનાં અગ્રણી લેખક-લેખિકાઓની ધ્યેયલક્ષી લેખન સામગ્રીથી સભર બનવાનો હોવાથી દરેક ઘરમાં સાચવી રાખવા જેવો આકર્ષક અને ઉપયોગી આ દીપોત્સવી અંક બનશે.

જુલાઈથી ગ્રાહક થનારને આ દળદાર દીપોત્સવી અંક ભેટ મળશે.
વાર્ષિક લવાજમ : સાડાસાત રૂપિયા, વિદેશમાં શિ પંદર.
છ વર્ષનું સામટું લવાજમ : રૂા. ૩૭-૮-૦, વિદેશમાં શિ. પંચોતેર

★ આ ખાસ અંકમાં જાહેરખબરો લેવાનું મર્યાદિત રાખ્યું હોવાથી જાહેરખબર મોકલનારાઓ પોતાની જગ્યા અગાઉથી નક્કી કરાવી લેવા અને આ અંકના ખાસ ભાવતાલ મેળવવા વહેલાસર જણાવો:—

**BHARATI SAHITYA SANGH LTD.**

P. O BOX NO. 73 - . AHMEDABAD - - - INDIA



પ્રગટ થયાને પૂરા ચાર માસ પણ નથી થયા ત્યાં તો ૭૦૦ નકલો વેચાઇ ચૂકી છે એ શ્રી જયન્ત પરમારનો નવો વાર્તા-સંગ્રહ

**બીજલેખા** આપે વાંચ્યો? આપે વસાવ્યો?

[ વિશ્વખ્યાત કવિ-નાટયકાર શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે જે પુસ્તક માટે ખાસ પ્રવેશક લખ્યો છે. ]

સવાબસો પાનાં. મૂલ્ય : સવાત્રણ રૂપિયા. ( રજિ. ટ. ખ. બાર આના )

પહેલી આવૃત્તિ ખલાસ થાય તે પહેલાં કોઈપણ જાણીતા બૂકસેલર પાસેથી મેળવો અથવા સીધું લખોઃ—

**ભારતી સાહિત્ય સંઘ લિ૦, પો. બો. નં. ૭૩, અમદાવાદ.**

## 'બીજલેખા' વિષેના અભિપ્રાયોમાંથી થોડુંક

આ વાર્તા-સંગ્રહથી શ્રી જયન્ત પરમાર મૌલિક લેખક તરીકે પ્રવેશે છે. 'બીજલેખા' સંગ્રહથી એમની વાર્તાકલા બીજમાંથી પૂર્ણિમાએ પહોંચે તેવી આશા આપી જાય છે. —**પાટીદાર**

સમાજજીવનને નિકટપણે સ્પર્શતી શબ્દોની કરકસર સાથેના ઊંડાણવાળી, વસ્તુ અને શૈલીની હથોટીવાળી રસપ્રદ ટૂંકી વાર્તાઓ. —**નવચેતન**

એકવીસ વાર્તાનો બસો ઉપરાંત પાનાંનો નવીનતાભરી ગોઠવણી અને લેખકની સંપાદક-દૃષ્ટિવાળો આ આકર્ષક વાર્તા-સંગ્રહ દરેક વાર્તાને પૂરી વાંચવાની પકડ જમાવે તેવો અને એક પૂરી કરીને બીજી વાંચવા જેવી ઘેરી છાપ મૂકી જતો થઈ શક્યો છે. એ લેખકની સફળતા ગણાય અને અભિનંદનીય પણ ગણાય. —**સ્ત્રીજીવન**

લેખકનું દૃષ્ટિબિન્દુ વિશાળ છે. દરેક પ્રકારના માનવી તરફ તેમને ઊંડી સહાનુભૂતિ છે. તેમનું કથન સ્પષ્ટ છે. તેઓ ઘણાં નગ્ન સત્યો રજૂ કરે છે. છતાં કથનમાં કટુતા ક્યાંયે નથી. લેખકનો ઔચિત્યભર્યો લાગણી પરનો સંયમ કટુતાને દૂર રાખીને નગ્ન હકીકતો તેમજ આઘાતકારક વિધાનોને સર્વસ્વીકૃત થાય તેવી રીતે રજૂ કરી જાય છે. બધી જ વાર્તાઓમાં કલાના અંશો ભારોભાર છે —**વસુંધરા**

શ્રી. જયન્ત પરમારની સમાજલક્ષી અને જીવનલક્ષી એકવીસ વાર્તાઓનો સંગ્રહ. —**જનસત્તા**

શ્રી જયન્ત પરમારની વાર્તાકલા અર્થઘન વાણીસંયમમાં, વાર્તાતત્ત્વ જામે એવા વસ્તુવિધાનમાં અને મર્મગામી તત્ત્વગ્રાહી દર્શનમાં ઉત્તરોત્તર પ્રગતિની આશા ઉપજાવે છે. એઓ ભાષાનો તો સુંદર ઉપયોગ કરી જાણે છે. પાત્રોની મનોવેદના અને મનોમંથનના નિરુપણમાં ઊંડા ન ઊતરતાં એના મનોભાવ જોડે સંબંધ ધરાવતા પ્રસંગોનું અને પાત્રવર્તનનું વર્ણન આપવું એ શ્રી. પરમારની સમર્પણશૈલીની ખાસિયત જણાય છે. સંવાદોમાં પણ પાત્રો પોતાની મનોવૃત્તિનું પ્રકટન કરવા કરતાં વિશેષ તો એના મૂળમાં રહેલી પરિસ્થિતિની કે ઘટનાની ચર્ચા કરતાં હોય એવું લાગે છે. —**નાગરિક**

સંગ્રહમાંની વાર્તાઓ લેખકમાં રહેલી વાર્તાકળાની હથોટીનો વાંચકોને ખ્યાલ કરવે છે. સામાજિક જીવનને સ્પર્શતી એમની આ વાર્તાઓનો સંગ્રહ એમની વિષય પસંદગી, મજબૂત પકડ ને શૈલીની પ્રવાહિતાને લઈને વાંચકોમાં ખૂબ આવકાર પામશે. —**લોકમત**

ભાઈ જયન્ત પરમારની 'બીજલેખા'માંની વાર્તાઓ વાંચીને સહેજે એમ લાગે છે કે ભાઈ પરમાર 'ચોખલીઆ' કહેવાતા વર્ગના નથી. એમની ૨૧ વાર્તામાંની મોટા ભાગની વાર્તાઓ યુવક-યુવતીના પરસ્પરના સંબંધોને સ્પર્શે છે. યુવાન સ્ત્રીપુરુષનાં મનોમંથનોનું સચોટ દર્શન આ વાર્તાઓમાં ભાઈ પરમારે કરાવ્યું છે. —**પુસ્તકાલય**

## —૪ થા અંકની સામગ્રી—

અંક ૫ : ઑગસ્ટ '૫૪
સળંગ અંક : ૨૯૩



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય રેડતું સામયિક

ક્રમ



પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર : વીણાધારિણી : ચિત્રકાર : ચન્દ્ર ત્રિવેદી

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



# હું માણસ,

## ધૂમકેતુ

આંહીં અનંત સમયથી છું. જગતની શરૂઆત મેં જોઇ હતી. અને જગતના અંત સુધી હું રહેવાનો છું. અગાધ આકાશમાં હું વિચર્યો છું અને કલ્પનાતીત દુનિયામાં હું ઘૂમ્યો છું. પણ આજે તો મારી મર્યાદાઓમાં પૂરાયલું હું એક પ્રાણી છું!

કૉન્ફ્યુશીયસનો ઉપદેશ એક જમાનામાં મેં સાંભળ્યો હતો. માણસો આંહીં આવે છે અને જાય છે, પણ માણસ તો નિત્ય રહે છે. મેં ભૃગુઋષિનું તત્ત્વજ્ઞાન જોયું હતું. મેં જ એક દિવસ ભગવાન તથાગતને ચરણે બેસીને, પ્રેમધર્મનો જ્ઞાનપ્રદીપ નિહાળ્યો હતો. અને આજ પણ હું જ એ છું—અજ્ઞાન, અંધ, અશક્ત અને પરાધીન!

મેં મીસર દેશનો વૈભવ જોયો હતો: બેબિલોનનો વિલાસ મેં નિહાળ્યો હતો. દિલ્હીના તખ્તેતાઉસની ચાંદની ઝીલી રત્નહારાવલિ મેં નીરખી હતી. મેં જ રાજરાજેન્દ્રોને, ઋષિઓને, તત્ત્વજ્ઞાનીઓને, સાધુઓને, સંતોને અને ફકીરોને, જોયા હતા. અને છતાં હું હજી સત્યને શોધી રહ્યો છું! એ રીતે તો, એ વખતે હું જે હતો, તે જ આજે પણ છું. એ વખતે પણ હું સત્યને શોધી રહ્યો હતો. મેળવી શક્યો ન હતો; ઝાંખી પણ કરી શક્યો ન હતો; અને આજ પણ એ જ સત્યને હું શોધું છું, ને એ ક્યાં રહે છે એની મને તે દિવસે ખબર હતી એટલી જ આજે ખબર છે!

રાજાઓએ મને કરના ભારણથી મારી નાખ્યો હતો, કારણ કે એ હાથીઓ રાખતા. આજે આ કહેવાતી લોકશાહીઓ પણ મને કરના ભારણથી મારી નાખે છે, કારણ કે એ હાથી નથી રાખતા, મોટર રાખે છે! હાથી અને મોટરના ફેરફાર થયા હશે, પણ માણસ તો

તે વખતે જે હતો તે જ આજે પણ છે—એટલો જ રીબાતો, એટલો જ પીડાતો, એટલો જ કચરાતો, એટલો જ ટોલ્લે ચડતો. ફેરફાર માત્ર રીતમાં છે!

અને છતાં મને ખબર છે કે માણસો મરે છે, પણ માણસ તો અમર છે. માણસમાં કાંઈક એવું છે, જે એને આગળ ને આગળ જવા પ્રેરે છે. એટલે તો હું જમાનાજૂના પ્રભાતને જે આનંદથી નિહાળી રહેતો, એ જ આનંદથી આજે આ પ્રભાતને પણ નિહાળું છું! મારો અંદરનો માણસ—એ હજી જીવન્ત છે!

મારું મન અને મારું હૃદય, મારા એ બે જૂના દોસ્તો મને ઓળખે છે. મારું મન હજારો વસ્તુઓના ઠઠારાથી ધરાઈ બેઠું હશે—પણ હૃદય, હૃદયની શોધ હજી પૂરી થઈ નથી, એને જે લગની લાગી છે—સત્યની વાટ જોવાની, એ કેડી કઈ તરફ છે, એનો પણ હજી પત્તો મળ્યો નથી એથી તો મારું મન ભર્યું ભર્યું બન્યું છે, છતાં હૃદય—હૃદય સાવ ખાલીખમ પડ્યું છે!

મારું શરીર સેંકડો ને હજારો વર્ષથી અસ્તિત્વમાં છે, ને એ પુરાણું હશે, પણ એમાં રહેલું હૃદય, એ તો હજી શિશુ અવસ્થામાં છે. કદાચ એને જુવાની મળશે તો હૃદય વખતે જુવાન થશે. પણ મારી પ્રાર્થના તો આ છે—મને એ અવસ્થા મળે, જ્યારે પુરાણું વર્ષ નવું રૂપ ધારે છે, જ્યારે માણસ પાછું મહાન થાય છે! મારી પ્રાર્થના એ વૃદ્ધાવસ્થા માટે છે કે જેના પ્રકાશે, હું જ્યાંથી આવ્યો તે પરમજ્યોતિમાં પાછો જઈ મળું!

જ્યારે આ સૃષ્ટિમાં જલસમુદ્રો લહેરાતા હતા અને કમળનાં વનને નિરખનારા કોઈ ન હતા, તે વખતે પણ મેં માનવે, પૂગના કોણ જાણે કયા રજકણમાં બેસીને એનો પરિમલ ધરાઈને પીધો હતો! તે વખતે હું આંહીં હતો, અને આ શહેરોની રાખોડીમાં જ્યારે પૂગધોયા, છિન્નભિન્ન સોનેરી કણ ગોતતા હશે ત્યારે હું માનવ, આંહીં હોઈશ!

સત્યની શોધમાં નીકળેલા મારા રખડુ આત્માની રખડપટ્ટીનો અંત સત્ય વિના બીજે ક્યાંય દેખાતો નથી, અને એ સત્ય ક્યાં છે એનો હજી સુધી તો કાંઈ જ પત્તો નથી. પણ સંતપ્ત રહેતા એવા મારા અસ્તિત્વનો એના વિના બીજો કોઈ આરો નથી. બીજો કોઈ ઉતારઘાટ નથી બીજો કોઈ છેવટનો આધાર નથી. એના વિના વિરામ નથી.



એકવાર વાંચ્યા પછી ફરી ફરીને વાંચ્યા વગર ન રહી શકાય એવું શ્રી ધૂમકેતુનું પુસ્તક જિજ્ઞાસની જીવનવાણી—નવી આવૃત્તિ ભારતી સંઘ તરફથી પ્રગટ થઈ છે તેમાંથી આ લીધેલું છે



# સમયના શોર-બકોર

ચન્દ્ર

રાજહંસ

### ધર્મનું યે સાધન

આ જમાનાને ધર્મથી જેટલો અર્થ ને કામ મળે તેટલાથી જાણે સંતોષ થતો નથી.

અને એથી તો એ ધર્મને રીઝવવાનો ખાસ યત્ન કરે છે. એ વારંવાર ધર્મસભાઓમાં જાય છે. મહાત્માઓનાં દર્શન કરે છે, મંદિરોમાં જઈ ધન વાપરે છે, તીર્થો કરે છે, બ્રાહ્મણોને સંતુષ્ટ કરે છે, ગાયોને ઘાસ નાખે છે. અને એનો ધર્મ ચાલ્યા કરે છે, અટકતો નથી.

મોક્ષની વાત કોઈ જોવા ગયું નથી પણ અર્થ ને કામ તો પ્રત્યક્ષ થાય છે, અનુભવાય છે. એમાં શંકા નથી. જો ધર્મ એ આપતો હોય તો એને શું કામ ના રીઝવવો, ને એ પણ અકળાઈ જાય ત્યાં સુધી! આ જમાનાએ ધર્મને સાધન બનાવી અર્થ–કામને સાધ્ય માન્યું છે. અનેક બાવાઓ, જોષીઓ, મંદિરોના પૂજારીઓ આ માન્યતાને પોષે છે, આગળ વધારે છે. અનેક પુરોહિતો જુદી જુદી વિધિઓ કરાવી આ ઇચ્છાને પ્રબળ કરી રહ્યા છે, અર્થ અને કામની પ્રતિષ્ઠા કરી રહ્યા છે, ધર્મની ખુશામદ કરાવી રહ્યા છે.

### મહાન પછીનું શૂન્ય

મોટા સિદ્ધાંતો ભપકાબંધ ફેંકતા રહેવાનું કામ પણ એટલા જ તોરમાં ચાલી રહ્યું છે. આત્મા અને પરલોકની વાતો જેમ વારે ઘડીએ સંભળાય છે તેમ રાજનીતિના ઉચ્ચ સિદ્ધાંતોની ઘોષણા વારંવાર કાન ઉપર અથડાય છે. પછી એની વિગતો તૈયાર કરવામાં કે એનો અમલ કરાવવામાં એવો ઉત્સાહ રહેતો નથી. ઘણીવાર આંદોલનનું પહેલું પગથિયું ધામધૂમથી પસાર કરવામાં આવે છે પણ પછી બીજું પગલું ભરાતું દેખાતું નથી. કેમ જાણે આ આધ્યાત્મિક દેશમાં 'મારે એક જ પગલું બસ થાય' વાળી લાંબી શ્રદ્ધા બેસી ગઈ છે.

મોટા સિદ્ધાંતોને જીવનમાં બંધબેસતા કરી આપવાની કુનેહ આપણે કેળવવી પડશે. ને આંદોલનો પાછળ એક કાર્યદક્ષ તંત્ર ગોઠવતાં યે શીખવું પડશે. આમ ને આમ તો જે થાય છે—કહેવાય છે એ બધું જાણે 'શોભામાં વૃદ્ધિ' જેવું રહે છે. લોકો જળકમળવત્ થતાં જાય છે. કેમ જાણે હરખાયા કે દુભાયા સિવાય એમને કાંઈ બીજું કરવાપણું હોતું નથી.

આવી વલણ હોવાથી જાહેર સ્થળો, સગવડો, કાનુનો, કર્મચારીઓ, પ્રણાલિકાઓ—એ વિષે આદર કે આત્મીયતા આવતાં નથી. એમનો લાભ લેવાય છે છતાં મમતા થતી નથી. દોષ દેવાય છે પણ એના ઈલાજનો વિચાર ચાલતો નથી. 'જે હોય તે' વાળી વૃત્તિથી જીવનમાં એક ઘેરી ઉપેક્ષા ફરી વળી છે.

### ક્રાંતિમાં સમાધાન

ગાંધીજીએ પોતાના માણસો તૈયાર કર્યા ત્યારે તેમની આગળ વિવિધ બાબતો હતી. જે એમના સંઘમાં ભળે એણે કેટલીય બાબતો જતી કરવાની હતી. અને નવી અંગીકાર કરવાની હતી. જાજરૂ સાફ કરવાથી માંડીને જેલ જવાનું કે લાઠી ખાવાની સ્થિતિનો સહર્ષ સ્વીકાર કરી લેવાનો હતો.

ગાંધીજીને ક્રાંતિ લાવવી હતી એટલે એમના સંઘમાં ભળેલાઓએ નાતજાતમાં એ સુધારા કરવાના હતા, ધાર્મિક માન્યતાઓના રંગરાગમાં એ ફેરફાર કરવાના હતા, આર્થિક બાબતોમાં નવા રસ્તે જવાનું હતું. પણ આવી કેટલીય બાબતો વ્યક્તિ ઉપર છોડી દેવી પડી હતી, કારણ કે મુખ્ય કામ રાજકીય મુક્તિ મેળવવાનું હતું.

ગાંધીસંઘ આગળ વિશાળ ક્રાંતિનો કડક કાર્યક્રમ તો

તે વખતે જે હતો તે જ આજે પણ છે—એટલો જ રીબાતો, એટલો જ પીડાતો, એટલો જ કચરાતો, એટલો જ ટોચલે ચડતો. ફેરફાર માત્ર રીતમાં છે!

અને છતાં મને ખબર છે કે માણસો મરે છે, પણ માણસ તો અમર છે. માણસમાં કાંઈક એવું છે, જે એને આગળ ને આગળ જવા પ્રેરે છે એટલે તો હું જમાનાજૂના પ્રભાતને જે આનંદથી નિહાળી રહેતો, એ જ આનંદથી આજે આ પ્રભાતને પણ નિહાળું છું! મારો અંદરનો માણસ—એ હજી જીવન્ત છે!

મારું મન અને મારું હૃદય, મારા એ બે જૂના દોસ્તો મને ઓળખે છે મારુ મન હજારો વસ્તુઓના ઢઢારાથી ધરાઈ બેઠું હશે—પણ હૃદય, હૃદયની શોધ હજી પૂરી થઈ નથી, એને જે લગની લાગી છે—સત્યની વાટ જોવાની, એ કેડી કઈ તરફ છે, એનો પણ હજી પત્તો મળ્યો નથી એથી તો મારુ મન ભર્યું ભર્યું બન્યુ છે, છતાં હૃદય—હૃદય સાવ ખાલીખમ પડ્યું છે!

મારું શરીર સેંકડો ને હજારો વર્ષથી અસ્તિત્વમાં છે, ને એ પુરાણું હશે, પણ એમાં રહેલું હૃદય, એ તો હજી શિશુ અવસ્થામાં છે. કદાચ એને જુવાની મળશે તો હૃદય વખતે જુવાન થશે. પણ મારી પ્રાર્થના તો આ છે—મને એ અવસ્થા મળે, જ્યારે પુરાણું વર્ષ નવું રૂપ ધારે છે, જ્યારે માણસ પાછું મહાન થાય છે! મારી પ્રાર્થના એ વૃદ્ધાવસ્થા માટે છે કે જેના પ્રકાશે, હું જ્યાથી આવ્યો તે પરમજ્યોતિમાં પાછો જઈ મળું!

જ્યારે આ સૃષ્ટિમાં જલસમુદ્રો લહેરાતા હતા અને કમળનાં વનને નિરખનારા કોઈ ન હતા, તે વખતે પણ મેં માનવે, ધૂળના કોણ જાણે કયા રજકણમાં બેસીને એનો પરિમલ ધરાઈને પીધો હતો! તે વખતે હું આંહીં હતો, અને આ શહેરોની રાખોડીમા જ્યારે ધૂણધોયા, છિન્નભિન્ન સોનેરી કણ ગોતતા હશે ત્યારે હું માનવ, આંહીં હોઇશ!

સત્યની શોધમાં નીકળેલા મારા રખડુ આત્માની રખડપટ્ટીનો અંત સત્ય વિના બીજે ક્યાંય દેખાતો નથી, અને એ સત્ય ક્યાં છે એનો હજી સુધી તો કાઈ જ પત્તો નથી. પણ સંતપ્ત રહેતા એવા મારા અસ્તિત્વનો એના વિના બીજો કોઈ આરો નથી બીજો કોઈ ઉતારઘાટ નથી બીજો કોઈ છેવટનો આધાર નથી. એના વિના વિરામ નથી.

★

એકવાર વાંચ્યા પછી ફરી ફરીને વાંચ્યા વગર ન રહી શકાય એવુ શ્રી ધૂમકેતુનુ પુસ્તક જિજ્ઞાનની જીવનવાણી—નવી આવૃત્તિ ભારતી સંઘ તરફથી પ્રગટ થઈ છે તેમાથી આ લીધેલુ છે



# રાખમાં અંગારનો

ચન્દ્ર રાજહંસ

### ધર્મનું યે સાધન

આ જમાનાને ધર્મથી જેટલો અર્થ ને કામ મળે તેટલાથી જાણે સંતોષ થતો નથી.

અને એથી તો એ ધર્મને રીઝવવાનો ખાસ યત્ન કરે છે. એ વારંવાર ધર્મસભાઓમાં જાય છે. મહાત્માઓનાં દર્શન કરે છે, મંદિરોમાં જઈ ધન વાપરે છે, તીર્થો કરે છે, બ્રાહ્મણોને સંતુષ્ટ કરે છે, ગાયોને ઘાસ નાખે છે. અને એનો ધર્મ ચાલ્યા કરે છે, અટકતો નથી.

મોક્ષની વાત કોઈ જોવા ગયું નથી પણ અર્થ ને કામ તો પ્રત્યક્ષ થાય છે, અનુભવાય છે. એમાં શંકા નથી. જો ધર્મ એ આપતો હોય તો એને શું કામ ના રીઝવવો, ને એ પણ અકળાઈ જાય ત્યાં સુધી! આ જમાનાએ ધર્મને સાધન બનાવી અર્થ–કામને સાધ્ય માન્યું છે. અનેક બાવાઓ, જોષીઓ, મંદિરોના પૂજારીઓ આ માન્યતાને પોષે છે, આગળ વધારે છે. અનેક પુરોહિતો જુદી જુદી વિધિઓ કરાવી આ ઇચ્છાને પ્રબળ કરી રહ્યા છે, અર્થ અને કામની પ્રતિષ્ઠા કરી રહ્યા છે, ધર્મની ખુશામદ કરાવી રહ્યા છે.

### મહાન પછીનું શૂન્ય

મોટા સિદ્ધાંતો ભપકાબંધ ફેંકતા રહેવાનું કામ પણ એટલા જ તોરમાં ચાલી રહ્યું છે. આત્મા અને પરલોકની વાતો જેમ વારે ઘડીએ સંભળાય છે તેમ રાજનીતિના ઉચ્ચ સિદ્ધાંતોની ઘોષણા વારંવાર કાન ઉપર અથડાય છે. પછી એની વિગતો તૈયાર કરવામાં કે એનો અમલ કરાવવામાં એવો ઉત્સાહ રહેતો નથી. ઘણીવાર આંદોલનનું પહેલું પગથિયું ધામધૂમથી પસાર કરવામાં આવે છે પણ પછી બીજું પગલું ભરાતું દેખાતું નથી. કેમ જાણે આ આધ્યાત્મિક દેશમાં 'મારે એક જ પગલું બસ થાય' વાળી લાંબી શ્રદ્ધા બેસી ગઈ છે.

મોટા સિદ્ધાંતોને જીવનમાં બંધબેસતા કરી આપવાની કુનેહ આપણે કેળવવી પડશે. ને આંદોલનો પાછળ એક કાર્યદક્ષ તંત્ર ગોઠવતાં યે શીખવું પડશે. આમ ને આમ તો જે થાય છે—કહેવાય છે એ બધું જાણે 'શોભામાં વૃદ્ધિ' જેવું રહે છે. લોકો જળકમળવત્ થતાં જાય છે. કેમ જાણે હરખાયા કે દુભાયા સિવાય એમને કાંઈ બીજું કરવાપણું હોતું નથી.

આવી વલણ હોવાથી જાહેર સ્થળો, સગવડો, કાનુનો, કર્મચારીઓ, પ્રણાલિકાઓ—એ વિષે આદર કે આત્મીયતા આવતાં નથી. એમનો લાભ લેવાય છે, છતાં મમતા થતી નથી. દોષ દેવાય છે પણ એના ઇલાજનો વિચાર ચાલતો નથી. 'જે હોય તે' વાળી વૃત્તિથી જીવનમાં એક ઘેરી ઉપેક્ષા ફરી વળી છે.

### ક્રાંતિમાં સમાધાન

ગાંધીજીએ પોતાના માણસો તૈયાર કર્યાં ત્યારે તેમની આગળ વિવિધ બાબતો હતી. જે એમના સંઘમાં ભળે એણે કેટલીય બાબતો જતી કરવાની હતી. અને નવી અંગીકાર કરવાની હતી. જાજરૂ સાફ કરવાથી માંડીને જેલ જવાનું કે લાઠી ખાવાની સ્થિતિનો સહર્ષ સ્વીકાર કરી લેવાનો હતો.

ગાંધીજીને ક્રાંતિ લાવવી હતી એટલે એમના સંઘમાં ભળેલાઓએ નાતજાતમાં એ સુધારા કરવાના હતા, ધાર્મિક માન્યતાઓના રંગરાગમાં એ ફેરફાર કરવાના હતા, આર્થિક બાબતોમાં નવા રસ્તે જવાનું હતું. પણ આવી કેટલીય બાબતો વ્યક્તિ ઉપર છોડી દેવી પડી હતી, કારણ કે મુખ્ય કામ રાજકીય મુક્તિ મેળવવાનું હતું.

ગાંધીસંઘ આગળ વિશાળ ક્રાંતિનો કડક કાર્યક્રમ તો





હતો જ. પણ એમાંથી જેઓ મોટા વેપારમાં કે સત્તાસ્થાનો તરફ વળ્યા તેમને એવી કડકાઈ જરૂરી લાગી નહિ. છતાં, એ બધા ગાંધીજીમાં ભકિત રાખનારા હોવાથી એના જ તરીકે ઓળખાયા. રાજકીય મુકિતના સૂત્રે ભેગા થયેલાઓને એકમેકની જરૂર ચાલુ રહી પછી વિખુટા ક્યાંથી પડે? તેથી કદાચ એવું નક્કી થયું હશે કે ગાંધીપંથ જેવું કાંઈ રાખવું નહિ, સહુ સહુના વિચાર વિવેક પ્રમાણે કરે, એ છૂટ જાળવવી, વાડો બાંધવો નહિ.

એ પછી વિનોબાનો સંઘ શરૂ થયો.

એમણે સંઘનું કામ વધાર્યું. એમણે જે કામ બતાવ્યાં તેની દેશમાં કદર થઈ. એમના કાર્યકરો ભૂમિદાન સંપત્તિદાન જીવનદાનનો સંદેશો લઈને દેશને ખૂણે ખૂણે ફરે છે. એમણેય કઠણ તપશ્ચર્યા કરી છે ને એમનોય ખૂબ આદર થયો છે. આમ છતાં એટલું કહેવું પડશે કે દુનિયાદારી બતાવી એમણે પણ સમાજના રૂઢ વ્યવહારો ચલાવી લીધા છે. ઘણા હાનિકર્તા રિવાજો વધારનારાઓને એમણે ઠપકો આપ્યો નથી, નાતો જાળવી જાણ્યો છે, સમાગમ વધાર્યો છે. આમ એકવાર ફરીથી સંઘની મર્યાદાઓ બંધાતી નથી.

### ત્યાગની ટિકિટ

વિનોબા મુખ્યત્વે જમીનનું કરવા માગે છે. પણ એકંદરે તો એમને સામાજિક ક્રાન્તિ લાવવી છે. ક્રાન્તિના આ સૈનિકો ભકિતભાવવાળા છે, સહન કરનારા છે, પણ જે વિશાળ પાયા ઉપર ક્રાન્તિનું કામ મંડાયેલું છે તેને યોગ્ય બને એવી માનસિક તૈયારી દેખાતી નથી. આ ભિક્ષુઓ મોટી વાતો કરી હરખાશે, ઝોળીમાં શું આવ્યું તેની ગણતરીએ ધર્મ વધે છે એમ માનશે, ને એમ ભૂલો કરશે.

સાધુઓ જેમ આપણને આત્મા અને પરલોકને પાટે ચઢાવી ભમાવે છે તેમ ભૂદાન જેવી પ્રવૃત્તિથી સમાજમાં એક ભ્રમ ઊભો થવાનો સંભવ રહે છે. ત્યાગનો મહિમા સમજાવી લોકો પાસે જમીનનું દાન લઈ તેઓ તો ચાલ્યા જાય છે. પણ તેઓ જુએ તો જણાશે કે ત્યાગ કરનારો ત્યાગી બન્યો નથી, નૂતન પ્રજાની ચમક એની આંખમાં નથી, ક્રાન્તિની ઝાંખી કરવાની એની અભિલાષા પણ નથી. એ તો કોઈ નેતાનું, કોઈ સેવકનું, કોઈ અધિકારીનું બહુમાન કરી રહ્યો હોય છે પૂજાનાં ફૂલ ચઢાવે છે પછી બારણાં બંધ કરી દેવને ઊંઘી જવાને વિનવે છે. ત્યાગની ટિકિટ કપાવ્યા પછી યે તે તરફ એની મુસાફરી શરૂ થતી નથી.

આપણે માગો શ્રેણીવાર રચાયલો, શ્રદ્ધા સાદગી પ્રેમ ને માનવતા ઉપર રચાયેલો, જીવનની સર્વ પ્રવૃત્તિઓ ઉપર ઝીણવટથી માર્ગદર્શન કરાવતો ને આગ્રહથી પાલન કરાવતો—એક નૂતન સંઘ. જે જોઈએ છે એ નૂતન સમાજનું સ્પષ્ટ દર્શન અને આજના સમાજના અનિષ્ટ અંગોનું મૃત્યુ. જે કોઈ આવાં અનિષ્ટો આચરે છે, ટેકો આપે છે, એની વાહવાહ કરે છે, એમાંથી નિર્વાહ કરે છે—એ 'બધું' ધોઈને સાફ કરનારો સંઘ આપણે જોઈએ છે.

વળી એક વધુ નવો પંથ નહિ કાઢનારાઓને કદાચ દર્શનમાં કે તેના પરિણામમાં પ્રતીતિ ઓછી હશે. એમને કદાચ આજે વાવીને કાલે લણવું છે—ઉતાવળ છે. એમને ચિરંજીવી અને માનવમાત્ર સત્કારી શકે તેવાં કલ્યાણકારી મૂલ્યો સ્થાપવાની વિગતો સુધી પહોંચવું નથી.

### ગ્રામોદ્યોગની શોભામાં વધારો

એક ભવ્ય સમારંભ ને એક ભવ્ય ઇમારત લઈને ગ્રામોદ્યોગ મુંબાઈમાં આવી પહોંચ્યો છે. ઘણાને એમ લાગ્યું કે નવા યુગનાં એંધાણ આથી જોવાશે. કોંગ્રેસની કારોબારીએ પણ ગ્રામોદ્યોગ તરફ ઝોક આપવાનો ઠરાવ કરી લોકોનું ધ્યાન ખેંચ્યું છે.

ગ્રામોદ્યોગ નભાવનારાઓએ જો પહેલાં સ્થિતિપાત્ર બનવું પડે એમ હોય તો વળી પાછી વ્યકિતના અને વ્યવસાયના જીવન વચ્ચે કૃત્રિમતા દાખલ કરવી પડવાની.

ખાદીની હુંડી ઘેર ઘેર ફરીને વેચવામાં આવતી. ઇચ્છા હોય તો પ્રધાનો ટેબલ ઉપર બેઠાં બેઠાં આખો સ્ટૉક કાઢી નાખી શકે. પણ તેથી ખાદી કે ગ્રામોદ્યોગની ભાવના જામતી નથી. ગ્રામોદ્યોગો પગભર થતા નથી.

ગરીબોની કળા તરફ પ્રજાનું મન ઢાળવું એક વાત છે અને તેને એક સબળ આર્થિક નીતિ ગણાવવી અને અપાર યંત્રીકરણ સાથે ટક્કર લેવરાવવી એ જુદી વાત છે.

## શ્રીમંતો ઉપરનો આધાર

વારંવાર આગેવાનો કહે છે કે બધાં કામ માટે સરકાર તરફ જોવાની ટેવ સારી નથી. પ્રજાએ અમુક કાર્યો ઉપાડી લેવાં જોઈએ, નિભાવવાં જોઈએ. અહીં પ્રજાનો અર્થ શ્રીમંતો થાય છે એ બતાવવાની ભાગ્યે જ જરૂર હોય. બને છે એવું કે આવાં વચનો જ્યાં સંભળાવવામાં આવે ત્યાં આગેવાનોને ઘેરીને બેઠેલા હોય છે પેલા શ્રીમંતો જ, આગેવાનોની ઇચ્છા પરિપૂર્ણ કરવાને તત્પર.

આમ શ્રીમંતોની જરૂર સારી રીતે સ્વીકારાયેલી જ છે, એ વર્ગની કાળજી પણ થાય છે. એમની વૃદ્ધિ થાય, તેઓ સંતુષ્ટ રહે તેવા પ્રબંધ પણ થાય છે, ફક્ત એમ કહેવામાં આવતું નથી.

સરકાર એમનો પક્ષ કરે છે તે કરતાંયે આપણા ધાર્મિક પ્રચારકો એમની ઘણી કાળજી લે છે. ગયા જન્મનાં સત્કર્મો એમને નામે ચઢાવી દઈ માન વધારી દેવામાં આવે છે. ત્યારે એમ જ લાગે છે કે જાણે એક કાવતરું ચાલી રહ્યું છે અને શ્રીમંતો જ આ બન્નેને ટેકવી રહ્યા છે.

સંકટોની રાહત, વિશાળ સંસ્થાઓ, મોટાં મંડળો એવું બધું શ્રીમંતો ચલાવતા રહેશે તો આ દેશનું ઘડતર એમને અનુકૂળ હોય એવું થવાનું. એમ ચાલે તો પ્રજાનો દેશમાં કે ભાવિમાં જે વિશ્વાસ છે તે ડગી જવાનો.

કળા, સંગીત, કેળવણી, સાહિત્ય, શિલ્પ, એમને હવે ધર્માશ્રય કે રાજ્યાશ્રય નથી એવો વસવસો પ્રજાને રહે તે પણ ખોટું છે. સામાન્ય જનતા આ બધાંનો ભાર હમણાં ઉપાડી શકે એવી એનામાં સમજ પણ નથી ને સ્થિતિ પણ નથી. અને ઊગે ત્યાં સુધી શ્રીમંતોના હવાલે થઈ જાય એ પણ બરદાસ્ત થાય એવું નથી. શુભ કાર્યો અંગે પણ શ્રીમંતો અનિવાર્ય થઈ પડે એ વિચાર નૂતન સમાજને રુચે એવો નથી.

## મોટી યોજનાઓ ને મોંઘવારી

નવાઈ જેવું છે કે આપણી કેટલીયે યોજનાઓ કરોડોની થવા જાય છે, જાણે નાની યોજનાઓ વિષે વિચાર કરે તે આજનો જમાનો ઓળખતો નથી.

જ્યારે નવું અંદાજપત્ર બહાર પડવાનું હોય છે ત્યારે નવા કરવેરા કેમ ગોઠવવા એની ફિકર હોય છે, સ્વાભાવિક રીતે જ જે માળખું ગોઠવાઈ ગયું હોય તેને ટકાવી રાખવું જ ગમે છે. નવાં ખાતાંઓ નવી યોજના એ વધારે કરવેરા એવી હવા જામી ગઈ છે ને એ બધું મોટા પાયે જ ચાલે છે.

અનાજના ભાવ ઘટવાની વાત બહાર આવી ત્યારથી ફફડાટ શરૂ થયો છે. ક્યાંકથી તો આ ભારણ તૂટવું જ જોઈશે. અસહ્ય મોંઘવારી કોઈને ગમતી નથી ને તેમ છતાં કોઈને પોતાને છેડેથી છોડવી નથી, સરકાર સુદ્ધાંને એ જ વાત ભાવી છે. એ બધાને કાળ હંફાવશે ત્યારે.

## શહેરી થિયેટર

હોલ બંધાવવાની પ્રથા કેટલાક શહેરોમાં પહેલાં હતી, ગાંધીજીની સભાઓ હોલમાં શાની સમાય એટલે હોલનો ઉપયોગ કમી થઈ ગયો. હવે રંગભૂમિની જરૂર ઊભી થઈ છે પણ એ બંધાવનારા નીકળતા નથી. નાટકશાળા બાંધે તેને કોણ પ્રતિષ્ઠિત ગણે? ઇસ્પિતાલ બંધાવે તેને જેટલું પુણ્ય મળે તેવું નાટકશાળા બંધાવનારને ના મળે ને!

નવી રંગભૂમિમાં એકલાં નાટકો થશે એવો ભ્રમ દૂર

# મારું જીવન ઘડનાર પુસ્તકો

દ૦ બા૦ કાલેલકર

> પુસ્તકો જીવનનાં જેટલો અગત્યનો ફાળો ભજવે છે એટલું કોઈ ભજવતું નથી. અહીં આપણને કાકાસાહેબ એમના જીવનની આ મહત્ત્વની વાત કહી જાય છે. જીવનમાં કાંઈક આપી જનારાં અને જીવન ઘડતર કરનારાં પુસ્તકો વિષે દરેકે વિચાર કરવો જ જોઈએ. દિલ્હી રેડિયોના સૌજન્યથી આ વાર્તાલાપનો ગુજરાતી અનુવાદ અહીં મૂક્યો છે

મારા મન અને જીવન પર જેની ખાસ અસર થઈ છે એવાં પુસ્તકોનું સ્મરણ કરતાં પહેલાં જ ભગવાને બનાવેલા એક એવા ગ્રંથનો ઉલ્લેખ કરું કે જે સહુ કોઈ વાંચી શકે છે.

સુશિક્ષિત, અશિક્ષિત, સાક્ષર, નિરક્ષર, બાળકો અને વૃદ્ધો એ બધાં વાંચી શકે એવું આ પુસ્તક છે. અને એ માટે કોઈ ભાષા પણ શીખવી નથી પડતી. આ પુસ્તક બધાં વાંચે છે. ફરી ફરીને વાંચે છે. દરેકને આમાંથી હરપળે નવી જ પ્રેરણા મળે છે. આપણું જીવન ખલાસ થઈ ગયાં પછી પણ આ પુસ્તક ખલાસ નથી થતું. આ પુસ્તકનું નામ છે કુદરત. કોઈ પણ વિષયનો અભ્યાસ કરવો હોય તો આ પુસ્તકનાં પ્રકરણો ઉથલાવવાં પડે છે. આ પુસ્તક વાંચતાં વાંચતાં જ હું વધુમાં વધુ શીખ્યો છું.

શરમાળ સ્વભાવનો હોવાને કારણે સમાજમાં ભળી જવાનું મારા માટે કઠણ હતું. કુદરત સાથેની સોબત વધી જવાનું આ પણ એક કારણ હતું. ઝાડ અને તેના પર બેસનારાં પંખીઓ, નદીઓ અને એને કિનારે લંગરાતી નાવડીઓ, રસ્તા અને પૂલ, પહાડો અને સરોવરો, બગીચાનાં ફૂલ અને આકાશના તારા, અને બન્નેનું સ્મરણ કરાવનારાં પતંગિયાં—આ બધાં મારા નિરીક્ષણ અને આનંદનો વિષય હતાં. હાથી, ઊંટ, હરણ, વાછડાં, કૂતરાં અને ખાસ કરીને બિલાડીઓ મારા બાળપણનાં દોસ્તો હતાં. અને સસલાને તો હું શી રીતે ભૂલી શકું? એના અને મારા મનના—એ બન્ને કૂદકાના તાલમાં એક જાતનું સામ્ય હતું. પણ સસલાં કરતાં ય વધુ નિકટતા તો મારે ગરોળી સાથે હતી. ચોમાસામાં જ્યારે

---

કરવો જોઈએ. એના તખ્તા ઉપર વાંસળી યે વાગે ને કુસ્તી પણ થાય, રમુજી ફારસ પણ ભજવાય અને લોકશિક્ષણના પ્રયોગો પણ બતાવાય. કોઈ મશહુર કિસ્સાની અદાલત પણ ત્યાં ભરી શકાય. આવું તો ત્યાં ઘણું બની શકે.

સરસ રંગભૂમિ હશે તો સ્થાનિક મંડળો ત્યાં પ્રયોગો કરવા લલચાશે. તો ચઢિયાતો અભિનય, સુંદર વસ્તુ, કળાભરી સજાવટ, કાળજીવાળી રજૂઆત વગેરે ગામને દર વર્ષે પ્રાપ્ત થશે. જાણીતું છે કે એક કામમાંથી બીજું નીકળે છે ને એમ રોજગારો વધે છે.

જે બાંધે તેણે આખા શહેરની શોભારૂપ સુંદર થિયેટર બાંધવું જોઈએ. શહેરની મ્યુનિસિપાલિટિનું આ કામ ગણી શકાય. એ આવકનું સાધન પણ બની શકે. ત્યાં શહેરની વખણાતી વસ્તુઓનું પ્રદર્શન પણ થઈ શકે. એમાં શહેરનાં ઐતિહાસિક પ્રસંગોના સુંદર ચિત્રો બનાવરાવી મૂકી શકાય. જો કે વ્યક્તિનાં ચિત્રો મૂકતી વેળા એવો નિયમ રાખવો જોઈએ કે મરણ બાદ દસ–વીસ વર્ષ વીત્યા પછી જ એ મૂકાય

આવાં શહેરો બધાશે તો ગામેમાં શિષ્ટાચાર અને પ્રણાલિકા પણ ખીલશે, સહચાર વધશે, ચર્ચાઓ વ્યવસ્થિત થશે, મનોરંજન વધશે, અને કળાકારો તરફ પ્રીતિ પણ થવા લાગશે. આવી બાબતો સમાજને સુવ્યવસ્થિત અને ઉત્સાહી થવામાં મદદરૂપ બને એ દેખીતું છે.

★

પાણીની ધારાઓ તળાવ અને નદીઓમાં પડતી, ત્યારે મને લાગતું કે પાવલીઓ અને અડધા રૂપિયા પડી રહ્યા છે. કવિઓ પાસેથી જીવન માટેની ફોરાંની ઉપમા સાંભળી. તે પહેલાં જ ફોરાંનું સંપૂર્ણ નિરીક્ષણ કરી ચૂક્યો હતો. કોણ જાણે પણ જીવનનું પ્રતીક મારા માટે આકાશનાં વાદળો જ રહ્યું હતું, સૂતાસૂતા આ વાદળોનું જેટલું ધ્યાન મેં કર્યું છે એટલું કદાચ કોઈ પણ ચીજનું નહિ કર્યું હોય. કુદરતના અને એના વ્યવહારના નિરીક્ષણમાંથી જે કાંઈ મેં મેળવ્યું છે એના પર તો મારું જીવનદર્શન રચાયું છે.

કુદરતના આવા નિરીક્ષણથી સમાજનું પણ તટસ્થ ભાવથી—Objectively નિરીક્ષણ કરવાની મને ટેવ પડી ગઈ. બાળપણમાં વારંવાર પ્રવાસ કરવાની તકો મને મળતી ગઈ, એટલે સમાજના નિરીક્ષણમાં વિવિધતા પણ ખૂબ આવી. જેમની ભાષાઓ જુદી છે, જેમનાં રીત રિવાજો વિચિત્ર જેવાં લાગે છે અને જેમનો જીવનક્રમ પણ આપણાથી જુદો છે એવાં લોકોની વચ્ચે જઈને જ્યારે રહેવું પડ્યું અને આવી રીતે અનેક ધર્મોનો પણ પરિચય થયો, ત્યારે આપોઆપ દૃષ્ટિમાં વિશાળતાની સાથોસાથ ઉદારતા પણ આવી ગઈ. એ જ કારણ હતું કે જ્યારે હું પુસ્તકો વાંચવા લાગ્યો ત્યારે મારે માટે એ ફક્ત શબ્દરચના કે વાક્યસમૂહ ન હતાં પણ જીવનનું અને એના નિરીક્ષણનું, ચિંતનનું પ્રતિબિંબ હતું.

પુસ્તકોની વાત શરૂ કરું તે પહેલાં મને એટલું કહેવા દો કે હું મારા જીવનમાંથી પણ બધું શીખ્યો છું. જીવન સફળતાઓથી ભરેલું હોવું જ જોઈએ એવી જરૂર એ માટે નથી હોતી. જીવનના પ્રસંગોમાંથી જો વિવિધતા મળે અને એ જીવવામાં જો ઉત્કટતા રહે, તો મનુષ્ય એમાંથી જ ઘણું ખરું મેળવી લે છે. પુસ્તકોને સમજવાની શક્તિ તીવ્ર બને છે, જીવન જીવવાની ઉત્કટતાથી જ, આજે જો ભગવાન મને નવેસરથી પાછું એ જ જીવન જીવવાનો મોકો આપે, તો હું નથી માનતો કે મારા જીવનના એક પણ પ્રસંગ હું છોડવા કે ખોવા તૈયાર થાઉં.

જે પુસ્તકોની વાતો મારા જીવન સાથે ઓતપ્રોત બની ગઈ છે એ છે રામાયણ અને મહાભારત. મારા જીવનની જ નહિ, મારા દેશની અને એની સંસ્કૃતિની રચના જ આ પુસ્તકોને લીધે છે.

મારા સમગ્ર જીવન પર જે પુસ્તકની ઊંડી અસર પડી છે અને હજુ પણ વધતી જ જાય છે, એ છે ભગવદ્ગીતા. આ પુસ્તકનો પ્રથમ પરિચય બહુ ઉત્સાહપ્રેરક નહોતો. ખૂબ શ્રદ્ધાપૂર્વક અને આદરપૂર્વક ગીતાનો એક સરસ અનુવાદ વાંચી ગયો, એ મને બધું નીરસ જેવું જ લાગ્યું. જ્યાં જીવનનો જ કશો ખ્યાલ નહોતો ત્યાં જીવનને ઉન્નતિના શિખર સુધી લઈ જવાનો ઉપદેશ શી રીતે કંઈ આકર્ષણ કરી શકે? ધૂળના ઢગલામાં પડેલું રતન જોતાં મન ઉપર જે અસર થાય એવી અસર તે પછી થોડાં વરસો બાદ જ્યારે મેં ગીતા વાંચી ત્યારે થઈ. વચ્ચેના કોઈ કોઈ શ્લોકો હૃદયને એવા તો જકડી લેતા અને ચિન્તનને નવા નવા રસ્તા બતાવી આપતા કે કલાકો સુધી ગીતાને બાજુમાં મૂકીને હું મનન કર્યા જ કરતો. પણ ગીતાનો સમગ્ર બોધ તો પિતાજીની મૃત્યુશય્યા પાસે બેસીને એમને મેં આખી ગીતા અખંડ ધારાથી વાંચી સંભળાવી ત્યારે જ મળ્યો. યુદ્ધના મેદાન પર લખાયેલી ગીતા મૃત્યુના સાંનિધ્યમાં પણ એનું પૂરેપૂરું રહસ્ય પ્રગટ કરી શકી. ખરેખર, મૃત્યુ વિના જીવનમાં ઊંડાણ આવી શકતું નથી.

જે રીતે રસ્કિનનું Unto This Last વાંચીને ગાંધીજીના જીવનમાં મોટું પરિવર્તન થયું, અથવા ઈશોપનિષદનો એક મંત્ર હાથમાં આવતાં જ દેવેન્દ્રનાથ ઠાકુરને મુશ્કેલીમાંથી ઉદ્ધારનો માર્ગ મળી ગયો એવું તો મારા જીવનમાં કાંઈ ન થયું. પણ મારા ધાર્મિક જીવનમાં ભગવદ્ગીતાથી પણ વધારે





અસર થઈ છે ઉપનિષદોની. સંત સાહિત્યમાં તુકારામ, જ્ઞાનેશ્વર અને એકનાથ એ ત્રણેના અમર ગ્રંથોનો ઋણી છુ. મહારાષ્ટ્રના વારકરી લોકો દર વરસે પોતાના ગામથી પંઢરપુર સુધી પગપાળા જાત્રા કરે છે. અને આ રીતે સંતસાહિત્યનો ફેલાવો આમોગામ પહોંચે છે. પંઢરપુર મહારાષ્ટ્રના સંત જીવનની રાજધાની છે. એનાથી જ મેં સંત જીવનને ઓળખ્યું.

મહારાષ્ટ્રના ઐતિહાસિક અને સામાજિક જીવનનો ખ્યાલ બે નવલકથા વાંચવાથી મળ્યો. શિવાજીની જીવનકથાની શરૂઆત 'ઉષ:કાલ'થી થાય છે. અને મધ્યમ વર્ગનું સામાજિક જીવન 'પણ લક્ષાંત કોણ ઘેતો' વાળી નવલકાથામાં પ્રતિબિંબિત થાય છે. બન્ને નવલકથાઓના લેખક હરિ નારાયણ આપ્ટે મરાઠીના સમર્થ લેખક હતા. ધાર્મિકતા અને સામાજિક સુધારણા એ બન્નેની જરૂરિયાત દેખાઇ, એટલે આગળ જતાં ડૉ. ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડે જેવા ધર્મપરાયણ સુધારકોના આધ્યાત્મિક લેખોની મારા પર વધુ અસર થઈ.

પણ એમની પાસે હું પહોંચ્યો તે પહેલાં અંગ્રેજીમાં બુદ્ધિવાદી સાહિત્ય મેં ઘણું વાંચ્યું અને જેને લોકો નાસ્તિકતા કહે છે એમની અસર નીચે હું આવ્યો. મારા જીવનના આ પ્રકરણને હું આજે પણ ખૂબ મહત્ત્વનું સમજુ છુ. ભગવાનની જ કૃપા હતી કે ઇશ્વરનો ઇન્કાર કરીને ઉચ્ચ કોટિનાં સાહિત્ય સાથે મારો એ વખતે પરિચય થયો. રેશનાલિસ્ટિક પ્રેસ એસોશિયેશન સીરીઝના કેટલાક ગ્રંથો મેં વાંચી નાખ્યા. સંધ્યાવંદન, પૂજા, પ્રાર્થના વગેરે બધું છોડી દીધું. મારું બધુ બળ જનોઈ અને ચોટલી ઉપર અજમાવી દીધું અને હું સંશયવાદનો અને અજ્ઞેયવાદનો પૂજારી બની બેઠો. આ ભૂમિકા પાછળ અભિમાન કે ઉદ્દામવૃત્તિ નહોતી. સત્યની શોધ કરનારી જિજ્ઞાસુવૃત્તિ અને બૌદ્ધિક નમ્રતા હતાં. આ જ નમ્રતાએ મને આગળ વધવાનો રસ્તો બતાવ્યો. અમેરિકન માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સનું પુસ્તક Varieties of Religious Experience મેં આદરપૂર્વક વાંચ્યું. અને આવી પૂર્વતૈયારી પછી સ્વામી વિવેકાનંદ અને સિસ્ટર નિવેદિતાના લેખોની મારા મન પર વિશેષ અસર થઈ અને ઊંડે જઇને ધર્મની સામાજિક દૃષ્ટિ હું સમજી શક્યો. ફીલ્ડિંગ હૉલનું પુસ્તક Soul of a Pupil એટલા માટે મેં વાંચ્યું કે સિસ્ટર નિવેદિતાએ એની ખૂબ પ્રશંસા કરી હતી. સત્યની કપરી શોધ કરનારો બુદ્ધિવાદ મેં છોડ્યો નહોતો. એને પૂરતું પોષણ આપવા માટે મેં જહોન મોર્લેનો વિશ્વવિખ્યાત નિબંધ On Compromise પણ સાથોસાથ વાંચ્યો.

વચમાં કહી દઉં કે વરસો પછી હું જ્યારે ગાંધીજીના આશ્રમમાં પહોંચ્યો ત્યાં શ્રી મહાદેવ દેસાઈ એ જ On Compromiseનો ગુજરાતી અનુવાદ કરી રહ્યા હતા. એમાં મેં થોડી મદદ કરી. અને અમે એકમેકના મિત્ર બન્યા. મહાદેવભાઈનો એ અનુવાદ 'સત્યાગ્રહની મર્યાદા'ના નામથી પ્રગટ થયો.

સ્વામી વિવેકાનંદ અને સિસ્ટર નિવેદિતા પછી આનંદ કુમાર સ્વામી અને રવીન્દ્રનાથ ઠાકુરનો વારો આવ્યો. ભારતીય સંસ્કૃતિના આ બે ઉત્તુંગ આચાર્યોનાં પુસ્તકો મેં શ્રદ્ધાપૂર્વક વાંચ્યાં અને ઉત્સાહપૂર્વક નવયુવકોને શીખવ્યાં. Essays In Indian Nationalism, ગીતાંજલિ, સાધના, Nationalism, પૉલ રિશારનું To the Nations— આ બધાં પુસ્તકો જીવનદીક્ષા આપવા માટે પૂરતાં છે. જ્યારે ગાંધીજીનું 'હિંદસ્વરાજ' વાંચ્યું ત્યારે એની સાથે થૉરો અને એમર્સન, ટૉલ્સ્ટૉય અને રસ્કિન અને સ્ટુઅર્ટ ચેસનાં પુસ્તકો વાંચવાં જરૂરી લાગ્યાં. ગૂઢવાદના આકર્ષણને લીધે મેં આ સાથે એડવર્ડ કાર્પેન્ટર અને વૉલ્ટ વ્હીટમેનના કાવ્યમય ઉદ્ગારો પણ વાંચ્યા. મારું નસીબ પણ એટલું સીધું છે કે એકીસાથે પરસ્પર વિરોધી વાયુમંડળના ગ્રંથો મારી સામે આવી જાય છે. ગૂઢવાદી (Mystic) સાધકોની વાણી જ્યારે વાંચતો હતો ત્યારે અનાયાસે




આનાતોલ ફ્રાંસની નાનકડી નવલિકા 'થાઈ' મારા હાથમાં આવી.

મારા મિત્ર સાધુચરિત ધર્માનંદ કોસંબીને લીધે ભગવાન બુધ્ધના ચરિત્ર અને ઉપદેશો તરફ હું આકર્ષાયો હતો. ગાંધીજીના આદેશથી જ્યારે અમે લોકોએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે મેં ધર્માનંદજીને વિદ્યાપીઠમાં બોલાવ્યા અને એમની પાસે સારા સારા ગ્રંથો લખાવ્યા. જેને કારણે મરાઠી, ગુજરાતી અને હિન્દી વાચકો બૌધ્ધ ધર્મને એના શુધ્ધ રૂપમાં સમજી શકે.

કુદરતનું હાર્દિક નિરીક્ષણ અને ભગવાનનાં દર્શન કરવાની મારી સાધના બાળપણથી જ ચાલુ હતી. મેંગલોરની પાસે રહેતા મારા મિત્ર મંગેશ્વર ગોવિન્દ પૈએ આકાશના તારાઓ સાથે મારી દોસ્તી કરાવી. ગોવિન્દ પૈ કન્નડ ભાષાના એક પ્રખ્યાત કવિ અને વિવેચક છે. દેશી પરદેશી અનેક ભાષાઓના સાહિત્યનો એમને ઊંડો અભ્યાસ છે. આ તારાઓએ મારું જીવન એવું તો સમૃધ્ધ બનાવ્યું, અને મારી માનવતા એવી વ્યાપક બનાવી કે હવે હિન્દના કોઈ પણ પ્રાન્તમાં જાઉં કે દુનિયાના કોઈ પણ દેશમાં પહોંચું તો મને ક્યાંય પણ પારકાપણું લાગતું જ નથી. જે તારાઓ કાશ્મીરમાં જોયા હતા એ જ સિલોનમાં પણ મળવા આવેલા. જે તારાઓને પોર્ટુગલની રાજધાની લિસબનમાં જોયા હતા એ જ જાપાનમાં ટોકિયોના આકાશમાં મને કુશળ સમાચાર પૂછતા હતા. મેં યરવડા જેલમાં ગાંધીજી પાસે મારા આ દેવતાઈ મિત્રોની વાત કરી. તારાની નીચે સૂવાનો ગાંધીજીનો આગ્રહ તો હતો જ. એ માટે જ્યારે હું સાબરમતી જેલમાં હતો અને મહાત્માજી યરવડા જેલમાં હતા ત્યારે તેમણે એક પવિત્ર દિવસે જેમ્સ જીન્સની ત્રણ ચોપડીઓ મને મોકલી આપી—

—The Stars In Their Courses, Mysiterious Universe અને The Universe Around us. ગાંધીજીએ મોકલેલાં આ ત્રણ પુસ્તકોએ ધર્મદર્શનનું એક નવું જ સ્વરૂપ આપ્યું, ધર્માનુભવ ઉપર એક નવો જ ઓપ ચઢાવ્યો. ત્યારથી ભૌતિક વિજ્ઞાનનો કોઈપણ ગ્રંથ વાંચુ છું—દરેકમાં નવી ધાર્મિકતા જ જોઉં છું.

મેં જાણી જોઈને જ ગાંધીજીનાં સાહિત્યનો અહીં ઉલ્લેખ નથી કર્યો. એમનાં સાહિત્યની અસર લખવા બેસું તો બાકીનું બધું જ રહી જાય.

આ સો બસો વર્ષના વિશ્વસાહિત્યમાં એવી પ્રભાવશાળી નવલકથાઓ તૈયાર થઈ છે, જેની સમસ્ત માનવજાતિ પર ખૂબ ઊંડી અસર થઈ છે. નવલકથાઓ ખૂબ થોડી વાંચી છે. લાંબી લાંબી નવલકથાઓ વાંચવાની તો હિંમત જ નથી થતી. પણ જે નવલકથાઓનો મન ઉપર વધુમાં વધુ પ્રભાવ પડ્યો એનો ઉલ્લેખ કરવા બેસું તો એક સ્વતંત્ર લેખ તૈયાર થઈ જાય.

એક જ પુસ્તક વિષે લખવાનું બાકી રહે છે. મારા મનની રચના સાથે જેનો મેળ નથી બાધો અને મારી આજ સુધીની સંસ્કારિતા સાથે જેનો તાલ નથી જામતો, પણ જેણે મહિનાઓ સુધી મારા મન પર એવી પકડ જમાવી કે હું રાત દિવસ એના જ વાતાવરણમાં રહેવા લાગ્યો. મૂળ પુસ્તક તો હું નથી વાંચી શક્યો. એનો મરાઠી અનુવાદ જ વાંચેલો અને પછી એના એક બે અંગ્રેજી અનુવાદ પણ વાંચ્યા. વધુમાં વધુ મરાઠી અનુવાદે જ પ્રભાવ પાડ્યો. છતાં અંગ્રેજી અનુવાદ પણ એની અસર કર્યા વગર ન રહ્યો. એ પુસ્તક છે 'કુરાન શરીફ' અથવા 'અલ કુરાન.' પ્રામાણિકતા અને ઉત્કટતાનો આદર્શ નમૂનો આ પુસ્તકમાં દેખાય છે, આજની સાહિત્યિક અભિરૂચિ ભલે ગમે તે કહે, આ પુસ્તકનું અધ્યયન દરેક સંસ્કારી મનુષ્યે કરવું જ જોઈએ. ચાલીસ કરોડની જનતાને સમજવાની આ એક સરસ ચાવી છે.

જીવનવ્યવહારમાં અસંખ્ય લોકોને આપણે મળીએ છીએ. થોડાક લોકો સાથે ગાઢ પરિચય પણ થઈ





જાય છે. દરેક મનુષ્ય પાસેથી આપણે કાંઈ ને કાંઈ મેળવીએ જ છીએ.. પરંતુ થોડીક વ્યક્તિ એવી પણ હોય છે કે જેના સહવાસ અને પરિચયથી આપણને ફક્ત નવી દૃષ્ટિ જ મળે છે એવું નથી પણ એ નવી દૃષ્ટિ પ્રમાણે ચાલવાનું બળ પણ મળે છે. થોડાંક લોકો આપણા હાથમાં એવી એક ચાવી આપી દે છે કે જેને લીધે આપણે હજારો તાળાંઓ ખોલી શકીએ અને સમસ્યાઓ ઉકેલી શકીએ. એવા લોકો તરફ આપણી કૃતજ્ઞતા અસીમ હોય છે. જનક રાજાએ એમના ગુરુ યાજ્ઞવલ્ક્ય પાસે જે કૃતજ્ઞતા દેખાડી છે એનું વર્ણન હું એકવાર કરી ગયો છું.

થોડાંક પુસ્તકો પણ એવાં હોય છે કે જેને આપણે પુસ્તકો ન કહેતાં જીવંત વ્યક્તિ કહી શકીએ છીએ. પરમ સખા મિત્ર અને ગુરુ એ ત્રણેનું કામ એ એકી સાથે કરે છે. એવાં પુસ્તકોનું સ્મરણ કરવું જેટલું આહ્લાદક હોય છે એટલું જ પવિત્ર હોય છે. આજે એવાં અનેક પુસ્તકોનું સ્મરણ અને વર્ણન કરવાની તક મળી છે એથી હું ખૂબ ખુશી થાઉં છું. હું ઇચ્છું છું કે અનેક લોકો આ પુસ્તકોમાંથી અને આવી જ જાતનાં બીજાં પુસ્તકોમાંથી લાભ મેળવે. અને જો ઈશ્વરે શક્તિ અને તક આપી હોય તો આવાં પુસ્તકો લખે પણ. જેને ભગવાને ઘણું આપ્યું છે એનો ધર્મ છે કે ભગવાનનું સ્મરણ કરીને કાંઈ ને કાંઈ એ પણ આપતા રહે.



## ટા ઢ ક

કોને ખબર પણ મને એવી કુટેવ જ પડી ગયેલી કે હું રોજેરોજ એને તલસાવ્યા કરતી. ઘણી વાર તો, એ મળવા આવવાનો હોય ત્યારે જ હું બહાર ચાલી જતી. એનો એ વખતનો ગુસ્સો જોવાની મને મઝા પણ પડતી. એમ તો અમે રોજ મળતાં, એકાદવાર ન મળ્યાં હોઈએ તો એક બીજાને ચેન પડતું નહિ—બન્ને રહી શકતાં જ નહિ. એને મળવાની મારી ઇચ્છા કાંઈ કમ હતી એમ તો શી રીતે કહી શકું? પણ મઝાક કરવાની મારી વૃત્તિ એની સાથે પણ મઝાક કરવા પ્રેરાતી ત્યારે એના મનની એ સ્થિતિ જોઈને હું ઘણીવાર નિશ્ચય કરી બેસતી કે એની સાથે એવી મઝાક નહિ કરું. પણ મારી પેલી પડી ગયેલી કુટેવ મને એનું પુનરાવર્તન કરાવતી. મારા પર એ ગમે તેટલો ગુસ્સે થયો હોય કે મેં એને ગમે તેટલો હેરાન કર્યો હોય તોય સામે ચાલીને મને મળવા આવવામાં એને નાનમ ન લાગતી. મારા અભિમાનને એ પોષતો એમ તો શી રીતે કહી શકું? પણ એના એ વલણે મને કેના તરફ તો સાવ ઢાળી જ દીધેલી, હું એને ન જેઉં ત્યાં સુધીમાં મારું દિલ એવા તો તલસાટો અનુભવતું. એ વૃત્તિઓને જાહેર કરનારી પુરૂષસહજ નિખાલસતા મારામાં નહોતી એટલે મારી એકેય વૃત્તિ મેં ક્યારેય એની પાસે રજૂ નથી કરી. પણ હું ક્યારેક ખૂબ વિહ્વળ બની જતી. એના વિના જાણે જીવવું અસહ્ય ન બની જતું હોય! તે દિવસ પણ એવો જ ઊગ્યો: એ બિલકુલ ન દેખાયો—એની રાહ જોઈ જોઈને હું થાકી. એને જ ઝંખતું મારું દિલ તો એની પાસે દોડવું જ ગયેલું હતું પણ હું મારી જાતે આમ ક્યારેય એની પાસે નહોતી દોડી ગઈ. એની પાસે જઈને મારા દિલને કાંઇ ટાઢક વળી છે—અગનઝાળ ઉડાડતો મારો દેહ એની હિમશીળી કાયામાં જકડાઈને એવી ટાઢક અનુભવવા લાગ્યો......

રસજ્ઞા

‘ઊર્મિ-નવરચના’ અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. લખવો ક્યારેય ભૂલશો નહિ.

# ભાથીની વહુ

પન્નાલાલ પટેલ

માનવજીવનના મનોભાવોને આબેહૂબ આલેખતા આપણા પ્રખ્યાત વાર્તાકાર અહીં ગ્રામ્યજીવનનું જે સામાજિક આલેખન કરે છે એ ઘડીભર તો દરેકને મોંમાં આંગળાં મુકાવી દે છે. વાર્તા કળાની અજબ એવી ફાવટ આ વાર્તાને પણ એટલી જ તરબતર બનાવી મૂકે છે.

ભાથીની વહુ તો એ પાંચ વર્ષનો હતો ત્યારથી જ રજિસ્ટર્ડ થઈ ગઈ હતી. આ પછી ચારેક વર્ષે બાપ ને સાત વર્ષ પછી મા મરી ગઈ ત્યારે એણે ય જીવ છોડતાં દીકરાને નામે ચઢાવેલી પેલી થાપણનું જ સાવન્ત્વન લીધું, 'બે વર્ષ પછી તો વહુ આવશે ને ભાથ્યાને રૂડાં ભલાં થશે.'

અને અટૂલા થઈ રહેલા બાર વર્ષના ભાથીએ ય અડધી સમજીને તો અડધી વગર સમજે લોકોએ બંધાવેલી પેલી આશા, 'અરે કાલ વહુ આવશે,' એ ઉપર જ કાલ ઉપર કાલ કાઢવા માંડી.

પણ જ્યાં એ પંદર વર્ષનો થયો, પેલા ગભરુ હોઠ ઉપર દોરો બંધાવા લાગ્યો ત્યારે તો સાચે જ એને વહુ માટે જાણે રટણા જાગવા લાગી.

ખેતી-વાડી અને ઢોર-ઢાંખમાંથી નવરો પડી શકે એમ તો હતું જ નહિ છતાં ય પાંચેક ગાઉ ઉપર આવેલી સાસરીમાં વરસમાં એકાદ આંટો તો ઊભો ઊભો લગાવી આવતો. વહુને જોઈ, ''હજુ કેટલી વાર છે,' એમ અટકળ કાઢવા રતો.

અને સાંજે પાછા આવી, ઢોર-ઢાંખ બાંધી, જમી-પરવારીને જ્યારે એ ખાટલામાં પડતો ત્યારે દરેક વખતે પેલા અધીરા મનને આવા જ શબ્દોમાં ધીરજ આપતો, 'હવે તો ફકર નથી! બેડે પાણી લાવતી તો થઈ છે....'

બીજે વરસે વળી આમ કહ્યું, 'હવે શું છે? વાળી બેડું ચઢાવે છે ને આપે ઉતારે છે....'

અને એ પછીને વરસે તો જાણે હદ આવી ગઈ હોય તેમ ખાટલામાં પડ્યો પડ્યો સગી સાસુ તો મરી ગઈ હતી એટલે ઓરમાન સાસુ તથા સસરાથી દલીલો કરતો હોય એ રીતે જ બબડતો હતો, 'ઓ હો હો! મારા બેટાનું માણુ ઉપર માણુ ને કાખમાં છલકતો ઘડો લાવે છે, તો ય હજુ નાની?'

પણ બીજે દિવસે એની અકળામણભરી આ દલીલનો એક આધેડ પાડોશીએ એવો તો જડબેસલાક જવાબ આપ્યો કે એ સાંભળી ભાથીભાઈ દંડાગાર! પેલાએ કહ્યું, 'અરે ગાંડિયા, તારે મન હેડંબા પણ એનાં માબાપને મન તો છોકરું જ ને?'

ભાથીએ, આ વર્ષે ય આણું કરાવવાની ના આવતાં વળી એક વર્ષ ખેંચ્યું. ને આણાંની નવી રત આવતાં રોષ સાથે જ્યાંત્યાં કહેવા માંડ્યું, 'અલે ભાઈ, તમે કોઈ મારા સસરાને સમજાવો તો ખરા? આ મને કેડે કરી લઈ જાય એવડી તો થઈ છે તો ય હજુ નાની?'

ને એ વર્ષે તો માબાપે, છેવટ ઊલતી રતે પણ આણું તો કરાવી આપ્યું.

ને આમ વીસની ઉમ્મરે જતો, એક સાંજે ભાથીના જીવનમાં પહેલી જ વાર સૂરજ ઊગ્યો. ગામની સ્ત્રીઓએ ગીત પણ એવું જ ગાયું:

ભાથીભાઈને સોના સૂરજ ઊગિયો.
સૂને હૈડે, સૂને ઘર-આંગણે.
આજે રમઝમ ઘૂઘરિયો ઘમકાય રે–
સોના સૂરજ ઊગિયો.
ઠાલે કોઠે, ઠાલે ઠાલે આરડે,
આજે ભર્યો ભર્યો પાલવડો લે'રાયરે–
સોના સૂરજ ઊગિયો.
ઝાંખી પૂનમ સૂરજ ભાથી રજ્જર્યો,
ચકમક નેણે ઝળહળ મિતર-બા'રરે–
સોના સૂરજ ઊગિયો,





અને ભીતર બહારની સુરાવલીમાં ભાથી એ ય ભૂલી ગયો કે પંદર વર્ષ ઉપર પરણ્યો હતો! અરે એકલ પડે પૂરાં કરેલાં ઘનઘોર મેઘલી રાત સરખાં જીવનાઈનાં પેલાં ચાર પાંચ વર્ષ પણ ભૂલી ગયો.

એક તો રાત ને તે ય કૃષ્ણ પક્ષની, વળી દીવો પણ—તેમાં ય આજ તો ભાથીએ ફાનસ સળગાવ્યું હતું પણ ગ્યાસતેલ તો પીળું ને? વળી વહુ પણ કંઈ ધૂમાધૂમ નહોતી કરતી બલકે બાજુની પેલી ઓટલીને અઢેલી પીળાં સાળુમાં સોહતી બેસી રહી હતી, ને છતાં ય ભાથીને, ઘરમાં જાણે સૂરજ ઊગ્યો હોય, ઝળાંઝળાં અજવાળાં પથરાઈ રહ્યાં હોય એમ જ લાગતું હતું જ્યારે ભીતરની વાત તો વળી કથવા સરખી જ ન હતી.

પણ પહેલી રાતનો સૂરજ ભાથીને એળે ઊગ્યો!

અલબત્ત, બીજે દિવસે તો ફોઈ વગેરેની ધમાલ ઓછી થઈ ગઈ હતી. એક માસી, વહુને અતડું ન લાગે માટે બે દિવસ રોકાયાં હતાં.

પરંતુ પહેલે ધડાકે ભાથી સમજી ગયો કે વહુ તો એને ય અતડો બનાવી દે એવી હતી.

તેમાં ય માસીના ગયા પછી તો એવી રીતે વર્તવા લાગી, જાણે પોતે ધણી ને ભાથી ધણિયાણી. ભાથી એને કંઈ કામ દેખાડતો તો ચટ શે જવાબ દેતી, 'તે કરી લોને આપે!' એટલું જ નહિ, કેટલુંક એવું કામ પણ ભાથીને કરવું પડતું. જેમકે કોઠીમાંથી અનાજ કાઢી, સાળી, ઝાટકી, દળણું કરી આપવું. અરે સૂવાનો પેલો ખાટલો ય માસીના ગયા પછી તો એને જ વાળવો-પાથરવો પડતો.

ભાથીએ મન મનાવ્યું, 'હોય, નવે નવું એટલે પહેલે આણે તો કામની ઓળ ન ય પડે.'

પરંતુ એણે જોયું તો બીજે આણે ય, એ જ તાસ! ને એક રાતે ખાટલો પાથરતાં એણે કહી નાખ્યું, 'ત્યારે તો એમ જ કે'ને કે મારે તો અવતાર લગી તારી પરોણાગત જ કરવાની છે?'

તાપણા આગળ બેસી માથાના ચોળેલા વાળ સૂકી રહેલી પત્ની ઠંડે કલેજે જ બોલી, 'પરોણાગતે ય કરવા મળે તો ભાગ્ય પૂરાં!'

ભાથી તો વહુના જવાબ કરતાં ય વધારે તો એના હસ્સા તરફ, પોતા તરફ નાખેલી એ તુચ્છકારભરી નજર તરફ તાકી જ રહ્યો- અહો! ત્યારે તો એમ છે.' એ સ્વગતની જેમ બબડ્યો.

'છે સ્તો. આપણે તો ઉઘાડે છોગે વાત છે.' ફરી પત્નીએ ભવાં ઉલાળ્યાં.

'કે? પૂછી વહુ તરફનો હિસાબ પૂરેપૂરો સમજી ન હોય તેમ ખાટલો પાથરવો, પડતો રાખી, એના ઉપર બેસી, ઝૂકીને એ સાંભળી રહ્યો.

'કે ગાજરની પીપુડી છેવટ તો કે'ડી જ ખાવાની છે.'

બોલવાની આ હિંમતે જ નહિ, સફાઈભર્યા એ શબ્દોએ પણ ભાથીને દીગ કરી મૂક્યો. લોકો વાત તો કરતાં હતાં—સરખે સરખાં તો એને મોઢે જ કહેતાં હતાં, 'ભાથીભાઈ, જો જો હોં, વહુ તમને વેચીને ચણા ન ફાકી ખાય?'

તો ગપ્પે ચડેલા જુવાનો તો વળી આમ જ કહેતા, 'અરે ભાથીને તો જોજે ને પેલી છીંકણીની દાબડી પેઠે કાપડામાં રાખશે.'

બીજો વળી એને ય ટપી જતો, 'એના કરતાં તો એમ કે' કે ઘાઘરાની ચૈણમાં રાખશે.'

અલબત્ત ભાથી આ બધી રમૂજના જવાબ રમૂજમાં જ આપતો, 'તમે કહ્યું એ બે ય ઠેકાણે કાંઈ હાડકાં નથી કૂચવાનાં; આપણુ રે'વા તૈયાર છીએ.' પણ 'આ બધું' સાચું હશે એની તો એને આજે જ ખબર પડી.

બીજી સ્ત્રીઓ કરતાં વહુનો પહેરવેશ, કપાળે ટીલડી, વાળ હોળવાની સફાઈ, બોલવાની આવડત, ચા પીવાની ટેવ—અરે કે'છે પાનનો શોખ છે. પણ શું




કરે? અહીં મળતાં ન હતાં—વગેરે લક્ષણ જુદાં તો પહેલેથી જ પડતાં હતાં. પણ એ તો પેલા મોટા ગામમાં—વાણિયા બામણની વસ્તીમાં રે' છે એટલે હોય એમ જ ભાથીને મન હતું. વળી આ બધાંથી નુકશાન પણ એટલું બધું ન હતું બલકે પોતાના ઘરની જ વત્તાઈ હતી. અરે ઘરકામ ઓછું કરે એનીય ભાથીને પરવા ન હતી.

પણ આજે જ ખબર પડી—નજરે જોયું કે આ તો બધું 'ગધેડાને તરપણ કરવા' સરખું જ છે, અને એનાથી ભારે શ્વાસ લેતાં બબડી જવાયું, 'લોક તો કે'તું'તું બાપડું પણ મને શી ખબર કે બાઈસાહેબે નાક કાન વાઢીને પૂંછડાં ઉપર મૂક્યાં હશે?'

'ત્યારે તું એમ જાણતો'તો કે હું તારું વેઠિયાતું ઘર માંડીશ?'

'ખલાસ!' ભાથીને વાગ્યું કે આણીએ 'તું' વાપરીને એના અંગ ઉપરનું છેલ્લું કપડું યે જાણે ફેંકી દીધું છે. એનાથી ન રહેવાયું ને એ બરાડી ઊઠયો, 'જોઈ વિચારીને બોલજે હોં? ઠીક કહું છું.'

'મારીશ એ જ કરીશ ને?'

'મારીશ તો નહિ ને આ ચૂલામાં મોઢું જ ખોસી ઘાલીશ, હા.'

'એ વગર તને બીજું આવડેય શું પીટયા...'

ભાથી સમજી ગયો હતો કે આને ગમે તે હિસાબે ટંટો કરવો છે. છેવટ માર ખાઈને રૂસણાંને બહાને પિયર ચાલ્યા જવું છે. પણ આ જાણ્યા છતાંય એનાથી એક લાત લગાવ્યા વગર ના રહેવાયું.

આ સાથે જ ગાળોનો જાણે વરસાદ વરસ્યો. ને ભાથીએ ય, 'તારી માની રાંડ મારૂં' કરતાંકને બાજુમાં પડેલું છળિયું* વહુના મોંમાં ખોસી ઘાલ્યું. ઉપરથી ગડદા, તમાચા ને લાતો પણ દઈ દીધી.

અલબત્ત, વહુ સમજી ગઈ કે વધારે બોલીશ તો આ વેઠિયો ગળું જ દબાવી દેશે ને એણે, ગાળ વગરનું રૂદન જ કર્યા કર્યું. અહીંની બીજી સ્ત્રીઓ પેઠે વિલાપે પણ ન ચઢી. કાં તો આવડતાં નહીં હોય યા એ એના શહેરી મોભાને અનુરૂપ નહિ હોય.

અલબત્ત, સવારે તો બીજી સ્ત્રીની માફક જ એણે લાગ જોઈ પિયરનો પંથ લીધો.

પાણી ભરવા ગયેલા ભાથીને આની ખબર પડી. બેડું ઉતારી મૂકી પાછળ જવાનો ને પાછી ખેંચી લાવવાનો વિચાર પણ આવ્યો, પરંતુ બીજી બાજુ એને લાગ્યું કે એ નફ્ટ તો થઈ જ ગઈ છે એમાં વળી તાણી લાવીશ ને વધારે ઝૂડીશ તો પછી છેલ્લે પાટલે બેસતાં એને વાર નહિ લાગે. ને એણે એને જવા જ દીધી.

પણ ક્યાં સુધી આમ જવા દેવી? ત્રીજી વાર, ચોથી વાર, દરેક વખતે બસ આ જ તાસ. એ જ બોલી, એ જ મિજાજ ને એ જ માર. અરે છેલ્લે છેલ્લે તો એણે ભાથીને ચેતવણી પણ આપી દીધી: 'તું લાખ કરીશ તો ય તારું ઘર હું આજે ય નથી બાંધવાની ને કાલે ય નથી બાંધવાની, બહુ કરીશ તો ગળે ફાંસો ખાઈને મરી જઈશ. પણ તારા વેઠિયાના ઘરમાં તો નથી જ રે'વાની.'

ભાથી પણ હવે તો મારી મારીને થાકયો હતો. અરે પંચ ભેગું કરીને ય આ મોંઘા જમાનામાં અધમણ ઘીનું પાણી કર્યું. પણ પંચેય શું કરે? વહુના બાપ ઉપર દાબ મૂક્યો ને આ બાઈને કોઈ સંઘરે તો એને ય નાત બહાર મૂકવો એવો ઠરાવ કર્યો. બાઈને સમજાવવાનો પ્રયત્ન પણ બે–ચારે કરી જોયો. પણ બાઈ ક્યાં એમ કોઈને ગાંઠે એવી હતી? અરે એણે તો ઊલટાનાં એ લોકનાં ય જાણે નાક કાપી લીધાં, રોકડું જ પરખાવી કાઢયું, 'મારે ક્યાં ઘર માંડવું છે? જઈશ તો કોઈ હીંડોળાખાટવાળાને ત્યાં નહિ જાઉં?'

જ્યારે બાપ પણ એ ઘડીયે પંચ આગળ છૂટો થઈ

*છળિયું : મકાઇ રોડાના દાણા વછોડયા પછી રહેતો ભાગ.





ગયો, 'જુઓ મે'રબાન! આજથી એ મારી દીકરી જ નથી. કારણકે એ આપણા કહ્યામાં નથી. માટે તમે જાણો ને એ જાણે.'

ને લાચાર બનેલા આગેવાનો ' તો જવા દો એને. ને પછી જુઓ કે પંચ એને શું કરે છે એ?' આમ મૂછનું પાણી રાખતા આખર છૂટા પડ્યાં ઓછુ હોય તેમ વહુ પાછળ ચીઢ્ઢી રહી, મેર મારા પિટ્યા. નકામું આ મોંઘાનું અધમણ ઘી ને ધાન બગાડ્યું. વળી બે દન લગી એ પીટ્યાં નવરાંની વેઠ કરી એ છોગાની. ત્યારે એનાં કરતાં એટલું તો તારાં પેલાં દૂઝણા ડોબાંને ખવરાવ્યું હોત તો ય બમણું સાટુ વાળી આપત.'

ભાથીને ઘણી ય દાઝ ચઢી પણ શું કરે? એનું કહેવું ખોટું ય શું હતું? ક્ષણભર તો એને ય થયું, 'અરે ભગવાન! આવું સમજવાળું બૈરું આલ્યું એને તેં પાછુ જતા રે'વાને રવાડે ચઢાવ્યું! ત્યારે એમ જ કે'ને કે જનમારો તારે મારો જીવ જ બાળવો છે!'

વળી વહુને પિયેર જતી પણ અટકે તો અટકાવે ને? ક્યાં સુધી મારી મારીને પાછી લાવે? ને પિયરમાં તો અહીં ધણીને નો'તી માનતી એ, બાપને કે ઓરમાન માને તો માને જ શાની? વળી કે' છે કે પિયરની પેલી પંચકલ્યાણી વસતિમાં એના દોસ્તદાર પણ ઘણા હતા. તેમાં ય દવાખાનાનો પેલો કંપાઉન્ડર તો ખાસ. ને ખોટી વાત હોય તો ય ભાથી જ કહેતો, 'અરે વાટમાંથી ઓળખાણુ ઊભી કરે એવી છે. એને શું પછી?'

થાકવા આવેલા ભાથીએ વળી એક ધમકી દીધી, 'જો બીજે જઈશ તો યાદ રાખ, સરકારમાં ફરિયાદ કરીને છેવટ જેલ ભેગી કરીશ.'

પણ એને ય એણે હસી કાઢી, 'આટઆટલામાં જઈશ તો ને? તને ખબરેય નહિ પડે પછી?' ને જાણે હવે બધા જ ભયને પચાવી બેઠી હોય તેમ હસીને બોલવા લાગી, 'અરે પિટ્યા વેહિયા! ફરિયાદ કરીશ તો ઉલટો મુદતોમાં ને મુદતોમાં આ દૂજણું. ને ખેતી બધુંય ખોઈશ. ને વકીલોની ફીમાં આ ખોરડું વેચવાનોય વખત આવશે. તું જો તો ખરો. ને હું તો જ્યાં જઈશ ત્યાં. 'જી'તી'.* એ નથી ખબર તને?

ભાથીને ય આ સાચું લાગ્યું, 'દુનિયામાં જેટલા બૈરાંના એટલા આપણા ઓછા?'

લોકો પણ અત્યાર સુધી તો ભાથીની મદદમાં હતા જાણે પણ હવે તો એમની પાસે ય કોઈ રસ્તો ન હોતો રહ્યો.

ને લાચાર બનેલા કહો કે અટૂલા થઈ રહેલા ભાથીએ પોતાના ભાથામાંથી જાણે છેલ્લું એવું એક તીર કાઢ્યું: ખાટલો પાથરતાં આજે એણે નરમાશથી જ બોલવા માંડ્યું, 'હવે તો હું થાક્યો તારાથી મે'રબાન!'

'હજુ થાક્યો ક્યાં છે? હવે થાકીશ!' વહુ તો દિવસે દિવસે હીનાની જેમ જાણે રંગ લાવતી જતી હતી. જ્યારે ભાથીએ આ અપમાનના કડવા ઘૂંટડા જાણે ગળવા માંડ્યા.

વહુએ ઉમેર્યું. 'જા ને તારા વાલેશરીઓ પાસે. પૂછ ને જો હજુ ય કાંઈ વહુને વશ કરવાનો ઉપાય બાકી રહ્યો હોય તો.'

પણ ભાથી તો પેલા મોહિનીવાળા પાસે ય ફેરો મારી આવ્યો હતો. અરે એક ગાય જેટલું મૂલ આપ્યું હતું. પણ એમની ય પેલી સવા મહિનાની મુદતને ઠેકાણે સવા વરસ થવા આવ્યું! ને વહુ તો

* 'જી'તી' નો વાચ્યાર્થ તો છે 'ગઈ હતી.' અમુક વર્ગની બોલી છે, દા. ત. 'ગ્યો 'તો,' 'જી'તી' પણ એની લાક્ષણિકતા થઈ ગઈ છે કે જ્યાં જાય ત્યાં જીતીને જ, મતલબ કે એનું સૌ કોઈ

વશ થવાને બદલે પોતાને જ એણે અવશ બનાવી મૂક્યો હતો.

ને એણે આજેય ખાટલો પાથરવો પડતો મૂક્યો. ભાથાનું પેલું છેલ્લું તીર પણ નકામું ગયું હોય તેમ ઢાલે હાથે જ જાણે તાપણા આગળ બેઠેલી પત્ની પાસે આવી બેઠો. અને જેમ કોઈ પ્રિયતમા, પ્રીતમ આગળ અંગ આખાનું સમર્પણ કરતી હોય તેમ એણે વહુ પ્રત્યેનો ગુસ્સો, તિરસ્કાર ને છેલ્લે પેલો ધણીપણાનો વાઘોય જાણે ઉતારી નાખ્યો. બોલવા લાગ્યો, 'શું કામ ભૂંડી તું એક જ રંગે ચઢી છે! પેલા ગાણામાં કહ્યું છે કે 'મનખો નહિ આવે લ્યો ફરી ફરી રે લોલ!' માટે તારો આ આંકડો જરા નીચો નમવા દે ને જવા દે આ બધા તાલ.—'

પરંતુ ભાથીના આ નરમ શબ્દોએ વહુને જરાય નરમ ન પાડી. ગાણાની પેલી કડી સાંભળીને તો જાણે એનાં કોઈ સૂતાં સમણાં જાગી ઊઠ્યાં. એ બોલવા લાગી, 'મનખો ફરી ફરીને નઈ આવે એટલે જ તો માણી લેવો છે. તમારા આ છાંણ-કાદવમાં તે શું ધૂળ માણવાનું છે? આંકડો તો આજેય નહિ નમે ને કાલેય નહિ.'

'પણ તો અદ્ધર રાખ. તું કે' એમ કરું પછી તો બસ ને?' ભાથીએ જાણે માથુંય એના ખોળામાં મૂકી દીધું.

તો વહુનેય ક્યાં બીક, શરમ કે સંકોચ હતાં? તેમાંય અત્યારે તો ધણિયાપાને જોરે કૂદતો ધણીય જાણે શરણે આવ્યો હતો.

હસીને બોલી 'તમારા વેઠિયા લોકથી એ નહિ બને. મારે તો, શે'રનો મનખો માણવો છે એની ખબર છે તને કાંઈ? પાનપટ્ટી ખાવાં, સિનેમાનાટક જોવાં ને ગુલતાન ઉડાવવાં છે. બોલ આમાંનું છે તારે અહીં તલભારેય? તારે અહીં તો ઊઠ્યા કે છાણાં ફીંદવાનું, પાણી ભરી ભરીને માથે ટાલ પડી જાય ને ખાવામાંય હરીફરીને રોટલા ને કઢી. બહુ બહુ તો ઘી ને દૂધ પણ કેટલા પરકારનાં ખાવાનાં હોય છે એની કાંઈ ખબરેય છે તમ લોકને? અરે મૂરખના સરદાર, તો પેલી કે'તેય નથી સાંભળી? કે 'જીવ્યાથી જોયું ભલું!'

ભાથી તો સોળે કળાએ ખીલેલી વહુ તરફ બાઘાની જેમ તાકી જ રહ્યો. આની આગળ નમતું મૂક્યું એ બદલ એ થોડોક પસતાતો પણ હતો. 'પણ ખેર! આજ તો આમે ને આમે એનો પૂરો તાગ લેવો' વિચારી વહુના તેજમાં પૂરેપૂરો જ લેવાઈ રહ્યો. પૂછ્યું, 'ત્યારે એમ જ કે'ને કે તારે શે'રમાં જ જવું છે?'

'અરે ઊપડી આજકાલમાં. કાંઈ તારી કે બીજા કોઈની મને બીક થોડી લાગે છે?'

'અરે ના રે ભાઈ! કે' તો માથે તારા ઘાઘરાકાપડાનું પોટલું મેલી વળાવવા આવું. વેઠિયો તો તું કે' છે ત્યારે પૂરો વેઠિયો!'

'હું જાણું છું તું મારા પેટમાં પેસવા આવ્યો છે એ. પણ...'

'અરે રે રે! એ શું બોલી? વહુના પેટમાં પેસું તો તો પાપ જ થાય ને? ગમે તેમ પણ આ વેઠિયા વેઠિયાનીય તું વહુ તો ખરી ને?'—

આ મહેણાએ વહુને સાચે જ બાળી મૂકી: 'એ તો હું જાણું જ છું કે મારો ધણી થઈને તું ઊંચી પાનીએ ફરે છે. પણ ખવરાવું છું થોડાક દનમાં રોટલા.'

'એટલે? કાંઈ ઝેરબેર આપવાનો વિચાર તો નથી ને?' ભાથીને સાચે જ ઊંડે ઊંડે ફાળ પડી: 'ભલું પૂછ્યું, લોક કે'છે ને કે કંપાઉંડર દોસ છે?'

'ગોળે મરે એને વખે શું કામ મારવા જાઉં? ને ઊલટા તીં તો મને પૂરવા જતાં એક એક કરીને બધા જ દરવાજા ખોલી આપ્યા છે.'





'તો પધારો ત્યારે ઊઠો.' કહેતાં ભાથી ઊભો થઈ ગયો. બાવડેથી પકડી ખેંચવા જ માંડી, 'અત્યારથી જ હેંડવા માંડો.'

પણ વહુ એમ ગાંડી ઓછી હતી? લોક કહેતું હતું એમ, 'કોઈ ખરા જણની કાળિયો ખાધી'તી!' છેડાઈ પડી: 'કાઢી મેલવી હોય તો બોલાવ પિટ્યા બે જણને. ને એમની શાખે ફાડી આપ મને હાથછેડો.'

ભાથી પણ થેડો નરમ પડ્યો. 'તો પડી રે' આજની રાત. કાલ સવારે વાત એની.' અને હાથ છોડતાં છેલ્લીવેલ્લો બે લાત પણ લગાવી દીધી...

પણ વહુને તો, 'દસ લાત લગાવતાંય હાથછેડો આપી દે છે આ વેઠિયો!' એમ જ હતું.

પોતાનો ખાટલો પાથરતાં એ પાછી પાણી પણ ચઢાવી રહી હતી, 'હાથછેડો આપી દે તો તો તને મરદ જ વખાણું...પણ ના ના! મને વિશવા જ નથી તારો.'—

'તું મે'રબાની કરીને હવે સૂઈ જા. નકર ક્યાંય કાળ હાથમાં નહિ રે' ને કાં તો કોક હાડકું બાડકું ભાંગી બેસશે.'—

'એટલું બાકી રહ્યું છે કેમ? તો એય ભાંગી આપ, લે, કોણ બીએ છે?'

'મને લાગે છે કે તારી માએ જણતી વખતે ધંતુરાનાં બીજ ખાધાં છે! એ વગર આવો લવારો કોઈ કરે જ નહિ.'—

'ને તારી માએ?'

'મારી માએ તો ઘી દૂધ જ ખાધાં છે. નકર આ હમણાં તારો ટાંટિયો ભાંગી નાખું બોલ? પેલો લઈ જનારોય પછી સંઘરશે નહિ તને, ને કૂતરું રવડે એમ રવડ્યા કરીશ જ્યાંત્યાં.'

'જ્યાં ત્યાં શું કામ? આ ઘર તો—'

હવે જાણે ખીલવાનો વારો-ભાથીનો આવ્યો: પેલીના લવારા તરફ ધ્યાન ન આપતાં બોલ્યો, 'અરે આ ઘર તો કોક છેલછબીલીનું છે. તું જો તો ખરી, જીવતી હોય તો આવજે આ પા થોડા 'દન પછી, ને જોજે કે કેવાં બે જણાં ગલરાં ઉડાડે છે. મને કંઈ બીજું બૈરું ન મળે એવું ઓછું છે? અરે એક કે'તા અઢાર આવે. ભાથીને તું ઓળખતી જ નથી...તું તો કે' છે કે જીવ્યાથી જોયું ભલું. પણ શંખણી, તો એટલું યાદ રાખ કે, જોયું પણ માણ્યું ભલું.' અને સ્વગતની જેમ ઉમેર્યું, 'આ તો ઠીક છે મારામાં થોડોક અરેનો ભાગ છે. મીંકુ મરશે; એટલા માનવીઓની શાખે ચોરીમાં હાથ પકડ્યો છે તો આપણે એના જેવું ન થવું. મીંકુ આવશે ઠેકાણે'—

વહુ ખાટલામાં પડી પડી હસવા લાગી. 'ત્યારે તો મારી દયા ખાઈને જ'—

'હા હા! દયા સત્તર વખત દયા. ને હજુય કહું છું, મારા છેલ્લાં વેણ યાદ રાખજે, કે જો ફફડ આ ભાથીને સંભારી સંભારીને પોશ પોશ આંસુ ન ખેરવે તો મારા નામનું ખાસડું ઠોકજે જા.'—

'ત્યારે તો કાલ નક્કી મને છૂટી કરવાની ને?'

'અરે અત્યારે તું કે' તો અત્યારે. બોલ ઉઘાડું બારણું?'

'ને હાથછેડો?'

'હાથછેડે હાથછેડો છે, જા. તારા પેટનો થાય તો તારી સામે ફરિયાદ કરે, બસ.'

વહુ તો સાચે જ હેબતાઈ ગઈ. કારણ કે ભાથીના અવાજમાંય ક્યાંય શક રાખવા જેવું ન હતું.

ઓછું હોય તેમ એણે ઉમેર્યું, 'હાથછેડોય આપત પણ આપણી ફજેતી ઓછી નથી સમજી? એટલે એક તું જાણે કે એક હું જાણું. ને ઊઠ એવી આ ઘરમાંથી જે કાંઈ તારે લેવું હોય એ લઈને હું ઘર બા'ર હોઉં એવામાં જ તું તારે હેંડતી થજે.'





એટલે બીજી પત્ની માટે ઝાઝી માથાકૂટ કરવી પડે એમ તો હતું જ નહિ. અરે એના માસાએ તો તરતમાં જ વિધવા થયેલી એક યુવાન બાઈ સાથે વાતચીત કરી એના સબંધીઓ જોડે લગભગ નક્કી જેવું પણ કરી લીધું. અલબત્ત વાત જાહેરમાં નો'તી મુકાઈ કારણ કે બાઈ હજુ ખૂણો પાળતી હતી.

તો ભાથીને ય ક્યાં ઉતાવળ હતી! કામકાજમાં તો એકલ પંડે બધું ફાવી રહેલું હતું. ઉપરાંત એને ય પલાયન થઈ ગયેલી વહુ બદલ જાણે ખૂણો પાળતો હોય એવું હતું.

અલબત્ત વહુ જતી રહે એ જરા નામોશીભર્યું તો ખરું જ. પણ આ સિવાય એના અંતરમાં કંઈક બીજું હતું. શું હતું એ તો એ પોતે પણ કળી શકે એમ ન હતું. પેલીના કરતાં આ નવી વહુ રૂપમાંય ઊતરે એમ ન હતી અને ગુણનો તો એ આખો ય ગાળો સાક્ષી પૂરતો હતો. પણ તો ય કોણ જાણે કેમ ભાથીને એને માટે અંતરમાં કોઈ ઉમળકો જ નહોતો ઊઠતો.

એક દિવસ મળવા આવેલા માસાને તો કહ્યું પણ ખરું : 'પેલી વાત હમણાં આપણે દાબી જ રાખવી માસા. ને પૂછો તો—આડી રાત એની શી વાત? માટે આપણે કોઈને બાંધવું ય નહિ ને બંધાવું ય નહિ.'

માસાને ય આની મોળી વાત સાંભળી જરા માઠું લાગ્યું. વહેમ પણ પડ્યો, 'કાં તો એણે કોઈ ત્રીજે ઠેકાણે ગાંઠ્યું હોય!'

પણ ભાથીનું દિલ તો હજુ પેલી પો'લીની જોડે જ ગંઠાઈ રહ્યું હતું. આ જોઈ ખુદ ભાથીને ય હસવું આવતું હતું, 'આ જુઓ તો ખરા! જાણે ઓર્ઝા ખાસડાં ખાધાં હોય એમ!' પણ આનો જવાબે ય એણે પાછો હસીને જ આપ્યો, 'દિલ લાગ્યું ગદ્ધીસે તો પરી ક્યા ચીજ હૈ!'—

કામની ધમાલમાં દિવસે તો નવરાશ હોય જ નહિ એટલે સ્વાભાવિક છે કે રાતે ખાટલામાં પડ્યા પછી જ પેલી યાદ આવે. પણ એ યાદે ય એવી આવતી કે કોઈ કોઈ વાર તો ખુદ ભાથી ય કંટાળી જતો. ફરી ફરીને એ જ અકળામણ વ્યક્ત કરતો, 'અરે ભગવાન! એનામાં એવું હતું શું કે હજુ ય તું નથી ભૂલતો?'

અને એક દિવસ ઊંડા ઊતરી, વિચારોને બધ પાડી દઈ, શું હતું એ ભાથીએ શોધી ય કાઢ્યું પણ એ એવું હતું કે કોઈની આગળ કહી પણ ન શકાય ને કહ્યા વગર રહી પણ ન શકાય.

અને એક દિવસ પોતાની આગળ રહેલી વહુનું દુઃખ ગાઈ રહેલા પાડોશી ભાઈબંધ આગળ અનાયાસે જ એનાથી પોતાની વાત કહેવાઈ ગઈઃ 'મારે પેલી રાંડ માટે એટલું તો કે'વું પડશે કે ખાટલામાં પડ્યા પછી તો એ બધું જ ભૂલી જવાની. એ તો એને પેલા નાટકસિનેમાએ ને શે'રના શોખે ભરમાવી. બાકી–' પણ ત્રીજા માણસ આગળ પોતે વખાણ કરી રહ્યો છે એનો ખ્યાલ આવતા એણે બાકીના શબ્દો બદલી નાખ્યા–'પણ મેલને નામ એ વંઠેલીનું!'

પણ પેલો માણસ સમજી ગયો હતો. એક ભારે શ્વાસ લેતાં બોલ્યો, 'વંઠેલી ને વગર વંઠેલી ભાઈ! બૈરું જો ખાટલામાં ય મન મેલીને મળે નહિ તો પછી એ સીધી હોય તો ય એમાં રંધાયું શું? એ ય કેટલી ઘણી પછવાડે લૂણ ખખડાવે છે?'—

ગમે તેમ પણ એના આ શબ્દો ભાથીને ગમ્યા તો ઘણા જ, એટલું જ નહિ, આ પછી તો એને પેલીના શબ્દો અને વર્તન પણ વ્યાજબી લાગવા માંડ્યાં. વેદિયો કે'તી એમાં ખોટું ય શું છે? મે'નત આડે ન ખબર પડે રાત કે દન! આખો ય અવતાર ઊંધું ઘાલીને મજૂરી...ફટ રે ફટ! ન તો પેરીઓઢી જાણ્યું કે ન આવડ્યું ખાતાં ય. ખરી વાત છે એ કે'તી'તી એ કેટલા પરકારનાં ખાવાનાં હોય છે! પેલી વાતમાં આવે છે એમ બત્રીશાં ભોજન અને છત્રીશાં શાક. એમાંનું એકે ય તેં ખાઈ જોયું છે?




બસ ત્યારે. ને જોવામાં ય હરીફરીને ઢોરાં ને છોરાં! ને વગડે જાઓ તો ઝાંખરાં કે શિયાળાં? એ વરસે જતાં પેલા સાદ બેસી ગયેલા ને ઉજાગરા કરી આંખો ઊંડી પેસી ગયેલી એવા ભવાયા આવે તે તો જાણે અમદાવાદી નાટક કંપની આવી! અરે આપણો પેલો મનજી જ કેવી કેવી શે'રના શોખની વાતો કરે છે. કે'નારે કહ્યું જ છે, ને એ ય એ જ કે-'તી'તી ને કે જીવ્યાથી જોયું ભલું. પણ આપણે તો બસ 'જોયું પણ માણ્યું ભલું' જ કરી દેખાડવું છે...

અને પછી તો આ નવે પાટે ચઢેલું ભાથીનું મન, ઘરકામના ઢસરડાથી—ભાથીના શબ્દોમાં કહીએ તો વગર પૈસાની વેઠમાંથી જાણે થાકવા લાગ્યું. શું કામ પોતે આ ઢોરઢાંખરની ખેંચતાણ ને એકલે હાથે ખેતરોની દોડધામ કર્યા કરે? નથી માથે કોઈ નાનામોટા માણસની જવાબદારી કે એની ખાતરે ય વળગી રહે? બાપડી પેલી વહુએ ય વાટ સોજી કરી આપી છે.

'અરે એ તો વાટ ભાળી ગઈ છે એમ કે' વાટ.' ગાડું લઈને ચોમાસા માટે દૂરના જંગલમાં બળતણ લેવા ગયેલો આખા દિવસનો બળ્યોઝળ્યો ને ભૂખ્યો ભાથી ચૂલો પેટાવતાં દરરોજના વિચારોના અનુસંધાનમાં જ બોલી ઊઠ્યો.

એવામાં વળી બે બળદમાંથી એકનો પગ ભાંગી ગયો. 'કરમના જ વાંક ને?' ભાથી દુઃખ સાથે બબડ્યો. 'નકર નદીએ પાણી પીવા જવાને બદલે (ચારના) માળા તરફ જાત જ શું કામ? એ ન ગયો હોત તો પેલો માળાવાળો શું કામ પાણો નાખત? ને નાખ્યો એ તો નાખ્યો પણ આપણે ય નથી નાખતા? પણ આ તો બરાબર હાડકા ઉપર જ વાગ્યો ત્યારે આપણા કરમનો જ દોષ ને?'

છતાંય ભાથીથી પેલા માણસને ઠપકો કર્યા વગર ન રહી શકાયું:

'ભલા આદમી, જરા જોતો તો ખરો. હવે બસો રૂપિયા ખરચતાં ય આ આવે દને મને આવો બળદ મળવાનો છે?'

'ન મળે તો જા તુંય વહુની પાછળ?' પેલાને જાણે ભગવાને બોલાવ્યો, એવું હતું તો ચાર તાણવા ન'તો જવા દેવો.'

'પણ તીં માળા ફરતી વાડ કરી હોત તો—'

પણ પેલો, ખાસ તો પોતાનાથી એક ખોટું કામ થઈ ગયું છે એની જ દાઝમાં એ ભાથીને દબાવી દેવા માગતો હતો કે જેથી ગામના બીજા માણસો પણ વગર પૈસે ડહાપણ કરવા ન આવે. ને બોલ્યો, 'વાડવાળો આવ્યો છે પણ તારે જ વહુ આડે વાડ કરવી'તી ને બાયલા. એવો મોટો મરદ છે તો જા ને પેલા બાંમણ પાસે ને ખેંચી લાવને ચોટલો સાઈને વહુને જ–'

અને પછી તો કોઈ ભાથીના પક્ષમાં ઊતર્યાં તો કોઈ વળી પેલાની તરફેણમાં ય બોલ્યા.

પરિણામ એ આવ્યું કે ભાથીએ પેલા ભાંગેલા બળદને એને ભારણે જ લાવી મૂક્યો, જ્યારે પોતે મન સાથે મનસૂબો કર્યો, 'કાંઈ નઈ, નથી તો બીજા બળદ લેવો કે નથી ખેતી કરવી. અરે આ મુલકમાં જ નથી રે'વું પછી? પેલો છે એ બળદે ય વેચી ખાવો છે.'

'કાંઈ કારણ?' ગામલોકોએ અને સંબંધીઓએ ભાથીનો આ નિર્ણય જાણી પૂછ્યું.

ભાથી પાસે ય શરૂ શરૂમાં તો કંઈ જ કારણ ન હતું. 'બસ એમ જ; કારણ ને કારણ' ભાથીએ કહ્યું.

એટલામાં એક અક્કલવાળાએ જાણે શોધી કાઢ્યું, 'એ ભલે ન કે' પણ હું સમજી ગયો છું...શું તે તે દન પેલાએ વહુનું મેણું માર્યું ત્યારથી જ એને કાંક ચોટ લાગી છે. પછી તો બૈરું શોધી લાવવા હોય તો ય અને વૈરાગ આવી ગયો હોય તો ય.'





ને ભાથીએ ય અત્યાર પૂરતું આ જાણે કબૂલ કરી લીધું. 'જે ગણો એ પણ એક ફેરા તો બા'ર ફરી આવવું છે.'

અલબત્ત આ પછી તો એણે, પેલા માણસ ઉપરનો ભાર પણ હળવો જ કરી નાખ્યો, 'અરે ના રે ભાઈ. એ ભવા'દમીને શું કામ બેનામ કરવો? મેણું-ફેણું તો ઠીક પણ પેલી રાંડ જતી રહી ત્યારથી જ મારં દલ ખાટું થઈ ગયું છે.'

ને એ તો આ વેઠિયા જીવન ઉપરના વૈરાગે કે શહેરી જીવનના અનુરાગે, ગમે તે રાગે પણ ઢોર-ઢાંખ સાચમણે મૂકી, ખેતરો ભાગે આપી, ઘરને તાળું ચઢાવી, વહુના ગયા પછી બરાબર બેતાલીસમી સવારે ભાથીએ ઘર, ગામ ને ગાળાંથી, પહેલા કે છેલ્લા એ તો એ ય નહોતો જાણતો પણ, રામ રામ કરી દીધા એ તો આસપાસનાં ગામોએ પણ આષાઢની એ મેઘલી રાત જામે તે પહેલાં જ જાણી લીધું હતું.

ગમે તેમ પણ ભાથીના આ દેશવટાએ છ-આઠ રાત સુધી તો લોકોનો દિવસભરનો લાગેલો થાક ઉતાર્યા કર્યો.

કોઈએ એની દયા ખાધી: 'બાપડો! આખોય અવતાર એણે દુ:ખમાં કાઢ્યો નાનપણ નમાયામાં ને મોટપણમાં રાંડે વીતાડ્યું...' તો વળી કોઈએ એનો જ વાંક કાઢ્યો: 'ભાઈ, જ માગતા'તા. વહુનો જરા છમછમાટ ને રૂપાળું મોઢું જોઈને આ તો જાણે મારે શું! ને આવી એવામાં કામે જ ન અડવા દીધી. ફળીનાં છોરાં જ ન'તાં કે'તાં કે અડધું વાસીદુ તો એ જ ભરી લેતો, વહુ તો લોકોને ભાળવા છાણવાળા હાથ કરતી એટલું. હાસ્તો વહુ પાછી કચરાળી થઈ જાય કે!'

ભૂતકાળ ગવાઈ ચૂક્યો તો વળી લોકોએ ભવિષ્ય ઉધાડ્યું, 'તમે જોજો તો ખરાં. ગયો તો છે પણ વહુનો પત્તો લગાડશે ત્યારે જ જંપશે. અરે કાં તો ઝટકાવી જ નાખશે. આમ ભલે ભલો લાગે, પણ વિફરે ત્યારે તો કોઈનો ય નહિ.'

બીજાએ વળી બીજી વાત કરી, 'મને તો લાગે છે પાણીભર્યો ગયો છે કાં તો અહીં તાણી લાવશે ત્યારે જ એના જીવને ટાઢક વળશે...'

તો ત્રીજાએ પેલી બે ય વાતનો છેદ ઉડાડી દીધો, 'અરે ના રે. બૈરું એને ભગે ગયુ એમાં એ શું કામ અસ્ત્રીહત્યા વો'રે. ને એને ક્યાં બીજી નથી મળની તે ગયેલી ઘો પાછી હાથે કરીને ઘરમાં ઘાલે. પણ મને તો લાગે છે કે મનજીનું સરનામું લઈ ગયો લાગે છે એટલે ક્યાંક નોકરીએ જ ચઢી જશે. તમે જોજો ને, એક વરસમાં તો પેલા કંપાઉંડરને ય નોકર રાખે એવો થઈને આવશે. આપણો આ મનજી જ પે'લાં કેવો હતો? પણ આ બે વરસમાં તો'—

ત્યાં તો બહુ વારથી ચૂપ બેસી રહેલ એક ટીખળ જુવાને, 'હવે મારી વાત સાંભળશો?' કહી બધાયનું લક્ષ ખેંચ્યું. 'મને લાગે છે કે આ ભાથીભાઈ ય શોખ કરવા જ નીકળી પડ્યા છે. એને ય થયું હશે ત્યારે મારે ય શું પાછળ ભૂખે મરે છે? ને એટલે જ એક બળદ હતો એ ય વેચી દીધો. સો રૂપિયા તો ગડે જ બાંધી લઈ ગયો છે ને બીજા સોનું ય શેઠને કે'તો ગયો છે કે મંગાવું તો મોકલજો. હવે તમે જ કો'ને મનજીની પેઠે નોકરી કરવાનો જ વિચાર હોત તો આટલા બધા રૂપિયા કોઈ ઘરેથી લઈ જાય ખરો! ને પાછા આવવું હોય—અરે મને તો લાગે છે એક વરસે આવવું હોત તો ય બળદ તો ન જ વેચી ખાત......!'

આ બધી વાતોનો મુખ્ય અડ્ડો પણ ભાથીની ફળી માં જ હતો. રાત પડતી કે ખાઈખાઈને જુવાનો એક પછી એક આવવા લાગતા. આ પછી સ્ત્રી વર્ગ પણ કામ પરવારી આવી લાગતો. આઠ દિવસથી બસ આ જ રેસમ હતી. છેલ્લા બે-ત્રણ દિવસથી તો વરસાદ પણ જાણે 'આ વાતો 'સાંભળવા જ ન

આવતો હોય તેમ રાત પડવાની સાથે જ આછે આછે ફેરે હાજર થઈ જતો.

અને નવમી રાતે પેલો રસ જ્યાં મોળો પડે છે, લોકો ઊઠવાની તૈયારી કરે છે ત્યાં જ બરાબર એક કિશોર, અડધો નવાઈ પામતો તો અડધો ગભરાતો આવી લાગ્યો. વાતે ચઢેલા પોતાના જ મોટા ભાઈને એક તરફ બોલાવી લઈ ગયો.

પેલો ડાયરો પણ જાણે કંઈક અવનવું હોય તેમ ગુસપુસ કરતા આ બે ભાઈ તરફ અદ્ધર શ્વાસે તાકી રહ્યો. મોટાભાઈએ વળી ત્રીજાને બોલાવ્યો. ને એ બેઉ જણ, ભાથીના ઘર તરફના અડાબીડ અંધારામાં લોપ થઈ ગયા.

જ્યારે આ લોકોએ પેલા કિશોરને કોચવા માંડ્યો. 'શું છે'લ્યા? ભસ તો ખરો મોંઢેથી? આમ બાઘો શાનો થઈ ગયો છે? શું હતુ કે' જોય?'

કિશોરને કહેવું જ પડ્યું, 'ભગવાન જાણે! મને તો ભૂત જ લાગ્યું.'

'ક્યાં પણ?'

'ભાથીભાઈની પરસાળમાં.'

'ભૂત રે ભૂત પણ તને શી ગમ પડી ગયેલ? જરા માંડીને તો વાત કર?'

'માંડીને તો—હું અહીં આવતો 'તો ને ભાથીભાઈની પરસાળમાંથી એ બૈરાને વેશે મારી પાસે આવ્યું ને કે' છે, "આ ઘરધણી ક્યાં ગયો છે?" મેં કહ્યું કે પરદેશ.' તો કે' છે, ક્યારનો? મને તો પે'લાં લાગ્યું કે ભાથીભાઈની વહુ છે. પણ એ તો જતી રહી છે યાદ આવતાં—'

ને આ સાથે આ લોક પણ કિશોરની દયા ખાવા કે શાંતવન આપવાને બદલે બબ્બે ત્રણ ત્રણને ઝૂમખે ભાથીના ઘર તરફ—અલબત્ત દબે પગે રવાના થવા લાગ્યા……

થોડીક જ વારમાં આ આખીય ચોપાડ સુમસામ. સાટે ભાથીની ચોપાડ માણસોથી ચીકાર થઈ ગઈ હતી. પેલી ચોપાડનું ફાનસ પણ અહીં આવી ગયું હતું.

છેલ્લે આવનાર દરેક જણ ધક્કા–મુક્કી કરીને છેક આગળ જઈ પહોંચતું. ભીંતને અઢેલી ઘૂમટો તાણીને બેઠેલી આકૃતિને બરાબર પારખી લેતું. અરે કોઈ કોઈ તો એને, સવાલ પૂછી અવાજ સાંભળીને પાકી ખાતરી પણ કરી લેતું હતું. 'નારે ના! શાનું ભૂત ને શી વાત કરો છો? ભાથીની વહુ જ તો છે રાંડ છટેલ!'

ઠીકઠીક વાર સુધી તો કોઈને કંઈ જ સૂઝ ન પડી. અરે કાળ જ જાણે વિમાસણમાં પડી થંભી ગયો હોય—ભાથીની ચોપાડમાં જ જાણે ઘુમરાયા કરતો હોય એમ લાગતું હતું.

છેવટે પેલી વહુ જ બોલતી થઈ, ઘરધણી તો ગયો પણ ઘરની કૂંચી તો કોઈને આપતો ગયો હશે ને?'

પરંતુ જેને ત્યાં કૂંચી હતી એ પાડોશી જ ના પાડી ઊઠ્યો. જ્યારે એક બટકબોલા જુવાને તો વાતાવરણ પણ થોડુંક હળવું કર્યું, 'એને ભલા'દમીને શી ખબર કે આપ પાછાં પધારવાનાં હશો?'

ભાથીની વહુનેય થયું હશે, સોડિયું વાળીને બેસી રહે પત્તો નહિ ખાય. ઊભાં થતાં બોલી, 'હા ભાઈ, પણ મનેય ક્યાં ખબર હતી કે તમારાં બધાંના મુઢાં જોવાની પાછી આ વખત આવશે………! પણ લો, આ તાળું તો કોઈ તોડી આપો?'

લોકો ઉપર જાણે વીજળી પડી.

કોઈક બોલ્યું, 'તોડ તારી આપે.'

'તો મને કોશ આપો. મારું ઘર છે ને તોડવું છે.' વહુ મક્કમ થતી જતી હતી.

'તું તો તોડે પણ તોડવા કોણ દેશે?' વળી પેલો જુવાન બોલ્યો.





'આવે તો ખરો માનો જણ્યો રોકવા.' ને આ સાથે જ એ, માવત ઉપર વળિયોમાં ને ઈધરઉધર જોવા વળી, જો કોઈ ખીલી કે તાર હાથમાં આવે તો.' પેલા જુવાને પણ જોયું કે સાથ આપવાને બદલે લોકો ઊલટાં એને દબાવતાં હતાં. 'તારે શી પંચાત. બેસ ને છાનોમાનો. બૈરા મનેખને હાથે વળગવા જઈશ તો ખબર છે ? અલકમલકની ફરંદી છે, અવળી જ બાઝશે ?'

વળી અનુભવીઓને, અરે ખુદ મુખીને ય રોકવા માટે કાયદાની રીતે કોઈ બારી હાથ નહોતી આવતી, ગમે તેમ ઘરની ધણિયાણી તો ખરી જ ને ?

પણ મુખીએ એક બીજો રસ્તો દેખાડ્યો, 'જો સાંભળ મારી વાત. તાળું ઉઘાડવું ને એ બધું કર્યા વગર હમણાં તું તારા બાપાને ઘેર જ જા. એટલામાં ભાથીને તેડાવીએ. એ આવે પછી તું તારે.......' પણ પેલી તો અડગ જ હતી, એ આવશે એટલે કાઢી મેલશે તો બેલાશક જઈશ. બાકી તમારા બધાને કહે તો હું નથી જ જવાની. બાપને ઘેરેય નહિ.'

એમ તો એ કેમ જ કહે કે ત્રણેક કલાક પે'લાં જ સીધી બાપને ઘેર ગઈ હતી, પણ એણે તો મોં જોવાની જ ના પાડી. અરે વાત સુદ્ધાં નહોતી કરી. શબ્દો પણ આટલા ને તે ય વાડ તરફનું એ બારણું ય ઉઘાડ્યા વગર: 'આબરુ તો ગઈ પણ હવે અમારા બધાંના જીવ લેવા હોય તો જ આટઆટલામાં દેખા દેજે.' અરે એણે તો રસ્તો પણ કૂવાનો જ ભાળ્યો હતો ને તે ય ઘરનો કે પિયરનો તો નહિ જ.

અને એ પણ, ગઈ હતી તો પેલી વનવગડામાં આવેલી લાખા વણઝારાની વાવ ઉપર જ. પરંતુ ત્યાંથી આગળ વધતી આ સાસરીનો વાટે ખરે જ એને લલચાવી નાખી. અરે ભૂંડી ! મરવું જ છે તો પછી ઉતાવળ શું કામ ? મોત કે આ વાવ એમાંથી એકે ય નાસી જવાનું તો નથી જ...ને શે'રમાનો છટકી ત્યારે ય તું આમ જ કે'તી'તી ને કે પરદેશ લઈ આવીને દગો દેનાર—ઘરમરૂપી ધણીધણિયાણી કરી રાખવાને બદલે એની કાયા ઉપર કમાણી રળવાની દાનત કરનાર આ કંપાઉંડર બામણથી તો લાખ ગજે પેલો મારો વેઢિયો ધણી સારો ! તો પછી બાપના લીધા એવાં આ ધણીનાં ય પારખાં તો લઈ જો ? નકર જીવ કાઢતી વખત એની ય વળી લાલસા રહી જશે....? !'

અને આ મનસૂબા પછી બે–અઢી કલાકે અત્યારે મુખીને કહેતી હતી તે પણ એના જ અનુસંધાનમાં, 'કોઈને ય ફકર કરવાની જરૂર નથી મુખીકાકા. એટલો તો વિશવા કરજો કે ઘરમાંથી કાંઈ લઈને નાસી જવાની તો નથી જ.'

આ બાબતમાં તો સૌને ય વિશ્વાસ હતો. કારણ કે ગયે વખતે ભાથીની ગેરહાજરીમાં ઘેર છોડ્યું તો ય— અરે ખુદ ભાથી પાસેથી જ સાંભળ્યું હતુ, 'ઘરમાંથી બીજું કશું લઈ જવાની ક્યાં વાત કરો છો ! રાંડ તો એનાં પોતાનાં લુગડાં ય નથી લેવા રહી ! ને ઘેણું ય જાણે કેડી ખાવાનું હોય એમ કાઢી મેલીને ગઈ છે !' વહુએ આગળ કહ્યું, 'તો ઘરમાં પેઠેલી પાછી નીકળીશ નહિ એવું ય નથી હવે. જવાના ઠેકાણાં તો'–પણ અહીં એણે શબ્દો જ નહિ અવાજ પણ પલટી નાખ્યો. સ્વગત બોલતી હોય તેમ ઉમેર્યું, 'ધરતી ઘણી મોટી છે. તમે તો જોઈ નથી ને હું તો જોઈને આવી છું. પણ મનને હજુ થોડીક લાલસા છે માટે'–વળી પાછા એણે બહાના દાખલ કરેલા ધુમટાની કોર બહારથી મુખી સામે જોયું : 'તમ તમારે બેફિકર રો' ! આ ઘરધણી આવશે એટલે એ લાલસા ય પૂરી થઈ જશે ને મારે કોઈય પેટલહૂરા ન કરશો ! ને માવતેથી હાથમાં આવેલી છત્રીની સળી વડે તાળુ ઉઘાડવાનો પ્રયત્ન કરી રહી.

સ્ત્રી વર્ગ તો એના શબ્દો સાંભળીને જ કાનમાં આંગળાં ઘાલી રહ્યો, 'શું બાઈ બોલે છે !'

મુખીને થયું. આ તો વાતમાં જ રમાડી જશે ને હમણાં કાં તો ઘરમાં, ને બોલી ઊઠ્યા, 'અરે, હા ભાઈ હા પણ કેમ જાણ્યું કે ઘરધણી આવશે જ. જોતી નથી આ બધું વેચીમારીને ગયો છે એ ?'

ને પેલીએ ય આ વખતે મુખીની સાન જાણે ઠેકાણે આણી, 'નહિ આવે તો ય તમે શું કામ દુણાઈ ઊઠો છો મુખીકાકા ? વાટ તો એની મારે જોવાની છે કે તમારે?' આ સાથે તાળું પણ, ખટાક દેતુંકને ઊઘડી ગયું.

એક તરફ બારણું ઊઘડ્યું જ્યારે બીજી તરફ જાણે કાયદામાં આવવાની બીકે ન હોય તેમ લોકોએ ય પીઠ ફેરવવા માંડી. મુખીએ ય, જાણે જવાબદારીનું પોટલું પેલીના પગમાં નાખતા હોય તેમ કહ્યું, 'એ ત્યારે સવારમાં ફરિયાદબરિયાદ થાય તો તું જાણે બાઈ!' ને ચાલતા થયા.

અને એણે ય, મુખીની આ શિખામણ સરખી લાગતી રૂડી રૂપાળી ધમકી સામે ધડ દેતીકને બંદૂક છોડી, 'ઘરધણી પરદેશ છે ને ધણિયાણી ઘરમાં છે ત્યારે ત્રીજો કયો માનો જણ્યો ફરિયાદ કરવાનો છે વળી?'

ઓછું હોય તેમ જઈ રહેલા ટોળામાંથી હાસ્ય સાથે એક અવાજ પણ આવ્યો, 'લો, ઘાલતા જાઓ મુખીકાકા ખોળામાં !......'

ગમે તેમ પણ લોકો આ છટેલની હિંમત ઉપર દિંગ તો થઈ જ ગયાં હતાં એટલું જ નહિ એની વાતમાં પણ ઘણાં સંમત હતાં, તેમાં ય ભાથી આગળ દિલની વાત કહેનાર પેલા જુવાન પાડોશીએ તો, દીવો દેવતા આપીને આડકતરી રીતે હિંમત પણ આપી....

પાછલી રાતે કુકડો ને વહુ બેઉ જાણે સાથે ઊઠ્યાં. કામ પણ બેઉ સરખું જ કરતાં હતાં. કુકડો લોકોની ઊંઘ ઊડાડતો હતો. જ્યારે આ, ઘર–ચોપાડનાં બાવાં ઝાડતી હતી.

અજવાળું થતાં જ એ, મનજીનું સરનામું લઈ આવી. સાથે એક ભણેલા ભાઈને પણ તેડતી આવી. જોતજોતામાં ગામલોક પણ—અરે એ આખીય ચોપાડ ઠઠ વળી ગઈ. પણ એણે તો જાણે એ એકલી જ હોય એ રીતે, કાગળની માંડણી કરી રહેલા પેલા ભણેલા ભાઈને સૂચના આપી : 'જુઓ ભાઈ, એ નામ ઠામ લખ્યા પછી હું કહું એ શબ્દ ને એ જ વેણ ઊતારી લેજો.' પેલાનું સ્વમાન ન ઘવાય માટે હસીને ઉમેર્યું, 'જાણે ફોટો પાડ્યો !'

ટોળામાંથી અત્યારેય કોઈકે મોં છુપાવીને બોલી ઊઠ્યા, 'ત્યારે તો ફોટો-બોટો પડાવી આવ્યાં લાગો છો ?' તો લોકોને હિસાબે પેલીય ક્યાં કાચી હતી ? ફટ જવાબ આપ્યો : 'હા ભાઈ, પણ ભીતરનો હજી બાકી છે !' કોણ જાણે કેમ લોકોએ પેલા બોલનારની—શબ્દો કરતાં ય આંખની ભાષામાં વધારે—જાણે ધૂળ કાઢી નાખી. ને સૌ કોઈ એક કાને ને એકી ટસે વિચાર કરી રહેલી બાઈ તરફ તાકી રહ્યાં.

અને સાથે જ એ જાણે ભીતરમાં જોઈને ન બોલતી–ઉકેલતી હોય તેમ બોલવા લાગી; 'લખો, ફલાણા ફલાણાને માલૂમ થાય કે છઠ્ઠીના લેખ મને પાછી લઈ આવ્યા છે...બાપના ઘરનાં કમાડ તો ન ઊઘડ્યાં ! પણ તમારા ઘરનાં કમાડ 'ધણિયાણી' થઈને ઊઘાડ્યાં છે. વળી પેલો ખાંડો બળદ ને બીજાં ઢોર પણ લઈ આવી છું....બાકી તો અડધું ગામ સાંભળે છે ને શું લખાવું ? ને તો ય એ બધાંની શાખે જ પેલો 'ધણિયાણી' શબ્દ લખાવ્યો છે. બસ મારી પા આટલું.

'હવે તમારી પા;- હું તો તમારા પંડને જ ઝંખું છું ને છેવટમાં તમારો, 'હા' 'ના' નો કાગળ તો જોઈએ જ ને એ ય, ગણેલા પંદર દનમાં. માટે આજનો દન બાદ કરતાં પંદર દન તમારા ને સોળમો મારો નક્કી માનજો. સતરમી રાતે તો પેલું ઊઘડેલું તાળું ફેર પાછું 'ખટાક' દઈને વસાઈ જશે.'

ને લખનારને કહ્યું : 'નીચે મારું નામ ઘાલો ભાઈ.' ટોળામાંથી બે–ત્રણ જણે તો કહ્યુંય ખરું, 'અરે

# પૂર્વ આફ્રિકામાં

ઈશ્વરલાલ મો. દવે

છેલ્લા પાંચ માસથી ભારતી સંઘના વિકાસ અર્થે પ્રવાસ કરી રહેલા આ માસિકના તંત્રી પૂર્વ આફ્રિકામાં પ્રવેશ કરે છે એ વખતનું જે સુંદર વર્ણન કરે છે એ આખું રસપ્રદ છે. ગયા અંક માટે મોડો પડેલો આ લેખ આવતા અંકમાં. આગળ વધશે યુગાન્ડા પ્રાંતનો એમનો સફળ પ્રવાસ આવતા અંકે આવશે.

પૂર્ણિમાનુ પ્રભાત હતું. ઝીણો ઝીણો વરસાદ પડતો હતો. આકાશ વાદળાંથી ઘેરાયેલું હતુ. આકાશપંથે અમારું હવાઈજહાજ ઊડી રહ્યું હતું. એડીસ અબાબાનાં સ્મરણો મનમાં ઘેરાતાં હતાં.

દોઢેક કલાક થયો હશે. અમારા હવાઈજહાજનો કેપ્ટન બોલતો સંભળાયો: 'આપણે થોડીવાર પછી જગવિખ્યાત વિશુવવૃત્ત (ઈક્વીટોર) લાઈન ઉપરથી પસાર થઈશું. આ પ્રસંગના સ્મરણમાં જેને જોઈએ તેને સાક્ષીપત્રક દેવામાં આવશે' મારા મનમાં રોમાંચ થયો. થોડીવાર પછી સુંદર સાક્ષીપત્રક અમને સૌને આપવામાં આવ્યું.

નાના મોટા પહાડો અને સરોવરો હવે દેખાવા માંડ્યાં. નૈરોબી નજીક આવતું હતું. બાર વાગ્યે અમારું હવાઈજહાજ નૈરોબીના વિખ્યાત ને આધુનિક સગવડોથી શોભતા એરોડ્રોમ ઉપર આવી પહોંચ્યું. હિંમતભાઈ શાહ અને શાંતિભાઈ લેવાને આવેલા. કસ્ટમની વિધિ પતાવીને મોટરમાં ઘેર આવ્યા.

આ નૈરોબી! હમણાં જ્યાં નવો ઈતિહાસ રચાઈ રહ્યો છે તે આ શહેર. કિકુયુ લોકોમાં સંપ ઘણો છે. લડાયક ને ખમીરવંતી કોમ છે. આપણા દેશમાં પહેલાં જેમ હિંસક ક્રાંતિકારીઓનું મંડળ હતું તેમ આ લોકો પોતાની આઝાદી માટે પાગલ બન્યા છે. પણ એમને દોરવણી દેનાર જે નેતા હતા તેમાંના ઘણાને જેલમાં કે ફાંસીએ ચડાવી દીધા છે. એટલે આગેવાની વિનાનો આ સંગ્રામ હિંસક ક્રૂરતાની હદે પહોંચ્યો છે. નાના અંગ્રેજ શિશુઓ કે અંગ્રેજ સ્ત્રી-પુરુષોની નિર્દય કત્લેઆમમાં પરિણમ્યો છે. અને એના પ્રત્યાઘાતો પણ એવા જ ભયંકર પડ્યા છે. અંગ્રેજ લશ્કરે

---

ટૂંકા દન તે હોય? પાછી ચોમાસાની વાટ છે ને કાગળ કાં તો મળ્યા કે ના મળ્યા?'

પરંતુ એણે, 'કાલ ટપાલી આવશે એ પછી તો બીજા ચાર ફેરા થશે માટે એટલા દન કાંઈ ઓછા નથી! એવું બધું ગણી સંભળાવતાં ટૂંકમાં જ પતાવ્યું. 'તો ભગવાનની જેમ મરજી!' અને એ કાગળ લઈ નીચી નજરે પણ મક્કમ ડગલે ચાલતી થઈ ઘરમાં.

લોકો પણ ભારે હૈયે સૌ સૌને કામે વળ્યાં...' એટલું જ નહિ, આ પછી તો પેલીને બદલે જાણે લોકો જ વધારે અધીરાઈથી ભાથીની વાટ જોતાં હતાં. તેમાંય પેલા ટપાલીનો તો પહેલા ફેરાથી જ જોણે ને તેણે જાણે જીવ ખાવા માંડ્યો: 'ભાથીનો કાંઈ હા, ના નો કાગળ ભાઈ?'.

પરંતુ ભાથીની વહુને આ ટપાલીમાં ઝાઝો જાણે રસ જ નથી. એ તો-એ આવવાનો હોય એ દિવસેય-વહેલી ઊઠી, વાસીદું પાણી ભરી, ખાધું ન ખાધું કરી, ખોડા બળદને લઈ વહેલી વહેલી પેલી પશ્ચિમ તરફની ટેકરી ઉપર જ ચઢી જાય છે. એક તરફ બળદ ચરે છે. જ્યારે બીજી તરફ એ, પેલા ઝાડને અઢેલી ઊભી ઊભી, સામેના એ ધોરી માર્ગ ઉપરની ક્ષિતિજે અનિમેષ આંખે બસ તાકી જ રહે છે. જાણે આ આથમણી પા જ એનો પેલો સોનાસૂરજ ન ઊગવાનો હોય!

✶



હજારો કિકુયુને પકડ્યા છે. કેટલાકને ગોળીએ ને ફાંસીએ લટકાવ્યા છે. માર્શલ લૉ જેવી સ્થિતિ કેટલાક ભાગમાં પ્રવર્તે છે.

આવા ભયથી ઘેરાયેલી નગરીમાં શનિવારની એ સાંજે હિંમતભાઈ અને શાંતિભાઈ સાથે ફરવા નીકળ્યો. ત્રણેક કલાક ફર્યા હોઈશું, એ દરમ્યાન એમણે નૈરોબીનું ઊડતું દર્શન કરાવ્યું! ચોખ્ખા રસ્તા, સુંદર બાગ-બગીચા, આધુનિક મકાનો જોતાં અમે એક ઊંચી ટેકરી ઉપર આવ્યા. અહીંથી નૈરોબીનું સમગ્ર દર્શન થયું. શાંત સરોવરની જેમ એ નગરી જાણે સૂતી હોય તેમ લાગ્યું. સાંજ પડી હતી. અંધારું થતું હતું. દીવાઓ ટમટમતા હતા.

શાંતિભાઈ વાત કરતા હતા. હિંમતભાઈ સમર્થન કરતા હતા, 'આ કિકુયુ ઉપર હવે ભરોસો મૂકી શકાય તેવું રહ્યું નથી. આ માઉ-માઉ પ્રવૃત્તિ એટલી વિસ્તરી છે કે આપણા ઘરમાં નોકરી કરતો બોય એનો સભ્ય નહિ હોય તેની કશી ખાત્રી નથી. આ માઉ-માઉનો અર્થ આપણે જેમ 'જયહિંદ' કહીએ છીએ તેવો થાય છે. એ લોકોનો એ (War-cry) યુદ્ધનાદ છે. આથી દરેક ભારતીજનમાં ભયનું વાતાવરણ વ્યાપી ગયું છે. આ આઝાદીનો સંગ્રામ છે એવી ભૂલ ન કરશો પણ ગેરમાર્ગે દોરાએલા માનવીઓની પાગલ પ્રવૃત્તિ છે.'

હું આ સાંભળી રહ્યો. આ દેશમાં આવ્યાને હજી આઠેક કલાક માંડ થયા હતા. મને આ શહેરમાં કબ્રસ્તાનની શાંતિ લાગી.

બીજે દિવસે રવિવાર હતો. અહીં રવિવારે અર્ધો દિવસ બધી દુકાનો કામ કરે છે. અમે દુકાને ગયા. દુકાન બંધ કરી. મેં પૂછ્યું, 'આમ કેમ?' હિંમતભાઈએ કહ્યું કે 'કઈ ઘડીએ આ નેટીવ લૂંટીને માલ લઈ જાય તે નક્કી નહિ. એથી દુકાન બંધ રાખવી સલામત.'

મેં જોયું કે ભયનું વાતાવરણ ફેલાઈ ગયું છે. ધોળે દિવસે રાજમાર્ગો સૂના પડ્યા છે. વેપાર ખોરવાઈ ગયો છે.

મારી પરમીટ યુગાન્ડાની હતી તેથી મારે વહેલી તકે કંપાલા પહોંચવું હતું. રવિવારે બાર વાગ્યે ઉપડતી ટ્રેનમાં હું કંપાલા જવાને રવાના થયો. નૈરોબીનું સ્ટેશન અમદાવાદના સ્ટેશનની યાદ આપે તેવું હતું. જાણે ઘણા વખતે ટ્રેનમાં બેસતો હોઉં તેમ લાગ્યું. અહીં ટ્રેનમાં મુસાફરી કરવી તે પણ જોખમકારક હતું. છાનો ભય ઘણાના મનમાં હતો. બાર વાગ્યે ટ્રેન ઉપડી.

પહાડો, ટેકરીઓ, નદીઓ ને નાનાં ઝરણાં વટાવતી ટ્રેન જતી હતી. ચોમેર અફાટ સૃષ્ટિસૌંદર્ય પથરાયેલું હતું. બારી પાસે આ નવો પ્રદેશ ને નવા લોકોને જોતો બેસી રહ્યો.

સાત-સાડાસાત ફુટ લાંબો, લંબગોળ મોં, કાન કાપેલા, ગૂંચળાવાળી રૂંવાટી, રુક્ષ દેખાવે લાગે, એનું નામ કિકુયુ. ખેતરોમાં ઝૂંપડા બાંધી એ હાથથી બને તેટલી ખેતી કરી મકાઈ, કેળાં, કાચું માંસ ખાઈને જીવતી અર્ધનગ્ન ને અર્ધજંગલી દશામાં રહેતી નજરે જોઈ. એમના સ્વાહીલી ઉચ્ચારો મારા માટે નવા હતા. 'જાંમ્બોબાના, મજુરી, કોવરી, શેઠ રામરામ, સારા છો, આવજો,' વગેરે શબ્દોથી દરેક સ્ટેશન જાગી ઊઠતું.

રીસ્ટ વેલીમાં જમીનમાંથી વરાળના ગોટા કાઢતા સરોવરને કાંઠે નકુરૂ ગામ આવેલું છે. અમારી ટ્રેઈન અહીં રાત રોકાઈ. ટ્રેઈન ફરતો પોલીસનો પહેરો મુકાઈ ગયો. બારી ને બારણાં બરાબર બંધ કરવામાં આવ્યાં. બીજે દિવસે સવારે ટ્રેન પાછી ઉપડી.

કેન્યાનું પહાડી સૌંદર્ય અદ્ભુત છે. નજર થાકતી નહોતી. બપોર થયા. સ્ટેશન ઉપર બોર્ડ વાંચ્યું: 'ઇક્વેટર'. અરે, અહીંથી હવાઈ માર્ગે બે દિવસ પહેલાં પસાર થયો હતો. ૮૭૧૬ ફીટની ઉંચાઈએ આવેલું આ સ્ટેશન જોઈને આનંદ થયો, ઠંડી હવા આવતી હતી. બારીઓ કાચની બંધ કરી. થોડીવારે સંબોરા





સ્ટેશન આવ્યું. આ બાજુ ઊંચામાં ઊંચુ આ સ્ટેશન છે. ૯૦૦૧ ફીટની ઊંચાઈએ આવેલ. આ સ્થળે ઠંડી ખૂબ પડે છે. ચામડાને રંગવા માટે કામમાં આવતા વોટર બાગના ઝાડોનું વાવેતર મોટા પ્રમાણમાં આ બાજુ થાય છે.

આ પ્રદેશને હાઈલેંડ કહે છે. એકરોના એકર જમીન અંગ્રેજ ખેડૂતોને મફત આપવામાં આવી છે. ટ્રેકટરો રાખીને ખેતી કરે છે. ગાયોનાં ધણ રાખે છે. સુંદર ને અલમસ્ત ગાયો જોઈને મન ઠર્યું. એની માવજત, સંભાળ વૈજ્ઞાનિક ઢબે રાખવામાં આવે છે. ૩૦ મીની પ્રભાતે કંપાલા આવ્યું. સૂરજનાં કિરણો કંપાલાની ટેકરીઓના ઘાસ ઉપર ચમકતાં હતાં. મારું મન આ સુંદર દૃશ્ય જોઈને નાચી રહ્યું.

ડાહ્યાભાઈ પટેલ સ્ટેશન ઉપર મને આવકારતા ઊભા હતા.

જીવનમાં આપણી બધી જ આકાંક્ષાઓ ને અભિલાષાઓ કંઈ પૂરી થતી નથી. કેટલાંક સ્વપ્નાંઓ જીવનની વનવાટે પંથ ભૂલીને લુપ્ત થઈ જાય છે, કેટલાંક સ્વપ્નો રેતીના કણની જેમ ક્ષણિક ચમકીને નામશેષ બને છે. પણ મારું નાનકડું સ્વપ્નું પૂર્વ આફ્રિકા જોવાનું આજે મૂર્ત થતું હતું.

કંપાલા યુગાન્ડાનું મુખ્ય શહેર છે, નવ ટેકરીઓ ને એની ખીણમાં વસેલું આ શહેર ખૂબ રમણીય છે. એની શોભા રાજદરબારમાં આવતા શણગારેલા હાથી જેવી છે. માઈલોના વિસ્તારમાં સૂતેલી આ નગરીનું દર્શન રાત્રે તો કોઈ પરીકથાની દેવનગરી જેવું લાગે છે. અમે રાતના અગિયાર વાગે ફરવા નીકળ્યા. ઠંડો પવન, મરક્યુરી દીવાઓનો શાંત પ્રકાશ, અને વાતાવરણમાં એક પ્રકારની નિરવ શાંતિ.

મ્યુઝીઅમ હિલ ઉપર અમે આવી ઊભા, સામે જ કંપાલા અજગરની જેમ લાંબું થઈને સૂતું હતું. આકાશમાં વાદળાં ઓછાં હતાં. અસંખ્ય તારકો ચમકી રહ્યા હતા. અંધારી રાત્રિનું મૌન આટલું શાંતિદાયી, આટલું હૃદયભેદી હશે તે આજે સમજાયું. કંપાલામાં દોઢ મહિનો રહ્યો. પ્રથમ દર્શનની મુગ્ધતા હજી ઓછી નથી થઈ. સ્મરણની ભૂમિ ઉપર નજર કરું છું તો કેટલાક સ્વજન જેવા મિત્રો દેખાય છે. આ બધાના પ્રેમે કંપાલા મને ઘર જેવું લાગ્યું. નરસિંહભાઈ અને એમનાં પત્નીનો આદરભર્યો સ્નેહ કદી ભૂલાય તેવો નથી. જમનાદાસભાઈ ઍડવોકેટની વિનોદવૃત્તિ ને માર્મિક કટાક્ષ કરી લેવાની આવડત આજેય યાદ આવે છે. દેખાવે જરા ગંભીર પણ થોડા નજીકના પરિચયે ખૂબ રમુજી દેખાતા શ્રી. દવે એડવોકેટ એક સંસ્કારી આત્મા છે. વાતડાહ્યા ને કુશાગ્રબુદ્ધિના અમલાણી કાપડના એક મોટા વેપારી છે પણ સાહિત્યનો શોખ ઘણો છે. ધંધાની અરણ્ય વાટમાં એમનો એ શોખ અટવાઈ ગયો છે.

ઉમાકાંતને પ્રથમ જોયા ત્યારે આ વેપારીભાઈ લેખક હશે તેમ લાગ્યું નહિ. પણ પછી તો એમની વાગ્ધારા સાંભળી ને એમના જીવનના અનેક અનુભવોને રંગભરી શૈલીમાં સાંભળ્યા ત્યારે લાગ્યું કે આટલે દૂર કોઈની ઉત્તેજના પામ્યા વિના પણ એમનો સાહિત્યિક આત્મા તેજસ્વી બની રહ્યો છે.

અને આ ડાહ્યાભાઈ ધંધે વકીલ છે પણ કર્મે શુદ્ધ કવિ ને સાહિત્યકાર છે. એમનું વાચન વિશાળ છે. સાહિત્ય સર્જન પાછળ એ પાગલ છે, એમની ઊર્મિઓનો વેગ બળવાન છે. એમનું મન નજીક કરતાં દૂરની ભૂમિને વધુ જોઈ શકે છે. સ્વપ્નભૂમિમાં એ વધુ ખીલી શકે છે. જીવનમાં જો કોઈ ઝંઝાવાત આવે તો એમનું કવિહૃદય મૂરઝાઈ જાય છે. ચમન, ગુલ અને ઈસ્કની ખ્વાબી દુનિયાનો એ મસ્ત કવિ છે.

એક બપોરે કંપાલાના મુખ્ય રસ્તા ઉપર જતો હતો ત્યાં સામેથી એક વ્યક્તિ લાંબી દાઢી, માથે લાંબા કેશ, મોટી આંખો, જરા બેઠો ઘાટ, કસાએલું શરીર, ધોતી, ઝભ્ભો ને ગરમ બંડી પહેરેલી આવતી દેખાઈ. નજીક આવીને હસતા હસતા એ ભાઈએ પૂછ્યું,

'તમે ક્યાંથી આવો છો ? શા કામે આવો છો ?' મેં યથાયોગ્ય જવાબ આપ્યો. પછી એમણે પોતાની ઓળખાણ આપી. એ ભાઈ યોગાનંદ હતા. એમનું વ્યક્તિત્વ પંચરંગી છે. બૃહદ ભારતીય સમાજ માટે ગામડે ગામડે ફરીને સારી રકમ ભેગી કરેલી. મુંબઈમાં અહીંથી જતા–આવતા ભાઈઓને રહેવાની સગવડ થાય તે માટે મકાન બનાવવું તથા કસ્ટમ, ટિકિટ વગેરે નાનાં મોટાં કામ પ્રવાસીઓને કશા ખર્ચ વિના કરી આપવાં તે એમની મુરાદ હતી. પણ મુંબઈમાં એમને એમના સાથીદારો સાથે કામ કરવું ફાવ્યું નહિ. અને છૂટા થયા. એમની આ નિષ્ફળતાનો ઘા હજી એમના હૃદયમાંથી રૂઝાયો નથી.

એમનું જીવન એક મોટી સમસ્યારૂપ છે. ઘણું ઘણું કરવાની મહેચ્છા છતાં સંજોગોને કારણે ઓછું થઈ શકે ત્યારે એમનું હૃદય રંજ અનુભવે છે. આ દેશમાં જ્યાં કાર્યકરોનો તૂટો છે ત્યાં યોગાનંદે ગામડે ગામડે ફરીને જે જ્યોત જગવી છે તે મેં નજરે ન જોયું હોત તો માનત નહિ. એમની સાથે એક મહિનો અનેક ગામડાંમાં ફર્યો છું. ભોળા ગ્રામજનો એમને 'બાપજી'ના શ્રદ્ધાભર્યા નામે બોલાવે છે.

આ ધૂની ઓલીયા ને જટિલ માણસને સમજવા બીજીવાર વધુ લખીશ.

મારે તો આફ્રિકાનાં ગામડાં જોવાં હતાં પણ એમની ભાષા જાણતો નહોતો. મારા માટે આ પ્રદેશ ને આ માનવીઓ સાવ નવા હતા.

એક દિવસ એ અવસર મળ્યો. બપોરના એક સ્નેહીની મોટરમાં હું ને યોગાનંદ ગોઠવાઈ ગયા. એક મહિનો અનેક ગામડાંમાં ફર્યો. મારી આફ્રિકા વિષેની કલ્પના બદલાઈ ગઈ. દૂરથી અંધારીઓ ખંડ લાગતા આ પ્રદેશમાં પ્રકાશની ઝીણી રેખા ઊગતી મેં જોઈ છે.

પ્રકાશની એ રેખામાં મને નૂતન આફ્રિકાનું સુભગ દર્શન થયું.

[ વધુ આવતે અંકે ]

*

## મને કવિ થવું ગમે

મને કવિ થવું ગમે, જન અભિજ્ઞ છો ટોકી કહેઃ
જઈ ભડકી વિશ્વના જટિલ, કૂટ વેંવારથી
થઈ ભ્રમિત, ભાગુ, ભીરુ દિનરાત ઓથારથી
બને કવિ વિહારી ને સ્વપન રિક્તમાં રાચી રહે.
કહે સહુ પુનશ્ચ છો, કવિ સદૈવ રૂપો ચહે :
સુરંગી ઉષ, સાંજ કે ગગનગંગના પ્યારથી
તરંગી થઈ ત્યાં ઢૂંઢે કંઈક, ઊર્મિવ્યાપારથી
લહે મૃદુ કિશોરી કે ઝૂરી તદર્થ હૈયું દહે.
ભર્યું નભ, સમષ્ટિયે સભર, સત્ય સઘે ભર્યું.
તમાવૃત દગો શકે ન નિરખી, લહે વેળ કૈં
ઋતો અનૃતને; કરે પરખ એ ત્રીજા લોચને
નર્યું સત વિલોકીને કવિ સજાગ, ને દે ઝર્યું
રસામૃત ભરી ભરી, જીવન વ્યસ્તને મેળ દે
સતોન્મુખ કરી હિયે, કવિ થવું ગમે રે મને.

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## મારી નિંદર

મારી નિંદર આકળી, ઉતાવળી;
નાનાશા થડકારે મન કેરી ડાળથી
પળમાં એ જાય છે ચળી
મારી નિંદર.

મારી નિંદર ભાંગવી સ્હેલી;
આછા અવાજના કંકરથી ફુટતી
હોય જાણે કાચની બનેલી
મારી નિંદર.

મારી નિંદર ઊડતી વ્હેલી;
કુકુટનો સાદ એ સુણ્યા વિના
જાય મનગમતું શમણું સંકેલી
મારી નિંદર.

હિમાંશુ વ્હોરા

# જમાનો બદલાઈ ગયો છે

ઈશ્વર પેટલીકર

સરસ્વતીચંદ્રે ઓરમાન માતાના કંકાસે ઘર છોડયું પણ એમાં બિચારી પેલી કુમુદનો શો દોષ? જે જમાનામાં પતિવ્રતા નારીને મન બીજો પુરુષ કલ્પનામાં પણ ન આવે એ વખતે કુમુદને બીજે પરણી જવું પડ્યું. પણ આ વિજયા તો પોતાના પતિને અનુરૂપ બનવા બધું કરી છૂટી લેખકની પ્રગટ થનારી નવી નવલકથા **તરણા ઓથે ડુંગર**નું આ પ્રકરણ આખી નવલકથા વાંચવા લલચાવી દે તેવું રસિક છે.

કોણ જાણે ક્યાંથી વાત આવી, પણ ગામમાં વાત ચર્ચાતી થઈ ગઈ કે વિજયા એના વરને ગમતી નથી! કારણ પણ વહેતું થયું હતું—ગોઢયમ ઘાલેલા વરને વિજયા અભણ પડે છે! એટલે જ મામાની દીકરીનું લગ્ન પતી ગયું છતાં એ પિયર પડી રહી હતી. જો વરને ઘેર માન-પાન હોય તો મુંબઈ મહાલવાનું મૂકી દેવપુર કોણ પડી રહે? વળી એ વધારે વખત પુસ્તકો વાંચતી હતી એટલે એ પુસ્તકો શાનાં હતાં તે જાણવાની દરકાર કર્યા વગર બિચારી ભક્તિમાં મન પરોવવા ફાંફાં મારતી હતી તેમ વાત ચવાતી હતી.

બીજાં બધાંથી તો આ વેઠ્યું જાય પણ વિજયાની બહેનપણીઓથી કેમ સહ્યું જાય? મણિ વિજયાને પૂછવા ઊંચીનીચી થઈ ગઈ પણ સાસરાના અનુભવવાળી મંગુએ એને દાબી રાખી. મંગુએ સહુને કહ્યું:

'આ કંઈ ગરબો ગાવાની કે તળાવે નહાવા જવાની વાત નથી કે તરત એને કાને વાત નાખી શકાય. આપણે બધાં તો એમ જાણીએ છીએ કે એ મુંબઈમાં સુખી છે. એણે આપણને એવું કહ્યું છે. પછી સાચું શું છે તે તો ભગવાન જાણે અને એનું મન જાણે.'

અધીરી લલિતા બોલી ઊઠી: 'વાત ઊડી એટલે કંઈ ગંધ તો હશે ને?'

મંગુ: 'વાત બધી સાચી ઊડે છે એવું થોડું છે? ભક્તિમાં મન પરોવે છે એમાં શું સાચું છે? એ શું વાંચે છે તે મેં જોયું છે. શહેરમાં રહેનારે અને ભણેલાંએ 'સરસ્વતીચંદ્ર' વાર્તા ના વાંચી હોય તો શરમાવનારું ગણાય છે તેમ એ કહેતી હતી. આપણા શંભુ શેઠનો કનુ ચારપાંચ અંગ્રેજી ચોપડી ભણ્યો છે એટલે સરસ્વતીચંદ્રની બે ચોપડીઓ (ભાગ) લાવ્યો હતો તે માગીને વિજયા વાંચતી હતી.'

કમુએ પૂછ્યું: 'એ વાતમાં શું આવે છે?'

મંગુ: 'મેં ઓછું વાંચ્યું છે? વળી એમાં આપણને રસ પણ શું પડે? વિજયા પણ આપણા જેવી હતી એટલે એને એવું શું કામ વાંચવું પડે? પણ વર મુંબઈની મોટી નિશાળમાં માસ્તર રહ્યો એટલે એને ગમે તે વાંચવું પડે...'

વચ્ચે શાન્તા બોલી: 'વરને ગમે તો એ વાંચે, પણ એથી વહુએ વાંચવું એવું થોડું છે?'

મંગુ: તારે હજુ વાર છે. સાસરે જઈશ ત્યારે સમજાશે કે વહુએ શું શું કરવું પડે છે.'

શાન્તા: 'તમારે પણ એવું કરવું પડતું હશે, નહિ?'

મંગુ: 'મારે શું, બધી વહુઓને કરવું પડે. આપણે ગામડામાં રહ્યાં એટલે વાંચવાની વાત ન હોય તો બીજી વાત હોય. 'એમને' કઢી ભાવે છે એટલે મારે દાળ નાછૂટકે કરવાની હોય. મને દાળ ભાવે છે પણ પરાણે કઢી ભવડાવવી પડે છે!

શાન્તા: 'એવું તો મારે ઘેરેય છે. બાપુજીને ગવાર ને બટાકા ભાવતા નથી. અમારા ઘરમાં એવું શાક જ કરવાનું નહિ. બાને કે અમારે ખાવું હોય તો બાપુજી બહારગામ ગયા હોય ત્યારે કરવાનું.' સહેજ અટકીને એણે ઉમેર્યું: 'પણ વાંચવામાં અને ખાવામાં ફેર

છે. વાંચવાનું વરને વહુ ના કહે છે? એને ફાવે તે વાંચે પણ વહુને ના વાંચવું હોય તો પણ શું કામ વંચાવે?'

શાન્તાની દલીલને બીજાંએ પણ ટેકો આપ્યો.

મંગુએ સાસરાના થોડા અનુભવના આધારે જવાબ વાળતાં કહ્યું: 'વર કંઈ સત્યનારાયણની કથા કે અગિયારસનું મહાત્મ્ય વહુને વંચાવતો નથી, પણ અલકમલકની વાતોની ચોપડીઓ વંચાવે છે. એમાં લટકામટકાની વાત કરી હોય તે વહુ કરતાં શીખે તે માટે. શહેરમાં નવી નવી ફેશનો સિનેમા અને વાતોની ચોપડીઓમાંથી આવે છે.'

કમુ એનો સ્વીકાર કરતાં બોલી: 'એ રીતે વિજયાને એનો વર ચોપડીઓ વંચાવે તે બરાબર છે. મુંબઈ જઈને આવી છતાં એનામાં શહેરનો સહેજ પણ લટકો ન આવ્યો તે આપણે નજરે જોઈએ છીએ.'

લલિતાએ કહ્યું: 'એ કારણે વરને એ ન ગમતી હોય તો પણ કોને ખબર?'

શાન્તા: 'ગામમાં વાત ઊડી એટલે કંઈક હોવું તો જોઈએ. વિજયાને આપણે સમ દઈને પૂછવું જોઈએ.'

મંગુ: 'હું એને બધું પૂછી લાવીશ. મારાથી એ કશું છૂપાવશે નહિ......'

વચ્ચે કમુ બોલી: 'છૂપાવતી ન હોય તો અત્યાર સુધી કેમ કહ્યું નહિ?'

મંગુ: 'સામે ચાલીને કોઈ કહેતું હશે? વળી સાચું ના પણ હોય. આપણા ગામના લોકોને આપણે ક્યાં નથી ઓળખતાં? ના હોય ત્યાંથી વાત ઊભી કરે છે.'

લલિતા: 'પણ લોક કહે છે તે ય કાઢી નાખવા જેવું નથી. કહે છે કે, એનો વર ક્યારે અહીં આવે છે? વિજયાને એ આણું કર્યાં પણ મુંબઈથી બાપને ઘેર પણ આવ્યો ન હતો. એ કેમે ય ન આવ્યો ત્યારે થાકીને વિજયાને એના સસરા મુંબઈ મૂકી આવ્યા. મામાની દીકરીના લગનમાં એ આવી પણ વર જો આવ્યો હોય તો?'

મંગુ પાસે પણ એ બધાનો જવાબ ન હતો. એ ચૂપ રહી, બધાંના વતી વિજયાને પૂછી લાવવાનું એણે માથે લીધું.

વિજયાએ જીવનમાં પ્રથમ વખત જૂઠું બોલીને મંગુને છેતરી. એણે પોતાના મનની વાત બિલકુલ ન કહી. એનો વર અહીં નહોતો આવ્યો તેનાં કારણો એણે જે આપ્યાં હતાં તેથી મંગુ કાંઈ ભોળવાઈ જાય તેમ ન હતી. વિજયાએ પોતે કંઈ છુપાવતી ન હતી તેની ખાત્રી તરીકે પોતાના સમ ખાધા, એના બદલામાં મંગુએ પોતાના સમ ખાવા કહ્યા અને તે સહેજ પણ આનાકાની વગર એણે ખાઈ લીધા એટલે તે છેતરાઈ હતી.

ખોટા સમ ખાવા બદલ વિજયાને દુઃખ નહોતું થયું એમ નહિ, પણ 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ વાંચતાં એને જે નવી દુનિયા જોવા મળી હતી તેમાંથી એ સમજી ગઈ હતી કે બહેનપણીઓને દુઃખી ન કરવા, ઘરની વાતને બહાર ફેલાતી અટકાવવા માટે ખોટા સમ ખાઈ લેવા તેમાં કંઈ પાપ નથી. અને હોય તો પણ એ પાપ પોતાને લાગવાનું હતું, બહેનપણીને નહિ.

આ વાત શી રીતે ફેલાઈ તેની વિમાસણમાં વિજયા પડી હતી. બાએ બાપુજીને થોડો ઇસારો કર્યો હતો તે સિવાય ભાનુ સુદ્ધાં કંઈ જાણતો ન હતો. પછી લોકોને શંકા જવાનું શું કારણ મળ્યું? મામાની દીકરીના વિવાહ પછી પોતે મુંબઈ પાછી ન ગઈ તે કારણ હશે? બા એની કોઈ બહેનપણી આગળ વરાળ કાઢી બેઠી હશે?

મુંબઈ હતી ત્યારે એને પતિના મન વિના ત્યાં રહેવું અકારું લાગતું હતું, પણ ગામમાં પોતાના વિષે જે વાત ચાલી રહી હતી તે જાણતાં પિયરમાં રહેવું એને એથીય આકરું ભાસવા માંડ્યું. સાસરીમાં સ્ત્રી સુખી હોય કે દુઃખી હોય તે શોભે, પણ ધણી એને સંઘરતો નથી માટે પિયરમાં પડી રહેવું પડે છે તે સ્થિતિ તો જીવતાં મોત ગણાય. શું કરવું ત્યારે?





પિયરમાં રહેવું પોતાને અકારું લાગતું હતું માટે જવા તૈયાર થઈ હતી એમ જો માતા જાણે તો જવા ન દે એ વાત સમજાઈ જતાં એને વાર ન લાગી. પોતાના પતિને બને તેટલો વહેલો જીતી લેવા સાસરે જવું એ એના હિતમાં હતું માની એ જવા તૈયાર થઈ હતી એમ બાને કહેવું જોઈએ એમ એણે વિચાર્યું. બાને કાને ગામની ચર્ચા કોઈએ નાખી ન હતી એટલે માણેકબાને એનો ખ્યાલ ન હતો. વિજયાએ સાસરે જવાની દરખાસ્ત મૂકી ત્યારે દીકરીનુ દુઃખ સાંભળી આવતાં એમની આંખ ભીની થઈ ગઈ. એ ગળગળા સાદે બોલ્યાં: 'સાચો બ્રાહ્મણ હોય તેને પ્રસન્ન કરવામાં તું નિષ્ફળ ન જાય તેવી તને મેં કેળવી છે...'

આગળ શું બોલવું તે સૂઝ્યું નહિ એટલે માણેકબા અટકી પડ્યાં. વિજયાએ કહ્યું: 'એ કેળવણીને હું લજવીશ નહિ. ફક્ત મારે ભાઈ સાથે જે વાતો થઈ છે તેમાંથી મેં એક વાત પૂરેપૂરી પકડી લીધી છે. આપણા ઘરના આચારવિચારને મેં આજ સુધી છોડ્યાં ન હતાં. પરંતુ વૈદરાજની દવાની પડીકીનો ભાઈએ દાખલો આપ્યો હતો તે ઉપરથી મેં ગાંઠ વાળી છે કે સનાતન ધર્મ માણસે આચરવાનો છે તે હું છોડીશ નહિ. એ ધર્મને વીંટાળેલા જે બહારના આચાર છે તે બદલવા પડશે. એ સિવાય હું મારા ઘરમાં સ્થાન મેળવી શકીશ નહિ તેની મને ખાત્રી થઈ ગઈ છે.'

એ બાબતમાં સમ્મત થતાં માણેકબા બોલ્યાં: 'સનાતન ધર્મના આચાર વિચાર છોડવા એય સારું તો નથી, પણ સ્ત્રીને માટે એથીય મોટો ધર્મ પતિને પ્રસન્ન કરવા તે છે. પિયરથી તું સાસરે જાય છે એટલે તારા પતિને જે ગમે તે કરવાનો તારો ધર્મ છે.' પ્રફુલ્લ થતાં વિજયા બોલી: 'બા તું આવી છૂટ તારે મોઢેથી આપશે એવું મેં નહોતું ધાર્યું.'

'એ આપતાં મને શું થતું હશે તે તો મારું મન જાણે છે.' માણેકબા એટલું બોલતાં થાકી ગયાં હોય તેમ થોભ્યાં અને પછી બોલ્યાં: 'દીકરાએ પહેલેથી ના પાડી તે બદલ ભગવાનનો પાડ માન્યો. બાકી પરણ્યા પછી વહુની સ્થિતિ તારા જેવી કરી મૂકે તો મારાથી કે તારા બાપુજીથી લોકોમાં મોઢું શું દેખાડાય? એટલે ઘરનો જો દીકરો આપણું કહ્યું ન કરે તો જમાઈ પાસે શી રીતે આશા રાખી શકાય?' વળી શ્વાસ લઈને એમણે એક વાક્યમાં બધું કહી નાખ્યું: 'જમાનો હવે ફરી ગયો છે!'

વિજયાએ જે સીફતથી બા આગળ વાત મૂકી હતી તે રીતે એને સાસરે જવાની રજા આપવામાં માણેકબાને અજુગતું ન લાગ્યું. ઉલટું પાળ ફાટી પાણી વહી જાય તે પહેલાં દીકરી પોતાનું ઘર સુખેદુઃખે સંભાળી લે તે વ્યવહારિકતા હતી. દીકરી આવે તે વખતે નાસીપાસ ન થતાં હિંમત કરી જવાની વાત કરતી હતી તેથી માણેકબાને એક રીતે આનંદ થયો હતો. પરંતુ કોઈ તેડવા આવ્યું ન હોય અને તે જાય તેમાં ઓછપ લાગતી હતી. લોકોમાં વાતો થાય કે, વગર આણે દીકરી ગઈ!

વિજયાએ એનો પણ બચાવ કર્યો: 'ખરી રીતે પોતે લગ્ન પ્રસંગે આવી હતી એટલે એ પતી જતાં જાય તેમાં નવું ન હતું.'

છતાં બાને એમાં ઓછપ દેખાતી હતી એટલે વિજયાએ સસરાને પોતાને તેડી જવાનો પત્ર લખી દીધો. મુંબઈ ગઈ ત્યારે એને સસરાનો જે અનુભવ થયો અને એમની સાથે બોલવાની જે છૂટ થઈ તે પ્રસંગ ન બન્યો હોત તો એને સામે ચાલીને પત્ર લખવાની હિંમત ન ચાલત. પરંતુ એ અનુભવથી એને ખાત્રી થઈ ગઈ હતી કે પત્ર મળતાં જરૂર એ ઘડીનો યે વિલંબ કર્યો વિના આવવાના. વળી એ બધી વાત જાણે છે, નજરે પણ અનુભવ્યું છે એટલે એમના તરફથી હવે કેમ વર્તવું તેની સલાહ પણ મળશે.

વિજયાને થયું—પોતે રૂપાપુર જશે તેમાં ઘણી ઘણી સગવડ થઈ રહેશે. બાએ તો સંમતિ આપી હતી કે

જમાનો ફરી ગયો છે એટલે પતિને ગમે તે કરે, પણ સાસુ શું કહે છે તે જાણવા મળશે. સાસુ–નણંદને વાત ન કરવાની એણે સસરાને વિનંતી કરી હતી પણ એમને કંઈ ગંધ ન આવે તે કેમ બને? કદાચ એ મારા અગાઉ બધું સાનમાં સમજી ગયેલાં હશે. જમાના પ્રમાણે વર્તવાની એ પણ સલાહ આપશે તો પોતે ત્યાંથી શરૂઆત કરી દેશે. રૂપાપુરથી શહેર નજીક આવ્યું એટલે મુંબઈમાં જે ઘાટનાં ઘરેણાં પહેરાય છે તેવા હાલ છે તેને ભંગાવીને કરાવી લઈશ, કપડાં પણ થોડાં શહેરની ઢબનાં લઈશ. પોતાના વેશપલટાનો વિચાર આવતાં એને નણંદ યાદ આવી. અહીં પોતે સખીઓને કંઈ કહી શકતી નથી એટલે એકલી હીજરાયા કરવું પડે છે ત્યારે સાસરે જતાં નણંદ આગળ મન મૂકીને દુઃખ રડી શકાશે. એ પણ દુઃખિયણ છે એટલે દુઃખી ભાભીને દિલાસો આપી શકશે. જમાના પ્રમાણે કેમ વર્તવું તેમાં કંઈ નવું ન સૂઝાડશે. પોતે આટલા દિવસ પિયરમાં ભરાઈ રહી તે કરતાં સાસરે ગઈ હોત તો ગામમાં વાત ચર્ચાત નહી.'

જાણે પોતે પિયરથી કયારે ચાલી જાય તેની વિજયાને એટલી અધીરાઈ આવી ગઈ હતી કે એને એના વિચાર આવ્યા કરતા હતા. એક રીતે એને એમ પણ લાગ્યું હતું કે પ્રભુ જે કરી રહ્યો હતો તે સારા માટે કરી રહ્યો હતો. મામાની દીકરીનાં લગ્નનો પ્રસંગ ઊભો થયો ન હોત તો પોતે મુંબઈથી કયું બહાનું કાઢીને આવી શકત? ભાઈના વિવાહની વાત ઊભી ન થઈ હોત તો ભાઈના મનમાં શું ભર્યું હતું તે જાણવા ન મળત.

એણે દિલ ખોલીને અંગ્રેજી ભણેલા યુવકોના મનમાં લગ્નજીવનનાં કેવાં સ્વપ્નાં હોય છે તે ન કહ્યું હોત તો મારી આંખ ઉઘડત નહિ. હું કેવળ સનાતન ધર્મના આચારવિચારમાં અટવાયા કરત. મેં બીજું જોયું પણ શું હોય?

અંગ્રેજી ભણનારનો ય શો દોષ? 'સરસ્વતીચંદ્ર' જેવી વાર્તાની ચોપડી કૉલેજમાં ભણવાની. ભણેલાંની વાતો હોય, સુખી ઘરનાં લોકોની વાતો હોય, પછી એ વાતો ભણે તેને તો કુમુદ જેવી વહુનો જ વિચાર આવે ને? કૉલેજમાં જે છોડીઓ ભણે તેમને સરસ્વતીચંદ્ર જેવા વરના વિચાર આવે. ભાઈ અભણ છોડી જોડે પરણવાનું કેમ ના પાડે છે તે 'સરસ્વતીચંદ્ર' બા–બાપુજી વાંચે તો એમને ખ્યાલ આવે. પરંતુ એ તો આવું કંઈ વાંચવું એ જ બગાડનારું માને પછી વાંચે શી રીતે?

ખરી રીતે જોઈએ તો આમાં બગાડનારું પણ શું છે? વાર્તામાં કોઈ જગાએ ખોટું કરવું એમ તો કહ્યું નથી. બિચારી કુમુદના મનમાં કેવા કેવા વિચારો આવે છે, પણ સારા ઘરની દીકરી છે એટલે એ એને કેવા રોકી રાખે છે' સમાજમાં કેવા કેવા લોક હોય છે, ઓરમાન માને લીધે કેવો કંકાસ બને છે, સરસ્વતીચંદ્ર જેવો ભણેલો ગણેલો માબાપ ઉપર રીસમાં ને રીસમાં 'બિજાઈને ચાલ્યો જાય છે, પણ એથી બિચારી કુમુદની શી સ્થિતિ થશે તેનો ખ્યાલ તો એણે ન જ કર્યો ને? કુમુદના દુઃખ આગળ મારું દુઃખ શી વિસાતમાં છે?

છેલ્લે એ ગાંઠ વાળતી—સરસ્વતીચંદ્રની જેમ કેશવ મને ત્યજી દેવા માગતા હશે પણ હું એમને છોડીશ નહિ. કુમુદ તો બીજે પરણી ગઈ હતી એટલે એનો ઉપાય ન હતો, પણ હું તો એમને પરણેલી છું. એમને વળગી રહેવાનો મારો ધર્મ છે. હું અભણ પડતી હોઈશ તો એમની સાથે રહીને ભણીશ. શહેરી ટાપટીપ કરીશ. એમને રાજી કરવા એમને ગમશે તે કરી છૂટીશ, પણ એમનાથી છૂટી નહિ પડું!

પત્ર મળતાં સસરા એને તેડવા આવ્યા અને એમની સાથે એણે પિયરનાં ઝાડવાંની વિદાય લીધી ત્યારે એના મનમાં આનો આ વિચાર રમતો હતો. પતિને રીઝવીને જ જપીશ. અને પ્રભુએ મારા કરમમાં કદાચ બીજું જ લખ્યું હશે તો આ ઝાડવાં જોવા ફરી પાછી નહિ આવું. મુંબઈનો દરિયો મેં જોયો છે. પતિ નહિ સંઘરે પણ એ તો સંઘરશે જ!

*

# ચિત્રદર્શનો—એક અવલોકન

પ્રો રમણ કોઠારી

આપણા કવિવર ન્હાનાલાલનુ 'ચિત્ર દર્શનો' નામનુ પુસ્તક યુનિવર્સિટિએ પોતાના અભ્યાસક્રમમા મૂક્યુ છે એટલે તેનું આ અવલોકન ખૂબ ઉપયોગી થઈ પડશે તેમાય આ અભ્યાસુ અવલોકન લખનાર પણ વિલ્સન કૉલેજમા ગુજરાતીના પ્રોફેસર છે એટલે એની બહુમૂલ્યતા સવિશેષ ગણાય

'ચિત્રદર્શનો' એ ન્હાનાલાલ કવિનો, વિવિધ પ્રસગોએ દોરાયેલા, ૧૮ શબ્દચિત્રોનો લેખ સગ્રહ છે તેની પહેલી આવૃત્તિ ૧૯૨૧મા અને બીજી ૧૯૫૧મા બહાર પડેલી

એક રીતે જોઈએ તો કવિનો આ એક લાક્ષણિક સગ્રહ છે સ્વરૂપની દૃષ્ટિએ એમા પદ્ય, અપદ્યાગદ્ય અને ગદ્ય એમ ત્રણે જોવા મળે છે હકીકતની દૃષ્ટિએ એમા ઐતિહાસિક તેમજ કાલ્પનિક એમ બને પ્રકારનુ વસ્તુ છે ઐતિહાસિક વિભાગમા છતા એક પેટા વિભાગ તરીકે જુદો તરી આવે તેવો વિભાગ ગુજરાત અને ગુજરાતીઓને લગતાં ચિત્રોનો છે તેથી પણ નાનો એવો કવિનાં કૌટુબિક જનોના ચિત્રોનો છે માનવસર્જિત 'તાજમહેલ' જેવી કલાકૃતિનુ ચિત્ર પણ છે તો કુદરતનિર્મિત 'શરદપુનમ' પણ છે વ્યક્તિવિશેષના ચિત્રો છે, તો કૈક પ્રાસગિક લાગતા છતા તેની મર્યાદાથી મુક્ત એવા વિશિષ્ટ પ્રસગોના ચિત્રો પણ છે આમ ભિન્ન ભિન્ન ભાત અને જાત આ સગ્રહમા જોવા મળે છે છતા કવિને મતે આ બધામા કોઈ ને કોઈ પ્રકારનુ શબ્દચિત્ર દોરાયેલુ છે કોઈ ને કોઈ ચિત્રનુ દર્શન હરેક કાવ્ય અને લેખમા જોવા મળે છે આ પ્રકારની ચિત્રાત્મકતા તે આ લેખોનુ સર્વસાધારણ લક્ષણ છે આમ આ બધા શબ્દચિત્રો હોવાનો કવિનો દાવો બહુધા આપણે સ્વીકારી પણ શકીએ તેમ છીએ બહુધા એટલા માટે કે છેલ્લુ કાવ્ય 'ગુર્જરીના બાણ' શબ્દચિત્ર કહેવાય કે કેમ તે જરા વિચારવા જેવુ છે એકદરે ત્રણે ગદ્ય લેખોને અપવાદરૂપ ગણીએ (અને મુબઈ યુનિવર્સિટીએ તો ઇન્ટર આર્ટ્સના અભ્યાસક્રમમા આ લેખોને અપવાદરૂપ ગણીને એક કોરે રાખ્યા છે) તો પદ્ય અને ડોલનશૈલી અથવા અપદ્યાગદ્યમા દોરાયેલાં ૧૬ ચિત્રાત્મક કાવ્યોનો આ સગ્રહ છે આ બધા ચિત્રોના વિભાગ એવા ચોક્કસ નથી કે એક વિભાગમા આવતુ ચિત્ર બીજા વિભાગમા ન આવી શકે 'ચિત્રદર્શનો'નાં ઐતિહાસિક ચિત્રોની મૂલવણી હકીકતના સત્યને જાળવતા શબ્દચિત્રની કસોટીએ થવી જોઈએ અને કાલ્પનિક કાવ્યો જેમા કલ્પનાને મુક્ત અવકાશ છે તેમજ જેમા હકીકતના સત્યનો સવાલ જ ઊભો થતો નથી, તેની મૂલવણી શુદ્ધ કવિતા તરીકે કરવી વધુ યોગ્ય ગણાય

તો હવે શબ્દચિત્ર એટલે શુ તે આપણે વિચારીએ શબ્દચિત્ર જેટલે અશે ઐતિહાસિક છે તેટલે અશે તે જીવનકથાનુ જ, રેખાચિત્ર જેવુ, એક લઘુ રૂપ છે અને તેટલે અશે શાસ્ત્રીય સાહિત્ય છે એમ ગણી શકાય તદુપરાત જો તે ચિત્ર હોય તો રગચિત્રની જેમ તે તે વ્યક્તિ વા પ્રસગની છબી તેણે વાચક આગળ ખડી કરવી જોઈએ રગચિત્રમા જેમ સૂક્ષ્મ માનસિક પરિસ્થિતિને સ્થૂળ રેખાઓમા પ્રગટ કરવા ચિત્રકાર ચિત્રકલાના ઉપાદાનનો આશ્રય તેમજ પ્રમાણસર લાગે તેવી કલ્પનાની છૂટ લેતો હોય છે, તેમ કવિને પણ શબ્દના ઉપાદાનની, તેની લાક્ષણિકતા અને વિશિષ્ટતાઓની તેમજ ઐતિહાસિક સત્યને જાળવીને થતા કલ્પનોડ્ડયનની છૂટ હોય છે આ આ બનેમાં ફરક માત્ર એટલો કે એક સ્થૂળ રેખાઓથી દોરાયેલુ રગચિત્ર છે તો બીજુ અર્થયુક્ત વર્ણોની મદદથી પ્રગટ થતુ શબ્દચિત્ર છે પણ બને ચિત્ર તો છે જ, તે મૂળભૂત વસ્તુ વિસરવા જેવી નથી ટૂકમા શબ્દચિત્ર અથવા તો ચિત્રદર્શન કાવ્યની વ્યાખ્યા બાધવી હોય તો કૈક આ પ્રમાણે આપણે

બાંધી શકીએ. જે કાવ્યમાં કોઈનું 'રેખાંકન'—Sketch અથવા 'ચિત્ર' Picture—શબ્દોમાં સાકાર કરવામાં આવ્યું હોય અથવા તો અર્થયુક્ત વર્ણોદ્વારા તેનું દર્શન કરાવવામાં આવ્યું હોય તેને શબ્દચિત્ર કાવ્ય અથવા તો ચિત્રદર્શન કાવ્ય કહે છે.

આમ જો શબ્દચિત્ર એ જીવનકથાનું લઘુરૂપ હોય, એની નાનકડી આવૃત્તિ કે છબી હોય તો નવલરામ કહે છે તેમ જીવનકથામાં જળવાતાં સત્ય, શોધ, વિવેક અને વર્ણનશક્તિ વ. લક્ષણો યથાપ્રમાણ શબ્દચિત્રમાં પણ જળવાવાં જોઈએ. અને કવિ આ વસ્તુ પરત્વે પૂરેપૂરા જાગ્રત છે. તેઓ કહે છે, રંગ-ચિત્રની પેઠે શબ્દચિત્રે સાચ્ચું જ હોવું જોઈએ, સ્નેહને લીધે સત્યદર્શનમાં દૃષ્ટિવિકાર ન જ થવો જોઈએ. ન હોય તે નિરખાવું ન જોઈએ, કે હોય તે પરગુણ પરમાણુનો પર્વત ન થવો જોઈએ. નયનની સ્વચ્છતા અને વિવેકના માપ સાચવતાં યે કેટલીક વેળા ઇતિહાસનાં તેજકિરણો એવાં વરસતાં હોય છે કે ચોખ્ખી ને સાવચેતીવાળી આંખને યે ઝાંઝવાનાં દર્શન થાય છે.'[૨]

હવે કવિનાં ચિત્રોને સમગ્રપણે જોઈએ તો કેંક નીચે મુજબ લક્ષણો વસ્તુ અને શૈલી પરત્વે આપણને બધામાં જોવા મળે છે.

આ શબ્દચિત્રો મહદંશે ગુજરાત, તેની ભૂમિ, તેની ગુણવન્તી વ્યક્તિ, તેમ જ કેંક અંશે તેની પ્રકૃતિને લગતાં છે. અપવાદરૂપ ગણવું હોય તો 'તાજમહેલ' ગુજરાતની બહારનું ગણી શકાય. 'ગુજરાત અને ગુજરાતી' વિભાગ સિવાયનાં ચિત્રોમાં અન્ય પ્રકારનું ગુજરાતનું ચિત્ર જોવા મળે છે. દા. ત. 'સૌભાગ્યવતી', 'નવયૌવના' વ. માં ગુજરાતણનું ચિત્ર જોવા મળે ખરું. જો કે 'શરદપુનમ' 'રાજવીર', 'શ્રાવણી અમાસ', કે 'બ્રહ્મદીક્ષા ને આ વિધાન લાગુ પડે નહિ. ઐતિહાસિક ચિત્રો પ્રમાણમાં વૈયક્તિક—Individual પાડે છે. અને ઐતિહાસિક હોવાથી પ્રમાણમાં વધુ વાસ્તવિક લાગે છે. દા. ત. 'મહર્ષિ દયાનંદ સરસ્વતી.' તો કાલ્પનિક ચિત્રો વધુ નમૂનારૂપ—Typical લાગે છે. અને ચોક્કસ વર્ગ તેમ જ તેના આદર્શને રજૂ કરતાં હોવાથી તે ઐતિહાસિક ચિત્રોની તુલનામાં તેટલાં વાસ્તવિક લાગે નહિ ને પણ સ્વાભાવિક જ છે. દા. ત. 'રાજવીર.' વસ્તુ પરત્વે જોઈએ તો ઇતિહાસનો ઊંડો રસ, વીર-પૂજામાં રાચતી વૃત્તિ, ગુજરાત પ્રત્યેની ભક્તિ, ગુરુજનો પ્રત્યેનું બહુમાન, કુદરત પ્રત્યેની આસક્તિ, આ બધાંમાંથી જન્મતું કવિનું કેંક મધ્યકાલીન માનસ ધરાવતું વ્યક્તિત્વ તેમ જ મનોભૂમિને સ્પર્શી જાય તેવું ભાવનાત્મક સૌંદર્ય ઘણે ઠેકાણે જોવા મળે છે.

કાલ્પનિક ચિત્રોમાં ગગનવિહારી કવિની કલ્પના, ઊડ્ડયન જોવા મળે છે. દા. ત. જુઓ કલ્પનાપ્રધાન કાવ્ય 'શરદપુનમ.' તો ઐતિહાસિકમાં હકીકતનું સત્ય જળવાયું છે. કવિસુલભ અતિશયોક્તિથી ઉપરનું વિધાન કેંક મર્યાદિત બનતું લાગે ખરું, દા. ત. "હૈડું જાણે હિમાલય." ('પિતૃતર્પણ') પણ એ તો એક માત્ર અલંકાર છે. ઊલટું, 'પિતૃતર્પણ' જેવા ઐતિહાસિક કાવ્યમાં આ અલંકારત્વ ઉપરના વિધાનને વધુ સમર્થન આપે તેવું છે. 'સૌભાગ્યવતી', 'નવયૌવના' માં સ્થિતિ નું સૌન્દર્ય—Beauty in Repose સધાયું છે. તો 'શરદપુનમ' જેવામાં ગતિનું સૌન્દર્ય, હરપળે પરિણમતા કાર્યનું, ચન્દ્રના ધીમે ધીમે થતા ઉદયનું સૌન્દર્ય કવિએ અદ્ભુત રીતે સાકાર કર્યું છે; શબ્દોમાં ઝીલ્યું છે. કવિની રંગદર્શી શૈલી ખાસ કરીને 'કાઠિયાણીનું ગીત' માં વાચકને પકડી રાખે છે. છંદોમાં ખાસ કરીને અનુષ્ટુપનું સામર્થ્ય અને તેના ઉપરની કવિની હથોટી 'પિતૃતર્પણ'માં જણાય છે. તો 'ચારુવાટિકા'ના શાર્દુલમાં કવિની નબળાઈ ખટક્યા વિના રહેતી નથી. ચિત્રાત્મકતા બધે ઠેકાણે છે. ક્યાંક ક્યાંક અર્થહીન પંક્તિઓ પણ ચાલી આવે છે. દા. ત.

> "શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફાસમું,
> નરવધિ, વિભુ, વિરાટ શું વિસ્તરતું"
> ("શ્રાવણી અમાસ")





અલંકારો પુષ્કળ છે. તો સાથે અલંકારપરંપરા, અલંકારોનો ખડકલો પણ છે. દા. ત. 'તાજમહેલ'માં કેટ કેટલી કલ્પનાઓ—તરંગો કવિએ કર્યાં છે! કવિને મતે તાજ મહેલ—'નિત્ય લગ્નનો મંડપ', 'પ્રેમલગ્નનો ભરમરાશિ', 'સ્નેહના પંખીની વાસયષ્ટિ', 'સૌન્દર્યનું પુષ્પ,' 'પ્રેમની પ્રભાત તારલી', 'પ્રેમતારલા,' 'પ્રેમનો ચન્દ્ર,, 'પ્રેમની ચિતા,' 'પ્રેમનો કીરતથંભ', 'તાજ (મુગટ)—પ્રેમની કવિતા કેરો, જાહોજલાલીનો, સૌન્દર્યનો, કલાનો, મુગલાઈનો'; 'પ્રેમની જોગણ,' વગેરે વગેરે છે. વસ્તુતઃ તાજમહેલ એક અલંકાર-પ્રધાન, તરંગપ્રધાન કાવ્ય છે. કલ્પનાના બાહ્યરૂપમાં કવિમાં તરંગો—Fencies પણ આવ્યા કરે છે.

આમ કલ્પનાસમૃદ્ધ છતાં ક્યાંક તરંગવાળી, વાગ્-વિભવથી સભર છતાં ક્યાંક આડંબરી—શબ્દાળુ લાગે તેવી, અલંકારમાં રાચતી પણ કેટલીક વાર અલંકાર-પરંપરામાં મુખ્ય વસ્તુને ગૂંચવી દેતી, બહુધા અતિ-શયોક્તિમાં મહાલતી, ટૂંકમાં કાંઠા તોડીને બધે વહેતી, ઉભરાતી, (બીજી રીતે જોતાં કૌતુકપ્રિયતાને અનુરૂપ પ્રમાણભાન ઉલ્લંઘતી, ઉવેખતી) પણ પોતાના આવેગ, પૂરમાં જાણે અજાણ્યે પણ વાચકને ઘસડી જતી, તે સાથે બધે જ ઠેકાણે વાણીની મધુરતા જાળવતી, ક્યાંક ક્યાંક તો ગુજરાતી કવિતામાં વિરલ એવો પ્રલંબ ઉદ્ઘોષ—નાદગુંજન જન્માવતી અને આ બધાથી ચિત્ર પાડવા મથતી, ચિત્ર પાડતી એવી રંગદર્શી કવિની શૈલી છે. આવી અનેકાનેક ગુણ સમૃદ્ધિઓથી આ લેખસંગ્રહ સભર ભર્યો છે.

હવે આપણે શબ્દચિત્રોને અવલોકીએ. તેની ચર્ચા, તેમને આપણે જે રીતે વિભાગોમાં વહેંચીએ તે રીતે થઈ શકે. સગવડને ખાતર આપણે પદ્ય, અપદ્યાગદ્ય અને ગદ્ય એમ મુખ્ય ત્રણ વિભાગ કરીશું.

પદ્યવિભાગમાં નીચેનાં કાવ્યો છે.

'ગુજરાત—એક ઐતિહાસિક કાવ્ય,' 'ગુર્જરી કુંજે,' 'ગુજરાતણનાં બાણ,' 'ચારુ વાટિકા,', 'કાઠિયાણીનું ગીત,' 'કુલયોગિની,' 'પિતૃતર્પણ,' 'શરદપુનમ' અને 'તાજ મહેલ.' આના પેટાવિભાગ નીચે પ્રમાણે થઈ શકે. પ્રથમનાં પાંચ 'ગુજરાત—ભૂમિ વ્યક્તિ અને પ્રકૃતિ' વિભાગમાં આવે. પછીનાં બે કૌટુંબિક ચિત્રો તરીકે ગણાય. અને છેવટનાં બે કુદરત અને કલાની વિશેષતાના નમૂના લેખે મૂકી શકાય.

આપણે પ્રથમ 'ગુજરાત' વિભાગને અવલોકીએ. તેનું પ્રથમ અને આ વિભાગ પુરતું એક શબ્દચિત્ર તરીકે શ્રેષ્ઠ 'ગુજરાત—એક ઐતિહાસિક કાવ્ય'માં વીર નર્મદ જેને ગરવી કહીને બિરદાવી એવા પુણ્ય પ્રદેશ ગુણિલય ગુજરાતનું મહિમાગાન – પ્રશસ્તિ —કવિએ ગાયું છે. (આ કાવ્ય સાથે સરખાવો: 'જય જય ગરવી ગુજરાત'—વીર નર્મદ, 'ગુણવંતી ગુજરાત' —ખબરદાર અને 'ગુજરાત મોરી મોરી રે' ઉમા-શંકર.) આમાં ગુજરાતનું, એની ઊણપો અને મર્યાદાઓ સાથેનું સાચું શબ્દચિત્ર આપવાનો કવિએ પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે, ગુજરાતના ભૌગોલિક વિભાગો, તેના લોકો, ગુજરાતનાં સંસ્થાનો, (જેમાં કવિ 'જગમોહન મુંબઈ નગરી'નો પણ સમાવેશ કરે છે.) પારસી, જૈન આદિ સમાજોનો વિશિષ્ટ પરિચય અને સૌથી વધુ આકર્ષક તો કદાચ જેનાથી આ કાવ્ય આપણે ત્યાં અમર બની ગયું છે તેવું રૂપગુણમાં અજોડ એવી સુંદરતાના છોડ શી આર્ય સુંદરીનું, આદર્શ ગુજરાતણનું પરમ આહ્લાદક ચિત્ર, દા. ત.

> ચોળી ચણિયો પાટણનો પર;
> સેંથલે સાળુની સોનલ સેર;
> અંગ આખોયે નિજ અણમોલ
> સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
> ભાલ કુંકુમ, કર કંકણસાર
> કન્યના સજ્યા તેજ શણગાર.

વ. નાં ચિત્રોથી ગુજરાતનું એક અને અખંડ ભાવનાત્મક ચિત્ર અહીં ઊભું થાય છે.

'ગુર્જરી કુંજો' અને 'ગુજરાતણનાં બાણ' ઉપર્યુક્ત કાવ્યને પડખે, પૂરક કાવ્યો તરીકે વાંચવા જેવાં છે. 'ગુર્જરી કુંજો—ગુજરાતના પ્રદેશો અને પ્રકૃતિનાં ચિત્રો જોવા મળે છે. 'ગુજરાતણનાં બાણ' કવિના 'જહાંગીર નૂરજહાં' નાટકમાંથી લેવાયું છે. એમાં ગુજરાતણ અને તેનાં વચન બાણોનું ચિત્ર ઉપમાઓથી આપવાનો કવિએ પ્રયત્ન કર્યો છે. પણ એક ચિત્રાત્મક કાવ્ય તરીકે એનો દાવો જરા વિચારવા જેવો છે. તેમ જ ગુજરાતણનાં બાણની સિંહણના ડંખ સાથે થતી સરખામણીમાં ડંખ ઉપમાનનું ઔચિત્ય પણ શંકાસ્પદ છે. (સિંહણના ડંખ કહેવાય? કે સિંહણના ઘા કે તરાપ કે છલંગ?)

આ વિભાગનાં છેલ્લાં બે ચિત્રો ગુજરાતના અમુક વિશિષ્ટ પ્રદેશનું—સુરાષ્ટ્રનું ચિત્ર આપે છે. 'ચારુ વાટિકા' સોરઠની લીલી નાઘેરના ચોરવાડનું પ્રાકૃતિક અને 'કાઠીયાણીનું ગીત' કાઠિ નારીનું—કદાચ સોરઠિયાણીનું (અને કાઠિયાણી પણ ગુજરાતણ જ ગણાય ને!) રંગભર્યું ચિત્ર આપે છે. 'ચારુ વાટિકા' કાવ્ય ઐતિહાસિક પ્રસંગો, ફળફળાદિ, પશુ પક્ષીઓ, ઐતિહાસિક વ્યક્તિઓ તેમ જ સામાન્ય નરનારીનાં વર્ણનોથી એક વર્ણનાત્મક કાવ્ય બન્યું છે. કવિ ચોરવાડને રસની, પુણ્યની અને ભરી ભરી વનશ્રીથી ખીલતી (સરખાવો—'ચોરવાડ વાડીએ છાતી શી ભરે'—ઉમાશંકર.) ચારુ વાડી તરીકે ઓળખાવે છે.

'કાઠિયાણીનું ગીત' આમ તો કાલ્પનિક છે. કવિ એમાં ભર જોબનમાં મહાલતી નમૂનેદાર કાઠિયાણીનું અતિ સુંદર ભાવભર્યું ચિત્ર દોરે છે. ગીત એક વિરહગીત છે. એટલે કાઠિયાણીના ગીતમાં કવિએ તેના સાવજશૂરા કન્થનું પણ સરસ ચિત્ર ઉપસાવ્યું છે, દુહાના ઢાળામાં આખું ગીત ઢળાયું છે. ભાષામાં કાઠિયાવાડી છાંટ છે. વર્ણન મુક્ત છે. પોતાના વહાલમની વાટ જોતી, પ્રતીક્ષા કરતી આશાભરી અલબેલડી કાઠિયાણીનું ચિત્ર, જેમકે

આશાભરી અલબેલડી રે હીંચે હિન્ડોળાખાટ;
પિયુના પન્થ નિહાળતી કાંઇ વ્હાલમની જૂવે વાટઃ

થી આ ગીત મસ્ત યૌવનનું રંગભર્યું આલેખન કરતું વિપ્રલંભ શૃંગારનું એક સુંદર, 'રોમેન્ટિક' ગીત બન્યું છે. તળપદા શબ્દ, શૈલી, ભાવ, પાત્ર અને વાણીનું જોમ વ. ને લીધે આ એક સંપૂર્ણ ગુજરાતી અથવા તો કૈંક વિશિષ્ટ રીતે કાઠિયાવાડી ગીત બન્યું છે.

'પિતૃતર્પણ' અને 'કુલયોગિની' એ કવિનાં કુટુંબીજનોનાં ચિત્રો છે. 'પિતૃતર્પણ' પિતા દલપતરામને અને 'કુલયોગિની' પત્ની માણેકબાઈને ઉદ્દેશીને કવિએ લખેલાં છે.

'પિતૃતર્પણ'માં કવિપુત્રે પૂર્વાવસ્થામાં પિતા પ્રત્યે કરેલા અનાદરનું, પાપનું પ્રાયશ્ચિત કરીને પિતાનું તર્પણ કરે છે. ન્હાનલે પિતા દલપતરામને નાનપણમાં બહુ સંતાપ આપેલો. તે માટે પિતાના મૃત્યુ પછી કવિને બહુ પશ્ચાતાપ થયેલો. કવિનું એ પ્રાયશ્ચિત પિતૃતર્પણ રૂપે આ કાવ્યમાં રજૂ થયું છે. આની પાછળ સચ્ચાઈ છે. અને ભાવનું આલેખન એવી સાધારણરીતે થયું છે કે તે માત્ર ન્હાનાલાલનું જ દલપતરામ પ્રત્યેનું તર્પણ બનીને અટકી જતું નથી. હરેક પુત્રના પિતા પ્રત્યે આદરેલા પાપનો પસ્તાવો બની રહે છે.

કાવ્ય આત્મકથાત્મક છે. આખું કાવ્ય ઐતિહાસિક ભૂમિકામાં મુકાયું છે. દલપતરામ એક માત્ર વ્યક્તિ નહોતા, મોટા સમાજસુધારક અને સાહિત્યકાર હતા. એક સંસ્થારૂપ હતા. એટલે દલપતરામનું ચિત્ર દોરતાં અનાયાસે તેમના જમાનાનું ચિત્ર પણ આ કાવ્યમાં દોરાયેલું જોવા મળે છે.

કાવ્ય ૮ ખંડમાં વહેંચાયું છે. ખંડ ૧માં પિતાના મૃત્યુને બાર બાર વર્ષ થઈ ગયાં તેનો ઉલ્લેખ કરી તેમનાં સંસ્મરણો હજી પણ લુપ્ત થયાં નથી તેમ કવિ કહે છે. ખંડ ૨: પિતૃજાપના મન્ત્રો જપવાની, પુણ્યશ્લોક





પિતાના ગુણો ગાવાની ઇચ્છા કવિ વ્યક્ત કરે છે. ખંડ ૩ : પ્રારંભમાં ઐતિહાસિક ભૂમિકા બાંધી જૂના જમાનાની વીતતી દીર્ઘ રાત્રીનો તેમજ નવા જમાનાના થતા પરોઢનો ઉલ્લેખ કરી કવિ દલપતરામને તે સમયના આશાવાદી અરૂણ તરીકે ઓળખાવે છે. અને દલપતકથા, જૂની કુટુંબકથાને ઉખેળે છે. અનેક પ્રકારે અને સાચીરીતે પિતાને બિરદાવ્યા છતાં કવિ અંતે કહે છે :

'શું શું સંભારું ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે ?
પુણ્યાત્માના ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.'

ખંડ ૪ : પુત્ર પશ્ચાતાપ કરે છે અને પિતા પાસે ક્ષમા માગે છે. ખંડ ૫ : અંતે પિતાને દેવ તરીકે પૂજનારો થા –पितृदेवो भव, प्रिय ! એ મન્ત્ર કવિને લાધે છે. ખંડ ૬ : मातृदेवो भव, प्रिय ! માતાને દેવતા તરીકે પૂજનારો થા એ મન્ત્ર કવિને લાધે છે. ખંડ ૭ : પોતાનાં માતાપિતા પુણ્યને પુષ્પે બ્રહ્મનાં તેજ ઝીલતાં ખીલે છે તેમ કવિ કહે છે. ખંડ ૮ : પુત્રનો પશ્ચાતાપ રજૂ કરતી અને પિતાનું મહિમાગાન ગાતી આ ગુર્જરી ગીતા (અને કાવ્યની અપૂર્વતાને કારણે સામાન્ય અર્થમાં કવિનો આ દાવો ખરે જ વિચારણીય નથી ?) કવિ પિતાને ચરણે ધરે છે. કવિ પિતૃતર્પણ કરે છે. અને માતાપિતાની આશિષ માગે છે.

કાવ્ય ઠીક ઠીક લાંબુ છે. ૧૦૧ શ્લોક અથવા ૨૦૨ પંક્તિ. છંદ અનુષ્ટુપ્ છે. ભારક્ષમ અનુષ્ટુપને કવિએ મહાન વિચાર અને મહાન વાણીથી બરાબર જાળવ્યો છે. અનુષ્ટુપની આ વાણીમાં ભવ્ય ગંભીર ઉદ્‌ઘોષ શ્લોકે શ્લોકે સંભળાય છે. અલંકારનું બાહુલ્ય પણ ધ્યાન ખેંચે તેવું છે. બબ્બે પંક્તિમાં કવિએ વિચારને બાંધ્યા છે. દરેક શ્લોક સ્વતંત્ર, પૂર્ણ એકમ તરીકે સમજી શકાય છે. સૂત્રાત્મક શૈલીમાં આખું કાવ્ય લખાયું છે. જીભને ટેરવે રમી રહે તેવી અમર પંક્તિઓ આમાં ઘણી છે. દા. ત.

"છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય."

બહુધા વખણાયેલી અને ક્વચિત વખોડાયેલી કવિની વાગ્મિતા–Rhetoric–પણ આ કાવ્યમાં ઠીક ઠીક જોવા મળે છે.

આ સંગ્રહનું તો આ શ્રેષ્ઠ કાવ્ય છે. કવિનાં ઉત્તમ કાવ્યોમાં પણ આ કાવ્ય ઘણે ઊંચે સ્થાને બિરાજે છે. ગુજરાતી કવિતામાં પણ આ ભાવને રજૂ કરતાં કાવ્યોમાં આ કાવ્યની જોડી મળે તેમ નથી.

'કુલયોગિની'માં કવિ પોતાનાં પત્ની માણેકબાઈને કુલયજ્ઞ કરતી યોગિની તરીકે બિરદાવે છે. કુલયજ્ઞ એ એવો યજ્ઞ છે કે જેમાં ગૃહિણીને પોતાને જ હવિ તરીકે હોમાવાનું છે. ગૃહસ્થાશ્રમ અને ગૃહિણી ધર્મની ઊંચી ભાવના કવિએ અહીં આલેખી છે. પોતાની પત્નીને આ પ્રકારની ભવ્ય અંજલિ ગુજરાતી સાહિત્યમાં કવિ સિવાય કોઈએ આપી જાણી નથી

છતાં કાવ્ય ક્યાંય વાયડાઈ કે વેવલાઈમાં પરિણમતું નથી. વિવેકની પાળ ક્યાંય તૂટતી નથી.

'શરદ પુનમ' અને 'તાજમહેલ' એ કુદરત અને માનવનિર્મિત કલાની વિશેષતાનાં ચિત્રો છે.

'શરદ પુનમ'નું ચિત્ર કાલ્પનિક છે. આમાં કવિ વર્ષની સૌથી સુંદર રાત્રી શરદ પૂર્ણિમાએ ઉદય પામતા, નભની અટારીએ ચઢતા પૂર્ણ ચન્દ્રનું ગતિચિત્ર દોરે છે. કવિ ચન્દ્રમાને ચન્દ્રી તરીકે ઓળખાવે છે. (સરખાવો–'ચંદા'–ન. ભો. અને 'ચંદ્રિકા' ઉમાશંકર.) કવિ ચન્દ્રીને અનેક સુંદર સુંદર ઉપમાનો,–જેમકે ચન્દ્રી જાણે મુગ્ધ શરમાતી બાલા, ચારુ હાસ્યે હસતી નભની અટારીએ ઊભેલી સુંદરી, વ્યોમ સરોવરમાં ખીલેલું સુંદર કમળ, બધી જ તારિકાને ઝાંખી પાડતી દેવબાલિકા અને મધ્યાકાશે એકાકી ઝઝૂમી રહેતી કો સ્નેહરાણી વ. થી બિરદાવે છે. તે પછી કવિ ચન્દ્રીને માનવહૃદયોમાં પધારવાનું આમંત્રણ આપી ચન્દ્રોદયથી થયેલી અસરો વર્ણવે છે.




આ એક સુંદર પ્રકૃતિકાવ્ય છે. પણ શુદ્ધ પ્રકૃતિકાવ્ય નહિ. તેમાં માનવભાવનું પણ આરોપણ થયું છે. ઉપમા-ઉત્પ્રેક્ષાદિ અલંકારોથી ઓપતાં વર્ણનો, નાજુક અને મધુર ભાવોર્મિઓ અને તેવી જ નાજુક અને લડાવેલી શબ્દાવલિઓથી આ કાવ્ય અતિ ચારુ બન્યું છે. તેના સૌથી સુંદર શ્લોક તરીકે

> કો સ્નેહી કેરા સ્નેહના કુંજઆરે
> અખંડ જ્યોત્સ્ના સ્નેહરાણી પધારે,
> ને એકલી એ સ્નેહકુંજે ઝઝૂમે :
> મધ્યાકાશે ત્યમ સુતનુ તે ચન્દ્રી એકાકી ઘૂમે,

—ને આપણે મૂકી શકીએ. જો 'કાઠિયાણીનું ગીત' જેમવાળું તો 'શરદ પુનમ' અતિ નાજુક ગીતનો નમૂનો છે.

આપણે ઉપર જોયું તેમ 'તાજમહેલ' વસ્તુતઃ કલ્પના કરતાં તરંગ–Fencies અને અલંકાર imageries નું પ્રાધાન્ય દાખવતું કાવ્ય છે. તાજને કવિ અનેક રીતે વર્ણવે છે. કહે છે કે તાજને એકવાર જોયા વિના જ આ કાવ્ય કવિએ લખેલું. તાજનું દૃષ્ટાંત આપી કવિને આ કાવ્યમાં કહેવું છે કે બીજું બધું જ મૃત્યુને આધીન છે. તથાપિ રસનું તેમ જ સૌન્દર્ય અને સ્નેહનું મૃત્યુ નથી.

> 'તથાપિ મૃત્યુ રસનાં નથી–નથી :
> સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.'

એટલું જ નહિ પણ 'વણમાણ્યા રસો વાધી પ્રેમશશી' બની જાય છે. પણ આ બધું છતાં તાજમહેલ જેવી બેનમૂન કૃતિ ઉપરનું કૈંક અલંકાર પ્રાચુર્યમાં રાચતું અને તેથી માત્ર તરંગલીલાનું દર્શન કરાવતું આ ચિત્ર ન્હાનાલાલને જેબ આપે તેવું કહેવાય ખરું ?

હવે આપણે ડોલનશૈલીમાં દોરાયેલાં ચિત્રો જોઈએ. તે પહેલાં આ નવીન શૈલીના સ્વરૂપનો જરા વિચાર કરીએ. કવિએ પોતાની નવી શૈલીને ડોલન શૈલી નામ આપેલું. ખબરદારે આ નવા સ્વરૂપને અપદ્યાગદ્ય તરીકે ઓળખાવેલું. અને તે જ નામ આપણે ત્યાં વધારે રૂઢ થયું છે. પણ ખરી રીતે જોતાં અપદ્યાગદ્ય ભ્રામક શબ્દ છે. કવિની નવીન શૈલીના સ્વરૂપ વિષે ગેરસમજ પેદા કરે તેવો છે. કારણ ડોલનશૈલી પદ્ય નથી એટલે કે અપદ્ય છે એ વાત સાચી, પણ તે સાથે એ ગદ્ય નથી એમ નથી. એટલે કે અગદ્ય નથી. સાચી વાત તો એ છે કે સીધી રીતે કવિએ ગદ્ય ન લખતાં સીદીભાઈના ડાબા કાનની માફક આમ આડી રીતે લખ્યું, પણ લખ્યું તો ગદ્ય જ. એટલે અપદ્યાગદ્ય કરતાં ડોલન શૈલી શબ્દ વધારે સાચો છે. અને તે જ નવીન શૈલીની યથાર્થ પિછાન કરાવે છે. કારણ અછાન્દસ રચના હોવા છતાં તેમાં અમુક પ્રકારનું ડોલન Rhythm છે એ તો હવે સર્વ વિદિત વાત છે. તેમજ વિષ્ણુભાઈએ બતાવ્યું તેમ એ પણ ભૂલવાની જરૂર નથી કે 'બ્લેંક વર્સ' જેના અનુકરણમાં આ શૈલી આપણે ત્યાં જન્મી, તેનાં બધાં જ હલનચલનો અને વલણો ડોલનશૈલી દાખવે છે. કારીગરીની દૃષ્ટિએ એ પદ્યની ઘણાં નજીક છે. પદ્યકલ્પ છે.

ડોલનશૈલીના સ્વરૂપ વિષે આપણે ત્યાં મતભેદ પડેલો, પણ તેમાં અભિવ્યક્તિ ગોતતા કવિના ગુંજનમાં કાવ્યતત્ત્વ ઘણું ઊંચું છે તેના વિષે ભાગ્યે જ બે મત છે. હા, એટલું ખરું કે એ બધું ડોલનશૈલીને બદલે જો સંપૂર્ણ પદ્યમાં હોય તો કાવ્યતત્ત્વ વધુ ટકાઉ અને ચિરંજીવ દેહ ધારણ કરત. ડોલનશૈલીમાં સાત ચિત્રો છે. 'સૌભાગ્યવતી', 'નવયૌવના', 'રાજવીર', 'ગુરુદેવ', 'સૌરાષ્ટ્રનો સાધુ', 'શ્રાવણી અમાસ' અને 'બ્રહ્મદીક્ષા.'

આમાંનાં પહેલાં ત્રણ અન્ય ચિત્રો કરતાં કૈંક વધુ પ્રમાણમાં સ્થિતિનું સૌન્દર્ય આલેખતાં હોવાથી રંગચિત્રોની વધારે નજીક છે, કે જે પોતાના મધ્યમ ઉપાદાનને કારણે બહુધા સ્થિર સૌન્દર્યને જ ઝીલી શકે છે. એટલે આ ચિત્રો યથાર્થ શબ્દચિત્રો છે એમ કહી શકાય.

'સૌભાગ્યવતી' અને 'નવયૌવના' નારીસૌન્દર્યનાં, નારીજીવનની બે ભિન્ન અવસ્થાનાં ચિત્રો છે, તો





‘રાજવીર’માં નરસૌન્દર્યનું, તેની ભવ્યતા અને સામર્થ્યનું તેમજ તેના ઉગ્ર પ્રતાપનું ચિત્ર દોરાયું છે. ‘સૌભાગ્યવતી’માં સૌભાગ્યવતી નારીનું અલંકારી અને સુંદર ચિત્ર જોવા મળે છે. ઉપર કહ્યું તેમ ગતિ અથવા ક્રિયા જેવું કશુ ન હોવાથી કાવ્ય માત્ર વર્ણનાત્મક અને તેથી વધુ સાચા અર્થમાં ચિત્રાત્મક બન્યું છે. સૌભાગ્યવતી ઊભી છે તે ઊભી જ છે. અંતે પતિનું આગમન થયું તેટલી ક્રિયા કાવ્યમાં છે ખરી પણ તે કોઈ બીજા જ પાત્રમા, સૌભાગ્યવતીમાં નહિ. કાવ્યમાં પુષ્કળ અલંકાર છે. અને તે સુંદર છે તેમજ મૌલિક પણ છે. પ્રકૃતિનું વર્ણન મઝાનું છે. વસન્તવૈતાલિક કવિની વસન્તપ્રીતિ કાવ્યમાં પોતાની ફોરમ ફેલાવ્યા વિના રહેતી નથી.

‘નવયૌવના’માં વિચારમગ્ન નવયૌવનાનું ચિત્ર છે. સાથે પ્રકૃતિનું વર્ણન પણ એટલું જ સ્થાન પામે છે. કવિની વાણીમાં પ્રકૃતિ કોઈઅનેરું રૂપ ધારણ કરે છે. નવયૌવનાના અવયવોનું વર્ણન સૌન્દર્યથી છલકાય છે. છતાં ક્યાંય વિલાસની, ખોટી મસ્તીની, તોરી જુવાનીની છાંટ નથી. રસસાગર પુણ્યની પાળે જાણે બંધાયેલો છે. વાગ્વિભવ, અલંકાર, પ્રકૃતિવર્ણન તેમજ ચિત્રાત્મક શક્તિનો આ કાવ્ય એક સુંદર નમૂનો છે. આ કાવ્ય ઉપરથી વિચારમગ્ન નવયૌવનાનું સુંદર રંગચિત્ર દોરી શકાય તેમ છે.

‘રાજવીર’માં નરોમાં ઇન્દ્ર, પુણ્યશ્લોક રાજવી—જેના રાજમાં પ્રજા સુખી, ભૂમિ ધનધાન્યથી ભરપૂર, પૃથ્વી પ્રસન્નવદની, અને જંગલી પ્રાણીઓ સદાય ડરથી દૂર—એવા પ્રજાના પિતામહ શા રાજવીનું સુંદર અને વાસ્તવિક ચિત્ર પ્રકૃતિની પશ્ચાદ્‌ભૂમિકા પર સુંદર વાણીમાં ઊભું થાય છે. આપણી પુરાણી સંસ્કૃતિની, પ્રાચીન આદર્શોની છાયા આ કાવ્ય ઉપર પથરાયેલી છે. કવિનો નિત્યનો આશાવાદ, જીવનનો ઉલ્લાસ પણ કાવ્યમાં નજરે ચઢે છે. ‘શ્રાવણી અમાસ’માં સ્થૂળ કરતાં સૂક્ષ્મનું, વાસ્તવિક કરતા ભાવનાત્મક સૌન્દર્યનું આલેખન જોવા મળે છે કવિ શ્રાવણી અમાસની રાત્રીનું, જ્યારે સ્થૂળ ચક્ષુઓ કશું જોઈ શકતાં નથી એવા સમયનું, ભાવનાત્મક રંગે રસળતું, કૈંક અગમ્ય, અસ્પષ્ટ એવા વાતાવરણનું અને તે વાતાવરણમાં જન્મતા વિચારનું ચિત્ર દોરે છે. સ્થૂળ હકીકતમાં વિમાન આવ્યું અને બન્ધુ વિમાનમાં બેસીને અક્ષરધામમાં ગયો તેનો ઉલ્લેખ કરી શકાય. ચિત્ર કાલ્પનિક છે, કવિની કાવ્યદૃષ્ટિ અને સૃષ્ટિનો એક નવીન જ ખૂણો અહીં આપણી આંખ આગળ છતો થાય છે. આગળ જોયું તેમ આમાં અમુક અર્થહીન પંક્તિઓ પણ છે.

‘શ્રાવણી અમાસ’ના અનુસંધાનમાં ‘બ્રહ્મદીક્ષા’ કાવ્ય વાંચી શકાય. આમાં કવિ મૃતબંધુનું શબ્દચિત્ર દોરે છે. મૃતાત્માની વાત છે. એટલે ઈસ્પિતાલનું ચિત્ર અને યમરાજ કાળનું વર્ણન બને આમાં છે. કવિને કહેવું છે કે

“મન્દવાડ ન હોય તો, વીરજી,
સ્નેહ અણપ્રીછ્યા રહે.”

સામાન્ય રીતે ભયકારક ગણાતાં માંદગી, મૃત્યુ, યમરાજ અને મૃત્યુ પછીની અવસ્થા વ. પ્રતીકો મંગળસૂચક રીતે, ઈશ્વરની જ કૃતિઓ તરીકે અહીં આલેખાયાં છે. કવિને મતે મૃત્યુ પામવું એ તો બ્રહ્મદીક્ષા લેવા જેવું છે. ભગવાનને ઘેર જવા જેવું છે. અનિષ્ટ મનાતી વસ્તુમાં પણ ઇષ્ટ જોવાની વૃત્તિ તે કવિના જીવનદર્શનમાં જે આશાવાદની દૃષ્ટિ રહેલી છે તેનું સૂચન કરે છે. શબ્દચિત્રમાં મુખ્ય ભાવનું આલેખન કૈંક વધારે પડતું લંબાયુ છે. તેથી ક્યાંક પુનરુક્તિદોષ જેવું પણ જણાય. કવિની Verbosity પુષ્કળ શબ્દોનો વપરાશ–પણ ખૂંચ્યા વિના રહેતો નથી.

‘ગુરુદેવ’ અને ‘સૌરાષ્ટ્રનો સાધુ’માં કવિ ગુજરાતની બે વિભૂતિઓનાં ભક્તિચિત્રો દોરે છે. ભક્તિચિત્રો હોવાથી સ્વાભાવિક રીતે જ તે અતિશયોક્તિથી મુક્ત નથી. દા. ત. “ રામ નામે પથ્થર તર્યાં તો કાશી

રામને નામે આ પથ્થરેય તરશેસ્તો.”

પિતાની માફક ગુરુ કાશીરામને પણ કવિએ શરૂમાં હેરાન કરેલા તેનો સંતાપ કવિને પાછળથી થયેલો તેનું જાણે કે પ્રાયશ્ચિત આ ‘ગુરુદેવ’માં કવિએ કર્યું છે. આ ચિત્ર ગુરુના મૃત્યુ પછી દોરાયું હોવાથી મૃત્યુનું દર્શન પણ કવિ એમાં કરાવે છે. વિશેષણને ક્રિયાપદ તરીકે વાપરવાની કવિની કુટેવ અહીં ક્યારેક નજરે ચડે છે, દા. ત. “પરિસમાપ્તતો નથી” સંસ્કૃત અને ફારસી બંનેની છાંટ આમાં છે.

‘સૌરાષ્ટ્રનો સાધુ’ અમૃતલાલ પઢિયારના મૃત્યુ પ્રસંગે લખાયેલું, તેથી તેટલા પ્રમાણમાં પ્રાસંગિક, છતાં માત્ર તે પ્રસંગ પૂરતું નથી. કવિ આમાં સાધુ પઢિયાર સાથેના પોતાના સંબંધનો, સખ્ય ભાવનો ઉલ્લેખ કરી અમૃતલાલનું ચિત્ર દોરે છે; તેમ જ પઢિયારના લેખનું, એના સિદ્ધાંતો, જીવનકાર્ય, સાહિત્યસેવા, તીર્થાટનો તેમ જ એમના અન્ય સાધુ સંગાથીઓનો પરિચય કરાવે છે. પઢિયારનો જીવનમંત્ર હતો “પ્રેમ પ્રેમ ને પ્રેમ”. કવિને મતે સોરઠનો આ સાધુ ગુજરાતનો નાનકડો બુદ્ધ હતો, કે જેના મૃત્યુથી કવિને સોરઠ સાધુસૂનો થતો જણાય છે.

ગદ્યમાં ત્રણ ઇતિહાસપ્રસિદ્ધ ગુજરાતીઓનાં ચિત્રો છે. ત્રણે ભિન્ન ભિન્ન ક્ષેત્રે રાજકીય, ધાર્મિક તેમજ સાહિત્યિક. (૧) ‘શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ—તેજછાયાનું એક ચિત્ર.’ (૨) મહર્ષિ દયાનન્દ સરસ્વતી’ અને (૩) ‘કલાપીનો સાહિત્ય-દરબાર—સુપ્રસિદ્ધ છે. આમાંનાં પહેલાં બે વસ્તુતઃ માત્ર ગુજરાતપ્રસિદ્ધ નહિ પણ સમસ્ત હિંદપ્રસિદ્ધ સમર્થ ગુજરાતીઓનાં ચિત્રો છે. પહેલા અને ત્રીજા ચિત્રમાં તે તે ચિત્રના મુખ્ય નાયક સિવાયની અન્ય વ્યક્તિઓનાં આછાં પાતળાં રેખાચિત્રો પણ જોવા મળે છે. તેમજ આ બંનેમાં તેજ અને છાયા, ગુણ અને દોષ એમ ચિત્રનાયકની બંને બાજુઓ જોવા મળે છે. તો મહર્ષિનું ચિત્ર તે માત્ર તેજનું છે, છાયાનું નથી.

આ ઐતિહાસિક શબ્દચિત્રો ઇતિહાસની પશ્ચાદ્ભૂમિકામાં લેખકે ઉપસાવ્યાં છે. એટલે તે તે ચિત્રની સાથે સમકાલીન યુગની અને તે સમયના વાતાવરણની પણ આપણને સારી પિછાણ થાય છે. અને તેથી યુગના સમસ્ત પટ ઉપર નાયકનું સાચું ઐતિહાસિક સ્થાન શું તેનો પણ આપણને તુલનાત્મક રીતે ખ્યાલ આવે છે.

વિદેશી ગુજરાતી સયાજીરાવમાં બુદ્ધિવિકાસના જેટલી પૂજ્ય ભાવનાની પાંખ પ્રગટેલી નહિ. પોતાને અદ્વિતીય માનતા, તો સાથે એ અદ્વિતીયતાથી જન્મતી ‘હું મહારાજા’ની માનીનતા સયાજીરાવથી ક્યારેય વિસરાતી નહિ. તે વડોદરાના એકચક્ર સત્તાધારી અને સર્વસત્તાધીશ હતા; સાથે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર માટે તૈયાર પણ કરતા હતા. પ્રો. ગજ્જરની સહાયથી કલા ભવનની સ્થાપના કરી. પણ પાછળથી પ્રો. ગજ્જર જુદા પડવાથી ગાયકવાડ હુન્નરખાનની ચઢાઈ જીતી શક્યા નહિ. તેમના રાજ્યકાળ દરમિયાન જંગી અને ભવ્ય ઈમારતો વડોદરામાં બંધાઈ. તે જેટલા ખર્ચાળ હતા, તેટલા ઉદાર નહોતા. કવિને મતે દાદાભાઈ અને મહાત્મા ગાંધીજી પછી ગાયકવાડ તેમના જમાનાના સર્વશ્રેષ્ઠ ગુજરાતી હતા.

મહર્ષિ દયાનન્દ સરસ્વતી હિંદ પ્રસિદ્ધ સમર્થ વિભૂતિ હતી. કવિને મતે સ્વામીજી ‘સુકાઈ ગયેલી વેદગંગા આર્યાવર્તની પૂણ્યભૂમિમાં પાછી વહેવડાવનાર ભગીરથ’ હતા. આર્યસમાજના સ્થાપક દયાનન્દ Militant Hinduism ના સાક્ષાત્ અવતાર હતા. પ્રસંગવિશેષે (કલાપીની મૃત્યુ તિથિએ?) લખાયેલો ‘કલાપીનો સાહિત્યદરબાર’ લેખ ખરેખર તો એક વ્યાખ્યાન, ભાષણ છે. એમાં કવિ રમાબા, શોભના, રાજબેલડી—દરબાર વાજસૂરવાળા અને બાવાવાળા જેવાં કુટુંબીજનો અને સ્વજનોનાં તેમજ મણિલાલ-નભૂભાઈ, કાન્ત, મસ્ત કવિ, પ્રભુલાલ શાસ્ત્રી અને જટિલ જેવી સાહિત્યવ્યક્તિઓનો, કલાપીના

# અવિભકત આત્મા

ડાહ્યાભાઈ પટેલ

**જીવનભર એકમેકને સહારે રહીને સુખદુઃખના સમભાગી બનેલા બે જીવ જીવનને આરે પહોંચ્યા પછી પણ જુદા પાડી શકાતા નથી. 'શાલિની' અને 'છેલ્લો અભિનય' એ બે વાર્તાસંગ્રહના આફ્રિકાવાસી વિખ્યાત બૅરિસ્ટર વાર્તાકાર આ નાનકડી વાર્તામાં વૃદ્ધ પ્રેમની સુંદર રજૂઆત કરી શકયા છે.**

બન્ને એક બીજા સાથે એટલાં ઓતપ્રોત થઈ ગયાં હતાં, બન્ને એક બીજા સાથે શાંતિથી સાદાઈથી એવી રીતે જીવ્યાં હતાં કે જાણે બે શરીરમાં એક જ અવિભાજ્ય આત્મા રહેતો હોય ! જીવનની બાલ્ય-વય અને વસંત, પાનખર અને વર્ષા બન્નેએ સાથે જ ગાળી હતી. એ નીચા નળિયાવાળા મકાનના રવેસમાં બન્નેએ દિવસો, મહિનાઓ અને વર્ષો વીતાવ્યાં હતા. શિયાળાની ઠંડીમા સાથે બેસી તાપતાં બન્ને એક બીજા સામું જોઈ સંતોષથી, આનંદથી વર્ષોનાં વર્ષો સુધી બેઠા હતા.

બન્ને ક્યારે પરણ્યાં હતાં તેની યાદ પણ તેમને નહોતી. બન્નેના જન્મ પહેલા જ જ્યારે માતૃઉદરે હતા ત્યારે માબાપોએ સગાઈ કરી હતી. એ બોલતાં કે ચાલતાં નહોતાં શીખ્યાં ત્યારે એમનાં લગ્ન થયાં. ત્યાર પછી ઘણાં વર્ષો બાદ તેઓ એક બીજાને મળ્યાં હતાં. પ્રથમ મિલને જ બન્નેને લાગ્યું કે પોતે જેની ઝંખના કરે છે તે આ જ છે.

આમ સાથે બન્નેએ સિત્તેર વરસ તો ગાળી નાખ્યાં. બન્નેના દેહ જીર્ણ થઈ ગયા. ગામના લોકો એમને જોઈ નિસાસો નાખી કહેતાં : 'એમાંથી એક ગયું તો બીજું જીવશે નહિ'

કુટુમ્બ પણ નાનું નહોતું બે દીકરીઓ સાસરે વળાવી હતી. મોટા દીકરાને ત્યા ત્રણ બાળકો હતાં. નાનો દીકરો સોમાભાઈ પરણ્યો હતો તો દસ વરસથી પણ એને ત્યાં ઘોડિયું બંધાયું નહોતું. સોમાભાઈની પત્ની મણિ સ્વભાવે પ્રેમાળ અને ગાય જેવી ગરીબ હતી. વૃદ્ધ સાસુ-સસરાની માવજત કરવામાં એ કદી

---

કાશ્મીરના સંગાથીઓ—જાની માસ્તર, જોષી માસ્તર ને સંચિતનાં, સંસ્થાન મૅનેજર આશારામભાઈ અને કલાપીના કૉલેજ જીવનના મિત્રો વ.નાં ચિત્રો દોરી આ સફળ શારદ મંડળ જેના કલાપમાં સમાતું તેમજ જેનાથી પોતે ચદ્રમા શા શોભતા એવા કલાપીનું લાક્ષણિક અને 'અધુરપો'થી વાસ્તવિક લાગતું ચિત્ર દોરે છે. કલાપી આધ્યાત્મિક ચેતનાને ઢૂંઢતો છતાં પૃથ્વીની પુતળી માટે પછાડા મારતો આત્મા હતો. 'પૃથ્વીના સૌન્દર્ય પુષ્પની શોધ તે કલાપીનું જીવન સર્વસ્વ.' કવિને મતે કલાપીનો જીવન સન્દેશ 'પ્રેમ તે પુણ્ય છે, પ્રેમ તે પાપ નથી' કહી શકાય. 'કલાપીનો કેકારવ' જેટલે અંશે વિપ્રલંભ સ્નેહનું જ (અને સયોગસ્નેહનું નહિ) ગાન કરે છે તેટલે અંશે તે અધૂરો. 'કલાપીએ લાઠીને ગુજરાતનું એક કાવ્યતીર્થ કરી આપ્યું.'

આ ત્રણે ગદ્ય ચિત્રલેખોમાં કવિ તે તે યુગને પ્રીતિહાસનાં સંસ્મરણો અને ચિત્રાત્મકતાથી સજીવન કરી શક્યા છે તે આ લેખોનો વિજય છે.

ટૂંકમાં અનેકાનેક ગુણસમૃદ્ધિ અને વૈવિધ્યથી ભરેલો આ લેખસંગ્રહ સાચે જ અપૂર્વ છે. કવિના અન્ય સંગ્રહોમાં ઘણે ઊંચે સ્થાને બેસે છે. ગુજરાતી સાહિત્યમાં ન્હાનાલાલ કવિની લાક્ષણિકતાઓ અને વિશિષ્ટતાઓનો ખ્યાલ આ એક જ સંગ્રહથી પણ વાચકને આવી જાય છે. છેલ્લા ત્રણ ગદ્યલેખોને બાદ કરીએ તો આપણા શ્રેષ્ઠ કાવ્યસંગ્રહોમાં આને સ્થાન છે તે હકીકત પણ વિસરવા જેવી નથી. અને તે જ હકીકત 'ચિત્રદર્શનો'નું ગૌરવ કરવાને પુરતી પણ છે.





આળસ કરતી નહિ એની જેઠાણી લોકોને વારંવાર કહેતી : 'ડોસા–ડોસીને ખવડાવે છે તે શી ગનેગારી કરી; એને ખાનારે ય કોણ છે?' મણિને એની જેઠાણી શાન્તાના શબ્દો દુઃખ દેતા પણ સ્વભાવે અત્યંત નમ્ર અને શાંત હોવાથી મણિ શાન્તા સાથે જીભાજોડી કરતી નહિ.

દિવસે દિવસે મણિને એનાં સાસુ–સસરા ઉપર, માને જેમ બાળકો ઉપર પ્યાર આવે એવી જાતનો સ્નેહ ઉત્પન્ન થયો. જેમ જેમ ઈશ્વર–સૂરજ વૃદ્ધ થતાં ગયાં, જેમ જેમ એ અશક્ત થતાં ગયાં તેમ તેમ મણિનું વાત્સલ્ય જાણે એનાં સાસુ–સસરા એ બાળકો ના હોય તેમ તેમના તરફ ઢળ્યું. એમને સારી રીતે ખવડાવવું, એ બીમાર ના થઈ જાય તેમ કાળજી રાખવી, શિયાળાના કડકડતી ઠંડીના દિવસોમાં વહેલા ઊઠી એમને માટે તાપણી કરવી. આ બધામાં મણિ જાણે એ બાળકોની માવજત ના કરતી હોય તેમ લાગે. મણિ એટલી પરગજુ અને ઉમદા સ્વભાવની હતી કે શેરીની બધી સ્ત્રીઓ એનાં ગુણગાન ગાતી. ઈશ્વર તો સૂરજને એમ જ કહેતા : 'સૂરજ ! ગયા જનમની મા આ જન્મે આપણી દેખરેખ રાખવા આવી છે.' સૂરજ જવાબમાં આંસુ લૂછતી કહેતી : 'સાચી વાત છે, પ્રભુને ત્યાં શેર માટીની કેમ ખોટ પડી ગઈ તે સમજાતું નથી ! આવી દેવાંગના જેવી વહુ તો આખા ગામમાં કોઈને ઘેર નથી.' આમ કહી સૂરજ નિસાસો નાખતી.

ઈશ્વર–સૂરજનું યુગલ જોઈ લોકો કહેતા : 'આ ડોસા ડોસીએ જિંદગીમાં કદી એક બીજા સાથે તકરાર નથી કરી કે નથી કોઈની સાથે ઝગડો કર્યો. આખી જિંદગી તનતોડ મહેનત કરી આ જમીન અને મિલ્કત સંભાળી છે. જાણે ભગવાને એનો બદલો ના આપ્યો હોય તેમ ઘરમાં આવી ઉમદા કુલીન વહુ છેલ્લાં વર્ષોમાં સુખી કરવા મોકલી. નહિતર આવી વહુ કોને ત્યાં છે ?'

આમ એકધારાં વર્ષો વીતી જવા લાગ્યાં. દિવસે દિવસે સૂરજની આંખો ઝાંખી પડી ગઈ. એક દિવસ આંખો એટલી દુબળી બની ગઈ કે એને કાંઇ દેખાવા લાગ્યું નહિ. વૃદ્ધ ઈશ્વર સૂરજને દોરતો. બંને મંદિરે જતાં ત્યારે ગામનાં આબાલ વૃદ્ધ મમતા અને માનથી આ મિત્ર સમાં, ભાઈ–બેન સમાં લાગતાં સ્ત્રી પુરુષને જોઈ રહેતાં. બંને મંદિરે જઈ થોડીવાર બેસી પ્રભુ-ભક્તિમાં લીન થઈ જતાં.

હવે તો જીવનપંથ પણ થોડો બાકી છે. સામો કિનારો તો આ રહ્યો. થોડા વખતમાં મજલ કાપતી જીવન નૈયા પહોંચી જ જાણે. મણિ જેવી પ્રેમાળ સ્ત્રી સુકાની છે પછી શી ચિંતા ? જન્મથી મૃત્યુ સુધી એક જ સરખો રસ્તો કાપનાર એ વયોવૃદ્ધ યુગલને હવે તો એમ થાય છે કે ત્યાં જવાના દિવસો બહુ દૂર નથી. પરંતુ ઈશ્વરની ગતિ ગહન છે, ત્યાં મનુષ્ય માત્ર લાચાર છે. એકાએક બીમારીમાં પટકાયલી મણિ દેવલોક પામી. બંને વૃદ્ધ મણિની યાદે રોતાં. બંનેને શાન્તા એને ત્યાં લઈ ગઈ.

થોડા વખત પછી સોમાભાઈ ફરી પરણી આવ્યો. એની જુવાન પત્ની લીલા સ્વભાવની સારી હતી છતાં એને જીવન મહાલવું હતું. વૈતરું કરાવતું, વૃદ્ધ સાસુ સસરાની સેવા કરી જીવન વીતાવવાનું એના સ્વભાવમાં જ નહોતું.

શાન્તા અને લીલા વારંવાર નાની નાની બાબતમાં ઝગડતાં. એ ઝગડામાં રણછોડ અને સોમો બંને કૂદી પડતા. મણિને યાદ કરી લોકો કહેતા : 'એ સ્ત્રી હતી ત્યાં સુધી ઘરમાં કોઈ દિવસ ઝગડા થયા નથી. આ નવી આવ્યા પછી આ ઝગડા શરૂ થયા.'

'હું તારાં બે ય સગલાંને ખવડાવવાનો નથી. તારી બૈરીને બોલવાનું તો ઘણું ય જોર છે અને ખવડાવતાં શું થાય છે ?' રણછોડે એક દિવસ સોમાને સંભળાવ્યું.

સોમાએ એ જ પ્રમાણે ઉત્તર આપ્યો : 'તો શું મ બૈરી કંઈ તમારા બધાંની લુંડી નથી–નોકરડી

# હિન્દના કાપડ ઉદ્યોગની શતાબ્દિ

પ્રો. એમ. પી. ગાંધી

**આજથી બરાબર સો વરસ પહેલાં હિંદમાં કાપડ ઉદ્યોગની શરૂઆત કરનારાં યંત્રો નંખાયાં. એ યંત્રો નાખવાની પહેલ કરનાર ગુજરાતીઓ હતા એ બહુ ઓછા જાણે છે. આ આખા ઉદ્યોગનો સો વર્ષનો ઇતિહાસ ટૂંકાણમાં રજૂ કરતો અધિકારી કલમે લખાયેલો આ લેખ મુંબઈ રેડિયોના સૌજન્યથી અહીં મૂક્યો છે.**

વિશ્વમાં ગૌરવભર્યું સ્થાન ભોગવતા ભારતના કાપડ ઉદ્યોગનું અવલોકન કરવું હોય તો પહેલાં આપણા પ્રાચીન અને અતિસમૃદ્ધ હાથ વણાટના ઉદ્યોગ વિષે કાંઈક કહેવું જરૂરી છે. ત્રણ ચાર હજાર વર્ષ પહેલાં જ્યારે ઈંગ્લાંડ યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં માનવીઓ લગભગ જંગલી દશામાં ફરતા હતા અને પ્રાણીઓની જેમ ઉઘાડા ફરતા હતા ત્યારે હિંદુસ્તાનમાં કાચું રૂ ઉગાડવાનો, સુતર કાંતવાનો અને તેમાંથી સરસ કાપડ બનાવવાનો ઉદ્યોગ ફેલાયેલો હતો, અને તે વખતે હાથયંત્રોથી નીકળતું કાપડ અચંબો પમાડે એવું હતું, તે વખતનું મલમલ જોઈને પાશ્ચાત્ય દેશોના લોકો એમ કહેતા કે આ તો પરીઓનું બનાવેલું લાગે છે, અને તેવા કાપડને 'વહેતું પાણી' 'સંધ્યાની ઝાકળ' એવા એવાં ખૂબ મનોરંજક નામો આપતા. હાથે બનાવેલ સાદાં ઓજારોથી આપણા કારીગરો એવું સરસ કાપડ વણતા કે યંત્ર બળથી બનતાં કાપડ કરતાં પણ તે હજી વધારે મુલાયમ, કુમાશદાર અને બારીક ગણાય છે.

પણ આ તો થઈ બહુ પ્રાચીન વાત. હવે આપણે મીલના ઉદ્યોગનું અવલોકન કરીએ. યુરોપમાં યંત્રોથી ચાલતાં મશીનો લગભગ બસો વર્ષ પહેલાં આવ્યાં અને અઢારમી સદીમાં ઈંગ્લાંડમાં પહેલી સૂતરની મીલ નંખાઈ, તેને લીધે હિન્દુસ્તાનના હાથ વણાટના ઉદ્યોગને મોટો ફટકો પડ્યો અને તેની સ્થિતિ નબળી પડી. ઓગણીસમી સદીમાં હિંદના વેપારીઓએ પણ આવી મીલ હિંદુસ્તાનમાં નાખવાનો વિચાર કર્યો અને તેવો પ્રથમ પ્રયાસ ૧૮૧૮માં કલકત્તામાં થયો. પણ તે મીલ બહુ ચાલી નહિ. અને બીજા પચીસેક વર્ષ એમ ને એમ નીકળી ગયાં.; ૧૮૫૧ની આસપાસ મુંબઈના વેપારીઓએ ફરી સાહસ કર્યું, અને યંત્રબળથી ચાલતી સૂતર કાંતતી મીલ નાખવા માટે ઈંગ્લેંડથી મશીનરી મંગાવી. આપણા દેશની પરિસ્થિતિ, પરદેશી હકુમત, અને બીજા સંજોગો જોતાં આને સાહસ જ લેખાય, પણ અનન્ય ખંત અને અથાગ પરિશ્રમને લઈને દરેક મુશ્કેલીનો સામનો કરવાનો અડગ નિશ્ચય કરીને એક બાહોશ પારસી વેપારીએ 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' એમ કરીને ઝૂકાવ્યું, અને ૧૮૫૪માં કોઈ શુભ મૂહુર્તમાં આ મીલની શરૂઆત થઈ હશે કે જેથી આ સો વર્ષના ગાળામાં આપણો મીલ ઉદ્યોગ વટવૃક્ષની જેમ ખીલ્યો છે, અને આજે દુનીઆભરના કાપડ ઉદ્યોગમાં ગૌરવભર્યું સ્થાન ભોગવે છે.

આટલી મોટી સિદ્ધિનો યશ ઘણે મોટે ભાગે આ

---

કરવા જોઈએ. બધાંએ ડોસાના દુર્બલ દેહને સૂરજથી અળગો કરવા માંડ્યો. ડોસા સૂરજથી અલગ થવા માગતા નહોતા. છતાં બધાએ એમને ખેંચીને દૂર લીધા.

દૂર લઈ જઈ એમને નીચે બેસાડ્યા, પરંતુ બીજી જ ક્ષણે એ નીચે પટકાઈ પડ્યા. નીચે પડતાં સાથે જ એમનું પ્રાણપંખી ઊડી ગયું.

ગામ લોકોએ જન્મથી મૃત્યુ સુધી એક સાથે જીવનાર આ યુગલને સાથે જ એક જ ચિતા ઉપર અગ્નિદાહ દીધો.



અજાણ શ્રી કાવસજી દાવરે પોતાની કાર્યકુશળતા અને કાબેલિયતથી કમાલ કરી એમ કહી શકાય. આથી જ દિનશા વાચ્છાએ આ કાવસજી દાવરને '૧૮૫૦ના ટાટા' નું માનદ્ બિરુદ આપ્યું અને એ માન કેટલું વાસ્તવિક હતું, એ આપણે હવે જોઈ શકીએ છીએ.

આ બાહોશ કાવસજી દાવરે બીજી કેટલીક કંપનીઓ પણ શરૂ કરી—જેવી કે બોમ્બે હાઈડ્રોલીક પ્રેસ કંપની. બોમ્બે ગ્રોસલ મીલ, બોમ્બે કોટન ક્લીનીંગ કંપની, મરકંટાઈલ બેંક ઓફ ઈન્ડીયા, તે ઉપરાંત રોયલ બેંક, વિકટોરીઆ બેંક તથા બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીમાં શ્રી કાવસજી ડિરેકટર બન્યા. કુશળ કાવસજીની વ્યવહારુ વ્યાપારી બુદ્ધિને લીધે અને ટૂંક વખતમાં તેણે જે ફતેહ મેળવી તેનાથી ખુશી થઈને બોમ્બે હાઈડ્રોલીક કંપનીના શૅરહોલ્ડરોએ એક જાહેર મેળાવડો કર્યો અને તેણે જે હિંમત અને સાહસ દાખવ્યું હતું તેની કદર કરી. આ જમાનામાં આવી થેલી અર્પણ કરે એવા શૅરહોલ્ડરો કદાચ મળે પણ નહિ અને મળે તો હાલના મેનેજીંગ એજન્ટને આટલી રકમ નજરમાં આવે પણ નહિ.

માણેકજી પીટીટે કાવસજી કરતાં બમણી મોટી મીલ ૧૮૫૯ માં મુંબઈમાં જ શરૂ કરી અને પહેલેથી જ નફો કરીને તેણે શૅરહોલ્ડરોને મોટું વ્યાજ આપવા માંડ્યું. માણેકજી ગુજરી ગયા પછી તેમણે કરેલી અનન્ય સેવાની કદર તરીકે ઓરીએન્ટલ મીલના શૅરહોલ્ડરોએ દશ હજાર રૂપિયા ખર્ચીને ઈંગ્લેંડમાં તેમનું બાવલું બનાવ્યું અને મીલના કમ્પાઉન્ડમાં ઊભું કર્યું. મેં અગાઉ કહ્યું તેમ આવું જ ઉજ્જવળ નામ છે રણછોડલાલનું, જેણે અમદાવાદ ઉદ્યોગનો પાયો નાખ્યો. તેમની પોતાની પાસે કાંઈ ધન ન હતું અને મીલ શરૂ કરવાના પોતાના પ્રયાસોમાં પહેલાં તેમને જે સફળતા અને નાસીપાસી થઈ તેવી ભાગ્યે જ બીજા કોઈને થઈ હશે. પણ અડગ હિંમતથી, અપૂર્વ ઉત્સાહથી અને અસાધારણ પરિશ્રમથી તેઓ કા કરતા રહ્યા, અને છેવટે તેમને ખુબ:યશ પ્રાપ્ત થયો તેમની મુશ્કેલીનો ખ્યાલ આપણને કંઈક આવે એ માટે એ કહેવું જરૂરી છે કે પહેલીવાર એમણે દાદાભાઈ નવરોજજી મારફત ઈંગ્લેંડથી મશીનરી મંગાવી અને તે વખતે મશીનરી હિંદુસ્તાન પહોંચતા પહેલાં જ તે લાવવાવાળો અંગ્રેજ મેનેજર માંદો પડ્યો ને ગુજરી ગયો અને મશીનરી પણ દરીઆમાં ડૂબી ગઈ. સારા નસીબે મશીનરીનો વીમો ઉતરાવેલ હતો તેથી નાસીપાસ થયા વિના તેમણે મશીનરી ફરી મંગાવી અને અગાઉ મુંબઈમાં મશીનરી આવી ગઈ હોવા છતાં તેમણે મુંબઈમાં એ મશીનરી ઉતારવામાં ચડાવવામાં બહુ મુશ્કેલી પડી, અને મુંબઈ અમદાવાદ વચ્ચે હજી રેલવ્યવહાર શરૂ થયો ન હોવાથી તે મશીનરી વહાણ મારફત ખંભાત મોકલી. ખંભાતમાં પોતે હાજર રહ્યાં અને ત્યાંથી મશીનરી અમદાવાદ ચાર મહિને પહોંચતી કરી. દુકાળમાં અધિકમાસ આવે અને જેવી સ્થિતિ થાય, તેમ મશીનરી તો પહોંચી પણ ઇંગ્લેંડથી મશીનરી ઊભી કરવા તથા ચલાવવા માટે બોલાવવામાં આવેલ બીજો મેનેજર અયોગ્ય માલુમ પડ્યો. અને તેથી તેને કાઢી મૂકવો પડ્યો. આથી હિંમત હાર્યા વગર તેમણે બીજા ત્રણ મેનેજરો બોલાવ્યા પણ તે લોકો કામ માટે યોગ્ય માલુમ ન પડ્યા. તેમને પાછાં વિલાયત ધકેલ્યા. અંતે રણછોડલાલના એક મિત્ર, જે જોષી હતા પણ મશીનરી સંબંધી કંઈક જ્ઞાન ધરાવતા હતા તેમની મદદ લઈને પોતે મશીનરી ઊભી કરવા લાગ્યા અને તે દરમ્યાન એક સારો અંગ્રેજ મેનેજર મળી ગયો. આવી રીતે ખૂબ જ ચિંતામાંથી પસાર થયાં છતાં સતત પરિશ્રમથી અને હિંમતથી ૧૮૬૧માં મીલ શરૂ કરી અને સારો નફો મળવાથી આ ઉદ્યોગને વેગ મળ્યો ને આબાદી પણ પ્રાપ્ત થઈ. અમદાવાદમાંથી જ મેળવેલ ત્રેસઠ મજૂરોમાંથી શરૂ કરીને તેમણે મીલનું કામકાજ શરૂ કર્યું. અને પહેલાં વર્ષમાં ૭ ટકાનું વ્યાજ આપ્યું. છતાંયે અમદાવાદની એ વખતની પ્રજાને તે કાંઈ બહુ





ઉદ્યોગના આદ્યસ્થાપકો જેવા કે કાવસજી ફરામજી દાવર, માણેકજી પીટીટ, રણછોડલાલ છોટાલાલ, જેમ્સ લંડન, જમશેદજી ટાટા વગેરે અગ્રગણ્ય અને કાબેલ વેપારીઓને ફાળે જાય છે, ભારતના સૌથી મોટા રાષ્ટ્રિય ઉદ્યોગની પ્રથમ શતાબ્દિ ઉજવવાના અવસરે આવા દેશ માટે અત્યંત લાગણી ધરાવનારા સાહસિક સ્વભાવ અને દૂરંદેશીવાળા વેપારીઓને હાર્દિક અંજલિ આપવી જોઈએ.

સો વર્ષ પહેલાનાં રાજકીય, ઔદ્યોગિક, વ્યાપાર વિષયના સંજોગો, તેમજ રોજબરોજ વ્યવહારનાં પ્રારંભિક સાધનો વગેરેનો જ્યારે આપણે વિચાર કરીએ ત્યારે જ આ ઉદ્યોગનો પાયો નાખવાની પહેલ કરનાર, આપણાં મોવડીઓનાં બળનો, હિંમતનો, દૂરંદેશીનો, કલ્પનાનો તથા અનેકવિધરૂપ પરિસ્થિતિનો મુકાબલો કરવાની શકિતનો આપણને કંઈક ખ્યાલ આવે. માન્ચેસ્ટરની સાથે હરીફાઈ કરીને સાત હજાર માઈલ દૂરથી મશીનરી આયાત કરીને મશીનરી ચલાવવા વિષે કંઈ જ માહિતી કે કેળવણી વિના ફકત અડગ હિંમત અને શ્રદ્ધાથી લાખો રૂપિયા નાખીને, સફળતા મેળવી શકાય કે નહિ તેની કંઈ જ ખાત્રી વગર, સરકારના પ્રોત્સાહન વગર આ ઉદ્યોગમાં પહેલ કરવાનું કામ કંઈ સહેલું ન હતું. મીલ શરૂ કરવા માટે જોઈતી મુડી એકઠી કરવા માટે પણ બહુ મુશ્કેલભર્યું હતું છતાંય, વેપાર વ્યવસાયમાં કુશળ શ્રી કાવસજી નાનાભાઈ દાવર તથા શ્રી માણેકજી પીટીટ અને એક અંગ્રેજ વેપારી શ્રી જેમ્સ લંડનની ત્રિપુટીએ જે ખંત અને હિંમતથી આ ભગીરથ કામ માથે ઉપાડ્યું તે માટે તેઓને હિંદુસ્તાનની પ્રજા ચિરકાળ આભારી રહેશે. તે વખતનાં છાપાઓમાં પ્રગટ થયેલા હેવાલો ઉપરથી માલુમ પડે છે કે મીલ નાખવા માટેની તેમની યોજના પાર પાડી તે પહેલાં તેમને ઘણી વિટંબણામાંથી પસાર થવું પડ્યું હતું. ૧૮૪૮માં સુરત પાસે મીલ સ્થાપવા માટે પહેલ વહેલી વાટાઘાટો ચાલી, મશીનરીના ભાવતાલ લંડનથી મંગાવ્યા પણ મીલ ચાલશે કે કેમ એ બહુ શકમંદ લાગ્યું, અને તેથી વાટાઘાટો પડી ભાંગી. આ પછી થોડા જ વખતે તાજા જ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયેલા શ્રી રણછોડલાલ છોટાલાલે ભરૂચ પાસે પહેલી મીલ નાખવા માટે વાટાઘાટો શરૂ કરી અને કેટલીક મુડી જોઈએ તે તે વિષે અડસટ્ટો કાઢ્યો પણ જ્યાં મુંબઈના વેપારીઓ પણ નહોતા ફાવ્યા ત્યાં એક સરકારી નોકરનું શું ગજું? આ ગણતરીથી કોઈ શ્રીમંતે એ મીલ ઊભી કરવા જોઈતી મુડી આપવા માટે કોઈ ઉત્સુકતા દેખાડી નહિ અને તેથી વળી બીજાં ચારપાંચ વર્ષ આ વાત વિસારે પડી. પણ નાસીપાસ થયા વગર રણછોડલાલે ફરી વાટાઘાટો શરૂ કરી અને લગભગ ૭ વર્ષો વહી ગયાં પણ એક લાખ રૂપિયાની થાપણ સાથે એક કંપની ઊભી કરી, અને અમદાવાદમાં ૨૫૦૦ સ્પીન્ડલની એક નાની મીલ નાખવાનું મુહુર્ત કર્યું. સરકારી મદદ વિના કાંઈ જ ન બની શકે એવી જે લોકવાયકા હતી તે તારદેવમાં એક માળવાળા મકાનમાં શરૂ થતાં તૂટી પડી અને જનતામાં ઉત્સાહ આવ્યો અને હજારો માઈલ દૂરથી મશીનરી મંગાવીને મીલ નફાથી કામ કરી શકે નહિ અને અમેરિકન રૂ સાથે મિશ્રણ કર્યા વિના હિંદના રૂમાંથી સુતર નીકળી જ શકે નહિ, એવી જાતનો નિરાશા ઉત્પન્ન કરે તેવો પ્રચાર ઘણો જ ચાલતો હોવા છતાં, ૧૭૦૦૦ સ્પીન્ડલવાળી મીલમાંથી, મુંબઈમાં પહેલ વહેલું સુતર નીકળવું શરૂ થયું, ત્યારથી લોકોનો ઉત્સાહ વધતો ગયો.

પાંચસો મજૂરો તો કેમે કર્યે મળે નહિ, અને મળે તો રહે નહિ, એવા સંજોગોમાં પહેલાં બે ત્રણ વર્ષ તો મુંબઈની મીલમાં અડધું પડધું કામ થઈ શક્યું અને તેથી શેરના ભાવ પણ ગગડ્યા હતા. પણ ૧૮૫૯માં આ તારદેવમાં આવેલી મીલે ૫૦૦૦ રૂપિયાના શેર પર એક હજાર રૂપિયાનું વ્યાજ આપ્યું અને ૫૦૦૦ શેરનો ભાવ ૬૭૦૦ બોલાયો. અંગ્રેજી કક્કાથી લગભગ

અજાણ્ શ્રી કાવસજી દાવરે પોતાની કાર્યકુશળતા અને કાબેલિયતથી કમાલ કરી એમ કહી શકાય. આથી જ દિનશા વાચ્છાએ આ કાવસજી દાવરને '૧૮૫૦ના ટાટા' નું માનદ્ બિરૂદ આપ્યું અને એ માન કેટલું વાસ્તવિક હતું, એ આપણે હવે જોઈ શકીએ છીએ.

આ બાહોશ કાવસજી દાવરે બીજી કેટલીક કંપનીઓ પણ શરૂ કરી—જેવી કે બોમ્બે હાઈડ્રોલીક પ્રેસ કંપની. બોમ્બે થ્રોસલ મીલ, બોમ્બે કોટન ક્લીનીંગ કંપની, મરકંટાઈલ બેંક ઓફ ઈન્ડીયા, તે ઉપરાંત રોયલ બેંક, વિકટોરીઆ બેંક તથા બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીમાં શ્રી કાવસજી ડિરેકટર બન્યા. કુશળ કાવસજીની વ્યવહારુ વ્યાપારી બુદ્ધિને લીધે અને ટૂંક વખતમાં તેણે જે ફતેહ મેળવી તેનાથી ખુશી થઈને બોમ્બે હાઈડ્રોલીક કંપનીના શેરહોલ્ડરોએ એક જાહેર મેળાવડો કર્યો અને તેણે જે હિંમત અને સાહસ દાખવ્યું હતું તેની કદર કરી. આ જમાનામાં આવી થેલી અર્પણ કરે એવા શેરહોલ્ડરો કદાચ મળે પણ નહિ અને મળે તો હાલના મેનેજીંગ એજન્ટને આટલી રકમ નજરમાં આવે પણ નહિ.

માણેકજી પીટીટે કાવસજી કરતાં બમણી મોટી મીલ ૧૮૫૯ માં મુંબઈમાં જ શરૂ કરી અને પહેલેથી જ નફો કરીને તેણે શેરહોલ્ડરોને મોટું બ્યાજ આપવા માંડ્યું. માણેકજી ગુજરી ગયા પછી તેમણે કરેલી અનન્ય સેવાની કદર તરીકે ઓરીએન્ટલ મીલના શેરહોલ્ડરોએ દશ હજાર રૂપિયા ખર્ચીને ઈંગ્લેંડમાં તેમનું બાવલું બનાવ્યું અને મીલના કમ્પાઉન્ડમાં ઊભું કર્યું. મેં અગાઉ કહ્યું તેમ આવું જ ઉજ્જવળ નામ છે રણછોડલાલનું, જેણે અમદાવાદ ઉદ્યોગનો પાયો નાખ્યો. તેમની પોતાની પાસે કાંઈ ધન ન હતું અને મીલ શરૂ કરવાના પોતાના પ્રયાસોમાં પહેલાં તેમને જે સફળતા અને નાસીપાસી થઈ તેવી ભાગ્યે જ બીજા કોઈને થઈ હશે. પણ અડગ હિંમતથી, અપૂર્વ ઉત્સાહથી અને અસાધારણ પરિશ્રમથી તેઓ કામ કરતા રહ્યા, અને છેવટે તેમને ખુબ યશ પ્રાપ્ત થયો. તેમની મુશ્કેલીનો ખ્યાલ આપણને કંઈક આવે એ માટે એ કહેવું જરૂરી છે કે પહેલીવાર એમણે દાદાભાઈ નવરોજજી મારફત ઈંગ્લેંડથી મશીનરી મંગાવી અને તે વખતે મશીનરી હિંદુસ્તાન પહોંચતા પહેલાં જ તે લાવવાવાળો અંગ્રેજ મેનેજર માંદો પડયો ને ગુજરી ગયો અને મશીનરી પણ દરીઆમાં ડૂબી ગઈ. સારા નસીબે મશીનરીનો વીમો ઉતરાવેલ હતો તેથી નાસીપાસ થયા વિના તેમણે મશીનરી ફરી મંગાવી અને અગાઉ મુંબઈમાં મશીનરી આવી ગઈ હોવા છતાં તેમણે મુંબઈમાં એ મશીનરી ઉતારવામાં ચડાવવામાં બહુ મુશ્કેલી પડી, અને મુંબઈ અમદાવાદ વચ્ચે હજી રેલવ્યવહાર શરૂ થયો ન હોવાથી તે મશીનરી વહાણ મારફત ખંભાત મોકલી. ખંભાતમાં પોતે હાજર રહ્યાં અને ત્યાંથી મશીનરી અમદાવાદ ચાર મહિને પહોંચતી કરી. દુકાળમાં અધિકમાસ આવે અને જેવી સ્થિતિ થાય, તેમ મશીનરી તો પહોંચી પણ ઇગ્લેંડથી મશીનરી ઊભી કરવા તથા ચલાવવા માટે બોલાવવામાં આવેલ બીજો મેનેજર અયોગ્ય માલુમ પડ્યો. અને તેથી તેને કાઢી મૂકવો પડ્યો. આથી હિંમત હાર્યા વગર તેમણે બીજા ત્રણ મેનેજરો બોલાવ્યા પણ તે લોકો કામ માટે યોગ્ય માલુમ ન પડ્યા. તેમને પાછાં વિલાયત ધકેલ્યા. અંતે રણછોડલાલના એક મિત્ર, જે જોષી હતા પણ મશીનરી સંબંધી કંઈક જ્ઞાન ધરાવતા હતા તેમની મદદ લઈને પોતે મશીનરી ઊભી કરવા લાગ્યા અને તે દરમ્યાન એક સારો અંગ્રેજ મેનેજર મળી ગયો. આવી રીતે ખૂબ જ ચિંતામાંથી પસાર થયાં છતાં સતત પરિશ્રમથી અને હિંમતથી ૧૮૬૧માં મીલ શરૂ કરી અને સારો નફો મળવાથી આ ઉદ્યોગને વેગ મળ્યો ને આબાદી પણ પ્રાપ્ત થઈ. અમદાવાદમાંથી જ મેળવેલ ત્રેસઠ મજૂરોમાંથી શરૂ કરીને તેમણે મીલનું કામકાજ શરૂ કર્યું. અને પહેલાં વર્ષમાં ૭ ટકાનું બ્યાજ આપ્યું. છતાંયે અમદાવાદની એ વખતની પ્રજાને તે કાંઈ બહુ





આકર્ષક ન લાગ્યું. કારણ કે છ ટકાનું વ્યાજ ધીર-ધારથી પણ પેદા કરી શકતા હતા.

બાહોશીથી અને અમદાવાદીને 'સુલભ ઝીણવટથી મીલનું સંચાલન કરીને મીલની થાપણ વધારીને રૂા. ત્રણ લાખની કરી અને ૧૦૦૦૦ સ્પીન્ડલ નાખ્યા. અને અમદાવાદની મીલે મુબઈની મીલો કરતાં પણ વધારે નફો કરી દેખાડ્યો, ત્યારે જ અમદાવાદની જનતાને પ્રસન્નતા પ્રાપ્ત થઈ. અને થોડા જ વખતમાં અમદાવાદમાં પણ મીલ ઉદ્યોગનો સદ્ધર પાયો નંખાયો. આ પછીનાં થોડાં વર્ષોમાં બીજા ત્રણ નામાંકિત ગૃહસ્થો સર દિનશા પીટિટ, સર મંગળદાસ નાથુભાઈ તથા જમશેદજી ટાટાએ બીજી નવી મીલો નાખી અને મુબઈ, અમદાવાદ, ભરૂચ, નાગપુર, અને અન્ય સ્થળોએ પણ સારી પ્રગતિ થવા લાગી. ૧૯૦૭માં ઉત્સાહી જમશેદજી ટાટાએ લોનાવલામાં વીજળી ઉત્પાદન કરવા માટે પણ કંપની કાઢી અને મુંબઈની ઘણી મીલો વીજળીથી ચાલવા લાગી.

આ પછીનાં વર્ષોમાં નરમગરમ સંજોગો વચ્ચે ઉદ્યોગનો વિકાસ થતો ગયો. અને માન્ચેસ્ટરના ઉદ્યોગને બને તેટલી મદદ આપવાની હિંદ સરકારની નીતિ છતાં વિધવિધ કારણોને લઈને મિલ ઉદ્યોગની પ્રગતિ થતી ગઈ. અને આબાદી વધતી ગઈ.

ભારતના કાપડ ઉદ્યોગના વિકાસમાં પ્રજાના તમામ વિભાગોએ નાના મોટા પ્રમાણમા પોતપોતાનો હિસ્સો અર્પણ કર્યો છે અને જો દેશના આગેવાનોએ આ ઉદ્યોગને એક રાષ્ટ્રિય ઉદ્યોગ તરીકે અપનાવી લીધો ન હોત અને એના કટોકટીના કાળમાં આ ઉદ્યોગને સાધારણ જનતાનો ટેકો ન મળ્યો હોત તો શરૂઆતમાં આ ઉદ્યોગ મરી પરવાર્યો હોત, તે વિષે કંઈજ શંકા નથી.

સ્વરાજ અને સ્વદેશી એ બન્ને ભારતની પ્રજાના આદર્શો હતા, અને દાયકાઓ સુધી સ્વદેશી ચળવળને લીધે મીલોમાં કાપડની ખામી સારા પ્રમાણમાં થઈ હતી. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીનું સમગ્ર બળ ૧૯૩૦ના વર્ષમાં પરદેશોથી આયાત થતાં કાપડનો બહિષ્કાર કરવાની ઝુંબેશની પાછળ અડગ ઊભું હતું. અને તેમની અજબ અને અખૂટ શક્તિથી, તથા જનતાના ટેકાથી આ ઉદ્યોગને ખૂબ લાભ મળ્યો છે. આ રીતે ભારતનો મીલઉદ્યોગ, ઐતિહાસિક બળોનાં બંધનનું એક પરિણામ હતું, અને સ્વતંત્રતા મેળવવા માટેની આપણી રાષ્ટ્રિય લડતમાં પણ આ ઉદ્યોગનો મોટો ફાળો છે એ પણ નિર્વિવાદ છે. આ ઉદ્યોગમાં જે સિદ્ધિ આપણે મેળવી છે, તેથી બીજા ઉદ્યોગના વિકાસમાં પણ ઘણી પ્રગતિ આપણે કરી શક્યા છીએ. ૧૯૦૬ થી શરૂ થયેલી સ્વદેશીની ચળવળ ઉપરાંત બે વિશ્વયુદ્ધોને લીધે ,પણ આપણા મિલ ઉદ્યોગમાં સારી પ્રગતિ થઈ અને તેથી આપણી આબાદી પણ વધી છે. આજ તો આ ઉદ્યોગ હિંદુસ્તાનના ઉદ્યોગોમાં પ્રથમ સ્થાન ભોગવે છે. અને તેણે આંતરરાષ્ટ્રિય મહત્ત્વ પણ પ્રાપ્ત કર્યું છે. કારણ કે રૂના વપરાશ અને ખપતના હિસાબે આપણો મીલઉદ્યોગ વિશ્વભરમાં, બીજું સ્થાન ભોગવે છે.

આ ઉદ્યોગની વિશાળતા હાલ કેટલી છે એનો ખ્યાલ આવે એ માટે જાણવું જરૂરી છે કે આ ઉદ્યોગમાં આપણા એક સો કરોડ રૂપિયાની મુડી રોકાય છે. આ ઉદ્યોગ જુદા જુદા પ્રાંતોમાં અને શહેરોમાં ફેલાયલો છે, દેશભરમાં સાડાસાત લાખ મીલ મજૂરો આ ઉદ્યોગદ્વારા મજૂરી મેળવે છે. તેમજ ભારતના રૂના સમગ્ર ઉત્પાદનમાંથી કુલ ચાલીશ લાખ ગાંસડી જેટલા રૂનો વપરાશ આ ઉદ્યોગમાં થાય છે. તે ઉપરાંત આ ઉદ્યોગથી લગભગ પચીશ લાખ હાથશાળોને સુતર પૂરું પાડવામાં આવે છે અને તેથી લગભગ ૨૫ લાખ વણકરોને રોજી મળે છે. મીલોમાંથી નીકળતા કાપડની વાર્ષિક કિંમત ૪૦૦ થી ૫૦૦ કરોડ રૂપિયાની થાય છે. કુલ ચારસો નેવુ કરોડ વાર

કાપડ આપણી મીલોમાં તૈયાર થાય છે. અને તેમાંથી એંસીથી સો કરોડ વાર કાપડની પરદેશમાં નિકાશ થાય છે. આ ઉદ્યોગ મારફત સરકારને પ્રતિવર્ષ દશ કરોડ રૂપિયા ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ દ્વારા મળે છે, વળી મીલના કાપડ ઉપરની જકાતથી દર વર્ષે સરકારને રૂ. ૨૦ કરોડની ઉપજ થાય છે. અને તેમાંથી ૭ કરોડની રકમ હાથશાળ ને ખાદી ઉદ્યોગના વિકાસ પાછળ ખર્ચાય છે.

આપણા ઉદ્યોગની આજની સ્થિતિ જોયા પછી હવે આપણે ભવિષ્યનો વિચાર કરીએ.

આપણા કાપડ ઉદ્યોગની પ્રગતિ માટે આપણા દેશમાં સંજોગો બહુ અનુકૂળ છે. આપણા દેશની જ મોટી વસ્તીને લઈને સરવાળે કાપડની મોટી ખપત છે, આપણા દેશના મિલ ઉદ્યોગને જોઈએ તેટલા રૂના ૭૫ ટકા આપણા દેશમાં જ પેદા થાય છે. આપણે ફક્ત ૧૦ લાખ ગાંસડી લાંબા તારવાળું રૂ પરદેશથી મંગાવવું પડે છે. પણ નજીકના ભવિષ્યમાં પંચવર્ષીય યોજના નીચે આપણી નહેરોની મોટી યોજનાઓ સફળ થતી જાય તેમ તેમ આપણને જોઈતું લાંબા તારવાળું રૂ આપણા દેશમાંથી મળી રહેશે તેમજ ટૂંકા તારવાળા રૂનું ઉત્પાદન પણ વધશે તેથી આપણને પરદેશમાંથી રૂ લાવવાની જરૂર બહુ લાંબા વખત માટે નહિ રહે. બીજું, બીજા દેશોની સરખામણીમાં આપણા દેશમાં કાપડની ખપત, માણસ દીઠ, હજુ બહુ જ ઓછી છે. અને તેથી જેમ જેમ દેશમાં આબાદી ફેલાતી જાય તેમ તેમ કાપડની વપરાશમાં ઘણો વધારો થવાની શકયતા છે. એટલે આપણા કાપડના ઉદ્યોગને હજુ વધારે વિકસાવવાનો ઘણો અવકાશ છે. તે ઉપરાંત પરદેશમાં પણ આપણા કાપડની નિકાશ વધી શકવાની શકયતા છે, પણ તે માટે સરકારે તેમજ મીલ ઉદ્યોગે ખાસ લક્ષ આપવું જોઈએ. અને પરદેશી બજારનો અભ્યાસ કરવા માટે યોગ્ય પગલાં લેવાં પડશે. જો આપણો વિકાસ વધશે તો તેથી આપણને વધારે પરદેશી ચલણ મળશે અને તેથી દેશના અર્થતંત્રને પણ ઘણો ફાયદો થશે. આ ઉદ્યોગની વિશેષ પ્રગતિ સાધવા માટે સરકાર, મીલ–માલીક અને મીલ-મજદૂર એ ત્રણેના સતત સહકારની ખાસ જરૂર છે. અને જો સૌ દીર્ઘદૃષ્ટિથી કામ કરશે તો આ ઉદ્યોગ જરૂર ઉન્નતિ કરતો રહેશે અને ભારતના તેમજ વિશ્વના ઉદ્યોગમાં એ વધારે અગત્યનું સ્થાન મેળવશે એ નિર્વિવાદ છે. અને બીજી શતાબ્દિ ઉજવવાનો વખત આવે ત્યારે તો એનું સ્થાન કેટલું ભવ્ય હશે તેની કલ્પના કરવીયે મુશ્કેલ છે.



## બાકી છે

નીરખતાં વાટડી તારી ભલે બે આંખ થાકી ગઈ!
તૂંહીના જાપ જપવામાં ભલે ને જીભ તૂટી ગઈ!
ઉનાં આંસુ વહાવીને નયનનાં હીર છો ખૂટયાં!
ઉંડા નિશ્વાસ નાખીને હૃદયના બંધ છો તૂટયાં!
ભલે એ સર્વ ગુમાવ્યું હજી અવશેષ બાકી છે!
હોમવા તુજ યાદમાં
આ હાડકાંની માળનું ખંડેર બાકી છે!

ભાનુ પંડયા

## કારમાં ઝંખનો

આ ઉરને આસન બેસવા કાં આવો ના?
આ ખાલી રાખ્યું છે યુગોથી, નહિ આવો?
આ અંતર સાદ કર્યા કરે તમ કાજે હો!
એ સાદ બધાયે અફળ થઈ શું જવાના?

આ જીવન-જ્યોત જળન્તી તુજ દિવેલથી;
આ વાટ બળે છે એ જ દિવેલ ઝંખન્તી.
આ જનગણ કેરા નાદ ગભીરા સુણતા
આ જીવન કેરા સૌ સમર્પણ દેવાના?

આ અતર-મહેરામણ તણાં આ આકર્ષણ
આ શશિયર તવ સાથે કરેલી મસ્તીમાં,
આ ભાનભૂલેલો ઊછળતો સર્વ ભૂલી
આ આગળ પાછળના વિચારે ના કરતો.

આ પ્રેમ સત્વ અંકિત તવ પ્રેમોત્થાને
આ પ્રેમ જગથી તૂટ્ત તૂટ્ત તવ ઝંખે
આ પ્રેમઘેલા એ જ માનવ્યો સમા
આ ત્યાગના દેખાય મોહક ઇચ્છુકો.

એ મોહમાં કૈં કૈં તણાં મન છે ગયાં,
આ એક પ્રેમળ પ્રેમને પાચ્યે જતો.
આ ઉરની સંવેદના સહુ સામટી
આ એકલડોકલની વિતૃષ્ણા આખરે!

આ જગમાનવના શબ્દ ના સુણાય શું?
આ :આતમહીર જતું બધુંયે ફૂલતું,
એ હીરનાચોડે છે મધુરું આમંત્રણ.
ઓ આવ, એકલ તું જ આજે આવ રે,

એવી સદા ઉરમાં રહી ઝંખા પ્રબળ.
આ જિંદગીને ખોળવા રસછોળમાં
કર્યા કરું છું કાયમી આવાહનો,
ઝંખ્યા કરું—એ ઝંખનો છો કારમાં!

જયન્ત પરમાર

## ફરિયાદ

અરે આ કાનુડાને કોણ સમજાવે?
જમુનાને તીર મને એકલી નિહાળીને
પાણી છાંટીને ચીર મારાં પલાળીને
છાની શુકલેશુ ચલાવે
અરે આ કાનુડાને કોણ સમજાવે?

વેણુમાં વહેતી મૂકી હૈયાની વાત એ
નક્કી કરે છે મને મળવાની રાત એ
નટખટ મને એ બનાવે
અરે આ કાનુડાને કોણ સમજાવે?

સૂની નિહાળી પાળ બીતી હું ન્હાઉં છું
આવી છૂપાવે રખે વસ્ત્રો હું બીઉં છું
લાખેણી લાજ એ લૂંટાવે
અરે આ કાનુડાને કોણ સમજાવે?

કંટાળું તોયે એના ચાળા છે ભાવતા
એના વિના ન શાક ભોજનના ફાવતા
પજવે છે તોય પ્રીત આવે
અરે એવા કાનુડાને કોણ અટકાવે?

હિંમત વાઘેલા

## વહી રફતાર

આજ વર્ષો પછીય માનવની
એ જ હાલત ને એ જ આલમ છે!
રામ-રાવણનાં એ જ છે યુદ્ધો
સંત-શયતાન, સર્વ કાયમ છે!

રતિલાલ—અનિલ

## નિર્લજ્જ સભ્યતા

રક્તરંગી મેઘામાં આજ શતાબ્દિઓથી સૂર્ય અસ્ત થઈ રહ્યો છે. આજ હિંસાના ઉત્સવમાં શસ્ત્રોના ઝંકારની સાથે સાથ મૃત્યુની ભયંકર ઉન્માદ રાગિની બજી રહી છે. નિર્દય સભ્યતા-નાગિણી પોતાના વિષયુક્ત દાંતોમાં તીખું વિષ ભરી ક્ષણે ક્ષણે પોતાની ફેણ ખોલે છે. સ્વાર્થથી સ્વાર્થ લડી રહ્યો છે. લોભની સાથે લોભનો સંઘર્ષ જાગ્યો છે. મંથન કરીને પ્રલયને આણવાના ઉગ્ર રોષથી ભદ્રવેશી (સભ્યતાના આવરણમાં ઢંકાયેલી નિર્લજ્જ) અસભ્યતા પોતાની પંકશૈયામાંથી જાગી ઉઠે છે. લાજ-શરમથી પરવારી બેસી, જાતિપ્રેમના નામે પ્રચંડ અન્યાયપૂર્ણ ધર્મને પોતાના બળને સહારે ફેલાવી દેવા ચાહે છે.

[અનુ. દીનાનાથ જે. મહેતા

રવીન્દ્રનાથ ટાગોર]

એન્ટન ચેખોવ

> એન્ટન ચેખોવ—રશિયાનો આ મહાન વાર્તાકાર ડાક્તર હોવા છતાં એની વાર્તાઓ કેટલી સરળ અને ચોટદાર છે! એની ૫૦મી જયંતિ ૧૫મી જુલાઈએ વિશ્વે ઉજવી. એની વાર્તાઓ અને એના જીવનનાં અભિવાદન થયાં. એ મહાયાદમાં સૂર પૂરાવતી આ વાર્તાના અનુવાદક છે શ્રી ગુણવંત છો. શાહ.

જૂની પસ્તીના પડીકાની અંદર કંઈક લપેટીને સશા ડૉકટરના દવાખાનામાં દાખલ થયો.

'નમસ્કાર!' તે બોલ્યો.

સામા નમસ્કાર કરતા ડૉકટર બોલ્યા, 'આવો, કેમ સૌ ખુશી મજામાં છે ને? શું ખબર છે?'

'આપનો આભાર માનવા માટે મને મારી બાએ મોકલ્યો છે. પેલી ભયંકર માંદગીમાંથી આપે મને બચાવ્યો છે એટલે મારી બા તો બહુ આભારવશ થઈ ગયાં છે, એમાં વળી હું તેમનો એકનો એક જ છોકરો છું. આપનો આભાર કઈ રીતે માનવો એ જ નથી સમજાતું.'

'અરે, એમાં શું? આ ધાગું છે. મેં વળી શું કર્યું છે? મારી જગ્યાએ બીજું કોઈ હોત તો આ જ કરત.' ડૉકટરે કહ્યું.

'અમે ગરીબ માણસો છીએ એટલે આપને માટે શું કરી શકીએ? આપની ફી પણ પૂરી નથી આપી શકતાં એનું અમને બહુ દુઃખ થાય છે. છતાં પણ ડૉકટર સાહેબ, આ નાનકડી ભેટ સ્વીકારશો એવી પ્રાર્થના કરીએ છીએ. એ ભેટ અણમોલ છે. પ્રાચીન કાંસામાંથી બનેલ શિલ્પનો ઉત્કૃષ્ટ નમુનો છે.'

'એની કંઈ જરૂર નથી.'

'છતાંય આપ આને નકારશો નહિ.' કાગળ ઉખેળતા સશા બોલ્યો, 'આને આપ નહિ લો તો મને અને મારી બાને બહુ જ દુઃખ થશે. મારા પિતાજી એમની પછવાડે આને છોડતા ગયા છે. અને એમની પવિત્ર સ્મૃતિ તરીકે આજ સુધી આને સાચવ્યું છે. મારા પિતાજી પ્રાચીન શિલ્પનો વેપાર કરતા હતા. એમના મરણ પછી હું અને મારી બા આ જ વ્યવસાય કરીએ છીએ.'

સશાએ કાગળમાં લપેટેલી ચીજ બહાર કાઢી અને ટેબલ ઉપર મૂકી. કાંસામાંથી બનાવેલી નાનકડી દીવી હતી એ. ઉચ્ચ કક્ષાનું શિલ્પાંકન એની ઉપર હતું. એમાં થોડીક ચિત્રકારી પણ હતી. નીચેના ભાગમાં બે સ્ત્રીઓ હતી. મનમોહક રીતે સ્મિત કરતી તે શિલ્પાકૃતિઓ હતી. નિરીક્ષણ કરીને ડૉકટરે કહ્યું:

'બહુ જ સુંદર છે આ એમાં જરાય શક નથી પરંતુ એના વિષે મારા વિચારો શી રીતે કહું? મને લાગે છે કે આ ખરાબ છે......કે એનો પહેરવેશ અરધો પરધો જ છે.'

'આપ એમ કેમ કહો છો?'

'કેમ? કોઈ પણ કલાકાર આ કરતાં વધુ અશ્લીલતાનું પ્રદર્શન નહિ કરી શકે. આવી જાતની ચીજ ટેબલ ઉપર રાખીએ તો આખું મકાન અપવિત્ર થઈ જાય.'

'વાહ! શિલ્પ માટેની આપની આવી દૃષ્ટિ કેમ છે એ નથી સમજાતું. ડૉકટર સાહેબ!' સશા કંઈક રોષે ભરાયો હોય તેમ લાગતું હતું, 'એને સહેજ ધ્યાનપૂર્વક જુઓ, એમાં એટલી બધી સુંદરતા અને આકર્ષણ છે કે એને જોતાં જ હૃદયમાં ભક્તિનો ભાવ ઉભરાઈ આવે છે, આંખમાં આંસુધારા વહી નીકળે છે. કેટલી સુંદરતા છે! કેટલું આકર્ષણ છે!'

'તમે કહ્યું એ હું સારી રીતે સમજું છું પણ હું એક સજ્જન પુરુષ છું. ઘરમાં છોકરા-છોકરીઓ એને જુએ તો? વળી સ્ત્રીઓ પણ મને મળવા માટે અહિંયા જ આવે છે. આ બધાંનો મારે વિચાર કરવો જોઈએ ને?'



'શિલ્પકલાની દૃષ્ટિએ કારીગરીનો આ અત્યંત
ઉત્કૃષ્ટ નમુનો છે. ડૉક્ટર સાહેબ, આપે તો સામાન્ય
જનના દૃષ્ટિકોણથી સહેજ આગળ વધીને વિચારવું
જોઈએ. આપ જો એને નહિ રાખો તો મને અને
મારી બાને ખૂબ દુઃખ થશે. આપે મારા જીવનનું
રક્ષણ કર્યું છે. અમારી પાસે અત્યારે આ જ કિંમ-
તીમાં કિંમતી ચીજ છે એટલે અમે આ ભેટ આપને
આપી રહ્યાં છીએ. આ દીવીની જોડ હતી પણ
અત્યારે તે જોડ મળતી નથી એટલે, આ એક જ
આપવા આવ્યો છું.'

'ઠીક, જેવી તમારી ઇચ્છા. મારા વતી તમારી બાને
નમસ્કાર કહેજો. મેં તો મારા મનમાં હતું તે તમને
કહી બતાવ્યું છે બાકી આ રૂમમાં નાનાં નાનાં બાળકો
આવે છે, સ્ત્રીઓ પણ ઉપચાર કરાવવા આવે છે,
પણ જવા દો એ વાત, એ ભલે અહીં જ પડી.'

'આ દીવીને આપ આ ફૂલદાની પાસે જ રાખજો.
જો કે આની જોડ હોત તો વધુ સુંદર લાગત છતાં
ખરાબ તો નહિ દેખાય. ઠીક ત્યારે નમસ્તે!'

સશા ચાલ્યો ગયો. પછી દીવીના સંબંધમાં ડૉક્ટરને
અનેક વિચારો આવ્યા. શિલ્પની દૃષ્ટિએ આ ઊંચી
જાતની કૃતિ છે એમાં તો શંકા નથી. એને ફેંકી
દેવી એ તો અનુચિત છે. પણ એને અહિંયા રાખી
કેમ શકાય? એક રસ્તો છે. કોઈ મિત્ર કે સંબંધીને
જ હું ભેટ તરીકે આપી દઉં તો? પરંતુ કોને
આપવી એ પ્રશ્ન છે.

આની ઉપર વિચાર કરતા તેમને પોતાનો એક મિત્ર
સાંભરી આવ્યો. ઓખવ એનું નામ હતું. તે વકીલ
હતો. ડૉક્ટરનો એક કેસ તેણે ફી લીધા વિના ચલાવ્યો
હતો. ડૉક્ટર તેના આ રીતે ઋણી હતા. ઘનિષ્ટ
સંબંધના કારણે પૈસા લેવા એ વિચિત્ર લાગે પણ
આમ ભેટ લેવામાં કંઈ વાંધો નહિ. તરત જ ડૉક્ટરે
વસ્ત્ર પહેર્યાં અને દીવી લઈને વકીલ મિત્રને
મળવા ઊપડયા.

વકીલ ઘરમાં જ હતા. ડૉક્ટર નમસ્તે કરતા બોલ્યા,
'કાં શું ચાલે છે?' અને એમ થોડીક આડીઅવળી
વાતો કરીને બોલ્યા: 'તમે મારી ઉપર જે ઉપકાર
કર્યો છે એનો બદલો શી રીતે વાળું? તમારી ફીના
પૈસા તો તમે મારી પાસેથી લેતા નથી તો પછી
મારા તરફથી આ નાનકડી ભેટ તો લેવી જ પડશે.'
એમ કહીને તેમણે પેલી શિલ્પ-મૂર્તિવાળી દીવી કાઢી.
તેને જોઈને વકીલને બહુ આનંદ થયો, 'કેટલી
સુંદર છે! વિશ્વકર્મા પણ આવું શિલ્પ કરવા અસ-
મર્થ છે! મનુષ્ય પણ કેવું વિચિત્ર પ્રાણી છે! કેવી
કેવી અજબ ચીજો બનાવે છે! આને જોઈને મન
પ્રફુલ્લિત થઈ ઊઠે છે. તમને ક્યાંથી આ મળ્યું?'
પરંતુ આટલી બધી પ્રશંસા કર્યાં છતાં તે ભયભીત
થતા બોલ્યા, 'પણ ડૉક્ટર સાહેબ! મહેરબાની કરીને
તમે આને પાછી લઈ જાવ. એનો સ્વીકાર હું નહિ
કરી શકું.'

'કેમ? તમને તો આ બહુ પસંદ પડી છે છતાં?'
'કેમકે ક્યારેક ક્યારેક મારા માતુશ્રી અહીં રહેવા
અમારે ગામડેથી આવે છે. કેટલાંક અસીલો પણ
મારે ત્યાં આવે છે...'

'નહિ, નહિ, એ નહિ બને.' વકીલને વચ્ચે જ
થંભાવતા ડૉક્ટર બોલ્યા, 'મારી ભેટને તમારે લેવી જ
પડશે. તમારી બીજી એકે વાત હું માનીશ નહિ.
વળી પાછુ આ સુંદર, આકર્ષક શિલ્પ તમને અત્યંત
પસંદ છે. તમારે એ રાખવું જ પડશે.' આમ કહીને
તરત જ ડૉક્ટર બહાર નીકળી પડ્યા.

તેમના ગયા પછી વકીલે દીવીનું નિરીક્ષણ કર્યું.
આંગળી વતી તેમનો સ્પર્શ પણ કર્યો. પછી, આ
ભેટનું શું કરવું એના વિચારમાં ડૂબી ગયા.
'આમ તો સુંદર વસ્તુ છે. ફેંકી દેવી સારી નહિ
પણ ઘરમાં રાખવાને લાયક નથી. વધુ સારું તો એ
છે કે આને હું કોઈને ભેટ રૂપે આપી દઉં. આજે
સાંજે જ હું આને હાસ્યરસના પ્રસિદ્ધ લેખક

# વિજ્ઞાન અને ભાષા

પદ્મકાન્ત ર૦ શાહ

**અત્યારે આપણે વિજ્ઞાનયુગમાં જીવી રહ્યા છીએ એ વાતની ના તો આપણા ભાષાપ્રેમીઓ પણ ન જ પાડી શકે. વિજ્ઞાનમાં આપણો દેશ હજુ પગરણ માંડી રહ્યો છે. એની પાસે હજુ જોઇએ તેથી ખૂબ ઓછી વૈજ્ઞાનિક સંપત્તિ છે. આ બધું પ્રાપ્ત કરે ત્યાં સુધી બીજી ભાષાને હાંકી કાઢવાની વાત શા માટે કરવી જોઇએ? આપણા ગણ્યાગાંઠ્યા વિજ્ઞાનવિદોમાંના એકનો આ લેખ છે.**

અમેરિકા અને રશિયા (અને છેલ્લા મહાયુદ્ધ પહેલાં જર્મની) આજે આટલા બધા બળવાન કેવી રીતે થયા છે તે સંબંધી વિચાર કરીશું તો એમ લાગ્યા વગર નહિ રહે કે આ વસ્તુસ્થિતિ તેમની વિજ્ઞાનની પ્રગતિને આભારી છે. વિજ્ઞાનનો સાક્ષાત્કાર માનવી સમક્ષ તેના સર્જક, સંરક્ષક તથા સંહારક સ્વરૂપમાં થઈ ચૂક્યો છે અને તેની અવગણના કર્યે આપણને પાલવે તેમ નથી. વિજ્ઞાનનો અભ્યાસ જગતની ચાલુ પરિસ્થિતિમાં એટલો અનિવાર્ય થઈ પડ્યો છે કે તેની પ્રગતિ રૂંધાય તેવું કોઈ પણ પગલું કોઈ રાષ્ટ્ર માટે આત્મઘાતક છે. આપણે ત્યાં અત્યારે જે આ દિશામાં અભ્યાસ થઈ રહ્યો છે તે ગૌરાંગી પ્રજાઓએ સંપાદન કરેલી વિદ્યાને લીધે છે અને તે તેઓના પરિશ્રમનું ફળ છે એટલે આપણે વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે તેઓના નિષ્ણાતોનો આશ્રય લેવો પડે છે તથા મોટા મોટા ઉદ્યોગોની સ્થાપનામાં એ લોકોની સલાહ સ્વીકારવી પડે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે વિજ્ઞાનનું શિક્ષણ હિંદની કોઈ પણ ભાષામાં પાયાથી માંડીને પૂર્ણ વિકાસની કક્ષા સુધી આજે આપી શકવાને આપણે સમર્થ છીએ? આનો ઉત્તર, અત્યારે તો, નકારમાં જ છે. હિંદના નામાંકિત વૈજ્ઞાનિકો પણ વિદેશી ભાષાને વચ્ચમાં લાવ્યા વગર પોતાના વિષયને માતૃભાષા અથવા રાષ્ટ્રભાષામાં રજૂ નહિ કરી શકે. આથી વિજ્ઞાનનો

---

શિશકન પાસે લઈ જઈશ. એ ગાંડો આના જેવી ચીજો પસંદ કરે છે.' વકીલ ઓખવ વિચારી રહ્યા હતા.

પોતાના નિર્ણયોમાં ઓખવ અફર હતો. તે જ સાંજે તેણે દીવીને સાવધાનીથી કાગળમાં વીંટી અને થોડાંક ફૂલો લઇને તે શિશકનને ત્યાં ગયો. ત્યાં તે દીવી ભેટ આપીને આવતો રહ્યો.

શિશકન પણ એ જ મુંઝવણમાં પડ્યો. 'આને હું શું કરું? હું તો અહીં કોઈ બીજા સજ્જનને ઘેર રહું છું. મારાં નાટકો ભજવનાર સ્ત્રીઓ મને અવારનવાર મળવા આવ્યા કરે છે.'

તેની બાજુમાં બેઠેલો તેના એક મિત્રે કહ્યું: 'આને તમે સ્મિર નામની પેલી ઘરડી સ્ત્રીને વેચી દો. એ આવી જૂની પુરાણી વસ્તુઓનો વેપાર કરે છે એટલે ખરીદી લેશે.'

બે દિવસ પછીની વાત છે. ડૉક્ટર પોતાના રૂમમાં બેઠા હતા. સહસા બારણું ખૂલ્યું અને સશા અંદર દાખલ થયો. તેના ચહેરા ઉપર આનંદભાવો ચમકી રહ્યા હતા. તેના હૃદયમાં કંઈક હતું.

'ડૉક્ટર સાહેબ! હું અગાઉ એક દીવી આપી ગયો હતો તેના જેવી એક બીજી જ દીવી મને મળી આવી છે તે લઈને હું આવ્યો છું. જોડ મળી આવતાં મને અને મારી બાને બહુ જ આનંદ થયો છે. લ્યો!'

સશાએ ઉપકારની ભાવના સાથે દીવી ડૉક્ટરના હાથમાં આપી. ડૉક્ટર કંઈ કહેવા જતા હતા પણ પેલી દીવી જોઈને તે અવાક્ થઈ ગયા.

★





જેણે સમજપૂર્વક અભ્યાસ કરવો છે તેને અંગ્રેજી, જર્મન, ફ્રેંચ કે રશિયન ભાષાનો અભ્યાસ કરવો પડશે. વળી, જ્યારે આપણે ત્યાં નવા નવા ઉદ્યોગો સ્થાપવાની શરૂઆત થઈ ગઈ છે ત્યારે એ ઉદ્યોગોના સંચાલન માટે એકાદ પ્રાંતના નહિ પણ સમગ્ર રાષ્ટ્રના વૈજ્ઞાનિક નિષ્ણાતોની જરૂર પડશે. આ સંજોગોમાં પ્રાંત પ્રાંતની જુદી જુદી ભાષાઓમાં શિક્ષણ પામેલી વ્યક્તિ પરસ્પરના વ્યવહાર માટે અનુકૂળ નહિ બની શકે અને ભાષાભેદના કારણે તેમની વચ્ચે સહકારથી કામ કરવું મુશ્કેલ તો નહિ પણ કઠિન જરૂર બનશે ઉપરાંત, કદાચ એવો ભય પણ ઉપસ્થિત થાય કે ઉદ્યોગો વચ્ચે પ્રાંતીયતાની સીમાઓ બંધાઈ જાય અને તેમાં વિજ્ઞાનનો વિકાસ જે વ્યાપક સ્વરૂપે થવો જોઈએ તેમાં ખલેલ પડે. આ બધું કહેવાનું કારણ એ કે હજુ સુધી આપણી રાષ્ટ્રભાષા વિજ્ઞાનના અદ્યતન વિકાસને ઝીલી શકે એટલી સમર્થ બની નથી. એ સમય આવશે એવી આશા આપણે જરૂર રાખીશું પણ જ્યાં સુધી એ સ્થિતિ આવી નથી ત્યાં સુધી પારકી ભાષાઓનો સ્વીકાર કરવામાં આપણે માનહાનિ ન અનુભવવી જોઈએ. ઉલટું, આપણી સાચી અવસ્થાનું સમજપૂર્વક ભાન રાખી ડહાપણભર્યું પગલું ભરવું જોઈએ.

વિજ્ઞાન અત્યારે એટલું બધું ઝડપથી આગળ વધી રહ્યું છે કે તેની પ્રગતિ સાથે રહેવામાં પ્રમાદ કરનારને પાછળથી શોક કરવાનું રહેશે. ચીન, જાપાનમાં પણ વિજ્ઞાનનું શિક્ષણ અંગ્રેજી ભાષા દ્વારા અપાય છે. (જાપાનની વૈજ્ઞાનિક મુસાફરીઓના અહેવાલો ઉપરથી ત્યાં જે કામ થઈ રહ્યું છે તેની માહિતી પરથી આ કહું છુ.) માતૃભાષાનું ગૌરવ, અલબત્ત, કરવું જોઈએ પણ જે વિષયનો વિકાસ જ આપણે ત્યાં થયો નથી તેને સ્વભાષા દ્વારા સમજવાનો પ્રયત્ન કરવા જતાં પાછા પડવા જેવું થશે. તેને બદલે વધુ યોગ્ય તો એ છે કે જે જે ભાષાઓ દ્વારા વિજ્ઞાનનો વિકાસ થવા પામ્યો છે તે તે ભાષાઓનો સંપૂર્ણ અભ્યાસ કરી એ વિષયને પ્રથમ આપણો પોતાનો કરી લેવો જોઈએ. આ બધું પાર પડતાં જે સમય લાગે તે ધીરજપૂર્વક વેઠી લઈને પછી જ આપણે આગળ વિચાર કરવો જોઈએ, કારણ કે જ્યાં સુધી આ વિષયમાં આપણે મોખરે નહિ આવીએ ત્યાં સુધી જગત્ પરની પ્રથમ સત્તાઓની હરોળમાં ઊભી શકવાને આપણે પાત્ર બની શકીશું નહિ.

અત્યારે ભાષાઓ તથા કેળવણીના માધ્યમમાં ઉહાપોહ ઘણો થયો છે અને એ ધાંધલમાં મુખ્ય મુદ્દો વિસરાઈ ન જાય તે કહેવાનો અહીં ઉદ્દેશ છે. આમ તો આપણે વિજ્ઞાનમાં યુરોપ અમેરિકાથી પછાત છીએ અને તેથી જે સમયે આપણે વિજ્ઞાનમાં પ્રગતિ કરવાની છે તે વખતે એવું પગલું ન ભરીએ કે જેથી આપણે પાછળ પડી જઈએ. એટલું આપણે યાદ રાખવું જોઈશે કે (અને તે વારંવાર યાદ કરાવવું પડશે) જ્યાં સુધી આપણે વૈજ્ઞાનિક કક્ષાએ જગતના મોટા દેશોનો મુકાબલો નહિ કરી શકીએ ત્યાં સુધી આપણે સાચી સ્વતંત્રતા ભોગવી શકીશું નહિ અને વૈજ્ઞાનિક સાધનોથી સુસજ્જ એવા કોઈ મોટા દેશના રાહુરૂપી ગ્રસ્તમાં રહેવું પડશે અને તેનો ભય માથે તોળાયેલો જ રહેશે. આબાદાનની તેલની રિફાઈનરીની જે સ્થિતિ થઈ તે આપણે ભૂલવી ન જોઈએ. જો ઈરાનીઓ વિદેશી નિષ્ણાતો વગર ચલાવી શક્યા હોત તો તેમની તેલની રિફાઈનરી બંધ થવાનો પ્રસંગ ન આવત.

ઉપસંહારમાં એટલું કહેવું પડશે કે વિજ્ઞાનના સર્વતોમુખ અભ્યાસ માટે અત્યારે તો ઇષ્ટ છે કે વિજ્ઞાનનું શિક્ષણ અંગ્રેજી, ફ્રેંચ, જર્મન અથવા રશિયન ભાષાદ્વારા આપવામાં આવે, કંઈ નહિ તો વૈજ્ઞાનિક શબ્દો તો વિદેશી જ રાખવામાં આવે એવો પ્રબંધ થઈ શકે. આપણો કેળવાયેલો વર્ગ મોટે ભાગે અંગ્રેજી ભાષાથી અત્યારે વધુ પરિચિત છે એ સંજોગોમાં અંગ્રેજીને વિજ્ઞાનની પરિભાષા રાખવામાં આવે તેમાં શું ખોટું છે? વિજ્ઞાન સિવાયના વિષયોને

# અમારી વારીમાં આ....મ નો'તું

રંભાબેન ગાંધી

> જૂનાં અને નવાંનો ક્યારેય મેળ ખાવાનો જ નથી. ગઈ પેઢી આ પેઢી સાથે બંધબેસતી થઈ જ શી રીતે શકે? ગુજરાતી સ્ત્રી–નાટયલેખકોમાં શ્રી રંભાબેન ગાંધી હવે તો ખૂબ જાણીતાં છે. એમનો ચોથો નાટક–સંગ્રહ 'ચકમક' હવે તૈયાર થઈ રહ્યો છે અને ગણતરીના દિવસોમાં જ પ્રગટ થશે. એ નવા સંગ્રહમાંથી આ નાટક અહીં મૂક્યું છે.

પાત્રો : મોહન, મણિ, ચંદા, મનુ અને નોકર.

[દિવાનખાનું મધ્યમ માણસનાં ઘરેનું. પણ કળામય રીતે શણગારેલું પડદો ખૂલે છે ત્યારે મોહનલાલ, ચશ્મા ચડાવીને છાપું વાંચે છે. ને મણિના હાથમાં માળા છે, ફેરવે છે, થોડીવારે ઘડિયાળમાં જુએ છે ને બોલે છે.]

મણિ : છે બપોર સુધી ઊઠવાનાં ના...મ, આમ તે રોયા શી રીતે ઘરનાં કામ થતાં હશે?

મોહન : રવિવાર છે, એટલે સહેજ મોડું પણ થાય.

મણિ : રોજ જ થાય છે ને અરેરે...અમારી વારીમાં આ...મ નો'તું. કોક દી પણ ચાર વાગ્યાથી જરાક મોડું ઊઠાતું તો તમારી બા તો મારો દમ કાઢી નાખતાં 'તાં, ઈ ખબર છે ને?

મોહન : એ વખત જુદો હતો ને અત્યારનો વખત જુદો છે.

મણિ : વખત જુદો છે. ઈની કોણ ના પાડે છે તે. હું કંઈ વહુને દળણું દળવાનું કે પાણી ભરવાનું થોડું જ કહું છું? પણ ઈમિનેથી શું ભાયડા કરતાં જરાક વેલા ઊઠાય પણ નહિ?

મોહન : પણ વહેલા ઊઠીને કરવું છે શું?

મણિ : શું શું કરવું છે? ઈમિનેથી ઊઠીને, ઘરનાનાં સારું આ પાણીયે નો થાય? ને આ બે માટલાંયે પાણીયારે નો ગળી શકાય? ના–ના તમે જ કહો, ઈમિનાથી શું એટલું યે નો થાય, એટલી બધી તે કઈ સાયબી આવી ગઈ ઈ કહેશો.

મોહન : એવી સાયબી તો આજે ઘેર ઘેર આવી છે. ને વહુ ન કરે તેથી કામ કંઈ અટકી પડતું તો નથી ને? નોકર કરી લે છે પછી શી હરકત છે?

મણિ : અરે નોકર તો બળ્યું નોકર જેવું જ કરે ને? બળ્યું, ઈ નોકરના હાથનું પાણી ગળેલું પીવું જ કોને ગમે? ઈને શું પડી હોય? ઈને તો ઝટપટ કામ જ પતાવવું હોય ને? ઈ થોડો જ આપણા જીમ માટલામાં રૂપાળું લૂગડું નાખીને માટલા ઘસે છે? ઈ તો ઉપર ઉપરથી ધોયું નો ધોયું, ને ભરી દે પાણી...ને આપણે હાડકાનાં ભાંગલા કે ઈ પાય એવું પાણી પીવાનું. બીજું શું?

મોહન : ખરી જ વાત છે. આ જમાનામાં તો પાય એટલું જ, ને એવું જ પાણી પીને શાન્તિ રાખીને બેસી રહીએ એમાં જ ડહાપણ છે.

મણિ : આપણાથી તો એમ નહિ પીવાય.

---

માતૃભાષા દ્વારા શિખવવામાં આવે તો સાથોસાથ સ્વભાષા પણ વિકસાવી શકાય. જ્યાં સુધી આપણે અમુક દરજ્જે આવ્યા નથી ત્યાં સુધી આટલું તો કરીએ. ભવિષ્યના ગર્ભમાં શું રહ્યું છે તે આપણે કેમ કહી શકીએ? આપણે તો ઇચ્છીએ કે જે વિજ્ઞાનને લીધે જગતસંપર્ક આટલો સરળ બન્યો છે તેના જ પ્રભાવથી જગત્ પર એકસત્તા સ્થપાય અને તેના પ્રતિનિધિઓ સર્વ દેશોમાંથી ચૂંટાઈ આવે. જગતશાસનના ભવિષ્યના એક અધિકારી તરીકે આપણા નેહરુને કલ્પી શકીએ?

✶





મોહન : તો દુખી થાશો.

મણિ : અરેરે, કહું છુ ને કે અમારી વારીમાં આમ નો'તું. આ તો કહેશે કે કંઈક કહેશો તો દુખી થાશો, બસ એક જ વાત છે. કે કંઈ કહેવું નહિ.

મોહન : કહીને ફાયદો શો છે? વહુ એ વાત સાંભળવાની છે? સૌનાં ઘરમાં નોકર જ કરે છે ને? એમ આપણે ત્યાં કરે છે. મારે તો કહું છુ કે સૌથી ઉત્તમ રસ્તો ચૂપ રહેવાનો જ છે.

મણિ : ચૂપ નથી રે'વાતું ઈ જ મોટું દુખ છે ને? રોજ જોવું ને જળવું ઈ વાળી વાત છે...

મોહન : અરેરે...અમારી વારીમાં...આ...મ નો'તું.

મણિ : અરેરે અમે તો કેટલું યે કામ ઢરડતાં... તોયે તમારી બાની નજરમાં આવતું નો'તું.

મોહન : (હસીને) જેમ અત્યારે તને વહુનું કામ નજરમાં આવતું નથી એમ જ ને!'

મણિ : તમારી વહુ કામ કરે છે શું કે નજરમાં આવે. પાટલેથી ખાટલે ને ખાટલેથી પાટલે... અમે તો ઘડીક વાર નવરા પડતાં તો તમારી બા કંઈ ને કંઈ કામ કાઢી જ મેલતાં ને!

મોહન : તે તુયે કાઢી મૂકને.

મણિ : કોણ મારો ભા કરશે. આ તો સારું છે કે મારે પેટ દીકરી નથી પડી કે આણાં પરિયાણાં કરવાં નથી. નહિ તો આ તમારી વહુ શું તમે ઈમ માનો છો કે એ ટાંકાય ભરી દેત? ને અમારી તો, ત્રણ ત્રણ નણંદુ સારું તોરણ, ઈંઢોણીયું, મોડીયા ને નાળીયેર ભરી ભરીને આંખુ ફૂટી ગઈ. દાડે આખો કામ કરતાં ને રાતે ભરાવતા, ખબર છે ને!

મોહન : પેલા ગીત જેવું—દા'ડે દળાવે. મને રાતડીયે કંતાવે જો (હસે છે)

મણિ : અરેરે ક્યાં ઈ વખતનાં કામ ને ક્યાં અત્યારનાં કામ. એ તપેલીયુંયે ઈમનેથી ઊતારાતી નથી–ઈમિયે દહ વાર નોકર જોઈ છી'.

મોહન : વાત તો ખરી છે પણ થાય શું?

મણિ : ખરું કહો તો કામ કરવું જ ગમતું નથી. એ તપેલી ઊતારી નો ઊતારી ને ભાગે છે ઈના ઓરડામાં...ને હાથમાં ચોપડી લેતાંક પડે છે પલંગમાં. પલંગેય રોયા ઢાળેલા ને ઢાળેલા જ મળ્યા છે!

મોહન : એ શું થાય, સૌ સૌનાં નશીબ લઈને આવે છે ને?

મણિ : વાંચવાનું ને બહાર જવાનું મળે તો બીજું કંઈ જોતું નથી, અમારી વારીમાં આ...મ નો'તું. બહાર તો જવાય જ શીનું?

મોહન : પણ આ જમાનામાં એમ કંઈ ચાલે? ને આ તો વળી ભણેલી ગણેલી છે. એવા બંધનમાં થોડી જ રહે?

મણિ : તે તમારે ઈમને બંધનમાં રાખીને કામેય શું છે? ઈ જાણે ને ઈમનું કામ જાણે, પણ આ તો મને ઈમ કે ઈમનાથી રોયું આટલું કામેય નો થાય?

મોહન : હજી તો સારું છે કે આ વહુ તો આટલું યે કરે છે, આથી નાની આવશે ને એ તો કદાચ આટલું યે નહિ કરે.

મણિ : નહિ શું કરે? ને નો કરવું હોય ને તો બાપને ઘેરથી ભેગો રાંધનારો જ લેતી આવે કે હંઉં. (જોરથી ક્રોધમાં બોલે છે)

મોહન : 'તું' જરા ધીરે બોલ...વહુ–દીકરો સાંભળશે તો નકામાં મનદુખ થશે.

મણિ : તમે તો મને રાત ને દા'ડા...વહુ દીકરાથી બીવરાવી બીવરાવીને જ રાખો છો. 'આમ ન કર, તેમ ન કર, આમ ન કહે, તેમ ન કહે...




બા—પ, શું જમાનો આવ્યો છે ને. અરેરે કહું છું કે અમારી વારીમાં આમ...નો'તું...ઈ વખતે તો અમે સાસુથી ફડકલીયે ફાટતાં...ને અત્યારે તો, અમારે વહુથી બીતા રે'વાનું...અમારી, વારીમાં ...આ...મ-નો'તું.

મોહન : દીકરો કમાય છે, એની વહુ ભણેલી છે. ને એના ઘેર આપણે આવ્યાં છીએ...તો આપણે સમજીને રહેવું જોઈએ ને ?

મણિ : ઈતું ઘર શીતું...શું તમારું કંઈ નથી ? ના—ના, ઈતું જ ઘર શીતું થઈ ગીયું ?

મોહન : એમ નહિ...પણ આપણને એ આવી સારી રીતે તો રાખે છે, પછી શું ?

મણિ : તે સારી રીતે રાખે છે તેમાં પા—ડ કરે છે ?...ના—ના કહું છું કે એમાં કંઈ ઉપકાર કરે છે ?—(જોરથી ક્રોધમાં બોલે છે)

મોહન : ધીરે બોલ ધી...રે શા સારૂ નકામો કંકાસ ઊભો કરવો ને મનદુખ કરવું ?

મણિ : ઈ તમે કેનારા કહી રીયા, વહુ દીકરાથી હું કંઈ ઈમ-બી-બીને નથી રે'વાની. ઓલ્યાં કમળા કાકીનો દાખલો જોયો છે ? બચારાં વહુથી બીતાં જ રીયા'તાં તે આજ ઈ વહુ ઇમને માથે છાણાં થાપે છે, છાણાં. સમજ્યા ?

મોહન : પણ તને બીને કે ડરીને રહેવાનું કોણ કહે છે ? પણ આવો નકામો ટકટકાટ કરવાથી ફાયદો શો ! જરાક વખત ઓળખતાં તો શીખ.

મણિ : તે ઘરનાં બે ભથ્થાં કામ કરવાનું કહીં, કે વેવાર સેવારમાં જવાનું કહીં, કે જરાક સીધું સામાન ઠીક કરવાનું કહીં—ઈમાં ટકટકાટ કર્યો કહેવાય, ઈમ ને ?

[મો]હન : કદાચ તારા મનથી નહિ હોય. પણ વહુના મનથી તો લાગવાનો જ.

[મ]ણિ : એ...ઈ લાગે તો ભલે લાગે. આપણાથી તો—ઈમ રોયું મૂંગું નહિ રહેવાય હાં ! (નોકર ચા લઈને આવે છે. ટેબલ પર મૂકે છે) એલા નારણા તારાં શેઠાણી ઊઠયાં કે હજી પોઢયાં છે ?

નારાયણ : ઊઠયાં છે...બા, ચા પીવે છે...(નોકર જાય છે)

મણિ : છે ને દો : મ દોમ સાયબી. આંખ ચોળીને ઊભાં થાય કે ચા હાજર જ હોય ને...અરેરે અમે તો આવું કંઈ નો જોયું. અડધી રાતનાં ઊઠીને દળણાં દળતાં, પાણી કળશ્યા કરતાં...ને ચાર પાંચ બેડાં પાણી લાવ્યા પછી માં..ડ દાતણ કરવા પામતાં...ને તારે મોઢે કંઈક જતું.

મોહન : વખત વખતને માન છે ને—(અંદરથી કંઈક વાસણ ફૂટવાનો અવાજ આવે છે)

મણિ : હું...પાછાં આજ પણ કપ રકાબી વધેરાણાં ...બા...પ રોજ ને રોજ કંઈક ને કંઈક તો ફૂટે જ છે. પણ ફરકે છે કોઈનું રૂંવાડું યે ? (મોહન હસે છે) તમને તો દાંત આવે છે—ને મારો તો જીવ બળીને રાખ થઈ જાય છે. આવા મોંઘા પાડનાં કાચનાં વાસણ ફૂટે છે ને મને તો હાય લાગી જાય છે.

મોહન : હાય લગાડીને કંઈ ફાયદો ? જેમ ચાલે તેમ ચાલવા જ દેવાનું.

મણિ : શું ચાલવા દેવાનું ? કાલ વહુએ, મોટી રૂપાળી બીલોરી કાચની બરણી ફોડી નાખી, ને મેં જરાક કીધું કે ચડયો તોબડો.

મોહન : એટલે તો કહું છું કે કંઈ કહેવું જ નહિ, ને જે થાય તે જોયા જ કરવું.

મણિ : ઈમ તે રોયું કેમ જોયા કરાય ? ને આ ઘરમાં હવે મારો એટલો યે હક નહિ ? ના ..ના ...કહું છું કે મારાથી એટલું હવે કહેવાયેય નહિ ?

મોહન : જો મને જ પૂછતી હો તો કંઈ પણ ન





કહેવામાં જ મજા છે. કાન અને આંખ બંધ કરીને જો. ને નિરાંતે ભગવાનનું નામ લે.

મણિ : અરેરે, ઈમ બંધ કરીને રોયું નથી બેહાતું ઈ જ વાંધો છે ને.

મોહન : સુખ જોઈતું હોય ને જીવને શાન્તિ જોઈતી હોય તો એ જ રસ્તો ઉત્તમ છે. એમનું ઘર અને એમનું બાર, ફાવે તેમ રહે. ને ફાવે તેમ વાપરે ફોડે કે તોડે. આપણે જાણે કંઈ જાણતા જ નથી...

મણિ : ઈ તો બધું કહેવાય છે. બાકી નજરે જોઈ તે કહેવાઈ તો જાય જ. અરેરે બઈ, અમારી વારીમાં આમ નો'તું. અમારા હાથે એક ઠીકરાનું વાસણ ફૂટતુ ને તો ય અમે તો સાસુથી ફફડકલીયે ફાટતાં ને અહીં તો બરણીયું ને બરણીયું ફૂટી જાય છે તોયે કોઈનાં કાળજાંયે જાણે હલતાં નથી.

મોહન : આ જમાનાનાં કાળજાં પાકા ઘડતરનાં છે!

મણિ : સાસુને તો બચારીને આ જમાનામાં મોં બાંધીને માર છે. નો કે'વાય કે નો સે'વાય. ઘીનો ગાડવો ઢળી પડે તોયે કહેશે કે કંઈ કહેવું નહિ. બાઈ, આવું તો અમે ક્યાંય નો'તું ભાળ્યું.

મોહન : અત્યારે તો ભાળ્યું ને!!

મણિ : ભાળેલાં જ પડ્યાં છે. તમે કે'નારા કહી રીયા. બાકી નજરે નુકશાન થતુ જોઈ એટલે અપણેથી કીધા વગર તો રેવાય જ નહિ ને.

મોહન : ને પછી કહેશે કે સાસુ જ છે કટકટીયણ.

મણિ : જ્યાં જુઓ ત્યાં ભોગ મુઈ સાસુનાં...અરેરે અમારી વારીમાં આમ નો'તું.

મોહન : આ જમાનો વહુઓનો છે. સાસુઓએ વહુઓ ઉપર ત્રાસ વર્તાવીને સાસુનું નામ જ બગાડી મૂક્યું છે. તેથી હવે આ જમાનામાં સહુ વહુના જ પક્ષકાર બની ગયા છે.

મણિ : બનેલા જ પડ્યા છે ને. કોઈને સાસુ જ મૂઈ નથી જોતી. વર જનમીને ઉપર અધરથી પડ્યો હોત ને તો સારં હતું, તારે શું તો. અરેરે અમારી વારીમાં આમ નો'તું. ઈ વખતે તો દીકરીને સાસુ-સસરો ખાસ કરીને જોતાં.

મોહન : તે જુદો જમાનો હતો ને આ જુદો છે. અત્યારે તો કહેશે કે પરણ્યા એટલે હું ને મારો વર!!!

મણિ : હું ને મારો વર. તે વર ને માબાપ, ભાઈ બોન ઈ બધાં હોય ઈને શું ઊકરડે નાખી આવે?

મોહન : ઊકરડે તો નહિ પણ ફાવે તો દેશમાં પડ્યાં રહે ને સાથે રહે તો સમજીને રહે.

મણિ : તમે તો ઈનું જ ઉપરાણુ લેવાના.

મોહન : હું કોઈનું ઉપરાણું નથી લેતો. ફક્ત જમાનો ઓળખીને કામ લઉં છું. ને તું નથી લેતી.

મણિ : તો શું વાંક માતર મારો જ છે? વહુનો તો કંઈ વાંક જ નથી ઈમ ને?

મોહન : ધારો કે વહુનો વાંક હશે તો પણ વહુનો નહિ દેખાય. સાસુ જ કટકટણી લાગવાની માટે જ કહુ છું કે સાસુઓ સમય વર્તી સાવધાન. સુખી થવું હોય તો યુગને અનુસરીને ચાલો. નહિ તો ક્યાંય ફેંકાઈ જવાનાં. લે આરે તો મોડું થાય છે. નાહીને બહાર જવું છે.

[ જાય છે ]

મણિ : તે તમે તો જશો જ ને? ભાયડાઉને શું? ઘરમાં તો ચોવીસ કલાક અમારે જ કાઢવાના છે. ને બળાપા કરવાના છે ને? નજરે જોઈ એટલે બળ્યું કીધા વગરેય રે'વાય નહિ ને જરાક કીધું કે જાય વર પાંહે ફરિયાદ ને




વગોવે સાસુને ચારે કોર. અરેરે બઈ અમારી વારીમાં આમ નો'તું.

[એ પણ જાય છે.]

ચંદ્રા : (આવે છે. ઘડિયાળને ચાવી દે છે. કેલેન્ડરની તારીખ ફેરવે છે. ત્યાં મનુ, એનો વર આવે છે.) તમારાં બાથી તોબા. આખો દિવસ કંઈ ને કંઈ તો વઢવાનું હોય જ. આ ચોવીસ કલાકનો ટકટકાટ હવે તો નથી સહન થતો.

મનુ : એમને બોલવાની ટેવ હોય, તે થોડી જ ચાલી જાય છે? તારે એક કાને સાંભળવું અને બીજે કાને કાઢી નાખવું.

ચંદ્રા : એ નથી બની શકતું એ જ દુઃખ છે ને? કોઈકિ વાર તો મનમાં એવું લાગી જાય છે કે શું કહું? ખરેખર કહું છું, રોજ આમ કરશે તો કોઈવાર સામો જવાબ આપી જવાશે.

મનુ : જોજે એવું ન કરી બેસતી હાં, બીચારા બાપુજીને કેટલું દુઃખ થાય?

ચંદ્રા : એટલે જ તો બા બોલે છે એ બધું હું હસવામાં જ કાઢી નાખું છું. ને મન પર લેતી જ નથી. કોઈકવાર તો બહુ ખરાબ લાગી જાય એવું બોલી દે છે.

મનુ : હોય...વડીલ છે, કહે પણ ખરાં. એ કહેશે પણ કોઈને કહેવા દેશે ખરાં!

ચંદ્રા : પણ રોજ રોજ વઢયા કરે છે તે નથી ગમતું ખરેખર મનદુઃખ થઈ જાય છે.

મનુ : તો શું કરીશું? એમને દેશમાં મોકલી દઈશું?

ચંદ્રા : જુઓ પાછા! હું એમ કહુ છું? બિચારાં ઉંમરલાયક છે...ત્યાં એમનું કોણ કરે? આપણે અહીં મજા કરીએ ને એ ત્યાં પડયાં રહે એ કેવું લાગે?

મનુ : ન જ સારું લાગે...ને સાજાં માંદાં થાય તો કરે પણ કોણ?

ચંદ્રા : ખરી જ વાત છે, ને મોટા ભાઈ તો જાણે જોતાં જ નથી.

મનુ : એ એમનું જાણે. તો હવે શો ઉપાય બતાવે છે હં?

ચંદ્રા : ચાલે છે એમ ચલાવવાનો...ખરેખર મને તો ખૂબ હોંશ હતી કે ભેગી રહીને હું સૌને બતાવી આપીશ કે સાસુ–વહુ પણ મા–દીકરી જેમ રહી શકે છે. પણ તમારાં બા એમ કરવા દે એવાં જ નથી ને. નકામી નજીવી વાતોમાં હેરાન કર્યા કરે છે.

મનુ : બા કહે છે કે વહુ હેરાન કરે છે. ને તું કહે છે કે બા હેરાન કરે છે તો બેમાંથી સાચું કોણ?

ચંદ્રા : (હસીને) ખરું કહું? થોડાં થોડાં બંને! એ એમ કરે પછી હું પણ જરા હઠીલાઈ કરી નાખું છું.

મનુ : ચંદ્રા! એ વડીલ છે. એમની અમુક રીતની પ્રકૃતિ પડી ગઈ છે. ઉપરાંત એ એવી રીતે રહેલાં છે કે એમને આપણી રહેણી કરણી ન પણ ગમે. તેથી કદાચ કાંઈ કહે પણ તેથી શું થયું? આપણે ભણેલાં ગણેલાં છીએ તોયે આટલું ન સહન કરી શકીએ તે કેવું કહેવાય?

ચંદ્રા : વાત તો ખરી છે. ને બિચારા બાપુજી તો કોઈ દિવસ કંઈ નથી કહેતા. એ તો મને દીકરી જેમ જ રાખે છે.

મનુ : બસ તો બાપુજીના માન ખાતર પણ બાનું સાંખી બાને દુઃખ થાય તેવું કદાપિ ન કરતી હોં...એમનું મોઢું હું સહેજ પડેલું કે દુઃખી જોઉં છું તો મારો તો દા'ડો બગડી જાય છે...એ બીચારી મારી બાએ મને ઘણા લાડથી ઊછેર્યો છે.

[ગળગળો થઇ જાય છે]

ચંદ્રા : તમે તે...કેટલા ઢીલા છો, હું કંઈ એ શું



પણ અચૂક સ્થાન લઈ શકે એવું આ મહાકાવ્ય શ્લોકબદ્ધ ગુજરાતીમાં આ પહેલાં ક્યારેય ઊતર્યું નથી. શ્રી હંસાબહેને એનો આવી રીતે એક એક કાંડ ઉતારવાનો જે પ્રયત્ન આદર્યો છે એ ગુજરાતી ભાષા માટે એક સરસ સમૃદ્ધિ વધારનારું પગલું છે

તેમાંય આ આખો અનુવાદ સમશ્લોકી છે. એટલે કે મૂળના અનુષ્ટુપમાં સમશ્લોકી અનુવાદની મુશ્કેલી તો છે જ. અને છતાં ગુજરાતી શ્લોકોની પ્રવાહિતા ખરેખર લેખિકાની બેસી ગયેલી હથોટીને માટે ધન્યવાદ અપાવી જાય છે.

આ અનુવાદમાં, મૂળમાં આવતી આડકથાઓને બાદ કરીને એક વાત લક્ષમાં રાખી છે તે એ છે કે રામની સળંગ કથા જ આપણને વાંચવા મળે. એ આડકથાઓ ભલે રસ જાળવવા કે લંબાણ વધારવા માટે હોય પણ રામકથા જ એટલી રસિક છે કે એ બધી ન હોય તો કાંઈ બહુ મોટી રસક્ષતિ નથી થતી એ આ બાલકાંડમા રામનું બાળપણ વાંચતાં દેખાય છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા જેવા વિદ્વાને લખેલા પ્રવેશકથી રામાયણ વિષે જે સંશોધિત ખુલાસા મળ્યા છે એ પણ આ પુસ્તકની બહુમૂલ્યતા સિદ્ધ કરે છે. આવા સુન્દર પુસ્તકની ફક્ત ૫૦૦ જ નકલો ગુજરાત માટે છપાવવી પડે એ આપણી સાહિત્ય ખરીદીની કંગાલિયત દર્શાવે છે. અને એટલે જ એકસો દશ પાનાના ડેમીસાઈઝના આ પુસ્તકની ત્રણ રૂપિયા જેટલી ભારે કિંમત રાખવી પડી છે જે કોઈને ન પોસાય. વડોદરા યુનિવર્સિટીના સંચાલનની જવાબદારીભરી કાર્યધૂરાનું વહન કરતાં કરતાં પણ શ્રી હંસાબહેન આવી સાહિત્ય-આરાધના કરે છે એ જ એમની ગુજરાતી ભાષા તરફની મમતા બતાવી આપે છે. બાલકાંડ પછીના બધા કાંડ ગુજરાત સમક્ષ જલદી ધરવા માટે આગ્રહ કરીએ જ.





આત્મૈક્ય

ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી



આત્મૈક્ય

ચિત્રકાર: વ્રજલાલ ત્રિવેદી

છઠ્ઠા અંકની અનુક્રમણિકા

અંક ૬ : સપ્ટેંબર'૫૪
સળંગ અંક : ૨૯૪



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના': વર્ષ ૧૯

સમાજમાં સંસ્કાર અને



સાહિત્ય રેડતું સામયિક

—ક્રમ—



—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ: ગાંધીરોડ
પો. બૉ નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




# કથા ક્યારે સાંભળી કહેવાય ?

ધૂમકેતુ

એક વખત એવું બન્યું શ્રાવસ્તી નગરીમાં ભગવાન બુદ્ધની કથા ચાલે. જે એક વખત એમના ઉપદેશમાં જાય તે જીવનનું કાંઈ ને કાંઈ ભાથું લઈને આવે.

હવે નગરીમાં એક વિચિત્ર પ્રસંગ બન્યો. એક સ્ત્રીએ અદેખાઇના માર્યા પોતાની દાસીને એવી શિક્ષા કરી કે એ જીવનભર સંભાર્યા કરે. એ દાસીની સાથે એના પતિને એણે કુમાર્ગે જતો જોયો. એ વાત એનાથી સહન થઈ નહિ. એણે એને ઝુડી નાખી. એનાં નાક કાન છુંદી નાખ્યાં. એટલો માર માર્યો. અને પછી એને ઘરમાં બાંધી દીધી.

પછી તેણે પોતાના પતિને કહ્યું : 'હવે કથા સાંભળવા ચાલો કે તમારો કાંઈક ઉદ્ધાર થાય !' પતિને કાંઇ એ વાતમાં બહુ શ્રદ્ધા ન હતી પણ પોતે અપરાધી હતો એટલે હા માં હા મેળવીને એ કથા સાંભળવા ચાલ્યો. પેલી સ્ત્રીને એમ કે એ પોતાના પતિનો ઉદ્ધાર કરવા જાય છે. પોતે પેલી દાસીને અમાનુષી માર માર્યો છે એ વિષે તો એના મનમાં કાંઇ નથી.

એ બન્ને ત્યાં કથા સાંભળવા ગયાં ત્યાં આંહી પાછળ એવું બન્યું કે એમના રૈઢા ઘર પાસે એમના કોઈ કુટુંબીજનો આવ્યાં. તેમણે ઘર આંગણે તાળું જોયું. પણ અંદર કાંઇક સળવળાટ થતો સાંભળ્યો એટલે કુતુહલના માર્યા તાળુ ખોલ્યું.

જુએ છે તો અંદર પેલી દાસી બિચારી બંધનમાં જકડાયલી પડી હતી.

એમને દયા આવી એટલે એમણે એને છોડી મૂકી.







જેવી એ છૂટી તેવી જ એ પણ ભગવાનની કથા સાંભળવા માટે ગઈ! ત્યાં એના ઘરશેઠ અને ઘરશેઠાણી કથામાં બેઠાં હતાં!

દાસીએ બધાં સાંભળે તેમ પોતાની વાત ત્યાં કહી અને શ્રેષ્ઠી અને તેનાં પત્ની કથા સાંભળવા દોડયાં આવ્યાં હતાં તે કહ્યું. એ સાંભળીને સૌને નવાઈ લાગી. સૌને થયું કે આ કેવું કથાશ્રવણ? ઘરમાં ને મનમાં દોષનો ટોપલો રાખીને કથામાં બેસનારો આ શ્રેષ્ઠી આમાંથી શું મેળવી જવાનો હતો?

એ વખતે લોકમાનસને સમજાવવા ભગવાન તથાગતે એક સુંદર ગાથા કહી:

કોઈ જોનારું નથી એમ જાણીને જે દોષ કરે છે. તેણે સમજવું જોઈએ કે કોઈ જુએ કે ન જુએ માટે સારું કામ કરે તેમાં માણસનું મહત્ત્વ નથી. એ માણસ છે માટે એણે સારું કામ જ કરવું ઘટે. એવી સાદી સમજણ જ સારા કામ માટે કામની છે.

ખરાબ કામ કોઈ ન જુએ ને છાનું રહી જાય, છતાં એના કરનારના દિલમાં તો એ રહેવાનું જ છે. અને હમેશાં રહેવાનું છે. વહેલે મોડે એને એ દુઃખ આવવાનું છે.

સારા નરસા કામની આ સમજણ છે.

આ સમજણ મેળવ્યા વિના કોઈ કામની પ્રવૃત્તિ ફળદાયી થતી નથી.

આટલા બધા લોકોએ પોતાની વાત જાણી એટલે પેલા શ્રેષ્ઠીને અને એનાં પત્નીને એવો પશ્ચાત્તાપ થયો કે તેમણે પહેલાં તો દાસીને મુક્ત કરી દીધી!

અને પછી પોતે પોતાના કામનો સાચો પસ્તાવો કરવા લાગ્યાં!

શેઠાણીને પણ ત્યારે ખબર પડી કે એ પોતે પણ અપરાધી જ હતી. નહિતર એ તો પોતાને ભારે ન્યાયી ને સાચી માનીને બેસી ગઈ હતી.

પછી તો એ ત્રણે જણાં ભગવાનનો ઉપદેશ સાચી રીતે ગ્રહણ કરતાં થયાં.





## સામાજિક સંમેલન

સામાજિક અસમાનતા ને અન્યાય, ઘટતી જતી નતિમત્તા, સામાજિક અનિષ્ટો આચરનારાઓના હાથમાં સોંપાતી વિવિધ સંસ્થાઓ અને સ્ત્રીઓનાં અગ્નિસ્નાન જેવી અગત્યની બાબતો ઉપર વિચાર કરવા જે સંમેલન થોડા વખત પહેલાં રાજકોટમાં મળ્યું તેને અખબારોએ વધારે પ્રસિદ્ધિ આપવી જોઈતી હતી. કૅાંગ્રેસનો પ્રભાવ એટલો જામી ગયો છે કે એના સિવાય જાણે બીજી પ્રવૃત્તિઓ ચાલી જ ના શકે. અને શંભુમેળો ચાલુ રાખવાના ઉત્સાહમાં કૅાંગ્રેસને સામાજિક બાબતોનો વિચાર હમણાં નથી કરવો એવી માન્યતા દૃઢ થઈ છે. તેવા સંજોગોમાં સામાજિક સંમેલનો શરૂ થાય ને મહત્વના પ્રશ્નો ઉપાડે એ વધાવી લેવા જેવું છે.

આ સંમેલનોમાં હરિજનનો મંદિર પ્રવેશ, દારૂનો બહિષ્કાર ને પછાત કોમોને વધુ પ્રતિનિધિત્વ જેવા રાજકીય થઈ ચૂકેલા વિષયો ના ચર્ચાય. એ સંમેલનોમાં તો સામાજિક અનિષ્ટો અને તેનાથી થતું નુકશાન જાહેર કરવાં જોઈએ. એના પ્રસંગોનું પ્રતિબિંબ બતાવવું જોઈએ. એમ શાથી બની રહ્યું છે, કોણ ટકાવી રાખે છે તે ખુલ્લું કરવું જોઈએ, ને સારો વ્યવહાર કર્યો છે તેનો પરિચય પણ કરાવવો જોઈએ. લોકોને "આમ નહિ" એટલું કહે નથી ચાલવાનું, યોગ્ય માર્ગ ને સારી રીત બતાવી તેવી પ્રણાલીઓ ચાલુ કરવી જોઈશે.

એ ખરી વાત છે કે સત્તા કુળ અને ધનના જોર વડે કેટલાંક અનિષ્ટો મોભાદાર ગણાતી વ્યક્તિઓ ચલાવે છે. તેઓ કેટલીક વાર ધાર્મિક ક્રિયાકાંડના ગુંદનો આશરો લઈ પેલાં અનિષ્ટોનું જોર વધારી દે છે. લોકો એથી અંજાઈ જાય છે ને એ ચીલે જવા મથે છે. એમની ગેરરીતિઓ ખુલ્લી કરી સમાજ આગળ એમની પ્રતિષ્ઠા છીનવી લેવા જેટલી સમજ કે બળ સામાજિક કાર્યકરોમાં ક્યારે આવશે?

એવી ગેરસમજ ફેલાઈ છે કે ઠરાવો કર્યાથી કાંઈ વળતું નથી માટે એ પ્રથા છોડી દેવી. બરોબર છે કે ઠરાવ કરનાર જ એનો ભંગ કરે પછી ઠરાવ રહ્યો ક્યાં? આમ છતાં ઠરાવોની જરૂર છે. સંમેલનની ચર્ચાને મર્યાદા જોઈએ, એનો તાર નીકળવો જોઈએ, ને લોકમત કેળવવા ચોક્કસ પ્રમાણ જોઈએ. એ ઠરાવો જ આપી શકે. વ્યક્તિ કરતાં વિચાર મોટો છે.

## લોકમત અને કાયદા

બહુ મોટી નાશીપાશી આવે છે જ્યારે ઠરાવોનો ભંગ થાય અને હાથ હેઠા પડે ત્યારે તે વખતે ઘણાને કાયદાની મદદ જરૂરી લાગે છે. એમ કહેવામાં આવે છે કે કાયદો નહિ હોય તો કશું થશે નહિ, કાયદો છે તો અમુક સરળતા આવી છે. આ વિચારનો બરોબર સામનો કરવો જોઈએ.

કાયદો જ બધું છે એટલે કે સત્તાશાળી પક્ષની ઇચ્છા વિના ઘણું કામ રખડી જશે એમ માનવાથી લોકમતની તાકાત ઘટી જાય છે. શુભ વિચાર ઝીલવા માનવી સદા તત્પર હોય છે એ વિશ્વાસ ઢીલો પડે છે. અને એક જંત્રને ભૂલ જ નહિ કરે એવું અતિ કુશળ સાધન સમજી તેને આધીન થઈ જવાય છે. કેટલાયે કિસ્સાઓમાં તો બેધડક જાહેરાત આપ્યાથી જ અનિષ્ટો અટકી જશે. અલબત્ત, પૂરતી તપાસ પછી જ અને આકરી ટીકા છતાં યે સજ્જનની ભાષામાં આવી જાહેરાતો થઈ શકે. લોકોમાં વગોણું થશે એ ખ્યાલથી સદ્વૃત્તિઓ તરફ માણસ ઢળે છે ને અનિષ્ટો તરફ જતાં ડરે છે. સજાની તક હોય છતાં એ હથિયાર વારંવાર વાપરવા જેવું નથી, સામાજિક બાબતોમાં





એનો ઉપયોગ ઘટવો જોઈએ.

આપણે જુઓ, કાયદો કર્યા પછી લોકમત કેળવવાનું કામ કેવું ફિક્કું પડી જાય છે. તે પછી એ દિશામાં પ્રવૃત્તિઓ શિથિલ બની જાય છે. એમાં ઉાળ દેખાય છે. લોક પ્રવૃત્તિ અને સત્તા વચ્ચે સમાધાનની સહાયકારી ભૂમિકા તૈયાર થઈ શકે તો જાહેર કાર્યકરોના કહેવાથી અમલદારો મદદે જઈ શકે, થોડો સમય કોઈ અઘટિત ઘટના રોકી દઈ સમજાવટનો માર્ગ કરી આપે, એમની સૂચનાથી તપાસ હાથ કરવામાં આવે એવી જોગવાઈ થાય, એમ થવાથી કાર્યકરો અને અમલદારો વચ્ચે પરસ્પરનું અવલંબન રહેશે અને કાયદાનો દુરૂપયોગ અટકશે.

સામાજિક કાર્યકરો જીવનવ્યવહારનાં સારાં મૂલ્યો ને પદ્ધતિઓ નક્કી કરી જુદી જુદી કોમો ને જ્ઞાતિઓ પાસે તેનો સ્વીકાર કરાવે. રિવાજોમાં અર્થ ઉમેરી એમાં એકસરખાપણું લાવે, અણછાજતા પ્રસંગોની જાતમાહિતી મેળવી પ્રગટ કરે અને નિરાશ થયા વિના લોકોને શેમાં પ્રગતિ રહેલી છે તે વારંવાર સમજાવે. આમ કરવામાં વિવિધરૂપે જામી પડેલાં ગુંડાતત્વોની સામે થવાની તાકાત પણ કેળવવી જોઈએ. કાયદાની મદદ નિમંત્રીને આપણે વધારે અનિષ્ટ દાખલ કરીશું, પ્રજાની સૂઝ-સમજ ને ભાવના દાબી દઈશું એ યાદ રાખવા જેવું છે.

### તહોમતનામું

બહુ દુઃખની વાત છે કે છડે ચોક અને વારંવાર આગેવાનો, છાપાંઓ ને નિષ્ણાતો મારફતે આપણે સાંભળીએ છીએ કે કેળવણીનું ધોરણ દિવસે દિવસે પડતું જાય છે. વધારે નિશાળો ઉઘાડવામાં આવે છે, હિન્દી-અંગ્રેજીનો જંગ ખેલાય છે, ફી વધારે મૂકાય છે, વિદ્યાર્થી પ્રવૃત્તિઓ ચાલે છે ને રોકવામાં આવે છે— આ બધાનો ઉહાપોહ થાય છે પણ કેળવણીનું ધોરણ નીચું જતું જ જાય છે એનું દુઃખ થતું નથી, ઈલાજની તો વાત જ શી!

માની લઈએ કે થોડા વિદ્યાર્થીઓ ખંતીલા ને બાહોશ નીવડે છે અને દેશની નિષ્ણાતોની જરૂર ઠીક ઠીક પૂરી પાડે છે. પણ સામાન્ય ફાલ અણઘડ શિસ્ત વિનાનો આળસુ બેદરકાર નીકળતો જશે તો એ પાછળથી પ્રયત્ન કર્યે પણ સુધારી નહિ શકાય. અહીંનું ધોરણ બગડશે તો બહારની વિદ્યાપીઠોમાં શાખ ઘટશે, ધંધા ઉદ્યોગમાં લાયકાત ઘટશે, ને આ પેઢી પાછી બીજી પેઢીને પોતાની રઝળુ ઢબે ઉછેરી વધારે નુકશાન લાવશે.

કેળવણીખાતા પાસે આપણે યોજનાઓ માગવાની બંધ કરીએ. એમને કહીએ કે છાપાંઓમાં ચમકાવનારી ઘટનાઓ તમારી પાસેથી નથી જોઈતી. તમે આ વિદ્યાર્થીઓને સારી વિદ્યા મળે, એ વિદ્યા તેઓ બરોબર ગ્રહણ કરે, એમનામાં શિસ્ત અને તેજ આવે એવું કરો. જે અડચણો આવતી હોય તેને પ્રજા આગળ ખુલ્લી મૂકી, એ દૂર કરવા કડક હાથે કામ લો. પણ છોકરા-છોકરી રેઢિયાળ બને એવું એક દિવસ પણ ચલાવશો તે સાંખી નહિ લેવાય.

આવાં જાહેર તહોમતનામાં વિના આ પ્રદર્શનની ઉલટ તરફ વળી રહેલું તંત્ર પાછું ફરીને જોશે નહિ.

### વિદ્યાર્થીને દોષ ના દેવાય

વિદ્યાર્થીઓની આ પાયમાલીનો દોષ શિક્ષકો અને વાલીઓ એક બીજા ઉપર ફેંકે છે. શાળાઓમાં ચાલતી નફાખોરી, શિક્ષકોની ટ્યુશન લાલસા, વાલીઓની બેપરવાઈ, ઉછાળામાં વધેલી લક્ષ્મીનો તોર આવાં કારણો રજૂ થાય છે ને એમાં તથ્ય પણ છે. છતાં દોષ ભેરવવો હોય તો શિક્ષણનો પ્રબંધ કરનાર અને તેના નિયામક રહેનાર કેળવણીખાતાનો છે.

કઈ જાતની ને કઈ રીતે કેળવણી આપવી તેનો અધિકાર ભોગવનારે વિદ્યાર્થીઓની કરુણ પરિસ્થિતિની જવાબદારી લેવી પડશે. વહીવટી નિયમોનો વધારે પડતો આશરો લઈ કેળવણી ખાતું દુમારશાહી હવા જમાવે તે સારું નથી. એમણે વિદ્યાર્થી-




ઓની હાડમારીની ચિંતા નથી કરી, પણ નોકરી નહિ ખોળવાની ઉદાર પણ અવ્યવહારૂ સલાહો આપી છે. રાજકીય ધૂતો શિક્ષણમાં ભેળવીને જૂનાં મંતવ્યોને તાજાં રાખ્યાં છે. ભાષાંતરોની કઠણાઇથી બોજો વધારી મૂક્યો છે. ગણતરીના કામમાં આવે એવા હેતુ માટે ચલાવેલી શાળાકીય પ્રવૃત્તિઓ ફળ દેતી નથી. અને છેવટે વિદ્યાના ઊતરી ગયેલા ધોરણનો દોષ અત્યારે તો વિદ્યાર્થીને જ સોંપવામાં આવ્યો હોય એમ એ જતનથી જાળવી જાણે છે.

એક અખતરાની ખાતર પણ કોઈ શિક્ષણકાર નિરાળા અભ્યાસક્રમની, નવા સમભાવની, નવી ખુમારીની પ્રેરણાદાયક પદ્ધતિ ચાલુ કરે, પણ એ ક્યારે?

## લોકભોગ્ય વિવેચન

શિષ્ટ સાહિત્ય તરફ લોકોની અભિરૂચિ વધારવી એ વિવેચકનું કામ છે. આ વિષય અંગે રેડીઓ ઉપર એક સુંદર વાર્તાલાપ થઈ ગયો. આપણે આશા રાખીએ કે સામયિકોમાં કે રેડીઓ ઉપર પુસ્તકોનું અવલોકન કરનારાઓ નોંધપાત્ર સાહિત્યનો સરળ રીતે પરિચય કરાવે. વિદ્વાનો માટે કે અભ્યાસી વર્ગ માટેનાં વિવેચનો પ્રગટ કરવાની જગ્યાઓ જુદી હોવી જોઈએ.

એકલાં પુસ્તકો જ શા માટે, પસંદ કરાયેલાં ચિરંજીવ કાવ્યોનાં વિવેચનો સુંદર રીતે અવારનવાર રજૂ થવાં જોઈએ. રેડીઓ ઉપર તો કાવ્ય વંચાય, સમજાવાય ને ગવાય—બધું જ સરસ રીતે થઈ શકે. આનો રસ પ્રજામાં હમણાં ઓછો ભલે દેખાય પણ તે ખીલવી શકાય એવો છે. માસિકોમાં કાવ્યોને સારું સ્થાન તો અપાય છે. પણ સારું કાવ્ય મળે ત્યારે એ લોકપ્રિય બને એવો પ્રયત્ન થાય તે સારુ એની ખુબીઓ સાથે સાથે સમજાવવી જોઈએ.

ગ્રંથસ્વીકારનો વિભાગ કેટલીક જગ્યાએ આભાર દર્શન જેવી ઢબે ચાલે છે તે ઠીક નથી. બીજી ચીજ વસ્તુ જેમ પુસ્તકોની જાહેરાત કરવી એમાં કશો અર્થ નથી, સારાં પુસ્તકો લેખો કાવ્યો વિષે જ ઉલ્લેખ હોઈ શકે એમ આપણે ઇચ્છીએ છીએ. આભાર માટે તો પત્તું લખી દેવાય તે પુરતું ગણાય.

કોઈ અવલોકન માટે નવું સાહિત્ય ના મળ્યું હોય એવું ય બને એથી જૂનું અને નવું એમ સારા સાહિત્યની ઓળખ સાથે સાથે અપાતી રહે તે દૃષ્ટિ છે. આમ ના બને તો કેટલુંય વીણીને સંઘરી રાખવા જેવું જૂનું ઉમદા સાહિત્ય નવી પેઢીથી વિખુટું પડી જાય, અને શાકુન્તલ કે મેઘદૂત જેવું પણ કદાચ વિસારે પડે. સરળ વિવેચનદ્વારા લોકરૂચિ કેળવી શકાય એમાં શંકા નથી.

## ચંદ્રકોનો સ્વીકાર

રાષ્ટ્રપતિને નામે કવિઓ કલાકારો ફિલસૂફો અને વૈજ્ઞાનિકો વગેરેને ચંદ્રકો આપવાની પ્રથા શરૂ થાય છે એ નોંધવા જેવી બિના છે. તેમાંયે રાજાજી જેવી વ્યક્તિ એનો સ્વીકાર કરી લઈ આ પ્રથાને અંગત ટેકો આપે છે એ વધારે ધ્યાન ખેંચે એવો પ્રસંગ છે. રાજાજી કે નેહરુને ચંદ્રકોની અભિલાષા ના હોય એ સહુ કોઈ જાણે છે. પણ રાજાજી બીજાઓની નજરે વિચાર કરી તેમનું માનસ સમજનારા સુશીલ સજ્જન છે અને પ્રથાઓ પાડવામાં અંગત રીતે નહિ પણ રાષ્ટ્રહિત અને માનસચિકિત્સા ઉપર આધાર રાખે છે. ઘણાને બે શબ્દો કદરના સાંભળવા મળે તો પ્રોત્સાહિત થાય અને તેમની કારકિર્દી લોકોની નજરમાં આવે, યોગ્યનું સન્માન થાય એથી હર્ષ થવો જોઈએ.

ભલે ભારતરત્ન પદ્મવિભુષણ ને બીજા એવા ચંદ્રકો નીકળે. પણ આપણે આશા રાખીએ કે નામની સાથે રોજીંદા વ્યવહારમાં એનો ઉલ્લેખ નહીં કરવામાં આવે. હજુ હમણાં જ આપણે ખાનં બહાદુરોની જાતિનાં દુષણો જોઈ શક્યા છીએ. નવા રૂપમાં એવી જાતિ આગળ લોકો નમસ્કાર કરતા થઈ જાય એ સારું નથી.





આ દેશમાં ત્યાગીઓનાં નામ આગળ પણ ૧૦૮ અને એવા માનવાચક શબ્દો ખડકવામાં આવે છે. એમને એની સૂગ નથી, આગ્રહ છે. એટલે જાહેર કદર અને સન્માનની પ્રથામાં આવું પ્રદર્શનનું ભૂત શરૂ થઈ જાય એવો સંભવ વધારે છે. આમછતાં એનો ઉપાય આશાદેવી માફક ચંદ્રકોનો અસ્વીકાર કરવામાં નથી, વિવેકથી નમ્રતાથી અને દૃઢતાથી પોતાના કાર્યમાં પ્રવૃત્ત થવામાં છે. પ્રસન્નચિત્તે ને ઇશ્વરના પદાર્થરૂપે આ સન્માનનો સ્વીકાર થવો ઘટે.

### રવિશંકર અને ગુજરાતની કળા

લલિતકળાની અકાદમી સ્થપાઈ અને એમાં રવિશંકર રાવળ નીમાયા તે વાતનો ગુજરાતે ગર્વ કરવા જેવો છે. એમની મારફતે ગુજરાતની કળાસમૃદ્ધિ વિષે નોંધ તૈયાર થાય. ઠેરઠેર કળાસંગ્રહો ઊઘડે, જૂના અવશેષોની શોભા અને મહિમાનો પરિચય વધે. આમ ગુજરાત એમના માનમાં ભાગ પડાવી શકે.

રવિશંકરને કહો ખાનગી માલિકીની કળાસંપત્તિ સ્વેચ્છાથી જાહેર સંગ્રહ માટે સોંપી દેવામાં આવે એવું એમનું બહુમાન કરવાની આ તક છે. ગુજરાતે ઘણી દિશામાં નવા વિચારો ને આંદોલનો આપ્યાં છે, એમાં આવો ત્યાગયુક્ત ઉપભોગ સફળ કરી બતાવે તે આશા વધારેપડતી નથી.

એકલું જૂનું જ શા માટે, પ્રજાને પ્રેરણા આપે એવું નવું સર્જન પણ સાથેસાથ થવું જોઈએ. ગામેગામ કેવા સુંદર લાક્ષણિક પ્રતીકો રચવામાં આવે તે જાહેર સંસ્થાઓ રવિશંકર સાથે વિચારે તો ઠેર ઠેર વિરલ છટાથી ગુજરાતની શોભા મહોરી ઊઠે.

રવિશંકર પાસે કુટુંબની કળા માટે માર્ગદર્શન આપવાની દૃષ્ટિ છે. ગુજરાતનાં ઘરો અને જીવનમાં તેઓ અનોખી રીતે કળાની સુવાસ ફેલાવવામાં સહાયભૂત થશે, અગર કોઈ એમનો સંદેશ ઝીલવા માટે ગુજરાતમાં એક ફૂંક મારી આપે તો.

### રમતોની હરીફાઈ

પંદરમી ઓગસ્ટે ઘણી જગ્યાએ રમતોની હરીફાઈ થઈ તેમાં રમનારા ને જોનારા બંનેએ ઉત્સાહ બતાવ્યો, યુવકમંડળો, પોલીસો, વિદ્યાર્થીઓ બધા રમતોમાં ભળે એ આનંદજનક છે. જોકે લોકો હજુ પોલીસોને અળખામણા ગણે છે એ બાબત સત્તાવાળાની નજર બહાર નહિ હોય.

આ રમતોમાં વૉલીબૉલ કુસ્તી કવાયત હુતુતુ આટાપાટા વગેરે દેશી રમતોથી લોકો કંટાળતા નથી એ પણ સમજવા જેવું છે. પરદેશની ભભકવાળી રમતો કરતાં દેશની મર્દાનગી ને સ્ફુર્તિવાળી રમતો હજુ વધુ લોકપ્રિય બની શકે એમ છે.

આપણા છાપાંવાળાઓ હિંદીચીન ને ફેર્મોસાની વાતોને ચમકાવે છે તે કરતાં આવી રમતોના ચુનંદા ખેલાડીઓને જાણીતા કરે તો જનતાની સારી સેવા થશે. લોકોને આવો સ્વાદ લાગ્યો છે ને એમની ભૂખ ઓળખી તક ઝડપવાની જ જાણે વાર છે.



## તારાં પગલે

જોયાં રસાલ રસ-સ્વપ્ન અનેક મીઠાં,
માણ્યા મનોરથ મહા નભ આંબવાના,
માણી પ્રમત્ત થઈ ઊર્મિ-તરંગ-માલા,
આંશા રહી ઉર રસી કવિ-કલ્પના-શી.

આ ઊર્મિ, આ સ્વપન, આશ, મનોરથો સૌ
માણીય માણી ઉર હલાની આજે,
નહોતો મળ્યો રસ અભિનવ ચાખવા જે
પામ્યો તારાં સુભગ પગલે—
હાવાં સિદ્ધિ સકલ જગની પ્રેયસી ! કૈં કમી ના.

વિજયશંકર કામદાર

# માનવપ્રેમ

ધૂમકેતુ

માણસના મનમાં અમુક જાતની બંધાયેલી માન્યતાઓ એનામાં એવી તો જડ ઘાલી બેસે છે કે એ તેમાંથી ક્યારેય મુક્ત જ ન થઈ શકે. તેમાંથી સંકુચિતતા પણ પેસી જઈ શકે. આ જ્ઞાનકથા એક એવું જ જ્ઞાન આપી જાય છે કે જેથી માણસમાંથી લુપ્ત થઈ ગયેલો માનવપ્રેમ ફરી જાગી જાય.

માનવપ્રેમી વૈદો, જાણતા હોય છે કે, પોતાનો અમુક રોગી અમુક રોગથી પીડાય છે, ને એની આ દવા છે, તેમ માનવસેવા માટે જ નીકળેલા સાચા સાધુ સંતો પણ જાણતા હોય છે, કે એમના પરિચયમાં આવેલા અમુક માણસને અમુક મનરોગ છે. અને તેનો આ ઉપાય છે!

એવા એક મનરોગીને ભગવાન તથાગતે કેવી રીતે ઉગાર્યો તેની એક સુંદર કથા છે.

એ મનરોગીનું નામ મચ્છરિય કૌસિય. રાજગૃહ પાસેની નગરીની પાસેના ગામ સખ્ખરનો એ રહેવાશી. કોટી ધનનો એ માલિક. એંશી કરોડ એને ત્યાં રોકડ. બીજી પણ અપાર સંપત્તિ, પણ એના મનમાં અસંતોષ. એને એમ કે આમાંથી જો કાંઈ વાપર્યું તો મૂઆ પડયા છીએ! પછી કોઈ દી એ ખાડો પુરાશે નહિ!

એટલે એ એમાં વધારો કરતો રહે, પણ એક ખોટો કાર્ષાપણ વાપરે નહિ. અરે! ખાવાપીવામાં પણ એનું મખ્ખીચુસપણું આગળ આવે. કોદરા મળે તો શાલભાતને અડે જ નહિ ને! પોતે ખાય નહિ, વાપરે નહિ, બીજાને ખાવા દે નહિ, બીજાને વાપરવા દે નહિ, ભોરંગની પેઠે બેઠો બેઠો ધનનું રક્ષણ કરે! અને ધન બેઠું બેઠું મનમાં હસે કે માળો આ ઠીક મળ્યો છે! મને તો કાંકરાના મૂલ્યનું કરી દે છે, પણ લોકમાં પોતાને ય કાંકરામાં ખપાવે છે. લક્ષ્મીપતિ છતાં કોઈ એને કોડીપતિ પણ ગણતા નથી!

હવે એક વખત એવું બન્યું કે આ મહા કંજૂસભાઈએ એક ઠેકાણે સુંદર રીતે તૈયાર થતા પુડા જોયા. પુડા કરનારી બાઈ પણ એવી ચતુર કે આસપાસમાં એ પુડાની સોરમથી હવા મઘમઘી ઊઠે. એ સોરમથી જ માણસનું મન તૃપ્ત થઈ જાય.

આ કંજૂસને પણ તે દિવસે પોતાના માટે પુડા કરાવવાનું મન થઈ આવ્યું.

પણ પોતે તો મોટો શેઠીયો કહેવાય. ઘેર દાસદાસીનાં ટોળાં. પોતે એકલો એકલો પુડા તૈયાર કરીને શી રીતે ખાઈ શકે? અને જો રસોઈઘરમાં પુડા તૈયાર કરાવે તો તો દાસ દાસી નોકર ચાકર સૌને દેવા પડે. એટલે પોતે માંડ બે પુડા ખાવા પામે, ત્યાં તો કોણ જાણે કેટલું યે ખર્ચ થઈ જાય!

કંજૂસને પોતાને પુડા ખાવા. અને છતાં બીજા કોઈને ખાવા ન દેવા. એવી ગોઠવણ કરવા માટે એના મનમાં ભારે ગડભાંગ જામી પડી. પણ એનો કોઈ રસ્તો એને દેખાયો નહિ. એટલે એ તો માથે ઓઢીને સૂઈ ગયો. ચમડી જાય પણ દમડી ન જાય એવાને માટે આ એક જ રસ્તો છે. માથે ઓઢીને સૂઈ જવું. એમાં એક ખોટા સિક્કાનું પણ ખરચ તો નહિ!





એને આમ સૂતો જોઈને એની પત્ની એની પાસે આવી: 'નાથ! કેમ આમ ઢીલા થઈને સૂતા છો? રાજદરબારમાં કોઈએ અપમાન કર્યું છે કે, કોઈ દુશ્મન માથે જાગ્યો છે, કે કોઈ શ્રેષ્ઠીનો તગાદો થયો છે; કે છે શું?'

કંજૂસે કહ્યું: 'એવું તો કાંઈ છે નહિ!'

'પણ ત્યારે તમે આટલા ઢીલા થઈને કેમ સૂતા છો? છે શું?'

કંજૂસ શી રીતે કહે કે મારે બીજાને ખાવા દેવું નથી, ને એકલાં ખાવું છે, ને એનો કોઈ રસ્તો જડતો નથી માટે આ હાલત થઈ છે! મન ખાવા અધીરું થયું છે. ને મારે એને એમ ઉતાવળે ખાવા દેવું નથી. એની આ બધી મોંકાણ છે!

છેવટે એણે કહ્યું: 'મને પુડા ખાવાનું મન થયું છે!'

એની પત્ની તો એ સાંભળીને હસી જ પડી: 'ઓય વોય! એમાં તે તમે શું આવા ઢીલા થઇ ગયા છો? મેં તો કીધું કોણ જાણે શું હશે? દરિયામાં વહાણ ડૂબ્યાં હશે. ત્યાં તો પુડાની વાત નીકળી પડી. પુડા કરવામાં તે શું મોટા લેખ લખવા'તા? પુડા તો એક ઘડીમાં પાંચસો ઉતારી દઉં! અરે એ સુંદરી! એ દાસી . . . .' એક દાસીને એણે બૂમ પાડી કંજૂસભાઈએ તેના મોં આડે જ હાથ ધરી દીધો: 'તું બહુ ઉદારની દીકરી છો તે મને ખબર છે. પણ મારે એમ રસોઈઘરમાં પુડા તૈયાર કરાવીને એની સોરમથી આખા ગામને આંહી નોતરવું નથી! તો તો મારા માથા ઉપર એક વાળ શેનો રહેવા પામે?'

'પણ ત્યારે શું કરવું છે? ભલેને 'આખું ગામ જાણતું કે શેઠને ત્યાં પુડા થાય છે! જે આવશે એને ય આપશું! કેટલાક આવશે?'

પણ કંજૂસ તો પત્નીની આ વાણી સાંભળીને મરવા જેવો થઈ ગયો. તેણે કહ્યું: 'મેં કાંઇ આંહીં પુડાની ઉજાણી નથી માંડી સમજી કે? આપણા ઘરમાં ય કોઇને ખબર ન પડે કે પુડા થાય છે, એમ પુડા તૈયાર કરવા છે!'

'તો એમ કરીએ, એમાં શું? સાતમે માળે ચાલો હું પુડા કરી દઉં. ને તમે ખાઈ લ્યો. પછી તો કાંઈ વાંધો નથી નાં?'

'ના પછી તો કાંઈ વાંધો નથી!'

સાતમે માળે આ કંજૂસભાઈ માટે પુડા તૈયાર થવા મંડયા ને કંજુસભાઈ, વળી કોઈ ત્યાં આવી ન ચડે એની તકેદારી રાખતા ખાવા બેઠા!

પણ તે દિવસે એવું બનેલું કે આ મચ્છરરિય કોસિયના, અતિલોભના મનરોગને કાઢવા માટે ભગવાન બુદ્ધ, એક ભિખ્ખુને વાત કરેલી. અને એ ભિખ્ખુ પણ જેવો તેવો નહિ, મહા મૌદગલ્યાયન પોતે. એ તો સંઘનો ધર્મ-સેનાપતિ જેવો હતો. મહા સમર્થ હતો. શક્તિવાળો હતો. તે આંહી સાતમે માળે અચાનક આવી ચડયો. આંહી પણ આ ભિખ્ખુને આવેલ જોઈને શ્રેષ્ઠીના મનમાં તો કાંઈનું કાંઈ થઈ ગયું. એને થયું કે કોઇને પુડા દેવા ન પડે માટે તો હું આંહીં આવ્યો, તો આંહીં આ ભિખ્ખુ આવી ચડયો! પણ

[ અનુસંધાન માટે ૫૦૩મું પાનું જુઓ ]

આવી નાની નાની સીધી સાદી વાતો જનગણ ઉપર કેવી સચોટ છાપ પાડે છે એ તો આ વાંચવાથી જ ખબર પડે છે. પૂર્ણ કામ અને બહુ થોડી વાતોમાં માનનારા લેખકની ટૂંકમાં કહેવાની હથોટી એટલે જ સચોટતા ધારણ કરી શકી છે. 'ભૂદાન યજ્ઞ–બિહાર'માંથી અનુવાદ કરીને આ ત્રણેય વાતો અહીં મૂકી છે.

[૧]

એક માણસ હતો. એને એનું ઘર અમંગલ લાગ્યું. એ છોડીને બીજે ગામ જતો રહ્યો. એ ગામમાં પણ એને ગંદકી દેખાવા લાગી. તેથી એ જંગલમાં જઈને એક આંબા નીચે બેઠો. ઉપરથી એક પંખી એના પર ચરકયું. જંગલ પણ અમંગલ છે એમ કહીને એ નદીમાં જઈને ઊભો રહ્યો. ત્યાં મોટી માછલીઓ નાની માછલીઓને ખાતી હતી. આ જોઈને એ તો છક થઈ ગયો. વિચાર્યું, દુનિયા આખી જ અમંગલ છે; એમાંથી છૂટવાનો ઉપાય ફક્ત મરી જવાનો છે. એ નિશ્ચય સાથે એ બહાર નીકળ્યો અને ચેહ ખડકાવી, ત્યાંથી એક માણસ નીકળ્યો અને પૂછવા લાગ્યો: 'શું કામ જીવ કાઢી રહ્યો છે!' 'આ દુનિયા અમંગલ છે એટલા માટે.' એ માણસે કહ્યું: 'જ્યારે તારું આ ગંદું શરીર, આ ચરબી અહીં બળવા લાગશે ત્યારે કેવી બદબો ફેલાશે! અમે અહીં નજીકમાં જ રહીએ છીએ. અમે કયાં જઈશું! કોઈનો એક વાળ બળે છે તો પણ કેટલી બધી દુર્ગંધ ફેલાય છે એ તો જરા વિચાર.'

ત્યારે એ કંટાળીને કહેવા લાગ્યો: 'આ દુનિયામાં નથી જીવવાની સગવડ કે નથી મરવાની.'

અમંગલ સમજીને બધાથી દૂર રહેવાની કોશિશ કરે તેની તો ફજેતી થવાની.

[૨]

ભગવાન બુદ્ધનો એક ભિખ્ખુ ફરતો હતો. એને એક ભિખારી મળ્યો. ભિખ્ખુ એને ધર્મનો ઉપદેશ દેવા લાગ્યો. ભિખારીને એક પણ ઉપદેશ ન લાગ્યો, એનું મન જ એમાં નહોતું લાગતું. ભિખ્ખુ નારાજ થયો અને બુદ્ધને જઈને કહેવા લાગ્યો: 'એક ભિખારી બેઠો છે. એને હું એવો મહાન ઉપદેશ દેવા લાગ્યો પણ એ તો કશું જ સાંભળતો નથી.' બુદ્ધે કહ્યું: 'એને મારી પાસે લાવો.' બુદ્ધે એ ભિખારીની સ્થિતિ જોઈ લીધી. એને પેટ ભરીને ભોજન કરાવ્યું અને અંદર જઈને આરામ કરવાનું કહ્યું. ભિખ્ખુએ કહ્યું: 'આપે એને ભોજન કરાવ્યું. ઉપદેશ તો કાંઈ ન આપ્યો!' બુદ્ધે કહ્યું: 'આજે એને ભોજન આપ્યું, એ જ ઉપદેશ છે. આજે એને સહુથી વધુ ભોજનની જરૂર હતી, એ પહેલું આપ્યું. આજે જીવશે તો કાલે સાંભળશે.'

[૩]

વાલ્મિકીએ શતકોટી રામાયણ લખી. એ રામાયણ ઉપરના હક માટે ત્રણે લોકમાં

# ‘વિભાવરી શિરૂરકર, બી. એ.’

રમણલાલ જ. દેસાઈ

> અવતરણ ચિહ્નોમાં મૂકેલું મથાળું અને એના લેખક તરીકે પ્રસિદ્ધ વાર્તાનવેશનું નામ જોઈને ભૂલેચૂકે કોઈ આને વાર્તા માની લે! મહારાષ્ટ્રનાં આ વિખ્યાત લેખિકા આ જ કલમનામથી જાણીતાં છે. એમનું આ સરળ રેખાચિત્ર હમણાં જ પ્રગટ થયેલ પુસ્તક ‘રશિયા અને માનવ શાંતિ’ માંથી લેખકની અનુમતિથી અહીં મૂકેલ છે. વાચકોને ગમશે જ.

અમારા મંડળના લેખક સમુદાયમાં જેમ લખનૌના શ્રી. યશપાલજી હતા અને પંજાબના મુલ્કરાજ આનંદ હતા, તેમ મહારાષ્ટ્રે અમને અમારા સમુદાયમાં એક સન્નારી પણ આપ્યાં. એમનું નામ શ્રીમતી માલતીબાઈ બેડેકર. હજી પચાસે પણ ન પહોંચેલાં એ મધ્યવયી સન્નારી સુડતાળીસ વર્ષે પાંત્રીસ વર્ષની વયનાં જોમ, ઉત્સાહ અને ઉલ્લાસ પ્રદર્શિત કરતાં હતાં—અલબત્ત સ્ત્રીશોભન ગૌરવ સહ! એમને પણ પહેલવહેલાં મેં મુંબઈ વિમાનગૃહ ઉપર જ જોયાં અને પછીથી ઓળખ્યાં. મુંબઈથી વિયેના સુધીની મુસાફરીમાં અમે સતત સાથે જ હતાં—શ્રી રવિભાઈ રાવળ, શ્રીમતી માલતીબાઈ, શ્રી મુલ્કરાજ આનંદ અને હું એમ અમે ચાર જણ. વડોદરે પધારતા કેટલાય મહારાષ્ટ્રી સાક્ષરો અને લેખકોના પરિચયનો મને લાભ મળ્યો છે ખરો; પરંતુ માલતીબાઈનો પરિચય તો આ શાન્તિ પરિષદને અંગે જ થયો—પહેલી વાર.

આપણી એક કમનસીબી એ છે કે આપણા પાડોશની જ સાહિત્યપ્રવૃત્તિથી આપણે વાકેફ નથી! અને સાહિત્યકારોને તો આપણે શાના જ ઓળખીએ? હિંદી, રાજસ્થાની અને મહારાષ્ટ્રી ત્રણે આપણી પડોશની ભાષા. ભારતની સર્વ ભાષાઓ લગભગ સરખા જ બળપ્રવાહોની અસર નીચે આવેલી છે, અને ઘણીખરી ભાષાઓનાં મૂળ સંસ્કૃતમાં રહેલાં છે. આમ લગભગ એક જ પ્રકારનો ઉછેર પામેલી પ્રાંતીય ભાષાઓ આપણે ધારીએ એટલી પરસ્પરથી દૂર નથી. શ્રી. માલતીબાઈના પરિચયથી સહુની માફક મને પણ આનંદ જ થયો. પરંતુ એ પરિચય વધારવાના કે ચાલુ રાખવાના આપણી પાસે કયા માર્ગો છે? બે માસ સહુ સાથે હર્યાં ફર્યાં એટલું જ. હવે? કોઈ વાર અકસ્માત મળી જવાય ત્યારે! પ્રાંત પ્રાંતના સાહિત્યકારોના પરસ્પર મિલન પ્રજાઓને વધારે પાસે લાવી આપણા રાષ્ટ્રને વધારે સંગઠિત કરે એમ છે. આપણાં સાહિત્ય સંમેલનો પરપ્રાંતીય વિદ્વાનોને બોલાવી સન્માની શકે ખરાં?

---

ઝઘડો થયો. ઝઘડો શાંત કરવાનું કામ ભગવાન શંકરને સોંપવામાં આવ્યું. ભગવાન શંકરે ત્રણેય લોકમાં રામાયણ બરાબર વહેંચવાનું શરૂ કરી દીધું. તેત્રીસ કરોડ પછી તેત્રીસ લાખ એ ક્રમે સમાન વહેંચણી કરતાં કરતાં એક શ્લોક બાકી રહી ગયો. રામાયણનો એ શ્લોક અનુષ્ટુપ છંદમાં હતો, એમાં બત્રીસ અક્ષર હતા. દશ દશ અક્ષર વહેંચતાં વહેંચતાં બે અક્ષર બચી ગયા. ત્યારે ભગવાન શિવશંકરે કહ્યું : ‘મેં તમારો ઝઘડો મટાડવાનું ખૂબ મોટું કામ કર્યું છે. મને મહેનતાણું મળવું જોઈએ. બે જ અક્ષર બચ્યા છે, એની સમાન વહેંચણી નથી થઈ શકતી. એટલે એ હું લઈ લઉં છું. એ અક્ષર કયા હતા? ‘રા મ’ આખી રામાયણ એમણે ત્રણે લોકમાં વહેંચી દીધી અને એનો સાર બે અક્ષરોમાં લઈ લીધો.

✶

શ્રી માલતીબાઈનું જીવન ખરેખર શિક્ષણીય છે. એ ભારતીય સન્નારીનું જીવન એક રીતે આપણા સ્ત્રીવર્ગના એક લાક્ષણિક નમૂના સરખું છે. માતા–પિતા અસલ કોંકણ પ્રદેશનાં રહીશ, એ માતા–પિતા ઘણાં જ મહત્ત્વાકાંક્ષી હતાં અને તેમની પોતાની મહત્ત્વાકાંક્ષા તેમણે પોતાના સંતાનોમાં સફળ થયેલી નિહાળી પણ ખરી. શ્રી માલતીબાઈ આઠ સંતાનેમાંનું એક સંતાન. ત્રણ ભાઈઓ અને પાંચ બહેનોનું ઠીક ઠીક વિસ્તૃત કુટુંબ. માતાપિતાની પરિસ્થિતિ ગરીબીને સ્પર્શ કરી રહેલી હતી. છતાં માલતીબાઈ માતાપિતા અંગે ભારે માનભરી લાગણી ધરાવી વાસ્તવિક ગર્વપૂર્વક કહે છે કે એ આઠે ભાંડુ આજ ડબલ ગ્રેજ્યુએટ—એવડી પદવીધારી છે. આઠે સંતાનો માટે ઉત્તમ કેળવણીનો માર્ગ સરળ કરી આપનાર માતાપિતાને પૂર્ણ યશ ઘટે છે. મહારાષ્ટ્રના મહાન પુરુષોની અસર જેવી મહારાષ્ટ્રી પ્રજાએ ઝીલી છે તેવી બીજી પ્રાંતીય પ્રજાઓએ ભાગ્યે જ ઝીલી હોય. મહારાષ્ટ્રને પોતાની મહત્તા પ્રત્યે આપ્તપણું છે, ગુજરાતમાં એ ભાવ મહારાષ્ટ્ર સરખો ઉત્કટ તો નહિ જ. એટલે જ શ્રીમતી માલતીબહેન પૂર્ણભાવ સહ માતપિતાને યાદ કરે છે. પોતાનાં માતાપિતાએ ભાંડારકર, તિલક અને આગરકરની પ્રેરણા ઝીલી હતી. એ ત્રણે અગ્રણી પુરુષોએ મહારાષ્ટ્રના અને કેટલેક અંશે ગુજરાતના ઘડતરમાં ઘણો મોટો ફાળો આપ્યો છે.

ગરીબ છતાં યશસ્વી સંસ્કાર ઝીલી રહેલાં માતાપિતાને ત્યાં શ્રીમતી માલતીબાઈનો જન્મ થયો. એમની જન્મ તારીખ ૧–૧૦–૧૯૦૫. એમનું જન્મનામ પાલુબાઈ અને પિતૃપક્ષની અટક ખરે. લગ્ને તેમને માલતીબાઈ નામ આપ્યું. પિતૃગૃહનું અને શ્વશુર પક્ષનું નામ બન્ને જુદાં હોય એમાં અત્યારની કેટલીયે ભણેલી છોકરીઓને અપમાન લાગે છે; લગ્ન અંગે શ્વશુરપક્ષનું નામ ધારણ કરવામાં શ્વશુરગૃહની તાબેદારી આવી જતી હોય એવો તેમને ભાસ થાય છે. પરંતુ શ્રી માલતીબાઈને આ બે નામ પાછળ રહેલી રસિક યોજના જ યાદ આવે છે. હસતે હસતે—આનંદપૂર્વક તેમણે પોતાનાં આ બે નામ સંબંધી વાત કરી. નામબદલમાં તેમને કશી હીનતા દેખાઈ જ નહિ. ઊલટું તેમણે પોતાના ત્રીજા નામ અંગે પણ કેટલીક રસભરી હકીકત કહી, જે નામે તેમણે મહારાષ્ટ્રી સાહિત્યમાં ભારે ખળભળાટ ઉપજાવી મૂક્યો હતો ! એ તખલ્લુસ – કલમનામ 'વિભાવરી શિરૂરકર, બી. એ.'

શ્રી માલતીબાઈના પિતા એક ખ્રિસ્તી મિશનશાળામાં શિક્ષક તરીકે કામ કરતા હતા. એટલે માલતીબાઈની શિક્ષણ વ્યવસ્થા એ જ શાળામાં થઈ હતી. પિતાના કલાસંસ્કારે માલતીબાઈમાં સાહિત્યનો આકાર લીધો. નાનપણમાં તેમને વાંચવાનો શોખ ઉત્પન્ન થયો હતો. ચૌદમા વર્ષે તો તેમણે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી પોતાની શિક્ષણપાત્રતા નાની વયમાં જ સાબિત કરી. મૅટ્રિક માટે સામાન્ય વયઅંદાજ સોળ વર્ષનો છે. જેમણે સોળ વર્ષ પૂરાં ન કર્યાં હોય તેમને મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેસવા ન દેવાના પ્રયોગો પણ મુંબઈ યુનિવર્સિટીએ વચ્ચે વચ્ચે કર્યા હતા. એ પ્રયોગ પાછો ખેંચી લેવાયો હતો એટલે શ્રી માલતીબાઈને પોતાની અભ્યાસપકવતા બે વર્ષ પહેલાં દેખાડવાનો મોકો મળી ગયો. આ સ્થળે મહારાષ્ટ્રના એક સમર્થ નારી જીવનવિધાયક નેતા મહર્ષિ કર્વેની પ્રવૃત્તિ શ્રી માલતીબાઈના જીવનને સ્પર્શે છે. સ્ત્રીઓ માટે ઉચ્ચ કેળવણીની સુવ્યવસ્થિત યોજના એક યુનિવર્સિટી દ્વારા કરી એ મહા પુરુષે સ્ત્રીઓની કેટલી ભારે સેવા કરી છે એ કોઈથી અજાણ્યું નથી. હિંદુસ્તાનના સ્ત્રીજીવનની વિચિત્રતાને અને વિશિષ્ટતાને નજર સામે રાખી સ્ત્રીઓને જ માટે, મુખ્યત્વે માતૃભાષા દ્વારા, વ્યવહારમાં પણ ઉપયોગી થઈ પડે એવો ત્રિવાર્ષિક અભ્યાસક્રમ યોજી ઘેર બેઠાં અભ્યાસ કરીને પણ પરીક્ષા આપી શકાય એવી સગવડ ઉપજાવી મહર્ષિ કર્વેએ સ્ત્રી કેળવણીને કેટલાંય વર્ષોથી અપૂર્વ વેગ





આપ્યો છે એ ઇતિહાસ રખે કોઈ ભૂલે. કર્વેની આ ભવ્ય યોજનાને સર વિઠ્ઠલદાસ ઠાકરશી સરખા એક ગુજરાતીની આર્થિક સહાય મળી, આમ મહારાષ્ટ્ર અને ગુજરાતે ભેગાં મળી ઉપજાવેલી યુનિવર્સિટીને મોટાઇભરેલી મુંબઈ યુનિવર્સિટી હસી કાઢતી ખરી; હજી પણ હસી કાઢે છે! કર્વે અભ્યાસક્રમમાં માતૃભાષાને મહત્ત્વ આપેલું હોવાથી એમાં અંગ્રેજી ભાષાનું જ્ઞાન કાચું રહી જાય, એ શક્યતા તેને હાસ્યપાત્ર બનાવતી! જાણે મુંબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમે સદા સર્વદા શેલી–કીટ્સ ન ઉપજાવ્યા હોય! મુંબઈ યુનિવર્સિટીના જડ અભ્યાસક્રમ કરતાં કર્વે યુનિવર્સિટીનો અભ્યાસક્રમ વધારે ઉપયોગી, વધારે જીવંત અને વધારે સમજપૂર્વક ઘડાયલો મને લાગ્યો છે, અને અંગ્રેજી આવડતની ચાંપલાશ ઓછી આવવાથી કોઈને ભયંકર નુકશાન થયું જાણ્યું નથી. હવે તો મુંબઈ રાજ્ય વિસ્તારમાં છ યુનિવર્સિટીઓ થઈ ગઈ છે. પોતપોતાની મગરૂરીમાં એ બધી યુનિવર્સિટીઓ કર્વેને હસવાનો પ્રયત્ન કર્યે જાય છે. પરંતુ એ નવીન યુનિવર્સિટીઓ પોતપોતાની વિકૃત ખટપટોમાંથી ઊંચી આવી શિક્ષણસેવાનું સાચું કાર્ય કરે ત્યારે ખરી. ઓછામાં ઓછા દમામથી, ઓછામાં ઓછી ખટપટથી, ઓછામાં ઓછા ખર્ચે કર્વે યોજનાએ જેવું કાર્ય કર્યું છે તેવું બીજી યુનિવર્સિટીઓએ કર્યું નથી; પછી ભલે નિરુપયોગી શિક્ષણભારણ માથે લઈ ફરનારાઓ કર્વે યોજનાને હસે!

પૂના પાસે હિંગણેમાં આવેલી કર્વેની સંસ્થામાં શ્રી માલતીબાઈએ ત્રણ વર્ષ અભ્યાસ કર્યો અને તેઓ સત્તર વર્ષની વયે સને ૧૯૨૩માં જી. એ. (કર્વે ગ્રેજ્યુએટ) થઈ ગયાં. બીજા વિષયો તો તેમને શીખવાના હતા જ, પરંતુ સંસ્કૃત ભાષા ઉપર તેમને વિશેષ પ્રેમ હતો. તેમનો વાચનશોખ વધ્યે જતો હતો. નવલકથા, ટૂંકી વાર્તા અને ગંભીર વિષયો પણ તેઓ ખૂબ વાંચતાં. આમ શિક્ષણમાં પરિપક્વ થતાં થતાં શ્રી માલતીબાઈએ સને ૧૯૨૫માં મરાઠી ભાષામાં એક પ્રહસન લખી નાખ્યું. અને એ પ્રહસન લખ્યા પછી તેમની સાહિત્ય લેખન પ્રવૃત્તિ અવિરત આજ સુધી ચાલુ જ રહી છે. વળી સને ૧૯૨૮માં એમ. એ. ની બરાબરીની કર્વે યુનિવર્સિટીની પી. એ. ઉપાધિ પણ તેમણે પ્રાપ્ત કરી, અને આમ એક ભારતીય સન્નારીને ભારતમાં મળી શકે એટલું શિક્ષણ તેમણે પ્રાપ્ત કરી લીધું. સર્વ ભાઈબહેન એવડાં પદવીધારી હોય ત્યાં શ્રી માલતીબાઈ અપવાદ કેમ બની શકે? અને તે ઉપરાંત પણ શિક્ષણ શાસ્ત્રનાં ગ્રેજ્યુએટ બની તેમણે બી. ટી. ની ઉપાધિ પણ લઈ લીધી છે. આમ મળી શકે એટલું બધું જ શિક્ષણ સામાન્ય કુટુંબની કન્યા માલતીબાઈએ નાની ઉંમરમાં જ મેળવી લીધું. ગ્રેજ્યુએટ થયા પછી આર્થિક સ્વાતંત્ર્ય માટે તેમણે મથન કર્યું અને કર્વેની શિક્ષણયોજનામાં તેઓ દાખલ થઈ ગયાં. જીવનના આર્થિક ઉકેલ માટે એક સ્ત્રી તરીકે તેમને કરવા પડેલા પ્રયત્નો પણ સહજ ઉલ્લેખ માગે છે.

સને ૧૯૨૩માં ગ્રેજ્યુએટ થતાં બરોબર કર્વે શિક્ષણયોજનામાં આજીવન સભ્ય તરીકે શરૂઆત કરી તેર વર્ષ સુધી કામ કર્યું. સને ૧૯૩૫માં એ સ્થાનનું રાજીનામું આપી તેમણે સરકારી હાઈસ્કૂલોનાં સુપ્રીન્ટેન્ડન્ટ તરીકેનું સ્થાન સંભાળ્યું. એથી આગળ વધી સોલાપુરમાં આવેલી ગુનાઇત જાતોની સરકારી વસાહત Criminal Tribes Settlementનાં ઉપરી તરીકે પણ કામ બજાવ્યું. તેમણે શાળાઓમાં કામ કર્યું છે; સમાજસેવાનાં પણ ઠીક ઠીક કામોમાં ભાગ લીધો છે. સ્ત્રીઓને સ્પર્શતી કેટલીય પ્રવૃત્તિઓ સાથે તેમણે સહકાર સેવ્યો છે. તેમની મરાઠી ભાષામાં વક્તૃત્વશક્તિ પણ ઊંચા પ્રકારની ગણાય છે. લગભગ તેમની અઢાર વર્ષની વયથી જ તેમણે જાહેર વ્યાખ્યાન આપવાની શરૂઆત કરી દીધી હતી. આમ તેમને નેતૃત્વની ઘણી ઘણી તક મળી ચૂકી હતી. પરંતુ ઘણાં કાર્યો અને પ્રવૃત્તિઓની પાછળ માત્ર દેખાવ આપવડાઈનું સંચાલન નિહાળી તેમને ઘણો




ઉદ્વેગ થયો. વિશેષતઃ સ્ત્રી–પ્રવૃત્તિઓ માત્ર તમાશા બની રહે છે એનું એમને ઘણું દુઃખ છે. સાચું, તેમના હૃદયને ગોઠી જાય એવું કામ તો ગુનાઇત જાતિઓના સંસર્ગમાં આવતાં મળી ગયું હોય એમ તેમને લાગ્યું એ કામ સંબંધમાં બોલતાં શ્રી માલતીબાઈ બહુ ઉત્સાહ દર્શાવે છે. એને અંગે આખા મહારાષ્ટ્રમાં તેમને ફરવું પડતું હતું અને જ્યાં જ્યાં ગુનેગાર કોમ મનાયલી જાતો વસતી હોય અગર જ્યાં જ્યાં તેમની ઉન્નતિનાં થાણાં સ્થપાયાં હોય ત્યાં ત્યાં જઈ પોતાનો અભ્યાસ વધારવો પડતો જતો હતો, અને પોતાના જ્ઞાન અને સ્વભાવનો લાભ આપવો રહેતો હતો. આજ જો કે આર્થિક સંબંધ ઉપજાવતી બધી સંસ્થાઓ અને નોકરીઓને તેમણે તિલાંજલિ આપી છે, છતાં પછાત કોમ, અસ્પૃશ્ય જાતો અને ગરીબ વર્ગમાં કામ કરવું તેમને ઘણું જ ગમે છે. ગુનેગાર કોમો અંગે તેમને મળેલા અનુભવો તેઓ હવે પ્રકાશમાં મૂકે એમ આપણે ઇચ્છીશું. એ કામમાં તેમણે ગાળેલાં ચાર વર્ષ ઘણી માહિતી આપી શકે એમ છે. 'બળી' નામની ગુનાઈત કોમની તેમની એક *નવલકથા શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ ગુજરાતીમાં આપી રહ્યા છે.

નોકરીમાં ખપતાં કામ તેમણે સને ૧૯૪૦થી મૂકી દીધાં છે, પરંતુ તેમની સાહિત્યપ્રવૃત્તિ સતત ચાલુ છે. મહારાષ્ટ્રી સાહિત્યકારોમાં તેમનું સ્થાન ઉચ્ચ કક્ષાએ આવેલું છે. મરાઠી સાહિત્ય સભાનાં તેઓ સભ્ય છે અને કેટલાંય સાહિત્ય સંમેલનોમાં તેમને પ્રમુખનું સ્થાન મળી ચૂક્યું છે. તેમની છ નવલકથાઓ પ્રગટ થઈ ચૂકી છે, ઉપરાંત 'લોકસત્તા,' 'નવશક્તિ,' 'કેસરી' તથા 'સ્ત્રી' સરખાં સામયિકોમાં શ્રી માલતીબાઈ ટૂંકી વાર્તા, લેખો, નાટકો અને ચર્ચાપત્રો લખ્યે જાય છે. મોટે ભાગે સમાજ સમસ્યાના પ્રશ્નો ઉપર જ તેઓ લખે છે; અને તેમની જોરદાર શૈલીએ તેમને વિશાળ વાચક વર્ગ અને વ્યાપક લોકપ્રિયતા આપી છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્ર ઉપરનો તેમનો અભ્યાસ લેખ અને હિંદુ કાયદા વિશેનો તેમનો લેખ તેમના ઊંડા અભ્યાસની પણ પ્રતીતિ કરાવે છે.

સંતતિનિયમનના પ્રશ્નમાં તેમને ખૂબ રસ છે અને નિયમનની તેઓ ભારે હિમાયત કરે છે. રશિયામાં સંતતિનિયમનનો આગ્રહ નથી એ જાણી તેમને આશ્ચર્ય થયું હતું. જે પ્રજાને વધારે વસ્તીની જરૂર હોય એ પ્રજા સંતતિનિયમનનો આગ્રહ ન જ રાખે એ સ્વાભાવિક છે. પરંતુ આપણા ભારત સરખા દેશમાં વસતીની સંખ્યા ભારરૂપ બની જતી હોય ત્યાં નિયમન માટે આગ્રહ રાખવો એ ફરજ બની રહે છે. રશિયામાં બધું જ સારું છે, અને રશિયા જેટલું કરે એટલું આપણે પણ કરવું એવી માન્યતા પાછળ રહેલા હીનગ્રંથિ માનસને જેમ વહેલું આપણે દૂર કરીએ તેમ વધારે સારું. આપણા રાષ્ટ્રીય પ્રશ્નો આપણે જ—ભારતવાસીઓએ જ ઉકેલવાના રહ્યા.

તેમના તખ્ખલ્લુસ—કલમનામે મહારાષ્ટ્રી જગતમાં ભારે ઉહાપોહ મચાવ્યો હતો. 'વિભાવરી શિરૂરકર,' બી.એ. નામે તેમણે પોતાની નવલકથા પ્રથમ બહાર પાડી ત્યારે નવલકથાનાં પાત્રો અને વિષયોએ મહારાષ્ટ્રને ચમકાવ્યું ખરું. સાથે સાથે આવી સમર્થ નવલકથાની લેખિકા કોણ છે એ જાણવાની તમન્ના પણ મહારાષ્ટ્રમાં ઉત્કટ બની ગઈ. મહારાષ્ટ્ર આવી સાહિત્ય રમતગમત રમી શકે છે. મામા વરેરકરે પણ સ્ત્રી નામ ધારણ કરી સાહિત્યિક ઉલ્કાપાત મચાવ્યાનું જાણવામાં છે. વિભાવરી શિરૂરકરે અજ્ઞાત રહી કેટલાક સમય સુધી પોતાની વિરુદ્ધ અને તરફેણની ટીકાઓ વાંચીસાંભળી ભારે રમુજ અનુભવી! '**कळयांचे निःश्वास**' અને '**हिंदोळ्यावर**' એ બે ગ્રંથોએ સમાજમાં ત્યારે ખૂબ ઉહાપોહ મચાવેલો.

આવું વિશિષ્ટ સ્થાન મહારાષ્ટ્રી જીવનમાં પામનાર આ ત્રણ નામી સ્ત્રી–સાહિત્યકાર પરણેલાં છે અને તેમનું પરિણીત જીવન બહુ સુખી છે એ હકીકત પણ અહીં નોંધવી રહી. શ્રી માલતીબાઈ પોતે જ કહે છે કે તેઓ ઠીક ઠીક મોડાં પરણ્યાં લગભગ

* હવે 'બલિદાન' નામથી પ્રગટ થઈ ચૂકી છે—સં.





પોતાની તેત્રીસ વર્ષની વયે, સને ૧૯૩૮ની સાલમાં! અને હસતાં હસતાં વધારામાં તેઓ એ પણ કહે છે કે તેમના પતિ શ્રી બેડેકર તેમના કરતાં થોડા માસ નાના પણ છે! પરણવાયોગ્ય વય થયા પછી નાનાં મોટાનો પ્રશ્ન લગ્ન અંગે ગૌણ બની રહે છે એ સત્ય શ્રી માલતીબાઈના જીવનમાં આગળ આવે છે. શ્રી બેડેકર સિનેમા–ચિત્રપટ જગતમાં બહુ જાણીતા છે, પરંતુ સિનેમા–જગતની અભણ, રૂપાળી કે કુનેહબાજ ટોળીઓમા તેમની ગણના કરી શકાય તેમ નથી. ત્રણ યુનિવર્સિટી ડિગ્રીઓ મેળવેલા શ્રી બેડેકર ત્રેવડા ગ્રેજ્યુએટ છે, અને પરદેશની મુસાફરીનો સારો અનુભવ તેમણે મેળવેલો છે. સંતાનમાં તેમને એક પુત્ર છે. પુત્રની યાદમાં શ્રી માલતીબાઈને કેટલીયે વાર અમારી મુસાફરીમાં બેચેન બનતાં મેં જોયાં છે, અને અત્યારના તેમના સુખી સંજોગોમા તેમને યુરોપના અનેક દેશો જોવાની ઇચ્છા અને સગવડ હતી છતાં એ મુસાફરીનો મોહ જતો કરી ઘરભેગાં થઇ જવાની આતુરતા ધરાવી પાછાં જલદી આવી જનાર ત્રણ જણામાં શ્રી માલતીબાઈ બેડેકર સરખાં સુવિખ્યાત સાહિત્યકાર સન્નારી મુખ્ય હતાં એ તેમના વાત્સલ્યનો અહીં ઉલ્લેખ કર્યો ઘટે છે. જેમ શ્રી માલતીબાઈ, શ્રી રવિભાઈ અને હું મુબઇમાંથી સાથે જ ગયાં હતાં તેમ પાછાં આવવામાં પણ અમે ત્રણે જણ ઘરકૂકડી સરખાં સાથે જ હતાં! સાહિત્યકાર થવા માટે લગ્ન કે લગ્નજીવન સાથે ચેડાં કાઢવાં જ પડે એવો નિયમ નથી.

અત્યંત સામાન્ય કુટુંબમાં પાલુબાઇ ખરેને નામે ઊછરી, લગનમાં માલતીબાઇ બેડેકર નામ સ્વીકારી, સાહિત્ય જગતમાં હજી પણ વિભાવરી શિરૂરકરને નામે ચમકતાં આ મહારાષ્ટ્રી સન્નારી ભારત જીવનના એક સ્ત્રી–પ્રતીક તરીકેના સન્માનને યોગ્ય છે. સ્ત્રી જીવન આટલુ ઊંચે ચઢી શકે છે એ આપણે માટે ગૌરવનો પ્રસંગ છે—સ્ત્રીઓ માટે જ નહિ, પરંતુ પુરુષો માટે પણ!



## રોકાઈ તું રાત, પ્રભાતમાં જજે

સુન્દરી! માથે ભાર છે,
ને તારાં અંગાગ તો શ્રમિત ને શિથિલ છે. વાસનાની કઈ અદમ્ય તૃષા આવો લાંબો પંથ ખેડાવે છે?
પથ તો હજુ લાંબો છે ને ઘામ તો ધખી રહ્યા છે.
કાગની આંખ જેવા, સરોવરીઆના જળ ઊંડા ને ઘેરાં છે.
દૂર્વામઢ્યા એના તીર મખમલ શા મુલાયમ ને મનોહર છે.
શ્રમિત તારા ચરણકમલને એના શમહર જળમાં જરા બોળ તો ખરી!
શુભે! અહીં જરાક તો થોભ!
તો મધ્યાહ્નની સમીરલહરો તારી લટોને સમારશે, કબુતરો તને પોઢાડવા મંજુલ ગીત ગાશે; અને કુંજની છાયામાં સ્ફુરતા જીવન મંત્રો,
એનાં પાનેપાન તારા કાનમાં રેડી જશે. કદાચ વિલંબ થાય અને સૂર્ય અસ્તાચલે પહોંચી જાય તોય શી ચિન્તા છે?
ઊતરતા અંધારમાં રાહ ભૂલાય તોય શી ફિકર છે?
પુષ્પિત હિનાની પેલી વાડ પાસે જ મારું ઘર છે સુન્દરી! ત્યાં હું તને લઈ જઈશ.
તારી સેજ્યા હું જ બિછાવી દઈશ, ને દીપક-જ્યોતને હું જ પ્રગટાવીશ.
ઉષા આભને કુંકુમ રંગે, અને પક્ષીઓ ધેનુદોહનના નિનાદે જાગે ત્યારે જ હું તને જગાડીશ.
રવીન્દ્રનાથ ટાગોર] [અનુ॰ વિજયશંકર કામદાર

# ઘૃણા કે કરુણા ?

ગુલાબદાસ બ્રોકર

'મારી સારી વાર્તાઓમાંની એક આ વાર્તા પણ ગણું છું' એ કથન લેખકનું હોવા ઉપરાંત આ વાર્તાનો હિંદી અનુવાદ વિખ્યાત હિંદી માસિક 'નયાસમાજ'માં પ્રગટ થયો ત્યારે એના તંત્રીએ પણ આ વાર્તા માટે લેખકને અભિનંદન પાઠવેલા. 'જન્મભૂમિ'ના વાર્ષિક અંકમાં પ્રગટ થઈ હોવા છતાં આ વાર્તા અહીં ફરી પ્રગટ કરવાનો આશય તો લેખકના ઉપર ટાંકયા શબ્દોથી જ સમજાય તેવો છે—એ માટે લેખકની અનુમતિ પણ છે જ.

ચંદાબહેનની ખબર કાઢવા દવાખાને ગયો પણ વહેલો પડ્યો. મુલાકાતો માટેના સમયને હજી કલાકેકની વાર હતી. પણ પાછું ઘેર જઈ શકાય તેમ તો હતું જ નહિ. ચંદાબહેનને જોવા ગયા સિવાય છૂટકો નહોતો. તો ? આ વચ્ચેનો એક કલાક આમતેમ રખડવામાં ક્યાંક કાઢી નાખું ?

દવાખાનાના તોતિંગ દરવાજાની બહાર તો નીકળ્યો, પણ ક્યાં જવું ? આટલામાં કોઈ મિત્રનું ઘર પણ નહોતું. કશા પણ નિશ્ચિત ધ્યેય વિના એની મેળે જ, સૂઝી તે દિશામાં ધીમે ધીમે પગ ઊપાડ્યા ને આંખો આમતેમ જોવા લાગી.

ચાર ડગલાં ચાલતાં જ આંખ અમુક અક્ષરો ઉપર પડી.—પોલીસ કોર્ટ. બેધ્યાનપણે પગ તો આગળ ચાલ્યા, પણ આંખનો એ સંદેશો મગજ સુધી પહોંચી ગયો. સહેજે ઊભો રહી ગયો. પાછું ફરીને જોયું. એ જ અક્ષરો:—પોલીસ કોર્ટ.

કંઈક યાદ આવતું લાગ્યું.

હાં...આજે સવારે જ મિત્ર કંઈક કહેતો હતો. આ એ જ જગ્યા હશે ? હવે ધ્યાનપૂર્વક જોયું. હા... એ જ. ગિરગાંવ પોલીસ કોર્ટ. અહીં જ પેલો ચકચારભર્યો—હમણાં હમણાં છાપામાં હમેશાં ચર્ચાતો જનાકારીનો (વ્યભિચારનો) મુકદ્દમો ચાલી રહ્યો હશે. એ માટે જ મિત્ર સવારે દોડતો દોડતો આવ્યો હતો. 'જઈશું આપણે એ મુકદ્દમો સાંભળવા...?' સ્ત્રી બહુ સુંદર ગણાતી. પતિ અને પ્રેમિક પ્રતિષ્ઠિત હતા. અને ..અને...'મઝા આવશે, યાર, ચાલને. આમે બપોરે શું કરવાનું છે તારે?...' પણ મેં હસીને ના પાડી હતી, 'એમાં મને શો રસ? હા... તું કંઈક એવું પરાક્રમ કરે તો વળી વાત જુદી બની જાય.' મિત્ર બિચારો મોઢું લગાડી ચાલ્યો ગયો હતો. હવે કદાચ એ જાય તોયે અમે બધા પૂછપરછ અને મશ્કરી કરી કરી એનો દમ કાઢી નાખીએ એ ભીતિએ એને ખૂબ મન છતાં એ આમાં ગયો પણ નહિ હોય. ને હું અહીં, જે જગ્યાએ જવાની મેં એને આજે સવારે જ ના પાડી હતી, બરોબર એ જગ્યાની લગોલગ જ ઊભો હતો! ને વેડફી નાખવાનો ખાસ્સો એક કલાક મારી પાસે ખાલી પડ્યો હતો!

એ ખાલી કલાકને ભરી દેવાને આથી વધારે સારી જગ્યા કઈ મળવાની? મનને વિચાર આવ્યો અને પગે એને પુષ્ટિ આપી. એક ઝપાટે એ મકાનના મોટા મોટા દાદરા ચડી ગયો. મુકદ્દમાવાળો ઓરડો શોધવા જવું પડે તેમ તો હતું જ નહિ. મારા અને મિત્ર જેવા અનેક કુતૂહલપ્રિય માણસોની હાજરીએ એ જગ્યા એ ઓરડાનું અસ્તિત્વ પોકારી રહી હતી.

ઓરડામાં દાખલ થયો અને તરત જ ત્યાં એકઠા થયેલ માણસોને પ્રેરતું કુતૂહલ મને પણ પ્રેરી રહ્યું. હું અહીં આવવા ઇચ્છતો નહોતો, માત્ર સમય પસાર કરવાના એક બહાના તરીકે જ હું અહીં આવી ચડ્યો છું, બાકી આવા આવા પ્રસંગોમાં આપણને તે શો રસ, એ બધી કહી હતી વાતો કેમ જાણે ક્યાંથી ક્યાં ભુલાઈ ગઈ, ને હું પણ [illegible]





કરનારા વકીલોની પાછળ ઊભેલો એ ટોળામાં વધુ સારી રીતે બધું દેખી-સાંભળી શકાય એ ઉદ્દેશથી, ધક્કામુક્કી કરવા લાગ્યો. ને એમ, અનેકનો રોષ વહોરી અને બેચારની રોષથી ભરેલી મારી સામે તકાયેલી લાલ આંખ જોઈને પણ, છેવટે તો હું એ ઊભેલ ટોળાની આગલી હરોળમાં જેમતેમ કરીને ઘૂસી ગયો.

બધાની દૃષ્ટિ જે દિશામાં વળેલી હતી એ જ દિશામાં મારી દૃષ્ટિ પણ આપોઆપ વળી ગઈ. નસીબદાર ખરો, મન આનંદથી પોકારી ઊઠ્યું. પેલી સ્ત્રી જ સાક્ષીના પાંજરામાં ઊભી હતી. તેની ઊલટતપાસ ચાલતી હતી.

પળ બે પળ તેની સામે જ જોઈ રહ્યો. સુંદર હતી આ સ્ત્રી? કોણ જાણે! હમેશાં તેનાં સૌંદર્યનાં ભારોભાર વખાણ આવતાં. તેને જોઈ આવનાર માણસો પણ તેનું રૂપ વખાણતાં થાકતા નહિ. પણ મને કશું ન સમજાયું. ગૌર વર્ણ, ન ઊંચી ન નીચી એવી દેહલતા, બંગાળી ઢબે પહેરેલી સફાઈદાર સાડી, આવે ટાણે પણ હાથમાં ઝૂલી રહેલો તેનો છેલ્લામાં છેલ્લી ઢબનો બાટવો, ને આ તંગ વાતાવરણને અંગે, આવા શોભાહીન મનાતા કાર્યની કરનારી તરીકે પોતા સામે આટલી બધી આંખો કુતૂહલથી મંડાઈ રહી હતી તેના ભાનને અંગે, નિર્ભય અને તદ્દન બેદરકાર લાગવાનો પ્રયત્ન કરતી હોવા છતાં—તેના મુખ ઉપર પથરાઈ રહેલો એક જાતનો ઓશિયાળાપણાનો ભાવ, કદાચ, લોકોની નજરમાં તેને સુંદર બનાવતો પણ હોય, પણ મને તો એ સુંદર ન લાગી. તેની આંખોના ઘાટમાં અને ચંચલતામાં કંઈક એવું તરત મને લાગ્યું કે જે કદાચ અણગમો પણ પ્રેરે. પણ હા, તે બુદ્ધિશાળી તો લાગતી હતી જ. તેનું મુખ જો કોઈ એક વાત સ્પષ્ટતાથી કહેતું હોય તો તે તેની બુદ્ધિમત્તાની. ને બીજી જે વાત તે પોકારીને કહેતું હતું તે તો...તે તો અત્યારે ત્યાં ચર્ચાઈ જ રહી હતી. ઊલટતપાસ કરનારો વકીલ તેના—એટલે કે તેના પ્રેમીના, પતિના નહિ—પક્ષનો હતો તે તો તેનો પ્રશ્ન શ્રવણે પડતાં સમજાઈ ગયું.

'તમારા પતિને તમારા પર પ્રેમ હતો કે નહિ?'

'હોય તોયે મને એની ખબર નથી.'

'કારણ?'

'કારણ એટલું જ કે આટલાં વર્ષોમાં એમણે મને એમના પ્રેમની પ્રતીતિ કોઈ દિવસ કરાવી નથી.'

'નહિ?' વકીલ હસ્યો. 'તો શેની પ્રતીતિ કરાવી છે એમણે તમને આટલાં વર્ષોમાં?'

'ઈર્ષ્યાની, દ્વેષની, ક્ષુદ્રતાની અને...' અત્યંત તિરસ્કારપૂર્વક 'હલકાઈની.' તેની આંખો પણ એ ક્ષણે વકીલ સામેથી હઠી તેની પાછળની હારમાં બેઠેલા એક પુરુષ ઉપર તિરસ્કાર વર્ષાવી રહી.

સહેજે જ એ દિશામાં વળી ગયેલા મારા મુખને, મારી બાજુમાં ઊભેલ પરોપકારી ભાઈએ મને પડખામાં એક કોણી મારી પોતા તરફ દોરતાં, એ પુરુષ તરફ આંગળી ચીંધી કહ્યું.

'એ એનો પતિ.'

'હં.' કહીને ફરી પાછી મેં મારી દૃષ્ટિ આ સ્ત્રીમાં પોતા પ્રત્યે આટલો બધો તિરસ્કાર પ્રેરનાર પેલા કમભાગી પુરુષ તરફ વાળી. આમ તો ઊંચી જાતનાં, પણ એના શરીર ઉપર સામાન્ય લાગતાં કપડાં પહેરેલો, દેખાવે ખરાબ નહિ પણ કોઈ પણ જાતની વિશિષ્ટતાના અભાવે તદ્દન સામાન્ય લાગતો એ બિચારો તો પોતાની આંગળીના નખમાં જ કોઈ અદ્‌ભુત રહસ્ય જોતો હોય તેમ નીચી નજર, એકબીજામાં પરોવાઈ ગયેલા બંને હાથના પંજાના નખને બારીકાઈથી જોઈ રહેવામાં તલ્લીન બની ગયો હોય તેમ લાગ્યું. એકબીજામાં પરોવાઈને એકબીજામાંથી બળ મેળવવા માગતા એ બંને પંજાઓ પણ સહેજસાજ ધ્રૂજી રહ્યા હોય તેવો આભાસ મને થયો. ને મોં પરથી, હતું તેટલું લોહી પણ, આ

વાક્પ્રહારથી ક્યાંક અદૃશ્ય થઈ ગયું હોય તેમ તેનો ચહેરો ફિક્કો પડી ગયેલો દેખાયો. એક જાતની અનુકંપાથી સહેજે જ મારી નજર તેના તરફથી દૂર હટી ગઈ.

પણ એ ક્ષણે જ કુતૂહલ ફરી સળવળી ઊઠ્યું. આ તો આવો છે પણ પેલો પ્રેમી કેવોક હશે? પેલા પરોપકારી ભાઈને આ વખતે મેં કોણી મારી મારા તરફ જોતા કર્યા ને પૂછ્યું :

'પણ પેલો ક્યાં? આનો પ્રેમી ?'

'ન જોયો એને? શું મારા સાહેબ ?' અનુકંપાથી એક ક્ષણ એ મારી સામે તાકી રહ્યા. પછી પૂછવા લાગ્યા:

'આ ઓરડામાં સૌથી સુંદર પુરુષ તમને કોણ દેખાય છે કહો જોઉં ?'

ઓરડાના પુરુષ વર્ગ તરફ ફરી વળતી મારી દૃષ્ટિ પેલા કમભાગી પતિથી ત્રણચાર ખુરશી દૂર બેઠેલા એક ઊંચા, તંદુરસ્ત ખૂબ જ મોહક ચહેરાવાળા આકર્ષક જુવાન ઉપર સ્થિર ન થાય ત્યાં તો એ બોલી ઊઠ્યા :

'હાં, એ જ. જોયો નાં ?'

'સરસ માણસ છે, હોં !'

'હોય જ નાં? નહિ તો શું તમારા મારા જેવા માટે આવી બૈરી રેઢી પડી હશે, કાં ?'

એમને હું જવાબ વાળું એ પહેલાં તો ફરી પેલા વકીલનો અવાજ સંભળાયો :

'બહુ કડક શબ્દો વાપરો છો તમે, મિસિસ જોષી !'

'મારે એમના તરફથી જેવું સહન કરવું પડ્યું છે એવું જેને સહન કરવું પડ્યું હોય એ વ્યક્તિ આ શબ્દોને બહુ જ હળવા ગણે, સાહેબ !'

એ આટલું બોલી ત્યાં તો મિ. જોષીની આગલી હરોળમાં બેઠેલો વકીલ ઊભો થઈ ગયો અને પોતાને બહુ જ માઠું લાગ્યું હોય એવા અવાજે ન્યાયાધીશને પૂછી રહ્યો :

'આવા સવાલજવાબને આમાં અવકાશ રહે છે ખરો, નામદાર ?'

'એમાં વાંધો શો હોઈ શકે, નામદાર?' મિસિસ જોષીના પ્રેમીના વકીલે પૂછ્યું.

બેએક મિનિટ એ વિશે ટપાટપી ચાલી અને અંતે 'આપનો હુકમ મને શિરોમાન્ય છે.' કહી, થોડું નમીને ફરી પાછો પેલો વકીલ એ સ્ત્રી તરફ વળ્યો. 'વારુ; તમે કહ્યું કે તમારા પતિ ઈર્ષ્યાખોર હતા, દ્વેષી હતા. હં...પણ' હસીને, 'આવી સુંદર સ્ત્રીનો પતિ પણ જો ઈર્ષ્યા ન કરે તો તો બિચારી ઈર્ષ્યા નામૂલ ન થઈ જાય આ ધરતી ઉપરથી? ને દ્વેષ... પણ દ્વેષ તો ઈર્ષ્યાનો સગો ભાઈ ગણાય. એટલે એ જવા દઈએ. પણ તમારા બીજા બે આક્ષેપો વધારે ગંભીર છે. ક્ષુદ્રતા અને હલકાઈ એ વિશે જાણવા જેવું ખરું. સમજાવશો ?'

'એમાં સમજાવવાનું શું છે? એ માણસની એકે વર્તણૂક એવી નહોતી જે ક્ષુદ્રતાથી ભરપૂર ન હોય.'

'નામદાર...' ફરી પાછો પતિનો વકીલ ઊભો થઈ ગયો : 'આ તે કાંઈ જુબાની લેવાની રીત છે?'

'મારા વિદ્વાન મિત્રનો સમય આવ્યે તે તેમની અનોખી રીતે ભલે જુબાની લે, નામદાર. મારે તો આ સ્ત્રીનું પૂરેપૂરું મંતવ્ય જાણવું છે.' એક ક્ષણ થંભી :

'એ આક્ષેપ તો તમે કર્યો જ. પણ કચેરી આક્ષેપો સાંભળવા નથી માગતી; હકીકતો જાણવા માગે છે, મિસિસ જોષી.'

'તો હકીકતો કહું. મારા પતિ—' ફરી પાછી એ સ્ત્રીની દૃષ્ટિ એ નિર્ભાગી પુરુષ તરફ વળી અને તેમાં તિરસ્કાર ઊભરાયો : 'એ માણસને હું બારીમાં ઊભી રહું તો ચીડ ચડતી અને મને કંઈનું કંઈ કહેતા.'

'શા માટે ?'





‘હું કોઈના પ્રેમમાં પડી જાઉં તો. એવો એમને ભય લાગતો.’

‘એ ભય તદ્દન નિરર્થક તો નહોતો જ ને?’ ન્યાયાધીશના ચહેરા ઉપર આટલું બોલતાં એક તોફાની સ્મિત ચમકી ગયું.

પેલો પ્રેમી એ સ્ત્રીના ઘરની સામે જ રહેતો હતો અને પ્રણયનાં પહેલાં સ્પંદનોની સાક્ષી એ બારી જ હતી એ આ મુકદ્દમાની જગજાહેર થઈ ગયેલી હકીકત મને યાદ આવી. બધાની સાથે હુંયે હસી પડ્યો. પેલી સ્ત્રી નીચું જોઈ ગઈ. તેના ચહેરા ઉપર જરાતરા રતાશ ધસી આવી.

તેના વકીલે પૂછ્યું :

‘વારુ. એથી તમે બારીએ ન ઊભતાં, કેમ?’

‘એવું કશું જ નહિ.’

‘ત્યારે?’

‘તેથી તો હું ખાસ ત્યાં ઊભી રહેતી. અને એટલે એ ખૂબ જ ચીડાતા. અને ગમે એવા ગલીચ આક્ષેપો મારા ઉપર કરતા.’

‘બસ, એટલું જ ને? એટલું તો કોઈ પણ પતિ...’

‘ના, એટલું જ નહિ. કદી કદી તે મારા પર હાથ પણ ઉગામતા.’

‘ને એ પણ તમે સહન કરી લેતાં?’

‘હું લડતી, ઝગડતી. પણ સહન ન કરું તો ક્યાં જાઉં? અમારાં સ્ત્રીઓનાં જીવનમાં......’ સ્ત્રીનો અવાજ ગળગળો થઈ ગયો. તેણે હાથમાંનો પોતાનો નાનકડો રૂમાલ આંખે દાબ્યો.

‘પણ મિસિસ જોષી. તમે ઠપકો ખાતાં, ગાળો ખાતાં, ગલીચ આક્ષેપો સહન કરતાં અને મ...મ...માર પણ ખાતાં છતાંયે બારી પાસે ઊભા રહેવાનો આગ્રહ છોડતાં નહિ તો એવું કશુંક પ્રબળ આકર્ષણ ત્યાં હતું?’

તે વકીલની પાછળ બેઠેલા પેલા પ્રેમીએ વકીલનો કોટ ખેંચી તેના કાનમાં કંઈ કહ્યું, પણ તેને હિંમત આપતો હોય તેમ તેના સામે હસી એકાદ શબ્દ બબડી વકીલ એ સ્ત્રી સામે ફરી તેના ઉત્તરની રાહ જોઈ રહ્યો.

‘કશું જ નહિ.’ તે બોલી.

‘માફ કરજો હોં, પણ.’ પાછળ આંગળી ચીંધી: ‘આ મિ. દેસાઈ ત્યાં રહેતા હતા એટલે કે એવું કંઈક અહીં તો કહેવામાં આવે છે ને?’

‘અરે, આ તો ત્યારની ક્યાં વાત છે?’ તે હસી, ‘હું તો જ્યારે મિ. દેસાઈને ઓળખતી પણ નહોતી ત્યારની વાત કરું છું.’

‘પણ તો બીજું એવું કયું આકર્ષણ તમને ત્યાં ઊભા રહેવામાં હતું?’

‘એકે નહિ.’

‘ત્યારે શા માટે એ આગ્રહ તમે રાખતાં હતાં, મિસિસ જોષી?’

‘પોતાના આચરણનો વિચાર કર્યા વિના મારી નીતિમત્તાની આટલી કાળજી લેનાર એ માણસ મારી જે વર્તણુંકથી ખીજાય કે કલેશ અનુભવે એ વર્તણૂંક કરવી મને ગમતી હતી એટલે.’

‘આ વળી નવો મુદ્દો તમે ઊભો કર્યો, મિસિસ જોષી.’ વકીલ હસ્યો. ‘પોતાના આચરણનો મિ. જોષી શો વિચાર કરે? તેમની ઉપર કંઈ..’

વચ્ચેથી જ એ સ્ત્રી બોલી ઊઠી: ‘એમના આચરણ વિશે એમને જ પૂછજો ને એ કેટલું પવિત્ર છે એ?’ એક તિરસ્કારસૂચક દૃષ્ટિ ફરી પાછી તેણે પતિની દિશામાં વાળી.

બધીયે આંખો એ જ દિશામાં વળી. એ પુરુષે નજર આડી સેરવી. તેની સ્ત્રીનો પ્રેમી તેની સામે તિરસ્કારસૂચક છતાં વિજય સૂચવતું એક મંદ સ્મિત વેરી રહ્યો હતો. એક ક્ષણ પતિની આંખમાં ક્રોધ ભરાયો.

પણ એક ક્ષણ જ. બીજી ક્ષણે તેણે નજર ખેંચી લીધી અને નીચી ઢાળી દીધી.

વકીલ પૂછતો રહ્યો :

'એમની વાત તો એ કરશે પણ તમે જ કહોને કે મિ. જોષીનું એવું તે કયું અપવિત્ર આચરણ તમને ખૂંચતું હતું કે જેના પ્રતિકારરૂપે તમે આટલાં અપમાન સહન કરીને પણ આ રીતે વર્તતાં હતાં ?'

'એ માત્ર પ્રતિકાર નહોતો, વેર હતું. વેર.' સ્ત્રીના હોઠ સખત બીડાયા. જાણે અત્યારે તે વેર જ વાળી રહી ન હોય !

ઓચિંતી નવા કૌતુકની એક લહર શ્રોતાગણના મુખ ઉપર ફરી વળી. પ્રતિપક્ષનો વકીલ પણ ટટ્ટાર થઈ ગયો. સ્ત્રીના પતિએ પણ મુખ ઊંચું કરી પળવાર એ સ્ત્રી સામે જોઈ લીધું—જાણે એ કંઈ નવી જ વાત ન કરી રહી હોય !

'મારા પ્રશ્નનો આ કંઈ જવાબ ન થયો, મિસિસ જોષી...વારુ, શેનું વેર તમે વાળતાં હતાં ?'

'એ પણ કહેવું પડશે ?' જાણે મૂંઝાતી હોય તેમ તે પૂછી રહી. તેના ઓષ્ઠ ઉપર એક આછું ખંધાઈભર્યું સ્મિત એક ક્ષણ–ક્ષણાર્ધ પૂરતું ફરકી ગયું હોય તેવો ભાસ મને થયો.

'બધું જ કહેવાનું. રજેરજ કહેવાનું. મિ. દેસાઈ સામેનો આક્ષેપ એવા ગંભીર પ્રકારનો છે કે કોઈ પણ વાત છૂપી રાખતાં એમને કદાચ અન્યાય થઈ બેસે. માટે જે હોય તે ખુલ્લા દિલથી કહો. મિસિસ જોષી.'

'એક બાજુએ એ માણસ નીતિમત્તાનો ડોળ કરતા ને બીજી બાજુ ઇંદુને ભણાવવાનો ડોળ કરતા.'

'ઇંદુ ? કોણ ઇંદુ ?'

વકીલે પ્રશ્નનું માત્ર ઉચ્ચારણ કર્યું પણ બધા ચહેરા એ એક જ પ્રશ્ન જાણે પૂછી રહ્યા હતા. ફક્ત મિ. જોષી પોતાની જગ્યાએ સ્વસ્થ બેઠા નહોતા રહ્યા, એ નામ પડતાં જ તે પોતાનું મુખ પોતાના વકીલના કાન આગળ લઈ ગયા હતા અને બહુ જ ગંભીરતાથી તેમને કંઈક સમજાવવા મંડ્યા હતા. સામે પક્ષે, પેલો પ્રેમી પણ વિજયસૂચક દૃષ્ટિ એમની સામે દોડાવતો જતો. પ્રશ્ન પૂછનાર વકીલને કંઈક દોરવણી આપવા કોશિશ કરતો દેખાઈ આવતો હતો. સ્ત્રી બોલી રહી હતી :

'ઇંદુ એટલે ઇંદિરા ભટ્ટ. મારી નાની બહેન.'

'ઓ હો, એમ કે ? તમારા પતિ તેમને ભણાવતા, એમ ?'

'ભણાવવાનું તો બહાનું જ હતું.'

'તો પછી ખરો ઉદ્દેશ શો હતો ?'

પળ એક તે કશું બોલી નહિ—ટગર ટગર વકીલની સામે જોઈ રહી. પછી એક ક્ષણ ન્યાયાધીશ સામે નજર ઠેરવી તેણે પતિ સામે જોયું, જાણે કહેતી ન હોય : 'તેં મને હેરાન કરી છે તો જો હું પણ તને બતાવી આપું છું.'

પણ પતિ તો પોતાના વકીલ સાથે વાતમાં રોકાયેલો હતો. એટલે ભોંઠી પડેલી એ નજર પેલા પ્રેમી તરફ વળી. ચારે આંખ એક થતાં સ્ત્રીની બે આંખો જાણે લાચારી અનુભવતી હોય, જાણે સામેની બે આંખો હવે આગળ વધવા પ્રેરણા મેળવવા માગતી હોય એવી વિનંતિભરી બની ગઈ હોય એવું મને લાગ્યું. પ્રેમીની આંખો જ માત્ર નહિ, આખી મુખચેષ્ટા તેને આગળ વધવા ઉશ્કેરી રહી હોય તેવી સ્પષ્ટરેખ બની ગઈ. અત્યાર સુધી સ્ત્રીએ ભજવેલા ભાગની કદરદાની પણ એ આંખોમાં અને એ ચેષ્ટામાં સ્પષ્ટ ઉપસી આવતી દેખાઈ. જાણે કે વિજય પાસે હોય અને વિરોધીની રેવડી દાણાદાર થઈ રહી હોય તેવા ભાવથી એ પ્રેમીએ એ સ્ત્રીની નજરને પોતાના મુખાભિનય વડે તેના પતિ તરફ ફેરી.

એ એક ક્ષણમાં પેલા પતિએ પણ એ બંને સામે જોઈ લીધું હતું. સ્ત્રીની બે, તેના પ્રેમીની બે અને





‘હું કોઈના પ્રેમમાં પડી જાઉં તો. એવો એમને ભય લાગતો.’

‘એ ભય તદ્દન નિરર્થક તો નહોતો જ ને?’ ન્યાયાધીશના ચહેરા ઉપર આટલું બોલતાં એક તોફાની સ્મિત ચમકી ગયું.

પેલો પ્રેમી એ સ્ત્રીના ઘરની સામે જ રહેતો હતો અને પ્રણયનાં પ્રહેલાં સ્પંદનોની સાક્ષી એ બારી જ હતી એ આ મુકદ્દમાની જગજાહેર થઈ ગયેલી હકીકત મને યાદ આવી. બધાની સાથે હુંયે હસી પડ્યો. પેલી સ્ત્રી નીચું જોઈ ગઈ. તેના ચહેરા ઉપર જરાતરા રતાશ ધસી આવી.

તેના વકીલે પૂછ્યું:

‘વારુ. એથી તમે બારીએ ન ઊભતાં, કેમ?’

‘એવું કશું જ નહિ.’

‘ત્યારે?’

‘તેથી તો હું ખાસ ત્યાં ઊભી રહેતી. અને એટલે એ ખૂબ જ ચીડાતા. અને ગમે એવા ગલીચ આક્ષેપો મારા ઉપર કરતા.’

‘બસ, એટલું જ ને? એટલું તો કોઈ પણ પતિ...’

‘ના, એટલું જ નહિ. કદી કદી તે મારા પર હાથ પણ ઉગામતા.’

‘ને એ પણ તમે સહન કરી લેતા?’

‘હું લડતી, ઝગડતી. પણ સહન ન કરું તો ક્યાં જાઉં? અમારાં સ્ત્રીઓનાં જીવનમા......’ સ્ત્રીનો અવાજ ગળગળો થઈ ગયો. તેણે હાથમાંનો પોતાનો નાનકડો રૂમાલ આંખે દાબ્યો.

‘પણ મિસિસ જોષી. તમે ઠપકો ખાતાં, ગાળો ખાતાં, ગલીચ આક્ષેપો સહન કરતાં અને મ...મ...માર પણ ખાતાં છતાંયે બારી પાસે ઊભા રહેવાનો આગ્રહ છોડતાં નહિ તે એવું કશુંક પ્રબળ આકર્ષણ ત્યાં હતું?’

તે વકીલની પાછળ બેઠેલા પેલા પ્રેમીએ વકીલનો કોટ ખેંચી તેના કાનમાં કંઈ કહ્યું, પણ તેને હિંમત આપતો હોય તેમ તેના સામે હસી એકાદ શબ્દ બબડી વકીલ એ સ્ત્રી સામે ફરી તેના ઉત્તરની રાહ જોઈ રહ્યો.

‘કશું જ નહિ.’ તે બોલી.

‘માફ કરજો હોં, પણ.’ પાછળ આંગળી ચીંધી: ‘આ મિ. દેસાઈ ત્યાં રહેતા હતા એટલે કે એવું કંઈક અહીં તો કહેવામાં આવે છે ને?’

‘અરે, આ તો ત્યારની ક્યાં વાત છે?’ તે હસી, ‘હું તો જ્યારે મિ. દેસાઈને ઓળખતી પણ નહોતી ત્યારની વાત કરું છુ.’

‘પણ તો બીજું એવું કયું આકર્ષણ તમને ત્યાં ઊભા રહેવામાં હતું?’

‘એકે નહિ.’

‘ત્યારે શા માટે એ આગ્રહ તમે રાખતાં હતાં, મિસિસ જોષી?’

‘પોતાના આચરણનો વિચાર કર્યા વિના મારી નીતિમત્તાની આટલી કાળજી લેનાર એ માણસ મારી જે વર્તણૂકથી ખીજાય કે કલેશ અનુભવે એ વર્તણૂક કરવી મને ગમતી હતી એટલે.’

‘આ વળી નવો મુદ્દો તમે ઊભો કર્યો, મિસિસ જોષી.’ વકીલ હસ્યો. ‘પોતાના આચરણનો મિ. જોષી શો વિચાર કરે? તેમની ઉપર કંઈ..’

વચ્ચેથી જ એ સ્ત્રી બોલી ઊઠી: ‘એમના આચરણ વિશે એમને જ પૂછજો ને એ કેટલું પવિત્ર છે એ?’ એક તિરસ્કારસૂચક દૃષ્ટિ ફરી પાછી તેણે પતિની દિશામા વાળી.

બધાયે આંખો એ જ દિશામાં વળી. એ પુરુષે નજર આડી સેરવી. તેની સ્ત્રીનો પ્રેમી તેની સામે તિરસ્કારસૂચક છતાં વિજય સૂચવતું એક મંદ સ્મિત વેરી રહ્યો હતો. એક ક્ષણ પતિની આંખમાં ક્રોધ ભરાયો.

પણ એક ક્ષણ જ. બીજી ક્ષણે તેણે નજર ખેંચી લીધી અને નીચી ઢાળી દીધી.

વકીલ પૂછતો રહ્યો :

'એમની વાત તો એ કરશે. પણ તમે જ કહોને કે મિ. જોષીનું એવું તે કયું અપવિત્ર આચરણ તમને ખૂંચતું હતું કે જેના પ્રતિકારરૂપે તમે આટલાં અપમાન સહન કરીને પણ આ રીતે વર્તતાં હતાં ?'

'એ માત્ર પ્રતિકાર નહોતો, વેર હતું. વેર.' સ્ત્રીના હોઠ સખત બીડાયા. જાણે અત્યારે તે વેર જ વાળી રહી ન હોય !

ઓચિંતી નવા કૌતુકની એક લહર શ્રોતાગણના મુખ ઉપર ફરી વળી. પ્રતિપક્ષનો વકીલ પણ ટટ્ટાર થઈ ગયો. સ્ત્રીના પતિએ પણ મુખ ઊંચું કરી પળવાર એ સ્ત્રી સામે જોઈ લીધું—જાણે એ કંઈ નવી જ વાત ન કરી રહી હોય !

'મારા પ્રશ્નનો આ કંઈ જવાબ ન થયો, મિસિસ જોષી...વારુ, શેનું વેર તમે વાળતાં હતાં ?'

'એ પણ કહેવું પડશે ?' જાણે મૂંઝાતી હોય તેમ તે પૂછી રહી. તેના ઓષ્ઠ ઉપર એક આછું ખંધાઈભર્યું સ્મિત એક ક્ષણ–ક્ષણાર્ધ પૂરતું ફરકી ગયું હોય તેવો ભાસ મને થયો.

'બધું જ કહેવાનું. રજેરજ કહેવાનું. મિ. દેસાઈ સામેનો આક્ષેપ એવા ગંભીર પ્રકારનો છે કે કોઈ પણ વાત છૂપી રાખતાં એમને કદાચ અન્યાય થઈ બેસે. માટે જે હોય તે ખુલ્લા દિલથી કહો. મિસિસ જોષી.'

'એક બાજુએ એ માણસ નીતિમત્તાનો ડોળ કરતા ને બીજી બાજુ ઇંદુને ભણાવવાનો ડોળ કરતા.'

'ઇંદુ ? કોણ ઇંદુ ?'

વકીલે પ્રશ્નનું માત્ર ઉચ્ચારણ કર્યું પણ બધા ચહેરા એ એક જ પ્રશ્ન જાણે પૂછી રહ્યા હતા. ફક્ત મિ. જોષી પોતાની જગ્યાએ સ્વસ્થ બેઠા નહોતા રહ્યા; એ નામ પડતાં જ તે પોતાનું મુખ પોતાના વકીલના કાન આગળ લઈ ગયા હતા અને બહુ જ ગંભીરતાથી તેમને કંઈક સમજાવવા મંડ્યા હતા. સામે પક્ષે, પેલો પ્રેમી પણ વિજયસૂચક દૃષ્ટિ એમની સામે દોરાવતો જતો. પ્રશ્ન પૂછનાર વકીલને કંઈક દોરવણી આપવા કોશિશ કરતો દેખાઈ આવતો હતો. સ્ત્રી બોલી રહી હતી :

'ઇંદુ એટલે ઇંદિરા ભટ્ટ. મારી નાની બહેન.'

'ઓ હો, એમ કે ? તમારા પતિ તેમને ભણાવતા, એમ ?'

'ભણાવવાનું તો બહાનું જ હતું.'

'તો પછી ખરો ઉદ્દેશ શો હતો ?'

પળ એક તે કશું બોલી નહિ—ટગર ટગર વકીલની સામે જોઈ રહી. પછી એક ક્ષણ ન્યાયાધીશ સામે નજર ઠેરવી તેણે પતિ સામે જોયું, જાણે કહેતી ન હોય : 'તેં મને હેરાન કરી છે તો જો હું પણ તને બતાવી આપું છું.'

પણ પતિ તો પોતાના વકીલ સાથે વાતમાં રોકાયેલો હતો. એટલે ભોંઠી પડેલી એ નજર પેલા પ્રેમી તરફ વળી. ચારે આંખ એક થતાં સ્ત્રીની એ આંખો જાણે લાચારી અનુભવતી હોય, જાણે સામેની એ આંખો હવે આગળ વધવા પ્રેરણા મેળવવા માગતી હોય એવી વિનંતિભરી બની ગઈ હોય એવું મને લાગ્યું. પ્રેમીની આંખો જ માત્ર નહિ, આખી મુખચેષ્ટા તેને આગળ વધવા ઉશ્કેરી રહી હોય તેવી સ્પષ્ટરેખ બની ગઈ. અત્યાર સુધી સ્ત્રીએ ભજવેલા ભાગની કદરદાની પણ એ આંખોમાં અને એ ચેષ્ટામાં સ્પષ્ટ ઉપસી આવતી દેખાઈ. જાણે કે વિજય પાસે હોય અને વિરોધીની રેવડી દાણાદાર થઈ રહી હોય તેવા ભાવથી એ પ્રેમીએ એ સ્ત્રીની નજરને પોતાના મુખાભિનય વડે તેના પતિ તરફ દોરી.

એ એક ક્ષણમાં પેલા પતિએ પણ એ બંને સામે જોઈ લીધું હતું. સ્ત્રીની એ, તેના પ્રેમીની એ અને





પતિની બે એમ ૭ આંખો એક થતાં જુદો જુદો ભાવ ત્રણે ભોડકાંમાં તરી આવલો દેખાયો. સ્ત્રીમાં લાચારીનો, પ્રેમીમાં બધા વિજયનો અને પતિમાં આટલી વારમાં પહેલી જ વાર—નર્યો ક્રોધ અને તિરસ્કારનો.

મને વિચાર આવ્યો. કેવી લાચારી અને વિષમતા છે આ વીસમી સદીની અને આપણા મધ્યમવર્ગી સંસ્કૃત ગણાતા જીવનની! નીચલા ગણાતા વર્ગોમાં આ બન્યું હોત તો નપુંસક તિરસ્કાર અને હલકો વિજય દેખાડતા આ બંને પુરુષો એકબીજાને મારી નાખવાનો પ્રયત્ન કરી વૈરની તૃપ્તિ મેળવત. મધ્યકાળમાં આ બનાવ બન્યો હોત તો આ એક સ્ત્રીને મેળવવા બંને પુરુષો પોતાના જાનને હોડમાં મૂકત પણ અત્યારે...

પતિ ફરી પાછો પોતાના વકીલના કાન કરડવા લાગ્યો. પ્રેમી ફરી પાછો પોતાની દૃષ્ટિનાં બળે એ સ્ત્રીને આગળ ધપાવવા ઉશ્કેરવા લાગ્યો. નવરા જોવા એમ બધા શરમાયા વિના નફ્ફટ બની જુગુપ્સાપ્રેરક આ કહાણીમાંથી અમારી માંદલી રસવૃત્તિ પોષવા લાગ્યા, અને મુકદ્દમો ફરી પાછો વકીલના એના એ પ્રશ્નના પુનરુચ્ચારણથી આગળ ધપવા લાગ્યો.

'તો પછી ખરો ઉદ્દેશ શો હતો, મિસિસ જોષી?'

હજી પણ એક પળ એ સ્ત્રી કશું બોલી શકી નહિ. તે નીચું જોઈ મૂંગી ઊભી રહી ત્યારે તેનો ચહેરો દયામણો બની ગયો. પળ પહેલાંની વૈરની ભાવનાથી ભરેલી ઝેરી નારી કે વાટવાને આમતેમ ઉછાળતી ચંચળ લોલુપ લાગતી સ્ત્રીને બદલે મંથન અનુભવતી કોઈ દયામણી મૂર્તિ જેવી એ પળે તે વિશેષ લાગતી હતી.

ન્યાયાધીશ તેને મૂંગી ઊભી રહેલી જોઈને બોલ્યા: 'કચેરીનો સમય આમ વેડફાય નહિ, મિસિસ જોષી. તમે જલદી પ્રશ્નોના ઉત્તર આપો. તમારી બહેનને બચાવવી એ જો બહાનું જ હતું તો તેમ કરવામાં તમારા પતિનો ખરો ઉદ્દેશ શો હતો?'

'ઇંદુ બહુ રૂપાળી હતી.' નીચી નજરે ધીમે અવાજે માંડ માંડ તે આટલું બબડી.

પતિનું મોં જરાક ઝાંખું પડી ગયું. પતિનો વકીલ જાણે આખી બાજી સમજી ગયો હોય તેવી ચમક તેના ચહેરા ઉપર આવી ગઈ. શ્રોતાગણ વાતને મળતા આ નવા વળાંકથી કુતૂહલમિશ્રિત આનંદ અનુભવી રહ્યો. ન્યાયાધીશ લુચ્ચી હસતી આંખે એ સ્ત્રી તરફ જોઈ રહ્યા. તેનો વકીલ જાણે એ જ ઉત્તર સ્વાભાવિક હોય તેમ પૂછતો રહ્યો:

'હું...એમ! ત્યારે બરોબર...પણ...' જાણે નવો વિચાર સ્ફુર્યો હોય તેમ: 'માફ કરજો હો મિસિસ જોષી, પણ ખરેખર એ એટલી સુંદર હતી કે તમારી બહેન હતી એટલે તમને એવું લાગતું હતું?'

મિસિસ જોષીએ આ બે એક પળોમાં કંઈક સ્વસ્થતા મેળવી લીધી હોય તેમ લાગ્યું. હવે વકીલની સામે બરોબર નજર મેળવીને તેણે ઉત્તર વાળ્યો:

'ખરેખર એ ખૂબ જ સુંદર હતી. આખું ગામ એમ કહેતું.'

'તમારા કરતાં પણ વધારે સુંદર?' ન્યાયાધીશે હસીને પૂછ્યું. પ્રેક્ષકગણ પણ હસી પડ્યો.

સ્ત્રીને ગાલે શરમના શેરડા ઊતરતા લાગ્યા. જરા પાંપણ નીચી ઢાળી એણે કહ્યું:

'એ તો હું શી રીતે કહી શકું?'

'બરોબર પૂછે છે નામદાર ન્યાયાધીશ સાહેબ.' વકીલ બોલ્યા: 'તમારી બહેન તમારા કરતાં પણ વધારે સુંદર હતી કે જેથી...' તેણે વાક્ય અધૂરું છોડી દીધું.

'લોકો તેને ખરેખર સુંદર કહેતા.'

'તમારા કરતાં પણ વધારે?' ફરી પાછું ન્યાયાધીશે પૂછ્યું.

'એમ તો ન કહેવાય,' શ્રોતાઓ, સૌંદર્યના તેના



આ અભિમાન ઉપર હસતા હતા છતાં તે સ્ત્રી બોલી : 'પણ મારાથી ઊતરે એવી એ નહોતી એમ તો બધા જ કહેતા હતા.'

'ને તમે ?'

'મને પણ એ મારાથી બહુ ઊતરતી તો નહોતી લાગતી.'

'એટલે તમારા પતિદેવ તેને ભણાવવાનો આગ્રહ સેવતા, એમ ? ' હવે વકીલે હસતાંહસતાં પૂછ્યું.

'એમ જ ને, નહિતર ભાઈસાહેબ ક્યા હોંશિયાર વહી જતા હતા કે અમારા જેવા બુદ્ધિશાળી કુટુંબની કન્યાને જ્ઞાન આપવાની લાયકાત એમનામાં હોય ?'

હજી બીજો પ્રશ્ન વકીલ પૂછવા જતો હતો ત્યાં ન્યાયાધીશ બોલ્યા :

'તમે જે સમયની વાત કરો છો એ સમયે એ તમારી નાની બહેનની ઉંમર કેટલી હતી, મિસિસ જોષી ?'

પ્રેમીનો વકીલ આ અણધાર્યા પ્રશ્નથી જરાતરા લેવાઈ ગયો. 'બરોબર બરોબર.' એમ કહેતો હોય તેમ પતિનો વકીલ ડોકું ધુણાવવા લાગ્યો. પતિ પણ જરા આનંદમાં આવી ગયેલો દેખાયો. જવાબ દેતાં સ્ત્રી જરા ઝંખવાણી પડી ગઈ, થોથવાઈ ગઈ.

'ચૌદેક વર્ષની.' તેણે કહ્યું.

'બરોબર ગણતરી કરીને જવાબ વાળજો, હોં. '

'તેર પૂરાં કર્યાં હશે.'

'તે તમે એમ કહેવા માગો છો, મિસિસ જોષી,' જરા કરડા અવાજે ન્યાયાધીશે પૂછ્યું : ' કે આવડી નાની ઉંમરની છોકરીને ભણાવવામાં તમારા પતિનો ઉદ્દેશ બીજો જ હતો ?'

'એ તો આપે જોવાનું છે, નામદાર,'

'પણ એ છોકરીની ઉંમર કેવડી ? એ તો બચ્ચું ન કહેવાય ?'

ફરી પાછી સ્ત્રી મૂંગી બની ગઈ. નીચું આડું ઊંચું આમતેમ જોવા લાગી. ફરી પાછો ન્યાયાધીશ પૂછી રહ્યા.

'એવડી નાની ઉંમરની છોકરી બચ્ચું ન કહેવાય ?'

'બચ્ચું જ કહેવાય, નામદાર, પણ......' તે માંડ માંડ બોલી.

'પણ ? શું પણ ?'

'પણ......પણ......' અત્યાર સુધી પ્રયત્નપૂર્વક જાળવી રાખેલી સ્વસ્થતા મિસિસ જોષીને છોડી દેતી લાગી. તેનો ચહેરો તંગ બની ગયો. હાથના પંજા સખત મૂઠીઓમાં બંધ થઈ ગયા. તેની સામે જ તાકી રહેલા પ્રેક્ષકગણ સામે તેણે ઘૃણાપૂર્વક જોયું ને મોટેથી બોલી ઊઠી :

'પણ તે પરિપક્વ વહેલી બની ગઈ હતી.'

પ્રેક્ષકસમુહમાં સનસનાટી ફેલાઈ ગઈ. બધા એક-બીજાની સામે જોવા લાગ્યા. પતિ અને પ્રેમી પણ તેના અવાજના આ પરિવર્તનથી જુદાજુદા ભાવથી તેની સામે તાકી રહ્યા. પ્રેક્ષકગણમાંથી કોઈ તિરસ્કારથી હસી ઊઠ્યું, એ બધાની કશી જ ન પડી હોય તેમ ફરીથી પેલી સ્ત્રી હજીયે વધારે જોરથી બરાડી ઊઠી:

' તે પરિપક્વ વહેલી બની ગઈ હતી, વહેલી બની ગઈ હતી.'

પેલો વકીલ તેને આશ્વાસન આપતો હોય તેમ બોલ્યો : 'આસ્તે, આસ્તે મિસિસ જોષી, આસ્તે. એમાં ઉશ્કેરાટ અનુભવવાની જરા પણ જરૂર નથી. આપ જે કહેવું હોય તે શાંતિથી કહો ને.'

તેને જ જાણે જવાબ વાળતી હોય તેમ તેની સામે જોઈ ખડખડાટ હસતી તે બોલી :

'ઇન્દુ પરિપક્વ ઘણી વહેલી બની ગઈ હતી.'

'બહેન હિસ્ટેરીકલ બની ગયાં લાગે છે, નામદાર. આપણે એમને જરા આરામ આપીશું ?' વકીલે પૂછ્યું ને મેં ઘડીયાળમાં જોયું.

મારા ત્યાં ગયાને કલાક વીતી ગયો હતો. હવે હોસ્પિટલ ખલી હશે. મારે જવું જોઈએ,





એક છેલ્લી નજર મેં ચારે બાજુ ફેરવી લીધી. જાતજાતના ભાવ જાતજાતના ચહેરાઓ ઉપર પથરાયા હતા. હવે પેલો પ્રેમી ખસિયાણો પડી ગયો હતો અને પતિના ચહેરા ઉપર વિજયનો ભાવ અંકિત થતો જતો હતો. સ્ત્રીના તંગ બની ગયેલા ચહેરા ઉપર અકુદરતી હાસ્ય થયેલું હતું અને આંખમાં આંસુ તગતગતાં હતા. ન્યાયાધીશ અને વકીલો આ તો હમેશનો બનાવ હોય તેમ નિર્લેપ બની બધું જોઈ રહ્યા હતા.

એ ઓરડામાંથી બહાર નીકળ્યો ત્યારે ફરી કાને એના એ જ શબ્દો અથડાયા, એ ને એ જ ઝુરસાપૂર્વક ઉચ્ચારાયેલા: 'ઇન્દુ વહેલી, ઘણી વહેલા પરિપકવ બની ગઈ હતી.' એ શબ્દોની ચોંટથી બચવાને જાણે હું લગભગ દોડ્યો અને કચેરીના મકાનના રાક્ષસી દાદર ઊતરવા લાગ્યો. પણ મારા કાન તો જાણે સાભળતા જ રહ્યા: 'ઇન્દુ પરિપકવ બની ગઈ હતી, વહેલી પરિપકવ બની ગઈ હતી, ઘણી વહેલી પરિપકવ બની ગઈ હતી!'

મારું ચિત્ત ઘૃણાથી અને કરુણાથી ભરાઈ ગયું. કેવી હશે એ ઇન્દુ? કેટલી સુંદર હશે? પ્રેમ કેટલો બધો હશે આ બંને બહેનો વચ્ચે કે વૈરની એક માત્ર ભાવનાથી ભરાયેલી ગમે એમ કરીને પણ પોતાના પ્રેમીને બચાવી લેવા ગમે તે કહેવા અને સહેવા તૈયાર થયેલી આ સ્ત્રી તેનું નામ આવતાં જ હિસ્ટેરિકલ બની ગઈ? કેટલા હેતથી બંને બહેનો સાથે ઊછરી હશે?! જીવી હશે? કેટલા સ્નેહથી આ બાઈએ ગામના લોકો આગળ અનેકવાર અભિમાનપૂર્વક કહ્યું હશે, 'અમારી ઇન્દુ તો બધામાથી ચડી જાય એટલી સુંદર છે!' ને આજે આખી દુનિયા સાંભળે તેવી બૂમો પાડીને એ ઇન્દુ વિશે કહેવાનું એની પાસે માત્ર એક જ વાકય હતું—ક્રૂર, બેશરમ, ગોખી મૂકેલું, કે 'ઇન્દુ ઘણી વહેલી પરિપક્વ થઈ ગઈ હતી!'

ને તેયે-શા માટે? તેણે અમુક પ્રકારનો અમુક માણસ જોડે સંબંધ કર્યો હતો એટલે? જે પુરુષને માટે એ આ કહેવા તૈયાર થઈ હશે તેને તેણે કેટલો ચાહ્યો હશે? પોતાના નમાલા નિર્વીર્ય તેજવિહોણા લાગતા પતિને બદલે આ સુંદર તેજસ્વી પુરુષને મેળવતા તેને કેટલો આનંદ થયો હશે? રોમાંટિક અને ભાવનાભર્યાં પ્રેમનાં કેટલાં સ્વપ્નો એ લોકોએ સાથે ઘડી કાઢ્યાં હશે? તે પુરુષની છાતી ઉપર પોતાનું માથું ઢાળી દેતાં જાણે બધી જ ક્ષુલ્લકતાનું પોતે ત્યાં વિસર્જન કરી દેતી હોય તેવા ભાવ કેટલી બધી વાર તેણે અનુભવ્યા હશે? ને આજે એ જ પુરુષને નામોશીભરી સજામાંથી બચાવવા ખાતર, એ જ પુરુષના ઇંગિતથી પ્રેરાઈ આ અણગમતા અને અણછાજતા રંગમંચ ઉપરથી જ્યારે તેણે ફાટતા જતા સ્વરે અને ધડકતે હૈયે કોઈપણ વ્યક્તિ કોઈક જ વાર ઉચ્ચારી શકે એવા ક્ષુલ્લકમાં ક્ષુલ્લક શબ્દો ઉચ્ચારવા પડ્યા હશે કે ઇન્દુ, પોતાની વહાલી સુંદર માનીતી ઇન્દુ વહેલી, ઘણીઘણી વહેલી પરિપકવ બની ગઈ હતી, ત્યારે એ સ્ત્રીને મન એ પ્રીતિ, એ ભાવના, એ રોમાન્સ એ પ્રેમી અને એ બધાં કરતાંયે વધારે તો, એ શબ્દોનો ઉચ્ચાર કરી શકનાર એ પોતે કેટલાં હીન, કેટલાં ક્ષુદ્ર, કેટલાં નિરર્થક લાગ્યાં હશે!

આ અને આવા જ વિચારો હું ઝપબધ હોસ્પિટલમાં ચંદાબહેનના ખાટલા સુધી પહોંચ્યો ત્યાં સુધી મારા મનમાં ઘોળાતા રહ્યા. અને ત્યાર પછી પણ લાંબા કાળ સુધી મારી આંખો સામે એ સ્ત્રીની તંગ, ગ્રસ્ત, હિસ્ટેરિકલ બની ગયેલી મુખમુદ્રા નાચતી રહી અને મારા કાનમાં એના એ બૂમો પાડીને બોલાયેલા શબ્દો ચિત્કાર કરતા રહ્યા કે:

'ઇંદુ ઘણી, ઘણી જ વહેલી પરિપકવ બની ગઈ હતી!'

✶

# ગુજરાતીનો વિકાસ

કનૈયાલાલ મુનશી

> ગુજરાતીને ગુજરાતી તરીકેનું ગૌરવ લેવાનું શીખવનાર અને ગુજરાતની અસ્મિતા જગવનાર શ્રી મુનશી અત્યારે ભલે માનભર્યો હોદ્દો ભોગવતા હોય પણ ગુજરાત તો એમને એક સાહિત્યકાર તરીકે જ બહુમાને છે. ગુજરાતી ભાષા અને ગુજરાતીઓની અસ્મિતાના એ દૃઢ આગ્રહી હમણાં જ અમદાવાદમાં આવ્યા ત્યારે રાજ્ય પુનર્રચના પંચ સમક્ષ ભાષા વિષે બોલ્યા એ મહત્ત્વનું હોઈ અહીં મૂકેલ છે.

રાજ્ય પુનર્રચના પંચ રાજ્યોની પુનર્રચનાની અત્યારે તપાસ ચલાવી રહ્યું છે. આપણે તેના નિર્ણયની રાહ જોવી રહી. મારા મંતવ્ય મુજબ આપણે ગમે તેટલી વાતો કરીએ પરંતુ ભારત એક છે તે ભૂલવું ન જોઈએ. શબ્દોમાં નહિ પણ સજીવ ભાવનાંમાં એ એકતા રહેવી જોઈએ. ભારતની સંસ્કૃતિ એક છે એનું આપણને પૂરેપૂરું ભાન હોવું જોઈએ. ભારતનો છેલ્લાં પંદરસો વર્ષનો ઇતિહાસ રચાયો. જ્યારે ભારત સબળ હતું અને તેના સમગ્ર લોકોનો તેને ટેકો હતો ત્યારે ભારતવર્ષ મહાન હતું. પરંતુ જ્યારે તેમાં નબળાઈઓ આવી ત્યારે આપણે પરદેશીઓના ગુલામ બન્યા, આ વસ્તુ આપણે વિસરવી ન જોઈએ. રાષ્ટ્રીય આંદોલનનાં ૭૦ વર્ષ પછી સશક્ત સરકાર સ્થાપી છે. ત્યારે ભારતની કેન્દ્રીય સત્તાનું બળ કોઈ પ્રકારે ઓછું થાય એવી ભૂલ આપણે ન કરવી જોઈએ.

જર્મની સિવાય ભારત જેટલી ઝડપથી દુનિયાના કોઈ દેશે પ્રગતિ કરી નથી.

રાજ્યોની પુનઃરચના અંગે ઉહાપોહ થશે અને થાય છે એ તરફ આપણે લક્ષ આપવું ન જોઈએ. જે ગુલામી વેઠી છે તેનું પુનરાવર્તન ન થાય તેની આપણે પૂરી કાળજી રાખવી જોઈએ. આપણો ભારત દેશ આંજે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં મહત્વનો ભાગ ભજવે છે. જ્યારથી સત્તા આવી ત્યારથી (Stable and Progressive) સ્થિર અને પ્રગતિશીલ સરકાર તરીકે દૃષ્ટાંત રાખ્યો છે.

ભલે આપણી અંદર અંદર અસંતોષ હોય, ફરિયાદોનો તો આજે જમાનો છે. આપણા લોકોને ફરિયાદ વિના ખાધેલું પચતું નથી પરંતુ પરદેશીઓ જેટલા અહિંયા આવે છે એટલા મુક્તકંઠે પ્રશંસા જ કરતા જાય છે. આજે તો દેશમાં સ્થિરતા અને પ્રગતિ ચાલુ રાખવાના આપણા અથાગ પ્રયાસોની સૌ પ્રશંસા કરી રહ્યું છે.

સર્વાંગી વિકાસનો ગુજરાતે વિચાર કરવો જોઈએ અને જો ન થતો હોય તો તે કઈ રીતે થઈ શકે તે માટે નિરાંતે બેસીને વિચાર કરવો જોઈએ. આ માટે વિદ્વાન જુદા જુદા ખાસ વિષયોની કેળવણી લીધેલા પ્રોફેસરોની કમિટિઓ બનાવીને તેનો વિચાર થવો જોઈએ.

ગુજરાતમાં ૧૩ ટકા વસ્તી વધી છે જ્યારે જમીન—ભૂમિ તો તેટલી ને તેટલી જ મર્યાદિત રહી છે. વસ્તીના પ્રમાણમાં ખાવા જમવાનું સાધન, જે પ્રાંતની સમૃદ્ધિ છે તે પ્રત્યે આપણે લક્ષ આપવું જોઈએ. મારો અનુભવ છે કે વરસાદ આપણે ત્યાં અનિયમિત છે. સુંદર નદીઓ હોવા છતાં સૌરાષ્ટ્ર, વડોદરા, ભરૂચ વગેરે સ્થળે મેં દુષ્કાળ જોયો છે. રસાળ જમીન અને પાણીની સગવડ હોવા છતાં જે નહેરો જોઈએ તે આપણે ત્યાં નથી.

વસ્તીના પ્રમાણમાં ઈરીગેશન વધવું જોઈએ, આ પ્રશ્ન વિચારવા જેવો અને વર્તમાન સ્થિતિમાં પરિવર્તન લાવવા જેવો છે. આ બાબતમાં ગુજરાતે જાગૃત થવાની ખાસ જરૂર છે. આ અંગે યોજના કોઈ ચળવળ (Agitation) માટે નહિ પણ વિકાસની દૃષ્ટિએ તૈયાર કરવી જોઈએ.





અમદાવાદ એ ગુજરાતનું પાટનગર હોવાથી ગુજરાતી ભાષા પર ભાર મુકાય તે સ્વાભાવિક છે. ગુજરાતી ભાષા Expressive (અભિવ્યંજીત) બને અને તે અંગ્રેજી ભાષાનું સ્થાન લઈ શકશે તે માન્યતા ભૂલ ભરેલી છે. ચારસો વર્ષથી અંગ્રેજી ભાષામાં જે ખેડાણ થયું તેના પરિણામે તે પૂરેપૂરી Expressive બની છે. આજે વહીવટના ક્ષેત્રમાં અંગ્રેજી ભાષાનો શબ્દ લઈ તેનો તરજુમો કરવો પડે છે.

આંતરરાષ્ટ્રીય પરિષદ (Internationl Conference) કરી શકાય તેટલી શક્તિ ભાષામાં ન આવે ત્યાં સુધી તેનો અર્થ નથી. ગુજરાતી દ્વારા બધો કારભાર કરવો હોય તો ભાષાને બધી જ શક્તિ આપવી જોઈએ. ભાષાને તાકાતવાન નહિ બનાવો ત્યાં સુધી તેનો અર્થ નહિ રહે.

ઉસ્માનીયા યુનિવર્સિટીમાં ૨૫ વર્ષ સુધી લાખોનાં દાન કરાવીને સ્વભાષા માટેના પ્રયોગો કરવામાં આવ્યા છે, તરજુમા કરાવે ભાષા વધે તે વાત ખોટી છે. ગુજરાતીમાં સામાન્ય વિષય પર બોલી શકાય પણ બંધારણ પર ભાષણ નહીં આપી શકાય.

હું પણ અંગ્રેજી દ્વારા વિચાર વ્યક્ત કરું છુ તરજુમાથી નહિ પણ વિદ્વાનોએ ગુજરાતીનું વાહન કરી એવાં પ્રાદેશિક (Regional) પુસ્તકો તૈયાર કરવાં જોઈએ કે પેઢીઓ સુધી ઉપયોગમાં આવે.

ભાષા એવી વસ્તુ નથી કે ફેક્ટરીમાંથી લૉંગ કલોથના તાકાની માફક બટન દબાવીને બનાવી દેવાય આ માટે આપણે સૌએ સાથે મળીને સમગ્ર રીતે એવો પ્રયાસ કરવો જોઈએ કે એ પાંચ વર્ષમાં અભિવ્યંજિતા (Experessive) શક્તિ ગુજરાતી ભાષામાં આવે. ગુજરાતીનો ઉપયોગ કરવો હોય તો તે તરજુમીયા ન હોય પણ જે ગુજરાતીના પ્રોફેસરો હોય તેને અભિવ્યંજિત શક્તિ આપવી જોઈએ અને આવા પ્રોફેસરો માટે તાલીમના કલાસ કાઢવા જોઈએ.



## પ્રબુદ્ધા

ક્યારે મારા ઉર જખ્મની વેદના વાળશે તું?
ક્યારે મારી જાગતલસતી ઝંખના ટાળશે તું?
ક્યારે એવી અમિત અતુલો આર્દ્રતા આવશે તું?
ક્યારે સર્વે જગત ભરતી જ્યોત્સ્નિકા ખીલશે તું?
ક્યારે એ સૌ અમર જગમાંના બધા પ્રશ્ન મારા
ઉકેલશે તું જગત વચમાં એક મારી પ્રબુદ્ધા!

જયન્ત પરમાર

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# મને ચેન પડતું નથી

જયન્તિકા ઝવેરી

મને આજે ચેન પડતું નથી.

મારો હર્ષ હણાઈ ગયો છે, મારો આનંદ અટવાઈ ગયો છે, મારું દિલ દુણાઈ ગયું છે, મારું શરીર શક્તિહીન બની ગયું છે, હું સમસમી ઊઠું છું.

અને મારી સામે એટલી બધી ચિત્રાવલિ ખડી થઈ જાય છે...બાળકોનો જન્મ થાય છે. એક, બે, ત્રણ, ચાર, પાંચ...એનો કોઈ અંત નથી, કોઈ મર્યાદા નથી. સાવ નીચોવાઈ ગયેલી પાંચ–દશ બાળકોની માતા અને એ બાળકોને પોષવા માટે તનતોડ જહેમત ઊઠાવતો બેહાલ પિતા. એમના શરીરને નથી પૂરું પોષણ મળતું, એમના વિકાસ માટે નથી કોઈ સરકારી કાનૂનો કામે લાગતા, એમની સગવડ માટે નથી કોઈ સાધનો, એમને રહેવા માટે નથી પૂરી ઓથ, એમને પહેરવાનાં વસ્ત્રો પણ ચીંથરેહાલ છે, એમની કાયા તો જીવતાં હાડપીંજરથી ય વધુ નંખાઈ ગયેલી છે, અને એ જ રફતારે, બિલકુલ યંત્રવત માતા બાળકો જણે છે, પિતા એ બાળકોને મારે–પીટે છે, અને બાળકો એવા માત–પિતાને ત્યાં જન્મીને એક આછો નીસાસો નાખે છે ત્યારે મને ચેન પડતું નથી.

હું સમસમી ઊઠું છું. કેટલીય બાળાઓ લગ્નને માંડવે હોમાઈ જાય છે એનો મને વાંધો કેમ ન હોય? એનો પતિ એનાથી બેવડી ઉંમરનો હોય એ વિષે એની કોઈએ સંમતિ માગી હોય છે? એના પતિનું એ દિલ બહેલાવનારું રમકડું બનવા જઈ રહી છે એની કોઈને ખેવના છે? એની મહત્ત્વાકાંક્ષાઓ તો પુરુષને પણ ટપી જાય એવી છે એ વિષે એની પાસે બેસીને કોઈએ એને સમજવા પ્રયત્ન કર્યો છે? લગ્ન કરવાની એની ના નથી છતાં એ પોતાના ઇચ્છિત અને પસંદગીના સમવયસ્ક યુવક સાથે લગ્ન કરવા ઇચ્છે ત્યારે એની પડખે ઊભાં રહેવાની કોઈએ તૈયારી બતાવી છે? અને છતાં મડા સાથે એનું મીંઢળ બાંધવામાં એનાં હિતૈષીઓ એનું ભલું જ

આપણને ઉપર ઉપરથી દેખાતું શાંત નારીહૃદય કેટકેટલી કથનીઓ કહેવા તલસતું હોય છે એ તો આ લેખની એક પછી એક આવ્યે જતી ચિત્કારો કરી ઊઠતી શબ્દ ચિત્રાવલિ જ કહી આપે છે. બનાસકાંઠા જિલ્લાના અર્ધવાર્ષિક મુખપત્ર 'સાધના'ના આ ૧૫મી ઑગસ્ટે પ્રગટ થયેલ બીજા અંકમાં પ્રગટ થયેલો આ લેખ એ રીતે પણ સર્વપ્રિય થઈ પડે તેવો થઈ શક્યો છે.

વાંચ્છતા હોય છે એમ છાતી ઠોકી ઠોકીને સંભળાવી રહે છે એ મારા ગળે કેમ ઊતરે? લગ્ન પછીનાં બે પાંચ વરસે જ્યારે એ બાળા જીવન મહાલવા જેવી થાય ત્યારે જ હું એની વૈધવ્ય દશા જોઈને સમસમી ઊઠું છું.

મારું દિલ ત્યારે સાવ દુણાઈ જાય છે. વિધવાના સંયમભર્યા જીવન માટે મને પૂરેપૂરું માન છે. વિધવાના ત્યાગ માટે ખરેખર મારા મનમાં પૂજ્યભાવ પેદા થાય છે. પણ ફરજિયાત વૈધવ્યને ખેંચ્યે જતી એવી કેટલીયે યુવાન વિધવાઓને જ્યારે એમના પાપ છૂપાવવા ગામના પાદરની કાંટાની વાડો ઢૂંઢતી કે શહેરના બાળસંવર્ધક કેન્દ્રો પાસે જઈને કાકલૂદી કરતી જોઉં છું અને મારું ચેન વગરનું દિલ એવું તો દુણાઈ જાય છે!

મને જરાયે ચેન નથી. ચેન હોય પણ શાનું? એક જ માની કુખે જન્મેલાં બે બાળકો. એક પુત્ર અને બીજી પુત્રી. પુત્ર માટે અછો–અછો વાનાં કરતાં માતપિતા પુત્રીને પારકી થાપણ ગણીને એને વેઠની જેમ ધિક્કારતાં હોય છે. પુત્રની પ્રગતિ માટે બધુંય કરી છૂટે છે. કારણ એ કમાઈને ઘર ભરે છે. જ્યારે પુત્રી માટે છૂપો તિરસ્કાર, એના વિકાસ માટે બે–પાંચ ચોપડી





સુધીનું ભણતર, એના જીવનવ્યવહાર માટે ઘરકામ અને રસોઈ સિવાયની બીજી કોઈ પ્રવૃત્તિઓ માટેની ફરજિયાત મનાઈ; એનો સંસાર ચાલે એ માટે નથી એને માતૃત્વનું ભાન કરાવાતું કે નથી એને કોઈ પણ જાતની પ્રવૃત્તિમાં પરાયણ કરાવવાનું સૂઝતું. એના ઉછેર માટે નથી પૌષ્ટિક ખોરાક અપાતો કે નથી એની તબિયતની કોઈને પડી હોતી. પુત્રને દરેક જાતની સગવડ હોય છે. બધી રીતે એ મહાલી શકે છે. પુત્રીને કોઈ પણ જાતની સગવડ નથી હોતી, એને માટે ક્યાંય મહાલવાનું હોતું નથી. દીકરીની જાતને પારકે ઘેર જવાનું. હાં, એ વાત તો સાચી, પણ એ પારકાંને પોતાનાં કરવાની કુદરતે એને આપેલી બક્ષિસ કયા પુત્રમાં તમે જોઈ શકવાના છો ? એનો એ ભવ્ય ત્યાગ કોને ન હચમચાવી દે ? દુનિયાને દેખાડવા કરેલો કરિયાવર આપીને દીકરીને પરણાવીને જે ઘડીએ વિદાય મળે છે ત્યારે મારું દિલ હચમચી ઊઠે છે, મને ક્યાંય ચેન પડતું નથી.

મારો હર્ષ હણાઈ જાય છે. હું હર્ષ મેળવવા ઝંખું છું અને મારો હર્ષ કોઈ હણી જાય છે. એક ઘરમાં પણ હર્ષભર્યું વાતાવરણ નથી દેખાતું ત્યારે મારો હર્ષ ક્યાંથી ટકી શકે ? 'સંપ ત્યાં જંપ' એ કહેવત છે એટલે જ-મને એનું આકર્ષણ છે એમ તો કેમ કહી શકું ? પણ એક ઘરમાં રહેતાં ચારપાંચ માણસો પણ સંપે નથી રહી શકતાં પછી આડોશ પાડોશ સાથે તો સંપીને શી રીતે રહી શકે ! નિંદા, કુથલી, દેખાદેખી અને ઈર્ષામાંથી જ કોઈ ઊંચું નથી આવતું. નવરાશની પળોમાં કરવાનાં નાનાં નાનાં કેટલાંય કામ મૂકીને આવી જીવન વેડફી નાખતી પ્રવૃત્તિઓમાં રચ્યાં પચ્યાં રહેતાં કુટુંબો સમાજનો કેવો કચ્ચરઘાણ વાળી નાખે છે ! સમાજને કામની જરૂર છે, કુથલીની નહિ. સમાજ ઇચ્છે છે કે એને પ્રગતિપથે લઈ જનાર આવા 'ઝાઝા હાથ રળિયામણા' બને; પણ 'ઝાઝી સુયાણીએ વેતર વંઠે' એ તો સમાજને શી રીતે પોસાય ? અને સમુહની વેડફાતી શક્તિ જોઈને મારો હર્ષ ન હણાઈ જાય તો બીજું થાય પણ શું ?

મારો આનંદ અટવાઈ જાય છે. જ્યારે જ્યારે હું કોઈ કન્યાને એના કુદરતી સૌંદર્યને ઢાંકી દેતી કૃત્રિમતાથી મઢેલા ઠાઠમાઠમાં બનીઠનીને જતી જોઉં છું અને મારા આનંદને જાણે પાંખો આવી જાય છે ! સૌંદર્ય માટેની કલાપીની પેલી પંક્તિ

> 'સૌંદર્યો વેડફી દેતા ના, ના સૌંદર્યો મળે
> સૌંદર્યો પામતા પહેલાં સૌંદર્ય બનવું પડે.'

યાદ ન કરું તો ય એ દૃશ્યે મારા આનંદને ક્યાંય ઊભા રહેવાનું સ્થાન નથી મળતું. ઘરમાં પૂરતી સગવડ હોય કે ન હોય, કોઈનું જોઈને પોતે એટલું કરી શકે એવાં ખમતીધર છે કે નહિ એનો વિચાર કર્યા વગર એવી કેટલીય કુળવધૂઓને પોતાના ગજા ઉપરવટ ખર્ચ કરીને મહાલતી જોઉં છું, એવા કેટલાય પુરુષોને દેવાં કરીને પણ દંભી ઠસ્સો રાખતા જોઉં છું ત્યારે મને પ્રશ્ન થાય છે કે આ બધું કોના માટે ? દીકરીને સારો મુરતીઓ—એ પણ એવો જ કોઈ દંભી દસ્સાવાળો—મેળવવા માટે, દીકરો હોય તો આપણે ઘેર સારી કન્યાનાં પગલાં કરવા માટે. અને આવો બાહ્ય ભભકો જોઈને મારો આનંદ સાવ અટવાઈ જાય છે.

મારું શરીર શક્તિહીન તો ત્યારે બની જાય છે કે જ્યારે મારા જ દેશબાંધવો, મારી જ ભગિનીઓ મારું ગળું રહેંસવા તૈયાર થઈ જાય છે, ત્યારે હું ભાંગી પડું છું, મારા પગ સ્થિર રહી શકતા નથી, મારું શરીર આખું કમકમી ઊઠે છે. જે સ્વતંત્રતા મેળવવા માટે શહીદીને પણ હસતે મોંએ આવકારી છે એ જ દેશવાસીઓ અત્યારે આવા ગળાકાપુ બની બેઠા, અને તે પણ આઝાદી હાંસલ કર્યા પછી ? જે આઝાદી મેળવતાં ચુકવવી પડેલી કિંમતનો કોઈ આંકડો મૂકી શકાય તેમ નથી એને આવી રીતે કોડીની કિંમતે ભોગવવાની હોય ? માણસની સ્વાર્થવૃત્તિ ક્યાં જઈને અટકશે એ ભલે કોઈ ન કહી શકે. પણ

# પનોતા પગલા

ચુનીલાલ મડિયા

આ વાર્તા છે અમદાવાદની, અમદાવાદીની અને અમદા'વાદ'ની. એની શૈલી પણ દુનિયાના કોઈ પણ 'વાદ'થી જુદી તરી આવે એવી અમદા'વાદી'. આ નવો વાદ ભલે દુનિયા ન જાણે, અમદાવાદી તો જાણે જ. અમદાવાદને ઓળખતું કોઈ પણ જાણે. ગુજરાતના આ સિદ્ધહસ્ત વાર્તાકારનો ભારતી સંઘ તરફથી તુરતમાં જ પ્રગટ થનારે નવા વાર્તાસંગ્રહ 'શરણાઈના સૂર'માં આ વાર્તા પણ આવી જાય છે.

વાત માની શકાય એવી નથી? જેમને જેમને આ વાત કહી, એ સહુ તરફથી આ એક જ અભિપ્રાય મળ્યો છે. પણ મારા સાહેબ, આ તો સેવકે સગે કાને સાંભળેલી—અરે, સગી આંખે જોયેલી—વાત છે. તમારે એ સાચી માનવી જ પડશે.

અસંભવિત? અરે રામરામ ભજો, મારા સાહેબ! અમદાવાદ જેવું શહેર હોય ને લડાઈનો સમો હોય એમાં શું અસંભવિત રહે? અમદાવાદને તો તમે ઓળખો છો ને? હા, હા, આફ્રિકાથી આવ્યા પછી ગાંધીજીએ જ્યાં સાબરમતી આશ્રમ સ્થાપેલો એ જ અમદાવાદ...અને આપની જાણ માટે ઉમેરી દઉં કે ગાંધીજીને એ આશ્રમ સદાયને માટે છોડાવનાર પણ અમદાવાદ. ગાંધીજી જેવા ગાંધીજીને ગજવામાં લઈને ફરી શકે એવા ગઠિયા લોકો આ ગામમાં વસે છે. અમદાવાદીઓ તો અસંભવિતને પણ સંભવિત બનાવી શકે; સમજ્યા ને મારા સાહેબ!

નામ? અમદાવાદમાં વસો છો કે મહેમદાવાદમાં? જીવાભાઈ શેઠનું નામ નથી સાંભળ્યું? પાંચકૂવા પાસે કોઈ દહાડે ગયા છો કે નહિ? મસ્કતી મારકીટમાં કોઈ વાર પગ નથી મેલ્યો? જીવાભાઈના નામના સિક્કા પડે છે સિક્કા, હા.

રહેવાનું ઠેકાણું પૂછો છો? લડાઈ પહેલાં તો, લાખા પટેલની પોળમાં રહેતા પણ આવી ને...હા, હા, લડાઈની જ તો આ રામાયણ છે ને! સઘળા રૂડા પ્રતાપ લડાઈ માવડીના ગણીએ કે આ સેવક વેણીલાલને જીવાશેઠની પેઢીમાં નોકરી મળી...હા, લડાઈની તેજીમાં જ શેઠે 'પારિજાત' સોસાયટીમાં બંગલો બાંધ્યો. પણ એક વાત કહી દઉં, સાહેબ, કે બંગલો 'પારિજાત'માં પણ રહેવાનું તો પોળમાં જ.

કારણ? શું મારા સાહેબ! તમે પણ અમદાવાદી થઈને આવી બાબતનાં કારણ પૂછો છો! પોળના માઢિયામાં બાપદાદાની વારીની પુરાણી બરકત હોય એ શું 'પરિજાત'ના બંગલામાં મળવાની હતી? ને વળી પોળથી પાંચકૂવા મારકીટનો પાંચ જ મિનિટનો રસ્તો પગે ચાલી નખાય. સોસાયટીની બસનાં ભાડાં કાંઈ સસ્તાં છે, મારા સાહેબ?

ઉપયોગ? શરૂઆતમાં તો બંગલાનો ઉપયોગ ભાડાં ખાવા પૂરતો જ થતો. પણ પછી...હા, હા, પછીની

---

એ સ્વાર્થવૃત્તિ રાજ્ય શાસકોમાં પણ આટલી હદ સુધી પેસી ગયેલી જોઈને કઈ સ્વાતંત્ર્યપ્રિય પ્રજા સાંખી શકે? સ્વાતંત્ર્યની ખુમારી પ્રજાની નસે નસમાં થનગનવાને બદલે પ્રજાને ભાંગી નાખતા તુમારો તો શાસકોને જ સંતોષી શકે: પ્રજાને તો નીચોવી જ નાખે. આ જોઈને મારી શક્તિ સાવ જતી રહે છે, મને શક્તિહીન બનાવી દે છે; મારું શરીર ભાંગી પડે છે અને મારી બેચેની માઝા મૂકી દે છે.

આ બધું જોઈને હું સમસમી ઊઠું છું, મારું શરીર શક્તિહીન બની જાય છે, મારું દિલ દુણાઈ જાય છે, મારો આનંદ અટવાઈ જાય છે, મારો હર્ષ હણાઈ જાય છે અને મને ક્યાંય ચેન પડતું નથી.

*





જ તો એ વાત છે ..પછી શેઠના કુલદીપકે બંગલાનો ઉપયોગ જુદી રીતે કરવા માંડ્યો.

ના, સાહેબ, ના, એ વાત તો બહુ લાંબી છે. શેઠના સુપુત્ર રજનીકાંતની કીર્તિ હજી તમારે કાને પહોંચી લાગતી નથી, એના સદ્‌ગુણો લખવા બેસીએ તો સાગર જેટલી શાહી જોઈએ ને કલમ માટે તો આખી વનરાઈ વઢાવી નાખો તો ય પૂરી ન થાય. દીકરા વેણીલાલ, શેઠપુત્રની સદ્‌ગુણપ્રશસ્તિ કરવાનું તારું ગજું નથી. એ માટે તો આખી સુડાબોતેરી રચવી પડે, સુડાબોતેરી.

શું તમેય મારા સાહેબ, બધું મારે મોઢે જ બોલાવો છો ! જીવાશેઠનું અન્ન હજી આ વેણીલાલની દાઢમાં છે. એના ચિરંજીવીનું ઘસાતું બોલતાં આ જીભના કટકા કેમ ન થઈ જાય !

વાંક ? વાંક કોઈનો નહિ. રજનીકાંત કૉલેજમાં ભણતો ત્યારે તો કેવો મજાનો સીધી લૈનનો છોકરો હતો ! પણ પછી પેઢી ઉપર બેઠો ને એમાં લડાઈ આવી પડી. વાંક કોઈનો કાઢવો હોય તો વિધાતાનો જ કાઢી શકાય કે એણે આટલુંબધું નાણું એકેક માણસના હાથમાં સોંપી દીધું. પછી ? . પછી શું થાય બીજું ? આ અઢળક નાણાંની નિકાસનો કોઈ મારગ તો જોઈએ ને મારા સાહેબ ! એ મારગ બતાવનાર મિત્રો રજનીકાંતની પડખે ચડી ગયા. જર ને જુવાનીનું બેવડું જોર...પછી એમાં શું બાકી રહે, મારા સાહેબ !

મૂઉં બોલતાં,—એટલે કે લખતાં ય—શરમ આવે એવું છે. પણ આ વેણીલાલને જૂની આંખે નવા તમાશા જોવાનું માંડ્યું હશે એ મિથ્યા કેમ થાય ?...

...તમાશામાં બીજું તો શું હોય મારા સાહેબ ! ગદ્દાપચીસીના ખેલ રસ્તો. રજનીકાંત પણ ગદ્દાપચીસીમાં જ હતો ને ! લપસી જતાં શું વાર ? એક લટકાળીએ રજનીકાંતને લપસાવ્યો.

ના રે ના, રજનીકાંત તો પરણ્યો હતો, પરટ્યો હતો, ઘેરે ભગવાનનો દીધેલો બાબો પણ રમતો હતો... આ તો બધો ચકરડાંનો ચસકો...લ્યો ! ચકરડાંનો અરથ પણ સમજ્યા નહિ, મારા સાહેબ ? ચકરડાં એટલે આ ચાંદીના ગોળ ગોળ રૂપિયા, બીજું શું ! આ ચકરડાં જોઈને તો ભલભલા મુનિવર ચળી ગયા તો રજનીકાંત જેવો લબરમૂછિયો એને ચકરાવે ચડે એમાં શી નવાઈ ? એ તો જમાનો જ જુદો આવી ગયો મારા સાહેબ ! નાસિકના છાપખાનામાં થોકડાબંધ નોટો છપાતી હતી ને રજનીકાંત જેવા બાપકમાઈવાળા એને થોકડીએ થોકડીએ વાવરતા હતા.

ના, ઘરનાં માણસોને તો મોડેથી ખબર પડી. સેસાપટીવાળા બંગલાનો વહીવટ રજનીકાંત હસ્તક હતો એટલે એણે માલિનીદેવીને આ બંગલામાં જ રહેવાની સગવડ કરી આપેલી...ભાઈ નામ તો આ વેણીલાલે કાચે કાને સાંભળેલું એ ય.દ રહી ગયું છે, બાકી સાચું નામ તો કોણ જાણવા ગયું છે ?

ભાઈ વાહ ! તમે પણ શું મારા સાહેબ, નદીનું મૂળ ને નટીનું કૂળ તે કોઈને પુછાતું હશે ? કઈ ફિલમમાં કામ કરતી એ તો કોણ જાણે—આ વેણીલાલને સિનેમા જોવાનો બહુ શોખ નહિ, સમજ્યા ને, સાહેબ ! પણ નસીબમાં નાટકચેટક જોવાનું સરજ્યું હશે તે ઘરડેઘડપણ પડદા ઉપર પડછાયા જોવાને બદલે આ જીવતી જાગતી જોગમાયાનાં નાજનખરાં જોવાનો વારો આવ્યો. કહે છે કે એક જમાનામાં માલિનીદેવીના ડાન્સ ઉપર દુનિયા આફરીન હતી. ફિલમમાં એણે નાચ સિવાય બીજું કાંઈ કરવાનું જ નહિ.

શું બોલ્યા ? એ એકસ્ટ્રા-એકસ્ટ્રામાં આ અભણ વેણીલાલ કાંઈ સમજે નહિ...હા, હા, કદાચ ખ્રિસ્તી-ખ્રિસ્તી હોય પણ ખરી....તમે દુનિયા આખીને પગ નીચેથી કાઢી નાખી એટલે આવી ઝીણી ઝીણી વાતો જાણો જાવ ..હા સાહેબ ! એનો મિજાજ તો મહાવિલાયતી લાગતો'તો...બિચારા રજનીકાંતને તો હથેળીમાં રમાડતી'તી...હા સાહેબ, કહેવું પડે કે છોકરો પણ બાઈનો પડ્યો બોલ ઝીલતો હતો.

માલિનીદેવી પણ માગે તો રજનીકાંત દૂધ શું દારૂ લાવીને હાજર કરે...ના, સાહેબ, ના, પ્રોહિબિશન તો પછી આવ્યું. એ દિવસોમાં તો ગંગાજળ આજના ગુલાબજળ જેટલું છૂટથી જડતું. લડાઈના જમાનામાં તો શીશા લાટના લીલામ જેટલા સસ્તા હતા. શેઠિયા લોકો તો સોલ્જરોની જેમ નાહ્યા એટલું—અરે ભૂલ્યો, પીધું એટલું—પુણ્ય સમજતા હતા. આ વેવલા વેણીલાલ જેવો કોક કોરો રહી ગયો હોય તો ભોગ એના ! રજનીકાંતે ખાલી કરેલા શીશા હજી જીવાભાઈ શેઠનાં રાંધણિયામાં હીંગ-હળદર ને ધાણાજીરાં ભરવામાં વપરાય છે...હા, સાહેબ, હવે સમજ્યા ! અમદાવાદી માણસ એક પણ ચીજ નકામી જવા ન દિયે.

માબાપને ખબર પડ્યા વિના ક્યાંથી રહે ? ભઈ, છોકરે છાનું રખાય ત્યાં સુધી તો ઘણુંય રાખી જોયું...પણ તમને ખબર નહિ હોય સાહેબ, કે આ અમદાવાદમાં કોઈ માણસની કોઈપણ વાત છાની નથી રહી શકતી. અહીંના લોકો કાગડા જેવા છે... કાગડા એટલે એક આંખે પણ ઝીણામાં ઝીણી ચીજ જોઈ શકે એવા.. ને પછી કાગારોળ કરી મૂકે એવા...હા, એ તો સાબરમતીના પાણીની જ તાસીર છે. અમદાવાદમાં નંદના ફંદ એકલો ગોવિંદ જાણે એમ ન બને—ગામ આખું જાણે...હા, આ વેણીલાલ તો વાત કહે સાચી...રજનીકાંતના ફંદ પણ રાજનગરમાં ક્યાં સુધી છાના રહી શકે, મારા સાહેબ ?

આઘાત તો લાગે જ ને ! માબાપનો જીવ તો આવું જાણીને દુભાય જ ને ! જીવાશેઠે જંઈજિંઈ કરીને સંચેલું નાણું આમ સાબરમતીના પાણીની જેમ વપરાવા લાગે પછી તો બાપને કાળજે ઘા લાગે જ ને ! ભલે કાળાબજારનું પણ નાણું તો ખરું ને ! આ નાણું સુધરાઈના નળની જેમ નિકાસ થવા માંડે પછી તો બાપનો જીવ કેમ કરીને હાથ રહે ?...હા, જાવક કરતાં આવક એકવીસગણી વધારે હતી એ કબૂલ... પરમીટ ને કન્ટ્રાક્ટની કમાણીમાં ચારેય કોર બકડિયાં હતાં એ પણ કબૂલ...લડાઈની તેજીમાં કાપડનો એક કટકો કાચા સોનાના ભાવે વેચાતો હતો એ પણ સાડીસાત વાર કબૂલ. પણ સાહેબ મારા, આવે એ વહાલું લાગે, જાય એ બહુ વસમું લાગે. આદિ કાળથી દુનિયાનો આ રિવાજ છે. જીવાશેઠને પણ નાણું વેડફાતું જોઈને બહુ વસમું લાગ્યું.

માબાપે વાંધો તો બહુ લીધો પણ દીકરા પાસે બાપનું બહુ ઉપજી શક્યું નહિ.. ના, ના, દીકરો માથાભારે નહોતો, પણ કમાઉ હતો એટલે. બન્યું એવું કે લડાઈ જામતી ગઈ એમ પેઢીની કમાણી પણ જામતી ગઈ. વેપારનો બધો વહીવટ રજનીકાંતે પોતાને માથે ઉપાડી લીધેલો. દર અઠવાડિયે દિલ્હી લગી દોડધામ કરે, મોટામોટા લાટ સાહેબને મળેહળે, મિજબાનીઓ આપે...આ બધું કામ જૂના જમાનાના જીવાશેઠથી થોડું થઈ શકવાનું હતું ! જીવાશેઠે તો જિંદગી આખી પાંચકૂવે બેસીને ગજગજ કાપડ વેતર્યાં હતાં. એ ગજમાંથી ગાંસડીમોઢે વેપાર વધારી આપ્યો રજનીકાંતે. આમ દૂઝતાં ઢોરની જેમ દૂઝતા દીકરાનું પાટુ પણ કાકા કહીને ખમી ખાવું પડે ને !...હા, જીવાશેઠને તો જાંઘના જખમની જેમ, ન કહેવાય કે ન સહેવાય એવી સ્થિતિ થઈ પડી.

ના સાહેબ, માતાની વાત નોખી...રજનીકાંતની મા હરકોરબાને તો માલિનીદેવી આવવાથી મરવા જેવું થઈ પડ્યું. બાપની વાત જુદી હતી. પણ પેટના દીકરાનું નીચાજોણું સગી મા કેમ કરીને જીરવી શકે ?...હા, હા, રજનીકાંતની વહુને પણ એવો જ આઘાત લાગ્યો, વત્સલા તો બિચારી લાજમરજાદવાળા કુટુંબમાંથી આવેલી એટલે આવા ખેલ કોઈ દહાડો જોયેલા જ નહિ. આમ સાસુ-વહુ બેયનો સંસાર માલિનીદેવીએ સળગાવી મૂક્યો.

શું મારા સાહેબ, તમે પણ સાવ નાખી દેવા જેવી વાત કરો છો ! આમાં તે શું ફાયર-બ્રિગેડના બમ્બા કામ આવતા હશે ! આ તો ઉર્દૂ કવિતામાં આવે છે એવી આગ—જે જલાયે ન જલે, બુઝાયે ન





ખૂએ...રજનીકાંત તો માતાની કે પત્નીની કોઈની ફરિયાદ સાંભળે, એમ નહોતો. એ તો, માલિનીદેવીના મોહમાં ગળાબૂડ હતો...શું કહ્યું ?...લાઈફ-બેલ્ટ ? ...અરે મારા સાહેબ જે માણસ હાથે કરીને જ ડૂબવા માગતો હોય એને લાઈફ-બેલ્ટ પણ શી રીતે બચાવી શકે ?

ના, ના, આખરે બહાર આવ્યો એ તો બીજા કારણે—લાઈફ-બેલ્ટ વડે નહિ. પહેલાં તો વત્સલા હંગર સ્ટ્રાઈક ઉપર ઊતરી. પણ પત્નીની ભૂખ-હડતાલને તો રજનીકાંત જરાય ગણકારે એમ નહોતો. હા, પત્નીને તો એ મોઢામોઢ રોકડું પરખાવતો કે તું કાલ મરતી હોય તો આજ ભલે મરે...હા, એ લોકગીતમાં આવે છે એવું—બાળજો બાવળ-હેઠ જેવું જ—બેત-માળયું વલણ રજનીકાંતે અખત્યાર કરેલું.

ના, ના, છોકરો તમે માનો છો એટલો નિર્દય કે નિષ્ઠુર નહોતો...તમને નવાઈ લાગશે સાહેબ, કે જે શસ્ત્રની અજમાયશમાં પત્ની નિષ્ફળ ગઈ એમાં માતા સફળ થયાં...હા, હરકોરબા પોતે જ અન્ન પાણીનો ત્યાગ કરીને અનશન પર ઊતર્યાં. બ્રિટિશ સરકાર સામે બાપુ જે શસ્ત્ર અજમાવતા એ જ શસ્ત્ર માતાએ પુત્ર સામે અજમાવ્યું. કાં તો માલિની-દેવી નહિ ને કાં તો માતા નહિ. આ આખરીનામું સાંભળીને ઘર આખું ધાંધું થઈ ગયું. આખી પોળમાં વાત પહોંચી ગઈ...સગાંવહાલાંઓ, મરણ પથારીએ પડેલાં હરકોરબાની 'ખબર' કાઢવાને બહાને માલિનીદેવીની ખબર કાઢવા આવવા લાગ્યાં...ગામ-ગોષ્ઠિથી ગભરાઈને જીવાશેઠે પણ છોકરાની ખબર લઈ નાખી...હા, એમણે પણ આખરે સંભળાવી જ દીધું કે જહાન્નમમાં જાય તારો વેપાર અને જહાન્નમમાં જાય તારી કમાણી, પણ તારી આ જોગમાયાનો ટાંટિયો મારા ઘરમાં ન જોઈ એ ..

સફળતાની વાત કરો છો ?...બાપુએ બોધેલું અનશ-નનું અમોઘ શસ્ત્ર કદી નિષ્ફળ ગયું સાંભળ્યું છે, મારા સાહેબ ?...હૃદયપલટો ?... ભાઈ રજનીકાંતને હૃદય જેવું કંઈ ખરેખર હતું કે કેમ એ તો એ પોતે જાણે પણ પરિસ્થિતિમાં તો પલટો થયો જ. માલિનીદેવીનાં મૂગામૂગાં વળામણાં થઈ ગયાં . હા, હા, પરણીને આવેલી વહુ પાછાં પગલાં કરવા પિયર સિધાવે એવું જ થયું...ને હરકોરબાએ હેમખેમ પારણાં કર્યાં...

એ પાછાં પગલાંની જ તો આ પારાયણ છે ને, મારા સાહેબ ! પિયર સિધાવેલી પરણેતર થોડા દહાડા રહીને પાછી સાસરિયે પધારે એવો જ આ ઘાટ થયો... તમે જરા ધીરજથી સાંભળો તો સંભળાવું ને !

હા, માલિનીદેવીની વિદાય પછી તો સહુએ છુટકા-રાનો દમ ખેંચેલો કે ઘણે દિવસે ઘરમાંથી ઘો ગઈ... ક્યાં ગઈ, એ તો આ વેણીલાલ શી રીતે જાણી શકે, મારા સાહેબ!...ના, ના, માલિનીદેવી માટે કોઈને પ્રેમ નહોતો ઉભરાઈ જતો—એક રજનીકાંત સિવાય. પણ અનશન ઉપર ઊતરેલ માતાના પ્રેમ આગળ રજનીકાંતે પણ માલિનીદેવીનો પ્રેમ તુચ્છ ગણવો પડેલો ને !...પાછાં પગલાંનું આંદોલન શરૂ થયું એ પ્રેમને કારણે નહિ પણ પૈસાને કારણેસ્તો ! નહિ માનો, એમ ?...ત્યારે આ વેણીલાલને એટલું કહેવા દો મારા સાહેબ, કે તમે અમદાવાદમાં રહેવા છતાં અમદા'વાદ' હજી સમજ્યા નથી...ના, સાહેબ ના. શહેરમાં ભલે જૈનીઝમનું જોર રહ્યું. શ્રાવકોના સ્યાદવાદ સાથે આ તળપદા વાદને કશો સંબંધ નથી...કહું છું કે નહિ સમજાય, મારા સાહેબ, સહેલાઈથી નહિ સમજાય...ના સાહેબ ના દુનિયાનું એકેય અર્થશાસ્ત્ર આ અમદા'વાદ'ને લાગુ નથી પડતું. આ વાદનું અર્થશાસ્ત્ર સાવ અનોખું છે હા.

એ ફિલસૂફી જ તમને સમજાવવા માગું છું. પણ તમે જરા ધીરજ ધરીને સાંભળો ત્યારે ને !...બન્યું એવું કે, માલિનીદેવીની વિદાય પછી ઘરનું વાતાવરણ બદલાઈ ગયું તેમ પેઢીની હવા પણ પલટાઈ ગઈ. પણ ઘરમાં આવેલો પલટો સુખદ હતો, ત્યારે પેઢી-માંનો પલટો દુઃખદ હતો...

ના રે ના. પેઢી ઉપર આભ તો થોડું તૂટી પડવાનું હતું. ? પણ કમાણી થોડી થોડી ઓછી થવા લાગી ...એ તો તડકાછાયા છે. .વેપાર કોને કહે ?... બ્રિટિશ સલ્તનત જેવી સલ્તનતનો સૂરજ આથમી ગયો તો જીવાશેઠની પેઢીની શી ગુંજાસ! અગાઉ અશરફખાન બિચારો ગાયનમાં સાચું ગાતો કે 'એક સરખા દિવસ સુખના કોઈના જાતા નથી.'

અરે કાળાં બજાર તો શું, ધોળાં બજારમાં ય ધંધા સાવ બેસવા માંડ્યા. લડાઈના કન્ટ્રાક્ટ ને કવોટા કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા ! ભલભલા ચમરબંધીને ચોફાળ ઓઢવાં પડે એવા દિવસ આવી પહોંચ્યા, પછી જીવાશેઠનું તો પૂછવું જ શું ! પાંચ પાંચ મોટરો દોડાવનારની પાસે પેટ્રોલના ય પૈસા ન રહ્યા, હા.

બસ, અહીં જ આપણી વચ્ચે મતભેદો ઊભા થાય છે. તમે તમારા ભણતરનું અર્થશાસ્ત્ર અજમાવો ને હું આપણા અમદાવાદી અર્થશાસ્ત્ર પ્રમાણે વિચાર કરું છું...ના, સાહેબ, જીવાશેઠની કમાણી ઘટવાનું કારણ તમે કલ્પી નહિ શકો...તમે કહો એટલાની બીટ મારવા આ વેણીલાલ તૈયાર છે...તમે કહો છો કે લડાઈ ગઈ એટલે કમાણી ઘટી ગઈ!...અરે, આવી વાત તો પાણીને 'ભૂ' કહેનાર નાનું છોકરું પણ કહી શકે...ના, જીવાશેઠ આ કારણ સ્વીકારવા આજે પણ તૈયાર નથી...એ તો માને છે કે માલિની-દેવી જવાથી ઘરમાં બરકત ઘટી ગઈ...હસો તમતમારે, હસ્યા કરો...પણ હરકોરબા જેવાં ભગવતી બાઈએ પણ કબૂલ કર્યું કે છોકરાંએ ગમે એવી ઉધરેલી કે વંઠેલીને ઘરમાં બેસાડી હતી, પણ બાઈ હતી લીલ-પગલી ! હા, એનાં પનોતાં પગલાં થયાં ત્યારથી પેઢીમાં બરકત વધતી ચાલેલી...હા, ને એનાં પાછાં પગલાં થયાં ત્યારથી પેઢીમાં પણ વળતાં પાણી થઈ ગયાં.

ખાતરી જ હતી કે હજી તમે નહિ માનો...પણ સાહેબ મારા, આટઆટલાં વરસથી પેઢીના ચોપડા આ વેણીલાલે ચીતર્યા છે. હા, હા, સાચા ને ખોટા બેય જાતના ચોપડા આ સેવકે જ ચીતર્યા છે...ના, ના, ઈન્કમટેક્ષવાળાને મારો ને ઝાડુ !...હું તો ખાનગી સાચા ચોપડાનાં સરવૈયાંની વાત કરું છું...એના આંકડા બા-પોકાર બોલે છે કે માલિનીદેવીનાં પગલાં થયાં પછી કમાણી વધતી ગયેલી...હા, હા, વળી જીવાશેઠ પોતે બેધડક બોલે છે કે બાઈને વળાવ્યા પછી કમાણીમાં પણ વળતાં પાણી...

વહેમ ? વહેમ ગણવો હોય તો વહેમ ગણો...ભલે અંધશ્રદ્ધા કહો...વેવલાપણું...?...વાંધો નહિ ..આ તમે નસીબમાં ન માનનારાઓને આવી નાજૂક વાત શી રીતે સમજાવવી મારે ? .પણ રજનીકાંત હારે હથેવાળો કરીને વરેલી વત્સલાને—અરે સગી પરણેતરને પણ કબૂલ કરવું પડ્યું કે પેલી શોક્ય ગમે તેવી પણ શુકનવંતી હતી ખરી...હા, હા, કહોને કંકુ-પગલી, એમાં વાંધો નહિ.

એક વેળા જેને હાંકી કાઢવા માટે હરકોરબાએ અન-શનવ્રત લીધેલું, એમને પણ હા ભણવી પડી કે બાઈ ગમે એટલી અણગમતી, પણ હતી તો સારાં પગલાંની...એના આવવાથી ઘર સુખી થયું હતું ને એના જવાથી સુખનો સૂરજ આથમી ગયો...

ઉપાય તો બીજો શું થાય, મારા સાહેબ!.. હા, ઘરનાં વડીલોએ જ ઊઠીને રજનીકાંતને વિનવણી કરી કે માલિનીદેવીને પાછી બોલાવી લે...કહેવું પડે કે દીકરો ગમે તેવો તો ય કહ્યાગરો તો ખરો જ, કે વડીલોની આજ્ઞા શિરસાવંદ્ય ગણીને તુરત જ માલિની-દેવીની શોધ શરૂ કરી...

ના, સાહેબ, શેઠના નસીબ બે ડગલાં આગળ ને આગળ ચાલતાં હતાં. મુંબઈને મહોલ્લે મહોલ્લે ફરી વળ્યા પછી ખબર પડી કે પાર્ટીશન થયા પછી બાઈ પાકિસ્તાન ચાલી ગઈ છે...દેવી શું મુસલમાન ન હોઈ શકે?...હા, જાતબાતની આપણે શી પંચાત!...પણ એનાં પનોતાં પગલાં પાકિસ્તાનમાં પહોંચી ગયાં હતાં...

# કરુણ ગાન

શ્રી કેત -

> માનવજીવનની ઊર્મિઓ અને આવેગો જ્યારે શબ્દદેહ ધારણ કરે છે ત્યારે કોઈ ટાગોરની કલમમાંથી ગીતાંજલિ રચાઈ જાય છે. જગતના અમર સાહિત્યને સર્જનાર આ જાતનો આવેગ હોય છે. મંથનના એ શબ્દદેહની આ પણ એવી જ એક ગદ્યકવિતા નથી?

અંધારી રાત ઘેરી બનીને વીતી રહી છે. ભૂતકાળનાં અનેક સ્મરણોના તણખા ઊડી રહ્યા છે. તણખાના એ ઝાંખા પ્રકાશમાં અનેક મિત્રો યાદ આવે છે.

ખેર! એ બધાને યાદ કરીને શું કરવું છે? સ્મરણોની એ ભૂલાયેલી દુનિયા ઉપર વિસ્મૃતિનું હીમ છવાઈ જાય તો કેવું સારું? જીવનની કોઈ ઘડીએ જ્યારે એ યાદ આવે છે ત્યારે સહન કરવાનું મનોબળ મારામાં રહ્યું નથી.

આજે તો એ બધી વાતોને વર્ષો વીતી ગયાં છે. અને સ્મરણોના પડછાયા જ કેવળ સ્મૃતિરૂપે રહ્યા છે. પણ એ સ્મૃતિ હૈયામાં આક્રંદ જગવે છે.

મારા નાના જીવનમાં મેં કેટલાં મધુરાં સ્વપ્નો ઘડેલાં? એ બધાં સ્વપ્નો તમારી આસપાસ ગૂંથાએલા હતા. મારી સ્વપ્નમૂર્તિ તમે હતા. મારા આરાધ્ય દેવ તમે હતા. મારી આંકાક્ષાઓની આકાંક્ષા તમે હતા. મારા સૂના જીવનનો સહારો તમે હતા.

જીવનનાં વર્ષો કશા જ અસામાન્ય બનાવો વિના વીતી રહ્યાં છે. જિંદગીમાં કશા ભલીવારે કરી શક્યો નથી. મારું કથળેલું જીવન ક્યારે શાના પામશે તે સમજાતું નથી.

મારા જીવન પ્રદેશમાં પહેલીવાર જ્યારે તમે આવ્યા ત્યારે મારું મન કેવા ઉલ્લાસથી નાચી ઊઠયું! મારી કલ્પનાને નવી પાંખો આવી હતી. જીવન અનેક દિશામાંથી પાંગરતું હતું. હું મારી કલ્પનાભોમમાં સંતોષી હતો. મારા આરાધ્ય દેવના સ્મરણમાં મારા ક્ષુલ્લક જીવનની ધન્યતા મેં અનુભવી હતી. મારા આંસુથી તમારા ચરણો ધોયા હતા. જીવનનું સર્વસ્વ તમારા દ્વારે મેં ધરી દીધું હતું.

પણ આજે થાય છે કે એ ઉલ્લાસભર્યા આનંદને હું પાત્ર નહોતો. મારી નબળાઈ જ મારી દુશ્મન બની. જ્યારે મારા આરાધ્ય દેવે વરદાન આપવાને હાથ ઊંચો કર્યો ત્યારે મારા જીવનની કંગાલિયત સહસ્રગણી થઈને મૂર્ત બની રહી. હું પામર માનવી બની રહ્યો. મારાં સ્વપ્નો મૂરઝાઈ ગયાં. મારી કલ્પનાઓ ઊંડી ખીણમાં અનેક ટૂકડાઓ બનીને વેરાઈ ગઈ. હું સાવ અકિંચન ભિખારી બની ગયો. મારી આવી સ્થિતિ જોઈને મારા દેવનાં ચક્ષુઓ આંસુથી છલકાઈ ગયાં. કલાંત વદને એ મારી સામે બસ જોઈ જ રહ્યાં. મારામાં એ દારુણ નજરને ઝીલવાની શક્તિ નહોતી. હું દીન બનીને, ઘૂંટણીએ પડીને મારી ત્રુટિઓનું પ્રાયશ્ચિત કરતો રહ્યો.

પાછા મહિનાઓ વીત્યા. વર્ષો પછી વર્ષો જતાં ગયાં. દુખના ઘા જરા રૂઝાયા. પ્રેમનો, લાગણીનો એ

---

હશે! તમે એમ માનો છો કે રજનીકાંતે પાછાં પગલાં કરાવવામાં મહેનત જ નહિ કરી હોય?... પંચાત આ પરમીટની જ, બીજી શી? પરમીટ વિના પાકિસ્તાનથી અમદાવાદમાં આવે કેમ કરીને?

હા, એ વાત સાચી કે આ દાયકા આખાની લીલા પરમીટમાંથી જ શરૂ થયેલી ને અંતે પરમીટની મોંકાણમાં જ પૂરી થઈ ગઈ. શેઠ બિચારા બીજું તો શું બોલે? પણ કોઈ કોઈ વાર કહે છે ખરા, કે પાકિસ્તાનમાં જેને ઘેર આ દેવીનાં પગલાં થયાં હશે એને ઘેર અસરે ભર્યાં હશે.

★




પ્રથમ ઉછાળો જરા શમી ગયો. જિંદગીના વેરાન બાગમાં જરા લીલોતરી ઊગવા માંડી. મનમાં થાય છે કે તમારામાં કોઈ અદ્ભુત લાવણ્ય નથી. આંખને આંજી નાખે એવું નમણું સૌંદર્ય નથી. ત્યારે હે દેવ! તમારી આ ઝંખના મને છે શા માટે? મનમાં પડઘા પડે છે 'શા માટે? શા માટે?' પણ કશો ઉત્તર સંભળાતો નથી. અને છતાંય તમારી લગની જરા ય ઝાંખી થતી નથી.

*

અહીં આ નદીના સુંદર, મનોરમ્ય તટ ઉપર અનેક સંધ્યાઓ તમારી રાહ જોતા મેં ગાળી છે. નદીની ઊંચી ભેખડો બિહામણી લાગે છે. નદીના જોરદાર વહેતા પાણીના કાંઠે બેસીને મારા વહી ગએલા જીવનનો વિચાર કરું છું. આજે પહેલી જ વાર જીવન સાવ ખાલી લાગે છે. કેવળ શૂન્યતા ભરી હોય તેમ દેખાય છે.

અને મારી નજર નદીના મધ્ય વહેણે જાય છે. ત્યાં નાની નાની ટેકરીઓ છે. એ ટેકરીઓ ઉપર નાનાં વૃક્ષો છે. એ વૃક્ષો ઉપર દરેક સંધ્યાએ સેંકડો પક્ષીઓ રાતવાસો કરવાને આવી બેસે છે. પક્ષીઓના એ કિલ્લોલતા જીવનને જોઉં છું ત્યારે થાય છે કે હું ય આવું એક નાનું પક્ષી હોત તો? આ નદીના પ્રવાહની વચ્ચે, અવિરત ગાન ગાતાં પાણીના પ્રવાહો સાંભળીને જીવનને ધન્ય માનત.

કિલકિલ કરતાં પક્ષીઓનું આ મધુરું ગાન મારા સૂના હૈયામાં નવી આશાનું સર્જન કરે છે. અને હું મૂક બનીને એ સંધ્યાને, એ મસ્ત જલરાશીને, એ પંખીઓને વંદના કરું છું.

*

ફરી પાછા દિવસો વીતી રહ્યા છે. એક દિવસની વાત છે. સાંજ નમતી હતી. આજે સંધ્યાએ કશો ઠઠારો કર્યો ન હતો. આકાશમાં વાદળાંઓ પણ ડાહ્યાં બનીને સંધ્યાદેવીને વળાવવા આવ્યાં હતાં. હું નદીના લીલાછમ કિનારે ફરતો હતો. સાત ડુંગરાઓની રળિયામણી હારમાળા છે. એ હારમાળાની પાછળ પાછળ સૂરજ વિદાય લઈ રહ્યો હતો. મને અચાનક સાસરે જતી નવોઢા યાદ આવી. વિદાયની એ કેવી વસમી ઘડી!

મારો જીવ ઊંડો ઊતરી ગયો. જીવનદ્વારે એક દિવસ આવી જ નમતી સંધ્યા આવી ઊભી. વસમી વિદાય વેળાએ મનને પરમ શાંતિ મળે એવું કોઈ કાર્ય હજી તો કર્યું નથી. સામે જ નાના છોડ ઉપર રંગબેરંગી પુષ્પો ખીલ્યાં છે. એની મીઠી સુવાસ વાતાવરણમાં મહેક પૂરે છે. મારા વીતેલા જીવનમાં એવી મહેક મેં પ્રસરાવી નથી. નિષ્ફળતાનાં થોડાંક આંસુ આંખમાંથી ખરે છે. નદીના પ્રવાહમાં એ આંસુઓ ડૂબી જાય છે. હું અત્યંત ગ્લાનિભર્યા વદને પાણીની અંદર મારો પડછાયો, મારું પ્રતિબિંબ જોઈ રહું છું.

*

આટલાં લાંબાં વરસો સુધી જીવનવહેણ વહ્યા કર્યું છે. જીવનના એ વહેણમાં પ્રભાતની ગુલાબી સુરખી નથી ખીલી. ત્યાં તો કેવળ સંધ્યાનાં મંદ પગલાં જ સંભળાય છે.

જીવનનું આ કેવું કરુણ ગાન!



**'ઊર્મિ-નવરચના'નું વાર્ષિક લવાજમ ખાસ દીપોત્સવી અંક સાથે રૂા. ૭-૮-૦ (વિદેશમાં શિ. ૧૫) અને છૂટક નકલની કિંમત બાર આના છે. જાહેર ખબરના દર અને બીજી વિગત માટે કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરવો.**

# તળેટી અને શિખર

ઈશ્વર પેટલીકર

સંયુક્ત કુટુંબની આદર્શ ભાવનાની આગવી રીતિનીતિ જ્યારે કુટુંબને ભાર રૂપ થાય છે ત્યારે એ ભાવનામાં જે પરિવર્તન આણવું જોઈએ એ વિભક્ત કુટુંબની છતાં સારીયે આલમને કુટુંબથી નીરખવાની ભાવનામાંથી મળી શકે. અહીં આપેલા આ બે પ્રસંગો એક મેકના પુરક બની શકે તો?—તો તળેટી અને શિખરના ભેદ પાડવા જ શાના પડે?

મારી ઉંમર ત્રીસ વર્ષની છે. સરકારી ખાતામાં કારકુન તરીકે નોકરી પણ સારી હતી. પરંતુ એક ખર્ચાળપણાના દુર્ગુણે મને બધી રીતે પાયમાલ કરી નાખ્યો છે. નાનપણમાં લાડમાં ઉછર્યો હતો. પિતા પણ ખર્ચાળ ખરા. મને વીસ વર્ષનો મૂકીને એ ગુજરી ગયા ત્યારે વીમાની પાંચ સાત હજારની રકમ આવી તે જ બચત. બે બહેનો અને મને પરણાવેલો તેટલું ખર્ચ કાઢેલું એટલે એના દેવા પેટે બાકી રહેલી રૂ. બે હજારની રકમ વીમાની રકમમાંથી આપતાં બાકીનો વારસો મને મળેલો.

પિતા ખર્ચાળ એટલે નાનપણથી ખર્ચાળ ટેવો પડી ગયેલી એટલે કારકુનનો મને જે પગાર મળતો તેમાં પૂરું થતું નહિ. બચત રકમ એ રીતે ચાલુ ખર્ચમાં વપરાયે જતી હતી. હાથ છૂટો એટલે મિત્રો અને સ્નેહીઓ પણ સ્વાભાવિક વધે. હું કેવો ઉમદા માણસ છું કે મારે બહોળું મિત્રમંડળ છે તેમાં હું ગૌરવ પણ લેતો. પરંતુ આજે જે ચોખ્ખું જોઈ શકાય છે તે અગાઉ ન દેખાયું અને હું આંધળિયાં કરીને જીવ્યે ગયો.

પિતા વારસામાં મૂકી ગયા હતા તે રોકડ રકમ પૂરી થઈ ગઈ. બા પાસે જ ઘરેણાં હતાં તે પણ, બાએ પુત્રવાત્સલ્યમાં કહો કે ઉદારતામાં કહો, મારે હવે ઘરેણાં ક્યાં પહેરવાં છે કહી તે પણ મને સોંપી દીધાં તે ય વેચાઈ ગયાં. મારી પત્ની સાથે મારી બાને સારું ગોઠતું હતું એટલે એ રીતે પોતાને દુઃખી થવા વખત નહિ આવે તેમ બાને વિશ્વાસ હતો. બિચારી બાને તે વખતે ક્યાં ખબર હતી કે પોતાનો સપુત જ દુઃખમાં હડસેલી મૂકશે.

હવે વારો આવ્યો પત્નીનાં ઘરેણાંનો. પરંતુ એ માગવાની મારી હિંમત ન ચાલી. બા અને પત્નીને એથી આઘાત લાગે માની મેં એ રસ્તો ન લીધો. આવક કરતાં ખર્ચ વધુ હતું. એટલે એક નહિ તો બીજેથી રકમ મેળવવી રહી. એ રકમ શોધવા દૂર જવું પડે એમ નહોતું. મારી પાસે સરકારી શિલક રહેતી. મારી સહી એ માટે પુરતી ગણાતી. એટલે એમાંથી હું રકમ લઉં તો તાત્કાલિક ચાલે એવું હતું. એક દિવસ શિલકમાં રકમ મૂકી દઈશું. એટલે શો વાંધો છે તેમ સમજી એમાંથી રકમ વાપરવા માંડી. પરંતુ મારો પાપનો ઘડો ભરાઈ ગયો હોય તેમ ઓચિંતી તપાસણી આવી. ખરી રીતે આમ ક્યારેય વીઝીટ થયેલી જાણ્યું નથી. એટલે માનું છું કે મારા પાપે જ આવી હશે અને એમાં શિલક ખૂટતી નીકળી. હવે? ઓફિસવાળાએ બધાએ મારાં ચાપાણી પીધેલાં એટલે મારે લીધે દુઃખી થયા હોય તેમ દેખાવ કર્યો. મોંએથી સહાનુભૂતિ બતાવી. પણ એ બધું હાથીના દાંત જેવું હતું એ હું જોઈ શક્યો. અમલદારે કહ્યું કે રકમ તરત ભરી દે તો હું જવા દેવા તૈયાર છું. પણ રકમ ક્યાંથી લાવવી? પત્ની ભોગજોગે પિયર ગઈ હતી. એટલે એની જણસો પણ ઘેર ન હતી મારી અંગત શાહુકારી ઉપર રકમ ન મળી અને મારા ઉપર સરકારી રકમ ઉચાપત કર્યાનો ફોજદારી ગુનો કલમ ૪૦૯ મુજબ થયો. શિલકની નીચે મેં મારી સહી કરેલી હતી. અને તેટલી રકમ નહોતી. એટલે ગુનો સાબીત ન થાય એવું હતું જ નહિ. મને નવ માસની સજા થઇ.

આ મુદત દરમ્યાન મારી પત્નીનાં ઘરેણાં વેચાયાં. કેસ પાછળ નાહક આબરૂ બચાવવા ખર્ચ કર્યું.

બીજી કોઈ આવક ન હતી એટલે એ રકમ ઘરખર્ચ માટે ખર્ચવી રહી. મારી પત્નીએ ઇચ્છયું હોત તો એ દરમિયાન ત્રણ બાળકો લઈને પિયર રહી શકી હોત. પણ આ સ્થિતિમાં મારાં બાને એકલાં છોડી જવાં એને ઠીક ન લાગ્યું. અને એ બધાં સાથે રહ્યાં. ખર્ચમાં ઊતર્યાં.

છ માસની સજામાંથી છૂટીને આવ્યો છું, પણ જાણે મારાથી મોટું પાપકૃત્ય થઈ ગયું હોય તેમ મારે ત્યાં રાત દિવસ ચાપાણી પીનારા અને મારા ખાસ ગણાતા મિત્રો અને તમામ સગાંવહાલાંની દૃષ્ટિફેર થઈ મારી તરફ ઘૃણાની નજરે જુએ છે અને મારી સાથે સંબંધ ન રાખવા માગતાં હોય તેમ મારાથી દૂર ભાગે છે. દુનિયા સ્વાર્થી કહી છે તે શબ્દોનો ભાવાર્થ હું અત્યારે પ્રત્યક્ષ અનુભવી રહ્યો છું. મારો એક જ દુર્ગુણ—ખર્ચાળપણું, જો મારામાં ન હોત તો મારે જગતમાં કશું દુઃખ ન હતું. મારા જેટલી આવકવાળા બીજા કારકુનો જેમતેમ ખર્ચ નીભાવે છે. તેમ મેં જો કરકસરનો ગુણ કેળવ્યો હોત તો...... પણ રાંડ્યા પછીનું ડહાપણ શું કામનું?

આ કડવા અનુભવ પછી મારામાં ગમે તેટલું ડહાપણ આવ્યું હોય પણ સમાજ તો મને ગુનેગાર ગણીને જ ચાલે, ગુનેગાર ઠર્યો હોવાથી સરકારી નોકરી તો મળે જ નહિ. ખાનગી નોકરી માટે પ્રયત્ન કરું છું પણ પ્રારબ્ધની કઠણાઈ બાકી હશે એટલે કોઈ આશાજનક જવાબ મળતો નથી. હવે ચાલુ ખર્ચ કાઢવા કોઈ મિલકત રહી નથી. હું, બા, પત્ની ત્રણે ય વિચાર કરીએ છીએ પણ કોઈ દિશા સૂઝતી નથી. એવી નાલેશી અને કરુણાભર્યું જીવન વીતાવવું પડે છે કે આનાથી આપઘાત કરી છૂટવું સારું એમ થાય. હું એકલો હોત તો ક્યારનો ય એ પગલું ભર્યું હોત. પરંતુ એથી તો બીજાની ભયંકર કરુણતા સર્જાય એ કારણે તે રસ્તો પણ મારે માટે ઉઘાડો નથી.

મારું દિલ તમારા આગળ એટલા માટે ખોલું છું કે મને ગમે ત્યાં નોકરી લગાડી રોજી ચાલુ કરી અપાવો. અને હું નોકરી વગર લાંબું ખેંચી શકું તેમ નથી. મારી સમક્ષ નોકરી ન મળે તો બે રસ્તા દેખાય છે. (૧) અમારે બધાંએ આપઘાત કરવો, પરંતુ એ વાત મારા મોંએથી, ઉચ્ચારાય તેમ નથી. (૨) એટલે બીજો રહે છે, પરિવર્તન કરવાનો માર્ગ. ખ્રિસ્તિ થવાથી મીશનરીઓ એમની સંસ્થામાં નોકરી આપે છે એમ સાંભળ્યું છે. તો છેવટ એ જ રસ્તો મારે માટે રહેશે?

[૨]

**શ**નિવારે સવારની ગાડીમાં હું અમદાવાદ જતો હતો. અચાનક ડબામાં એક પ્રોફેસર મળી ગયા. ઈંગ્લેન્ડ તાજા જઈ આવેલા હતા. ત્યાંની પ્રજાની આર્થિક સ્થિતિ વિષેની ચર્ચા નીકળી.

પ્રોફેસરે કહ્યું: 'આપણે ત્યાં સંયુક્ત કુટુંબની પ્રથા દ્વારા જેમ આખા કુટુંબ ઉપર વ્યક્તિની જવાબદારી નાખેલી છે. તેમ ઇગ્લેંડમાં આખા દેશને એક કુટુંબ માની લઈને દેશ ઉપર વ્યક્તિની જવાબદારી નાખેલી છે.

મેં પૂછ્યું: 'એ કેવી રીતે?'

પ્રોફેસર: 'વ્યક્તિની આખી જવાબદારી સરકારે ઉપાડી લીધી છે, એને ધંધો આપવાથી માંડી એ ઘરડો થાય ત્યારે ઘડપણના પેન્શન સુધીની વ્યવસ્થા છે. માંદગીમાં મફત સારવાર કરવામાં આવે છે. ટી. બી. જેવી ખર્ચાળ અને લાંબી માંદગી હોય તો પણ દર્દીને ખર્ચની ચિંતા માથે રહેતી નથી.'

હું: 'સમૃદ્ધ દેશ હોય તેને એ તો પોષાય ને?'

પ્રોફેસર: 'ઈંગ્લેન્ડે કમાતા વર્ગ ઉપર એ બધો બોજો નાખ્યો છે. આપણા સંયુક્ત કુટુંબમાં પણ કમાનાર ઉપર એ બોજો હતો. પરંતુ સંયુક્ત કુટુંબમાં કોઈ વ્યક્તિ જવાબદારી અદા ન કરે તો, અને એદીકુ થાય તેનું નિવારણ ન હતું. જ્યારે આમાં તો કોઈને એદીકુ થવાની તક નહિ. સશક્ત માણસે





કામ કરવું પડે. કામ આપવાની જવાબદારી સરકારની અને દરેકને સરખી તક અને સ્વતંત્રતા એટલે એને કામ કરવાનો ઉમંગ પણ રહે.'

હું 'તો પછી સંયુક્ત જવાબદારી કયા અર્થમાં ?'

પ્રોફેસર : 'સરકારની કર પદ્ધતિ જુઓ એટલે એ માલમ પડે. આપણે ત્યાં આવકવેરો છે અને ઈંગ્લંડમાંય છે. ત્યાં બે જાતની કમાણી ગણાય છે. જાત કમાણી અને બેઠી આવક. માણસ ધંધો કરતો હોય અને તેમાં જે કમાણી થાય તે જાતે કમાણી અને મકાનભાડાં, વ્યાજ વગેરે જાતની આવક, જેમાં મિલકતને લીધે કમાણી થતી હોય તે બેઠી આવક. આમ બંને જાતની આવક ઉપર જુદા જુદા કરના દર. જાત કમાણી કરતાં લગભગ દોઢો કર બેઠી આવક ઉપર છે. એ જ રીતે જે મોજશોખની વસ્તુ કે મોટા ધંધાદારીને જરૂરની ગણાય તેવી વસ્તુઓ જેવી કે મૉટરકાર, જો ખરીદી હોય તો, લગભગ ૭૦ ટકા ટૅક્ષ. એટલે માણસ ધંધા માટે જ વાપરી શકે. અને અંગત શોખ માટે વાપરવી હોય તો વધારે ટૅક્ષ આપે. ઘરમાં એક કરતાં વધારે નોકર હોય તેનો પણ ટૅક્ષ. મતલબ કે વધારે કમાનાર પાસે ઓછી મહેનતે (બેઠી આવક) કમાનાર પાસેથી વધારે ટૅક્ષ.'

હું વચ્ચે કંઈ ન બોલ્યો એટલે પ્રોફેસરે અટકીને કહ્યું : 'કેવળ મોજશોખની વસ્તુ મોંઘી કરીને બેસી રહેવાનું નહિ. પણ જીવનની ખાસ જરૂરિયાતવાળી ચીજો—ખોરાક જેવી—સસ્તી કરવાની. એ ચીજો જે વર્ગ પકવે તેની પાસેથી તો એને પોષાય એ ભાવે લેવાની પણ સરકાર સબસીડી આપીને તે ચીજો ખરીદ્યા ભાવ કરતાં સસ્તી વેચે. દૂધ છ આનાનું લગભગ દોઢ શેર જેટલુ સસ્તું વેચાય. તેમાંય નાનાં બાળકો માટે તો એક પેનીનું દોઢ શેર! એટલે ગરીબમાં ગરીબ માણસને પણ જીવનની જરૂરિયાત ગણાય એ એને પોષાય તેટલી સસ્તી આપવાની. એટલે ગરીબાઈને લીધે આરોગ્ય ઉપર ખરાબ અસર ન થાય. વળી આવકવેરો પણ કુટુંબના સભ્યો પ્રમાણે ગણાય. માણસ એકલો હોય તો ૧૫૦ પૌંડ સુધી માફ, પરણે એટલે પત્નીના ૭૦ પૌંડ માફ, દરેક બાળકદીઠ ૫૦ પાઉંડ માફ, અને તે ઉપરાંત દરેક બાળકને ઉછેરવા માટે અઠવાડિયે ૧૫ શિલિંગ સરકાર બાળકનું ભથ્થું આપે! ભણતા બાળકને મફત કેળવણી અને બપોરનું જમણ શાળામાં મફત મળે. આમ ગરીબમાં ગરીબ માણસની જરૂરિયાતો સરકાર સસ્તી પૂરી પાડે. એ રીતે વધારે કમાનાર ઉપર વધુ ટૅક્ષ લઈ ખર્ચનો બોજો સરખો કરી નાખે.

'લોકશાહીમાં વ્યક્તિસ્વાતંત્ર્યને સંપૂર્ણ પોષવું હોય તો આર્થિક સ્વાતંત્ર્ય હોય તો જ બને. માણસને એનાં બાળકોની કેળવણીનો બોજો નહિ, બેકારોને ચિંતા નહિ. ઘડપણમાં ન કમાઈ શકે તેની ફીકર નહિ. આરોગ્યની દૃષ્ટિએ પોષક ખોરાક મળે, પછી એ પ્રજા શું સાધ્ય ન કરી શકે?

હું : 'પ્રજા પણ સરકારના વહીવટ પાછળની દૃષ્ટિ સમજે એટલે સહકાર આપે અને અહીં તો '

પ્રોફેસરે કહ્યું : 'ત્યાંની પ્રજાના લોહીમાં લોકશાહીની ભાવના રગેરગ વ્યાપી ગયેલી છે. અપવાદરૂપ પ્રસંગો કદાચ છેતરપીંડીના બનતા હશે. બાકી પ્રજા કાયદાને વફાદાર રહેવાની, કરવેરામાં ચોરી નહિ. ત્યાંનો એક મજૂર આપણા ૭ મજૂર જેટલું કામ કરતો લાગે, આખો દેશ સંયુક્ત કુટુંબ હોય તે જાતની સગવડ અને છતાં વ્યક્તિના વિકાસ અને સ્વાતંત્ર્યને સંપૂર્ણ તક.' અને સહેજ અટકીને એમણે ઉમેર્યું: 'આ તક કેવળ અંગ્રેજોને છે એવું નહિ, ઇંગ્લેંડની ધરતી ઉપર પગ મૂકયો તે દરેકને હું ત્યાં હતો તે અરસામા હિંદથી એક વિદ્યાર્થી આવ્યો. પંદર દિવસ પછી માંદો પડતાં તપાસ કરી તો ટી. બી. હતો. તરત હૉસ્પિટલમાં ખસેડ્યો. ત્રણ વરસ સુધી એની સારવાર ચાલી, સરકારે ખર્ચ ભોગવ્યું અને સાજો થઈને હિંદ આવ્યો!'

★

# ઉદ્વેગ

હર્ષિદા પંડિત

> માણસ સમજતો થયો અને એને પરોક્ષ કે અપરોક્ષ અનેક હેરાનગતિઓના ભોગ થવું પડયું. આમાંની મોટા ભાગની એણે જાતે જ ઊભી કરેલો હોય છે. માનસશાસ્ત્રને લાગેવળગે છે ત્યાં સુધી આનાં કારણો જાણીને એનો ઉકેલ પણ મળે. પણ એ બધા ઉકેલને અનુસરવાનું મનોબળ તો કેળવવું જ જોઈએ ને? ઉદ્વેગ (Anxiety)ને પણ માનસશાસ્ત્ર એક નબળી કડી ગણે છે.

વર્તમાન સંજોગોમાં જીવતી અને દરેક પળે અસલામતીની હવા શ્વાસમાં લેતી દરેક વ્યક્તિએ ઉદ્વેગનો પ્રત્યક્ષ કે પરોક્ષ અનુભવ કર્યો જ હશે. સૌને વિદિત છે તેમ ઉદ્વેગ એ આ વીસમી સદીના મધ્ય ભાગનું સામાન્ય લક્ષણ છે. દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી દરેક દેશ પર એની વિસ્તૃત જાળ પથરાયેલી છે. આ યુગમાં ઉદ્વેગ ઉત્પન્ન કરે એવા સંજોગોની પણ કયાં ખોટ છે? લડાઈની ધમકીઓ, હાઇડ્રોજન બૉંબની ભયાનકતા, ખૂનખારિત્વનો ખ્યાલ તથા રાજકીય ને આર્થિક સંઘર્ષોને ઉદ્વેગ ઉપજાવનારા બાહ્ય સંજોગો તરીકે ગણાવી શકાય. એ ઉપરાંત માનવીના મનમાં ઘોળાતાં આંતરિક ઘર્ષણો, એના સામાજિક સંબંધો, માનસિક પતનો અને જીવનનાં મૂલ્યાંકનોમાં સતત આવતાં પરિવર્તનોથી પણ ભાગ્યે જ કોઈ અજાણ હશે. આ આખી પશ્ચાદ્ભૂમિકા માનવીના વ્યક્તિત્વને ઉદ્વેગના રંગે રંગ્યા વગર કઈ રીતે રહી શકે?

આમ વ્યક્તિથી માંડીને સામાજિક, સાહિત્યિક, રાજકીય, આર્થિક, ને ધાર્મિક દરેક ક્ષેત્રમાં ઉદ્વેગનું સામ્રાજ્ય સ્થપાયેલું છે. ઑડને તો આ યુગને ‘ઉદ્વેગ યુગ’ તરીકે ઓળખાવ્યો છે ને ઉદ્વેગ પર નાનું કાવ્ય લખ્યું છે. એમાં એણે ચાર પુરુષોના લડાઈ વખતના અનુભવોનું વર્ણન આપ્યું છે. ઉદ્વેગનાં કારણો ખૂબ ઊંડાં હોય છે એમ એણે એનાં પાત્રો દ્વારા સ્પષ્ટ કર્યું છે. આ કાવ્યનાં ચાર જુદા જુદા સ્વભાવવાળાં ને જુદા વાતાવરણમાં ઉછરેલાં પાત્રોમાં અમુક સામાન્ય લક્ષણો પણ છે. એકાકીપણું, માનવી તરીકેની બિનકદરદાનીની ભાવના, પ્રેમપાત્ર બનવાની કે બનાવવાની અશક્તિનું ભાન, પ્રાથમિક જરૂરિયાતોનો અભાવ, આમાંથી ઉગરવાનો સામૂહિક પ્રયત્ન અને મદિરામાંથી આશ્વાસન મેળવવાનો નિષ્ફળ પ્રયત્ન—આ બધાં આ ચારેય પાત્રોના સ્વભાવમાં વણાઈ ગયેલાં તત્ત્વો છે. ઑડન એમ સૂચવે છે કે જ્યાં વેપારી અને યાંત્રિક મૂલ્યાંકનો પર વધુ ભાર મૂકવામાં આવતો હોય એવી સંસ્કૃતિમાં ઉદ્વેગનાં મૂળ રોપાયેલાં હોય છે.

ફ્રેંચ લેખક આલ્બર્ટ કેમેએ ૧૭મી સદીને ગણિતની, ૧૮મી સદીને ભૌતિક વિજ્ઞાનોની, ૧૯મી સદીને જીવ વિજ્ઞાનની ને ૨૦મી સદીને ભયની સદી તરીકે નવાજી છે. આલ્બર્ટ માને છે કે ભય એ વિજ્ઞાન નથી, પણ ભયને કારણે જ અનેક જાતના માનસિક પ્રત્યાઘાતો જન્મે છે.

સામાજિક ક્ષેત્રે પણ લીંડ નામના અમેરિકન લેખકે ‘Middletown’ નામના પુસ્તકમાં ઉદ્વેગ વિષે રસિક ચર્ચા કરી છે. યંત્ર યુગમાં માનવી જાણે યંત્રો સાથે હરીફાઈ કરતો હોય એમ આંધળી, નિરર્થક દોડાદોડ કરે છે, પૈસા કમાવા માટે ન ગમતી હોય એવી પ્રવૃત્તિ એને ફરજિયાત આદરવી પડે છે અને ફુરસદનો ઉપયોગ પોતાના શોખો પાછળ કરવાની વૃત્તિ હોવા છતાં એક જગાએથી બીજી જગાએ જવામાં ને મૉટર, ટ્રામ કે ટ્રેનમાં મુસાફરી કરવામાં એનો સમય ખર્ચાઈ જાય છે. લીંડ કહે છે કે આ દુનિયા દિવસે દિવસે ભૂલભૂલામણી જેવી થતી જાય છે ને માનવી એમાં ગૂંચાયેલો રહીને સાચી દિશા શોધી શકતો નથી. ઉપરાંત એને અનેક જાતની અસલા-





મતીઓ બહુ ખરાબ રીતે સતાવે છે. આ બધી ગૂંચવણભરી પરિસ્થિતિમાંથી ઉગરવાનો એક જ ઉપાય એને સૂઝે છે અને તે ઉદ્વેગભરી સ્થિતિમાં રહેવાનો.

રાજકીયક્ષેત્રે પણ જુદા જુદા દેશો તરેહ-તરેહના વાદોના ગૂફામાં પડ્યા પડ્યા, પોતાને જેમાં શ્રદ્ધા એ જ વાદ સાચો તારણહાર, એમ માન્યા કરે છે. દરેક દેશને કાંઇક અજ્ઞાત ભય ડરાવે છે. જો કોઈ પણ દેશને મૃત્યુનો ભય હોય તો સમજી શકાય એવી વાત છે, પરંતુ વાસ્તવિકરીતે જોઈએ તો એમ નથી. હકીકત એ છે કે દરેક દેશનું માનસ બીજા દેશની રાજકીય વિચારસરણીથી ડરે છે, એના મનમાં બીજા દેશ વિષેનો ભય વધુ ને વધુ ઊંડો થતો જાય છે. જ્યારે પરિસ્થિતિ એવી સર્જાતી હોય કે એક સમૃદ્ધ દેશ બીજા અવિકસિત દેશને પોતે શોધેલાં સંહારક સાધનોથી ડરાવતો હોય કે વારંવાર ધમકી આપતો હોય ત્યારે બીજા દેશના મનમાં અજ્ઞાતપણે પણ ઉદ્વેગ પ્રવેશ્યા વગર રહેતો નથી.

આથી દુનિયાના દરેક ક્ષેત્રમાં આટલું મહત્વનું સ્થાન ભોગવનાર ઉદ્વેગ વિષે ખૂબ જ ઊંડો વિચાર માનસશાસ્ત્રે કર્યો છે. ડૉ. વીલોહ્બીએ આખીય વિશ્વ-સંસ્કૃતિના મુખ્ય માનસિક લક્ષણ તરીકે ઉદ્વેગની ઓળખાણ આપી છે. એ જણાવે છે કે ઉદ્વેગનું વિશ્લેષણ કરીએ એ પહેલાં આપણે ઉદ્વેગનાં પરિણામોનો વિચાર કરવો જોઈએ. આત્મહત્યા, માનસિક રોગો ને છૂટાછેડા એ ઉદ્વેગભરી માનસિક સ્થિતિનાં સર્જન છે. છેલ્લાં સોએક વર્ષમાં હિંદ ને જાપાન બાદ કરતાં માનસિક રોગો, છૂટાછેડા અને આત્મહત્યાના કિસ્સાઓમાં એશિયા, યુરોપ તથા અમેરિકાના આંકડા અજાયબી પમાડે એવા છે. આથી ડૉ. વીલોહ્બી સૂચવે છે કે સંજોગો સાથે ગોઠવાઈ જવાની વૃત્તિ માનવીમાં વ્યક્તિવાદની ભાવના ઉદય થતાંનો સાથે અદૃશ્ય થતી જાય છે. આથી આધુનિક સંસ્કૃતિમાં ઉદ્વેગનું મહત્ત્વ ખૂબ વધી ગયું છે.

એમ કહેવાય છે કે સૌથી પહેલાં આજથી ચાલીસેક વર્ષ પહેલાં ફ્રોઈડે General Introduction to Psychoanalysis નામના પોતાના પુસ્તકમાં માનવીના ઊર્મિલ પ્રશ્નો અને માનસિક રોગોના મૂળ તરીકે ઉદ્વેગની ઓળખાણ કરાવી. ત્યારબાદ ઘણાંય સંશોધનો બાદ આજે પણ લગભગ દરેક મનોચિકિત્સક એવું માને છે કે જ્ઞાનતંતુની નબળાઈ અને એમાંથી ઉપજતા માનસિક રોગોનું મૂળ ઉદ્વેગ જ છે. આધુનિક મનોવિશ્લેષક કારેન હૉર્નીની ભાષામાં કહીએ તો 'ઉદ્વેગ એ જ્ઞાનતંતુના રોગોનું કેન્દ્ર છે' સામાન્યરીતે માનસિક તંદુરસ્તી ભોગવતી દરેક વ્યક્તિ કરતાં નાદુરસ્ત વ્યક્તિનું વર્તન તદ્દન જુદું પડે છે. વળી દરેક વ્યક્તિ ઉદ્વેગમાંથી મુક્ત થવા માટે પુષ્કળ ફાંફાં પણ મારે છે, તક મળતાંચિંત ઉદ્વેગભરી પરિસ્થિતિ મુખ પરના ભાવો સ્પષ્ટ ન કરે એવા પ્રયત્નો પણ થાય છે. આથી જ ફ્રોઈડે ઉદ્વેગને એના સંશોધનોમાં ખૂબ મહત્ત્વ આપ્યું છે અને જણાવ્યું છે કે ઉદ્વેગના ઉખાણાને ઉકેલી શકીએ તો સમગ્ર માનસિક જગત વિષે જાણી શકાય. હવે આ ઉદ્વેગ શું છે તે આપણે જોઈએ. ઉદ્વેગનું પૃથક્કરણ શબ્દોમાં કરવું ખૂબ મુશ્કેલ છે, કારણ કે એ અનુભવની વસ્તુ છે, જ્યારે આપણે એને અનુભવીએ છીએ ત્યારે બેચેની કે અણગમાનો પણ અનુભવ થયા વગર રહેતો નથી. આમ ઉદ્વેગ એક રીતે જોઈએ તો એક જાતની લાગણી (Feeling) છે. આની અસર કેવી છે તે હજુ સુધી કોઈ સમજી શક્યું નથી પણ જ્યારે મન ઉદ્વેગભરી સ્થિતિમાં હોય છે ત્યારે ઉદાસીનતાનું મોજું શરીરને કોઈ કાર્ય કરવા દેતું નથી અને ખૂબ સરળ ભાષામાં કહીએ તો આપણો જીવ બળ્યા કરે છે ને કશા કામમાં ચિત્ત ગોઠતું નથી. આમ શાથી થાય છે એની આપણને ખબર પણ પડતી નથી.

આવી માનસિક સ્થિતિમાં આપણા શરીરમાં પણ કાંઇક હલનચલન થાય છે. માનવીના હૃદયના ધબકારા

અને શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા કંઈક ઝડપી બને છે અને આથી જ્ઞાનતંતુઓને તથા સ્નાયુઓને પુષ્કળ જોર પડે છે. પરિણામે માનવી સાવ નિષ્ક્રિય બનીને પથારીમાં સૂતો હોય કે ખુરશીમાં પડ્યો હોય છતાં આખા શરીરે પરસેવાથી રેબઝેબ થાય છે. વળી આવી શારીરિક પરિસ્થિતિમાં ઉદ્વેગને લીધે એક જાતની અકળામણ થાય છે. માનવી ભૂતકાળના બનાવોને કડીબદ્ધ યાદ કરતો જાય છે ને એનામાં અજ્ઞાતભય ઉદ્‌ભવે છે. આ અજ્ઞાતભયને દબાવવા એ યત્ન કરે છે અને આ જાતના અવરોધમાં કદીય સફળતા મળતી નથી ત્યારે ઉદ્વેગનો જન્મ થાય છે. આમ ઉદ્વેગના એક કારણ તરીકે અવરોધને ગણાવી શકાય. અવરોધોને કારણે માનવી નિષ્ક્રિય બની જાય છે. પણ આ અવરોધો બહારના સંજોગોદ્વારા વચમાં આવતા નથી હોતા, આ બધા જ અવરોધો આપણી માનસિક દુનિયામાંથી આવતા હોય છે. અમુક વ્યક્તિને અમુક કાર્ય કરવું બહુ ગમતું હોય પણ સામાજિક રીતે એની કાંઈજ અગત્ય ન હોય અથવા એ કામ કરવા છતાં એને માનસિક સંતોષ ન થતો હોય ત્યારે એ કામ છોડી દેવા પ્રયત્ન કરે. ઘણા ય જુગારીઓનું માનસ આ રીતે કામ કરતું હોય છે. એમને જુગાર રમવાની મઝા પડે છે, પણ સામાજિક દૃષ્ટિએ એની કાંઈજ અગત્ય નથી. વળી જુગાર રમવાથી ને ખાસ કરીને વારંવાર હારવાથી સમયનો દુરુપયોગ થયો ને નુકશાન થયું એવું પણ જુગારીઓને લાગે છે. આથી એ ટેવમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે છે. આવી પરિસ્થિતિમાં જુગાર દ્વારા મળતો આનંદ અને પોતે પરાણે રોકેલા મનના પ્રત્યાઘાતો વચ્ચે એક જાતનું ઘર્ષણ જન્મે છે ને પરિણામે મનમાં ઉદ્વેગ જન્મે છે.

એવું કહેવાય છે કે સામાન્યરીતે દરેક સ્ત્રી પોતે શારીરિકરીતે નિર્બળ છે ને આથી એના શીલની રક્ષા કરવાની મહાન જવાબદારી અદા કરવાની એને માથે છે એવું તે સભાનરીતે માને છે. વિજાતીય વ્યક્તિની વાસનાના ભોગ પોતાની નામરજી હોવા છતાં એને થવું પડે ત્યારે એના મનમાં પોતાની જાતની નિર્બળતા પ્રત્યે એક જાતની નફરત ઉત્પન્ન થાય છે. આ તિરસ્કારની ભાવના એનામાં હિસ્ટીરીયા જેવાં દર્દો ઊભાં કરે છે. ને એ ઉદ્વેગશીલ બને છે. સ્ત્રી સ્વભાવે ઊર્મિશીલ હોય છે આથી જ એને હિસ્ટીરીયા ઝટ પકડમાં લઈ લે છે.

અનિચ્છનીય આવેગોને વ્યક્તિ હંમેશ દમન કરવા મથે છે. વળી ફ્રોઈડના મત પ્રમાણે આપણા મનની ત્રણ ભૂમિકાઓ—'ઇડ', અહં ને વિશેષ અહં (Id, Ego & super ego) વચ્ચે ઘર્ષણો ચાલ્યા જ કરતાં હોય છે. એવું માનવામાં આવે છે કે 'ઇડ' એ મનની સપાટીના અતળ ઊંડાણમાં છે અને માનવીનું અહં દુર્વાસનાઓને બહાર અવવા દેતું નથી. ને દબાવ્યા જ કરે છે. જો કે આ બધી દબાયેલી ઇચ્છાઓ સુષુપ્તઅવસ્થામાં (અહં કે વિશેષ અહંનો જાપ્તો ન હોવાથી) સ્વપ્નમાં ડોકિયાં કરી જાય છે. આમછતાં માનવીને રાહત મળતી નથી. ને એક જાતની બેચેની એના મનને કોરી ખાય છે.

ઉદ્વેગનો અનુભવ એકલા માનવમનને જ નથી થતો. આંચળવાળાં દરેક પ્રાણીઓને એનો અનુભવ થાય છે. એવું કહેવાય છે કે આંચળવાળાં પ્રાણીઓનો જ્યારે જન્મ થાય ત્યારે તે પળે એમને અજ્ઞાત ભય ને એમાંથી ઉત્પન્ન થતો ઉદ્વેગ સતાવે છે કારણ કે માનવ બાળક કરતાં એમનું મન વધુ વિકસિત હોય છે. (અલબત્ત, જન્મ પછી બાળમનને વિકસવાની વધુ તકો મળે છે.) માનવબાળ જ્યારે જન્મે છે ત્યારે એનું મન વાસ્તવિક સ્થિતિનો અનુભવ નથી કરી શકતું કારણ કે જન્મતાવેંત એની દરકાર લેનારાં પણ ઓછાં નથી હોતાં; જ્યારે પશુબાળની દરકાર લેનાર ખાસ કોઈ હોતું નથી આથી એ ડરે છે.

આમ માનસશાસ્ત્રીઓ સાબિત કરે છે કે ઉદ્વેગ એ ભયની પરિસ્થિતિને પડકારવા માટે જન્મેલી માનસિક





સ્થિતિ છે અને ઉદ્વેગની પરિસ્થિતિ એ ભયની પરિસ્થિતિમાંથી છૂટવાની એક છટકબારી છે. ભયની સ્થિતિ જો હમેશ ચાલુ રહે તો આ છટકબારી પણ ખુલ્લી જ રહે છે. માનવી જન્મે ત્યારથી એના સંરક્ષણની પ્રવૃત્તિમાં એ મસ્ત રહે છે. નાના બાળકને નિયમિતરીતે દૂધ કે પોષણ ન મળ્યા કરે તો એને એનું જીવન જોખમમાં હોય એવું લાગ્યા કરે છે. બાળક વારંવાર રડે છે એની પાછળ આ એક કારણ પણ છે. જો કે તાજા જન્મેલા બાળકનો માનસિક સ્થિતિ કેવી હોય છે એ સમજવું ઘણું અઘરું છે પણ સાથે સાથે એટલું પણ સ્પષ્ટ છે કે પશુઓનાં બચ્ચાં કરતાં બાળક જન્મ પછી પણ થોડો વધુ વખત પરાવલંબી રહે છે. વળી બાળકને મા પાસેથી છૂટું પાડીને એકદમ ઉજાસમાંથી અંધારામાં કે વસ્તીમાંથી એકાંતમાં લઈ જવામાં આવે તો એ અગવડ અનુભવે છે. આને લીધે બાળક નાનપણથી જ અમુક જાતના મજબૂત ને અવિચારી ભયો (Phobias'નું ભોગ બને છે. ઘણાંયે બાળકો અંધારાથી, પાણીથી, આગથી કે ખુલ્લી જગ્યાથી કે બંધીયાર જગ્યાથી બીએ છે અને આવી પરિસ્થિતિમાં મૂકાય એટલે એકદમ ડરીને ચીસો પાડીને રડી ઊઠે છે. રડવાથી પણ એમને માનસિક શાંતિ મળતી નથી એટલે એ બિચારાં ઉદાસ રહે છે ને ઉદ્વેગમાંથી મુક્તિ મેળવવા માટે અનેક જાતનાં માનસિક રોગોનાં ભોગ બને છે. બાળલકવા એમાંનો એક રોગ છે.

ઉદ્વેગને સામાન્ય ગણાતી માનસિક નાદુરસ્તી તરીકે ઓળખાવવામાં આવે છે. માથાનો દુઃખાવો, વારંવાર મૂર્છા આવવી, ધ્રૂજારી છૂટવી, હથેળી કે પગનાં તળિયાં વારંવાર પરસેવાથી ભીંજાઈ જાય આ બધાં ઉદ્વેગ સૂચવનારાં ચિહ્નો છે. સતત અનુભવવી પડતી ઉદ્વેગની લાગણીને પરિણામે જ્ઞાનતંતુઓમાં વિકાર જન્મે છે. વ્યક્તિનાં જ્ઞાનતંતુઓ નિર્બળ ને ઢીલા પડી જાય છે. આથી વ્યક્તિ જ્ઞાનતંતુની શિથિલતા( Neurosis )થી પીડાય છે, આવી વ્યક્તિઓ સલામતી માટે ને વ્યક્તિગત સુખપ્રાપ્તિ માટે રસ્તો શોધ્યા કરે છે.

ઘણી વ્યક્તિઓ ઉદ્વેગભરી સ્થિતિમાં વર્ષો સુધી પડી રહે છે, તો કેટલીક વ્યક્તિઓ હીસ્ટીરીયા કે જ્ઞાનતંતુની નિર્બળતામાં સપડાય છે. જેનેટ, ફ્રોઈડ અને એડલરે દર્દીના મનનું પૃથક્કરણ કરીને આ રોગોમાંથી છોડાવવા માટે ઘણી પદ્ધતિઓ શોધી કાઢી છે. હિપ્નોટીઝમ, અંગત ઇતિહાસ ને સ્વપ્નાં દ્વારા મનનું વિશ્લેષણ કરવામાં આવે છે પણ આ રોગના મૂળ સુધી પહોંચવું સાચે જ અઘરું બન્યું છે. સામાન્યરીતે ઉદ્વેગભરી પરિસ્થિતિ થોડો વખત ટકે છે ને જ્યારે ઉદ્વેગનો હુમલો થાય ત્યારે વ્યક્તિ પોતે ગાંડી થઈ જશે અથવા કાંઈક અજુગતું બનશે એવો ભય એને ગભરાવે છે. આ જાતની અનિશ્ચિતતા, અધીરાઈ ને ગૂંચવણ એના ઉદ્વેગની અસરને વધુ ઘેરી બનાવે છે. અમેરિકન કાર્ટુનિસ્ટ સ્ટીગે ઉદ્વેગનો અનુભવ કરતા એક માનવીનું કટાક્ષચિત્ર બહુ સુંદર ને સચોટભરી રેખાઓમાં ચીતર્યું છે. એણે માનવીના માથા સાથે જોડેલી લાકડીને બીજે છેડે એક રાક્ષસ વળગ્યો હોય એવું ચિત્ર દોર્યું છે. આ કાર્ટુન દ્વારા એણે એમ સ્પષ્ટ કર્યું છે કે માનવીની પાછળ ઉદ્વેગનો રાક્ષસ એવી રીતે પડે છે કે માનવી એને જોઈ જ ન શકે અને છતાં એનાથી પીડાય.

ડૉ. ડીકસે એમના 'Clinical Studies in Psychopathology' નામના પુસ્તકમાં એમની પાસે આવેલા એક દર્દીનું દૃષ્ટાંત નોંધ્યું છે. આ દર્દી સાંકડી જગ્યાએથી પસાર થતાં બીતો હતો ને રાત્રે એને શ્વાસ લેવામાં બહુ જ મુશીબત પડતી હતી. એને એમ જ લાગ્યા કરતું હતું કે કોઈ જાતનો ભય એના પર તોળાઈ રહ્યો છે. એને માનસશાસ્ત્રના સિદ્ધાંતો પ્રત્યે તિરસ્કાર હતો. માનસચિકિત્સકોની પદ્ધતિમાં એને શ્રદ્ધા નહોતી. પણ કોણ જાણે કેમ એ ડીકસ પાસે આવી ચડ્યો. એણે સરકારની નીતિ

વધુ પડતી ઉદાર લાગવાથી નોકરીમાંથી રાજીનામું આપેલું હતું ને કાંઈક નવો ધંધો શરૂ કરવાનો વિચાર કરતો હતો ત્યાં જ એ ઉદ્વેગની જાળમાં સપડાયો. મનોચિકિત્સકોએ અનેક પ્રયત્ન પછી એના રોગનું કારણ શોધી કાઢ્યું. એ કારણ હતું બાળપણમાં એને થયેલો ન્યુમોનિયા અને એની માએ એના પ્રત્યે બતાવેલી બેદરકારી. આ બંને ખરાબ સ્મૃતિ એને વારંવાર સતાવતી ને એને ન્યુમોનિયાની અસર જેવું વર્તાતું ને શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં મુશ્કેલી નડતી. એના રોગનાં કારણોની જાણ એને થવાથી એની માનસિક વિટંબણા ઓછી થઈ. એ અનેક જાતની ચિકિત્સા પછી મુક્ત પણ થયો.

આમ ઉદ્વેગનાં મૂળ બાળપણ, ભય ને અવરોધોમાં છૂપાયલાં પડ્યાં છે. રોગને જડમૂળમાંથી દૂર ઊખાડી નાખવો હોય તો કારણોને દૂર કરવાનો પ્રામાણિક પ્રયત્ન કરવો ઘટે. નાનપણથી જ સ્વતંત્ર રીતે બાળકને વિકસવાની તકો પૂરી પાડવામાં આવે, ખોટા ને અર્થહીન ભયો એના મનમાં બહારથી ઘૂસાડવામાં ન આવે અને એની દરેક ક્રિયામાં એને પૂરતું પ્રોત્સાહન મળે તો બાળક ઉદ્વેગ જેવા સામાન્ય માનસિક રોગનું ભોગ કદી નહીં બને. એમ કહી શકાય કે વર્તમાન સંસ્કૃતિએ આણેલી દોડધામ, અસલામતીની ભાવના ને અનિશ્ચિતતાને દૂર કરીએ તો ઉદ્વેગનું મૂળ હાલી જાય ખરું. હમણાં હમણાં દરેક વિચારક જીવનને વધુ સરળ, કુદરતી ને ઉલ્લાસમય બનાવવા માટે ભાર મૂકે છે. જો એ ક્રિયામાં પરિણમે તો ઝટ ઉદ્વેગ પર કાબૂ મેળવી શકાય.

[ આવતે અંકે ‘ ફુરસદ ’ ]



# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**રઝિયા સુલતાના** : જશવંત ઠાકર. પાનાં ૬૮. એક રૂપિયો. **પાદરની વનસ્પતિ** : મનુભાઈ જોધાણી. પાનાં ૭૨. બાર આના. **ફુવારો** : વસન્ત નાયક. પાનાં ૫૧. દસ આના. **સત્યં શિવં સુન્દરમ્** : પરમાનંદ કુંવરજી કાપડિયા. પાનાં ૨૫૫. ત્રણ રૂપિયા. **કિશોર ભારત** : દેસાઈભાઈ ના૦ પટેલ. પાનાં ૧૫૧. દોઢ રૂપિયો. **જ્ઞાનકથાઓ ૪** : ધૂમકેતુ. પાનાં ૮૪ એક રૂપિયો.—છયે પુસ્તકોના પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **દાદાજીની વાતો** : ઝવેરચંદ મેઘાણી. પાનાં ૧૪૬. સવા બે રૂપિયા. સંસ્કાર, સાહિત્ય મંદિર, ભાવનગર. **વિકસતા આત્માઓ** : અરવિંદ સાધકોની આપકથાઓ. પાનાં ૨૪. આઠ આના. પ્ર. ભાણાભાઈ ગો. પટેલ. મટવાડ. **કુસુમબહેન દેસાઈને બાપુના પત્રો** : સં. કાકા કાલેલકર. પાનાં ૯૯. બાર આના. **એ પ્રીપેરેશન ફૉર સાયન્સ** : રીચાર્ડ ગ્રેગ. પાનાં ૧૧૧. દોઢ રૂપિયો. **હિન્દી પાઠાવલી** : ભાગ બીજો. સં. ગિરિરાજ કિશોર : નરેન્દ્ર અંજારિયા. પાનાં ૧૭૮. સવા રૂપિયો—ત્રણેના પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. **પેટન્ટ બનાવટો યાને બેકારીના ઉપાયો** : ડૉ. ગોવિન્દલાલ શર્મા. પાનાં ૯૯. દોઢ રૂપિયો. **ગરીબોનું વૈદું** : વૈદ હોરમસજી. પાનાં ૪૦—બન્નેના પ્રકાશક : જયંતીલાલ એં. શાહ, અમદાવાદ. **ગુજરાતી સાહિત્યની વિકાસરેખા** : ડૉ. ધીરુભાઈ ઠાકર. પાનાં ૧૧૫. સવા રૂપિયો. પૉપ્યુલર બૂક સ્ટોર, સુરત. **આર્તપોકાર** : સં. હેમંતકુમાર નીલકંઠ : નંદલાલ શાહ. પાનાં ૧૧૬. બે રૂપિયા. મહાજન બૂક ડીપો, ગાંધી રોડ, અમદાવાદ. **નૂતન ભારતનું દર્શન** : સં. સોપાન. પાનાં ૧૬૫. એક રૂપિયો. **ભારતનાં રાજ્યોની રચના** : સં. સોપાન. પાનાં ૧૬૦. એક રૂપિયો. બન્નેના પ્રકાશક : અભિનવભારત પ્રકાશન, મુંબઈ ૧. **હવા તુમ ધીરે બહો** : મોહનલાલ પટેલ. પાનાં ૨૨૪. ત્રણ રૂપિયા. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ.

# કાયદા ક્યા ?

રસિક બિશ્વાસ

ગામમાં એક હોટલ હતી, ચા મળતી. હું શિક્ષક રહ્યો. મારે ફરજિયાત ગણતરી અંગે ગામમાં ફરવા જવાનું થયું. મારી સાથે આવેલા એક શિક્ષક ખૂબ સ્વચ્છ, પહેરવેશ, બોલીચાલી પણ સવર્ણજાતિનાને પાછા પાડી દે તેવા વણકર જ્ઞાતિના યુવાન હતા. પેલી હૉટલમાં ચા પીવા હું એમને લઈ ગયો. ચા પીધી. પેલા યુવાન વણકર શિક્ષકને પિત્તળના પ્યાલામાં ચા મળી. યુવાન દીર્ઘદૃષ્ટિવાળો એટલે સહેજે એના મનમાં થઈ આવ્યું કે, અસ્પૃશ્યતાને લઈને જ આવી જુદાઈ રાખવામાં આવી હશે?

*

ગામમાં બાલમંદિર બંધાવવાનું હતું. નાણાં મળતાં ન હતાં. કાર્યકરો મુંઝાતા. ખાદીધારી ને પાછા કૉંગ્રેસવાદીયે ખરા. પૈસા એકઠા થયા ત્યારે જગ્યા ન મળી. ગામમાં પેસતાં જ સવર્ણજ્ઞાતિના માણસનું મોટી કિંમતનું મકાન, તેની સામે જ ભંગીવાસ. પેલા મકાનવાળાને સવારમાં ઊઠીને મોં જોવાનું ન ગમે એટલે આખો ભંગીવાસ દૂર કરાય તો એ મકાનમાં રહેવાની પેલા ભાઈને મઝા પડે. આખો ભંગીવાસ દૂર કરાય તો જ પ્રશ્ન પતે એમ હતો. પેલા કાર્યકરોને વાત થઈ કે, તમે આ ભંગીવાસ દૂર કરો, ત્યાં બાલમંદિર બાંધો, તો તમને જમીન મળશે. જમીનના પૈસા હું આપીશ. પચાસ હજાર રૂપિયા દાન પેટે આપવાની વાત નક્કી થઈ. જાહેરમાં નહીં. પણ ભંગીવાસની જમીન નરવાની, જુદી જુદી વ્યક્તિઓની. એટલે એ વાસને ઉઠાવવામાં બધાએ સહી આપી નહીં. ભંગી લોકો ખસ્યા નહિ. પેલા પૈસાદારનું મકાન અને ભંગીવાસ ત્યાં જ રહ્યો. બીજી જગ્યાએ બાલમંદિરનું મકાન તૈયાર થયું. પણ પેલા કાર્યકરોના વિચાર કેવા ?

*

ગામમાં દેડજાતિની પરિસ્થિતિ ખૂબ ખરાબ હતી. ઘણો નહીં દૂધ માટે બકરીઓ રાખતા. ખેતરમાં મજૂરી કરવા જાય ત્યારે બકરાંઓ માટે ઝાડનો પાલો લેતા આવે. ગામમાં સીમ સાચવવા માટે સિંધી રખાઓ રખાયેલા. તેઓ આ લોકોને પજવે. ખૂબ મારે. સ્ત્રીઓની છેડતી યે કરી લે. પણ ત્યાંના આગેવાનોને મળીને માર મટાડ્યો. પરંતુ ગામ વચ્ચે લાયબ્રેરી આગળ એમનો બે ત્રણથી માંડીને પાંચ રૂપિયા સુધીનો દંડ થાય. આ દંડ બિચારા ગરીબોને રહેંસી નાખે જ! તો પછી આ ગરીબો પાસેથી દંડ લેવાય તે કાયદાના આશરાથી કે કાયદાની વિરૂદ્ધ ?

માનવ માનવ વચ્ચે પણ ભેદ ભાવ ? માણસ અને અન્ય પ્રાણીઓનો કેટલેય ઠેકાણે સુમેળ દેખાતો હોય છે. જ્યારે માનવ માનવ વચ્ચે ઊંચ-નીચનો વર્ણભેદ? માનવતાને સમર્થન કરનારને ક્રાઈસ્ટ ક્રુસારોહિત કરે અને ગાંધીને ગોળીએ દે ત્યારે પણ માનવ તો એ જ રહે છે! આ થોડાક પ્રસંગો આવી બિરાદરીભરી માનવતા આપણામાં નથી જગવતા!

*

ગામની શાળાના વિદ્યાર્થીઓ પ્રવાસે ગયેલા. પટેલ, વાણીયા, સોની, બારૈયા, ભોઈ, વાઘરી, ખ્રિસ્તી, અને મુસલમાન કોમના વિદ્યાર્થીઓ સાથે એક ખાદીના ઉપાસક, વર્ધા જઈને કાંતણવણાટ શીખી લાવેલા. આશ્રમ જીવન ગાળેલું એવા શિક્ષક હતા. પ્રવાસના સ્થળે બપોરે બધાં બાળકો હારમાં ભેગાં જમવા બેસી ગયાં. પણ પેલા ખાદી ઉપાસકે હાર વિખેરી નાખી અને સૌથી પહેલી હાર પટેલ, વાણીયા, બ્રાહ્મણ સોનીની બનાવી. પછીની હાર બારૈયા કોમની બનાવી. ભોઈ, વાઘરીની અલગ બનાવી અને ખ્રિસ્તી, મુસલમાનને અલગ અલગ બેસાડ્યા. બાળકોના મનમાં આશંકા ઉત્પન્ન થઈ કે, ભેગાં બેઠા પછી જુદા કરવાનો હેતુ શો ? હેતુ ગમે તે હોય, પણ ખાદી ઉપાસક, વર્ધા જઈ આવેલા પેલા શિક્ષકના મનમાં શું હશે ?

*

ગામનું સ્ટેશન પાસે હતું. ત્યાં સ્ટેશન પર સરકારી

# અમીના

ગ. ત્ર્યં. માડખોલકર

> એક કલાવંત નારીની નિર્દોષ મૈત્રીનો જે આબેહૂબ ચિતાર આ વાર્તામાં આવે છે એવો ભાગ્યે જ આપણી ક્ષુલ્લક આંખો જોઈ શકે છે. ગુજરાતીમાં હવે તો આ લેખકની નવલકથાઓ ઊતરી ચૂકી છે એટલે એમની કલમથી ગુજરાત જાણીતું છે જ. આ વાર્તાને ગુજરાતીમાં શ્રી ગોપાળરાવ વિદ્વાંસે ઉતારી છે.

ઑફિસ બહાર પગ દઉં છું ત્યાં જ બારણા પાસે ઊભેલા હુસેને મને નીચા વળી અદબભેર સલામ કરી અને કહ્યું: 'હજુર! અત્યારે ને અત્યારે જ બાઈસાહેબે આપને બંગલે આવવાનું કહેવડાવ્યું છે.'

'અત્યારે જ ?'

'હા જી!' કરી સલામ કરી તેણે જવાબ આપ્યો.

'તું જઈને તારાં બાઈસાહેબને જણાવ કે ઘેર જઈ ચાપાણી આટોપી એકાદ કલાકમાં જ તેઓ આવી પહોંચે છે.'

'ના, સાહેબ! એમ નહિ ચાલે. આજે આપને હું અહીંથી સીધા બાઈસાહેબ પાસે ન લઈ જાઉં તો મારે જ ત્યાંથી રજા લેવી પડશે—' પોતાના સાફાનું પાછળ લટકતું છોગું હાથમાં લઈ કપાળે જામતા પરસેવાને ધીરેથી લૂછી નાખતાં હુસેને કહ્યું. એના અવાજ અને ચર્યામાં કાકલૂદી ભરી હતી તે સાફ દેખી શકાતું હતું.

'હુસેન! આજે તારાં બાઈસાહેબ કાંઈ ઘેલાં થઈ થઈ ગયાં લાગે છે! હું ઘરબારવાળો આદમી છું એ એને યાદ તો છે ને?' મેં સહેજ અણગમા સાથે કહ્યું.

તે સાથે મારા મનમાં એક બીજો વિચાર પણ પસાર થયો કે અમીનાએ હુસેનને આજ આટલે લાંબે ઑફિસમાંથી તુરતાતુરત મને બોલાવી લાવવા મોકલ્યો છે, તો એવું જરૂરી એવું શું કામ છે તે એક વાર જાણી લેવું ખોટું તો નથી.

પરંતુ એ વિચાર મનમાં ચાલતો હતો તે દરમિયાન વળી બીજો વિચાર પસાર થયો : ઘેર ઊર્મિલા ચા માટે મારી રાહ જોઈને જ બેઠી હશે, એની સાથે ચા લીધા પછી બેડમિંગ્ટન રમ્યા વિના કદાચને હું તુરત નીકળી જઈશ તો એને સારું નહિ લાગે. પણ ઘેર જઈ તેની સાથે રોજના નિયમ પ્રમાણે ચા લીધા વિના હું પરભાર્યો જ જો રવાના થઈશ—

---

હદમાં એક ભોઈએ હોટલ બનાવેલી. હોટલ શાની? પરબ જ ગણો. સ્ટેશનના પ્લેટફૉર્મ પર પાણીની પરબ નહીં. એટલે ગાડીમાં બેસનાર અને ઉતરનાર તરસ્યાં થયાં હોય તો આ પરબનો સહારો લેતાં. ચા મળતી તે ય પીતાં. બધી જ્ઞાતિ માટે પિત્તળના અજવાળીને તૈયાર રખાયેલા પ્યાલા પાણી પીવા માટે હતા. લીમડાના થડની નીચે બે માટીના લોટા હતા. એ હતા ઢેડ, ચમાર અને ભંગી માટે. એમ વીત્યા જમાનાની નવાઈ ચીનની દિવાલ જેમ અડગ જ હતી.

*

ગામમાં મુસલમાન ભાઈની મૉટરબસ પાસેના શહેર સુધી દોડતી. બસમાં પંદરેક માણસો હતાં. સ્ત્રી વર્ગ અને પુરુષ વર્ગ ખાલી હતો. સામેથી વિવાહનાં ગીતોના સૂર સંભળાયા—ભંગી લોકોની જાન આવેલી, તે પરણીને વિદાય થવાની હતી. ડ્રાયવરે જોયું, મૉટરમાં ભરાઈ જશે, એટલે વખત થયો ન હતો, પેસેન્જર નહોતાં તો ય પેલી જાન આવે તે પહેલાં મૉટર ઉપાડીને ચાલતો થયો. દરરોજ એંસીથી યે વધારે માણસ બેસાડતાં, છતાં આજે પંદરથી નિભાવવું પડ્યું. કોણ જાણે મુસલમાન ડ્રાયવરને શું સૂઝ્યું હશે?







મારા આવા વર્તન પ્રત્યેની પોતાની નારાજી માત્ર ભ્રુકુટી વાંકી કરીને જ મારા તરફ એક નજર નાખી વ્યક્ત કરતી હોય એવી ઊર્મિલાની આંખો શંકાકુલ વૃત્તિથી મારા ભણી જાણે અત્યારે જ તાકી રહી છે —મારા અંતરના ઊંડાણનો તાગ લઈ રહી છે એવો મને ભાસ થયો.

અમીનાને અમારા શહેરમાં આવ્યાં હવે તો પંદર દિવસ લગભગ થવા આવ્યા હતા. આ પંદર દિવસ દરમિયાન એની ત્રણ જાહેર સંગીતની મહેફિલો ગોઠવાઈ હતી, ઉપરાંત શહેરના મોટા ગણાતા ગૃહસ્થોને ઘેર ખાનગી જલસા તો લગભગ રોજ થતા હતા. અમીનાને હું પહેલેથી ઓળખતો હોઈશ એવો ખ્યાલ તો ઊર્મિલાને હતો જ નહિ. એકંદરે સારું ગાઈ શકતો હતો એ વાત સાચી હતી; અને એ જ કારણે શહેરમાં કોઈ સારંગ ગાનાર આવી ચડતું તો છેવટ એનો એકાદ જલસો પણ મારે ઘેર ગોઠવાયા વિના રહેતો નહિ. પણ આ અમીના—એની સાથે મારે આવો નિકટનો પરિચય હોય એ જાણતાં ઊર્મિલાએ કોઈ વિચિત્ર લાગણી અનુભવી!

જોકે અમીના અમારા શહેરમાં આવી તે પહેલાં—અમીનાનો અહીં આવવાનો પત્ર આવેલો ત્યારે—મેં ઊર્મિલાને કહેલું કે મારી એક ગુરુભગિની આ શહેરમાં પોતાના સંગીતના જલસાઓ કરવા આવનાર છે, અને એના પ્રોગ્રામો બધા સફળતાથી પાર પાડવાની તમામ જવાબદારી અમીનાએ મારા પર ઢોળી છે. આ કારણે ઑફિસ ઉપરાંતનો બાકીનો તમામ વખત મારે અમીનાની પાછળ—એના કામ પાછળ ગાળવો પડશે એ વાત મેં ઊર્મિલાને સમજાવી હતી. હું કૉલેજમાં ભણતો ત્યારે મુંબઈમાં ખાંસાહેબ અબ્દુલ કરીમખાંની પાસે ચાર ચાર વર્ષ સુધી અમે બંનેએ સાથે તાલીમ લીધી હતી તે વેળાની અનેક મજેદાર હકીકતો પણ મેં ઊર્મિલાને કહી હતી.

સિવાય અમીના આવી ત્યારે સ્ટેશને ઉતારી બારોબાર એને ઉતારે ન લઈ જતાં હું મૉટરમાં એને મારે ત્યાં તેડી લાવ્યો હતો. એમ કરવામાં મારો હેતુ એ હતો કે જો એકવાર આવતાંવેંત જ અમીના અને ઊર્મિલાનો પરિચય કરાવી આપ્યો હોય, તો પછી મારે અમીના સાથે વધારે વખત ગાળવો પડે તો પણ એ માટે ઊર્મિલાને મનમાં ઓછું ન આવે. પણ અમીનાને ઊર્મિલાએ જોઈ ત્યારે પહેલા મિલન વખતે જ ઊર્મિલાને કપાળે જે સૂક્ષ્મ કરચલીઓ પડેલી તે હું જોઈ શકેલો. તે જોતાં જ મારો બધો ઉત્સાહ ઓસરી ગયો હતો. અમીનાની સરખામણીએ ઊર્મિલા ખરેખર સુંદર હતી. અમીના રંગે શામળી હતી; સુકલકડી બાંધાની હોઈ નાક જરા ત્રાંસુ થઈ ગયેલું હતું—આ અમીના પ્રત્યે ઊર્મિલાના દિલમાં કદી પણ ઈર્ષ્યા જાગશે એવો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો.

અમીનાને એને ઉતારે પહોંચાડી હું પાછો આવ્યો. આવતાંવેંત જ મેં ઊર્મિલાને પૂછ્યું : 'ઊર્મિલા! તને અમીના કેવી લાગી? એક સામાન્ય સ્ત્રી જેવી જ, એ દેખાય છે, નહિ?'

ઊર્મિલાએ બહુ જ ધીરેથી—ગંભીર રહીને ખુલાસો માગતી હોય તેમ મને પૂછ્યું : 'તમે મને આ સવાલ કયા અર્થમાં પૂછો છો?'

'ના; હું તો સહેજ તારો અભિપ્રાય જાણવા માગતો હતો.'

'મને એ ચંચલ સ્વભાવની, જરા વધુપડતી મોહક અને પરાણે વહાલી લાગે એવી લાગી.'

ઊર્મિલાનું કહેવું સાચું હતું. અમીનાની મોટી પાણીદાર આંખો, વાતવાતમાં વચ્ચે જ ગાયનના આલાપ લેવાની એની મોહક ઢબ, અને વહાલપ દર્શાવવાની આકર્ષક રીતભાત—ખરેખર, સ્ટેશનમાં ઊતરી ત્યારથી અમીનાએ મારું ચિત્ત પોતા તરફ આકર્ષી લીધું હતું.

મારા વિચારપ્રદેશમાંથી આ બધી બાબતો ઝડપથી પસાર થઈ ગઈ અને છેવટે મેં હુસેનને જવાબ આપ્યો. 'હુસેન! જઈ ને તારાં બાઈસાહેબને કહેજે




કે હું ઘેર જઈને તારી પાછળ તુરત જ આવી પહોંચું છું.

'નહિ, હજુર! બાઇ સાહેબ ક્યારનાં આપની રાહ જોઈને બેઠાં છે. આપને ઑફિસમાંથી સીધા જ લઈ જવાનું તેમણે મને ભાર દઈને ખાસ જણાવ્યું છે.'

'વારુ! મારી બાજુમાં આવી જા ત્યારે!'

ખરું જોતાં મને મારી જાત પર ખૂબ ગુસ્સો આવ્યો હતો. મારે હાથે અત્યારે ભૂલ થઈ રહી છે એ હું બરાબર જાણતો હતો, પણ એ ભૂલ કરવાનો મોહ હું કઈ રીતે રોકી શકતો નહોતો, એથી જ મને જાત પ્રત્યે ગુસ્સો થયો હતો.

અમારી કાર બંગલાના કૉંપાઉન્ડમાં દાખલ થઈ ત્યારે અમીના વરંડામાં એક ખુરશી પર બેઠી હતી. મને આવતો જોતાં જ તે ઝટ ઊભી થઈ, પોર્ચનાં પગથિયાં ઊતરી આગળ વધી અને મૉટર અટકતાં જ એના ચક્કર પર રહેલા મારા હાથને દબાવતાં બોલી ઊઠીઃ

'ભાઈ! તમે આવવામાં કેટલું બધું મોડું કર્યું છે?'

'મોડું કર્યું છે? ઑફિસમાંથી સીધે સીધો તારે બંગલે ચાલ્યો આવું છું તો ય? વારુ; પણ મને આટલી બધી ઉતાવળે બોલાવવાનું તારે શું કારણ હતું?' ગાડી બહાર પગ દેતાં દેતાં મેં સવાલ કર્યો. અમીનાએ માથાના વાળની કપાળ ઉપર આવેલી લટોને પોતાની નાજુક લાંબી આંગળીઓ વડે પાછળ ધકેલતાં કહ્યું: 'ભાઈ! આજે બપોરથી હું છેક બેચેન બની ગઈ છું.'

'કેમ? બહુ પૈસો મળ્યો એટલે અસ્વસ્થ બની ગઈ છે?' પગથિયાં ચડી વરંડામાં પડેલી એક ખુરશી પર બેઠક લેતાં લેતાં મેં હસીને કહ્યું.

પણ અમીનાએ તો ગંભીર રહીને જ જવાબ આપ્યો: 'હા; એ પણ ખરું છે. આજ બપોરે મને સ્વપ્નું આવ્યું, એ પૂરતું તો અત્યારે હવે નથી સાંભરતું, પણ હું એમાંથી ઝબકીને જાગી ગઈ. જાગી ત્યારે એકાએક મને ખ્યાલ આવ્યો કે એક ભારે જબરી ભૂલ મેં કરી નાખી છે!'

'ભૂલ?'

'હા; ભૂલ. અહીં આવ્યાં મને આજ પંદર દિવસ થઈ ગયા છે. પણ હજુ હું ઉસ્માનશાહને મુજરો કરવા ગઈ નથી—'

'ઓહો! એટલું જ છે નાં? એમાં એવી મોટી ભૂલ શી થઈ ગઈ છે?'

'કેમ એમ કહો છો? તમારે મન એવું કશું નથી,' મારા ભણી સહેજ બાલિશ ભાવમિશ્રિત ક્રોધ બતાવતાં તેણે કહ્યું. 'પણ અમારો એવો શિરસ્તો હોય છે કે જે ગામમાં જવું તે ગામમાં જો કોઈ દરગાહ હોય તો પહેલો જ જલસો દરગાહ સામે કરવો, તે પછી જ ગામમાં બીજા જલસા થાય.'

'પણ અમીના! ઉસ્માનશાહની દરગાહ સામે પહેલો મુજરો કર્યાં વિના જ તેં આટલું દ્રવ્ય તો મેળવ્યું છે! પછી—'

'એથી જ મને લાગે છે કે પેલું વિચિત્ર સોણું મને આવ્યું હશે; હું તેમાંથી ઝબકીને જાગી ઊઠી ત્યારે સૌથી પહેલો વિચાર મારા મનમાં ઉસ્માન શાહની દરગાહ પાસે કરવાના મુજરા વિષેનો હતો. ભાઈ! હવે બીજું કશું નહિ; આપણે અત્યારે જ ઉસ્માન શાહની દરગાહ પાસે જઈએ, એમનાં દર્શન કરીએ અને ત્યાં મુજરો કરી પાછાં ફરીએ!'

'ગાંડી! એ દરગાહ તો અહીંથી વીસ માઇલ છેટે છે તે તું જાણે છે?'

'ભલે હોય. તમારી ગાડીમાં આપણે તુરત જઇને પાછાં ફરી શકશું.!'

'પણ અમીના! આપણે આવતી કાલે જઈએ તો નહિ ચાલે?'

'નહિ ભાઇ! મારા મનમાં કેટલી બેચેની થઈ રહી છે તેનો તમને ખ્યાલ નથી; એટલે તમે કાલની





વાત લાવો છો. ભાઈ! હું કહું છું, આપણે અત્યારે જ જઈ આવીએ.’ મેં ફ્પાળે રાખેલો મારો હાથ ખેંચી લેતાં તેણે આગ્રહભર્યે સ્વરે કહ્યું.

મેં ધીરે રહી તેના હાથમાંથી મારો હાથ ખેંચી લેતાં કહ્યું: ‘તો અમીના! પહેલાં આપણે બંને જણાં મારે ઘેર જઈએ, તું તારો આ મનસૂબો ઊર્મિલાને સમજાવ. એ રજા આપે તો આપણે નીકળીએ.’

‘ભાઈ! તમે આજે આ નવી જ શરત લાવો છો, હો!’ પોતાના તાંબૂલરંગ્યા સુરેખ હોઠ પર આંગળી ફેરવી મારા ભણી કુતૂહલભરી નજર ફેરવતાં અમીનાએ કહ્યું.

પરંતુ મેં મારા અવાજમાં સહેજ કડકાઈ આણીને જ જવાબ આપ્યો: ‘તારે જો મારી આ શરત પાળવી હોય તો જ હું તારી સાથે આવવાની હા પાડીશ.’

ઘડીભર અમીના મારી સામે તાકીને જોઈ રહી. પછી કહે: ‘વારુ, એમ કરીએ. તમારે ત્યાં પહેલાં ચાલીએ.’

અમે મારે ઘેર પહોંચ્યા ત્યારે વરંડાના ટેબલ ઉપર ચાની તમામ તૈયારી કરી રાખેલી હતી. મૉટરનો અવાજ કાને પડતાં જ હસતી હસતી ઊર્મિલા આગળ આવી. પણ—

પણ અમીનાને મારી બાજુમાં બેઠેલી દેખતાં જ એનો ચહેરો એકદમ બદલાઈ ગયો.

મારા ધ્યાન બહાર એ વાત રહી નહોતી. ગાડીમાંથી ઊતરતાં જ મેં હસીને તેને કહ્યું: ‘ઊર્મિ! આજે અમીના તને મળવા આવી છે.’

‘મને મળવા સારુ આવ્યાં છે?’

‘હા. મારી સાથે ઉસ્માનશાહની દરગાહ પર જવાની તમે આમને રજા આપશો ને?’ અમીનાએ કહ્યું.

ઊર્મિલાએ મારા ભણી જોયું. હું ચા તૈયાર કરવામાં મશગૂલ હતો. ચાના બે પ્યાલા તૈયાર કરી મેં બંને જણી સામે મૂક્યા; અને ત્રીજો પ્યાલો મારી નજીક લઈ, રકાબીમાંહેના શક્કરપારામાંથી એક મોંમાં મૂકતાં મેં સહુને શરૂઆત કરવાનું સૂચવ્યું.

ઊર્મિલાએ ચાનો એક ઘૂંટડો પીધો. પછી મારા ભણી જોઈને સવાલ કર્યો: ‘દરગાહનાં દર્શને ક્યારે જવા ધારો છો?’

‘હમણાં જ; ચા આટોપીને તુરત નીકળવાનું છે. તમે રજા આપો તો અમે રવાના થઈએ.’ અમીનાએ જ જવાબ આપ્યો.

‘એમને તો મારી રજા જ છે!’

‘તો આપણે હવે તુરત જ નીકળવાનું છે, હો!’ ઉતાવળે ચાનો કપ પૂરો કરી અમીનાએ મને કહ્યું. અમીનાને શો જવાબ આપવો તેની હું મૂંઝવણમાં પડ્યો.

એટલામાં ઊર્મિલાએ જ પૂછ્યું: ‘તમે પાછા ક્યારે આવશો?’

મેં કહ્યું: ‘દર્શન લઈને તુરત અમે પાછાં ફેરી જઈશું. કેમ, બરાબર છે ને અમીના?’

‘હા હા; ત્યાં રોકાવાની આપણે જરૂર જ શી છે?’ અને ચા આટોપીને તુરત જ અમે નીકળી પડ્યાં.

*

અમે દરગાહ પાસે પહોંચ્યાં ત્યારે અંધારું શરૂ થયું હતું.

સાતમના ચંદ્રના સહેજ ઝાંખા સૌમ્ય પ્રકાશમાં દરગાહના ધોળા ઘુમ્મટની મલિનતા ઢંકાઈ ગઈ હતી; અને એ ઘુમ્મટ તથા તેની આસપાસના ચારે મિનારા વધારે ઉજળા અને આંખને રમણીય લાગતા હતા. દરગાહની આસપાસ ચોમેર નાની મોટી કબરો હતી. વરસાદના દિવસો પૂરા થવા આવ્યા હતા તેથી એ કબરોની વચ્ચે અને આસપાસથી ડોકિયાં કરતું ઘાસ હવે સુકાઈ જવા આવ્યું હતું. મૃત્યુના એ બિહામણા સ્થાનકની નિઃસ્તબ્ધતા તમરાંઓના એકધારા




કર્કશ અવાજથી બહુ ભયાનકતા ધારણ કરતી હતી. અમે એ દરગાહના કૉમ્પાઉન્ડમાં દાખલ થયાં ત્યારે કાળા પાણાંઓથી બાંધેલો એનો વિશાળ પરંતુ ખખળી ગયેલો દરવાજો જોતાં મનમાં ઉદાસીનતા છવાઈ ગઈ. મોગરાનાં ફૂલની માદક સુવાસ ચોમેર પથરાઈ રહી હતી; અને એ માદકતામાં લોબાનના ધૂપની વાસ ઉમેરાતાં સહેજ ગમતી અણગમતી ગૂંગળામણ થતી હતી. આસપાસ ચોપાસ પથરાયેલી નાની મોટી કાળી–ધોળી કબરો, વિષાદ અને ભય ઉપજાવતો એ પડુંપડું થઈ રહેલો ઊંચો મોટો દરવાજો, લોબાનની ઉગ્ર વાસ, તમરાંઓના તીવ્ર કર્કશ સૂર, અને ઝાડોની લાંબી કાળી ઘેરી આકૃતિઓ અને પડછાયા : કોઈ અણકથી લાગણીથી મારું ચિત્ત વ્યાકુળ બની ગયું.

અમીના ભણી મારી નજર ગઈ. એ તો તંદ્રામાં જ જાણે લીન થઈ ગઈ હતી, એની એ બાળકના જેવી ભાવભરી આંખો સામે જાણે કોઈ સ્વપ્ન ખડું થયું લાગતું હતું.

અમે દરગાહની મુખ્ય ઈમારતમાં દાખલ થયાં ત્યારે ત્યાં સામે એક અતિ વૃદ્ધ—જરઠ વૃદ્ધ મુસલમાન બેઠો હતો; એની બાજુમાં જ એક ધુમાડાઈ ગયેલું ધીમું ફાનસ ટમટમતું હતું.

અમને જોતાં જ એ ઊભો થયો—મહામુશ્કેલીએ ઊભો થયો, અને કુરનીશ બજાવી.

અમીનાએ અમારા આવવાનું એને કારણ કહ્યું.

વૃદ્ધે ગંભીરતાથી જવાબ આપ્યો : 'બાનુ! તમે જરા મોડાં પડયાં છો. હજુ હમણાં જ મેં દરગાહનો દરવાજો વાસી દીધો છે. હવે તો કાલે મળસ્કા પહેલાં તમે પીર સાહેબનાં દર્શન નહિ કરી શકો. તમને હરકત ન હોય તો દરવાજાના સળિયામાંથી દર્શન કરી લ્યો.'

'ચાચાજી! એમ ન કરો. અમે આટલે દૂરથી ખાસ પીરસાહેબનાં દર્શને આવ્યાં છીએ. તમે જરાક દરવાજો ખોલો; અમે અંદર જઈ પીરસાહેબનાં દર્શન કરી તુરત બહાર નીકળી જઈશું.' ખિસ્સામાંથી કલદાર રૂપિયો કાઢી અંગૂઠા અને આંગળીની મદદથી તેને ખણખણાવતાં મેં વૃદ્ધને વિનતિ કરી.

'નહિ સાહેબ! હવે મળસ્કું થયા પહેલાં દરવાજો ન ઊઘડે. અહીં એવો જ કાયદો છે. એકવાર પીર સાહેબની દરગાહનો દરવાજો બંધ થાય પછી વહેલી સવારે જ એ ઊઘડે; તે પહેલાં નહિ.'

'બોલ, અમીના! આપણે હવે શું કરવું છે?' અત્યાર સુધી છેક મૂંગી રહેલી અમીના તરફ મોં ફેરવી મેં સવાલ કર્યો.'

'સવાર સુધી અહીં જ રોકાવું.'

'શા માટે? અત્યારે આપણે ઘેર પાછાં જઈએ; સવારે ફરી અહીં આવશું.'

'નહિ ભાઈ! એમ નહિ ચાલે. બપોરના હું સ્વપ્નમાંથી ઝબકીને જાગી ગઈ ત્યારે હું બોલી ગઈ છું કે આજે પીર સાહેબને મુજરો કર્યા વિના ઘેર પાછા ફરવું નથી! ભાઈ! આજની રાત આપણે અહીં જ રોકાઈ જઈએ તો શો વાંધો છે! એમ હોય તો ગાડી અત્યારે રવાના કરો તો ઘેર ઊર્મિલાબહેનને ખોટી ચિંતા થવાનું કારણ ન રહે.'

અમીના મને એ કહેતી હતી તે વખતે મારા કાન એના બોલ સાંભળતા હતા, પરંતુ મારી આંખો સામે તો સાંજની ચિડાઈ ઊઠેલી ઊર્મિલાની છબી તરતી હતી.

'પણ અમીના! ઊર્મિલાના મનમાં જાતજાતના વિચારો આવશે!' આખરે નાઈલાજ બની મેં અમીનાને સાચી હકીકત જણાવી.

તેણે તુરત મારો હાથ જોસભેર પકડી લેતાં કહ્યું : 'ગિરિધર! તમે સાચેસાચ મારા ભાઈ છો! ઊર્મિલાબહેના મનમાં આમ અણઘટતા વિચારો શા માટે આવે?'

અમીનાના એ નિખાલસ બોલનો જવાબ મારે શો આપવો તે મને સૂઝતું નહોતું.





દરગાહના કૉમ્પાઉન્ડમાં દાખલ થયાં ત્યારથી હું જોઈ શકયો હતો કે આજે અમીના તદ્દન જુદી જ મનોદશામાં વિહરે છે; કોઈ અતિ ઉચ્ચ, અતીંદ્રિય પ્રદેશમાં એનું મન ઊડ્યા કરે છે.

'ભલે તો હું ગાડી ઘેર પાછી મોકલી આપું છું. પણ આપણે કયાં રહેશું ?'

'અહીં: આ દરગાહનાની ઓશરીમાં જ! હું તો આજે આખી રાત જાગવાની છું, અને પીર સાહેબનું ચરિત્ર સાંભળવાની છુ. આ ચાચાજી આપણે માટે બધી સગવડ કરી આપશે.

અમીનાની દરખાસ્ત સામે કાંઈ વાંધો લઈ શકાય તેવું હતું જ નહિ. મેં મૂગાં મૂગાં ડાયરીનું એક પાનું ફાડી તેના પર ઊર્મિલાને એક નાનકડી ચિઠ્ઠી લખી ડ્રાયવરને આપી, તેને ઘેર રવાના કરી દીધો.

એ આખી રાત અમીનાએ કહ્યું હતું, તેમ ખરેખર અમે જાગતાં જ રહ્યાં. એનું મન કોઈ વિચિત્ર તંદ્રામાં ઘૂમતું હતું. અને પેલા વૃદ્ધની પાસેથી પીર સાહેબ અંગેની જાત જાતની મોંમાથા વિનાની હકીકતો સાંભળ્યા કરતી હતી. હું પથારીમાં પડ્યો પડ્યો એમની એ ચિત્રવિચિત્ર ઝતાં સાંભળવી ગમે, તેવી વાતો સાંભળ્યા કરતો હતો. મારા મનને એક જ ચિંતા સતત થયા કરતી હતી: 'ઊર્મિલા શું ધારશે?'

એ સાથે મને એ વિચાર પણ આવ્યા કરતો હતો કે નૃત્ય અને સંગીતના જલસામાંથી પુષ્કળ લક્ષ્મી પામતી આ અમીનાનું દિલ કેટલું સાદું—કેટલું નિર્મળ છે!

પરોઢિયે મારી આંખો સહેજ મીંચાઈ. પરંતુ દરગાહનું બારણું ઊઘડતાં જ અમીના મારી નજીક આવી, અને મારા માથે પ્રેમભર્યો હાથ ફેરવતાં જગાડીને કહેવા લાગી, 'ભાઈ! ઊઠો, ઊઠો હવે હું પીરસાહેબ પાસે મુજરો કરવાની છુ.'

હોજ પાસે જઈ મેં આંખો પર પાણી છાંટ્યું અને મોં ધોઈ લીધું. પાછો આવી દરગાહની અંદરના ભાગમાં દાખલ થયો. લીલી ચાદર અને ઉપર મોગરાની માળાઓથી શણગારેલી એ પીરની કબર ઝાંખા દીવાના આછા અજવાળામાં જોતાં મારું ચિત્ત પણ કોઈ અનનુભૂત ભાવનાઓથી રંગાઈ ગયું.

ચાંદીના રૂપિયાથી ભરેલો એક મોટો થાળ અમીનાએ પીરની આગળ ધરી દીધો, અને મુજરો કરી એણે તંબૂરના તાર ઝણઝણાવ્યા.

ભાસ્કરનાં લાંબાં લાંબાં સોનેરી–પીળાં કિરણો દરવાજામાંથી અંદર આવી પીરની કબર ઉપર પથરાતાં સુધી એનું ગાયન ચાલ્યા કર્યું.

આજ સુધી અમીનાની અનેક સંગીત મહેફિલોમાં હું હાજર રહ્યો હતો, પણ આજના જેવી રંગત મેં કોઈ મહેફિલમાં જામેલી જાણી કે અનુભવી નહોતી. છેવટની ભક્તિરસ ભરેલી ભૈરવી ગાતાં ગાતાં એની આંખેથી આંસુની ધારાઓ વહેવા લાગી.

ભૈરવી પૂરી થતાં જ અમીનાએ તંબૂર નીચે મૂક્યો, આંખો લૂછી નાખી અને ઘડી પછી મારા સામે જોઈ કહ્યું: 'ભાઈ! અત્યારે મારું મન કોઈ અજબ શાંતિ અનુભવી રહ્યું છે.'

'હું પણ એવી જ લાગણી અનુભવું છુ.'

'સાચે જ?'

'હા! આવું દિવ્ય સંગીત ખુદ તારે મોંએથી પણ આજ સુધી કદી મેં સાંભળ્યું નહોતું અમીના!' હજુ તંબૂરના તાર પર રાખેલો તેનો હાથ જોસભેર પકડી લઈ મેં કહ્યું.

તે જ પળે ઊર્મિલાની રોષભરી, શંકાશીલ આંખો મારા પર ઓડાઈ રહી છે એવો મને ભ્રમ થયો, તે સાથે જ અમીનાની સંગીત વિષેની પેલી સ્વર્ગીય તંદ્રા પણ જાણે ઊડી ગઈ!

*

[ અનુસંધાન ૨૯મા પાનનું ચાલુ ]

એણે લાજ છોડી છે તો આપણે પણ લાજ છોડો. ભલે એ આંટા માર્યા કરે! આપણે જાણે જાણતા જ નથી!'

કંજુસ શ્રેષ્ઠી તો આવો નિર્ણય કરીને કાંઈ ન હોય તેમ ચુપચુપ બેઠો રહ્યો.

પણ કેટલીક વખત માણસના દિલનો ડાઘ સમજાવટથી કે જ્ઞાનથી જતો નથી. એને ધોઈ નાખવા માટે જરાક બળ વાપરવું પડે છે. એક વખત એ જરાક પ્રકાશ દેખે, તો પછી એને રસ્તો મળી જાય. શરમાશરમીથી ને દેખાદેખીથી કોઈક વખત માણસ કાંઈક સારે મારગે વાપરી કાઢે છે, ને એમાં અચાનક જ એને કાંઈક આનંદ મળી જતાં, એ પોતાની મેળે પછી, પોતાનો માર્ગ શોધતો રહે છે, મનની કેળવણીનું આ પણ એક પગથિયું છે

એટલે શ્રેષ્ઠીએ જાણે કાંઈ ન હોય તેમ ઉપેક્ષા બતાવી, તો ભિખ્ખુએ પણ કોઈ અપમાનની પોતાને અસર જ ન હોય, તેમ આસન જમાવ્યું!

એટલે થાકીને શ્રેષ્ઠીએ પોતાની પત્નીને કહ્યું કે એક નાનો પુડો આ ભિખ્ખુને દઈ દો. નાનામાં નાનો કરજો. એટલે એ લપ જાય!' પણ બન્યું એવું કે ભિખ્ખુને માટે એક નાનકડામાં નાનકડો તૈયાર કરવા જતાં તો પુડાનો આખો ઘાણ એક બીજાને ચોટી ગયો. એવો ચોટી ગયો કે એકથી બીજો જુદો જ પડે નહિ! એક બીજાથી ઉખડે નહિ એવો ઘાણ થઈ ગયો. એટલે એને માટે બન્ને જણાં શ્રમ કરવા મંડયાં!

પણ એવો ઝીણવટભરેલો શ્રમ કરવા જતાં થાક એવો ચડયો કે પુડા પુડાને ઠેકાણે રહ્યા. એટલું જ નહિ, એનો પુડાનો રસ પણ ઊડી ગયો.

માંડ માંડ એ ઘાણના પુડા છૂટા પડયા, એટલે એણે પોતાની પત્નીને કહ્યું કે હવે એ ભિખ્ખુને આપો.

પણ ભિખ્ખુને પુડો આપવા જતાં ભિખ્ખુએ કહ્યું: 'હું એકલો પુડા ખાઉં ને પાંચસો ભિખ્ખુ બેઠા રાહ જુએ એ કેમ બને? એટલે આપવા હોય તો કાં બધાને આપો. નહિતર આ પણ લઈ લ્યો!'

શ્રેષ્ઠીની એ વખતે આંખ ઊઘડી. જેમણે સંસારનો ત્યાગ કર્યો છે એવો આ ભિખ્ખુ પણ એક વાતનો પ્રેમ રાખે છે. સહભોજન. સહભોજન એ પણ એક પ્રકારની મનરોગ કાઢવાની ઔષધી છે એ એને ખબર નહિ.

સહભોજન, માણસ અભિમાનથી કરે કે, ઓહો! હું કેવો? તો એ મનરોગને વધારે.

સહભોજન, માણસ ચડાઉદેવ થઈને કરે, તો એમાંથી એનું પતન થાય. પરંપરાને સમજ્યા વિના અંધન્યાયે માણસ સહભોજન કરે કરાવે, તો એ મૂરખ છે એટલું જ ઠરે. પણ મારી સમૃદ્ધિ એ ગામની સમૃદ્ધિ છે, સૌને આનંદ કરાવું, એ રીતે એક બીજા એક બીજાને આનંદ કરાવે, તો સહભોજન તો એક પ્રેમહવા સરજે!

એમાંથી તો સૌ ભાઈઓ પેઠે વહેંચીને ખાતાં શીખે.

ભિખ્ખુના એક નાના સરખા વર્તને આ શ્રેષ્ઠીને આવી વિચારસરણી આપી.





એક માણસનું સદ્‌વર્તન એ બીજા માણસના સદ્‌વર્તનનો પાયો બને છે. અને એના પોતાના જીવનનો તો એ અચલ ધ્રુવતારક થઇ રહે છે.

પછી તો એણે બધાને પુડાનું ભોજન કરાવ્યું. પણ આ પ્રમાણે મચ્છરિય કોસિયનો મન રોગ ગયો.

★

## પ્રીતિના જખમ

સ્વપ્નામાં હું તો રૂદન કરૂં ને રાતલડી જાગી જાય,
મારાં ક્રન્દન સુણી તારલિયા દર્દીલું ગાણું ગાય!
સૃષ્ટિનું હૈયું આંસુડે ભીંજાય....
માઝમ રાતે ઝબકી જાગી કોને કરૂં છું પોકાર?
તારા વિયોગની જ્વાળે રીબાતો નાખી રહ્યો ચિત્કાર
મારા અંતરમાં ઊઠે જ્વાળ....
'આવ પ્રિયે!' કહી નિત્ય જગાવ્યું નિરવ રાત્રિનું ઉર,
હાય લખ્યું દુષ્ટ કિસ્મતે શાને તારાથી રે'વાનું દૂર?
તોયે આવે પ્રીતિનું પૂર....
ઉર ઉદ્યાનનાં પુષ્પ સુગંધે તારી ગોદે રાચું નિત
તારા ઓષ્ટોનું અમૃત પીતો ગાતો મધુરૂં ગીત
આવી સ્વપનાંની નિષ્ઠુર રીત....
આજ વસન્ત છે ફાગણ ફૂલ્યો યૌવનનો ખીલ્યો બાગ,
વસન્ત તું વિણ વ્યર્થ છે પ્યારી તારો માંડયો છે જાગ,
આનંદ ચેન તણો થયો ત્યાગ....
શરીર મારું દૂર વિદેશે પ્રાણ ઉડે તારી પાસ
જીવનામૃતે સિંચવી તુંને અધુરી રે' અભિલાષ,
મારી ક્યારે છીપાશે પ્યાસ?
આકાશે ગાના તારલિયાઓ જાઓ પ્રિયાને દેશ,
'તારા વિના હાય ઝૂરી મર્યો' કે'જે પ્રેયસીને સંદેશ,
દીનહીન બન્યો દુઃખી વેશ ...
મારા નિસાસે રોતી સમષ્ટિ ઝરતી દુઃખી થાય!
અન્ય દુઃખો સે'વાં સ્હેલ પ્રીતિના જખમ ના સહેવાય,
મારું હૈયું પછાડા ખાય ...

દા હ્યા ભા ઈ પ ટે લ

સમાજમાં ઊંડે ઊંડે પેસવું પડશે. એમની સેવા કરતા કરતાં એમનામાં ભળી જઈને એમના આત્માને જાગૃત કરવાની જરૂર છે સૂર્યનાં તેજસ્વી કિરણો આવે છે અને કળીઓ કેવી ખીલી ઊઠે છે! એ પ્રમાણે સેવાનાં, પ્રેમનાં, સહાનુભૂતિના, નવજ્ઞાનનાં કિરણ લઇને આપણે તિરસ્કૃત ઝાંડુડાંઓમાં સરી જવુ જોઇએ. ભીલ, કોળી, વાઘરી, હરિજન, ઢેઢ, ચમાર જેવી તો અનેક જાતિઓ ખેતર-વગડામા બટકતી પડી છે એમની પાસે કોણ જાય છે, કોણ એમને જગાડે છે? પૂરતાં કપડા, ખાવાને ધાન, જ્ઞાન કે માન પણ એ નથી પામતા હોતા. એમને માણસ બનાવવા કોણ જાય છે? એમના માટે આશ્રમો કોણ બનાવે છે? પાદરીઓ એમની વચ્ચે જાય છે પણ આપણામાંથી હજારો પાદરીઓ કેમ નથી બનતા? ભારત વર્ષમા શું સહાનુભૂતિ અને ભાઈચારો ખૂટી પડયાં છે? શું સ્વાર્થમાં જ રચ્યા પચ્યાં રહેવાનાં? મારી પત્ની, મારી પ્રિયા, મારાં સુખ-દુખ—એની બીજી બાજુ બીજું કોઈ જોઈ શકતું નહિ હોય? હું અને મારી પ્રિય વસ્તુ જ સાચી બાકીનું બધું શું નકામું? સમાજમાં અન્યાય, અજ્ઞાન, જુલમ, દુઃખ, ભૂખમરો, કંજૂસાઇ વગેરે જોઈને તો લોહી ઊકળી જવું જોઇએ. નવી દુનિયાનુ સર્જન કરવાની હિંમતથી, ઉગ્ર તીવ્રતાથી કમર બાંધીને યાહોમ કરીને કૂદી પડવું જોઇએ

[ સાને ગુરૂજીકૃત રામનાં રખોપાંમાંથી ]

# આંગળી ચીંધ્યાનું પુણ્ય

રાસુ પંડિત

ગુજરાતી વાચકોને આ વિભાગમાંથી અંગ્રેજીમાં પ્રગટ થયેલાં તરતનાં પુસ્તકો વિષે જે માહિતી મળે છે અને આ વિભાગને વાચકો તરફથી જે ઉમળકાભર્યો આવકાર મળ્યો છે એથી 'ઊર્મિ નવરચના' ગર્વ લે છે. કેલિફોર્નિયાના Asian Student નામના સામયિક માટે મૂળ અંગ્રેજીમાં લખાતાં અવલોકનોનું લેખક પોતે જ ભાષાંતર કરી મોકલે છે.

**This is India** [ Santa Ram Rau, Published by Harper & Brothers, New York. Price Dollars 2.50. ]

હિંદના અગ્રગણ્ય સામાજિક નેતા લેડી રામરાવનાં પુત્રી શ્રી શાંતા રામરાવનું આ નાનકડું પણ માહિતીપૂર્ણ પુસ્તક વાંચતો હતો ત્યારે અમારી યુનિવર્સિટીના એક પ્રાધ્યાપકે મને આશ્ચર્યપૂર્વક પૂછ્યું: 'હિંદ વિષેનું પુસ્તક તમારે અમેરિકામાં પણ વાંચવું પડે છે? તમારા દેશ વિષે તો તમે બધું જાણતા જ હશો ને?' મારે નિખાલસરીતે કબૂલવું પડ્યું કે આ પુસ્તકમાં એવી કેટલીય માહિતી ભરેલી છે કે જે વિષે મને પહેલાં કાંઈ જ ખબર ન હતી. માત્ર ૧૫૫ પાનાંમાં શ્રી શાંતા રામરાવે હિંદનું ને એની સમસ્યાઓનું સુંદર રેખાચિત્ર ઊભું કર્યું છે. વિવિધ લોકો, રાજકારણ, ધર્મ, નૃત્યકલા, સંગીત, રીતરિવાજો, કુદરતી સૌંદર્ય, જ્ઞાતિપ્રથા વગેરે હિંદના બહુરંગી જીવનનાં વિવિધ પાસાં એમણે ખૂબ કળાપૂર્ણરીતે ઊપસાવ્યાં છે. શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી પછી એ પ્રથમ એવાં હિંદી લેખિકા છે કે જેમણે અમેરિકન પ્રજા સમક્ષ હિંદને પ્રામાણિકરીતે રજૂ કરવાનો સફળ યત્ન કર્યો છે. એમની શૈલી પ્રવાહી ને અવલોકન ઘણું ઊંડું છે. વાચકને એ એમની વાર્તાના પ્રવાહમાં ખેંચ્યે જાય છે ને કોઈ એક વિષય ઉપર સ્થિર રહેવાનું એમના નસીબમાં ન હોવા છતાં ક્યાંય રસક્ષતિ થતી હોય એવું નથી લાગતું. રાજકારણથી ધર્મમાં, ધર્મમાંથી ઇતિહાસમાં ને ઇતિહાસમાંથી ભૂગોળમાં એ ખૂબ ઝડપી કૂદકા મારે છે. મલબારથી શરૂ થતું આ પુસ્તક કલકત્તા જઈને અટકે છે, પરંતુ એ દરમિયાનમાં હિંદના લગભગ દરેક મુખ્ય પ્રશ્નને એ પોતાના પ્રવાસ વર્ણનમાં ગૂંથી લે છે.

લેખિકા હિંદી છે; પરંતુ એમના જીવનનાં મોટા ભાગનાં વર્ષો એમણે ઇંગ્લેન્ડ અને અમેરિકામાં ગાળ્યાં છે. (એમના પતિ અમેરિકન લેખક છે.) આથી એ હિંદ અને તેના 'ભિન્નત્વમાં અભિન્નત્વ' પ્રત્યે વધુ તટસ્થતાપૂર્વક જોઈ શકે છે. માભોમ પ્રત્યેની એમની તીવ્ર લાગણી પુસ્તકમાં વારંવાર છલકાઈ ઊઠે છે; આમ છતાં હિંદ સાથેના સતત સમાગમને અભાવે બનારસના સાધુઓ માટે 'ફકીર' શબ્દ વાપરવાની ને જ્ઞાતિપ્રથા વિષે કાંઈક અસંદિગ્ધ હકીકતો ઉલ્લેખવાની ભૂલ કરી છે. જો કે લેખિકાએ દેશ પ્રત્યેની મમતા વ્યક્ત કરતી વખતે એની ક્ષતિઓ વિષે ઢાંકપીછોડો કર્યો નથી.

અમેરિકનો ને અંગ્રેજી બોલતી–વાંચતી અન્ય પ્રજાઓ સમક્ષ આ ત્રીજું સરસ પુસ્તક (પહેલાં એનાં નામ છે East of Home ને Home to India) ધરીને લેખિકાએ હિંદ વિષે સાચી સમજુતી કેળવવાની દિશામાં નોંધપાત્ર પગલું ભર્યું છે. હિંદ વિષેની સાચી ખોટી હકીકતો ઉપર થોડું મીઠું મરચું ભભરાવીને અમેરિકન પ્રજા સમક્ષ રજૂ કરવાને ઉત્સુક સામયિકોથી નહીં દોરાનારા અનેક પ્રમાણિક અમેરિકનો હિંદની પ્રજા ને એની સમસ્યાઓનું સાચું દર્શન આ પુસ્તકમાંથી પામી શકશે. જિજ્ઞાસુ હિંદીઓ પણ પોતાના દેશ વિષે કેટલીય રસિક માહિતી આ પુસ્તકમાંથી મેળવી શકશે.

**India Since Independence** [ Robert Trumbull, Publishers : F0reign





Policy Association, Inc. 345, East 46th street, New york, 17, N Y 35c. ]

ગરીબ હિંદે પોતાની આગવી ને ઘણાને કાંઈ વિચિત્ર લાગતી પરદેશનીતિ વડે દુનિયાના બધા જ દેશોનું ધ્યાન ખેંચ્યું છે. આથી આજે વિશ્વના લગભગ બધા જ દેશોમાં હિંદ વિષે એક પ્રકારની ઉત્સુકતા જન્મી છે. ૬૨ પાનાંનું આ નાનકડું પુસ્તક જિજ્ઞાસુ વાચકોને સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના હિંદનું સ્પષ્ટ ને સુરેખ દર્શન કરાવી જાય છે.

એના લેખક છે જાણીતા પત્રકાર શ્રી રોબર્ટ ટ્રમ્બલ. ૧૯૪૩થી એ ન્યૂ યોર્ક ટાઈમ્સના પ્રતિનિધિ તરીકે કામ કરતા આવ્યા છે. એશિયાના દેશોનો એમને બહોળો અનુભવ છે. ૧૯૪૭માં એ દિલ્હી ખાતે ટાઈમ્સના પ્રતિનિધિ તરીકે નીમાયા. આથી હિંદ વિષે ઊંડો અભ્યાસ કરવાની એમને સુંદર તક સાંપડી. આ પુસ્તિકામાં હિંદના ઇતિહાસની થોડીક પૂર્વભૂમિકા રજૂ કરીને લેખક સીધા સ્વતંત્ર હિંદની સમીક્ષા કરવા તરફ વળે છે. રાજકારણ, ભાષાનો પ્રશ્ન, આર્થિક પ્રશ્નો, ખનિજ સમૃદ્ધિ, પરદેશ નીતિ, કાશ્મીર વગેરે પ્રશ્નો એમણે સંક્ષિપ્તમાં પણ સરસ રીતે ચર્ચ્યા છે. પુસ્તકમાં ક્યાંક ક્યાંક ચિત્રો ને નકશા મૂકીને એની રસિકતામાં વધારો કર્યો છે. હિંદના ભાગલા પાછળની પૂર્વભૂમિકા ને એનાં પરિણામો વિષે ૬૨માંથી આઠ પાનાં રોક્યાં હોવા છતાં ગાંધીજી ૧૪મી ઑગસ્ટ, ૧૯૪૭ને દિવસે રાત્રે નોઆખલીમાં કોમી આગ બૂઝવવાના યત્નમાં જ કોઈ ઝનુની હિંદુઓએ એમનું થોડા મહિનામાં ખૂન કર્યું એ હકીકતનો રજમાત્ર ઉલ્લેખ જોવા મળતો નથી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના હિંદના ઇતિહાસમાં આ કમનસીબ બનાવ અમેરિકાના ઇતિહાસમાં પ્રમુખ અબ્રાહમ લીંકનના ખૂનના બનાવ કરતાં અનેકગણો વધારે મહત્વનો છે, એ હકીકત એમને ઉલ્લેખવા જેવી ન લાગે એ કેવું નવાઈભર્યું ? છેલ્લાં ૩૦-૪૦ વર્ષના ઇતિહાસમાં હિંદે પ્રથમવાર જ આવી વજ્રઘાતની લાગણી અનુભવી હતી, એ લેખક હિંદમાં આ પ્રસંગના સાક્ષી હોવા છતાં કેમ ભૂલી ગયા ?

હિંદમાંથી રાજાશાહી નાબૂદ થઈ એ માટે આનંદ વ્યક્ત કરવાને બદલે રાજાશાહી ન ટકી શકવા માટે રાજાઓનો અંદરોઅંદરનો કુસંપ જવાબદાર હતો એ હકીકત ઉપર લેખકે ખૂબ ભાર મૂક્યો છે. નવાઈની વાત તો એ છે કે રાજાઓને ઠેકાણે આણી એમની મર્યાદાનું ભાન કરાવનાર સરદાર પટેલના નામનો ને એમની લોખંડી શક્તિનો પણ ક્યાંય ઉલ્લેખ નથી.

જૂનાગઢ ને માણાવદરનાં હિંદુ બહુમતીવાળાં મુસ્લિમ રાજ્યો કબજે કરવામાં લોકસેનાઓએ ભાગ ભજવેલો, હિંદી લશ્કરે નહિ એ હકીકત લેખકે યાદ રાખવી જોઈતી હતી. કાશ્મીરના પ્રશ્નમાં પણ નેહરુની વિનંતિથી સંયુક્ત રાષ્ટ્રસંઘે દરમિયાનગીરી કરેલી એ હકીકત નોંધપાત્ર હતી.

કમ્યુનિસ્ટોની નીતિરીતિ ને હિંદના રાજકારણમાં એમના સ્થાન ઉપર લેખકે ઠીક પ્રકાશ પાડ્યો છે પરંતુ કમ્યુનિસ્ટો હિંદમાં અપ્રિય શાથી થયા એ અંગે ઘણી નોંધવા જેવી હકીકતો—ખાસ કરીને ૧૯૪૨માં એમણે મુક્તિસંગ્રામને દીધેલો દગો—એમણે નોંધી નથી.

પા. ૫૨ ઉપર કાશ્મીર અંગે હિંદ-પાકિસ્તાન વચ્ચે ચાલતા ઝગડા વિષે ટૂંકી પણ સરસ છણાવટ કરી છે; પરંતુ એમણે કહ્યું છે કે કાશ્મીરમાં હિંદ ખૂબ મોટું લશ્કર રાખવા વિષે આગ્રહી હોવાથી આ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ આવી શકે એમ નથી. વાસ્તવિક હકીકત સાવ જુદી છે, અમેરિકાના હાથમાં પ્યાદું બનીને નાચતું પાકિસ્તાન હિંદને ક્યા પળે દગો દેશે એ વિષે હિંદમાં ખૂબ બેચેની છે એથી હિંદ ગમે તે પરદેશી લશ્કરોને કાશ્મીરનો કબજો સોંપી શકે નહીં. હિંદે તો આ પ્રશ્નના ઉકેલ માટે

# રશિયામાં કુટુમ્બ અને લગ્ન

આઈ. ઝલોબીન

દેશે દેશની સમાજવ્યવસ્થા અને લગ્ન પ્રથા જાણવી, સમજવી જરૂરી છે. અને તેમાંય જે રાષ્ટ્રો આજે પ્રગતિને પંથે છે એની તો ખાસ. આ ઉપયોગી લેખના લેખક મોસ્કો શહેર વકીલમંડળના પ્રમુખમંડળના પ્રમુખ છે એટલે પણ આનો ભાર વધુ પડે છે. 'તાસ'ના સૌજન્યથી આ લેખ અહીં રજૂ થાય છે.

સોવિયેત રાજ્યમાં લગ્ન અને કુટુમ્બને રાજ્ય અને સમાજમાં ખાસ ધ્યાન અને કાળજીની આવશ્યકતા ધરાવતાં જીવનનાં ક્ષેત્રો ગણવામાં આવ્યાં છે. સોવિયેત સત્તાએ જે પ્રથમ ફરમાનો બહાર પાડ્યાં તેમાનું એક લગ્ન અને કુટુમ્બ અંગેનું હતું. ૧૯૧૭ના ડિસેમ્બરમાં લેનિનની સહી ધરાવતાં બે ફરમાનો—એક લગ્ન અને એક છૂટાછેડાનું—બહાર પાડવામાં આવ્યાં હતાં. અને ૧૯૧૮ની પાનખરમાં કાયદાદ્વારા નાગરિકલગ્ન, કુટુમ્બ અને વાલીપણાના અધિકારો અંગે કાયદાઓ પ્રગટ થયા. લગ્નને દેવળની અસરમાંથી મુક્ત કરવામાં આવ્યું. લગ્નમાં જોડાવા માગતી વ્યક્તિઓના અધિકારોને લગતા ધર્મ, રાષ્ટ્રિય જોડાણ, માબાપ અગર વાલીઓની કબુલાત વગેરે તમામ જાતની મર્યાદાઓ દૂર કરવામાં આવી. સોવિયેત સમાજમાં સ્ત્રીઓની સમાનતા અને તેમના પુરુષના સમાન અધિકારોએ કુટુમ્બમાં સ્ત્રીઓની જે હલકી દશા હતી તે કાયમને માટે મીટાવી દીધી છે.

કુટુમ્બને સુદૃઢ કરવાનું કાર્ય હમેશાં સોવિયેત રાજ્યમાં મહત્વના કાર્યોમાંનું એક રહ્યું છે. કુટુમ્બને ટેકો આપીને સમાજવાદી રાજ્ય વ્યક્તિ અને સમાજ બંનેનાં હિતોને વ્યક્ત કરતાં સામાજિક જીવનના એક સ્વરૂપને સુદૃઢ કરે છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચે તથા માબાપ અને બાળકો વચ્ચે દૃઢ સંબંધો ધરાવતું કુટુમ્બ એક એવું વિનિમયનું સ્વરૂપ છે જે માનવીની ઊંડામાં ઊંડી લાગણીઓ અને આકર્ષણોને સંતોષવા માટે અત્યંત અનુકૂળ પરિસ્થિતિ સર્જે છે. લોકો કુટુમ્બ ધરાવે અને બાળકોને ઉછેરે તેની આવશ્યકતા ઘણી મોટી છે. પ્રેમની લાગણીઓ સંતોષાયા સિવાય, માબાપ થવાના સુખના અનુભવ સિવાય માનવીનું જીવન સભર–પૂર્ણ બની શકે નહિ અને સમાજ વિકસી શકે નહીં.

સમાજવાદી સમાજ કુટુમ્બને દરેક રીતે ટેકો આપીને બેવડું કામ સાધે છે; વ્યક્તિગત હિતોને ટેકો આપે છે અને સાથોસાથ સમાજના પોતાના વિકાસ માટેની પરિસ્થિતિનો પ્રબંધ કરે છે.

સોવિયેત સંઘમાં માત્ર કાયદા મુજબ નોંધાયેલા–'રજીસ્ટર્ડ' લગ્નો જ માન્ય ગણાય છે. એ રીતે

---

સાચા હૃદયની તૈયારી બતાવી છે ને સંયુક્ત રાષ્ટ્રસંઘને પૂરતો સહકાર આપ્યો છે.

ટૂંકમાં આ નાનકડા પુસ્તકમાં ક્યાંક ક્યાંક લેખકના પૂર્વગ્રહો ડોકાઈ જતા હોવા છતાં સ્વતંત્ર હિંદની સમસ્યાઓનું એમાં સુંદર વિવરણ છે. વિશેષ નોંધપાત્ર હકીકત તો એ છે કે આ પુસ્તિકા અમેરિકાના પરદેશ નીતિ મંડળ ( Foreign policy Association ) તરફથી પ્રસિદ્ધ થઈ છે. આ મંડળ ૧૯૧૮માં અભ્યાસ અને સંશોધન દ્વારા અમેરિકાની પરદેશનીતિ ઘડવા માટે સ્થપાયેલું એ ઉત્તરોત્તર વિકસતું જ રહ્યું છે. ને વર્તમાન પ્રશ્નો પર કેટલીક સુંદર પુસ્તિકાઓ એ દર વર્ષે બહાર પાડે છે. દરેક પુસ્તિકાને અંતે એ દેશના જુદાજુદા પ્રશ્નોને લગતી માહિતી આપનારાં પુસ્તકો તથા સામયિકો, ફિલ્મો વગેરેનાં નામ પણ હોય છે.

★





નોંધાયા વગરનાં લગ્નોને રાજ્ય સ્વીકારતું નથી અને એવાં પતિ-પત્નીઓને કોઈ અધિકારો નથી કે કોઈ જવાબદારીઓ નથી.

લગ્નમાં જોડાતી વ્યક્તિઓ પાસે સોવિયેત કાયદો સૌથી પહેલી એ વસ્તુ માગે છે કે એ લગ્ન મુક્ત અને સ્ત્રી-પુરુષ ઉભયની પરસ્પર સહમતિ મુજબના હોવાં જોઈએ. સોવિયેત સંઘમાં નીકટનાં સગાઓ અને ભાઈ તથા બહેનો વચ્ચે લગ્ન કરવાની મનાઈ છે. દંપતી બને ઇચ્છે તો એક જ નામ અગર અટક રાખી શકે છે અથવા તેમનાં પોતાના સ્વતંત્ર નામ રાખી શકે છે. દંપતીને ધંધો પસંદ કરવા બાબત સપૂર્ણ સ્વતંત્રતા હોય છે. દંપતીએ લગ્ન પહેલાં મેળવેલી મિલકત તેની અંગત માલિકીની ગણાય છે, લગ્ન બાદ મેળવેલી, બેઉની જોડીઆ માલિકીની ગણાય છે.

સોવિયેત સંઘમાં લગ્નવિચ્છેદ કેવળ કાયદાની અદાલતમાં જ મેળવી શકાય છે. દંપતી કુટુમ્બની ફરજો પ્રત્યે અલ્પ ગાંભીર્યતાથી ન જુવે તેવો પ્રબંધ એવા નિયમથી થાય છે. અદાલત લગ્નવિચ્છેદ આપતી વખતે તમામ કિસ્સાઓમાં બાળકોનાં હિતોને ગણતરીમાં લે છે, એમને વધુ સારા ઉછેરની શક્યતા હોય તે—મા કે બાપ—ને ત્યાં રાખે છે. બાળકો સ્વતંત્ર થાય ત્યાં સુધી કુટુમ્બ તેમની જરૂરી સંભાળ અને ધ્યાન રાખે છે.

રાજ્યની મદદ સાથે કુટુમ્બપ્રેમ, મૈત્રી, શ્રમ-સહકાર અને સાથીદારીના સંબંધોના આધાર પર રચાયેલું એક મુખ્ય અંગ બની ગયું છે. સમાજવાદી સમાજમાં સ્વતંત્રતા અને લોકોની શુભેચ્છાના પાયા પર રચાયેલાં લગ્નોની શક્યતા સરજાઈ છે. અને સારાયે કુટુમ્બમાં પરસ્પરનાં સંબંધોનો આધાર દરેક વ્યક્તિનાં સન્માન, પતિપત્નીનાં પરસ્પરના સન્માન અને માબાપ તથા બાળકોના અન્યોન્ય પ્રત્યેનાં સન્માન પર છે.

સમાજવાદી રાજ્યમાં સ્ત્રીઓને મોટા પાયા પર સામાજિક તેમ જ ઉત્પાદક કાર્યોમાં રોકવામાં આવી છે છતાં કૌટુમ્બિક જીવન અને બાળકોનાં હિતો ઉપર એની માઠી અસર ન પડે એટલા માટે રાજ્ય શક્ય તેટલા તમામ પ્રયત્નો કરે છે. આ ધ્યેયને નજરમાં રાખીને માતાઓ તથા બાળકોને મોટા પ્રમાણમાં રક્ષણ આપવામાં આવે છે અને કુટુમ્બને બધી જાતની મદદ કરવામાં આવે છે, માતાઓ તથા બાળકોનાં હિતોનું રક્ષણ એ સોવિયેત રાજ્યનો એક બંધારણીય સિદ્ધાંત છે: અને સોવિયેત સંઘના બંધારણના પાયા ૩૫ કાનુનમાં એ નોંધાયેલો છે.

સોવિયેત કાયદાઓમાં ગર્ભવતી સ્ત્રીને મદદ કરવાની અનેક જોગવાઈઓ છે. ગર્ભવતી સ્ત્રીઓને એમની ચાલુ આવક એની એ જ રહેવા દઈને હળવાં કામ સોંપવામાં આવે છે. અને માતાઓ તથા બાળકોનું આરોગ્ય જળવાય એટલા માટે સુવાવડની રજા દિવસ સિત્તોતેરની (સુવાવડ પહેલા ૩૫ દિવસ અને પછી ૪૨ દિવસ) આપવામાં આવે છે.

બાળકોને ઉછેરવા માટે રાજ્ય સારામાં સારી પરિસ્થિતિ સર્જી આપે છે.

છેક ૧૯૩૬માં રાજ્યે મોટા કુટુમ્બોની માતાઓને સરકાર તરફથી સગવડો આપવાની જોગવાઈઓ અમલમાં મૂકી હતી. ૧૯૪૪ના જુલાઈની ૮મીએ સોવિયેત સંઘની વરિષ્ઠ સોવિયેતના પ્રમુખ મંડળે એક ફરમાન બહાર પાડી કુટુમ્બોને અપાતી આવી સરકારી મદદને અનેકગણી વધારી દીધી હતી. હાલમાં ત્રીજા બાળકના જન્મ બાદ આ લાભો આપવામાં આવે છે.

સોવિયેત સંઘમાં કામદાર માતાઓનાં રક્ષણ માટે સંખ્યાબંધ કાયદાઓ કરવામાં આવ્યા છે. ગર્ભવતી હોવાના કારણે કે નાના બાળકની માતા હોવાના કારણે એને કામે રાખવાનો ઈન્કાર કરવામાં આવે કે વેતન ઘટાડવામાં આવે તો, એમ કરનાર કાયદેસર સજાપાત્ર ઠરે છે.

# તુમરી સેજોં પૈ ગોરી.....

અનવર આગેવાન

લોકગીતોની આગવી મહત્તા, ખુબી અને રસિકતા એ તો દેશે દેશની, પ્રાંતે પ્રાંતની સાચી મિલકત છે. એ મિલકતને ટકાવી રાખવી કે વધારવી એ દરેક પ્રાંતની ધગશ ઉપર આધાર રાખે છે. આ લેખમાં કુરુપ્રદેશના એક લોકગીતનો અચ્છો ખ્યાલ લેખકે આપેલ છે.

લોકગીત એ માનવ-હૃદયના સમગ્ર મનોભાવ અને તત્કાલીન સમાજ જીવનને વિવિધ દૃષ્ટિકોણથી મઢી લેતાં સુરેખ ચિત્રો છે. એથી પ્રત્યેક દેશ અને પ્રાંતના સાહિત્યમાં એનું સ્થાન આગવું ગણાયું છે.

અહીં ઉત્તર હિન્દના કુરુ પ્રદેશમાં ગવાતું દામ્પત્ય પ્રણયનું રસ નીંગળતું ગીત આપું છું : પુરુષને મન પોતાની પરણેતર કરતાં સવાઈ એવી કોઈ લલના ગમી હોય છે, એથી સ્ત્રીના હૃદયમાં સ્વાભાવિક ઈર્ષ્યા જાગી ઊઠે છે. મોટા ભાગના પરણેલાઓના દામ્પત્ય જીવનમાં બને છે તેમ અહીં પતિ-પત્ની વચ્ચે વડછટ જામે છે. આ સંવાદ-ગીતની ભાષા જેટલી મીઠી, મર્માળી ને સરળ છે તેટલો જ સુંદર, સચોટ ને હૃદયસ્પર્શી ભાવ પણ છે :

પત્ની કહે છે :—

ચંદન કટાઊં જી મારુ મેરે ચંદન રુખ;
લાલ પડૌસન કા ઘર સામને.

[ હે પ્રિયતમ ! આંગણની સામેનું ચંદન-વૃક્ષ હું કપાવી નાખીશ. કારણ સામે પાડોશણનું ઘર છે. ]

પત્ની પતિના દરેક કાર્યને સંશયભરી દૃષ્ટિએ નિહાળતી સજાગ બને છે :

તત્તા પાની જી મારુ મેરે ઠંડા જો હોય;
નહાને કી બિરિયાં સાહેબ કહાં ગયે ?

[ તાતા પાણી ટાઢાબોળ થઈ ગયાં. તો ય તમારો પત્તો નહીં, સાહ્યબા ! ક્યાં પધાર્યા હતા ? ]

પતિ કશો ડોળ કર્યા વગર સીધો પ્રત્યુત્તર આપી દે છે કે,

નહાવૈં નહાવૈં જી ગોરી તેરે દેવર જેઠ;
હમેં પડૌસન ઠંડા દે ગઇ !

[ તાતા પાણીએ ગોરી, તારા દિયર ને જેઠ ભલે જઈ નાહ્ય. મને તો પાડોશણ ઠંડુ પાણી આપી ગઈ. ]

જમણ વેળા વીતી ગઈ, ફરફરતી પુરીઓ ઠંડી થઈ ગઈ, વાટ જોઈને પત્ની થાકી ! ત્યારે—

તત્તી :પુરિયાં જી મારુ ઠંડી એ હોય,
ખાને કી બિરિયાં સાહેબ કહાં ગયે ?

[ તાતી ઉનીઉની પુરીઓ ઠરીને ઠીકરું થઈ ગઈ,

---

માબાપની એક મૂળભૂત ફરજ—બાળકોનું ઉમ્મરલાયક થતાં સુધી પાલન પોષણ કરવાની છે. છૂટાછેડાના કિસ્સામાં અગર ધણી-ધણિયાણીમાંથી કોઈ એક બાળકને રાખવાનો ઈન્કાર કરે તો અદાલત એની પાસેથી એવા બાળકનાં ભરણ પોષણ માટે ખર્ચી વસૂલ કરે છે. તેનો દર આ પ્રમાણે છે : એક બાળક માટે આવકનો ચોથો ભાગ, બે બાળકને માટે ત્રીજો ભાગ, અને ત્રણ કે વધુ બાળકો માટે અર્ધાથીયે વધારે.

ધણી-ધણીઆણીમાંથી કોઈ એકનું મૃત્યુ થાય તો પાછળનાંને જીવાઈ અને બીજા લાભો મળે છે, અને મરનારની મિલકતનું એ વારસદાર બને છે. સોવિયેત કાયદામાં સ્ત્રી-વારસદારને પણ પૂરા હક્કો છે.

કુટુમ્બને હરેક પ્રકારે સુદૃઢ બનાવવું અને બાળકો —માદર વતનના ભાવિ દેશભક્તોને ઉછેરવાના મહાન કાર્યમાં એમને મદદ કરવી—સોવિયેત કુટુમ્બ જેનાં પર રચાયું છે એ પાયો આવો છે.







સચોડી જમણુ વેળા વીતી ગઈ ત્યાં સુધી હે સાહ્યબા આપ ક્યાં પધાર્યા હતા?]

પતિ તો એ જ નિર્લજ જવાબ વાળે છે!

> ખાવેં ખાવેં જી ગોરી તેરે દેવર જેઠ;
> હમકૂ પડોસન બાસી દે ગઇ

[હે ગોરી ઉનાં ભોજનિયાં તારા દિયર ને જેઠ ભલે ખાય! મને તો પાડોશણુ વાસી આપી ગઈ.]

ઘરનાં તાજાં ભોજનિયાં મૂકીને પાડોશણુનાં વાસી ભોજન એને ભાવે છે કારણુ કે, પડોશણુથી એને પ્રેમ છે ને! પ્રેમથી પીરસેલો વાસી ટુકડો એને મન તો જોવા સરિખો હતો!

સાંજ પડે છે. ભેંસુના શેડ્યકડા દૂધ દોહીને, ઉનું કરી કટોરો ભરી રાખે છે, પણુ પીનારો તો મોડો મોડો આવ્યો. ફરી પત્ની એ જ પ્રશ્ન પૂછે છે:

> દૂધ કટોરે જી મારુ મેરે ઠંડા ને હોય;
> પીને કી બિરિયાં સાહેબ કહાં ગયે?

[હે પ્રિયતમ! કઢીયલ દૂધ પણુ ઠરીને હીમ થઈ ગયાં તો ય તમે પીવા ટાણે ન આવ્યા, કહો સાહ્યબા! આટલી વાર ક્યાં હતા?]

તો ય પુરુષ એનો એ જ ઉત્તર વાળે છે:

> પીવેં પીવેં જી ગોરી, તેરે દેવર જેઠ;
> હમકૂ પડોસન મઠ્ઠા દે ગઈ

[ગોરી, કઢીયલ દૂધ તારા દિયર-જેઠને આપ. મને તો પાડોશણુ છાશ આપી ગઈ!]

ફરી, પત્ની બિચારી સૂતી સેજલડીએ સૂતી સૂતી પતિનું સ્મરણુ કરી રહી છે:

> ફુલભરી સેજે જી મારુ મેરે મૈલી ન હોય,
> સોને કી બિરિયા સાહેબ કહાં ગયે?

[હે વહાલમ! તમારે કાજ ફૂલડેભરી સેજ બિછાવી હતી, પરંતુ ફૂલડાં કરમાઈ ગયાં, પથારી ચોળાઈ ગઈ તો ય તમે ન આવ્યા, હે સાજન! કહો આ સોહામણી વેળાએ તમે ક્યાં હતા?]

આ વખતે પતિએ નવો જ વિચાર શોધી કાઢ્યો:

> તુમરી સેજોં પે ગોરી મચ્છર બહુત હૈં
> ગોદી કા બાળક તેરા રોવના.

[હે ગોરી, તમારી સેજ પર તો મને મચ્છર બટકા ભરે છે, વળી તારી ગોદમાં બાળક રડે એટલે મને સુખની નીંદર નથી આવતી.]

પુરુષ તો ભ્રમર-ભોગી. નિત નિત ફૂલડે ફરતો રસ ચૂસે. એની ભટકતી રસવૃત્તિને વાળવી? એ જ પ્રશ્ન પત્નીને મુંઝવવા લાગ્યો. આટઆટલા પ્રયત્નો કર્યા છતાં ય તે નિષ્ફળ! અંતે પડોશણુનું જડમૂળ કાઢવાનો વિચાર એને આવ્યો. એને માટે કેવાં સાધનોનો આશ્રય લે છે તે જુઓ:

> કિસ રાજા કી મારુ મેરે કરું અરદાસ,
> કૌન બહિન કી કરૂ બીનતી!

[ક્યા રાજાને વીનવું? કઈ બહેનપણીની સહાય માગું?]

> ઈન્દર રાજા કી મારૂ મેરે કરૂં અરદાસ,
> બિજલી બહિન કી કરૂં બીનતી.
> બરસો બરસો જી ઈન્દર ઝરિયા લગાયે,
> લાલ પરોસનકા ઘર બહ જાય.

[ઈન્દ્ર રાજાને અરજ કરીશ, અને બહેન વીજળીને વિનવીશ કે, હે ઈન્દ્ર રાજા! ઝમઝટ કરતો ચોધાર વરસાદ વરસાવો. જેથી પાણીના પૂરે રાંડ પાડોશણુનું ઘર તણાઇ જાય!]

અંતરની કળકળતો આંતરડીની અરજ ઇન્દરાજે કેમ જાણે સાંભળી લીધી હોય, તેમ વીજળીના કડાકા સાથે ધોધમાર વરસાદ તૂટી પડ્યો અને પેલી પાડોશણુનું આટકાટના માંડવા જેવું ઘર હશે તે તણાઈ ગયું. હવે પતિ ક્યાં જાય? એ તો મૂઠીઓ વાળતો ઘર ભણી દોડી આવ્યો:

> બાંગ લાગે જી મારૂ મેરે આધી-સી-રાત,
> કંધે ધરી હૈ કાલી કામલી;
> ખોલો—ખોલો રી ગોરી મોરી ચંદનકિવાર,
> મારૂ તો ભીંજે તેરે દર ખડા.

[ ખંભે કાળી કામળી નાખી, અરધી રાતે મારુજી ઘર ભણી આવે છે. દ્વાર પર ઊભા ઊભા કહે છે: ગોરી મોરી! ચંદન ખડકી તો ખોલો! તમારા વાલમજી દરવાજે ઊભા ઊભા ભીંજાઈ રહ્યા છે! ]

આ વખતે સ્વમાની નારીનું આત્માભિમાન જાગી ઊઠે છે. પતિને લાખવાર વીનવ્યા છતાં નહોતા માનતા, તે પત્ની શાની ભૂલે? છતાંય એ પહેલાંની જેમ જ લાગણી નીતરતાં સ્વરમાં એના કહેલા જ શબ્દો પાછા વાળતી કહે છે:—

હમરી સેંજો તો રાજા મચ્છર બહુત હૈ
ગોદીકા રોવના બાલક મેરા.

[ હે રાજ! મારી સેજ પર તો મચ્છરનો કોઈ પાર નથી. વળી મારી પડખે છોકરું રડે છે. તે તેમને કેમ ફાવશે? ]

પણ આ વખતે તો પુરુષની અવળી મતિ સવળી થઈ ગઈ હતી. પારકી તે પારકી ને પરણેતર તે પરણેતર! અંતે પતિ પોતાની ભૂલથી ક્ષોભીલો થતો કહે છે કે,

તુમરી સેજો તો ગોરી મોરી ફુલરે જો હોય,
ગોદી કા બાલક ઝુલે પાલના.

[ હે ગોરી, તમારી સેજ તો ફૂલડે બિછાવી છે. અને બાળક તો પારણિયે ઝૂલે છે. ]

સ્ત્રી એ તો સહિષ્ણુતાની સાક્ષાતમૂર્તિ. એની સહિષ્ણુતા અને સ્નેહ આગળ પુરુષને નમતું જોખવું પડ્યું, સ્ત્રી–પુરુષના પારસ્પરિક સ્નેહ શૃંગાર અને રિસામણાં મનામણાં વગેરે ખટમીઠા પ્રસંગોના અઢળક સુલણાં ગીતો કુરુપ્રદેશના લોકકંઠે લહરાઈ રહ્યા છે. કેવળ વાટ હવે છે કોઈ પારખુ કસબીની!



## છ લ ક છ લ ક

છલક છલક આ બેડલું ને છલક છલક મન મ્હારું, રાજ!
ઝમક ઝમક ઝાંઝરિયું એવું ઝમક ઝમક મન મ્હારું, રાજ!
ફરક ફરક ઓઢણિયું એવું ફરક ફરક મન મ્હારું, રાજ!
મરક મરક આ લોચનિયું ને મરક મરક મન મ્હારું, રાજ!
ચળક ચળક ચાંદરણું ને આ ચળક ચળક મન મ્હારું, રાજ!
ઝળક ઝળક આભલિયું એવું ઝળક ઝળક મન મ્હારું, રાજ!

પ્રો. હસિત બૂચ

# કલ્યાણની સિદ્ધિ

રવિશંકર મહારાજ

આજે આપણે જીવનની બધી ક્રિયાઓમાં રૂપિયા, આના, પાઈનો હિસાબ ગણતા થયા છીએ રૂપિયા, આના, પાઈ જીવનમાં ખપ આવતા નથી, પણ જીવનમાં ખપ આવે છે શ્રમ. બધી જ વસ્તુઓનો રૂપિયા, આના, પાઈમાં હિસાબ ગણતા થઈને આપણે મોટી ભૂલ કરી રહ્યા છીએ. રૂપિયા, આના, પાઈ સંપત્તિમાં સુખ હોત તો અમેરિકા સૌથી વધારે સુખી હોત. પણ આજે તો અમેરિકાને માથે અડધી દુનિયાનું દુઃખ છે.

શરીરથી શરીરને પોષવું જોઈએ. સમૃદ્ધિથી તો સુક્ષ્મ શરીરને પોષવું જોઈએ, આજે તો આપણે હાથપગનો ઉપયોગ, બીજાને લુંટવામાં બીજાને પીડા કરવામાં, બીજાનું પડાવી લેવામાં કરી રહ્યા છીએ. અને બીજાને પીડા કરીને આપણે પણ પીડઈએ છીએ. આજે તો હાથપગ હલાવ્યા સિવાય જે બેઠા બેઠા ખાય છે, તેની પ્રતિષ્ઠા આપણે કરી રહ્યા છીએ.

જીવનની બધી ક્રિયાઓમાં વસ્તુઓમાં રૂપિયા, આના, પાઈથી ગણતરી થાય નહીં. સમાજને પોષક એવો ઉત્પાદક શ્રમ આપણે કરવો જોઈએ. વિનોબાજીએ ધર્મની ત્રણ વાતો કહી છે, એક તો પરિશ્રમ, બીજો પ્રેમ, અને ત્રીજો ત્યાગ. પરિશ્રમ એટલે એકલી મહેનત નહીં, પણ સમાજને પોષક ઉત્પાદક શ્રમ. જેનું મોઢું સમાજ તરફ નથી, પણ પોતાના તરફ છે, એનાથી આવો શ્રમ થાય નહીં અને આવા પરિશ્રમ વિના પ્રેમ ઉદ્ભવે નહીં. અને ત્યાગ પણ આવે નહીં. સમાજની તરફ પ્રેમ હોય તો ઉત્પાદક શ્રમ થાય પ્રેમ આવે અને ત્યાગ કેળવાય.

આજે તો માણસ બીજાનું લુંટી લેવાનો પરિશ્રમ કરે છે અને જે ઉત્પાદન કરે છે તેના કરતાં એને પોતાને વધારે મળે અને ઉત્પાદન કરનારના ભાગમાં કશું ના રહે, એવો પ્રયત્ન કરે છે.

કોઇ પણ પરિશ્રમ સમાજનું કલ્યાણ કરે એવો હોવો જોઇએ. સંપતિ તો સમાજની છે. એની પરનો માલિકી હક્ક હવે છોડવો પડશે

બધી ઈન્દ્રીઓ જેમ શરીર માટે કામ કરે છે, અને બધી ઈન્દ્રીઓના સરવાળાથી શરીર બને છે તેમ આપણે સમાજને માટે કામ કરવું જોઈએ. સમાજ આપણને જરૂર પોષશે. આપણું મોઢું વ્યક્તિ તરફ છે, તે સમાજ તરફ ફેરવવું પડશે.

ધર્મ ટીલાં, ટપકાં, કે માળા ફેરવવામાં નથી. પણ આચરણમાં છે આપણે તો ધર્મની પણ દુર્દશા કરી છે. ધર્મ એટલે જે ક્રિયા કરવાથી સમાજ ટકે અને હું ટકું એનું નામ ધર્મ. જેનાથી સતત અભ્યુદય થાય અને કલ્યાણની સિદ્ધિ મેળવતો જાય એવી ક્રિયા તેનું નામ ધર્મ.

વિનોબાજી કહે છે કે કોઈનાં પણ આજીવિકાનાં સાધન આંતરો નહીં. નદીનો પ્રવાહ વહે છે તેને રોકો નહીં, વહેવા દો.

*

# ગ્રંથસમીક્ષા



### ઉશ્કેરાયેલો આત્મા

[ લે. રમણલાલ વ. દેસાઈ; પ્ર. આર. આર. શેઠની કં. મુંબઈ, ૨; મૂલ્ય, ત્રણ રૂપિયા. ]

ગુજરાતને વર્ષોથી સુવાચ્ય નવલકથાઓ આપતા રહી તેના વાર્તારસને તૃપ્ત કરનાર શ્રી. રમણલાલ દેસાઈ એક નાટ્યકાર પણ છે એ ભૂલી નહિ જવાનું કહેતો આ તેમનો ચોથો નાટિકાસંગ્રહ છે. એમાં કુલ ૭ કૃતિઓ રજૂ કરવામાં આવી છે. તેમાંની સંગ્રહની નામદાત્રી પહેલી કૃતિ 'ઉશ્કેરાયેલો આત્મા' એક ચાર–પ્રવેશી સાહિત્યલક્ષી કટાક્ષ–નાટિકા છે. ગઝલ, લોકગીત, રાસ અને અર્થઘન કવિતાનાં ભકતોનાં અતિચિત્રણથી કર્તાએ એમાં ઠીક રમૂજ નિષ્પન્ન કરી છે. 'મહાશિવરાત્રિ' એ શિવરાત્રિ પ્રસંગે સંભવતઃ રેડિયો માટે લખાયેલું રૂપક છે, એટલે એમાં સંગીત અને નૃત્યની કર્તાએ સારી સવડ કરી છે. એમાં 'શિવપુરાણ'વાળો પારધિનો પ્રસંગ, તથા ભસ્માસુરદહન, ગંગાવતરણ, વિષપાન, આદિ પુરાણના પ્રસંગો તેમજ પ્રચ્છન્ન વેશે ઉમા પાસે આવતા શંકરનો 'કુમાર સંભવ'વાળો પ્રસંગ નિરૂપાયા છે. પણ આ પ્રસંગોદ્વારા નિરૂપાતી શિવલીલા આ યુગનાં શિવ–દર્શનાર્થીઓ—ને તેય પાછાં પાંચસાત યુવક–યુવતીઓ! —ને પ્રત્યક્ષ દેખાડવાનો કર્તાના પ્રયોગની સાર્થતા રેડિયો–લાયકીની જરૂરત સિવાય બીજી કોઈ રીતે સમજાય તેમ નથી. ભસ્માસુરદહનના નિરૂપણમાં અણુબોંબ જેવાં સંહારશસ્ત્રોના નિર્માતાઓની ગતિ આખરે ભસ્માસુર જેવાંજ થવાની એ વિચાર કર્તાએ પેલાં આધુનિક દર્શનાર્થીઓ પાસે ઉદ્‌ગારાવવાની તક લીધી છે. 'સતી અને સ્વર્ગ' નામક ત્રીજી નાટિકા એક હળવી નાટિકા છે. પતિની રીતભાત ને તેના ચારિત્ર્યની કડક ચોકીદાર બની સતત તેને સુધારવા મથતી સ્ત્રીનું, સ્વપ્નમાં પોતાને માટે સ્વર્ગનાં બારણાં બંધ થતાં જોઈ અને પતિની એક ધૂનને ખાતર તેને લગ્નવિચ્છેદથી છૂટો કરનારી અને સમાજમાં વંઠેલી ગણાયેલી સ્ત્રીને માટે તે ઊઘડતાં જોઈ, જાગતાં થયેલું પરિવર્તન એનો વિષય છે. સ્વર્ગના દરવાજા અને યમદૂતોનું દર્શન કરાવતું સ્વપ્નદૃશ્ય નાટકકારની અહીં એક વિશિષ્ટતા ગણાય. ચોથી કૃતિ 'ગ્રામસેવા' બહેનોને ભજવણીનો સારો અવકાશ આપતું હાસ્યપ્રધાન છતાં ઉદ્દેશસાધક ત્રિઅંકી નાટક છે. નાટકમાં હાસ્ય અને સંગીત સફળ રીતે પ્રયોજવાની આવડત જે કર્તાએ 'શંકિત હૃદય'માં વર્ષો પહેલાં દેખાડી હતી તે આ નાટક પણ દેખાડે છે. શહેરી યુવતીઓ ગ્રામસેવા કરવા જતાં તેમની રહેણીકરણી અને ગામડાંનાં સ્ત્રી–પુરુષોની રહેણીકરણી વચ્ચેના ભેદને લીધે જે હળવું હાસ્ય નિષ્પન્ન થઈ શકે અને ગામડિયાં પાત્રોના કટાક્ષોનો ભોગ એમને બનાવીને એમની જે જરૂરી ટીકા કરી શકાય તેનો આ નાટકમાં કર્તાએ સારો લાભ ઉઠાવ્યો છે. ગામડાંનાં ગીતોની નાટકમાં કર્તાએ ઠીક રમઝટ બોલાવી છે. પણ એમ કરવા જતાં, અમદાવાદમાં હાલ ભજવાતા 'મેનાં ગુર્જરી'ના પ્રયોજકોની જેમ ગામડિયણોને ઘાસના ભારા નીચે મૂકીને અને પાણીનાં બેઢાં નીચે મૂકીને ગરબા ને ગીતો ગાવા બેસવાની નવરાશ કર્તાને આપવી પડી છે! ગામડાંની સેવા માટે ગામડાંના થઈને એમાં દટાઈ જવું જોઈએ એ વિચાર ભરતના પાત્ર દ્વારા નાટકમાં રજૂ કરવામાં આવ્યો છે. રંજનને એ ભરતની અને રમાને સનાતનની પ્રેમિકાઓ બનાવી એમની ગ્રામયાત્રા ને ગ્રામસેવાનું પ્રેરક તત્ત્વ પ્રેમ છે એમ નિરૂપ્યું છે. ગામડિયાં તથા શહેરી યુવકયુવતીઓનું આલેખન વાસ્તવિક થયું છે. નાટક ભજવવે ઠીક રંગત જમાવે એવું બન્યું છે. 'મંત્રસાફલ્ય' એ બૌદ્ધ જાતકકથાને આધારે લખા-





પેલી નાટિકાની વિશિષ્ટતા તેમાં કર્તાએ ચમકાવેલો આ વિચાર છે: 'જે ધન સહુનું નહિ એ શાપિત ધન!' છેલ્લી નાટિકા સત્યવાન-સાવિત્રીની કથાની યાદ આપે તેવા એક પ્રાચીન કથાવસ્તુ પર લખાયેલી છે. ઋષિકુમાર રુરુ સર્પદંશથી મૃત્યુ પામેલી પોતાની પત્ની પ્રમદ્વરાને પોતાના અર્ધા આયુષ્યના સમર્પણથી સજીવન કરે છે એ વસ્તુની નાટિકા બનાવી કર્તાએ તેમાં લગ્નરહસ્ય અને પ્રેમની મૃત્યુંજયતા સફળ રીતે બતાવ્યાં છે.

છયે કૃતિઓને કર્તાએ ભજવાવી પરખી છે અને તેથી તેમના રંગભૂમિ પરના અભિનયન પરત્વે તેમણે રંગભૂમિ, પ્રકાશયોજના, દૃશ્યોની ગોઠવણ, વેશભૂષા, ઇત્યાદિ બાબતોની સૂચનાઓ દરેક કૃતિની આગળ આપી છે. આપણાં ભજવી શકાય એવાં શિષ્ટ નાટકોની સંખ્યામાં આ કૃતિઓ સારો ઉમેરો કરે છે. મુદ્રણશુદ્ધિની બાબતમાં અક્ષમ્ય બેપરવાઈ લાગતા વળગતાઓએ બતાવી છે તેની પણ અત્ર નોંધ લેવી જોઈએ.

### પ્રેમગંગા

[ લે. યશોધર ન. મહેતા; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ; અઢી રૂપિયા ]

'પ્રેમની બલિહારીનું' આલેખન કરવા માગતા શ્રી યશોધર મહેતાએ આ પુસ્તકમાં કચ-દેવયાની, શાંતનુ-જાહ્નવી, અર્જુન-ઉલૂપી, સુંદરસેન-હારલતા, એન્ટની-ક્લીઓપેટ્રા, અલેકઝાંડર-રોકસાના, એડવર્ડ-સિમ્પસન, અને જહાંગીર-નૂરજહાંના મશહૂર પ્રણય કિસ્સા પોતાની રીતે વર્ણવ્યા છે. વૈદવારાની પ્રણયકથા પણ સ્વાયંભૂ મનુની દૌહિત્રીઓ અનસૂયા, હવિર્ભુવા અને ગતિનો પ્રણય ને પરિણય રજૂ કરીને એમણે આપી છે. જેમ તેમાં લેખકને પોતાની કલ્પનાનો છૂટથી ઉપયોગ કરવો પડ્યો છે તેમ પૌરાણિક અને ઐતિહાસિક પ્રણયકથાઓમાં પણ તેમણે નિરૂપણમાં કલ્પના ઠીક પ્રવર્તાવી છે. સંગ્રહની નવે પ્રણયકથાઓનાં નામ તેમની નાયિકાઓ પરથી રાખી તેમાંની ઘણીમાં નાયિકાઓનાં સ્તનનિતંબાદિના લાવણ્ય—લેખકના વિલક્ષણ રસથી કરવામાં આવેલાં છે—અને મોટા ભાગનાં નારીરૂપવર્ણનોમાં એ અંગોનાં વર્ણન એમના ધાષ્ટર્યથી પ્રેમવિજય સર કરતી એમને આલેખવામાં આવી છે. છેલ્લી બે જેવી કથાઓમાં પ્રેમવીર પુરુષોના ઉત્કટ ને ઊંડા પ્રેમનું પણ આલેખન થયું છે. લેખકની રસિકતા અને પ્રેમભાવનાનો પરિચય કરાવતી આ વાર્તાઓ તેમની લખાવટને કારણે અને વિશેષ તો તેમના વિષયને કારણે વાંચનારાઓને તો ગમશે જ. કવિ ન્હાનાલાલે કહ્યું છે તેમ 'સુણવી કરવી ગમે ન કોને રસની કે રસિકાની વાતડી?'

પુસ્તક સંખ્યાબંધ જોડણીદોષો અને અનુસ્વારની ભૂલો દેખાડે છે.

### એકલો જાને રે

[ લે. મનુબેન ગાંધી; પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા. ]

આ પુસ્તક કુ. મનુબહેન ગાંધીએ લખેલી ગાંધીજીની પૂર્વ બંગાળની નોઆખલીની ધર્મયાત્રાની ડાયરીનું મુદ્રિત ગ્રંથસ્વરૂપ છે. પુસ્તકનું નામ સાર્થ છે. ગાંધીજીની દશા નોઆખલીની યાત્રા વેળા એકલતાની જ હતી. તેઓ ત્યાંના મુસલમાન ભાઈઓને સલામ ભરે તો સામી સલામ પણ ન મળે એવી સ્થિતિ હતી! એમનાં પ્રેમ અને અહિંસાને કસોટીએ ચડાવતી એ પરિસ્થિતિમાં એ પ્રેમ અને અહિંસાના આચાર્યે પ્રેમ અને અહિંસાના સ્થાપન અને વિતરણનો જે ભવ્ય પુરુષાર્થ એકલે હાથે કર્યો તેનું સવિગત બયાન મનુબેન ગાંધીની આ રોજનીશી આપણને આપે છે. ગાંધીજીની દિનચર્યા તેમજ માણસો જોડે કામ લેવાની એમની રીતનો એમાંથી અચ્છો પરિચય મળી રહેશે. આખા પુસ્તકમાં લેખિકાની 'મા' બની તેનું ઘડતર સતત કરતા રહેવાના ગાંધીજીના પ્રયાસનું એમાં થતું દર્શન એ મહાપુરુષની વજ્રકઠોરતા તેમજ વત્સલ પુષ્પકોમળતાની સુભગ ઝાંખી વાચકોને કરાવી રહે છે. ગોમેર અવિશ્વાસ ને હિંસા ને વેર ને વિદ્વેષની




જ્વાળાઓથી ઘેરાયેલા એ સમયના વાતાવરણમાં ગાંધીજીની મનોદશાનું ચિત્ર પૃ. ૧૯ ને ૬૦ પરના એમના પત્રો તેમજ ચંપલનો ઉપયોગ છોડવાના પૃ. ૫૯ પર નોંધાયેલા પ્રસંગમાં બરાબર જોવા મળે છે. ગાંધીજીએ બિહાર જવા માટે બંગાળ છોડ્યું ત્યાં સુધીનો હેવાલ આપતી આ મનુબેનની રોજનીશી ગાંધીજીના આયુષ્યના અંતિમ વર્ષની પ્રવૃત્તિ અને મનોદશાની સૌથી પ્રમાણભૂત માહિતી આપે છે એ કારણે ગાંધીજીના ભાવિ ચરિત્રકારોને માટે અત્યંત મૂલ્યવાન્ છે. તેવી જ રીતે, પ્રસ્તાવનામાં શ્રી. મોરારજી દેસાઈએ કહ્યું છે તેમ, અહિંસાની કાર્યપદ્ધતિના ભાવી વિકાસની દૃષ્ટિથી ગાંધીજીના જીવનના અંતભાગના મહાપ્રયોગનું મૂલ્ય બહુ મોટું છે, અને એ કારણે એ મહાપ્રયોગનો આ હેવાલ પણ એટલો જ મૂલ્યવાન છે.

### સંસ્મરણો

[ લે. ગણેશ વાસુદેવ માવળંકર; પ્ર. ગુજરાત વિદ્યાસભા અમદાવાદ, મૂલ્ય બે રૂપિયા. ]

આ પુસ્તક કુટુંબી જનોમાં તેમ જ બહોળા મિત્રવર્ગમાં 'દાદાસાહેબ'ના પ્રેમભર્યા નામથી ઓળખાતા આપણી લોકસભાના પ્રમુખ અને અમદાવાદના એક અગ્રણી ગુજરાતી મહારાષ્ટ્રી શ્રી ગણેશ વા. માવળંકરના એમણે પોતે લખેલાં સંસ્મરણો રજૂ કરે છે. એ સંસ્મરણોની એક મર્યાદા જે તેની એક વિશિષ્ટતા પણ છે તે એ છે કે એ સંસ્મરણો કર્તાએ ગાંધીજી સાથેના પોતાના કેટલાક જીવનપ્રસંગોનાં જ આલેખેલાં છે, પોતાના સમગ્ર જીવનાનુભવનાં નહિ. સંસ્મરણોની ગૂંથણી પ્રસ્તાવના લેખક શ્રી. નરહરિભાઈ પરીખે બતાવ્યું છે તેમ ગાંધીજીના પત્રોની આસપાસ એમણે કરી છે. જે પરિસ્થિતિમાં એ પત્રો પોતાને મળ્યા અને જે અસર એમણે પોતાની ઉપર એમણે કરી તે કર્તાએ વિગતે વર્ણવવી જોઈએ જ, જેમ તેમણે એમાં કર્યું પણ છે. આમાં ગાંધીજીના માર્ગદર્શન, પ્રોત્સાહન, આદેશ, વગેરે કર્તાને વખતોવખત મળતાં રહી તેમના જીવનવિકાસમાં અને સેવા પ્રવૃત્તિમાં એમણે આપેલો ફાળો તો વર્ણવાય છે જ પણ ગાંધીજીના માનસ, દૃષ્ટિ, કામ કરવાની તથા બીજા પાસેથી લેવાની રીત, માણસની પારખ ઈત્યાદીનો સારો પરિચય વાચકોને મળે છે. એ હિસાબે ગાંધીચરિત્રમાં કામ લાગે એવી થોડીક સામગ્રી આ સંસ્મરણો આપણને સંપડાવે છે. પુસ્તક શ્રી. દાદાસાહેબ માવળંકરના જાહેર જીવન અને સેવાકાર્યનો જ વિશેષ પરિચય કરાવે છે, તેમ છતાં એમનાં સ્વભાવ, ભાવનાશીલતા, કુટુંબવાત્સલ્ય, ચોકસાઈ, ધર્મનિષ્ઠા અને સેવાના પ્રેમનું પણ સારું દર્શન કરાવે છે. પુસ્તકમાંના એમના પુનર્લગ્ન, ગુજરાત કૉલેજની હડતાળ, અમદાવાદ મ્યુનિસિપાલિટીની કામગીરી, વગેરેને લગતી સ્મરણનોંધ વાચકોને રસદાયક માલૂમ પડશે. પુસ્તક સ્વચ્છ ગુજરાતીમાં લખાયું છે, જે કર્તાનો ગુજરાતી ભાષા પરનો કાબૂ દેખાડી આપે છે. પણ ગુજરાતમાં જ જન્મી ઊછરી ગુજરાતને જ પોતાનું વતન બનાવનાર વ્યક્તિ માટે એ નવાઈ જેવું ન કહેવાય.

### હરારી : સરફરોશ

[ લે. ગુણવંતરાય આચાર્ય; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય દરેકના સાડાચાર રૂપિયા ]

શ્રી. ગુણવંતરાય આચાર્યની દરિયાઈ સાહસકથા 'સક્કરબાર'ના અનુસંધાનમાં લખાયેલી આ બે નવલકથાઓ એવી કથાઓના રસિકોની સારી સેવા બજાવશે. બંને કથાઓમાં સક્કરબારનો પ્રતાપ ને પ્રભાવ લેખક વર્ણવે તો છે, પણ કથાવસ્તુ બનાવતા પ્રસંગોની મહત્ત્વની કારીગીરી તે બીજાં પાત્રોનેય આપે છે.

'હરારી' અત્યારે નામશેષ પણ ન રહેલી એવી આફ્રિકાના પૂર્વ કિનારા પર યુગાન્ડાની ઉત્તરે અને હબ્સીનિયાના પડોશમાં એક વાર વસેલી દરિયાખેડુ ગુજરાતી ઠક્કરોની 'ઠકરાત' નામથી ઓળખાતી વસાહતમાં આપણને લઈ જઈ એના તડકા કરતાં





છાંયડીની કથા કહે છે. એ ઠકરાતનો સાહસિક પીઢ વેપારી જીવણશેઠ અને એને પોતાની બેનને વહેમથી ભરમાઈ મારી નાખનાર એ જીવણશેઠ પર વેર લેવા આવેલો વલ્લભ આ કથાનાં મુખ્ય પાત્ર છે. વલ્લભની વેરલાલસા જીવણે ઘરમાં આશ્રય આપી રાખેલી કુંવરની હત્યાથી ન ધરાતાં આગળ-વધી, હરાર (આજના હબ્સીનિયા)ના હબસી શાહના દળ વડે જીવણ શેઠની વણઝારનો નાશ કરાવે છે. એ વેર એને કુંવરની દીકરી તુલસીના સંપર્કમાં લાવે છે અને વણઝારના ભંગારનું દર્શન એના વેરને શમાવી એનું પરિવર્તન સાધે છે. બીજી બાજુ હબસી શાહની સામે સક્કરબાર મેદાને પડી શૌર્ય અને બુદ્ધિબળથી તેને મહાત કરે છે. વલ્લભના પરિવર્તને જીવણ શેઠને હબસી શાહના કેદમાંથી બચાવ્યા અને તુલસીને પત્ની તરીકે મેળવી આપી. આ બધું વિસ્તારીને આ કથામાં વાચકોનો વાર્તારસ જાળવીને શ્રી. આચાર્યે નિરૂપ્યું છે. કથા પ્રસંગપ્રધાન વિશેષ છે.

‘સરફરોશ’ સક્કરબારને પ્રતાપે ફરી વસેલી ઠકરાતની વાત આગળ લંબાવે છે. રણમલ લાખાએ દેશમાંથી જે વીસ પચીસ છોકરીઓને અહીંની ઠકરાતને સ્થિર કરવા મોકલી તેમાંની એક વસાહતના રખવાળ જેહા ખાંટની વીરતાથી તેને વરી. પાછળથી કચ્છની રાજકન્યા ઠરતી એ સ્ત્રીને લીધે કચ્છના મુસલમાન દીવાનના પુત્ર ઇબ્રાહિમ મિર્યાં સાથે જેહાને ને વસાહતને સંઘર્ષમાં ઊતરવું પડે છે. હબસી શાહ અને અરબ વેપારીઓએ ચલાવેલા અરબ ચાંચિયાઓ જોડે ઠકરાતનો જંગ જામે છે, જેમાં પરાક્રમી સાહસો વાર્તા લેખકે જેહાને સોંપ્યાં છે, એ સાહસમાં સક્કરબારને છોડાવવાનું તથા ખૂની ચાંચિયા લાલિયા ઘંટને બરાબર વીતાડવાનું મુખ્ય છે. આ બંધુ વર્ણવતી અને સક્કરબારનો પ્રભાવ દેખાડતી આ કથા જેહા ખાંટ પોતાની આપવીતી કહેતો હોય એ રીતે લખાઈ છે. પણ એ રખવાળની ભાષા એની નથી, પણ લેખકની છે, જેથી વાસ્તવિકતા કચવાય છે. એ રખવાળની ભાષામાં ‘આકાશગંગા’, ‘ઉપપતિ’, ‘નિર્ભર્ત્સના’, ‘પરિવર્તન’, ‘હા હંત!’ સંસ્કૃત શબ્દોની જ પતંગમાં ‘નજાકત’ ‘કમતરીન’, ‘ખ્વાબ’ જેવા ફારસી શબ્દો છૂટથી લેખકે મૂકયા છે!

બંને કથાઓના બનાવોની વ્યૂહરચના તેમજ પાત્રોની કામગીરી લેખકની ફળદ્રુપ કલ્પનાનાં ફળ વિશેષ છે. ‘સરફરોશ’માંના જેહાએ વીરજીને મહાત કર્યાનો પ્રસંગ, સિંહણનાં વધનો પ્રસંગ, હાથી ને સિંહણનું યુદ્ધ, લાલિયા ને તેના સાગરીતો સાથેની જેહાની ઝપાઝપી, ઇબ્રાહિમ ને મસૂદ સામે તેમજ સૂસવાટની સામે જેહાનું પરાક્રમ—આ બધાં કથાને ‘સ્ટંટ’-ચિત્રોનો રસ આપે છે. ગુજરાતના સાહસિક વેપારીઓ અને દરિયાખેડુઓનાં સાહસની ભૂલાઈ ગયેલી તવારીખનાં પાનાં આજની પેઢી પાસે ધરવાની શ્રી. આચાર્યની સેવા પ્રશસ્ય છે, પણ એ સેવા જેની દ્વારા બજાવી છે તે કથાઓમાં ઈતિહાસ કરતાં કલ્પનાના રંગ ખૂબ ઘેરા છે.



## સ્મિત થઇ હસાવી દે

આલમ તણા સીતમ બધા ભડકો બની જલાવી દે
અન્યાયના પાયા બધા તું વજ્ર થઈ હલાવી દે!
ઈશ્કના સીતારને પળભર જરી વિસારી દઈ
સંવાદહીન વિશ્વમાં સંવાદી–સ્વર વહાવી દે!
તારાં દુઃખો ને દર્દને સાવ તુચ્છ માની લઈ
માંદગી તું અન્યની દવા બની શમાવી દે!
હમદર્દીના રૂમાલથી કંઈ આંસુઓ લૂછી લઈ
રડતાં અનેક મુખને તું સ્મિત થઈ હસાવી દે!
ગમગીનીના તિમિરને તું તેજમાં ડુબાવી દઈ
ઉજડી ગયેલ દિલને ખુશી બની વસાવી દે!

હિમાંશુ વ્હોરા

ઊર્મિ નવરચના

વર્ષ ૨૫ : અંક ૧ થી ૬ : : એપ્રિલથી સપ્ટેંબર ૧૯૫૪ : સળંગ અંક ૨૮૯ થી ૨૯૪

# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

[પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો આંકડો પાનું દર્શાવે છે : લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે.]



## સ્વચ્છતાનો ફાંકો રાખતું આ પશ્ચિમ !

એક વખત હું ટ્રેનમાં જતો હતો. ત્યારે મારાથી દશેક ફૂટ દૂર એક સ્ત્રી એના પાંચેક વર્ષના બાળક સાથે બેઠી હતી. ઊંઘમાંથી ઊઠીને આવ્યા હોય એવા જણાતા હતા. થોડી વારમાં પેલી સ્ત્રીએ બાળકનું મોં-આંખો સાફ કરવા માંડયું-ધોવા માંડયું કહું તો ખોટું નહિ. ચાલુ ટ્રેનમાં પાણી ક્યાંથી લાવે ? આપણે ત્યાં કેટલાંક બાળકો થુંક વડે સ્લેટ સાફ કરે છે તેમ પેલી સ્ત્રીએ હાથ ઉપર થુંક લગાવી બાળકને સ્વચ્છ(?) કર્યું ! પોતાનું મોં પોતાના થુંક વડે સાફ કરનારની સંખ્યા ઘણી જણાય છે રસ્તા વચ્ચે, ટ્રેનમાં અને મારા ક્લાસમાં પણ છોકરીઓ થુંક લગાવી મો લુએ છે અને પર્સમાંથી અરીસો, પાવડર વગેરે કાઢી મેક-અપ કરે છે !

ગયા સોમવારે મારા ક્લાસમાં મારા શિક્ષક પાસે ચોકસ્ટીક ખલાસ થઈ ગઈ. ખાસ લખવાનું બાકી ન હતું. પણ જેટલું હતું તેટલું પૂરું તો કરવું જોઈએ ને ! લાંબો વિચાર કરવાની જરૂર ન પડી. મોઢું બન્યું ખડીઓ અને આંગળીની કલમ !

[ લંડનથી એક વિદ્યાર્થીનો પત્ર—'પ્યારા બાપૂ' ]

# મિયાં ફુસકી







**પંદર પુસ્તકો**

મૂલ્ય : રૂપિયા સાડાઅગિયાર

( પોસ્ટેજ માફ )

લખો :

**ભારતી સાહિત્ય સંઘ લિ૰**

ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ,

અમદાવાદ–૧




## ઈશ્વર પેટલીકર



પ્રાપ્તિસ્થાન :

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધી રોડ
પો. બૉ. નં. ૭૪

૧૬ • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# મનુ

પ્રા. પી. એસ. રેગે

ખૂબ લાંબુ રૂપક રજૂ કરતી આ આખી વાર્તા એની એવી તો અજબ પકડ જમાવી જાય છે કે વિદેશની ભૂમિ ઉપર વહી જતી હોવા છતાં એના લેખક આપણી ભૂમિના છે એ જરાય ભુલાતું નથી. આ લાંબી વાર્તાને મરાઠીમાંથી ઉતારનાર શ્રી ક્ષમા કુલકર્ણી છે.

મનુને (એનું ખરું નામ મનુવેલા Manuela હતું) મેં પહેલીવાર ક્યાં જોઈ એ તો હું સંભારું તો પણ મને કદી જ સાંભરતું નથી. પણ એટલું તો ખરું કે મને એના વિચારો આવતાં વેંત જ લંડનમાંની પેલી મોટી પીળી કાળી ધૂમસથી છવાયેલી સાંજ, અને ટોટનહોમ કોર્ટ રોડ ઉપરની પેલી લોકોની અવરજવર ફરી ફરી મારી નજર આગળ આવે છે. ઘણું કરીને એવે જ કોઈ ઠેકાણે નવેંબર–ડિસેંબરમાં બસની વાટ જોતી મેં એને પહેલ વહેલી જોઈ હશે. પણ પછી તો એમ પણ યાદ આવે છે કે વસંતઋતુમાં સવારના પહોરે હેમ્પસ્ટેડ હીથ ઉપરના તળાવમાંના હંસોને બ્રેડના ટુકડા ખવરાવતી મેં એને જોઈ છે, વળી સ્ટોલ સિનેમા આગળ એક હાથમાં પુસ્તક અને બીજા હાથમાં સેંડવિચનો ટુકડો લઈ ખાતી ઊભેલી જોઈ છે એમ પણ લાગે છે. એનાં આવાં તો કેટલાયે દર્શનો યાદ આવે છે અને પછી એ ઐતિહાસિક સત્ય ખોળવાની ભાંજગડમાં પડવાનું હું મૂકી દઉં છું.

એ ક્યારે ને ક્યાં નજરે પડશે એનું કંઈ પ્રમાણ જ ન હતું અને તેથી જ એ નજરે પડે એટલે એમાં કંઈ અનપેક્ષિત કે નવાઈનું છે એમ મને કદી લાગતું જ નહિ દરેક વખતે એ જુદા જ સ્વરૂપમાં મને દેખાતી. કોઈવાર તે એટલી બધી ડહાપણભરી નજરે આસપાસનું નિરીક્ષણ કરતી કે જાણે એનામાં જગતના આદિ અંતનો વિચાર કરનાર કોઈ ફિલસૂફ જ આવી ભરાયો હોય એમ લાગતું. એથી ઉલટું કોઈવાર

બચવા માટે શું કરવું જોઈએ એ આધુનિક જમાનાનો મહત્ત્વનો પ્રશ્ન છે. કારણ કે નાનાં બાળકોથી માંડીને આ પ્રશ્ન આખી દુનિયાની શાંતિ અંગે ચિંતિત કરનારો સિદ્ધ થયો છે એક વસ્તુ નક્કી છે કે જો બાળકોના મનમાં ઈર્ષાનો કીડો પ્રવેશવા જ ન દઈએ તો આખી દુનિયા આ રોગથી બચી શકે. બની શકે ત્યાં એના પૃથક્કરણ ને ચર્ચા દ્વારા એના ગેરફાયદા સમજાવવા જોઈએ. શાળામાં શિક્ષકો હોશીયાર વિદ્યાર્થીઓ પ્રત્યે વધુ ધ્યાન આપે ને ઠોઠ કે સામાન્ય વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રયત્નપૂર્વકનું બેધ્યાન સેવે તો શાળાજીવનમાં પણ આ ગ્રંથિ મજબૂત બનાવવા માટે એ લોકો જરૂર જવાબદાર ગણાય. ઘણુંખરું ઈર્ષા પામર વર્ગની હોય છે. આથી જેના મનમાં જેના પ્રત્યે એ જન્મી હોય એણે એની પ્રામાણિક કબૂલાત ને ચોખવટ કરવી જરૂરી છે. આ બને વ્યક્તિઓ પ્રત્યે અંદરોઅંદરની મથામણ—ઈર્ષાળુ માનવી કોઈપણ જાતનું હાનિકારક પગલું ભરે એ પહેલાં—ખૂબ જરૂરી છે, પણ એને માટે નિખાલસતાની ખાસ જરૂર છે ઘણા દાખલાઓમાં જ્યાં વ્યક્તિ આ પ્રશ્ન પોતે ન ઉકેલી શકે ત્યાં માનસશાસ્ત્રી ને માનસચિકિત્સકની સલાહ પણ ઉપયોગી નીવડે ખરી. એટલું નક્કી છે કે અદેખી વ્યક્તિ ભયંકર જાતના માનસિક રોગથી નથી પીડાતી. હા ! અદેખાઈ એને એટલી આંધળી ને ગુલામ બનાવે છે કે એ બુદ્ધિપૂર્વક વિચાર કરતી અટકી જાય છે, આંધળાં પગલાં ભરે છે ને મૂર્ખામીનું પ્રદર્શન કરે છે. એનું મન ખૂબ સાંકડું ને સ્વભાવ ચીડિયો બની જાય છે. બાકી ઈર્ષાપાત્રથી એને જુદી પાડીને થોડા દિવસ દાક્તરી ઉપાયો બુદ્ધિપૂર્વક સૂચવવામાં આવે તો ઈર્ષાની નાગચૂડમાંથી જરૂર મુક્ત કરી શકાય.

*





સુભદ્રા : પણ ત્યારે વાસનામુક્ત બન્યા સિવાય ભિક્ષુ થવાની જરૂર શી હોય?

શીલવતી : વાસનાને જીતવા માટે માણસ ભિક્ષુ થાય છે અને તે, સિદ્ધિ માટે સાધના આદરે છે, કારણ કે સાધના વિના સિદ્ધિ શક્ય નથી.

સુભદ્રા : ભિક્ષુને પણ વાસના સતાવે અને શાંતિ ન મળે તો તો પછી જીવનનાં કલહનો અંત ક્યાંથી આવે!

શીલવતી : The Virtue lies in the struggle, not in the prize.

સુભદ્રા : તો પછી, વસ્તુની પ્રાપ્તિ માટેનાં પ્રયત્નોમાં જ આનંદ છે, પ્રાપ્તિમાં નહિ, એમ જ થયું ને!

શીલવતી : તમે કહો છો તે બરોબર છે.

સુભદ્રા : તો પછી નવલકથાના પેલા ભિક્ષુને, પેલી સ્ત્રીની પ્રાપ્તિ થયા પછી દુ:ખ જ ઉત્પન્ન થયાં હશે, અને પરિણામે તેનો અંત પણ કરુણ આવ્યો હશે!

શીલવતી : કુદરતનો કોઈ નિયમ જ એવો લાગે છે. મહાન પ્રેમ સદા મહાન કરુણતામાં જ પરિરમે છે, અને એ જ આ નવલકથાનો સાર છે કોઈએ ખરું જ કહ્યું છે કે : **नि स्नेहो याति निर्वाणं स्नेहोऽनर्थस्य कारणम्**

[અશોક અપ-ટુ-ડેટ ઇંગ્લીશ પોષાકમાં રૂમમાં દાખલ થાય છે.]

સુભદ્રા : (અશોકને આવકાર આપતી) કેમ અશોક, તને તો કન્યાઓ જોવામાંથી મારા ઘેર આવવાનો વખત પણ નથી મળતો!

શીલવતી : માશીમા, એને આપણી જ્ઞાતિમાં કોઈ લાયક કન્યા જ દેખાતી નથી, આજ સુધીમાં કેટલીક છોકરીઓ જોઈ તે તો પૂછો

અશોક : માશીમા, જીવનસાથીની શોધમાં ઉતાવળ કરવાથી જીવનભર સહન કરવું પડે છે, એની આ સાધુડીને ક્યાંથી ખબર હોય?

શીલવતી : સોનું ઊંચું કે હલકું હોય પણ સોનીમાં કારીગરી હોય તો સુંદર ઘાટનું આભૂષણ તૈયાર થઈ શકે, પણ આજનાં છોકરાંઓને પોતાનામાં જ વિશ્વાસ નથી, એટલે એને ઘાટ ઘડતાં આવડે નહિ અને દોષ કાઢે સોનાનો. પુરુષ એ સોની છે, અને સ્ત્રી એ સોનું છે, એનું ભાન આજના યુવાનોને ક્યારે થશે?

સુભદ્રા : શીલવતી, તું એને ચીડવ નહિ, અશોક, કહે કેટલી કન્યાઓ જોઈ?

અશોક : કલ્યાણદાસ શેઠની કલ્લોલિની, નરોત્તમદાસ શેઠની નંદિની. પ્રેમચંદ શેઠની પદ્મિની, વખતચંદ શેઠની વિશાખા, રાઈચંદ શેઠની રાજવતી, અને ચીમનલાલ શેઠની ચારુલતા, આ બધી કન્યાઓ જોઈ, પણ મારું મન ક્યાંય માનતું નથી.

સુભદ્રા : કલ્લોલિનીમાં તને શું વધો આવ્યો!

અશોક : છે તો રૂપાળી પણ કૉલેજનાં દ્વાર જોયાં નથી

સુભદ્રા : નંદિનીમાં શું કહેવાનું છે?

શીલવતી : મેટ્રિકમાં પ્રથમ દસ વિદ્યાર્થીમાં એનો નંબર આવેલો, અને આ વરસે બી. એ. ની પરીક્ષા આપવાની છે, બોલ, એમાં શું કહેવાનું છે!

અશોક : એનું નાક કેવું વિચિત્ર છે? નાક એ તો શરીરની શોભા છે, અને જેનું નાક જ નમણું નથી, એને જોવી પણ કેમ ગમે?

સુભદ્રા : પદ્મિની કેવી લાગી?

અશોક : અભિમાનનું પુતળું. મને કહે કે, મારે લગ્નને લાયક થવા માટે હજુ બે ચાર જન્મો લેવા પડશે, બોલો, આની સાથે કેમ કરી લગ્ન કરી શકું!

[પ્રતિમા આવે છે]